| પ્રાપ્તિ...સ્થાન | વીર સં. ૨૫૦૧ વિ. સં. ૨૦૩૧ સને ૧૯૭૫ |
|---|---|
| પૂ૦આ૦શ્રી શાસન કંટકોદ્ધારકસૂરીશ્વરજી | શાકે ૧૮૯૬ આગમોદ્ધારક સં. ૨૫ |
| જ્ઞાનમંદિર અને પૌષધશાળા ૦ય | શાસનકંટકોદ્ધારક સં. ૧ |
| શા મોતીચંદ દીપચંદ | કોપી ૫૦૦ કિં. રૂ. ૧૫-૦૦ |
| જી. ભાવનગર વાયા તળાજા મુ ઠળીયા | |
| (સૌરાષ્ટ્ર) | |

卐 卐

શ્રી

# પ્રાચીન અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા

-: કર્તા :-


શ્રીવર્દ્ધમાન જૈન આગમ મંદિરોના સંસ્થાપક-આગમના અખંડ અભ્યાસી-બહુશ્રુતધર
પરમગીતાર્થ ધ્યાનસ્થ સ્વર્ગત પૂ. આગમોદ્ધારક આચાર્યદેવશ્રી આનંદસાગરસૂરીશ્વરજી
મ.શ્રીના પટ્ટાલંકાર માલવદેશોદ્ધારક વૈયાકરણકેસરી સ્વ. પૂ. આચાર્યદેવશ્રી ચંદ્રસાગર
સૂરીશ્વરજી મ.ના પટ્ટાલંકાર-શ્રી વિજયદેવસૂર તપાગચ્છ અવિચ્છિન્ન સામાચારી સંરક્ષક
વાદિમદભંજક-સમર્થ વ્યાખ્યાતા-અનેક ગ્રંથોના પ્રણેતા-શાસનકંટકોદ્ધારક.
સ્વ. પૂ. આચાર્યદેવશ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજા.


## —: દ્રવ્ય સહાયકોની શુભ નામાવલી :—


| | | |
|---|---|---|
| રૂ. ૧૫૦૧) | શ્રી શ્વેતામ્બર મૂર્તિ પૂજક તપાગચ્છ જૈન સંઘ | રાજકોટ |
| રૂ. ૧૧૧૧) | પૂ સાધ્વીજીશ્રી અંજનાશ્રીજી મ ના ઉપદેશથી શ્રાવિકાઓ તરફથી | |
| રૂ. ૧૦૦૧) | શ્રી શ્વેતામ્બર મૂર્તિ પૂજક તપાગચ્છ જૈન સંઘ | ઠળીયા |
| રૂ ૧૦૦૧) | શેઠ શ્રી ખુશાલદાસ તારાચંદ જરીવાલા | સુરત |
| રૂ ૧૦૦૧) | શ્રી શ્વેતામ્બર મૂર્તિ પૂજક તપાગચ્છ જૈન સંઘ | તળાજા |
| રૂ. ૧૦૦૧) | શેઠ શ્રી ભાઇલાલભાઇ ગુલાબચંદ | લીંબડી |
| રૂ ૧૦૦૧) | શ્રી શ્વેતામ્બર મૂર્તિ પૂજક તપાગચ્છ જૈન સંઘ | બોટાદ |

## વિદ્વત શિરોમણિ—પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવેશશ્રી માણિક્ય સાગરસૂરીશ્વરજી મહારાજાશ્રીના ચરણે

# સા...દ...ર—સ...મ...ર્પ...ણ

જેઓશ્રીએ-શ્રી વર્ધમાન જૈન આગમમંદિરોના સંસ્થાપક—આગમના અખંડ અભ્યાસી—આગમ વાચના દાતા—આગમોદ્ધારક ધ્યા. સ્વ. પૂ આચાર્યદેવેશશ્રી આનંદ સાગરસૂરીશ્વરજી મહારાજાશ્રીની પાસે શિશુવયે ચારિત્ર અંગીકાર કરીને તેઓશ્રીની પવિત્ર નિશ્રામા વ્યાકરણ ન્યાય-કાવ્ય—કોશ—સાહિત્ય—પ્રકરણો—આગમાદિ શાસ્ત્રો વગેરેનો તલસ્પર્શી અભ્યાસ કર્યા બાદ ષડ્દર્શન શાસ્ત્રોનુ પણ વાચન—મનન—પરિશીલન કરવા વડે સૂક્ષ્મ અવબોધ પ્રાપ્ત કરેલ છે જ્ઞાનગંભીર એવા—

જેઓશ્રીને સ્વ પૂ આ શ્રી આગમોદ્ધારકસૂરીશ્વરજીએ ગણિપદે, પંન્યાસપદે, પાઠકપદે અને છેલ્લે પોતાની પાટે પણ સ્વહસ્તે આચાર્યપદે સ્થાપીને ગચ્છાધિપતિ બનાવેલા હોઇને જેઓશ્રીની એકછત્રીય આજ્ઞામા આજે શ્રીમત્ સાગર ગચ્છના લગભગ પાચસો સાધુ-સાધ્વીજી મહારાજો વિચરી રહ્યા છે અને સ્વ—પર આત્માઓનુ અનેક અનુષ્ઠાનો વડે કલ્યાણ કરી રહ્યા છે

જેઓશ્રીએ-શાસનના પ્રાણસમા પૂર્વર્ષિઓ પ્રણીત—સર્વજ્ઞ શતક સટીક તથા બાલાવબોધ, સૂત્રવ્યાખ્યાનવિધિશતક ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા, ઉત્સૂત્રકંદકુદ્દાલ, શતાર્થવિવરણ કુલક સંદોહ સંદેહ સમુચ્ચય, શત્રુંજયકલ્પ બૃહદ્વૃત્તિ, સ્તોત્રાવલિ, યોગબિંદુ ભાવાનુવાદ, જિનાજ્ઞાસ્તોત્ર ધર્મરત્ન પ્રકરણ, ધર્મસાગર ગ્રંથ સંગ્રહ; સ્તોત્ર—સંચય, નંસારીજીવચરિત્ર અષ્ટાદશસ્તોત્રી સાવચૂરિ આદિ તથા સ્વ પૂ આગમોદ્ધારકશ્રી કૃત અનેક ગ્રંથોને સંશોધન કરવા પૂર્વક છપાવીને શ્રી ચતુર્વિધ સંઘને ચરણે ધરીને શાસનની મહાન્ સેવા બજાવવા પૂર્વક શ્રુતજ્ઞાનનો સમુદ્ધાર કરેલ છે

જેઓશ્રીએ—પૂ આ શ્રી શાસનકંટકોદ્ધારકસૂરિજી કૃત કલ્યાણસમાધાન શુદ્ધિ પ્રકાશ—વિવિધ પ્રશ્નોત્તર શુદ્ધિ પ્રકાશ ભા ૧–૨, તત્ત્વતરંગિણી ગ્રંથ અનુવાદ, પર્વતિથિ-બોધક પ્રશ્નોત્તરી આદિ ગ્રંથો તથા આ પ્રાચીન અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા ગ્રંથ સાદ્યંત તપાસીને યોગ્ય સુધારા—વધારા સૂચવવા પૂર્વક અમારી ઉપર પણ મહાન્ ઉપકાર કરેલ છે, એવા તે પૂજ્યશ્રીના તે તે ઉપકારોમાથી યત્કિંચિત્ ઋણમૂક્ત થવા માટે આ ગ્રંથરત્ન તેઓશ્રીના ચરણે સમર્પિત કરીને કૃતકૃત્યતા અનુભવીએ છીએ.

લી. પ્રકાશક

શ્રી પ્રાચીન અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા ગ્રંથને અંગે–
પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવેશશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજાના

# આ....શી....ર્વ....ચ....ન

આ ગ્રંથ અદ્ભૂત છે, વિદ્વત્ ભોગ્ય છે, અને સુંદર છે **સ્વ. પૂ. શાસન-કંટકોદ્ધારક આચાર્યદેવેશશ્રી હંસસાગરસૂરિજી મ. શ્રીએ** આ ઐતિહાસિક સમીક્ષા ગ્રંથને તૈયાર કરવામાં જીવનની આખરી ક્ષણો પણ ગુજારી છે પ્રસ્તુત ગ્રંથ સત્ય વાસ્તવિકતા અને ઇતિહાસની દૃષ્ટિએ સર્વાંગ સુંદર અને ગ્રાહ્ય છે.

આજ લગભગ સં ૧૬૫૪ પછીના અત્યાર સુધીના (સં ૨૦૩૦) ૩૭૬ જેટલા વર્ષો દરમ્યાન શાસનના પ્રાણ સમા પૂ **મહા મહોપાધ્યાયશ્રી ધર્મસાગરજી ગણિવરને** અને તેમના જીવનને સંસ્પર્શતી હકીકતો–બાબતો અંગે ઘણા લેખકોએ અને પોતાની જાતને ઇતિહાસવિદ્ માનનારા ઇતિહાસ-કારોએ બેહદ અન્યાય કર્યો છે

આ ઘોર અન્યાય થવા પાછળ ઇર્ષ્યા–વૈરવૃતિ વગેરે પ્રગટ–અપ્રગટ ઘણા કારણો હોઈ શકે તેમ છતાં ઇતિહાસ આલેખનમાં વ્યક્તિગત આવેશોને સ્થાન કદાપિ હોવું ન જોઈએ વર્તમાન ઇતિહાસમાં પણ તેમની વિરૂદ્ધ ઉપલબ્ધ થયેલા સાહિત્યોની સત્યતાને તપાસ્યા વગર તે વિવાદાસ્પદ હકીકતોને સનાતન સત્ય તરીકે સ્વીકારીને જનતા સમક્ષ રજુ કરતા પોતાના પુસ્તકોમાં પણ ઇતિહાસજ્ઞોએ પૂ મહોપાધ્યાયજીને ઘણો અન્યાય કર્યો છે

આ ૩૭૬ વર્ષના કહેવાતા ઐતિહાસિક સત્યોની તારવણી અને સમીક્ષા કરતું પૂ શાસનકંટકોદ્ધારકસૂરિજી કૃત **'પ્રાચીન–અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા'** નામનું આ પુસ્તક, પૂ મહોપાધ્યાયશ્રી અંગે રજુ થતી ઘણી બીનાઓ ઉપર વેધક પ્રકાશ પાડે છે અને તેમને કરવામાં આવેલા એકપક્ષીય અન્યાયોને દૂર કરવામાં મહત્વનો ફાળો આપે છે

આશા છે કે ભવિષ્યના વિદ્વાનો અને ઇતિહાસવિદો આ ગ્રંથના આધારે ઘણી સમીક્ષાઓ અને સત્યને સમજીને પૂ મહોપાધ્યાયશ્રી અંગે થયેલા અને થતા અન્યાયોને દૂર કરવામાં મહત્વનો ફાળો આપશે એજ

લી **પ. મ પૂજ્ય વાત્સલ્યસિંધુ મૂલીનરેશ પ્રતિબોધક–પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવેશશ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મ.ની આજ્ઞાથી** પુણ્યોદયસાગર

લુણાવાડા, તા ૨–૧૦–૭૪

શ્રી દેવસૂર તપાગચ્છ સામાચારી સંરક્ષક–

શા..સ..ન...કં ટ....કો...દ્ધા ર ક



સ્વ. પૂ. આચાર્યદેવશ્રી હંસસાગરસૂરીશ્વરજી મ૦

# પ્રા...ક્...ક...થ...ન

ચરમતીર્થપતિ શ્રી મહાવીરદેવના પંચમ ગણધર ભગવાન શ્રી સુધર્મસ્વામીની અવિચ્છિન્ન પાટપરંપરાએ વર્ત્તતા શ્રી તપાગચ્છમાના વિદ્વાન મહર્ષીઓને વિષે પ્રવર્ત્તતા આજથી ચારસો ત્રીશ વર્ષ પૂર્વેના અનેક મહત્વના મતભેદોના આગમનીતિ અને આગમગ્રન્થોની સાક્ષીપૂર્વકના ટંકશાળી સમાધાનો જેમા આપવામા આવેલા છે તે **'શ્રી સર્વજ્ઞશતક'** આદિ મહાગ્રન્થોના રચયિતા સમર્થ વિદ્વાન પૂ. **મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિપુગવ**, વિક્રમની ૧૭મી શતાબ્દિમા થયા

કે જેઓશ્રી, પોતાના તે ૧૭મી શતાબ્દિના સન્ધાકાલે પ્રભુશાસનમા સૂત્ર અને અર્થોના વિપરીત અર્થો કરીને પ્રવર્ત્તનાર કુમતવાદીઓને ગ્રીષ્મકાલીન મધ્યાહ્નના સૂર્યની જેમ સર્વાંગે પ્રસ્વેદ ઝરાવે તેવા પ્રૌઢ પ્રતાપી જ્ઞાનભાનુ હતા, અને તેથી તેઓશ્રી તે કાલે પ્રભુશાસનમાં 'વાદિગજકેસરી, કુમતતિમિરમાર્ત્તંડ, કલિકાલશ્રુતકેવલી' આદિ બિરૂદોથી નિરપવાદ સ્તવાતા હતા.

પ્રભુશાસનમાં તે કાલે 'પ્રભુના સિદ્ધાંતોનુ સ્વસમુદાયમાના પણ અનેક તેજોદ્વેષીઓ તથા પ્રતિસ્પર્દ્ધીઓ વચ્ચે પ્રાણસટોસટપણે નિડરતાથી સરક્ષણ કરનાર તેઓશ્રી એક જ તેવા અસાધારણ શાસન પ્રાણ અને શૂરવીર શાસનરક્ષક સુભટ હતા' એમ શ્રી હીર-સૌભાગ્ય મહાકાવ્ય તથા વિજયપ્રશસ્તિ મહાકાવ્યમા પણ ગવાએલી તેઓશ્રીની ઉજ્વલ યશોગાથાઓથી તેમજ તત્કાલીન પ્રાપ્ત ઇતિહાસ આદિના આધારે તેઓશ્રીના સત્તાસમયથી પ્રારભીને આપ્રતકાલીન સ્વપરપક્ષીય વિદ્વાનોને પણ કબુલ કરવુ પડે તેમ છે

તે પૂ૦ મહોપાધ્યાયજી મ૦શ્રીના પ્રતિબોધક-યાવજ્જીવ વિકૃતિપરિત્યાગી, મહાસવેગી **'શ્રીજીવર્ષિ'** ગણિપુગવ હતા તેઓશ્રીની દીક્ષા તેમજ વડીદીક્ષા, પૂ૦ ગચ્છનાયક આ૦ શ્રી આનદવિમલ સૂરીશ્વરજી મ શ્રીના પવિત્ર હસ્તે પ્રાય વિ સ. ૧૫૯૫ કે ૯૬મા થયેલ, ગણિપદવી પ્રાય ૧૬૦૬ પહેલા થઈ છે અને સં ૧૬૦૮મા તેઓશ્રીને ઉપાધ્યાય પદાર્પણ કરવામા આવેલ હતુ તેઓશ્રી, પૂ૦હીરહર્ષ (હીરસૂરિજી મ૦)ની સાથે દેવગિરિમા સમગ્ર ન્યાયશાસ્ત્રમા પારંગત થયા હતા.

પૂ૦ મહોપાધ્યાયશ્રી, પૂ૦ હીરહર્ષગણિ કરતા મોટા હોઇને 'હીરસૌભાગ્ય કાવ્ય'માના

'कविना वुधेन संनिधिस स्थितमाजा' ઇત્યાદિ વચનો મુજબ પૂ૦આ૦શ્રી હીરસૂરિજીમ.ની શોભાને વધારનાર તરીકે પણ શાસનલંકાર હતા ! તેઓશ્રીને સકલ પંચાગી આગમશાસ્ત્રોનો અભ્યાસ, પૂ૦આ૦શ્રી હીરસૂરિજીમના ગુરૂદેવ પૂ૦આ૦શ્રી વિજયદાનસૂરિજી મહારાજે પૂર્ણ વાત્સલ્યભાવે અને ખંતથી કરાવેલ.

તેઓશ્રીએ જેમ સં ૧૬૧૭મા પાટણમા જાહેર વાદ કરીને 'અભયદેવસૂરિજી તપગચ્છના જ છે, એમ સાબિત કરવા પૂર્વક ખરતરોને હગવેલ, જેમ ખરતર પ્રધાન એવા જેસલમેરમા પણ હરરાજ રાઉલની રાજસભામા ખરતરોને સખત પરાભવિત કરેલ, જેમ સં ૧૬૪૨મા પણ અકબર બાદશાહની સભામા વાદ કરીને ખરતરોને હગવેલ તેવી જ રીતે પાર્શ્વચંદ્ર વિજામતી, લોકા, પૂનમીયા, આગમિક આદિ ગચ્છોની સાથે પણ શાસ્ત્રાર્થો કરીને તેઓને પરાભવિત કરવાપૂર્વક ભયમા મૂકાયેલ પ્રભુશાસનને નિર્ભયી બનાવ્યાના ડગલે અને પગલે મળતા ઉલ્લેખોથી સહજ પ્રતીતિ થાય છે કે તે પૂ૦ મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિપુંગવનો પ્રભુશાસન અને પ્રભુસિદ્ધાંતો ઉપરનો અનુરાગ અપ્રતિમ હતો

પૂ૦મહો૦શ્રીનો જેવો જિનબિંબ–જિનાગમ અને તદનુસારી તપાગચ્છીય સામાચારી પ્રતિ અજોડ અનુરાગ હતો તેવો જ પોતાના વડિલો આદિ પૂજ્યો પ્રતિ પણ નૈસર્ગિક ધર્માનુરાગ તથા ભક્તિભાવ હતો તેઓશ્રીના એ નૈસર્ગિક ધર્માનુરાગ તથા ભક્તિભાવે તો પોતાના તે તે પૂ૦ વડીલોના હૃદયો આકર્ષી લીધા હતા ! એટલુ જ નહિં પરંતુ તે વડિલોના હૃદયોમા અનોખુ અને આગવું સ્થાન પણ તેઓશ્રી પામ્યા હતા ! અને તે એટલી હદ સુધીનુ પામેલ કે–પૂ૦આ૦દેવશ્રી વિજયદાનસૂરિજી મ, પૂ૦આ૦શ્રી વિજયહીરસૂરિજી મહારાજ આદિ પૂજ્યો પોતે ગચ્છનાયકો હોવા છતાય પૂ૦મહો૦શ્રી શ્રી ધર્મસાગરજી ગણિની સલાહ અને સૂચનાનો સ્વીકાર કરવામા ગૌરવ ગણતા તથા તેમા જ ગચ્છની શોભા–મહત્તા અને કલ્યાણ દેખતા હતા !!

**દાખલા તરીકે**–ગચ્છનાયક પૂ૦આ૦શ્રી વિજયદાનસૂરિજી મહારાજ, પોતાની પાટે પં૦રાજવિ૦લગણિને જ સ્થાપવાની પૂર્ણ ભાવનાવાળા હતા તેમજ 'પં૦ રાજવિમલગણિ જ ગચ્છનાયકની પાટે આવશે' એમ સ્વસમુદાયમાના મુનિઓને પણ પૂર્ણ શ્રદ્ધા હતી આમ છતાય ગચ્છનાયકે જ્યારે સમુદાયહિતવત્સલ પૂ મહો૦શ્રી ધર્મસાગરજી ગણિની સલાહ માગી ત્યારે નિડર અને સ્પષ્ટવક્તા એવા તે મહોપાધ્યાયશ્રીએ, પં૦રાજવિમલગણિ અંગે પોતાની નાપસંદગી સ્પષ્ટતયા વ્યક્ત કરી હતી ! એટલુ જ નહિ, પરંતુ કોઈનીય કલ્પનામા પણ નહિ તેવા પં૦હીરહર્ષગણિને જ આચાર્યપદવી આપવાનો પ્રસ્તાવ મૂકેલ ! આ આસસલાહને ગચ્છનાયક પૂ૦આ૦શ્રી વિજયદાનસૂરિજી મહારાજે તથા ગચ્છના

વડિલોએ 'તેમાંજ ગચ્છનું કલ્યાણ છે' એમ માનીને સહર્ષ વધાવી લીધી હતી ! અને પં૦રાજવિમલગણિને બદલે પં૦હીરહર્ષગણિને આચાર્યપદ આપીને '**શ્રી વિજયહીરસૂરિજી**' નામ સ્થાપવા પૂર્વક ગચ્છનાયક બનાવેલ

**તેવીજ રીતે**–સમુદાયમાંના દીક્ષા તથા પદવી આદિએ મોટા એવા સમર્થ વડીલો વિદ્યમાન હોવા છતાય પૂ૦મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિનીજ સલાહ અને સૂચનાને માન આપીને જગદ્ગુરૂ પૂ૦આ૦શ્રી વિજયહીરસૂરિજી મહારાજે પણ 'જયવિમલમુનિ'ને આચાર્યપદવી આપીને '**વિજયસેનસૂરિજી**' નામ સ્થાપન કરવા પૂર્વક પોતાની પાટે સ્થાપેલ ! આવુ ગૌરવવંતુ તેઓશ્રીનુ સ્થાન વડિલોના હૃદયોમા હતુ

પૂ૦મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી મહારાજનુ આવુ અલૌકિક વ્યક્તિત્વ, પ્રભુત્વ તેમજ વિસ્તરતું પ્રતિભાબળ જોઇને પ્રમુદિત બનવાને બદલે સમુદાયમા આગવુ સ્થાન ધરાવતા અને બહુમાન્ય એવા પૂ૦મહો૦શ્રી સોમવિજયજી મ૦શ્રીને તથા બીજા પૂજ્ય ઉપાધ્યાયજીઓને પૂ૦મહો૦શ્રી પ્રતિ અસૂયાભાવ પ્રકટયો ! હા દૈવ !! गुणी गुणीषु मत्सरी !!!

પરિણામે આચાર્યપદથી વંચિત રહેવાથી ઈર્ષ્યાલુ બનેલા પં૦રાજવિમલગણિની અને તેમના પૂ૦ઉ૦શ્રી મુનિવિ૦, પૂ૦ઉપા૦શ્રી દેવવિ૦, કવિશ્રી દર્શનવિ૦, સિંહવિ૦આદિની તેમજ સમુદાયમાન્ય અને દીક્ષા તથા જ્ઞાનાદિ પર્યાયે વૃદ્ધ એવા પૂ૦મહો૦શ્રી વિમલહર્ષગણિ, પૂ૦મહો૦શ્રી કલ્યાણવિ૦ગણિ આદિને બદલે પૂ૦ મહો૦શ્રી ધર્મસાગરજી ગણિની સલાહાનુસાર બાલમુનિ શ્રી જયવિમલને જે આચાર્યપદવી અપાઇ તેનાથી દુભાયેલા વડિલો પૈકીના પૂ૦ઉપા૦શ્રી સકલચંદ્રગણિ, પૂ૦ઉપા૦શ્રી કીર્ત્તિવિ૦ગણિ, પૂ૦ઉપા૦શ્રી નંદિવિ૦ગણિ, ઉપા૦શ્રી ધર્મવિ૦ગણિ, ઉપા૦શ્રી રત્નચંદ્રગણિ, પં૦શ્રી સિંહવિમલગણિ આદિ પૂજ્યોના બનેલા પ્રતિસ્પર્દ્ધી જુથની આગેવાની પૂ૦મહો૦શ્રી સોમવિજયજી મહારાજે લીધી !

શાસન તથા સમુદાયના હિતને બદલે માની લીધેલી પોતાની માનહાનિને જ નજર સન્મુખ રાખીને ચાલતા એવા તે પૂ૦ઉપાધ્યાયવર્ગના મોવડી પૂ૦મહો૦શ્રી સોમવિજયજી મહારાજે એ પછી પોતાની વ્યવહારનિપુણતાને તથા જ્ઞાનબળને સ્વસમુદાયમા ગુપ્તરીત્યા પૂ૦મહો૦શ્રી ધર્મસાગરજી મ૦ પ્રતિ વિરોધી વાતાવરણ કેળવવામા જ વાપરવા માડેલ તેમજ 'દુશ્મનનો દુશ્મન સ્હેજે મિત્ર'એ ઉક્ત્યનુસાર તપાગચ્છના તથા પૂ૦મહો૦શ્રીના પ્રતિસ્પર્દ્ધી એવા ખરતરાદિનો પણ સંપર્ક સાધવા માડયો !! આમ ધીરે ધીરે પોતાનુ વર્ચસ્વ જામતા પૂ૦મહો૦શ્રી સોમવિ૦મ૦આદિએ–વડિલોના હૃદયોમા તેવુ અલૌકિક સ્થાન ધરાવતા "પૂ૦ઉપા૦શ્રી ધર્મસા૦ના ગ્રંથોને પૂ૦આ૦શ્રી વિજયદાનસૂરિજી મહારાજે અપ્રમાણ કરવા પૂર્વક જલશરણ કરી દીધા છે, તેમને સમુદાય બહાર કરી દીધા છે, તેમની પાસે અનેકવાર માફીપત્રો લખાવ્યા છે" ઇત્યાદિ પ્રકારની વાતો વહેતી મૂકી !

આવી રીતની વિવિધ કાર્યવાહીઓ, તે પ્રતિસ્પર્દ્ધી પૂ૦ઉપાધ્યાયભગવતોએ પૂ૦ જગદ્ગુરુ હીરસૂરિજીમ૦ના સત્તાસમયે પૂ૦મહો૦શ્રીની હયાતિમાં અને તે પૂ૦મહો૦શ્રીના સ્વર્ગગમન બાદ પણ પૂ૦વિજયસેનસૂરિજીમ૦ના જ નહિ, પરન્તુ તે પછીનાય ગચ્છનાયક પૂ૦આ૦શ્રી વિજયદેવસૂરિજીમ૦ના સત્તાકાળ સુધી પણ પૂ૦મહો૦શ્રીને, પૂ૦સાગરગીતાર્થોને વગોવવા પૂર્વક તેઓશ્રીના રચેલા અને ગચ્છનાયકોની પણ મહોરછાપ પામેલા ગ્રંથોને 'અપ્રમાણિક' ઠરાવવા જોરદાર ઝુંબેશ ચાલુ જ રાખી હોવાનુ ઈતિહાસ સાક્ષી પૂરી રહેલ છે

પૂ૦જગદ્ગુરુના પટ્ટધર આ૦શ્રી વિજયસેનસૂરિજી મહારાજે પોતાના મોટા એવા શિષ્ય-પ્રશિષ્યોની આવી કાર્યવાહીથી કંટાળીને છેવટે ગીતાર્થભગવતોનુ સંમેલન સં ૧૬૭૨ની સાલમા ભરીને સર્વસંમત રીતે પૂ૦મહો૦શ્રીના **સર્વજ્ઞશતક** આદિ ગ્રંથોને **'પ્રમાણિક'** જાહેર કરીને, સ્થાને સ્થાને તેની નકલો કરાવવા પૂર્વક ભંડારોમા પણ મૂકાવીને સત્યનુ સંરક્ષણ કરેલ । આથી તો વધુ ઉશ્કેરાયેલ તે ઉપાધ્યાયપક્ષમાના જ કોઇ એક સાધ્વાભાસમુનિએ પૂ૦ગચ્છનાયકશ્રીને જ વિષપ્રયોગ દ્વારા મૃત્યુના ઘાટે પણ ઉતારેલ હોવાની બીના ઇતિહાસ પ્રસિદ્ધ છે

ત્યારબાદ પૂ૦સેનસૂરિજીમ૦ની પાટે આવેલા પૂ૦આશ્રી વિજયદેવસૂરિજી મહારાજ, તે પક્ષથી વધુ સાવધ રહેવાપૂર્વક સમુદાયનુ સફલ સંચાલન કરવા લાગ્યા । એટલુ જ નહિ, પરન્તુ તે પ્રતિસ્પર્દ્ધી બનેલા પૂ૦ઉપાધ્યાયપક્ષના મોવડી એવા પૂ૦મહો૦શ્રી સોમવિ૦મ૦શ્રીના પ્રલોભકવાકયોથી નહિ લોભાયાનુ તેમજ પૂ૦સાગરગીતાર્થોનો સાથ નહિ જ છોડયો હોવાનું પણ ઈતિહાસ સાક્ષી પૂરી રહેલ છે

આથી સ્વધારણાને ચારેબાજુથી નિષ્ફલ બનતી જોઈને વધુ છછેડાયેલા પૂ૦મહો શ્રી સોમવિ૦મહારાજે અંતે બાદશાહ જહાગીરના પ્રીતિપાત્ર એવા પૂ૦મહો૦શ્રી ભાનુચંદ્ર-ગણિ અને મહો૦શ્રી સિદ્ધિચંદ્રગણિ દ્વારા-"પૂ૦આ૦શ્રી વિજયસેનસૂરિજીમ ની પાટેથી પૂ૦આ૦શ્રી વિજયદેવસૂરિજીમ૦ને ઉત્થાપી, પોતે સ્થાપવા ધારેલા પોતાના પક્ષના નવા બનાવેલા આચાર્ય શ્રી વિજયતિલકસૂરિજીને સ્થાપી દેવા તેમજ 'સર્વજ્ઞશતક' ગ્રંથને ફરીથી અપ્રમાણ જાહેર કરાવવા પૂર્વક પૂ૦સાગરગીતાર્થોને બદનામ કરવા માટે" અસત્યવાતોની અવળી રજુઆત કરાવીને પણ બાદશાહ જહાગીરને ઉશ્કેરાવેલ !!

પરિણામે ઉશ્કેરાયેલા તે જહાગીરે સ ૧૬૭૩મા પૂ૦ ગચ્છનાયક વિજયદેવસૂરિજી મ૦ને ખંભાતથી અને સાગરગીતાર્થ પૂ૦મહો૦શ્રી નેમિસાગરજીમ૦ને રાધનપુરથી ભર ચોમાસામા વિહાર કરી માંડવગઢ આવવાનુ તાકીદ કરતા ફરમાનો છોડયા ! જેના કારણે અનેક મુશીબતોનો સામનો કરવાપૂર્વક પૂ૦ગચ્છનાયકશ્રી આદિને માંડવગઢ આવવુ પડેલ !! ત્યારબાદ જહાગીર બાદશાહની રાજસભાના અધ્યક્ષોની હાજરીમા 'શ્રી સર્વજ્ઞશતક મહા

ગ્રંથ' અંગે ચાલેલા યુક્તિ-પ્રયુક્તિપુરસ્સરના વાદમા પૂ૦ગચ્છનાયક તથા પૂ૦મહો૦શ્રી નેમિસાગરજી ગણિએ તે ઉપાધ્યાયપક્ષને સખત પરાજય આપવા પૂર્વક **શ્રી સર્વજ્ઞશતક ગ્રંથને** બાદશાહ જહાંગીરની હાજરીમા જ **સર્વાંગ પ્રમાણિક** ઠરાવી આપેલ

આથી અતિશય પ્રસન્ન થયેલ બાદશાહ જહાંગીરે પૂ૦ગચ્છનાયક આ શ્રી વિજય-દેવસૂરિજીમ૦ને **'સવાઇમહાતપા-જહાંગીરીમહાતપા'**નુ અને વાદિચક્રચૂડામણિ પૂ૦ મહો૦શ્રી નેમિસાગરજી ગણિપુંગવને **'જગજીપક'**નુ માનવંતુ બિરૂદ રાજસભા સમક્ષ આપવા પૂર્વક પ્રમાણિક ઠરેલા શ્રી સર્વજ્ઞશતક મહાગ્રંથને પટ્ટહસ્તિ ઉપરની અંબાડીમા સ્થાપન કરવા પૂર્વક પૂ૦ગચ્છનાયક વિજયદેવસૂરિજીમ૦શ્રીની માંડવગઢમા શોભાયાત્રા કાઢીને મહામહોત્સવથી પૂ૦ગચ્છનાયકશ્રીને ઉપાશ્રયે પધરાવેલ !! તેમજ 'તપાગણપતિ ગુણપદ્ધતિ' ગ્રંથના કર્તા પૂ૦મહો૦શ્રી ગુણવિ૦મ૦ના- "श्रीहीरसूरीणां विजयसेनसूरीणां च एते (विजयदेवसूरय) एव पट्टधरा सर्वाधिपत्यभाजो भवन्तु, नापर (विजयतिलकसूरिरादिः) कोऽपि कूपमण्डूकप्रायः।' ઇત્યાદિ વચનાનુસાર-નવા સ્થાપન કરવા ઇચ્છેલા આ૦શ્રી વિજયતિલકસૂરિજી મ૦નું આચાર્યપદ ખેંચી લેવા પૂર્વક તેઓશ્રીને પૂ૦આ૦શ્રી વિજયસેનસૂરિજીમ૦ની પાટના ઉત્તરાધિકારિત્વમાથી પણ રદ બાતલ કરી દીધેલ !! એ વિગેરે બીનાઓ પણ આ ઐતિહાસિક ગ્રંથરત્નના વાચનથી આપણને સહેજે સમજાય તેમ છે

ઉપર મુજબની સત્ય ઐતિહાસિક દરેક બીનાઓને તેમજ પૂ૦મહો૦શ્રી ધર્મસાગરજી ગણિપુંગવના શાસન પ્રતિની અપૂર્વ ધગશ ખમીર, તપાગચ્છનિષ્ઠતા અને સમુદાયહિત-વત્સલતાદિ લોકોત્તર ગુણોને યેનકેન આવરી દેવા માટે પૂ૦પં૦શ્રી સિંહવિ૦ગણિ, ઉપા૦શ્રી ભાવવિ ગણિ, ઉપા૦શ્રી રત્નચંદ્રગણિ, કવિશ્રી દર્શનવિ૦ તથા ઋષભદાસ કવિ આદિએ સાગરબાવની, ષટ્ત્રિંશજ્જલ્પવિચાર, કુમતાદિવિષજાંગુલિમંત્ર, વિજયતિલકસૂરિરાસ, બાર બોલરાસ આદિ વિવિધકૂટ સાહિત્યનુ સર્જન દ્વારા તદ્દન ભ્રામકવાતો ગચ્છનાયકની શરમ રાખ્યા સિવાય સમાજમા વહેતી પણ મૂકી દીધી હતી.

આવી અનૈતિહાસિક અને તદ્દન બનાવટી એવી તે તે ભ્રામક કૃતિઓને જ પ્રામાણિક આધારરૂપે માનીને અને લક્ષ્યીભૂત કરીને ચાલનારા આ વીસમી સદિના ઇતિહાસકારો પૈકીના મુનિશ્રી વિદ્યાવિ૦મ૦, પૂ૦મુનિશ્રી દર્શનવિ૦મ૦ત્રિપુટી, મોહનલાલ દલીચંદ દેશાઈ, સોલીસીટર મોતીચંદ ગીરધરભાઈ આદિ ઇતિહાસકારોએ પોતાના રચેલા સાહિત્યોમા પૂ૦ શાસનસ્તંભ મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજીમ૦ને તથા તેમના આત્મભોગોને બિરદાવવાને બદલે 'તોફાની, લડાયક પ્રકૃતિના, કજીયાખોર, અપભ્રાજીત, ગચ્છબહિષ્કૃત ક્લેશની ચીનગારી ફેલાવનાર' આદિ ઉપમાઓથી નવાજેલ છે ! તેમજ તેમના શાસનસંરક્ષક તથા તપગચ્છ-જીવનદાતા ગ્રંથોને 'અમાન્ય, અપ્રમાણિક, જલશરણીકૃત, ક્લેશાગ્નિવર્ધક' આદિ તરીકે વર્ણવવામા ખુબજ આગળ પડતો ભાગ ભજવેલ છે ! ! જે દુઃખનો વિષય છે

આવી રીતે કહેવાતા આજના ઇતિહાસકારોના હાથે ઐતિહાસિક પાત્ર અને ઐતિહાસિક બીનાઓની કદર્થના થતી જોઈને **પરમપૂજ્ય શાસનસંરક્ષક-નૂતનતિથિપથોન્મૂલક શાસનસ્તંભ શાસનકંટકોદ્ધારક-સ્વર્ગત આચાર્યદેવશ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજે** પોતાની તબિયત નાદુરસ્ત હોવા છતાપણ સત્યસંરક્ષણાર્થે અતિપરિશ્રમ લેવા પૂર્વક આ **'પ્રાચીન-અર્વાચીન ઈતિહાસોની સમીક્ષા'** નામા ભગીરથ ગ્રંથરત્નનુ નવનિર્માણ કરીને તેની અંદર-" પૂ૦મહો૦શ્રી ધર્મસાગરજી મહારાજ, શાસનનુ કેવું કીમતી જવાહીર હતુ ? તેઓશ્રીએ શાસન અને સમાજ માટે કેવા કેવા ભોગો અને બલિદાનો આપ્યા હતા ? વિદ્વેષીઓના આક્રમણોનો કેવી રીતે પ્રતીકાર કરીને તપાગચ્છની શાન બઢાવી હતી ? વિદ્વેષીઓની કૂટનીતિના ભોગ બનતા તપગચ્છના નાયકોને કેવી રીતે ઉગારી લીધા હતા? મહો૦શ્રીની મહત્તાને આવરવા માટે સ્વસમુદાયના પ્રતિસ્પર્દ્ધી પૂ૦ ઉપાધ્યાયપક્ષે કેવા પગલાઓ ભરેલા ? અને તે અંગે પૂ૦ગચ્છનાયકોએ તથા પૂ૦સાગરગીતાર્થોએ શું શું ઉપાયો લીધેલા ? તત્કાલીન તથા વર્તમાનકાલીન ઇતિહાસકારોએ પોત-પોતાની કૃતિઓમા સત્ય ઈતિહાસનુ રક્ષણ કરેલ છે કે-ભક્ષણ ?" ઈત્યાદિ બીનાઓની સાંગોપાંગ છણાવટ ઐતિહાસિક આધારો અને સાક્ષીઓ આપવા પૂર્વક કરેલ છે

**શાસનકંટકોદ્ધારક સ્વર્ગત પૂ૦ આચાર્યભગવંત શ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજે** આ ગ્રંથરત્નની રચના કરીને તો ખરેખર પૂ૦મહો૦શ્રી ધર્મસાગરજી મ૦શ્રીના સાત્વિક અને તાત્વિક જીવન ઉપર પ્રતિસ્પર્દ્ધીઓએ જે અંધારપટ છાઈ દીધેલ તેને દૂર કરવામા અભિનવભાનુનુ જ કામ કરેલ છે એટલુ જ નહિ; પરંતુ જૈનસમાજ ઉપર ચિરસ્મણીય મહાન્ ઉપકાર કરેલ છે પૂ શાસનકંટકોદ્ધારકસૂરિજીએ કરેલી બીજી બીજી શાસન સેવાઓની સાથોસાથ આ સત્ય ઇતિહાસસંરક્ષણની સેવા પણ ઈતિહાસના પાને સુવર્ણાક્ષરે નોધાયેલી રહેશે જ એમ કહેવામા જરાય અતિશયોક્તિ નથી વિદ્વદ્ વાચકોને વિનંતિ છે કે-આ ગ્રંથરત્નનુ અતિશય મનનપૂર્વક અને તટસ્થવૃત્તિએ સાંગોપાંગ વંચન કરીને, શાસનસંરક્ષક મહાપુરુષોના અલૌકિક ખમીર અને બલિદાનોને પીછાણીને તે તે પૂ. શાસનરક્ષક મહાપુરુષોને ચરણે ભાવભરી પુષ્પાંજલિ અર્પશો એજ અભિલાષા

વિ સં ૨૦૩૧ કા શુ ૧૫
જૈન ઉપાશ્રય (જિ પંચમહાલ)
લુણાવાડા

લિ૦
પં૦પૂ૦ગચ્છાધિપતિ આચાર્યદેવેશશ્રી માણિક્યસાગર
સૂરીશ્વરજી મ૦ના શિષ્ય-શતાવધાની પંન્યાસ
લાભસાગર ગણિ.

પૂ૦ પંન્યાસપ્રવર શ્રી અમૃતસાગરગણિ રચિત
એક અપ્રકટ અને વિદ્વદ્‌ભોગ્ય અપૂર્વ કૃતિ

# વિનય ભુજંગ મયૂરી

(શાસનસ્તંભ-શાસનસંરક્ષક-શાસનકંટકોદ્ધારક પૂ૦ સ્વર્ગત આચાર્ય ભગવત્ શ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજ વિરચિત આ ૫૦ પૂ૦ મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર અંગેના—**'પ્રાચીન અર્વાચીન ઈતિહાસોની સમીક્ષા'** નામક ભવ્ય ઐતિહાસિક સમીક્ષા ગ્રંથરત્નના ચોથા પ્રકરણના પેજ ૧૮૭ ઉપર-પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિપ્રવરની ૫૯ મી પાટે થએલા મહાસમર્થવિદ્વાન્ પૂજ્ય પંન્યાસપ્રવર શ્રી અમૃતસાગરજી ગણિ અંગેની સ્ફુટનોંધ ૭૨મા તેઓશ્રીની રચેલી વિદ્વદ્‌ભોગ્ય અતિમહત્વની કૃતિઓનો ઉલ્લેખ કરેલ છે તે પૈકીની એક અપ્રાપ્ય અને અપ્રકટ એવી કૃતિની પ્રવર્ત્તક પૂ૦ શ્રી કાંતિવિજયજી મના શાસ્ત્રસંગ્રહ (છાણી)માંથી અશુદ્ધ પ્રત પ્રાપ્ત થઈ છે તેને યથામતિ શુદ્ધ કરીને સાહિત્યસંરક્ષણાર્થે અને સુજ્ઞવાચકોના મનનાર્થે આ નીચે આપવામા આવે છે પં૦ નરેન્દ્રસાગર ગણિ.)

ॐ नमः ॥ प० श्री अमृतसागरगणिना लिख्यते मान्यचरणानां योग्येय पत्री ॥ ઈહ કશ્ચિત્ કલ્પસુબોધિકાકારો જ્ઞાનાશ જાનન્ મકલજ્ઞોઽહમિતિ વૃથાભિમાની 'યુવરાજાન' ઈતિ પ્રાયોગ્યં ક્વચિદ્દૃષ્ટ્વા તદુપપત્તયે ક્લિશ્યતે, વદત્યપિ ચ અય પ્રયોગશ્ચિન્ત્યો 'રાજાહઃસખિભ્યષ્ટચ્' ઈત્યનેન ટચઃ પ્રાપ્તેરિતિ । તન્મુધૈવ । યતઃ સમાસાન્તવિધેરનિત્યત્વાત્ 'સમાસાન્ત ગમે'ત્યાદિ ન્યાયાત્ । ન ચ સમાસાન્તવિકલ્પાચ્છેદાપત્ત્યાઽનિત્યોઽય ન્યાય ઈતિ વાચ્યમ્ । ઈષ્ટસ્થલેઽપ્ય(પ્ર)પ્રવૃત્તૌ ન્યાયસ્ય નિર્વિષયત્વાપત્તે । ઈષ્ટતાનિયામકં કિમિત્યપિ ન વાચ્યમ્ । જ્ઞાપિતત્વવિરોધાત્તત્ર તુ અનુપદમેવ સ્પષ્ટયિષ્યતે । અત એવ 'સ્વલાવણ્યાશસા ધૃતધનુષ-સહાય તૃણવ'દિતિ પુષ્પદન્તપ્રયોગસ્તથા 'સામતરાજાન' ઈતિ શ્રી હેમસૂરય પરિશિષ્ટ-પર્વણિ । 'શેપરાજાન' ઈતિ શ્રીમદભયદેવસૂરય સ્થાનાંગટીકાયામ્ । 'સૂર્યકતો નામ કુમારો યુવરાજા,' 'ઇશ્વરા યુવરાજાન' ઈતિ મલયગીરિપ્રયોગૌ । 'ગણરાજન' 'પ્રથમરાજા' ઈતિ સ્વગ્રન્થે । 'વૃદ્ધિરાદૈજિ'તિ પાણિનિપ્રયોગ । 'સુપથી નગરી'તિ ભાષ્યપ્રયોગ । 'ઋક્પૂ પથ્યપો'દિતિ હેમસૂરિપ્રયોગશ્ચ સંગચ્છતે । અત એવ ન્યાયવૃત્તાવય પ્રયોગસ્ત-ન્ન્યાયૈકદેશસ્ય જ્ઞાપકતયા દર્શિત । કિંચ-પાણિનિના રાજન્‌શબ્દમધિકૃત્ય ટચોઽનિત્યત્વં જ્ઞાપિત તથા હિ 'પ્રતેર શ્વાદયસ્તત્પુપુરુષે' અતો દાતા સ્યુર શ્વનૌ ચ રાજન્‌શબ્દઃ પઠિતો । યદિ ચૈતચ્છબ્દસ્ય સમાસાન્તો નિત્ય સ્યાત્તર્હિં ચિન્ત્યે નૈવ । તત્સિદ્ધૌ તત્ર પાઠં (તત્પાઠ)

વિદધ્યાદેતચ્ચ 'ધનુષશ્ચે'તિસૂત્રે મનોરમાયાં સ્પષ્ટ કૃષ્ણપંડિતશ્ચ થેષ્યન્યત્ર । ન ચાત્ર છાન્દસત્વમિતિ વિવદિતવ્યમ્ । 'માસશ્છન્દસી'તિ સૂત્રે છન્દોગ્રહણ સામર્થ્યાદ્ ભાષાયામપીતિ કૈયટેન પ્રતિપાદિતત્વાત્ । અત એવ 'તં તસ્થિવાંસં નગરોપકંઠે' ઇત્યાદયઃ પ્રયોગા ભાષાયામપિ દશ્યન્તે । અત એવ તત્ર તત્ર હરદત્તાદિભિર્નિરંકુશા કવય ઇતિ રીતિ સિદ્ધાન્તિતા । ઇત્થ ચ માઘસ્થ 'કુરુરાજ્ઞે'તિ પ્રયોગ સમર્થયિતું શકયતે । એતેન 'ઔદ્ધરાજ્ઞે' ત્યપિ પ્રયોગ સમાહિતસ્તથા સૂરરાજ્ઞા' ઇત્યાદય પાચ્યા તથા 'જીવરાયાણો, સિદ્ધત્થરાયાણો' ઇત્યાદયઃ સિદ્ધાન્તેઽપિ । ન ચ પ્રાકૃતત્વાત્સમાસાન્તો ન ભવિષ્યતીતિ વાચ્યમ્ । 'શેષં સંસ્કૃતવત્ સિદ્ધ' મિત્યતિદેશેન તસ્યાપ્યનુજ્ઞાતત્વાત્ । બાહુલકે તુ 'અગતિક ગતિસ્તથા ટજ્-વિધાયકસૂત્રે રાજગ્રશબ્દગ્રહણા 'જયજય મહારાજે' ત્યાદિ પ્રયોગા. સાધવ એવેતિ દિક્ । યત્તુ સપ્તપડિતી 'પ્રતેરશ્વાદયસ્તત્પુરુષે' ઇતિ સૂત્રે 'પ્રતિરાજાન' ઇતિ પ્રયોગ નિરીક્ષ્ય 'સમાસાન્તવિધિરનિત્ય' ઇતિ ન્યાયજ્ઞાપકમન્યથાકર્તુમના ઉપદર્શિતપ્રયોગ એવ સૂત્રબલાદ્ ભવતુ 'યુવરાજાન' ઇત્યાદય । કથ ભવતુ નામેતિ નૂતનપંડિતપદભાકત્વેનોવાચ તન્મિથ્યૈવ, યતસ્તજ્જ્ઞાપકતાનિયામકત્વેનૈવ । તથા રાજગ્રશબ્દસ્ય પંડિતૈ સ્વીકૃતત્વાત્ । કિંચ સમાસ-વિષયે ઉદ્ગાતૃશબ્દસ્યોપધા વૃદ્ધિ દૃષ્ટ્વા સુટિતા સ્વીકુર્વતા પ્રામાણ્ય કેનોપાયેન સ્થિરતા-માપદ્યેત । એવ શ્વાદેરિતિ નિર્દેશેન રાજશ્વ ઇત્યાદિક સાધયતા તસ્માન્નિત્યુત્તરસ્યેત્યાદિ નિર્દેશેન ન હિ કાર્યા નિમિત્તત્વેનાશ્રીયત ઇતિ વચો બાધિત્વા 'સુદ્ધ્યુપાસ્ય' ઇત્યાદિક સાધયતા । 'બહ્વમ્પી'તિ પ્રયોગ 'મૃક્પૂ પથ્યપો' દિતિ જ્ઞાપકબલેન સમાહિતવતા । તથાઽ 'કૃતબ્યૂહા પાણિનીયા' ઇતિ પરિભાષયા 'વિચ્છોઽનડિ'તિ ડિત્કરણસિદ્ધ્યા (સિદ્ધ્યા) 'નિષેદુષી' ત્યાદૌ નપ્રસારણાત્ પ્રાગિડભાવ । તથૈતદનિત્યતાજ્ઞાપકેન 'હ્વોઃ શૂડિ'તિ સૂત્રે તુક્ગ્રહણેનાનિભવકાનિતિ સાધયતા કથ પ્રામાણિકતા સિધ્યેત ? કથ વા 'ઈષત્પ્રલભ (ભ)' ઇત્યાદિપ્રયોગદર્શનેન હિ ખલ્વિષયે ઉપસર્ગસ્ય વ્યવધાયકત્વમિતિ લેખકસ્ય સુબોધિકાકારસ્ય તન્મતે પ્રામાણ્ય સિધ્યેદિદ તુ તત્ત્વદર્શામેવ સ્પષ્ટમિત્યલમિયતા । વિશેષાર્થિભિસ્તુ 'ધૃતધનુષમાદૈ ચ સુપથી' ત્યાદિ પ્રયોગાનધિકૃત્ય (ત) તદ્વ્યવસ્થાપકાના કૃષ્ણકુતૂહલન્યાયવૃત્ત્યાદયો ગ્રન્થા માત્સર્ય પરિહૃત્ય દ્રષ્ટવ્યા ઇતિ વિદ્વદ્ભિર્વિચારણીયમ્ ॥

પુન 'દુરારાધ્ય' ઇત્યત્ર 'દુરારાધ' ઇતિ પ્રયોગો ભવતીતિ વદતિ, તત્તુ કિલષ્ટમ્ । 'આઙાવ્યવધાનાદ્ધુ ભીષત' ઇત્યનેન ખલાપ્રાપ્તે. । ન ચોપસર્ગો ન વ્યવધાયીતિ વાચ્યમ્ । 'સમાગચ્છતી'ત્યત્ર 'સમો ગમિ' ત્યાદિનાત્મનેપદપ્રસક્તે । યદિ ચ સામાન્યાપેક્ષ્ય જ્ઞાપકપક્ષે 'ઈષત્પ્રલભ, ઈષન્નિમય' ઇત્યાદિપ્રયોગદર્શનેન ખલ્વિષયે ઉપસર્ગસ્ય ન વ્યવધાયકત્વમિતિ વિભાવ્યતે તદા સુ આરાધ્યતેઽસૌ આરાધ્ય, દુ ખેન દુઃસ્થિત્યા વારાધ્યો દુરારાધ્ય ઇતિ વ્યુત્પત્તિઃ । તથા ચ દુ શબ્દસ્યૈતદ્ધાતું પ્રતિગતત્વમેવ નાસ્તિ યત્ 'ક્રિયાયુક્તા પ્રાદયસ્તા પ્રત્યેવોપસર્ગસંજ્ઞા' ઇતિ ન્યાયાત્ । અત એવ પ્રગતા ઋચ્છકા યસ્મિન પ્રઋચ્છકો દેશ ઇત્યાદૌ, 'નારદુહ્ધિંય' ઇત્યાદૌ ચ ન યણ્ । એતેન 'દુ પ્રતિપાલ્ય'

ઇતિ પ્રયોગોઽપિ સમર્થિતઃ। અત એવ 'યદ્દૂર યદ્દુરારાધ્ય' તથા 'ક્ષમસ્વ ભો દુરારાધ્ય' 'પુરિમાણું દુવ્વિસુજ્જઓ,' 'દુર્વિશોધ્ય' સ્તટ્ટીકાયામ્। તથા વ્યવધાનમન્તરેણાપિ 'દુર્ભેદ્ય' ઇતિ, 'દુરધિસહ્ય' ઇત્યાદયઃ ક્વચિદ્દૃશ્યમાનાઃ પ્રયોગા ન દોષાવહા ઇતિ દિક્ ॥

પુનઃ 'પાણિપાદાના'મિતિ પ્રયોગં દૃષ્ટ્વા ચિન્તાયા નિપતતિ તદપિ મુધૈવ। પ્રાણ્યંગાના દ્વન્દ્વે એકવદેવ ભવતીતિ નિયમાભાવાત્। ન ચ ચાર્થસમાહારાદેવૈકવદ્ભાવે સિદ્ધે સૂત્રારમ્ભો નિયમાય ભવિષ્યતીતિ વાચ્યમ્। પ્રાણ્યંગાદીનાં તૈરેવેતિ નિયમસંપાદનેન વિધેશ્ચરિતાર્થત્વાત્। અત એવ 'શંખદુન્દુભિવીણા' ઇત્યાદયો બૃહદ્વૃત્તૌ। તથા અસ્મિન્નર્થે 'સેનાઙ્ગા'દિસૂત્રે બહુવચનમેકત્વવિધેરનિત્યત્વજ્ઞાપકમિતિ ન્યાસોઽપિ દ્રષ્ટવ્યઃ। 'શ્વેતં ખુરવિષાણાભ્યા'મિતિ સ્મૃતિરપિ। એતચ્ચ કૃષ્ણપંડિતગ્રન્થે સ્પષ્ટમ્ મદ્ગ્રન્થશ્ચ। યદ્વા 'લક્ષણહેત્વો'રિતિ સૂત્રે 'મુખનાસિકાભ્યા'મિતિ ભાષ્યપ્રયોગાજ્જ્ઞાપકાદેકવદ્ભાવોઽનિત્ય ઇતિ। 'મુખનાસિકાભ્યા'મિતિ દ્વન્દ્વ એવ સાધીયાન્। તથા ચ પ્રયુજ્યતે 'ગ્રીવાકુક્ષિ-લલાટેષુ નિત્યં સ્વેદઃ પ્રશસ્યતે' ઇતિ। 'લોહિતૈશ્ચ ચુચરણૌ હંસાસ્તે પરિકીર્તિતા' ઇતિ। 'છિન્નેષુ પાણિપાદેષુ' 'પાતિતં રથનાગાશ્વે'રિત્યાદીનિ। કિંચ–'સર્વો દ્વન્દ્વો વિભાષૈક-વદ્ભવતી'તિ ન્યાયેનાપ્યયં પ્રયોગઃ સુસાધઃ। અત એવ 'મર્યાદાભિવિધ્યો'રિતિ પ્રયોગઃ, 'અનિત્યેવાઙ્મનસે' ઇતિ પ્રયોગશ્ચ। કિંચ 'મુખનાસિકાવચને'ત્યાદિ પાણિનિનિર્દેશેન પાણિસહિતાઃ પાદા ઇત્યુત્તરપદલોપેનાપિ સમાધેયઃ। એવમેવ 'રાજહંસાસ્ત્વમી ચ ચુચરણૌ-રતિલોહિતૈ'રિત્યાદયો હેમચન્દ્રસૂરિપ્રયોગા માત્સર્યમુત્સાર્ય દ્રષ્ટવ્યા ઇતિ દિક્ ॥

તથા 'સપ્તાહૈ'રિત્યત્ર સમાધિઃ। સપ્ત ચ તાનિ દિનાનીતિ કર્મધારયઃ। સપ્ત સંખ્યાનિ દિનાનિ સપ્તદિનાનિ તૈરિત્યુત્તરપદલોપો વા। અત એવ 'ષટ્ સર્પૈર્યવસ્ત્વેક-સ્ત્રિગુણાભિર્યેદદ્ધિ' ઇતિ ચ। તથા 'ત્રિલોકનાથેન સતા મખદ્વિષ' ઇતિ પ્રયોગઃ, 'નવરસરુચિર'મિતિ પ્રયોગશ્ચ। ન ચાત્ર પાત્રાદિત્વં કલ્પનીયમ્, 'યદિ ત્રિલોકી ગણનાપરા સ્યા'દિત્યાદિ પ્રયોગવિરોધાપત્તેઃ। એતેન 'સપ્તદિનૈ'રિતિ પ્રતીકમુપાદાય સમસ્તઃ પ્રયોગશ્ચિન્ત્યઃ 'સંખ્યાસમાહારદ્વિગુભવનાદિ'તિ હઠાત્ વદન્ કશ્ચિત્ પરાસ્તઃ ॥

તથા લક્ષણાભાવતદ્દ્ભુતઃ 'કોટિમ્ભર' પ્રયોગાનુપપત્તિસ્તુ સંજ્ઞાત્વવિવક્ષયા નિરસનીયા। અત એવ 'ગાડીવધનુષ ખેભ્યો નિશ્ચચાર હુતાશન' ઇતિ હેમસૂરિરુક્તદિશૈવ સમાહિતવાન્। કિંચાહો! બત સુબોધિકાકારસ્ય 'મેધાવી'તિ પ્રસિદ્ધિભાજોઽપ્યજ્ઞાનવિલ-સિતમ્। યત સુબોધિકાયામેકસપ્તતિતમે પત્રે 'કોટિમ્ભર' પ્રયોગવિશિષ્ટં પદ્યં લિખિત્વા પ્રત્યન્તરે તમેવાશ્રિત્ય ચિન્ત્યોઽયમિતિ લિખિતવાન્। કિંચાન્યવિહિતકાવ્યપ્રયોગે આનેતુશ્ચે-દ્દોષસ્તર્હિ 'યો મંનુપસ્યે'ત્યાદિ કાવ્યગતપ્રયોગલિખનેન સુબોધિકાકારોઽપ્યસ્માકં જય્યઃ સ્યાદિત્યવહિતૈરાકલનીયમિતિ સંક્ષેપઃ।

તથા સ્વાભિમતવિરોધોદ્ભાવકં 'कविला इत्थपी' त्यादि ग्रन्थमुद्दिश्य 'तन्ने' त्यादि ગ્રન્થં લિખિતવાન્ સ તુ તદભિમતસ્યાશુદ્ધત્વેનાશુદ્ધ એવ, તન્મતસ્યાશુદ્ધતા ચ શ્રી જિનવચનપ્રામાણ્યાત્ । 'દુબ્ભાસિએણુ ઇક્કેણે' ત્યાદ્યાગમવચનાચ્ચૈવ તુ પ્રાચ્યા ગ્રન્થે સ્પષ્ટ મિતિ કૃતં પલ્લવિતેન ॥

તથા તીર્થંકરમાશ્રિત્ય 'ચતુર્વિંશતેરપી' ત્યાદિગ્રન્થસ્તુ સામાન્યાભિપ્રાય । અત એવ 'દુવિહા એત્થ અચેલા સતાસતે વ હુતિ વિન્નેયા તિત્થગર' ઈત્યાદિ ગાથાવ્યાખ્યાયા 'તત્ર તીર્થંકરા જિના અસચ્ચેલા મન્તોઽચેલા ભવન્તિ' ઈતિ સ્થિતિકલ્પપંચાશકવૃત્તૌ । તથા 'અભિનિક્ખમતિ સવ્વે તમ્મિ ચુએ અચેલયા હોતિ' ઈતિ વિશેષાવશ્યકભાષ્યે । એતેન તીર્થંકરમાશ્રિત્ય 'ચતુર્વિંશતે' રિત્યાદિ ગ્રન્થમધિકૃત્ય તદ્વિરોધિત્વમુદ્ભાવયન કલ્પસુબોધિકાકારો નિરસ્ત ॥

તથા 'તેજોલેશ્યોપાય સિદ્ધાર્થેન શિક્ષિત' ઇતિ ગ્રન્થસ્તુ ગ્રન્થાન્તરસમ્મત્યા પ્રમાણમ્ । સમ્મતિસ્તુ–સ વૈશ્યાયનર્ષિઃ કુમ્મગ્રામે આતાપના કરોતિ, તસ્ય 'યૂકાશય્યાતર' ઈતિ કથનેન ગોશાલે પ્રદ્વિષ્ટ સ તેજોલેશ્યા મુક્તવાન્ । સ્વામી ચ ગોશાલરક્ષાયૈ શીતલેશ્યા ચ । આતાપનાપરસ્ય સનખકુલ્માષપિંડિકયા એકેન ઉષ્ણોદકચુલુકેન પારયન ષણ્માસ્યાતે તેજો લેશ્યોત્પદ્યતે ઈતિ સિદ્ધાર્થોક્તોપાય પૃથગ્ભૂત' ઈત્યાદિ । તથા પુત્રા પચ મતિ-શ્રુતોપલક્ષિતાન્તર્વાચ્યાદાવપ્યેવમેવ ॥

તથૈવ 'તુર્યસહનનોચ્છેદ' પ્રતિપાદકો ગ્રન્થસ્તત્રાપિ સમ્મતિઃ । 'કલ્યાણાનિ સમુલ્લસ 'ત્યુપલક્ષિતાન્તર્વાચ્યે । તથા રત્નશેખરસૂરિકૃતાન્તર્વાચ્યાદૌ વજ્રસ્વામિનિ દશમ પૂર્વ તુર્યં સહનનં ચ વ્યુચ્છિન્નમિતિ । તથા 'દુષ્કર્માવનિભૃદ્વજ્રે શ્રીવજ્રે સ્વર્ગમીયુષિ । વ્યુચ્છિન્ન દશમ પૂર્વ તુર્યસહનન તથે'તિ પરિશિષ્ટપર્વણિ । કિચ ઈદ તુ મહચ્ચિત્રમ્ યજ્જન્યબોધા નધિકરણેન સુબોધિકાકારેણ તુર્યસહનનોચ્છેદપ્રતિપાદિકા પટ્ટાવલીવૃત્તિરપિ નાવલોકિતા । એતેન તત્તદ્ગ્રન્થમધિકૃત્ય તદ્વિરોધિત્વમુદ્ભાવયત કસ્યચિદ્ શેડનાભોગો ધ્વનિત ઈત્યલમિયત્તા॥

પુન 'અષ્ટચત્વારિંશત્સહસ્ત્રેતિ' ગ્રન્થમુદ્દિશ્ય 'તચ્ચાયુક્ત'મિતિ લિખિતવાન્ સ તુ નિર્બીજત્વેન સ (ક) દાગ્રહનિબંધન તસ્યેતિ ધ્યેયમ્ । ઈદ તુ પરમગુરુણા એવ વ્યવસ્થા પિતવન્ત ઈતિ । કિંચાષ્ટચત્વારિંશત્સહસ્રવિદ્યાસુ નિર્ભરોપિ ન વિદ્યા ષોડશસહસ્રાણ્યનાઢ્યે તાઢ્યપર્વત' ઈત્યાદિગ્રન્થેન સત્પ્રતિપક્ષિતત્વાદિતિ દિક્ ॥

અત્રેદમવધેયમ્ પૂર્વોક્તયુક્ત્યા સમીચીનાનપિ 'યુવરાજન' ઇત્યાદિજલ્પાન્ દૃષ્ટ્વા તત્કર્તુરનાભોગિત્વમાપાતત સૂચયતા **ઔઢકર્મશિષ્યેણાભિનિવેશશિરોમણિના** તદ્ ગ્રંથસ્ય શોધકાના તથા વાચકાના ચ ભટ્ટારકશ્રીહીરવિજયસૂરિપ્રભૃતીનામનાભોગિત્વ સૂચિતમિતિ । અત એવ સૌજન્યવદ્ભિર્વિદ્વદ્ભિસ્તત્કુમતિકૃત સુબોધિકાનામા ગ્રન્થો નિરાકર્ત્તવ્યો ન તુ તત્ર નિર્ભર કર્ત્તવ્ય ઇતિ શિવમ્ ॥

તથા–યાતિ ન્યાયપ્રવૃત્તસ્ય તિર્યંચોઽપિ સહાયતા । અપન્થાનં તુ ગચ્છન્ત સોદરોઽપિ વિમુચતિ ॥૧॥ હેવાકિભાવાદિહ ચેન્ન્હં ચ્યુદોષ મૃષા પશ્યતિ નિસ્તુષેઽપિ । કિં તત્ર કુર્મો મૃદુલં દુકૂલં ચેન્મૂષકો દૂષયતિ દ્વિષાણુઃ ॥૨॥ નીચો નલશ્કુક્ષિરુદ્ધતતયા વૈકુંઠમપ્યાક્ષિપેન્ ભેરીવન્મુખરીકરોતિ પરિતો વાગ્ડમ્બરૈરમ્ગરમ્ । વિજ્ઞસ્ત્વજ્ઞ ઈવાભિભાવિતનિજાકારો ભજન્નાર્જવ મદ મન્મનુક્ષરત્યવસરે વીણેવ વાણીગુણાન્ ॥ ૩ ॥ છ ॥

## ॥ इति विनयभुजङ्गमयूरो पत्रो ॥ छ ॥

૧૯૫૮ રા મીતિ ફાગુણ સુદ ૬ ॥ લિ૦ પીરોયત ગોકલદાસ. રેવાસી નાગોર

## સ્વ. પૂ. આ. શ્રી શાસનકંટકોદ્ધારક સૂરીશ્વરજી

# સ્મૃ...તિ...ગ્રં...થ

ભાગ ૧ લો તથા ભાગ ૨ જો

આ અનુપમ ગ્રંથરત્નમાં

શ્રી વિજયદેવસૂર તપાગચ્છ અવિચ્છિન્ન સામાચારી સંરક્ષક-વાદિમદભંજક સિદ્ધહસ્તલેખક-શાસનસ્તંભ સ્વ પ. પૂ. શાસનકંટકોદ્ધારક આચાર્ય ભગવંતશ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજાશ્રીએ જીવનની અંતિમક્ષણ સુધી કરેલી શાસન-સેવાની જ્વલંત ઐતિહાસિક જ્યોતને સ્મૃતિરૂપે અમર બનાવવામા આવેલ છે આ ગ્રંથ બે ભાગમા પ્રસિદ્ધ થશે. તેમા પૂજ્યશ્રીની ઐતિહાસિક જીવન યશોગાથા ઉપરાત અનેક સમુદાયોના પૂ આચાર્યો-ઉપાધ્યાયો-પંન્યાસો-મુનિગણો ઉપરાત પંડિતો, પ્રોફેસરો વિગેરેના પૂ શાસનકંટકોદ્ધારકશ્રી અંગેના લેખો કાવ્યો, અભિપ્રાયો, અંજલીઓ, સ્વાનુભૂત પ્રસંગો વિગેરે આવશે ગ્રંથ ક્રાઉન ૮ પેજી, સારા ટકાઉ કાગળો સુંદર બાઈંડીંગ જેકેટયુક્ત લગભગ ૪૦-૪૦ ફોર્મના બન્ને ભાગો થશે બન્ને ભાગની કિંમત રૂા ૩૦ પ્રથમ ભાગ ટુંક સમયમા પ્રસિદ્ધ થશે મર્યાદિત કોપીઓ હોવાથી આપનો ઓર્ડર તુર્ત જ નોધાવો

:: પ્રાપ્તિસ્થાન ::

**શ્રી શાસનકંટકોદ્ધારકસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર અને પૌષધશાળા**

જી ભાવનગર વાયા તળાજા મુ. ઠળીયા (સૌરાષ્ટ્ર)

શ્રી અરૂણોદય પ્રેસ-ભાવનગર

# મહોપાધ્યાયશ્રી ધર્મસાગરજી ગણિવર અંગેના પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષાગ્રંથની અનુક્રમણિકા.

---

**પ્રકરણ ૧** — પૃ૦ ૧થી૪૮

પ્રકરણ બીજુ પૃ૦ ૪૮થી૯૪

## પ્રકરણ ત્રીજું પૃ૦ ૯૫થી૧૬૩

## પ્રકરણ ચોથું

પૂ૦ ૧૬૪થી૨૦૩

## પ્રકરણ ૫ મુ

પૃ૦ ૨૦૪થી૨૧૮



## પ્રકરણ છઠ્ઠું

પૃ૦ ૨૧૯થી૨૬૦

## પ્રકરણ સાતમું

પૃ૦ ૨૬૧થી૩૦૨



## પ્રકરણ આઠમું

પૃ૦ ૩૦૨થી૩૪૯

## પ્રકરણ નવમું પૃ૦ ૩૫૦થી ૩૭૩

## પૂ૦આ૦શ્રી શાસન કંટકોદ્ધારક સૂરીશ્વરજી મ.શ્રીએ સુધારેલા અને અનેક પ્રકાશકો તરફથી પ્રગટ થયેલા ગ્રંથોની યાદી

| નંબર | ગ્રંથનું નામ | કર્તા વિગેરે | પ્રકાશક |
|---|---|---|---|
| ૧ | તાત્વિક પ્રશ્નોત્તર ભા ૧લો | પૂ૦આ૦ શ્રી આગમોદ્ધારક સૂરિશ્વરજી મ | આગમોદ્ધારક સંસ્થા સુરત |
| ૨ | સિદ્ધચક્ર આરાધન વિધિ | સં૦પં૦ શ્રી ચંદ્રસાગરજી મ | ઋ. છ.ની પેઢી ઉજ્જૈન |
| ૩ | દેશનાના સંગ્રહ વિ ૧લો | સં૦પં૦ શ્રી હેમસાગરજી મ. | ગાંધી ર પા વેજલપુર |
| ૪ | જૈન-સૂક્ત-સંદોહ: | સં૦ઉ૦ શ્રી કૈલાસસાગરજી મ. | વીજાપુર જૈન જ્ઞાનમંદિર |
| ૫ | શાસ્ત્રીય પૂરાવા સંગ્રહ: ભા ૧ | સં૦મુનિ ચંદનસાગરજી મ | ગી. દુ. મણીયાર મુબઈ |
| ૬ | પર્વતિથિ પ્રકાશ તિમિર ભાસ્કર | સં૦મુનિ ત્રૈલોકસાગરજી મ | શા. મો. દી. ઠળીયા |
| ૭ | શાસ્ત્રીય પૂરાવા સંગ્રહ ભા ૨ | સં૦મુનિ ચંદનસાગરજી મ | પો કે ઝવેરી મુબઈ |
| ૮ | પ્રશ્નોત્તર વાટિકા ભા ૧લો | સં૦મુનિ જિતેન્દ્રવિજયજી મ | જૈન તત્ત્વ વિદ્યાપીઠ પુના |
| ૯ | મ ગુ..સ . ખુ . તો જવાબ | લે૦મુનિ ક્ષેમકરસાગરજી મ | પા રૂ વખારીયા સુરત |
| ૧૦ | સ્તક વિચાર ભા ૧, પ્રત | સં૦મુનિ ચંદનસાગરજી મ | ચં. સા જ્ઞાનભંડાર વેજલપુર |
| ૧૧ | પ્રારંભિક પા . ઠ . ય ક્ર મ | સં૦મુનિ જિતેન્દ્રવિજયજી મ | જૈન તત્ત્વ વિદ્યાપીઠ પુના |
| ૧૨ | અસ્વાધ્યાય વિચાર ભા ૨, પ્રત | સં૦મુનિ ચંદનસાગરજી મ | ચ સા જ્ઞાનભંડાર વેજલપુર |
| ૧૩ | પ્રા...થ મિ ક પાઠયક્રમ | સં૦મુનિ જિતેન્દ્રવિજયજી મ | જૈન તત્ત્વ. વિદ્યાપીઠ પુના |
| ૧૪ | તેર-કાઠીયાનું-સ્વરૂપ | લે૦પં૦ મુશીલવિજયજી મ, | નેમિ લા જ્ઞાનમંદિર બોટાદ |
| ૧૫ | પ્રવેશ પાઠ્યક્રમ વિ ૧લો. | સં૦મુનિ જિતેન્દ્રવિજયજી મ. | જૈન તત્ત્વ. વિદ્યાપીઠ પુના |
| ૧૬ | શાસન-જય-પતાકા | લે૦ વિદ્વાન છ૩ પંડિતો | શેઠ ઝ રા નવસારી |
| ૧૭ | જીવ-તત્વ-વિચાર | લે૦ ચીમનલાલ દ. ગાંધી | મણિ વિ જૈન ગ્રંથમાલા લીંચ |
| ૧૮ | સ્નાત્રપૂજા અને સ્તવનો | સં૦મા૦ છગનલાલ કે. મહુવા | ગાંધી કૃ. ખો. ભાવનગર |
| ૧૯ | નમસ્કાર મહામંત્ર નિબંધ (રસ કુપિકા) પરિચય ભા ૩જો | | જૈન તત્ત્વ વિદ્યાપીઠ પુના |

૨૦ તત્ત્વાર્થ પ્રશ્નોત્તર ભાગ ૧લો લે૦ તથા પ્ર શ્રી શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીયા મુબઈ

૨૧ પૂ૦આ૦શ્રી વિજયકુમુદસૂરીશ્વરજી મ નુ જીવન ચરિત્ર લે૦ મુનિશ્રી મેરૂવિજયજી મ

૨૨ પૂ૦આચાર્યદેવ શ્રી વિજય મુક્તેન્દ્રસૂરીશ્વરજી મ નું જીવન ચરિત્ર લે૦ મુનિ જયંતવિજયજી મ

૨૩ આરાધનાના અમાવાસ્યાદિ બે પર્વતિથિ કરાય જ નહિ લે૦ મુનિશ્રી વિમળસાગરજી મ

૨૪ તપાગચ્છની આચરણા આગમ અને પરંપરાનુસારી છે લે૦ પં૦શ્રી પ્રેમવિજયજી મ

૨૫ દેવસૂર તપાગચ્છીય શ્રી ચતુર્વિધ સંઘને સૂચના-લે૦ મુનિશ્રી વિમળસાગરજી મ

૨૬ નિષ્પક્ષપાત તારવણ (પાલીતાણામાં ચર્ચા દ્વારા પરાજય) પા રૂ વખારીયા સુરત

૨૭ આદર્શ પ્રવચન (પ્ર દોશી ડીમ્ચંદ શીવલાલ સૂરપતિ) શ્રી પા ઠા જૈન બોર્ડીંગ સુરેન્દ્રનગર

૨૮ ઠળીયા-ભાવનગર દીક્ષા મહોત્સવની ભવ્યતા (પ્ર દોશી દ મે તથા ગાંધી કૃ ખો.) ઠળીયા

૨૯ આદર્શ જીવન સૌરભ (સ્વ. પૂ૦ આચાર્ય શ્રી રંજનશ્રીજી મ નુ જીવન ચરિત્ર) શા. મો. દી ઠળીયા

૩૦ શ્રી વર નિર્વાણ નિ સરિતા ભા ૧ થા ૩ (પૂ૦ આચાર્ય શ્રી વિદ્યાશ્રીજી મ કૃત) શા. મો દી ઠળીયા

卐 જોરાવરનગરમંડન પ્રગટ પ્રભાવી શ્રી ચિંતામણીજી પાર્શ્વનાથાય નમોનમઃ 卐

પૂ. મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર અંગેના

# પ્રાચીન-અર્વાચીન ઈતિહાસોની સમીક્ષા

લે. પૂ. શાસનકંટકોદ્ધારક ઉપાધ્યાય શ્રી હંસસાગરજી મહારાજ

[ પ્રકરણ-૧ ]

## શ્રી જૈનશાસનસૌધસ્તભાયમાન પૂ. મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવરનો (તત્પટ્ટાવલીયુક્ત) યથાપ્રાપ્ત સંક્ષિપ્ત ઇતિહાસ

卐

ચરમતીર્થપતિ શ્રી મહાવીરસ્વામીની પાટે (પાંચમા ગણધર) **શ્રી સુધર્મસ્વામી** પ્રથમ પટ્ટધર થયા. તેઓશ્રી, શ્રી વીરપ્રભુના નિર્વાણ બાદ ૨૦ વર્ષે મોક્ષ પામ્યા અને તેઓશ્રીના ગચ્છનુ નામ '**નિર્ગ્રન્થ ગચ્છ**' પડ્યું. [ શ્રી વીરપ્રભુના કેવલ જ્ઞાન પછી ૧૪ વર્ષે '**જમાલી**' નામે પહેલો અને ૧૬ વર્ષે '**તિષ્યગુપ્ત**' નામે બીજો **નિહ્નવ** થયો. ]

**બીજા પટ્ટધર**–ચરમકેવલી **શ્રી જંબૂસ્વામી**, (વીરાત્ ૬૪ વર્ષે મોક્ષ), **ત્રીજા–પ્રભવસ્વામી** (વીરાત્ ૭૨ વર્ષે સ્વર્ગભાક્), **ચોથા–શય્યભવસૂરિ** (વીરાત્ ૯૮ વર્ષે સ્વર્ગવાસ), **પાંચમા–યશોભદ્રસ્વામી** (વીરાત્ ૧૪૮ વર્ષે સ્વર્ગવાસી) **છઠ્ઠા–શ્રી સંભૂતિવિજય** તથા **શ્રી ભદ્રબાહુસ્વામી** (વીરાત્ ૧૭૦ વર્ષે સ્વર્ગવાસ)

[ શ્રી જંબૂસ્વામીના નિર્વાણ બાદ '૧–મન પર્યવજ્ઞાન, ૨–પરમાવધિજ્ઞાન, ૩–પુલાક-લબ્ધિ, ૪–આહારક શરીરલબ્ધિ, ૫–ક્ષપકશ્રેણિ, ૬–ઉપશમશ્રેણિ, ૭–જિનકલ્પ, ૮–પરિહાર-વિશુદ્ધિ આદિ અંતિમ ત્રણ ચારિત્ર, ૯–કેવલજ્ઞાન અને ૧૦–સિદ્ધિપદ' એ દશ વસ્તુ આ ભરતક્ષેત્રે વિચ્છેદ પામી ]

**૭ મા શ્રી સ્થૂલભદ્રસ્વામી** (વીરાત્ ૨૧૫ વર્ષે સ્વર્ગભાક્ તે પહેલાં ૧ વર્ષે '**અવ્યક્ત**' નામે **ત્રીજો નિહ્નવ** થયો. **આઠમા શ્રી આર્યમહાગિરિ** (શતવર્ષાયુઃ) તથા **શ્રી આર્યસુહસ્તિસૂરિ** (વીરાત્ ૨૯૧ વર્ષે સ્વર્ગવાસ, વીરાત્ ૨૨૦ વર્ષે '**સામુચ્છેદિક**' નામે ચોથો અને ૨૨૮ વર્ષે 'ગંગ' નામે **પાંચમો નિહ્નવ** થયો.) **નવમા શ્રી સુસ્થિતસૂરિ** તથા **શ્રી સુપ્રતિબદ્ધસૂરિ** નામે પટ્ટધર થયા.

[આ નવમી પાટથી મૂળ નિર્ગ્રન્થગચ્છનું બીજું નામ '**કોટિકગચ્છ**' પડ્યું આઠમા પટ્ટધર શ્રી આર્યમહાગિરિજીના '**બહુલ**' અને '**બલિસ્સહ**' એ શિષ્યોમાંના 'શ્રી બલિસ્સહ'ના શિષ્ય '**શ્રી ઉમાસ્વાતિ**' **વાચક**, તત્વાર્થાધિગમસૂત્ર આદિ અનેક ગ્રન્થોના કર્તા થયા. તે શ્રી ઉમાસ્વાતિ વાચકના શિષ્ય '**શ્રી શ્યામાચાર્ય**' શ્રી પન્નવણા સૂત્રના કર્તા થયા કે જેઓ વીરાત્ ૩૭૬ વર્ષે સ્વર્ગવાસ પામ્યા ]

**(૧૦) શ્રી ઇન્દ્રદિન્નસૂરિ, (૧૧) શ્રી દિન્નસૂરિ, (૧૨) શ્રી સિંહગિરિ** અને **(૧૩) મા પટ્ટધર શ્રી વજ્રસ્વામી** થયા

દશમા પટ્ટધરના સમયે શ્રી વીરાત્ ૪૫૩ વર્ષે ગર્દભિલ્લનૃપોચ્છેદક '**શ્રીકાલકાચાર્ય**' થયા, અને તે જ વર્ષે ભરૂચમાં '**આર્યખપુટાચાર્ય**' થયા, એમ પટ્ટાવલીમાં લેખ છે, જ્યારે '**શ્રી પ્રભાવકચરિત્ર**' માં ૪૮૪ વર્ષે થયાનો ઉલ્લેખ છે ] ૪૬૭ વર્ષ બાદ '**આર્યમંગુસૂરિ, શ્રી વૃદ્ધવાદિસૂરિ, શ્રી પાદલિપ્તસૂરિ** તથા **શ્રી સિદ્ધસેનદિવાકર**' થયા કે-જેઓએ ઉજ્જયિનીમાં **મહાકાલ** નામના પ્રાસાદમાંના શિવલિંગમાંથી **કલ્યાણમંદિર** સ્તોત્રની રચના દ્વારા **શ્રી પાર્શ્વનાથપ્રભુ**ની પ્રતિમા પ્રગટ કરીને **વિક્રમાદિત્યરાજા**ને પ્રતિબોધ પમાડ્યો હતો. આ વિક્રમાદિત્યનું રાજ્ય, વીરાત્ ૪૭૦ વર્ષે થયું **આ ૪૭૦ વર્ષની ગણત્રી આ પ્રમાણે છે.** –

"જે રાત્રિએ શ્રીવીરવિભુ નિર્વાણ પામ્યા તે રાત્રિએ **પાલક** રાજાનો રાજ્યાભિષેક કરાયો ૬૦ વર્ષ સુધી તે પાલકનું રાજ્ય, ત્યારબાદ ૧૫૫ વર્ષ નવ નંદનું, ૧૦૮ વર્ષ મૌર્યવંશનું, ૩૦ વર્ષ પુષ્યમિત્રનું, ૬૦ વર્ષ બાલમિત્ર અને ભાનુમિત્રનું, ૪૦ વર્ષ નહયાણ=નરવાહનનું, ૧૩ વર્ષ ગર્દભિલ્લનું અને ૪ વર્ષ શકરાજાનું રાજ્ય' મળીને ૪૭૦ વર્ષ થયા "

**૧૩ માં પટ્ટધર શ્રી વજ્રસ્વામી,** બાલપણાથી જ જાતિસ્મરણ જ્ઞાનવાળા—આકાશગામિનીવિદ્યા વડે શ્રીસંઘનું રક્ષણ કરનારા—દક્ષિણહિંદના બૌદ્ધરાજ્યમાં પ્રભુપૂજા અંગે પુષ્પો લાવી શાસનપ્રભાવના કરનારા—દેવોથી વંદાએલ—અંતિમ દશપૂર્વી તેમજ '**વજ્રશાખા**'ના ઉત્પાદક હતા સર્વાયુ ૮૮ વર્ષનું પાળી વીરાત્ ૫૮૪ વર્ષે સ્વર્ગવાસી થયા તેઓશ્રી પછી '**દશ (સુ?) પૂર્વ, ચોથું (અર્ધનારાચ) સંહનન અને ચોથું** (કુબ્જ)

**સંસ્થાન** વિચ્છેદ પામ્યા.' તેઓશ્રીના પટ્ટધર **શ્રી વજ્રસેનસૂરિ**ના–'નાગેન્દ્ર, ચન્દ્ર, નિર્વૃતિ અને વિદ્યાધર' એ ચાર શિષ્યોના નામથી ઉત્પન્ન થયેલા ચાર કુલોના દાદા-ભગવંત અને દશપૂર્વના ભંડાર એવા તે શ્રી વજ્રસ્વામીને હુ વંદના કરૂં છું

આઠમા પટ્ટધર શ્રી આર્યસુહસ્તિસૂરિ અને આ તેરમા પટ્ટધર શ્રી વજ્રસ્વામીના વચ્ચેના કાળમાં '૧–શ્રીગુણસુંદરસૂરિ, ૨–શ્રીકાલકાચાર્ય, ૩–શ્રીસ્થંડિલાચાર્ય, ૪–શ્રીરેવતીમિત્રસૂરિ, ૫–શ્રી ધર્મસૂરિ, ૬–શ્રી ભદ્રગુપ્તાચાર્ય અને ૭મા શ્રી ગુપ્તાચાર્ય' એમ સાત યુગપ્રધાન થયા xxx ત્રૈરાશિકમતી છઠ્ઠા નિહ્નવ **રોહગુપ્તને** જીતનાર ઉપર્યુક્ત સાતમાં યુગપ્રધાન શ્રીગુપ્તાચાર્ય, વીરાત્ ૫૪૮ વર્ષે સ્વર્ગવાસ પામ્યા, તે દરમ્યાન ૫૨૫ વર્ષે શ્રી શત્રુંજય (ના મંદિરોરૂપ) તીર્થનો ઉચ્છેદ થયો અને ૫૭૦ વર્ષે શ્રી વજ્રસ્વામીની સહાયથી '**જાવડ શાહે**' તે તીર્થનો ઉદ્ધાર કર્યો.

**(૧૪) શ્રીવજ્રસેનસૂરિ. (૧૫) શ્રીચંદ્રસૂરિ અને (૧૬) વનવાસી શ્રીસમન્તભદ્રસૂરિ** પટ્ટધર થયા

શ્રીવજ્રસેનસ્વામીએ ગુરુકથન મુજબ ઘોર દુષ્કાળે સોપારકનગરે જઇ લાખ સોનૈયે તૈયાર થતી છેલ્લી રસવતીમાં વિષ નાખવામાંથી–શ્રીજિનદત્તશ્રેષ્ઠી અને તેની ભાર્યા ઇશ્વરીને 'કાલે સુકાળ થશે' એમ જણાવવાવડે–અટકાવીને તેમના પુત્રો–નાગેન્દ્ર, ચન્દ્ર, નિર્વૃત્તિ અને વિદ્યાધર–સહકુટુંબને દીક્ષા આપી. તે ચાર શિષ્યોના નામથી અંકિત એવા ચાર કુળો થયા શ્રીવજ્રસેનસૂરિ, સર્વાયુ ૧૨૮ વર્ષનુ પાળી વીરાત્ ૬૨૦ વર્ષે સ્વર્ગવાસ પામ્યા

૧૩મા અને ૧૪મા પટ્ટધરના સમયની મધ્યમા '**શ્રી આર્યરક્ષિતસૂરિ અને શ્રી દુર્બલિકાપુષ્યમિત્ર**' એ બે યુગપ્રધાનો થયા પટ્ટાવલી મુજબ–શ્રીઆર્યરક્ષિતસૂરિ. વીરાત્ ૫૯૭ વર્ષે સ્વર્ગવાસ પામ્યા; જ્યારે શ્રી આવશ્યકવૃત્તિમા તેઓશ્રીના સ્વર્ગગમન પછી ૫૮૪ વર્ષે સાતમો નિહ્નવ થયાનો ઉલ્લેખ છે. નિર્ણય બહુશ્રુત જાણે. **વીરાત્ ૬૦૯** (વિક્રમ સં. ૧૩૯) **વર્ષે દિગંબરમતની ઉત્પત્તિ થઈ.**

૧૫મા શ્રીચન્દ્રસૂરિજીથી મૂળ નિર્ગ્રન્થગચ્છનુ '**ચન્દ્રગચ્છ**' તરીકે ત્રીજું નામ શરૂ થયુ આ ત્રીજા ગચ્છમાં જુદા જુદા અનેક 'ગણો'ના કારણભૂત એવા અનેક પ્રભાવક આચાર્યો થયા

૧૬મા શ્રીસમંતભદ્રસૂરિ, પૂર્વગત (પૂર્વગત ૧૪ પૂર્વોમાના શેષપૂર્વાન્તર્ગતવસ્તુઓના) જ્ઞાનમા વિચક્ષણ, વૈરાગ્યના ભંડાર અને નિર્મમપણે દેવકૂલ–વન વગેરે સ્થાનોમા રહેતા તેથી લોકમા તેઓશ્રી 'વનવાસી' કહેવાએલ તેઓથી (મૂળ–નિર્ગ્રન્થગચ્છનુ) '**વનવાસી-ગચ્છ**' એવુ ચોથું નામ પ્રકટયુ

**(૧૭) શ્રી વૃદ્ધદેવસૂરિ, (૧૮) શ્રી પ્રદ્યોતનસૂરિ અને (૧૯)મા શ્રી માનદેવસૂરિ થયા.**

૧૯ મા પટ્ટધર શ્રી માનદેવસૂરિને આચાર્યપદે સ્થાપતી વખતે તેઓશ્રીના બન્ને ખભા ઉપર ગુરુ મહારાજે સરસ્વતી તથા લક્ષ્મીદેવીને સાક્ષાત્ જોવાથી 'આ સૂરિના ચારિત્રનો ભંગ થશે' એ વિચારથી ખિન્ન થયેલા ગુરુ શ્રી પ્રદ્યોતનસૂરિજીને નિશ્ચિંત બનાવવાના ઉત્તમ ઇરાદે આ શ્રી માનદેવસૂરિજીએ, ભક્તશ્રાવકોની ભિક્ષા અને 'છ' વિગઈનો યાવજ્જીવ ત્યાગ કરેલ! તેઓશ્રી, તેવા ઉગ્ર તપસ્વી હોવાથી 'પદ્મા–જયા–વિજયા અને અપરાજીતા, એ ચાર દેવીઓ તેઓશ્રીની અવિરત ઉપાસના કરતી હતી. ઉપદ્રવની શાંતિ અર્થે '**લઘુ-શાંતિ**' અને '**તિજયપહુત્ત**' સ્તોત્ર તેઓશ્રીએ રચ્યા હતા

**(૨૦) શ્રી માનતુંગસૂરિ, (૨૧) શ્રી વીરસૂરિ, (૨૨) શ્રી જયદેવસૂરિ અને (૨૩) શ્રી દેવાનંદસૂરિ** થયા

શ્રી માનતુંગસૂરિજીએ '**ભક્તામરસ્તોત્ર**' રચીને બાણ તથા મયૂર પંડિતની વિદ્યાથી ચમત્કૃત થએલ રાજવીને પણ પ્રતિબોધિત કરેલ. '**નમિઊણસ્તોત્ર**' રચીને નાગરાજને વશ કરેલ અને '**ભત્તિબ્ભર**' વગેરે સ્તવનોની રચના કરેલ ××× ૨૩ મા પટ્ટધર શ્રી દેવાનંદસૂરિજીના સમયમા એટલે કે વીરાત્ ૮૪૫ વર્ષે '**વલ્લભી**'નો ભંગ થયો, ૮૮૨ વર્ષે **ચૈત્યવાસ** શરૂ થયો અને ૮૮૬ વર્ષે '**બ્રહ્મદીપિકા**' શાખા શરૂ થઈ

**(૨૪) શ્રી વિક્રમસૂરિ, (૨૫) શ્રી નરસિંહસૂરિ, (૨૬) શ્રી સમુદ્રસૂરિ અને (૨૭)મા પટ્ટધર શ્રી માનદેવસૂરિ થયા.** [શ્રી નરસિંહસૂરિ, સમસ્ત સિદ્ધાંતના પારગામી હતા તેમ જ માંસપ્રેમી યક્ષનુ માંસભક્ષણ તજાવનાર હતા તેઓશ્રીના પટ્ટધર શ્રી સમુદ્રસૂરિ, ખોમાણ રાજકુળમા ઉત્પન્ન થવા છતા પણ જે ચતુરશિરોમણિએ ખરેખર ગચ્છને શાસિત કરેલ તથા ધરણેન્દ્રનમનીય એવા નાગહૃદ તીર્થમા દિગંબરોને વાદમા જીતીને પોતાનો યશ વિસ્તારેલ તેઓશ્રીના પટ્ટધર શ્રી માનદેવસૂરિ, વિદ્યાવારિધિ શ્રી 'હરિભદ્રસૂરિ'ના મિત્ર હતા જેઓશ્રીએ શારીરિકમાંદ્યતાને લીધે સદોષ બની જવા પામેલ સૂરિમંત્ર, શ્રી ઉજ્જયંતગિરિ પર તપ કરવા વડે શ્રી અંબિકાદેવીના મુખે નિર્દોષ પ્રાપ્ત કર્યો હતો વીરાત્ ૧૦૦૦ વર્ષે થયેલા '**શ્રી સત્યમિત્ર**' પછીથી 'પૂર્વ'નો વિચ્છેદ થયો. શ્રી વજ્રસેનસૂરિ અને આ શ્રી સત્યમિત્રના સમયની વચ્ચે '**શ્રી નાગહસ્તિ, શ્રી રેવતીમિત્ર, બ્રહ્મદ્વીપ, નાગાર્જુન, ભૂતદિન્ન** અને **શ્રી કાલિકાચાર્ય**' એ ૬ યુગપ્રધાનો અનુક્રમે થયા ઇન્દ્રથી વંદાએલા અને પહેલા દ્રવ્યાનુયોગની રચના કરવામા સૂત્રધાર સમાન છઠ્ઠા યુગપ્રધાન **શ્રી કાલકાચાર્યે** વીરાત્ ૯૯૩ વર્ષે ચતુર્થીએ

[1]પર્યુષણ પર્વ આણ્યુ ૧૦૫૫ (વિ. સં. ૫૮૫) વર્ષે યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્ર સૂરિ સ્વર્ગવાસી થયા. વીરાત્ ૧૧૧૫ વર્ષે શ્રી જિનભદ્રગણિ યુગપ્રધાન થયા ×××

(૨૮) શ્રી વિબુધપ્રભસૂરિ, (૨૯) શ્રી જયાનંદસૂરિ, (૩૦) શ્રી રવિપ્રભસૂરિ અને (૩૧) મા પટ્ટધર શ્રી યશોદેવસૂરિ થયા. [૩૦ મા પટ્ટધરના સમયે વીરાત્ ૧૧૯૦ વર્ષે 'શ્રી ઉમાસ્વાતિ' યુગપ્રધાન થયા. ૩૧ મા પટ્ટધરના સમય દરમ્યાન વીરાત્ ૧૨૭૨ (વિ સ ૮૦૨) વર્ષે **વનરાજે** અણહિલપુર પાટણની સ્થાપના કરી વીરાત્ ૧૨૭૦ ના ભા શુ ૩ ના રોજ જન્મ છે જેમનો એવા (અનેક બિરૂદધારી) '**શ્રી બપ્પભટ્ટિસૂરિ**' એ કનોજના આમરાજાને પ્રતિબોધ પમાડયો તેઓશ્રી ૯૫ વર્ષની વયે વિ. સં ૮૯૫ ના ભા શુ ૬ ના દિને સ્વર્ગવાસી થયા ]

(૩૨) શ્રી પ્રદ્યુમ્નસૂરિ, (૩૩) ઉપધાનવિધિ રચયિતા-શ્રી **માનદેવસૂરિ** યુગ-પ્રધાન, (૩૪) શ્રી વિમલચંદ્રસૂરિ અને (૩૫) મા પટ્ટધર શ્રી ઉદ્યોતનસૂરિ થયા.

[શ્રી ઉદ્યોતનસૂરિ, આબૂ તીર્થની યાત્રાર્થે પૂર્વ દેશમાથી આવ્યા હતા 'ટેલી' ગામની સીમમા વડની છાયામા બેઠેલા તેઓશ્રીએ, પોતાની પાટના ઉદયના હેતુરૂપ ભવ્ય મુહૂર્ત જાણીને તે વડની નીચે વીરાત્ ૧૪૬૪ વર્ષે શ્રી સર્વદેવસૂરિ આદિ ૮ આચાર્યોને (કોઇક તો કહે છે કે તે એક આચાર્યને) પોતાની પાટે સ્થાપ્યા, વડ નીચે સૂરિપદ આપવાથી (નિર્ગ્રન્થગચ્છનું) પાચમું '**વડગચ્છ**' નામ પ્રસિદ્ધ થયું અને 'શ્રેષ્ઠ શિષ્યોની પરંપરાથી, જ્ઞાનાદિ ગુણોથી તથા શ્રેષ્ઠ ચારિત્રથી' મહાન્ હોવાને લીધે તે વડગચ્છનુ અપર નામ 'બૃહદ્ગચ્છ' પણ પ્રસિદ્ધ થયું.]

(૩૬) શ્રી સર્વદેવસૂરિ, (૩૭) શ્રી દેવસૂરિ અને (૩૮) મા (બીજા) શ્રી સર્વદેવસૂરિ પટ્ટધર થયા

૧ સર્વસંમત ઠરાવવા રચેલ ગણાતા આ તપગચ્છપટ્ટાવલી ગ્રંથમા ગ્રંથકારશ્રીએ, તપગચ્છીય પ્રતિસ્પર્ધી મુનિવરોની દલીલોને પણ અગ્રપદ આપવું પડેલ હોવાના હિસાબે જ અહી 'ગર્દભિલ્લો-ચ્છેદકારી તથા શકવંદિત' એ બે પૃથક્ પૃથક્ કાલકાચાર્યોવાળી અને શાસ્ત્રીય બીનાની ઉપેક્ષાવાળી એ એકપક્ષીય બીનાને પણ સ્થાન આપેલ છે એમ માનવુ રહે છે કારણ કે "શ્રી ઠાણાંગસૂત્ર વગેરે સર્વસંમત ગ્રંથોમા-ત્રણ પૃથક્ પૃથક્ કૃત્યોવાળા જણાવેલા પૃથક્ પૃથક્ ત્રણ કાલકાચાર્યોમાના-એક જ કાલકાચાર્યને અંગે માતપિતા વગેરેનો અધિકાર જણાવવાપૂર્વક 'ગર્દભિલ્લોચ્છેદકારી, શકવંદિત અને પર્યુપણાચતુર્થી વ્યવસ્થાપક' એ ત્રણેય કૃત્યો સાથે કહેલા છે" કે જે શ્રી કાલકાચાર્ય, **પ્રસ્તુત પટ્ટાવલીગ્રંથગત ગાથા ૫ની ટીકા મુજબ**-'શ્રી સુસ્થિતસૂરિ તથા શ્રી સુપ્રતિબદ્ધસૂરિની પાટે જણાવેલા દશમા પટ્ટધર શ્રી ઇન્દ્રદિન્નસૂરિજીના સમય દરમ્યાન વીરાત્ ૪૫૩ વર્ષે થએલા છે, અને જેઓશ્રી. ૧૨ મા પટ્ટધર શ્રી વજ્રસ્વામીથી ૧૩૧ વર્ષ પૂર્વે દસ પૂર્વધર યુગપ્રધાન હતા' **વિશેષ સ્પષ્ટતાર્થે જુઓ**:-[સ. ૧૬૫૦ લગભગ રચાએલ જણાતા હોવા છતા ત્રિપુટી આદિ ઇતિહાસ-કારોએ] વિ. સં. ૧૬૪૭ મા રચાએલ ગણાતા 'શ્રીપર્યુપણાદશશતક' ગ્રંથની ગાથા ૧૦૬ની ટીકા.

[ ૩૬ મા પટ્ટધર, શ્રી ગૌતમસ્વામીની જેમ સુશિષ્યોવાળા અને લબ્ધિવંત હતા. ××× વિ. સં ૧૦૨૯ મા **શ્રી ધનપાલ કવિએ** 'દેશી નામમાલા' રચી વિ. સ. ૧૦૯૬ વર્ષે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની ટીકા રચનાર થીરાપદ્રગચ્છીય વાદીવેતાલ **શ્રી શાંતિસૂરિ** સ્વર્ગભાક્ થયા ૩૭મા પટ્ટધર, રાજપ્રદત્ત 'રૂપશ્રી' બિરૂદધારી હતા. ૩૮મા પટ્ટધરશ્રીએ શ્રી યશોભદ્રસૂરિ-શ્રી નેમિચંદ્રસૂરિ આદિ આઠ શિષ્યોને આચાર્યપદે સ્થાપ્યા હતા ]

(૩૯) શ્રી **યશોભદ્રસૂરિ** તથા શ્રી **નેમિચંદ્રસૂરિ**, (૪૦) શ્રી **મુનિચંદ્રસૂરિ** અને **(૪૧) મા પટ્ટધર શ્રી યશોદેવસૂરિ થયા.**

[ ૩૯ મી પાટે બન્ને પટ્ટધર ગુરુભાઈ હતા નવાંગીવૃત્તિકાર **શ્રી અભયદેવસૂરિજી**, વિ સ ૧૧૩૫ મતાંતરે ૧૧૩૯ વર્ષે સ્વર્ગવાસી થયા તથા કૂર્ચપૂરીય ચૈત્ય વાસી **શ્રી જિનેશ્વરસૂરિ**ના શિષ્ય **શ્રી જિનવલ્લભસૂરિએ** ચિત્તોડમા છ કલ્યાણકનો મત પ્રરૂપ્યો ૪૦ મા પટ્ટધર શ્રી મુનિચંદ્રસૂરિ, યાવજ્જીવ કાંજી પર જ રહેવાપૂર્વક 'છ' વિગઈના ત્યાગી હતા શ્રી હરિભદ્રસૂરિકૃત **અનેકાંતજયપતાકા** વગેરે ગ્રંથો ઉપર પંજીકા અને **ઉપદેશપદ** ગ્રંથ ઉપર વૃત્તિ વગેરેની રચના કરવાથી તેઓશ્રી **તાર્કિક શિરોમણિ** તરીકેની ખ્યાતિ પામ્યા હતા તેઓશ્રી, ૩૯ મા પટ્ટધર શ્રી નેમિચંદ્રસૂરિજીના ગુરુ ભાઈ ઉપાધ્યાય શ્રી વિનયચંદ્રના શિષ્ય હતા વિ સં ૧૧૭૮ મા સ્વર્ગવાસી થયેલા તેઓશ્રીએ શ્રી આનંદસૂરિ વગેરે પોતાના અનેક બંધુઓને દીક્ષા આપી આચાર્ય બનાવ્યા હતા તેઓશ્રીને શ્રી નેમિચંદ્રસૂરિજીએ જ ગચ્છનાયક તરીકે સ્થાપ્યા હતા (તેમના સમયમા વિ સ ૧૧૫૯ મા **પૂનમીયામતની** ઉત્પત્તિ થઈ )

તેઓશ્રીને શ્રી અજિતદેવસૂરિ, શ્રી વાદિદેવસૂરિ વગેરે અનેક શિષ્યો હતા **વાદિદેવસૂરિએ** પાટણ સિદ્ધરાજની વિદ્વત્સભામા—૮૪ વાદજીત કીર્તિવાળા અને વાદની જિજ્ઞાસાવાળા—દિગંબરચક્રવર્તી **કુમુદચંદ્રાચાર્યને** વાદમા હરાવીને પાટણમા દિગંબર-પ્રવેશ બંધ કરાવ્યો હતો ××× તેઓશ્રીએ ૮૪૦૦૦ શ્લોક પ્રમાણ 'સ્યાદ્વાદરત્નાકર' નામના 'પ્રમાણ' ગ્રંથની રચના કરી હતી જેઓશ્રીના જ નામથી ખ્યાતિમાન્ એવી **૨૪ શાખા આચાર્યોની** થઇ તેઓશ્રીનો જન્મ સ ૧૧૩૪, દીક્ષા સં ૧૧૫૨ આચાર્યપદ સ ૧૧૭૪ અને સ્વર્ગવાસ સ ૧૨૨૬ શ્રા વ ૭ છે તે શ્રી વાદિદેવસૂરિજીના સમયમા શ્રી દેવચંદ્રસૂરિજીના શિષ્ય ત્રણ ક્રોડ ગ્રંથ (શ્લોક)ના કર્તા કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી થયા તેઓશ્રીનો જન્મ સ ૧૧૪૫ કા શુ ૧૫, દીક્ષા સ ૧૧૫૦, સૂરિપદ સ ૧૧૬૬ અને સ્વર્ગવાસ સ ૧૨૨૯

**(૪૧) મા પટ્ટધર શ્રી અજિતદેવસૂરિ થયા.** [ વિ. સ. ૧૨૦૪ મા **ખરતર**, ૧૨૧૩ મા **આંચલિક**, ૧૨૩૬ મા **સાર્ધપૂનમીયા** અને ૧૨૫૦ મા **આગમિકમતની**

ઉત્પત્તિ થઇ વીરાત્ ૧૬૯૨ (વિ. સ. ૧૨૨૨) વર્ષે **બાહડમંત્રીએ** શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો ]

(૪૨) **શ્રી વિજયસિંહસૂરિ, (૪૩) શ્રી સોમપ્રભસૂરિ** તથા **શ્રી મણિરત્નસૂરિ** અને (૪૪) **મા** પટ્ટધર **શ્રી જગચ્ચન્દ્રસૂરિ** થયા. [શ્રી વિજયસિંહસૂરિજીએ '**વિવેકમંજરી**' ગ્રંથ શુદ્ધ કર્યો. તેઓશ્રીના પહેલા શિષ્ય શ્રી સોમપ્રભસૂરિજી '**શતાર્થી**' તરીકે વિખ્યાત હતા ઉક્ત ૪૩મા બન્ને પટ્ટધરોની પાટે થએલા ૪૪મા પટ્ટધર **શ્રીજગચ્ચન્દ્રસૂરિજીએ** ક્રિયામા શિથિલ મુનિસમુદાયને– ગુરુઆજ્ઞાથી વૈરાગ્યરસોદધિ ચૈત્રગચ્છીય શ્રી દેવભદ્ર ઉપાધ્યાયનો સહકાર લઇ–ક્રિયાપાલનમાં કડક બનાવવા વડે 'હીરલા જગચ્ચંદ્રસૂરિ' તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરેલ ××× આજીવન આયંબિલતપના અભિગ્રહી હોવાને લીધે ૧૨ વર્ષે તેઓશ્રીને '**તપા**' બિરૂદ પ્રાપ્ત થએલ તેને લઇને ૧૨૮૫ વર્ષે નિર્ગ્રન્થગચ્છનુ છઠ્ઠુ '**તપાગચ્છ**' નામ પ્રચલિત થયુ ×××]

(૪૫) **શ્રી દેવેન્દ્રસૂરિ, (૪૬) શ્રી ધર્મઘોષસૂરિ, (૪૭) શ્રી સોમપ્રભસૂરિ** અને (૪૮)**મા** પટ્ટધર **શ્રી સોમતિલકસૂરિ** થયા [શ્રી દેવેન્દ્રસૂરિજીએ, માલવદેશે ઉજ્જયિનીમાં જિનભદ્રશ્રેષ્ઠિના પુત્ર વીરધવલને તેના ચાલુ લગ્નોત્સવમાં જ પ્રતિબોધીને વિ સં ૧૩૦૨માં દીક્ષા આપ્યા બાદ તેના નાના બંધુને પણ દીક્ષા આપી દીર્ઘકાળ માલવદેશમાં વિચર્યા બાદ ગુજરાતમા ખંભાતનગરે પધારવુ થએલ. ત્યા (મંત્રી વસ્તુપાલના ભૂતપૂર્વ લહીઆને શ્રી જગચ્ચંદ્રસૂરિજીએ દીક્ષા આપી આચાર્યપદે સ્થાપેલ અને બહુશ્રુતીભૂત એવા) શ્રી **વિજયચંદ્રસૂરિ,** શિષ્યોમા સ્વમતિકલ્પનાથીજ 'ગીતાર્થો જુદીજુદી વસ્ત્રની પોટલી રાખી શકે, હંમેશાં વિગય વાપરવાની, હંમેશા વસ્ત્ર ધોવાના યાવત્ તત્કાલનુ ઉષ્ણજલ લેવાનું' ઇત્યાદિ ૧૧ આજ્ઞાઓ આપવાદ્વારા શિથિલતા પ્રસારીને–સદોષતાના કારણે જગચ્ચંદ્રસૂરિજીએ છોડી દીધેલ એવી–મોટી પોસાળમાં ૧૨ વર્ષ સુધી વાસ કરી રહેલ।

તેઓ અભિમાનવશાત્ ત્યા દીર્ઘકાળે પધારેલા પણ તે વડિલગુરુભાઇ શ્રી દેવેન્દ્રસૂરિજીમને વંદન કરવા આવ્યા નહિ. એટલે શ્રી દેવેન્દ્રસૂરિજી, સંવિગ્નસાધુઓથી પરિવરેલા પૃથક્ નાના ઉપાશ્રયે પધાર્યા. ત્યારથી લોકોમા મોટા ઉપાશ્રયમા રહેનાર શ્રી વિજયચન્દ્રસૂરિજીનો સમુદાય, '**વૃદ્ધપૌશાલિક**' અને શ્રીદેવેન્દ્રસૂરિજીનો સમુદાય '**લઘુપૌશાલિક**' તરીકે પ્રસિદ્ધ થયો.

ખંભાત ચૌટામાંના '**કુમારપાલવિહાર**' નામના શ્રી જિનમંદિરમાં સ્વપરશાસ્ત્રજ્ઞાનવિચક્ષણ શ્રી દેવેન્દ્રસૂરિજીને ૧૮૦૦ ભક્તશ્રાવકોથી પરિવરેલા **મહામંત્રી વસ્તુપાલે** નમન કરી બહુમાન કરેલા. બાદ **વિજયચંદ્રની** ઉપેક્ષા કરી **પાલણપુર** પધારતા ત્યાં અનેકાનેક મનુષ્યોથી પરિવરેલા અને મોરપીંછના છત્રયુક્ત સિંહાસનમા બેસનારા ૮૪ શ્રેષ્ઠીઓ, તેઓશ્રીના વ્યાખ્યાનશ્રવણાર્થે આવતા હતા

તે નગરના '**પ્રલ્હાદનવિહાર**'માં વેચાણ–ખરીદીના લાગાના હમેશાં ૧ મૂડો (૧૦૦ મણ) અક્ષત અને ૧૬ મણ સોપારી આવતા તેમજ હંમેશાં ૫૦૦ વિશલપ્રિય નાણાનો ભોગ થતો હતો. તેવા શાસનોન્નતિવાળા શ્રીપાલણપુરના સંઘે, કોઇક શિષ્યને આચાર્યપદ આપીને પોતાના મનોરથ પૂર્ણ કરવાની પૂજ્યશ્રીને વિનંતિ કરવાથી શ્રી દેવેન્દ્રસૂરિજીએ યોગ્ય સમય જાણીને પ્રલ્હાદનવિહારમાં જ વિ.સં. ૧૩૨૩ (કોઇકના મતે ૧૩૦૪)માં **વીરધવલ** મુનિને આચાર્યપદવી આપી '**વિદ્યાનંદસૂરિ**' નામે પ્રસિદ્ધ કર્યા. તેમના નાના બંધુ **ભીમસિંહને** પણ તે જ સમયે ઉપાધ્યાયપદવી આપી '**ધર્મકીર્તિ**' નામે પ્રસિદ્ધ કર્યા સંભવે છે આ સૂરિપદપ્રદાન સમયે સુવર્ણમય કાંગરાવાળા તે વિહારના મંડપમાં કુકુમ–કેસરની વૃષ્ટિ થયેલ વિદ્યાનંદસૂરિએ '**વિદ્યાનંદ**' નામનુ વ્યાકરણ રચેલ

શ્રી દેવેન્દ્રસૂરિજીએ, શ્રી શ્રાદ્ધદિનકૃત્યસૂત્ર (ને કેટલાકો તેમની કૃતિ માને છે) અને તેની વૃત્તિ, પાંચ નવ્ય કર્મગ્રંથ અને તેની વૃત્તિ વગેરે અનેક ગ્રંથોની રચના કરી સં ૧૩૨૭ વર્ષે માલવદેશમાં જ સ્વર્ગવાસ પામ્યા દૈવયોગે શ્રી વિદ્યાનન્દસૂરિ પણ ત્યારબાદ તેર જ દિવસે વિદ્યાપુર (વીજાપુર)માં સ્વર્ગે સીધાવેલ! આથી છ માસ બાદ સ્વગચ્છીય આચાર્યોએ **શ્રી ધર્મકીર્તિ** ઉપાધ્યાયને આચાર્યપદવી આપી **શ્રી ધર્મઘોષસૂરિ** નામે પ્રસિદ્ધ કરેલ.

ગુરુમહારાજથી શ્રી વિજયચંદ્રસૂરિ અલગ થવાથી 'હવે કયા ગુરુને ઉપાસવા?' એવી શંકામાં પડેલ શ્રી સંગ્રામસોનીના પૂર્વજને દેવીએ 'જેમની વંશપરંપરા ઉન્નતિશીલ થનાર છે, તે શ્રી દેવેન્દ્રસૂરિજીની જ સેવા કરજે' એમ સ્વપ્નામાં કહેલ. શ્રી દેવેન્દ્રસૂરિજીનું સ્વર્ગગમન સાંભળી (માલવપ્રદેશના) શ્રી સંઘના અધિપતિ '**ભીમ**' શ્રેષ્ઠીએ બાર વર્ષ સુધી ધાન્યનો ત્યાગ કરેલ ]

**(૪૬) મા પટ્ટધર શ્રી ધર્મઘોષસૂરિજીએ** માંડવગઢમાં પેથડ મંત્રીને લાખ રૂપિયાનું પરિગ્રહ પરિમાણ કરવામાં વ્રતનો ભંગ જાણી નિષેધ કર્યો હતો જે મંત્રી, વખત જતાં લોકપ્રિય બની કુબેરસમાન ઋદ્ધિવંત થએલ! કે જેમણે ૮૪ જિનમંદિરો, ૭ જ્ઞાનભંડારો અને શત્રુંજય તીર્થ ઉપર ૨૧ ઘડી પ્રમાણ સુવર્ણના વ્યયે શ્રી ઋષભજિનનો કાંચનમય પ્રાસાદ કરાવેલ. ××× કોઈ સાધર્મિક બંધુએ બ્રહ્મચારીઓને વેષ આપતા મહર્ધિક હોવાથી એક વેષ પૃથ્વીધર (પેથડ) મંત્રીને પણ મોકલાવતાં તેને સ્વીકારીને આ ધર્માત્મા મંત્રીએ ત્યારથી જ એટલે કે–૩૨ વર્ષની યુવાન વયે જ બ્રહ્મચર્યવ્રત ધારણ કરેલ!

તેમના પુત્ર **ઝાંઝણમંત્રીએ** શ્રી શત્રુંજયના શિખર પર્યંત ૧૨ યોજનની સો. પ- ચાદી (ના કસબી વણાટ)ની સંલગ્ન ધ્વજા ચઢાવેલ, જમણો હાથ લાંબો નહિ કરવાની

ટેકવાળા રાજા સારંગદેવને કપૂર ડાબા હાથમાં લેવા પ્રસંગે બંને હાથ રભસવૃત્તિથી જોડાવેલ અને માંડવગઢમા ૭૨ હજાર (મતાંતરે ૩૬ હજાર) રૂપીઆના સદ્‌વ્યયે શ્રી ધર્મઘોષસૂરિજીનો પ્રવેશોત્સવ કરાવેલ

શ્રી દેવપત્તન (પ્રભાસપાટણ)માં શિષ્યની પ્રાર્થનાથી મંત્રગર્ભિત સ્તુતિની રચના કરવાથી સમુદ્રે મોજાં દ્વારા જે ધર્મઘોષસૂરિજીને ચરણે રત્નો ધર્યા હતાં, તથા જેઓશ્રીએ તે દેવપત્તનમા જ પોતાના ધ્યાનના પ્રતાપે પ્રકટ થએલ નવીન કપર્દીયક્ષ દ્વારા—શ્રી વજ્રસ્વામીના માહાત્મ્યથી શત્રુંજય તીર્થથી હાંકી કાઢેલા એવા અને મિથ્યાત્વને વધારી રહેલા—જૂના કપર્દીયક્ષને પ્રતિબોધીને શ્રી જિનબિંબનો અધિષ્ઠાયક બનાવેલ. ××× તેઓશ્રીએ, શ્રી સંઘાચારભાષ્યવૃત્તિ—સુઅધમ્મ૦ સ્તવ—કાયસ્થિતિ પ્રકરણ—ભવસ્થિતિ પ્રકરણ વગેરે અનેક ગ્રંથોની રચના કરીને વિ સં ૧૩૫૭ મા સ્વર્ગવાસ પામ્યા

**(૪૭) મા પટ્ટધર શ્રી સોમપ્રભસૂરિજીએ** नमिऊण भणइ० એ આરાધના સૂત્ર રચેલ. તેમનો જન્મ સં. ૧૩૧૦, દીક્ષા સ. ૧૩૨૧ અને આચાર્યપદ સ. ૧૩૩૨ ગુરુએ 'મંત્ર પુસ્તિકા' અર્પણ કરવા માડી ત્યારે ૧૧ અંગના જાણ એવા તેઓશ્રીએ 'શ્રુત—ચારિત્રને ગ્રહણ કરુ કે મંત્ર પુસ્તિકાને?' એમ જણાવી ગ્રહણ કરી નહિ તેઓશ્રીએ અપ્કાયની વિરાધનાથી બચવા 'જલકુંકણ' દેશમા અને પાણીના દુર્લભપણાને લીધે 'મરુ દેશ'મા સાધુઓનો વિહાર બંધ કરાવેલ. ××× તેઓશ્રીએ 'યતિજીત કલ્પસૂત્ર—जिनेन येन०' ઇત્યાદિ સ્તુતિઓની રચના કરેલ. ××× તેઓશ્રીના 'વિમલપ્રભ, પરમાણંદ, પદ્મતિલક અને સોમતિલક' એ ચાર શિષ્યો આચાર્ય હતા

શ્રી ધર્મઘોષસૂરિજી જે વર્ષે સ્વર્ગવાસ પામ્યા તે જ વર્ષે એટલે કે—સં. ૧૩૫૭ મા જ શ્રી સોમપ્રભસૂરિજીએ શ્રી વિમલપ્રભને આચાર્ય બનાવ્યા, તે થોડો કાળ જીવ્યા! ત્યાર બાદ સ. ૧૩૭૩ મા પોતાનુ આયુષ્ય નજીકમાં પૂર્ણ થવાનુ જાણીને શ્રી પરમાણંદ અને શ્રી સોમતિલક એ બંનેને આચાર્યપદે સ્થાપેલ ત્યારબાદ ત્રણ માસને અંતરે શ્રી સોમપ્રભસૂરિજી તે સ ૧૩૭૩ માં જ સ્વર્ગવાસ પામ્યા ×××

**૪૮ મા પટ્ટધર શ્રી સોમતિલકસૂરિજીનો** જન્મ સ. ૧૩૫૫, દીક્ષા સ ૧૩૬૯, આચાર્યપદ સ ૧૩૭૩ અને સ્વર્ગવાસ સ ૧૪૨૪=સર્વાયુ વર્ષ ૬૯, તેઓશ્રીએ—'બૃહન્નવ્યક્ષેત્રસમાસપ્રકરણ, સત્તરિસયઠાણપ્રકરણ, यत्राखिल० વગેરે સ્તોત્રોની વૃત્તિ અને ઘણા સ્તવનોની રચના કરી હતી 'શ્રી પદ્મતિલક, શ્રી ચંદ્રશેખર, શ્રી જયાનંદ અને શ્રી દેવસુંદર' એ ચાર મુનિઓને અનુક્રમે સૂરિપદ આપેલ. પર્યાયે જયેષ્ઠ શ્રી પદ્મતિલકસૂરિજી એક વર્ષ જીવ્યા તેમાના બીજા શ્રી ચંદ્રશેખરસૂરિજીનો જન્મ સ ૧૩૭૩, દીક્ષા મ. ૧૩૮૫, આચાર્યપદ સ. ૧૩૯૩ અને સ્વર્ગગમન સ ૧૪૨૩ હતો તેઓશ્રીએ—'ઉષિતભોજન કથા, યવરાજર્ષિ કથા તેમજ સ્તંભનક હારબંધ' વગેરે મંત્રપ્રભાવક સ્તવનોની

રચના કરેલ ××× ત્રીજા શ્રી જયાનંદસૂરિજીનો જન્મ વિ. સં. ૧૩૮૦, દીક્ષા સં. ૧૩૯૨, અ. શુ ૭, આચાર્યપદ સં. ૧૪૨૦ ચૈ શુ ૧૦ અને સ્વર્ગવાસ સં. ૧૪૪૧ હતો તેઓએ 'સ્થૂલભદ્રચરિત્ર અને દેવા પ્રભો૦' વગેરે સ્તોત્રોની રચના કરેલ

**(૪૯) શ્રી દેવસુંદરસૂરિ, (૫૦) શ્રી સોમસુંદરસૂરિ, (૫૧) શ્રી મુનિસુંદરસૂરિ અને (૫૨)મા શ્રી રત્નશેખરસૂરિ પટ્ટધર થયા.**

**શ્રી દેવસુંદરસૂરિજી**નો જન્મ સ ૧૩૯૬, દીક્ષા સં. ૧૪૦૪, આચાર્યપદ સં ૧૪૨૦ અને સ્વર્ગવાસ સ (?) તેઓશ્રી, ૩૦૦ ઉત્તમ યોગીઓના પરિવારવાળા–મંત્રતંત્રાદિની સમૃદ્ધિવાળા–અતીતાનાગતાદિ વસ્તુવેત્તા '**ઉદયીપા**' નામના યોગીથી પણ પ્રજા સમક્ષ સ્તુતિ કરવા પૂર્વક વંદાએલા એવા યુગશ્રેષ્ઠ મહાપુરુષ હતા

તેઓશ્રીને–'જ્ઞાનસાગરસૂરિ, કુલમંડનસૂરિ, ગુણરત્નસૂરિ, સોમસુંદરસૂરિ અને સાધુરત્નસૂરિ' એ પાંચ આચાર્ય શિષ્યો હતા **શ્રી જ્ઞાનસાગરસૂરિજી**નો જન્મ સ ૧૪૦૫, દીક્ષા સ ૧૪૧૭, સૂરિપદ સ ૧૪૪૧ અને સ્વર્ગ સ ૧૪૬૦ હતો. તેઓશ્રીએ 'શ્રી આવશ્યક સૂત્ર–ઓઘનિર્યુક્તિ' આદિ ગ્રંથોની અવચૂરિ વગેરેની રચના કરેલ

**શ્રી કુલમંડનસૂરિજી**નો જન્મ સ. ૧૪૦૯, દીક્ષા, સં. ૧૪૧૭, આચાર્યપદ સ. ૧૪૪૨ અને સ્વ સ ૧૪૫૫ હતો. તેઓશ્રીએ–'સિદ્ધાંતાલાપકોદ્ધાર, વિશ્વશ્રીધર વગેરે ૧૮ આરચક્રબંધસ્તવ અને ગરીયસ્ હારબંધસ્તવ (વિચારામૃતસાર, વિંશતિસ્થાનક ચરિત્ર) વગેરે ગ્રંથોની રચના કરી હતી.

**શ્રી ગુણરત્નસૂરિજી**નો કષાયો તથા વિકથા ઉપરનો સંયમ ઉત્કટ હતો તેમની ચારિત્રની અતીવ વિશુદ્ધિ જોઈને લોકો તેમને આસન્નભવી કહેતા તેમણે 'ક્રિયારત્નસમુચ્ચય, ષડ્દર્શનસમુચ્ચય બૃહદ્વૃત્તિ' વગેરે અનેક ગ્રંથોની રચના કરેલ પાંચમા **શ્રી સાધુરત્નસૂરિજી**એ 'યતિજીતકલ્પવૃત્તિ' આદિની રચના કરેલ

**૫૦મા પટ્ટધર શ્રી સોમસુંદરસૂરિજી**નો જન્મ સ. ૧૪૩૦, દીક્ષા સ ૧૪૩૭, વાચકપદ સ ૧૪૫૦ અને સૂરિપદ સ ૧૪૫૭ તેમને ૧૮૦૦ સાધુઓથી પરિવરેલા, સત્ક્રિયાપરાયણ અને અત્યંત મહિમાવાળા જોઈને ક્રોધિત થયેલા દ્રવ્યલિંગીઓએ હણી નાખવા ૫૦૦ આપીને મોકલેલ એક મારાએ, ચંદ્રનો ઉદ્યોત થયે સતે નિદ્રામા પણ રજોહરણથી ભૂમિ પ્રમાર્જીને પડખુ ફેરવતા જોઇને તેમની પાસે પોતાના અપરાધની ક્ષમા માગેલ ××× તેઓશ્રીએ 'યોગશાસ્ત્ર, ઉપદેશમાલા, ષડાવશ્યક, નવતત્ત્વ આદિના બાલાવબોધ, ભાષ્ય–અવચૂર્ણિ તેમજ કલ્યાણક સ્તોત્ર' વગેરે ગ્રંથોની રચના કરી હતી તેઓશ્રી –'**શ્રી મુનિસુંદરસૂરિ**. 'કૃષ્ણસરસ્વતી' બિરૂદધારી **શ્રી જયસુંદરસૂરિ**, 'મહાવિદ્યાવિડંબન' ટિપ્પણના રચયિતા **શ્રી ભુવનસુંદરસૂરિ** અને ૧૧ અંગોના જ્ઞાતા તેમજ 'દીવાલીકલ્પ'ના

કર્તા **શ્રી જિનસુંદરસૂરિ** એ ચાર શિષ્યો હતા. શ્રી રાણકપુરના ચૌમુખ વિહારમાં તેઓશ્રીએ ઋષભદેવ આદિ સેંકડો જિનબિંબોની પ્રતિષ્ઠા કરેલ. અનેક જીવોને પ્રતિબોધી-શાસનનો ઉદ્યોત કરી સં ૧૪૯૯માં સ્વર્ગે ગયા.

**૫૧ મા પટ્ટધર શ્રી મુનિસુંદરસૂરિજી**એ અનેક પ્રાસાદ-પદ્મ-ચક્ર વગેરે ૩૦૦ નવીન રચનામય અને તર્ક પ્રયોગાદિ અનેક ચિત્રાક્ષરમય **'શ્રી ત્રિદશતરંગિણી'** નામનો ૧૦૮ હાથ લાંબો લેખ લખીને ગુરુને મોકલેલ 'ઉપદેશ રત્નાકર' વગેરે ગ્રંથોની રચના કરી હતી 'વાદીગોકુલષંઢ' અને 'કાલીસરસ્વતી' એ બે બિરૂદને ધારણ કરનાર તેઓશ્રી આઠ વર્ષ ગણનાયક અને ત્રણ વર્ષ યુગપ્રધાન તરીકે ખ્યાત હતા બાલ્યાવસ્થામા પણ હજાર અવધાન કરનાર હતા. ૧૦૮ વાટકીના નાદને ઓળખનાર હતા યોગિનીએ કરેલા મરકીના ઉપદ્રવને તેઓશ્રીએ મહિમાયુક્ત सतिकर સ્તોત્ર રચવા દ્વારા દૂર કર્યો હતો. શ્રી સૂરિમંત્રને વિધિપૂર્વક ૨૪ વાર આરાધ્યો હતો. તે આરાધનામાં પણ જેમના ઉપદેશથી ચંપકરાજ, દેપા, ધારાદિ રાજવીઓએ પોતપોતાના દેશમાં ચૌદવાર અમારી પ્રવર્તાવી હતી શીરોહીની દિશામા સહસ્રમલ્લ રાજાએ પણ અમારીનુ પ્રવર્તન કર્યે સતે તેના દેશમાં તીડનો ઉપદ્રવ અટકાવ્યો હતો. તેઓશ્રીનો જન્મ સં. ૧૪૩૬, દીક્ષા સં. ૧૪૪૩, વાચકપદ સં ૧૪૬૬, સૂરિપદ સં. ૧૪૭૮ અને સ્વર્ગવાસ સં ૧૫૦૩ કા. શુ. ૧

**૫૨ મા પટ્ટધર શ્રી રત્નશેખરસૂરિજી**નો જન્મ સં. ૧૪૫૭ (મતાંતરે ૧૪૫૨), દીક્ષા સં. ૧૪૬૩, પંડિતપદ સં ૧૪૮૩, વાચકપદ સં. ૧૪૯૩, આચાર્યપદ સં. ૧૫૦૨ અને સ્વર્ગ સં ૧૫૧૭ પો વ ૬ તેઓશ્રી 'બાલસરસ્વતી' બિરૂદધારી હતા તેઓશ્રીએ- 'શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ, શ્રાદ્ધવિધિવૃત્તિ અને આચારપ્રદીપ' ગ્રંથોની રચના કરી હતી તેઓશ્રીના સમયે વિ સં ૧૫૦૮મા 'લુંકા' નામના લહીયાથી શ્રી જિનપ્રતિમોત્થાપક **લુંકામત** શરૂ થયો તે મતમાં વેષધારી સાધુઓ તો સં ૧૫૩૩મા **'ભાણા'** વેષધારીથી થયા.

**(૫૩) શ્રી લક્ષ્મીસાગરસૂરિજી, (૫૪) શ્રી સુમતિસાધુસૂરિજી અને (૫૫)મા શ્રી હેમવિમલસૂરિજી પટ્ટધર થયા.**

**શ્રી લક્ષ્મીસાગરસૂરિજી**નો જન્મ સં ૧૪૬૪, દીક્ષા સં ૧૪૭૭, પંન્યાસપદ સં ૧૪૯૬, વાચકપદ સં. ૧૫૦૧, આચાર્યપદ સં. ૧૫૦૮, ગચ્છનાયક પદવી સં ૧૫૧૭ (અને સ્વર્ગવાસ સં. ૧૫૪૭)

**૫૫ મા પટ્ટધર શ્રી હેમવિમલસૂરિજી**, શિથિલાચારી થઇ ગયેલ સમુદાયની વચ્ચે પણ મહાવ્રતો અને સાધ્વાચારનુ પાલન કરનાર-કરાવનાર તરીકે યશસ્વીપણે સંવિગ્ન-સાધુઓનો પરિવાર ધરાવનારરૂપે પ્રસિદ્ધ હતા ઋષિ-**હાના, શ્રીપતિ, ગણપતિ** વગેરેએ લુંકામતનો ત્યાગ કરી તેઓશ્રી પાસે ચારિત્ર સ્વીકાર્યું હતુ

**'હાલમાં સાધુ નથી'** એવો મત ધરાવનાર **'કટુક'** નામના ગૃહસ્થે **સં. ૧૫૬૨** માં ત્રણ થોયની વાસનાવાળો **કડવામતી** પંથ પ્રચલિત કર્યો બાદ **સં. ૧૫૭૦માં 'બીજા'** નામના ઋષિએ લુંકામત તજીને **'બીજામતી'** પંથ[2] ચલાવ્યો. **સં. ૧૫૭૨માં** નાગપૂરીય તપગચ્છમાંથી છૂટા પડી ઉપાધ્યાય પાર્શ્વચંદ્રે **'પાર્શ્વચંદ્ર'** ગચ્છ ચલાવ્યો

**પ્રાસંગિક**—"શ્વેતાંબરીય કડવામત અને દિગંબરીય તેરાપંથ '૧—જિનપ્રતિમાને માનવી—પૂજવી, ૨—આ કાળમાં સાધુ—સાધ્વી હોય જ નહિ, એટલે ચતુર્વિધ સંઘ પૈકી હવે શ્રાવક અને શ્રાવિકા એ બે દેશવિરતિ સંઘો જ રહ્યા છે અને ૩—જૈનધર્મના ઉપદેશક મુનિ નહિ પણ પાઘડીવાળો ગૃહસ્થ જ હોય' એ ત્રણ પ્રકારમાં કોઇ કોઇ અંશે સમાનતા ધરાવે છે તેવી માન્યતાવાળા તે કડવા અને દિગંબરીય તેરાપંથ નીકળ્યા પછી વિક્રમની વીશમી સદિમા ત્રીજો શાંતિસાગરનો અને ચોથો શ્રીમદ્ રાજચંદ્રનો પંથ નીકળ્યો. તે બંને

---

૨ સં ૧૯૯૬માં પ્રસિદ્ધ થયેલ 'ઉપાધ્યાય ધર્મસાગરીય શ્રીતપગચ્છપટ્ટાવલી' સંજ્ઞક બુકાકાર પુસ્તકના પૃ. ૨૦૩ના ત્રીજા પેરામાં દર્શાવેલ એ બીજાપંથની સં. ૧૫૭૦ની બીના સાથે તે પુસ્તકના સંપાદકશ્રીએ જે- "(अ) **ખરતર અને તપગચ્છ વચ્ચે પણ વૈમનસ્ય વધી પડ્યું અને** (आ) **એકબીજાને ખોટા ઠરાવવા માટે પુસ્તકોની પણ ખોટી રચના થતી.** (इ) **ઉપાધ્યાયશ્રી ધર્મસાગરે તપગચ્છ સિવાયના** (ई) **બીજાગચ્છો ખોટા છે તે સાબિત કરવા માટે નવીન પુસ્તક રચી તેમાં** (उ) **ઉગ્રભાષામા ઘણા પ્રહારો કર્યાં** (ऊ) **છેવટે તપગચ્છનાયક શ્રી વિજય-દાનસૂરિએ વધી પડેલ ક્લેશ-કુસંપના અગ્નિને શાંત પાડવા માટે** (ए) **તેમના રચેલ** (ऐ) **'કુમતિમતકુદ્દાલ' નામના ગ્રંથને જલશરણ કરાવ્યો** " એ પ્રમાણે લખાણ યોજેલ છે તે સઘળું લખાણ આ નીચે જણાવ્યા મુજબ ક્રમવાર નિરાધાર, અસંગત અને અસત્ય જણાય છે

(अ) તે સં ૧૫૭૦માં તો શું ? પરન્તુ એ પંચાવનમા પટ્ટધરશ્રીની હયાતિના સં ૧૫૮૪ સુધીમાંય તે બંને ગચ્છ વચ્ચે સામાન્ય પણ વૈમનસ્ય થયુ હોવાની કોઇ અતિહાસીક નોધ ઉપલબ્ધ નથી

(आ) તે સમયની તે બંને ગચ્છની તેવી અવૈમનસ્યસ્થિતિમા એકબીજાને ખોટા ઠરાવવાનો કોઇ ઉદ્યમ જ કરવો રહેતો નહિ હોવાથી તેઓએ પુસ્તકોની ખોટી રચના પણ કરવી રહેતી નહોતી અને તેથી જ તે સમયની તેવી કોઈ નોધ ઇતિહાસોપલબ્ધ પણ નથી

(इ) પ્રસ્તુત સં ૧૫૭૦માં તો તે ઉપાધ્યાયજીનો જન્મ પણ ન્હોતો અને તેઓશ્રી ઉપાધ્યાય પણ ૧૬૦૮મા બન્યા હોઈ સંપાદકશ્રીએ તેઓશ્રીના નામે કરેલી એ વાત બેતૂદ છે

(ई) સંપાદકશ્રીએ જણાવેલુ તે નવીન પુસ્તક, તે ઉપાધ્યાયજીએ તપગચ્છ સિવાયના મતોને ખોટા સાબિત કરવા માટે તે સમયે તો શું ? પરંતુ તે પછીના ૫૬મા પટ્ટધર પૂ આણંદવિમલસૂરિજી મ ના સમયે પણ રચેલ હોવાનુ કોઇજ ઇતિહાસ કહેતો નહિ હોવાથી લેખકની એ વાતને અસત્ય જ લેખવી રહે છે

[ સંપાદકશ્રીના પ્રસ્તુત ફકરાગાની ઉપર્યુક્ત અસત્ય બીનાઓને—પ્રસ્તુત પટ્ટાવલી પુસ્તકગત તે ઉપા-ધ્યાય શ્રી ધર્મસાગરજી મ ના (ઇતિહાસજ્ઞ જણાતા લેખકશ્રીએ લખેલા) જીવનચરિત્રનાં પૃ ૧૯થી૨૦ના

( અનુસંધાન પૃષ્ઠ ૧૩ ઉપર )

પંથો પણ ઉપર જણાવેલા એ પંથોની કોટીના જ છે. હાલ પ્રવર્તતા પાંચમા સોનગઢીપંથને પણ ઉક્ત કોટિમાં લેખી શકાય.'

'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા ૩ પૃષ્ઠ ૬૭૦-૭૧

**શ્રી હેમવિમલસૂરિજીની પાટે**-સુવિહિતમુનિઓના મુગટ સમાન અને કુમતરૂપી અંધકારને દૂર કરવામાં સૂર્યસમાન મહિમાવંત એવા-**શ્રીઆણંદવિમલસૂરિ નામે ૫૬મા પટ્ટધર થયા.** તેઓશ્રીનો જન્મ સં ૧૫૪૭, દીક્ષા સ ૧૫૫૨ અને આચાર્યપદ સં ૧૫૭૦ (સ્વર્ગવાસ સ ૧૫૯૬)

ક્રિયાશિથિલ એવા ઘણા યતિઓથી પરિવરેલ હોવા છતાં પોતે વૈરાગ્ય રંગથી ભરપૂર ચિત્તવાળા હતા શ્રી જિનપ્રતિમાનો નિષેધ અને સાધુ પ્રત્યે અરુચિ જગાવનારાઓની ઉત્સૂત્રપ્રરૂપણાથી ભવસમુદ્રમાં ડૂબતા જનસમૂહને જોઇને કરુણારસયુક્ત ચિત્તવાળા તેઓશ્રીએ ગુરુઆજ્ઞાથી કેટલાક સંવિગ્ન સાધુઓની સહાયવડે સં ૧૫૮૨માં શિથિલાચારના ત્યાગરૂપ ક્રિયોદ્ધારરૂપી યાનપાત્રદ્વારા ઉદ્ધાર કર્યો હતો, અને અનેક શ્રેષ્ઠીઓને તથા સેંકડો શ્રેષ્ઠીપુત્રોને કુટુંબ-ધનાદિનો મોહ છોડાવીને દીક્ષા આપી હતી.

સૌરાષ્ટ્રદેશમાં સંવિગ્ન સાધુઓના વિહાર માટે-'જે કોઇ (તે આ મ સાથેના) વાદમાં વિજય પ્રાપ્ત કરે તે જ મારા નગરાદિમાં રહી શકશે, બીજો નહિ' એવો સૌરાષ્ટ્રના

(અનુસંધાન પૃષ્ઠ ૧૨નું ચાલુ)

પહેલા તથા બીજા પેરામાં પણ જે સ્થાન જોવાય છે, તેને ઉપર મુજબ અસત્ય બીના લખનાર તે સંપાદકશ્રીના હસ્તક્ષેપરૂપે જ માનવું રહે ]

(ઉ) તે ઉપાધ્યાયજીએ તેવુ કોઈ નવીન પુસ્તક જ રચેલ નથી, ત્યા તેમા તેઓએ 'ઉગ્રભાષામાં પ્રહારો કર્યા'નું તો તે સંપાદકશ્રી જ કહી શકે

(ઊ) આ આચાર્ય શ્રી વિજયદાનસૂરિજી સ. ૧૫૮૭માં આચાર્ય બનેલા ૫૭મા પટ્ટધર છે તેઓશ્રીએ સ ૧૫૮૪માં સ્વર્ગવાસ પામેલા તે પંચાવનમા પટ્ટધરશ્રી હેમવિમલસૂરિજીના સમયે વધી પડેલ કહેવાતા ક્લેશાગ્નિને શાંત પાડવા પ્રયાસ કર્યા હોવાનુ તો એ સંપાદકશ્રી જ લેખાવી શકે.

(ઋ) શ્રી તપાગચ્છમા આદિથી અદ્યાપિપર્યન્ત પણ જે નામના ગ્રંથનુ અસ્તિત્વ જ નથી તે 'કુમતિમતકુદ્દાલ' નામનો ગ્રંથ એ રીતે સં ૧૬૦૮માં ઉપાધ્યાય બનેલ શ્રી ધર્મસાગરજીએ સં. ૧૫૭૦માં રચેલ હોવાનુ પણ આ સંપાદકશ્રી જ લેખાવી શકે

(ૠ) ઉપર નિર્દિષ્ટ હકીકત મુજબ શ્રી તપાગચ્છમાં જે ગ્રંથની રચના અદ્યાપિપર્યંત પણ કોઇએ કરેલ હોવાનુ ઇતિહાસ કહેતો નથી, તેવા તે નિર્મૂળ 'કુમતિમતકુદ્દાલ' ગ્રંથને તે ૫૭મા પટ્ટધરશ્રીએ, ૫૫માં પટ્ટધર શ્રી હેમવિમલસૂરિજીના સમયે જલશરણ કરાવ્યો હોવાની વાતને પણ-સદંતર ઉપજાવી કાટેલી વાતોને સત્ય ઇતિહાસ તરીકે લેખાવવાની વૃત્તિવાળા જણાતા-એ સંપાદકશ્રી જ ઇતિહાસનુ રૂપ આપી શકે.

અધિપતિનો લેખ લઇને—જેને બેસવા સુલતાને પાલખી આપેલી અને પાદશાહે '**મલિક શ્રી નગદલ**' બિરૂદ આપેલ તેવા—(તે પૂ આચાર્યશ્રીના ભક્તશ્રાવક) **સાહ તૂણસિંહે** ગુરુ મહારાજશ્રીને વિનતિ કરી સપ્રતિ રાજાની જેમ પન્યાસ જગર્ષિ વગેરે સાધુઓને સૌરાષ્ટ્રમા વિહાર કરાવેલ

તથા જેસલમેર વગેરે મરુભૂમિમા પાણીના દુર્લભપણાથી વિહાર દુષ્કર જાણીને ૪૭મા પટ્ટધર શ્રી સોમપ્રભસૂરિજીએ પૂર્વે જે વિહારનો નિષેધ કરેલ તે વિહાર, તે તે પ્રદેશોમાં—કુમત પ્રસરી જવાના ભયથી ત્યાંના લોકોની અનુકપાથી અને ઘણા લાભના હેતુથી —તેઓશ્રીએ ફરી ચાલુ કરવાની સાધુઓને આજ્ઞા ફરમાવેલ

તે આજ્ઞા પામેલ સર્વ સાધુઓમા પણ—નાની વયના છતા શ્રીસ્થૂલભદ્રસ્વામી જેવા, વૈરાગ્યના ભડાર, અત્યત નિસ્પૃહી, જીંદગીભર જઘન્યથી પણ છઠ્ઠતપના અભિગ્રહી અને પારણે પણ આયબિલ વગેરે તપના કરનાર **મહોપાધ્યાય શ્રી વિદ્યાસાગરગણિએ**[3]

---

૩ આ મહોપાધ્યાયશ્રીએ પ્રથમ ખુલ્લા કરેલા તે વિહારને **મોહનલાલ દલીચદ** દેશાઇએ પોતાના સ ૧૯૮૭ના '**જૈનગુર્જરકવિઓ**' ભા ૨ના પૃ ૭૨૪ ઉપરની ફુટનોધમા—"૫૬ આનદ-વિમલ×××સોમપ્રભસૂરિએ પૂર્વે મરુભૂમિમા પાણીના દુર્લભપણાથી સધુવિહાર બધ કરેલો તે તેમણે (આનદવિમલસૂરિજીએ) **મરુભૂમિમાં વિહાર કરી** ખુલ્લો કર્યો " એમ લખીને પૂ આણદવિમલ-સૂરિજીને નામે ચઢાવેલ છે અને તે વખતે જેસલમેર વગેરે પ્રદેશોમાં તે મહોપાધ્યાયજીએ ખરતરોને તેમની સામાચારીમાં ખોટા ઠરાવેલ હોવાની વાતને તો ઉડાવી જ દીધી છે તે, 'તે સમયે પણ શ્રી તપગચ્છના સાગરગીતાર્થ, શાસનના પ્રાણ હતા તેમજ ખરતરો આદિની સાથે સ્થળે સ્થળે વાદ કરી તેઓનો પરાભવ કરતા હતા ' એ વાસ્તવિકબીનાને ઇરાદાપૂર્વક પ્રસિદ્ધિ નહિ આપવાના અસદાશયના પ્રતીકરૂપ હોઇને તેમના પ્રસિદ્ધ ઇતિહાસકારિત્વને કલકરૂપ ગણાય તેમ છે

'જૈન પરપરાનો ઇતિહાસ' ભા ૩ પૃ ૬૯૫ થી ૯૭ ઉપર—તે પૂ મહાતસ્વી મહો અગેના સક્ષિપ્ત ઇતિહાસની નોધ આ પ્રમાણે છે કે-' **૫૩—આ. લક્ષ્મીસાગરસૂરિ, ૫૪—મહો. વિદ્યાસાગરગણિવર** તેમણે બાલ્યાવસ્થામા દીક્ષા લીધી તેઓ બાલબ્રહ્મચારી હતા, આ શ્રી લક્ષ્મીસાગરસૂરિના હસ્તદીક્ષિત શિષ્ય હતા અને આ શ્રી હેમવિમલસૂરિના **મહોપાધ્યાય** હતા તેઓ યુગપ્રધાન આ શ્રી સ્થૂલિભદ્રસૂરિ જેવા શીલધારી હતા સંવેગીપણાના સર્વગુણોથી વિભૂષિત હતા. નિરતર છટ્ઠને પારણે છટ્ઠ અને તેના પારણે પણ આયબિલ એવા મોટા તપસ્વી અને સમર્થ વિદ્વાન ગીતાર્થ હતા

આ શ્રી સોમપ્રભસૂરિજીએ મારવાડમા જેસલમેર વગેરે શહેરોમાં પાણીની તંગીને લીધે મુનિ-ઓને વિહારની મનાઈ કરી હતી, પણ શ્રાવકોને ગુરુની ઝખના એ સ્થિતિમાં ત્યાં લોકાગચ્છના યતિઓ પહોચી ગયા તેઓએ ત્યાના જૈનોને ભક્ત બનાવી જિનાલયોના દર્શન—પૂજન બધ કરાવી મદિરોએ તાળાં મગવી દરવાજે કાટા ભરાવ્યા

આ.શ્રી આનદવિમલસૂરિને આ ખબર મળતા દુખ થયુ×××તેમણે **પ્રથમ જ મહો. શ્રી વિદ્યા-સાગરગણિને** વિહાર કરવાની આજ્ઞા આપી મહો. તપસ્વી હતા જ તેમને અટ્ઠમના પારણે વિપક્ષના

( અનુસધાન પૃષ્ઠ ૧૫ ઉપર )

તે પ્રદેશમાં પ્રથમ વિહાર કર્યો હતો તેમણે ત્યાંના જેસલમેર વગેરે પ્રદેશોમાં **ખરતરોને,**[૪] મેવાડદેશમાં **વિજામતી** વગેરેને તથા મોરબી વગેરે સ્થળોમાં **લુંકામતી** વગેરેને પ્રતિબોધ પમાડીને સમ્યક્ત્વ બીજ વાવ્યું થકુ અનેક પ્રકારે વૃદ્ધિ પામેલું આજે પણ પ્રસિદ્ધ છે

તેમ જ પાર્શ્વચંદ્રે પોતાના મતથી વાસિત કરેલા વીરમગામમા આ શ્રી આણંદ-વિમલસૂરિજીએ વાદમાં પાર્શ્વચંદ્રને જ નિરુત્તર કરીને પુષ્કલ જૈનોને જૈનધર્મ પમાડ્યો હતો. એ પ્રમાણે માલવદેશમાં **ઉજ્જયિની** વગેરેમાં તેવા કુમતીઓને વાદમાં પરાભવિત કરી ઘણા જૈનોને જૈનધર્મ પમાડેલ વિશેષ શુ કહીએ ? સવિગ્નતા વગેરે ગુણોવડે જેઓ-શ્રીની કીર્તિપતાકા આજે પણ સજ્જનોના વચનરૂપ પવનથી શાસનરૂપી પ્રાસાદના શિખરે અહિથી તહીં ફરકતી ઉલ્લસી રહી છે

ક્રિયોદ્ધાર કર્યા પછી આ. શ્રી આનંદવિમલસૂરિ, નિયતતપ છોડીને ૧૪ વર્ષ સુધી જઘન્યથી છઠ્ઠતપના અભિગ્રહધારી હતા, ત્યારબાદ ઉપવાસ તથા છઠ્ઠથી શ્રી વીસ સ્થાનકની

---

**( અનુસંધાન પૃષ્ઠ ૧૪ નુ ચાલુ )**

શ્રાવકોએ આપેલી રાખ તેઓ પાણીમા ઘોળી પીઈ જઈ તે રાખના પારણા ઉપર બીજો અટ્ઠમ કર્યો । આ ઘટનાની ખબર પડવાથી સૌ જૈનો મહોપાધ્યાયજી પાસે આવી તેમના ચરણોમા ઝૂકી પડયા .

મહોપાધ્યાયજીએ આ રીતે કષ્ટ સહન કરી મોટી મારવાડનો 'મુનિવિહાર' ખુલ્લો-કર્યો જેસલ-મેરમા ખરતર ગચ્છવાળા વગેરેને ઉપદેશ આપી શુદ્ધ જૈન ધર્મમાં સ્થાપ્યા હતા

[ આ ઉપરથી સારરૂપે એમ કહી શકાય કે-" આ બાબતમાં-શ્રી મો દ દેશાઈએ-'ખરતરાદિ ઉત્સૂત્રભાષીઓને તેઓના મતમાં શાસ્ત્રાધારે ખોટા ઠરાવ્યાના ગુન્હા બદલ પોતાના ઐતિહાસિક પુસ્તકો અને લેખોમા જેમ મહો શ્રી ધર્મસાગરજી ગણિવરને યેનકેન પ્રકારેણ-'ઉગ્રસ્વભાવી, કલેશકારી, કદાગ્રહી' ઓળખાવીને પ્રવર્તવામા ઇતિહાસકારિત્વ માનેલ છે, તેમ આ મહામહોપાધ્યાય વિદ્યાસાગરજી ગણિવરને પણ તેમણે ખરતરો વગેરેને જુઠા ઠરાવ્યાના ગુન્હા બદલ જ તેમની ઉપરોક્ત મહામુનિવરતાને પ્રસિદ્ધિ નહિ આપવામા ઇતિહાસકારિત્વ માન્યુ હોય." ]

૪ આ મીના, વડીપોપાળના આ ક્ષેમકીર્તિસૂરિજીના શિષ્ય **શ્રી નયપ્રભજી**એ સભવત વિ સં ૧૩૩૫મા રચેલા **'ઉત્સૂત્રકદ્દકુદ્દાલ'** ગ્રથની મુખ્યતાએ અને પ્રાય· સ ૧૫૭૧ થી ૭૩ સુધીમા બની સભવે છે કારણ કે-તે સં. ૧૩૩૫મા રચાયેલ તે ગ્રથના પહેલા વિશ્રામના ૨૦ મા શ્લોકની ટીકામા 'પૂનમીયા, ખરતર, આચલિક, આગમિક અને સાર્ધપૂનમીયા' વગેરે ગચ્છોને નિહ્નવ બતાવ્યા છે જુઓ-**જૈન પરપરાનો ઇતિહાસ' ભા. ૩ પૃ ૭૧૩.**

શ્રી તપગચ્છમા જ ચારિત્ર માનનાર તે ગ્રથના કર્તા **નયપ્રભજી**, વિશ્રામ ૮ના શ્લોક ૧૩ થી ૧૬ની ટીકામા એ વાત પણ સ્પષ્ટ લખે છે કે-'૫-શુદ્ધ ચારિત્ર તપગચ્છમા આ ક્ષેમકીર્તિસૂરિ વગેરેમા વર્તે છે' જુઓ **'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા. ૩. પૃ. ૭૧૨ :** વળી તે ભા ૩ના પૃષ્ઠ ૭૧૩ થી ૧૪ની ફુટનોટમા-ઉક્ત 'ઉત્સુત્રકંદકુદાલ' ગ્રંથમાની અન્ય અન્ય પણ ચાર મહત્વની ઐતિહાસિક નોંધો આપેલ છે

આરાધના વગેરે ઉત્કૃષ્ટ તપ કરીને સં. ૧૫૯૬ના ચૈત્ર શુદિ ૭ના દિને અંતિમ ૯ દિવસના ઉપવાસપૂર્વકનું અણસણ કરી અમદાવાદ મુકામે સ્વર્ગે સીધાવેલ.

( વિ સ ૧૯૯૬માં પ્રસિદ્ધ થયેલ– ‘ ઉપા શ્રી ધર્મસાગરીય શ્રી તપગચ્છપટ્ટાવલી ’ સજ્ઞક બુકાકાર પુસ્તકના પૃ ૨૦૮–૯ ઉપરના વિશેષ લખાણમાનો સક્ષિપ્ત આનુષગિક એક પ્રસગ :– )

## ખરતરોના મુનિઘાતક જુલમોનું માણિભદ્રદ્વારા નિવારણ

“ સ ૧૫૮૪મા ગુરુ મ શ્રી હેમવિમલસૂરિજીના સ્વર્ગવાસ બાદ તેઓશ્રી વિહાર કરતા કરતા માળવામા પધારેલ અને ( માસખમણના અતિમ દિવસે ) ઉજ્જયિની નગરી પાસેની ક્ષિપ્રાનદીના ‘ ગન્ધર્વસ્મશાન ’ મા કાઉસગ્ગધ્યાને રહેલ, તે સમયે તે નગરીનો–યતિવર્ગની શિથિલતા જોઈ સાધુસમાજ પરત્વે ઘૃણા ધરાવતો બની ગયેલ **માણેકચંદ** નામનો માતૃભકત શ્રેષ્ઠી, ધર્મનિષ્ઠ માતાની આજ્ઞાથી પારણાને દિવસે ગુરુ મ ને બોલાવી લાવવા તે સ્મશાને ગયો ત્યાં કાઉસગ્ગમા ઉભેલા આ આચાર્ય મ ની દાઢી પાસે ઘૃણાસ્પદ દૃષ્ટિએ તથા કુતુહલબુદ્ધિએ અગ્નિ સળગાવીને ધર્યો ! દાઢી સળગતા મુખ દાઝ્યુ તો પણ પરિષહસહનકારી શ્રી સૂરિજી મ નું મુખારવિંદ રચમાત્ર પણ ગ્લાનિ નહિ પામેલુ જોઇને તે માણેકચદ શેઠને પોતાના તે કૃત્યનો અત્યત પશ્ચાત્તાપ થયો જ્યારે સૂરિજી મ ને તેના પર કરૂણાભાવ જ ઉપજ્યો ! આથી માણેકચંદ શેઠ વધુ શરમીદ બન્યો ગુરુ મ ની એ ક્ષમાના પરિણામે તે ધર્મભ્રષ્ટ માણેકચદ શેઠ ગુરુભકત બન્યો અને પોતાના તે અપરાધની ક્ષમા માગી

તે શેઠ, વ્યાપારાર્થે **પાલી** રહેતો હતો તેથી તેણે ગુરુમ.ને આગ્રહ કરી પાલી ચાતુર્માસ કરાવ્યુ ચાતુર્માસમા શત્રુજયમાહાત્મ્યના શ્રવણથી તેને થયેલ તીર્થયાત્રાની ઉત્કૃષ્ટ ભાવનાના યોગે ગિરિરાજના દર્શન ન થાય ત્યા સુધી અન્ન–જળ નહિ લેવાની તત્કાલ પ્રતિજ્ઞા લઈ લેવાથી સઘસહિત યાત્રા માટે પગપાળા તુર્તજ પ્રયાણ કર્યું. ઉપવાસના સાતમા દિને **સિદ્ધપુર** પાસેના **મગરવાડાના** જગલમા ભીલ્લ લોકોએ સઘ પર કરેલા હુમલામા માણેકચંદ શેઠને પ્રાણઘાતક પ્રહાર થયો તે વેદનામા શુભ ભાવપૂર્વક શત્રુજયતીર્થના ધ્યાનમા મૃત્યુ પામી તેઓ વ્યતર નિકાયમા માણિભદ્ર નામના દેવ થયા

એ સમયે દિવસે દિવસે વધતા જતા ગચ્છમમત્વને[૫] લીધે ખરતર અને તપગચ્છના

૫ આ બીનાથી માનવુ રહે છે કે–‘ આ શ્રી અનંદવિમલસૂરિજીની આચાર્યપદવી પહેલા પણ, વર્ષોથી ગચ્છોમા પરસ્પર ગચ્છમમત્વ હતુ, પરતુ ઇતિહાસ જોતા ૪૭મા પટ્ટધર આ શ્રી સોમપ્રભસૂરિજીથી માંડીને ૫૫મા પટ્ટધર આ શ્રી હેમવિમલસૂરિજી મ. સુધીના પટ્ટધરોએ નિજના ગચ્છમમત્વને સમાજશાતિ અર્થે ગૌણપણે જાળવી રાખ્યુ હતુ ’

સાધુઓ વચ્ચે કદાગ્રહ[૬] વધી પડ્યો હતો, એક બીજા અન્ય ગચ્છીય સાધુઓનો યેન કેનાપિ પરાભવ કરવામાં રક્ત[૭] રહેતા ××× **ખરતરગચ્છીય સાધુઓએ ભૈરવને સાધીને તેના દ્વારા તપગચ્છીય લગભગ ૫૦૦ સાધુઓનો સંહાર[૮] કરાવ્યો.** આ નિર્દય સમાચાર સાભળતા આણંદવિમલસૂરિજીનું મન ખિન્ન થયું તપગચ્છની સાર-સભાળની ફરજ તરીકે તેઓશ્રીથી આવા કૃત્યોની ઉપેક્ષા કરી શકાય તેમ ન હતું. એથી પોતે પોતાના પાલણપુર તરફના લંબાવેલા વિહારમાં આવતા મગરવાડાના જંગલમાં વાસ કર્યો. ત્યા રાત્રે ધ્યાનાવસ્થા સમયે પૂર્વોક્ત **માણિભદ્રદેવ** તેમની સમક્ષ પ્રગટ થયો અને આજ્ઞા ફરમાવવા જણાવ્યું ગુરુમહારાજે ખરતરગચ્છીય યતિઓના જુલ્મોની વાત જણાવીને તેવા સીતમોનુ નિવારણ કરવાનું કહ્યુ માણિભદ્રે શાસનભક્તિને અગે તે કથન સ્વીકાર્યું, પણ સાથોસાથ માગણી કરી કે-તપગચ્છના દેરાસરો તેમજ ઉપાશ્રયોમા મારી મૂર્તિની સ્થાપના કરવામા આવે ગુરુએ તેનુ વચન સ્વીકાર્યું આ વાતની સાક્ષીરૂપે અત્યારે પણ કેટલાક સ્થળોએ માણિભદ્રની મૂર્તિની સ્થાપના જોવામા આવે છે ”

[ ‘તપગચ્છ પટ્ટાવલી’ પૃ ૨૦૮-૨૦૯ ]

## (૫૭) શ્રી વિજયદાનસૂરિ અને (૫૮)મા પટ્ટધર વિજયહીરસૂરિજી થયા.

૫૭મા પટ્ટધર શ્રી વિજયદાનસૂરિજી મહારાજે ખભાત-અમદાવાદ-પાટણ-મહેસાણા ગધારબદર વગેરે અનેક શહેરો આદિમા મહામહોત્સવપૂર્વક અનેક સેંકડો પ્રમાણ શ્રી જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી હતી.

---

૬. આ બીનાથી માનવુ રહે છે કે-‘આ શ્રી આનંદવિમલસૂરિજીએ, આચાર્ય બન્યા પછીથી પોતાના ગુરુની સંમતિપૂર્વક ગચ્છમમત્વના જળવાએલ ગૌણપણાને સત્યના આવરણરૂપે લેખીને જૈન સમાજમા તપગચ્છના સત્યપણાનો સ્વ અને અન્ય ગચ્છીઓને સક્ષાત્કાર કરાવવા કમર કસી હતી ’

૭ આ બીનાથી સ્પષ્ટ મનાય તેમ છે કે-આ શ્રી આનદવિમલસૂરિજીની આજ્ઞાથી શાસન-ધગશવાળા મહાતપસ્વી મહો શ્રી વિદ્યાસાગરજીગણિએ સંભવત સ ૧૫૭૧ થી ૭૩ સુધીમાં પ્રાણાત કષ્ટપ્રદ મરુભૂમિમાં વિચરીને જેસલમેર વગેરે પ્રદેશોમા ખરતરાદિ નવા ગચ્છોના મુનિઓનો વાદમાં સર્વત્ર પરાભવ કર્યો હતો અને તેને અંગે ખરતર, વિજામતી, લુકામતી વગેરે ગચ્છનો મુનિઓ તપ-ગચ્છના મુનિઓનો યેનકેનાપિ પ્રકારેણ પરાભવ કરવામાં રક્ત હતા.

૮ ઉપા શ્રી વિદ્યાસાગરજીગણિની સાથેના વાદમા સર્વત્ર પરાભવિત થયા પછી ખરતરીય મુનિઓ, પોતાના ગચ્છની-‘સ્ત્રીને પ્રભુપૂજાનો નિષેધ વીરવિભુના ૬ કલ્યાણક’ વગેરે અનેક વિપરીત ઠરેલી માન્યતાઓને તપગચ્છના કોઇપણ વિદ્વાન મુનિની રૂબરૂ શાસ્ત્રસિદ્ધ લેખાવી શકે તેમ ન હતુ, તેને અગે પ્રકટેલા અનતાનુબધી ક્રોધદાવાનલથી પ્રજ્વલીને સાધુના લેબાશમા શયતાન બની ગયા હોવાનુ સૂચક એવુ આ ઘોર અપકૃત્ય ગણાય

જેઓશ્રીનો ઉપદેશ પામીને સુલતાન મહંમદના માનીતા **મંત્રી ગલરાજ,** કે-જેમનું ઉપનામ 'મલિક શ્રીનગદલ' હતુ. તેમણે કદિ નહિ સાભળેલ એવી શ્રી શત્રુંજયતીર્થની છ મહિના કરમુક્તિ કરાવીને સર્વત્ર કંકોત્રી મોકલવા પૂર્વક એકઠા કરેલ અનેક દેશ–નગર અને ગામો આદિના સંઘો સહિત શ્રી શત્રુંજયની યાત્રા, ભરતચક્રીની જેમ મોતી વગેરેથી શત્રુંજયને વધાવીને કરેલ

તેમ જ જેઓશ્રીના ઉપદેશ (ના અમલ)મા તત્પર એવા ગંધારબંદરના શા. રામજી તથા અમદાવાદના સં કુંવરજી વગેરે શ્રાવકોએ શ્રી શત્રુંજય તીર્થ પર **ચૌમુખજી, અષ્ટાપદ** વગેરે જિનપ્રાસાદો અને દેરીઓ કરાવેલ તથા ગિરનારતીર્થે જીર્ણોદ્ધાર કરાવેલ. **સૂર્યના ઉદયે તારાની જેમ જેઓશ્રીના ઉદયે પ્રખર વાદીઓ પણ અદૃશ્ય થઇ જવા પામ્યા હતા.**

જેઓશ્રી સિદ્ધાંતના પારગામી, અખંડિત પ્રતાપમય અને અપ્રમત્તપણાવડે તેમ જ રૂપલક્ષ્મીવડે શ્રી ગૌતમસ્વામી સદૃશ હતા ગુજરાત–માળવા–મારવાડ–કુંકુણ વગેરે સમસ્તદેશોમા અપ્રતિબદ્ધવિહારી હતા છઠ્ઠ–અઠ્ઠમ વગેરે તપશ્ચર્યા કરવા છતા પણ 'ઘી' સિવાયની પાચેય વિગઇના યાવજ્જીવ ત્યાગી હતા મારી (પ્રસ્તુત ગ્રંથકાર ઉપા શ્રી ધર્મસાગરજી[૯]) જેવા પણ શિષ્યોને શ્રુતજ્ઞાન વગેરેનુ પ્રદાન કરવામા કુબેર જેવા હતા અગીઆર અંગની (અનેક સ્થાનની હસ્તલિખિત) પ્રતોની અનેકવાર શુદ્ધિ કરનાર હતા! વિશેષ શુ કહીએ? તેઓશ્રી હિતોપદેશ વગેરે આપવા વડે તીર્થંકરની જેમ પરોપકારી હોવા તરીકે સર્વજન પ્રસિદ્ધ હતા

તેઓશ્રીનો જન્મ સં ૧૫૩૩, દીક્ષા સં ૧૫૬૨, આચાર્યપદ સં. ૧૫૮૭ અને અનશન વગેરે વડે સમ્યગ્ આરાધનાપૂર્વક (ચાણસ્મા પાસે) વડાવલી મુકામે સં. ૧૬૨૨ મા સ્વર્ગવાસ થયો હતો

**તેઓશ્રીની પાટે ૫૮મા પટ્ટધર આ. શ્રી હીરવિજયસૂરિજી થયા.** વર્તમાન (ઉપા. શ્રી ધર્મસાગરજી ગણિના) સમયે તપાગચ્છનો ઉદ્યોત કરવામા સૂર્યસદૃશ હતા

૯ તેઓશ્રીને સં ૧૫૯૫મા ૫૬મા પટ્ટધર ગચ્છાધિપતિ પૂ આ શ્રી આનંદવિમલસૂરિજીએ સ્વહસ્તે દીક્ષા આપી હતી તેઓશ્રીના પ્રતિબોધક ગુરુમહારાજશ્રીનુ પવિત્ર નામ **શ્રી જીવર્ષિગણિ** હતુ ઇતિહાસ મુજબ આ પૂ જીવર્ષિગણિ, જીંદગી સુધી છએ વિગઈના ત્યાગી એવા પરમ તપસ્વી હતા દીક્ષાદાતા પૂ આનંદવિમલસૂરિજી મ **સં** ૧૫૯૬ના ચૈત્ર શુદ ૭ના સ્વર્ગવાસી થયા પહેલા દોઢ વર્ષમા આ ઉપા **શ્રી ધર્મસાગરજી મહારાજ,** પૂ આનંદવિમલસૂરિજી મ આદિ વડીલ મુનિગણના શ્રીમુખે–'ખરતર મુનિઓએ પોતાના નૂતન મતને જૂઠો ઠરાવનારા તપગચ્છના સેંકડો મુનિઓને ભૈરવના હાથે હણાવી નાખવાના કરેલા જુલમનો વેગ મણિભદ્રવીરે શમાવ્યો તેમજ તેઓનો મહાતપસ્વી મહો શ્રી વિદ્યાસાગરજી ગણિએ જેસલમેર આદિ અનેક સ્થળોમા પરાભવ કર્યો" **એ વગેરે બીનાથી માહિતગાર બન્યા જ હોય.**

તેઓશ્રીના જન્મ સં ૧૫૮૩ પાલનપુર, દીક્ષા સં. ૧૫૯૬ કા વ ૨ પાટણ, પંડિતપદ સં ૧૬૦૭ નાડોલ, વાચકપદ સં. ૧૬૦૮ નાડોલ, આચાર્યપદ સં. ૧૬૧૦ શિરોહી (અને સ્વર્ગવાસ સ ૧૬૫૨ ભા. શુદ ૧૧ ઊના)

તેઓશ્રીના સૌભાગ્ય-વૈરાગ્ય અને નિઃસ્પૃહતાદિ ગુણોમાના એક પણ ગુણનું વર્ણન કરવા બૃહસ્પતિ પણ ચતુર નથી તેઓશ્રી ખંભાત હતા ત્યારે ત્યાના શ્રદ્ધાળુ શ્રાવકોએ એક ક્રોડ ટંકનો પ્રભાવનાદિમાં સદ્વ્યય કર્યો હતો. તેઓશ્રીના પગલા કરાવવામા ભક્તજનો તરફથી પ્રતિપગલે સુવર્ણટંક કે રૂપાનાણુ મૂકવામા આવતું અને તેઓશ્રીની આગળ મોતી વગેરેનો સ્વસ્તિક કરીને પ્રાયઃ તેના ઉપર પણ રૂપાનાણુ મૂકવામાં આવતું હતું, જે સંપ્રતિ પણ પ્રત્યક્ષસિદ્ધ છે.

તેઓશ્રીએ શિરોહીમાં શ્રી કુંથુનાથ ભગવાનની અને નાડલાઈમાં અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરવા ઉપરાત ખંભાત-અમદાવાદ-પાટણ વગેરે નગરોમા લાખો ટંકના વ્યયે અનેક પ્રતિષ્ઠાઓ વડે હજારો જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી અને જેઓશ્રીના વિહાર વગેરેમા યુગપ્રધાનની જેવા અતિશયો પ્રત્યક્ષસિદ્ધ જ હતા

અમદાવાદમા લુંકામતના નાયક મેઘજી ઋષિએ પોતાના મતનુ આધિપત્ય, દુર્ગતિનુ કારણ છે એમ સમજીને અકબર બાદશાહના વાજીંત્રોના નાદ સાથે તે બાદશાહના આજ્ઞાપૂર્વક મહામહોત્સવથી પોતાના ૨૫ મુનિઓ સાથે (તપગચ્છની) દીક્ષા લઈને તેઓશ્રીની ચરણસેવા સ્વીકારી હતી। આવુ શાસનપ્રભાવક કાર્ય પૂર્વે કોઈપણ આચાર્યનુ સાભળેલ નથી

સમસ્ત સંવેગી સાધુઓના મુગટસમાન એવા આ આચાર્યશ્રીના ઉપદેશથી-હજારો હાથી, લાખો અશ્વો અને ગૂર્જર-માળવા-બિહાર-અયોધ્યા-પ્રયાગ-ફત્તેહપુર-દિલ્હી-લાહોર-મુલતાન-કાબૂલ-અજમેર તથા બંગાળ આદિ ૧૨ દેશોના ૧૨ સુબાઓના પણ સ્વામી (એવા) અકબર બાદશાહે પોતાના સમગ્ર દેશોમા (ઉપા શ્રી શાંતિચંદ્રજીએ અકબર બાદશાહ પાસેથી પ્રાપ્ત કરીને તેઓશ્રીને ચરણે ધરેલ અમારીના પાચ મહિના અને ૧૮ દિવસ મળીને) છ મહિના અમારી પ્રવર્તાવી, જીજીયાવેરો માફ કરી વિશ્વ ભરમા પ્રભુશાસનનો પ્રભાવ વિસ્તાર્યો હતો।

**એ અંગે સંક્ષેપથી ઇતિહાસ આ પ્રમાણે:**-એક વખતે પોતાના પ્રધાનોના મુખથી આ પૂ આચાર્યશ્રીના શમદમાદિ અદ્ભુતગુણો સાભળી ચમત્કાર પામેલા અકબરે તેઓશ્રીના દર્શન કરવા ફરમાન મોકલીને ગંધારબંદરથી તેઓશ્રીને આગરા નજીકના ફતેપુર શહેરમા મહોત્સવ પૂર્વક બોલાવ્યા આથી [તે સ. ૧૬૩૯ના સમયે કેટલાક તપાગચ્છીય મુનિઓએ, પ્રચ્છન્નતયા ખરતરગચ્છીય મુનિઓનો સંપર્ક સાધીને વધારેલા

ખરતરગચ્છીયોના તેજમાં અંજાએલા-'પાર્શ્વચંદ્ર, આચલિક, લુંપક, કડવામતી, વિજા-મતી' વગેરે ગચ્છીયોએ પણ ખરતરગચ્છીયોની હુકે શ્રી તપાગચ્છ સામે જગાવેલ ભારી કલેશ, ગુજરાત આદિ પ્રદેશોમાં પ્રવર્તમાન હોઇ તેના નિવારણ માટે ઉકત પ્રદેશોમાં પ્રતીકાર કરવા સારૂ પૂ આચાર્યશ્રીની હાજરી ખૂબ જ આવશ્યક હતી છતા નિરુપાયે ] પૂ આ મ શ્રીએ (થોડા મુનિવરો સાથે તે તરફ કરવા પડેલા) વિહારમા અનેક ભવ્યાત્માઓરૂપી ક્ષેત્રમા સમક્તિબીજનુ વપન કરતા સં ૧૬૩૯ના જેઠ વદિ તેરસે તેઓશ્રી ફતેપુર પધાર્યા, અને તે જ દિવસે **પૂ. ઉપા. શ્રી વિમલહર્ષગણિ** આદિથી પરિવરેલા તેઓશ્રી, **મંત્રી અબુલ ફજલ શેખ** દ્વારા બાદશાહને મળ્યા ...

અકબરે સુખશાતા પૂછી– સભામંડપમા બેસાડી પરમેશ્વરનુ અને ધર્મનું સ્વરૂપ પૂછવા સાથે પરમાત્મપદની પ્રાપ્તિનો ઉપાય વગેરે પૂછતા પૂ આચાર્યશ્રીએ, તે દરેકનું સ્વરૂપ અને ઉપાય અમૃતમયવાણીથી સમજાવવા પૂર્વક એવો ધર્મબોધ કર્યો કે–શીકાર સંબધીની કુશળતા બતાવવા સારૂ આગ્રાથી અજમેર સુધીમા એકેક ગાઉને આંતરે બાધેલ 'વાવ'ના મીનારા દીઠ પોતે હણેલા સેંકડો હરણોના શીંગડા લટકાવવા તરીકેની હિંસાદિ પાપક્રિયાની આસકિતવાળો–તે બાદશાહ, દયાવંત–દાનપરાયણ અને સાધુજનની સંગતિવાળો બન્યો !...

અત્યંત સંતોષ પામેલા બાદશાહે નિર્ગ્રંથમુનિને છાજતું દાન આપવાનુ વિચારીને 'અમારી પાસે જૈનસિદ્ધાંતના પ્રાચીન પુસ્તકો છે, તે સ્વીકારવાની મહેરબાની કરો' એમ વારંવાર આગ્રહ કરવાથી પૂ આચાર્યશ્રીએ તે પુસ્તકો સ્વીકારી આગ્રાના જ્ઞાનભંડારમા મૂકયા ત્યા એક પહોરથી વધુ સમય ધર્મચર્ચા કરીને આચાર્યશ્રી મહોત્સવપૂર્વક ઉપાશ્રયે પધાર્યા સર્વત્ર જૈનશાસનની અતિશય ઉજ્વળ ઉન્નતિ થવા પામી !..

ત્યાથી ભારીબહુમાનપૂર્વક તે સં. ૧૬૩૯નું ચાતુર્માસ આગ્રા કર્યું –બાદ વિહાર કરી યાત્રાર્થે આવેલા આચાર્યશ્રીએ **શૌરીપુર**મા શ્રીઋષભજિન અને નેમિનાથભગવંતની પ્રાચીન મોટી પ્રતિમાઓની તથા તે સમયે બનાવાયેલ શ્રી નેમિજિનની પાદુકાની પ્રતિષ્ઠા કરી ત્યાથી પુન આગ્રા પધારી ત્યાના શા. માનસિંહ કલ્યાણમલ્લે ભરાવેલ **શ્રી ચિંતામણી-પાર્શ્વનાથ** વગેરે બિંબોની સેંકડો સુવર્ણટંકના સદ્વ્યયમય મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરી

બાદ બાદશાહને ફતેપુર પુન મળ્યા તે સમયે એકપહોર ધર્મગોષ્ઠી કરી તેનાથી પ્રસન્ન થએલ બાદશાહે–'પસંદ પડે તે પ્રકારનુ આતિથ્ય સ્વીકારો કે–જેથી અમે કૃતકૃત્ય થઇએ' એમ માનભેર જણાવતા પૂ આચાર્યશ્રીએ 'પર્યુષણના આઠ દિવસ સમસ્ત દેશમા અમારી પળાવવાનુ અને કેદીઓને મુકત કરવાનું' કહ્યુ ! તેઓશ્રીના આ કોટિના નિઃસ્પૃહ અને સરલ સ્વાભાવ આદિથી ચમત્કૃત થએલા બાદશાહે 'અમારા તરફથી તેમા ચાર દિવસ વધારે થાઓ.' એમ કહીને પોતાના આધીન સમગ્ર દેશોમા શ્રા વ ૧૦થીભા.શુ

૬ સુધીના **૧૨** દિવસ અમારી પાળવાનું જણાવનારા પોતાની મુદ્રાવાળા છ ફરમાનો આચાર્યશ્રીને શીઘ્રતયા સુપરત કર્યા, બંદીખાનેથી લોકોને છુટા કર્યા અને એ ઉપરાંત અનેક ગાઉના વિસ્તારવાળા 'ડાબર' નામના સરોવરે જઇ ત્યા રહેલા અનેક દેશાવરોના લોકો તરફથી ભેટ આવેલા જુદી જુદી જાતના પક્ષીઓનો સાધુઓ સમક્ષ છૂટકારો કર્યો. ×××

પૂ આચાર્યશ્રીએ પહેલું (સં ૧૬૩૯નું) ચાતુર્માસ **આગરા,** બીજુ **ફત્તેપુર,** ત્રીજું **અભિરામાબાદ** અને ચોથું (૧૬૪૨નુ) ચોમાસુ પુન **આગરા** એમ તે દેશમા ચાર ચોમાસા કરીને-ગૂર્જરદેશમા રહેલા શ્રી વિજયસેનસૂરિજી આદિ શ્રી સઘના આગ્રહથી પાદશાહ પાસે ફરમાનાદિ કાર્ય કરાવવામા તત્પર શ્રી શાતિચંદ્ર ઉપાધ્યાયને મૂકીને મેડતા વગેરે શહેરોના માર્ગે વિહાર કરતાં (સં ૧૬૪૩નુ) ચાતુર્માસ **નાગપુર** કર્યું. ત્યાથી તેઓશ્રી (સ ૧૬૪૪મા) શિરોહી પધાર્યા ત્યા અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરી યાત્રાર્થે આબુતીર્થે પધાર્યા ત્યા શિરોહીના મહારાજા સુલતાનજીએ, 'લોકોનો કર લઇશ નહિ અને હિંસા બધ કરીશ' એમ કબુલાત પાઠવીને મોકલેલા પ્રધાન પુરુષો દ્વારા કરાવેલી શિરોહી ચાતુર્માસની વિનતિને માન આપીને તે સ ૧૬૪૪નું ચાતુર્માસ **શિરોહી** કરી પૂજ્યશ્રી (સં ૧૬૪૫મા) પાટણ પધાર્યા ...

આ બાજુ (સ. ૧૬૪૩મા) બાદશાહ પાસે રાખેલા પૂ ઉપા શ્રી શાંતિચદ્રજીએ પોતે રચેલા **કૃપારસકોશ** ગ્રંથના ઉપદેશરૂપ જલથી-બાદશાહના દિલમા ગુરુ મહારાજે રોપેલી-કૃપારૂપ વેલડીને અતિપલ્લવિત કરી! પરિણામે બાદશાહ પાસેથી-ગુરુ મહારાજે પ્રાપ્ત કરેલા ૧૨ દિવસના અમારીના ફરમાન ઉપરાત તેઓએ પાચ માસ અને ૧૮ દિવસની અમારીના વધુ ફરમાનો પ્રાપ્ત કરેલ એ રમાનો મળીને કુલ ૬ માસ સુધી અમારી પલાવવાના ફરમાનો તેમજ જીજીયાવેરો માફ કરાવવાના-ફરમાનો પ્રાપ્ત કરીને પૂ. આચાર્ય મ શ્રીને તેઓએ પાલણપુર મુકામે ભેટણા તરીકે મોકલાવ્યા ...

દિલ્હીદેશમાં બાદશાહનું બહુમાન પામેલા સૂરિજીના ઉપદેશશ્રવણથી તેમજ દર્શનથી (ગૂર્જરદેશના) મ્લેચ્છ વગેરે જાતિના લોકોએ મદ્ય-માંસ તથા જીવહિંસાનો ત્યાગ કરીને શુદ્ધ માર્ગનુ-અવલંબન લીધુ, શાસનના શત્રુઓ હતા તેઓ પણ ભક્તિભાવી બન્યા અને ***અન્યપક્ષીય લોકો પણ આચાર્યશ્રીના ગુણાનુરાગી બન્યા...**

[*અન્યપક્ષીય લોકો એટલે તપગચ્છના-ખરતર, પૂનમીયા, આચલિયા, સાર્ધપૂનમીયા, આગમીયા વગેરે-પ્રતિપક્ષીયમતીઓના લોકો **આ લોકો અગેનો** ('જૈન પરપરાનો ઇતિહાસ' ભા ૩ના પૃષ્ઠ ૭૦૪થી ૭૧૨ના પેરા ૩ સુધીના સંક્ષિપ્ત લખાણના સાર તરીકે) **સંક્ષિપ્ત ઇતિહાસ આ છે કે-**"તપગચ્છનાયક આ શ્રી વિજયદાનસૂરિજી તથા આ શ્રી વિજયહીરસૂરિજી પ્રતિ બહુમાન ધરાવનારા પ્રકાંડવિદ્વાન્-સમર્થવાદી

અને પ્રૌઢ ગ્રંથકાર એવા સમકાલીન વિદ્વદ્વર્ય મહો શ્રી ધર્મસાગરજી મ નામના (તે બને સૂરિવરોના આત્મસખા અને તપાગચ્છપ્રાણ એવા) શિષ્યપ્રવરે સં. ૧૬૧૬ માં ગુરુ આજ્ઞાથી બીજા ગચ્છોની સામાચારી તપાસી. તેમાં તેમને ખરતર વગેરે પક્ષો ઉત્સૂત્રભાષી જણાયા

એ પછી તે સ ૧૬૧૬નુ ચાતુર્માસ **મેડતાનગરે** કરી સં ૧૬૧૭માં તેઓશ્રી ચિત્તોડ પધાર્યા ત્યા ખરતરના ઉપાધ્યાય ધનરાજ, તેઓશ્રી જોડેની નક્કી થએલી ચર્ચા અન્યત્ર કરવાને બહાને તેઓશ્રીના સકજામાથી છૂટીને પાટણ ચાતુર્માસસ્થિત ખરતર-ગચ્છના શ્રી જિનચદ્રસૂરિનો આશ્રય લીધો। આથી તેનો પીછો પકડીને મહો. શ્રી ધર્મ-સાગરજીએ પણ તે સ ૧૬૧૭નુ ચાતુર્માસ તેઓની સામે **પાટણ** કર્યું। પરિણામે તેઓશ્રીની સાથે ચર્ચા કરવાની ફરજમા મૂકાયેલ **તે ઉપા. ધનરાજે પાટણસ્થિત ૮૪ ગચ્છોના યતિઓને જેસલમેરી કામળ આપવાનુ પ્રલોભન આપીને પોતાના પક્ષે રહેવાની કબૂલાતમાં લીધા...**

આ બાજુ તેઓ સાથે ચર્ચામા ઉપયોગી થઈ પડે તેવા ગ્રંથની શોધ કરતાં મહો. શ્રી ધર્મસાગરજી મ ને ત્યાની **વડીપોષાળના ભંડારમાંથી** 'उत्सूत्रकदकुद्दाल' **નામનો પ્રાચીન હસ્તલિખિત સટીક ગ્રથ મળી આવ્યો કે-જે ગ્રંથ,** (**'જૈન ગૂર્જર કવિઓ'** ભા ૨ પૃ ૭૩૪ ઉપરના ઉલ્લેખાનુસાર) **વડીપોષાળના ૪૪મા પટ્ટધર આ. શ્રી ક્ષેમકીર્તિસૂરિજીના સમર્થ વિદ્વાન શિષ્ય નયપ્રભજીએ** (પ્રાય, સં ૧૩૩૫મા) **રચેલ હતો.** તે ૨૮૦ વર્ષના પ્રાચીન ગ્રંથની સુખ્યતાએ મહો શ્રી ધર્મ-સાગરજી (કે-જેઓ **'જૈન પરંપરાનો ઇતિહાસ'** ભા ૩ના પૃ ૭૧૨ના ઉલ્લેખ મુજબ-શ્રી દાનસૂરિ, હીરસૂરિ અને સેનસૂરિજીને પૂરા વફાદાર હતા અને તે ત્રણેય ગચ્છ-નાયકો પણ તેમની વિદ્વત્તાથી પ્રભાવિત હતા ) એ તત્રસ્થિત ખરતરીય આ શ્રી જિનચદ્ર સૂરિ અને ઉપા ધનરાજ જોડે જાહેર સભામા વાદ યોજીને તેમની સામાચારી ખોટી ઠરાવવાપૂર્વક તેઓનો ભારી પરાભવ કર્યો હતો (અને તે વિજયની યાદી સ્વરૂપે તેઓ-શ્રીએ તે જ વર્ષે ત્યાં 'औष्ट्रिकमतोत्सूत्रदीपिका' ગ્રથની ભવ્ય રચના કરી હતી)...

આથી રોષે ભરાયેલા પાટણના ખરતરોએ તે મહો શ્રી ધર્મસાગરજીના પૂર્વોક્ત વિજયને પરાજય તરીકે લેખાવવાના હેતુથી-તે વર્ષે ખભાત ચાતુર્માસસ્થિત મહો ધર્મસાગરજીના ગુરુ આ શ્રી વિજયદાનસૂરિજી તથા શ્રી વિજયહીરસૂરિજીને ફસાવવાની યુક્તિવાળો એક ભેદીપત્ર ખભાતના ખરતરીય શ્રાવકો ઉપર તરત જ લખી મોકલાવ્યો.

આ વાતની ખબર પડતા પૂ મહો શ્રી ધર્મસાગરજીએ પણ પોતાના તે બંને ભદ્ર પરિણામી ગુરુપ્રવરોને ખરતરોનો જાહેરસભામા ઉપર જણાવેલા પ્રાચીન **'ઉત્સૂત્ર-કદકુદ્દાલ'** ગ્રથ પ્રમુખ ૨૧ ગ્રથોના પાઠોથી પરાભવ થયો હોવાનુ-પત્રદ્વારા (તે પાઠો

પણ ખંભાત મોકલી આપવાપૂર્વક) જણાવીને પાટણમાં બનેલી સત્ય હકીકતથી સવેળા વાકેફ કરી દીધા:..

પરિણામે ખંભાતના ખરતરીય શ્રાવકોએ, પાટણના પત્રાનુસાર તત્રસ્થિત તપગચ્છના નાયક સૂરિપ્રવરોને ભોળવીને તેઓશ્રીના શ્રીમુખે **'અભયદેવસૂરિ ખરતરોમાં થયાનો પ્રઘોષ છે'** એમ બોલાવેલ વચનને તેઓશ્રીના જ હાથે લખાવી લેવાની રચેલ કૂટબાજી નિષ્ફળ થવા પામી! અર્થાત્ મહોપાધ્યાયજીના તે પત્રથી તે બંને ગુરુપ્રવરો, ખરતરના તે પ્રપંચનો ભોગ બનતા અટકી ગયા! અને વધુમા તેઓશ્રીએ-**'અહીં ખરતરને અમે કાંઈ પણ લખી આપ્યું નથી'** એમ પણ પાટણ મુકામે મહો. શ્રી ધર્મ-સાગરજીને તુરત જ જણાવી દીધું!...

એ રીતે મહો. શ્રી ધર્મસાગરજીના વિજયને પરાભવમાં ખપાવવા સારૂ રચેલ પ્રપંચમાં ખરતરો, ખંભાતમાં પણ ખુલ્લા પડી જવા પામ્યા! તે પછીથી તો ઉપા. શ્રી ધર્મસાગરજીએ, તે જ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' નામના પ્રાચીન ગ્રંથના આધારે પૂનમીયા, આંચલિયા, ખરતર, સાર્ધપૂનમીયા અને આગમીયાને સર્વત્ર નિહ્નવ જેવા ઠરાવવા પૂર્વક **તપગચ્છને શુદ્ધ પારંપરિક ગચ્છ તરીકે સાબિત કરવા માંડવાથી** તે તે અન્ય-પક્ષીઓએ સમાજમાંનું પોતાનુ શરમીંદપણુ આવરવા સારૂ સર્વત્ર એકબીજાના સૂરમા સૂર પૂરવાપૂર્વક પોતપોતાને સાચા લેખાવવા માંડીને તપાગચ્છીઓ સામે સર્વત્ર વિરોધ જગાવેલ: તેમા પણ ગૂર્જરદેશમા તો વિશેષે વિરોધનો વંટોળ જગાવેલ

આ વિરોધને ખાળવાના શ્રી તપગચ્છના પૂ ગચ્છાધિપતિ આદિ તરફથી ચાલી રહેલા સજ્જડ પ્રયત્નોમય વાતાવરણમા જ બાદશાહની વિનતિ આવતા પૂ. આચાર્યશ્રીને તપગચ્છના સંરક્ષણનું કાર્ય, મહો શ્રી ધર્મસાગરજી તથા પૂ આ શ્રી સેનસૂરિજી મ આદિને ભળાવીને સં ૧૬૩૮મા દિલ્હીદેશમા વિહાર કરવો પડેલ ત્યા સતત ચાર વર્ષ કરેલ વિહારમા પણ આ મહાપ્રતાપી આચાર્યોને બાદશાહ તરફનું અભૂતપૂર્વ સન્માન પ્રાપ્ત કરીને સં ૧૬૪૫માં ગુર્જરદેશમા પધારેલા જોયા એટલે તો તે અન્યગચ્છના વિરોધી લોકો પણ આ પૂ આચાર્યશ્રીના ગુણાનુરાગી બન્યા હતા ]

(સં ૧૬૪૫ના) પાટણના ચાતુર્માસ બાદ સં ૧૬૪૬મા ખંભાતતીર્થે શા. તેજપાળે હજારો રૂપીઆના સદ્વ્યયે કરેલા મહોત્સવપૂર્વક ઉત્તમ પ્રભુપ્રતિષ્ઠા કરીને પ્રભુશાસનની પ્રભાવના કરનારા આ આચાર્યશ્રી વિજયહીરસૂરિ વિજયવંત વર્તે છે"

## સંપાદકની આ ચારેય વાતો કલ્પિત છે

"સં ૧૯૯૬મા પ્રસિદ્ધ થએલ પ્રસ્તુત મહો શ્રી ધર્મસાગરજી વિરચિત 'સ્વોપજ્ઞ તપગચ્છપટ્ટાવલી' સાનુવાદ, બૂકાકાર પુસ્તકના પૃ ૧૮ ઉપર સંપાદકશ્રીએ, આ ગ્રંથરચનાના

ઉપયોગમા લીધેલા ૩૪ પુસ્તકોની યાદી આપી છે, તેમાથી આ ગ્રંથના પૃ. ૨૨૩ ઉપરના **શ્રી વિજયદાનસૂરિજી** શીર્ષક તળેના બીજા પેરામાં જે–"તેમણે મહત્ત્વનું કામ એ કર્યું કે- (૧) એક બીજા ગચ્છો વચ્ચે વૈમનસ્ય દૂર કરવા ભગીરથ પ્રયત્નો કર્યા અને સૌ કોઈની શાતિ જળવાઇ રહે તેટલા માટે (૨) સ્વશિષ્ય ઉપાધ્યાયશ્રી ધર્મસાગર રચિત 'કુમતિકુદ્દાલ' જેવા ગ્રંથને જલશરણ કરાવ્યો તેમજ (૩) 'સાત બોલ'ની આજ્ઞા કાઢી એક બીજા મતવાળાને પરસ્પર અથડામણમા ઉતરતા કે વાદવિવાદ કરતા અટકાવ્યા અને (૪) 'જેમ ચાલે છે તેમ ચાલવા' દેવા માટેની જાહેરાત કરી" એ પ્રમાણે લખ્યુ છે, તે કોઇ પ્રામાણિક ગ્રંથના આધારે લખ્યુ હોવાનુ માનવા કોઇજ પ્રમાણિક ઇતિહાસ કહેતો નથી

બલ્કે-(તે ૫૭મા પટ્ટધર **પૂ.આ. શ્રી વિજયદાનસૂરિજીમહારાજે** તો=પોતાના ગુરુ આ શ્રી આનંદવિમલસૂરિજીએ કુમતિઓનો પ્રચાર રોકવા મહો શ્રી વિદ્યાસાગરજી ગણીને મરુભૂમિમા વિહાર કરાવીને ખરતર–કડવામતી– બીજામતી અને લુંકામતી આદિનો પરાભવ કરાવીને અને પોતે જાતે પણ વીરમગામમા પાર્શ્વચંદ્ર ખુદને તથા માલવદેશમા ઉત્સૂત્રભાષીઓને વાદમા પરાજિત કરીને જે સમકિત બીજનું વાવેતર કર્યું હતુ તે) **'વાવેલા બીજને સિંચન કર્યું હતું'** એમ પ્રસ્તુત બીજા પેગની પ્હેલી પંક્તિમા તે સંપાદકશ્રીએ જ કહ્યુ છે।

મૂલગ્રંથકાર મહો શ્રી ધર્મસાગરજીએ તો ટીકામા–'सूर्यस्येव यस्योदये तारका इवोत्कटवादिनोऽदृश्यता प्रापु' એ પંક્તિ વડે તેઓશ્રીને વાદકમા પ્રખરવાદીઓને પરાભવિત કરનાર સમર્થવાદી તરીકે બીરૂદાવ્યા છે! મહોપાધ્યાયજીની તે પંકિત પ્રતિ પણ આખમીચાણા કરીને ચાલનારા એ સંપાદકશ્રીની ઉપર્યુકત '૧–તેઓશ્રી એકબીજા ગચ્છો વચ્ચે વૈમનસ્ય દૂર કરવા જ પ્રયત્નશીલ હતા, ૨–ઉપા શ્રી ધર્મસાગરજીએ જે ગ્રંથ રચેલ જ નથી તે 'કુમતિકુદ્દાલ' ગ્રંથને જલશરણ કરાવનાર હતા, ૩–(તેઓશ્રીના શિષ્ય શ્રી હીરસૂરિજી અને તેમના પણ શિષ્ય શ્રી વિજયસેનસૂરિજીએ પણ જે વાત કોઇપણ સ્થળે જણાવેલ નથી તેવી) તેઓશ્રી સાત બોલની આજ્ઞા કાઢનાર અને ૪–'જેમ ચાલે છે તેમ ચાલવા દેવા'ની (શાસનથી નિરપેક્ષજનને છાજતી) જાહેરાત કરનાર હતા' એ ચારેય વાતોને સત્ય ઇતિહાસ તરીકે કયો ઇતિહાસજ્ઞ સદ્દહી શકે?

## ૫૯મા પટ્ટધર આ. શ્રી વિજયસેનસૂરિજી અંગે પૂર્વપીઠિકા

આ આચાર્યમ શ્રીની આચાર્યપદવીનો પ્રસંગ જ આ 'ધર્મસાગરીય તપગચ્છ-પટ્ટાવલી'નુ નિમિત્ત ગણી શકાય તત્કાલીન ઇતિહાસના તાત્પર્યરૂપે પ્રાસંગિક એ નિમિત્ત આ મુજબ છે કે-'પૂ હીરસૂરિજીના ગુરુ પૂ આ શ્રી વિજયદાનસૂરિજી મહારાજના આ મહાપ્રભાવક શિષ્ય જયવિમલ (આ શ્રી વિજયસેનસૂરિજી)ને (તેઓશ્રીના ગુરુપ્રવર

શ્રી વિજયદાનસૂરિજી મ. ના સ્વર્ગવાસ બાદ) પૂ. આ.શ્રી વિજયહીરસૂરિજીએ પોતાના મોટા અને સમર્થ વિદ્વાન શિષ્યો કરતાં પણ **સમર્થ** વિદ્વાન અને શાસનપ્રભાવક જાણીને સં. ૧૬૨૮માં આચાર્યપદ પ્રદાન કર્યું હતું.!

આથી પૂ હીરગુરુજીના સમર્થવિદ્વાન અને વડિલશિષ્યોમા પૂ મહો શ્રી સોમ વિ. મ, પૂ મહો શ્રી કીર્તિવિજયજી મ. વગેરે કેટલાક શિષ્યોને ગુરુજીના તે પગલામા પોતાની માનહાનિ ભાસવાથી તેઓશ્રીએ, પૂ આ. શ્રી વિજયસેનસૂરિજીની જગોએ પોતાના ભિન્ન આચાર્ય સ્થાપવાનું આપસમા વિચારીને તે અંગેની હીલચાલ પણ ગુરુજીથી પ્રચ્છન્નપણે શરૂ કરી દીધેલ !...

તત્કાલીન ભિન્નભિન્ન પ્રસંગોના તાત્પર્યરૂપે માનવું ફલિત થાય છે કે-પૂ. આ શ્રી વિજયસે· સૂરિજીના મહાન પુણ્યબલયોગે તેઓશ્રીની ઉક્ત હીલચાલ સંબંધી ગુપ્ત ગુફ્તેગો પ્રસ્તુત '**તપગચ્છપટ્ટાવલી**' ગ્રંથના રચયિતા **મહો. શ્રી ધર્મસાગરજીની** જાણમા યેનકેનાપિ પ્રકારેણ આવી જવા પામી! ગુરુજીના આજીવન વફાદાર એવા તેઓશ્રીને પોતાના તે સ્વમાની ગુરુભાઇઓની સમુદાય પ્રતિની તે બેવફાદારીમા પૂ હીરગુરૂનુ અપમાન અને ગુરુજીની પાટપરંપરાની ભાવિ છિન્નભિન્નતા ભાસતા એ વસ્તુ પોતાને અસહ્ય બની જવા પામી ...

એ અસહ્યવસ્તુને ભવિષ્યમાં સહ્ય માનીને પ્રવર્ત્તવાની દુસ્થિતિમા પૂ ગુરુજીના સમુદાયને મૂકવું ન પડે, એ સદાશયથી તે વસ્તુના નિવારણાર્થે 'પાણી પહેલા પાળ બાધવા' ની જેમ તેઓશ્રીએ, તપગચ્છના સમસ્ત મુનિવરોને માન્ય રહે એ પ્રકારની યુક્તિથી ભરપુર એવી શ્રી સુધર્માસ્વામીની પાટથી '**પટ્ટાવલી**' ગ્રથની રચના શરૂ કરી અને તેમા શુદ્ધ પરંપરાગત પાટને બાધક હોય તેવી પૂર્વની પટ્ટાવલીઓમાની સંદિગ્ધતાને દૂર કરવાનુ ભવિષ્યમા બાધક નીવડવા સંભવિત એવા વિરોધોને રૂંધવાનું અને અતિમ પટ્ટધર અંગેના તત્કાલીન ઘરગત્થુ ગુપ્ત વિરોધને નાકામિયાબ બનાવવાનું ખાસ લક્ષ્ય રાખ્યુ.

વિશેષમાં-પૂ હીરગુરુજીના સમુદાયના ભાવિહીતવાળા ઉપરોક્ત લક્ષ્યને વિપરીત હીલચાલવાળા ત પૂ૦ મહો૦ શ્રી સોમવિ આદિ મુનિરાજો, પૂ હીરગુરુજીની ગેરહયાતિમા પણ તેઓશ્રીએ સ્થાપેલા પટ્ટધરશ્રીને નિહ્નવી ન શકે-એ દીર્ઘદષ્ટિથી પૂ મહોપાધ્યાયજીએ, ઉક્ત સ્વરચિત સ્વોપજ્ઞપટ્ટાવલીની રચના પુર્ણ કર્યા બાદ પૂ હીરસૂરિજી દ્વારા તે પટ્ટાવલીને સુધર્માગચ્છથી માડીને વડીપોષાળ તપગચ્છના પણ-સમાવેશવાળું '**તપગચ્છ પટ્ટાવલી**' નામ સર્વાનુમતે અપાવીને અને ત્યારબાદ તે પટ્ટાવલીને-**સંશોધનના બહાને** ચાર ઉપા૦ મહારાજોને તપાસવા અપાવીને તે પટ્ટાવલીને અતે પોતાના ભિન્ન આચાર્ય સ્થાપવાની હીલચાલવાળા પૂ મહો શ્રી સોમવિ. મ. વગેરેનું પણ **મત્તુ કરાવી લીધું**!

## ૫૯ મા પટ્ટધર આ. શ્રી વિજયસેનસૂરિજી.

પૂ આ શ્રી વિજયહીરસૂરિજીમ ના ગુરુ પૂ. આ શ્રી વિજયદાનસૂરિજીએ સં. ૧૬૧૩ના જેઠ શુદિ ૧૧ના દિને સુરત મુકામે નારદીપુર ( મેવાડના ઓસવાલ કુટુંબ ) ના નવ વર્ષના બાલક જેસીંગ ( જયસિંહ ) ને પોતાના શિષ્ય તરીકે દીક્ષા આપી તેનુ પુણ્યનામ 'મુનિ જયવિમલ' સ્થાપેલ આ બાલમુનિ, પૂ ગુરુમ ની કૃપા પામીને બાલ્યાવસ્થામા જ વ્યાકરણ–કાવ્ય–કોષ–ન્યાય વગેરેનો અભ્યાસ કરી શ્રી સકલ જૈનાગમગ્રથોનું સુદર જ્ઞાન પ્રાપ્ત કરવા વડભાગી બન્યા હતા

**ઇતિહાસ સુજબ**–તેઓશ્રીના ગુરુશ્રી વિજયદાનસૂરિજી મ સ. ૧૬૨૨ના વૈશાખશુદિ પચમીના દિને પાટણ પાસેના **વડાવલી** ગામે સ્વર્ગવાસ પામ્યા બાદ તે વિદ્વાન્ બાલમુનિ શ્રી જયવિમલ, પૂ આ શ્રી વિજયહીરસૂરિજીમ ની નિશ્રામા રહ્યા હતા. આ બાલમુનિ સાથે વિહાર કરતા પૂ હીરગુરૂજી એકદા સુરત મુકામે પધારેલ, ત્યા તેઓશ્રીએ સતત ત્રણ માસ પર્યંત કરેલ શ્રી સૂરિમંત્રની આરાધનાથી મંત્રાધિષ્ઠાયિકા દેવીએ પ્રસન્ન થઇને તેઓશ્રીને ' આપની સાથેના આ ' **શ્રી જયવિમલમુનિ** ' આપના પટ્ટધર થવાને યોગ્ય છે ' એમ સ્પષ્ટ જણાવ્યુ

દેવીના ઉકતવચનનો સત્વર અમલ કરવામા પૂ હીરસૂરિજીમ ને પોતાના વડીલ, આચાર્યપદ પ્રદાન કરાવનાર તરીકે પરમ ઉપકારી અને અજોડ વફાદાર પૂ મહો શ્રી ધર્મસાગરજીમ તથા પોતાના પરમ આપ્ત એવા સમર્થ વિદ્વાન્ મુખ્ય શિષ્યરત્ન શ્રી વિમલહર્ષગણિવર વગેરે–શ્રી જયવિમલમુનિથી મોટા શિષ્યોની થવા પામતી ઉપેક્ષા ખટકતી હતી

આ વિમાસણમા પૂ સૂરિજીને દેવીવચનનો સ્વીકાર તરત કરવો એ શાસનહિતકારી જણાએલ હોવા છતા પણ તેઓશ્રીએ દેવીના તે વચનને આસ્તેક્રમ અપનાવવાનુ રાખવા રૂપે પ્રથમ તો તે ભાવિપ્રભાવક શ્રી જયવિમલમુનિને ખભાત મુકામે સ ૧૬૨૬ના ફા શુ ,૧૦ના દિને પડિતપદપ્રદાન કરેલ બાદ સ્વસમુદાયના દરેક મુનિરાજોના મનનુ સમાધાન કરવામા બે વર્ષ પસાર કરીને અને હૈયે સર્વદા પ્રભુશાસનનુ તેમજ સમુદાયનુ હિત ધરાવવા દ્વારા પોતાની મહત્તાને આજીવન ગૌણ કરીને શાસનના અજોડ કાર્યો કરનાર પૂ મહો. શ્રી ધર્મસાગરજી ગણિનુ પ્રોત્સાહન પ્રાપ્ત કરીને પૂ હીરગુરૂજીએ ઉકત **પડિત મુનિશ્રીજયવિમલને** સ ૧૬૨૮ના ફા શુ ૭ ને સોમવારે અમદાવાદનગરે વાચકપદપ્રદાનાનતર જ આચાર્યપદનુ પ્રદાન કરવાવડે, દેવીના વચનને સફલ કર્યું ! અને તે નૂતન સૂરિપ્રવરને '**આ. શ્રી વિજયસેનસૂરિજી**' નામ આપી પોતાની પાટે સ્થાપ્યા

દેવીના વચનને ઉકતપ્રકારે સામુદાયિક શાંતિ સ્થાપ્યા બાદ ફુલ બેસાડનાર પૂ શ્રી હીરગુરૂજીમ તે વખતે અનુક્રમે 'પૂ. આ શ્રી વિજયસેનસૂરિજી પટ્ટધર, પ્રધાનશિષ્ય પૂ. મહો. શ્રી વિમલહર્ષગણિ, સમર્થ વિદ્વાન્ પૂ ઉપા. શ્રી કલ્યાણ વિ ગણિ, સમર્થ વિદ્વાન્ પૂ. ઉપા. શ્રી સોમવિ ગણિ, (પૂ આ શ્રી દાનસૂરિજીના શિષ્ય) પૂ ઉપા શ્રી સકલચંદ્રગણિ, પૂ ઉપા શ્રી કીર્તિવિ. ગણિ, પૂ ઉપા. શ્રી કનકવિ ગણિ, પૂ ઉપા શ્રી સહજસાગર ગણિ અને પ શ્રી તિલકવિ. ગણિ આદિ સેકડો શિષ્ય-પ્રશિષ્યો ધરાવતા હતા

પ્રસ્તુત પટ્ટધર **પૂ. આ. શ્રી વિજયસેનસૂરિજીનો** જન્મ સં ૧૬૦૪નારદીપુરા, દીક્ષા સં ૧૬૧૩ સુરત, પંડિતપદ સ ૧૬૨૬ ખંભાત, વાચક તથા સૂરિપદ સ ૧૬૨૮ ફા શુ ૭ સોમ અમદાવાદ (અને સ્વ સ ૧૬૭૧ જેઠ શુદ ૧૧ ખંભાત-અકબરપુરા.)

[પૂ જગદ્ગુરૂ હીરસૂરિજીના મુખ્ય શિષ્ય **મહો. શ્રી વિમલહર્ષગણિજીની** દીક્ષાનો સંવત પ્રાયઃ ૧૬૦૧, **પૂ. ઉપા. શ્રી કલ્યાણ વિ. ગણિ** જન્મ સં ૧૬૦૫ લાલપુર, દીક્ષા સં. ૧૬૧૬ મ્હેસાણા, વાચકપદ સં (?), **પૂ. ઉપા. શ્રી સોમવિ. ગણિ,** (વિજયહીરસૂરિ રાસમાના કવિ ઋષભદાસના કલ્પિત કથનના આધારે મો. દ. દેશાઇએ '**જૈન** સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ ૫૩૮ ઉપર ૧૬૩૧ જણાવેલ છે, પણ) દીક્ષા પ્રાય સં ૧૬૧૮ કે ૧૯ સંભવે છે **પૂ. ઉપા. શ્રી કીર્તિવિ, ગણિ** (આણસૂરગચ્છે સ ૧૬૯૦મા 'વિચાર રત્નાકર' ગ્રંથના કર્તા) દીક્ષા સ. ૧૬૩૧ ('પટ્ટાવલી સમુચ્ચય' પૃ ૧૪૭ ઉપરની પ્રશસ્તિમાના પૂ ઉ શ્રી વિનયવિ મ ના 'सोमविजयवाचकवाचककीर्ति विजयौ द्वौ शिष्यौ सहोदरौ' વચન મુજબ પૂ ઉપા શ્રી સોમવિ. અને પૂ. ઉપા શ્રી કીર્તિવિ બંને સગા બંધુ હતા) **પૂ. ઉપા. શ્રી સકલચંદ્ર ગણિનો** દીક્ષા સં. પ્રાય ૧૬૦૭ ('જૈ સા સ ઇતિહાસ' પૃ ૫૮૫ પારા ૮૫૮ મુજબ) તેઓશ્રી, દાનસૂરિજી મ ના શિષ્ય હતા ]

૫૯મા પટ્ટધર પૂ આ શ્રી વિજયસેનસૂરિજી મ.ને પૂ હીરગુરૂજી મ ના હસ્ત દીક્ષિત **મુનિશ્રી વિદ્યાવિજયજી** (વિજયદેવસૂરિજી) નામના સમર્થ વિદ્વાન અને મહા-પ્રભાવક પટ્ટધર શિષ્ય હતા

## ૬૦મા પટ્ટધર આ. શ્રી વિજયદેવસૂરિજી

તેઓશ્રીનો જન્મ સ ૧૬૩૪ ઇડર, દીક્ષા સં. ૧૬૪૩ અમદાવાદ, પંડિતપદ સં ૧૬૫૫ સિકંદરપુર, વાચક તથા સૂરિપદ સ ૧૬૫૬ ખંભાત અને સ્વર્ગવાસ સં ૧૭૧૩ ઉના

તેઓશ્રી, આ મ શ્રી વિજયહીરસૂરિજી હસ્તદીક્ષિતપણે પૂ આ શ્રી વિજયસેનસૂરિજી મ ના-મુનિશ્રી વિદ્યાવિજયજી નામે-મહાપુણ્યપ્રતાપી શિષ્ય હતા. તેઓશ્રીને

પૂ આ. શ્રી વિજયસેનસૂરિજી મહારાજે સં. ૧૬૫૬માં ખંભાત મુકામે વાચકપદની સાથે જ આચાર્યપદનું પ્રદાન કર્યા બાદ તેઓશ્રીનુ શુભ નામ **વિજયદેવસૂરિ**[૧૦] સ્થાપીને પોતાના પટ્ટધર બનાવેલ

પૂ આ શ્રી વિજયસેનસૂરિજી મ ના સ્વર્ગગમન પછીથી—પોતાને તેઓશ્રીની આજ્ઞાવાળા મનાવવા લાગેલા તેઓશ્રીના કેટલાક વિરોધી—પૂ. ઉપાધ્યાયજી મહારાજોએ, આ પૂ આ. શ્રી વિજયદેવસૂરિજીનાં સ્થાને પોતાના ભિન્ન આચાર્ય તરીકે કોઇ અપ્રસિદ્ધ મુનિશ્રી રામવિજયજીને '**શ્રી વિજયતિલકસૂરિજી**' તરીકે સ્થાપેલ; પરંતુ તે આચાર્યશ્રીનો વેલો (થોડા જ વર્ષોમા તેમાના કેટલાક વિદ્વાન્ મહર્ષીઓ પુન આ આચાર્ય શ્રી વિજયદેવસૂરિજીમ ની નિશ્રામા આવી જવાથી અને સ ૧૬૭૩મા કેટલાક મહર્ષીઓ માંડવગઢ મુકામે તે પૂ૦ આ૦ શ્રી સાથેના—બાદશાહ જહાંગીરની સભામાંના વાદમા પૂ ઉપા શ્રી નેમિસાગરજી ગણિવરના હાથે સજ્જડ પરાભવ પામીને નિસ્તેજ[૧૧] બની જવાથી) છિન્નભિન્ન થઈ આજે તો નામશેષ જ થઈ જવા પામેલ છે પરિણામે તપગચ્છના સહુ પૂ મુનિવરો, આ મહાપુણ્યપ્રતાપી પૂ. આ. શ્રી વિજયદેવસૂરિજીમ ને એકી અવાજે પૂ આ. શ્રી વિજયસેનસૂરિજીમ.ના અનન્ય પટ્ટધર માનતા થયા હતા વર્તમાન સમસ્ત

---

૧૦ '**સોહમપટ્ટાવલી**'ની ૪૮મી ઢાલની પહેલા દોહાની નવ ગાથામા આણસૂરગચ્છના કવિશ્રી દીપવિજયજીએ આ આચાર્યશ્રીને પૂ મહો શ્રી ધર્મસાગરજી મ ના ભાણેજ લેખાવેલ છે તે મનસ્વી છે અને સ. ૧૬૫૩મા ખભાત મુકામે સ્વર્ગવાસી બનેલા તે પૂ મહો શ્રી ધર્મસાગરજીમ ને તે કવિરાજે તે જ પટ્ટાવલીની **ઢાળ ૪૮ની ગાથા ૬માં** 'સ ૧૬૫૬માં આચાર્ય બનેલા આ પૂ દેવસૂરિજી મ શ્રીની સાથે સ ૧૬૭૧મા બેઠેલા જોયા હોવા'નુ જણાવેલ છે તે તો સદંતર અસંગત એવુ મનસ્વી છે આ પ્રકારના તે પટ્ટાવલીકાર કવિ જ ઉપર્યુક્ત **દોહાની ગાથા ૭માં** (જે ગ્રંથની અદ્યાપિપર્યંત જૈન સમાજમા કોઇપણ વિદ્વાને રચના જ કરી નથી, તે) 'કુમતિકુદ્દાલ' ગ્રંથના રચયિતા તરીકે **મહો૦** શ્રી ધર્મસાગરજી ગણિને લેખાવી શકે!

**૧૧** अन्यदा मडपाचलश्रीअकब्बरपातिशाहिपुत्रजहागिरश्रीमल्लेमशाहि श्रीसूरीन् (વિજયદેવસૂરીન્) स्तमतीर्थत सबहुमानमाकार्य गुरूणा मूर्ति रूपस्फूर्ति च वीक्ष्य वचनागोचर चमत्कारमाप्तवान्। तत समये श्रीगुरुभि समं धर्मगोष्ठीक्षणे विचित्रधर्मवार्ता (મહો ધર્મસાગરયન્યમત વાર્તા) पृष्टवा साक्षाद्गुरुस्वरूप निरुपमं दृष्ट्वा च स्वकीयै परै. (મહો ભાનુચંદ્રસિદ્ધિચંદ્રાદ્યૈ) प्राक् किंचिद व्युद्ग्राहितोऽपि शाहिस्तदा तत्पुण्यप्रकर्षेण हर्षित. सन् 'श्रीहीरसूरीणा विजयसेनसूरीणां च एते (વિજયદેવસૂરય) एव पट्टधरा सर्वाविपत्यभाजो भवन्तु, नापर (વિજયતિલકસૂર્યાદિ.) कोऽपि कूपमडूकप्राय.' इत्यादि भूय: प्रशसां सृजन् 'जहागीरी महातपा' विरुद दत्तवान्, अनुज्ञापितवांश्च तपागच्छश्रावकेन्द्रचन्द्रपालादीन्—'यूस्मदीयदक्षिणीमहावाद्यवादनपूर्वक गुरुन् (વિજયદેવસૂરીન્) स्वाश्रय प्रेषयन्तु यथा युष्मद्गुरून् वयमपि गवाक्षस्था निरीक्ष्य हृष्टा भवाम:।' इत्यादिवचनोत्साहि-तैस्तै राजमान्यसघैर्दाक्षिणात्यमालवीसघै श्च तथा महोत्सवा

(અનુસધાન પૃ ૨૯ ઉપર)

તપાગચ્છ શ્રી સઘ પણ તેઓશ્રીના જ નામે એટલે કે-'**શ્રી દેવસૂર તપગચ્છ સંઘ**' તરીકે જ સર્વત્ર ઓળખાય છે.

સં. ૧૯૯૩થી નીકળેલા નવા તિથિમતના નાયક આ. રામચંદ્રસૂરિ (?) એ સ ૧૯૯૯મા પાલીતાણા મુકામે શ્રી દેવસૂર તપાગચ્છીય પૂ૦ આગમોદ્ધારક આચાર્યદેવ આદિ ૧૭ સમુદાયના મુનિઓ વચ્ચે 'तपगच्छशाखाद्वय' કહીને પોતાના સમુદાયને શ્રી દેવસૂર સઘના સમુદાયથી ભિન્ન ઓળખાવવા-પૂ મહો. શ્રી સોમવિ મ આદિની જેમ-માથુ ઉચકેલ; પરંતુ તેમણે તો ટુક સમયમાં જ નતમસ્તકપણે પોતાને દેવસૂર સઘના જ લેખાવવાનુ ડહાપણ દાખવવું પડેલ હોવાની ખીના પ્રસિદ્ધ છે

## તપગચ્છાધિપતિની ૫૮મી પાટથી શરૂ થતી જુદી-જુદી પટ્ટાવલીઓ

(૫૬) પૂ આ શ્રી આનદવિમલસૂરિજી, (૫૭) આ. શ્રી વિજયદાનસૂરિજી, (૫૮) આ. શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) આ. શ્રી વિજયસેનસૂરિજી, (૬૦) આ શ્રી વિજયદેવસૂરિજી, (૬૧) આ શ્રી વિજયસિંહસૂરિજી, ['વિજયપ્રભસૂરિજી' પણ તેઓથી યતિશાખા શરૂ થઇ માટે તેઓશ્રીને પાટે ન ગણ્યા.] (૬૨) શ્રી સત્યવિજયગણિ (પટ્ટાવલી સમુચ્ચય ભા. ૧ પૃ. ૧૦૪), (૬૩) પં કર્પૂરવિ ગણિ, (૬૪) પં. ક્ષમાવિ., (૬૫) પં. જિનવિ. (૬૬) મણિવિજયજી તથા ઉદ્યોતવિજયજી: **મણિવિજયજીને** બુદ્ધિવિ. (બુટેરાયજી), અમૃતવિ., પદ્મવિ., ગુલાબવિ, શુભવિ, સિદ્ધિવિ (આ. શ્રી સિદ્ધિસૂરિજી) આદિ શિષ્યો હતા બીજા પટ્ટધર **ઉદ્યોતવિજયજીને** અમરવિ., ગુમાનવિ. તથા **પં પ્રતાપવિ.** આદિ શિષ્યો હતા

---

(અનુસંધાન પૃ ૨૮નુ ચાલુ)

कृता यथा तपगणसंघमुखे पूर्णिमाऽवतीर्णा अन्येषां च गुरुद्विषां (મહો શ્રી સોમવિ૦-ભાનુચદાદીના) मुखेऽमावास्येति। किं वमुना? यथा पुराऽकब्बरेण श्रीहीरसूरयस्ततोऽप्याधिक्येन श्रीविजयदेवसूरयः शाहिजहांगीरेण सन्मानिता इति। (**પટ્ટાવલી સમુચ્ચય,** ભા ૧ પૃ ૮૩)

'શ્રી વિજય પ્રશસ્તિ' કાવ્યના કર્તા કવિમુખ્ય શ્રી હેમવિજયજીના ગુરુબધુ ઉપા શ્રી વિદ્યાવિના શિષ્ય **ઉપા. શ્રી ગુણવિજયજીએ** (વિજયપ્રશસ્તિકાવ્યની ટીકાના કર્તાએ) સ ૧૬૮૮મા '**મહો. શ્રી ધર્મસાગરીય તપગચ્છ પટ્ટાવલી**'ની અનુપૂર્તિરૂપે રચેલ આ तपागणपतिगुणपद्धति સજ્ઞક **અનુપૂર્તિ નં. ૧** ની રચના પછી-પૂ આ શ્રી વિજયપ્રભસૂરિ મ (કે-જેમનાથી યતિશાખા શરૂ થવાથી પાટ અનુક્રમમા લેખાયા જોવાતા નથી, તેમ)ની આજ્ઞાના સમર્થ વિદ્વાન્ પૂ ઉપા શ્રી મેઘવિજયજી ગણિએ, ૧૮ મા સૈકામા ખરતરીય શ્રી વલ્લભ પાઠકે રચેલા વિસવાદી એવા 'વિજયદેવ-માહાત્મ્ય કાવ્ય' તથા પોતે રચેલા 'દેવાનદાભ્યુદય મહાકાવ્ય'ના આધારે '**અનુપૂર્તિ નં. ૨**'ની રચના કરેલ હોવાથી ઇતિહાસજ્ઞ પુરુષોમા તે અનુપૂર્તિ નં ૨, સર્વાગ શ્રદ્ધેય લેખાવા પામેલ નથી. વળી તે 'અનુપૂર્તિ નં ૨'માની કેટલીક ખીનાઓ તો પૂર્વોક્ત પૂ ઉપા શ્રી ગુણવિજયજી કૃત ન ૧ વાળી અનુપૂર્તિગત ટકશાળી ખીનાઓથી જાણી જોઈને વિપરીત આલેખેલી અને દ્વેષમૂલક હોવાનું પણ જણાઇ આવે છે.

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) ઉપા. **શ્રી વિમલહર્ષગણિ,** (૬૦) ભાવવિ તથા જયવિ વગેરે

(૫૮) આ. શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) ઉપા. **શ્રી કલ્યાણવિ.** ગણિ, (૬૦) પં શ્રી લાભવિ, (૬૧) **પ. શ્રી જિતવિ.** તથા **પં. શ્રી નયવિ.:** તેમા પં શ્રી નયવિજય ગણિના શિષ્ય (૬૨) ઉપા. **શ્રી યશોવિ.** ગણિ–તેઓશ્રીનો જન્મ સ ૧૬૫૦ દિક્ષા સ ૧૬૫૫ કે ૫૮, વાચકપદ ૧૭૧૮ અને સ્વર્ગવાસ ૧૭૪૫ (પટ્ટાવલી સમુચ્ચય ભા ૧, પૃ ૧૦૬) (૬૩) હેમવિ.–૫ ગુણવિ.–દયાવિ –મેઘવિ –મણિવિ –માણેકવિ નામે શિષ્યો હતા તેમા **પં. ગુણવિ.**ની પાટે (૬૪) **પ. કેસરવિ.** તથા **સુમતિવિ.,** (૬૫) પ. વિનીતવિ, (૬૬) દેવવિજયજી (૬૪)મા બીજા પટ્ટધર સુમતિવિ ને ઉત્તમ-વિજયજી નામે શિષ્ય હતા

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી (૫૯) ઉપા. **શ્રી સોમવિ.** ગણિ, સોમવિ (૬૦) સઘવિ ગણિ, (૬૧) ધનવિ ગણિ, (૬૨) ધર્મવિ, (૬૩) કમલવિજયજી. (કે જેઓને ઉપાધ્યાયજીઓએ સ ૧૬૭૩મા 'વિજયતિલકસૂરિ'ની પાટે 'વિજયાણંદસૂરિ' તરીકે સ્થાપેલ)

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) ઉ. **શ્રી કીર્તિવિ.,** (૬૦) ઉ. **શ્રી વિનયવિજયજી** તથા **નય વિજયજી:** ઉ વિનયવિ.નો સ્વર્ગવાસ ૧૭૩૮, તેઓશ્રીને (૬૧) પં૦ ઋદ્ધિવિ –પ મતિવિ –પ. નયવિ આદિ શિષ્યો હતા (૬૦)મા બીજા પટ્ટધર નયવિ ને (૬૧) ઉત્તમવિજયજી નામે શિષ્ય હતા **(યતિશાખા)**

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) ઉ. **શ્રી કનકવિ.** ગણિ, (૬૦) પં. શીલવિ, (૬૧) પ સિદ્ધિવિ, (૬૨) પ કૃપાવિ, (૬૩) ઉપા. **મેઘવિજયજી.**

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) ઉ. **શ્રી સકલચદ ગણિ** (૬૦) ઉપા. **શ્રી સુરચદ્ર ગણિ** તથા ઉ. **શાંતિચદ્ર ગણિ** તેઓશ્રીને (૬૧) **પં રત્નચદ્ર ગણિ,** પ લાલચદ્રગણિ, પ અમરચદ્રગણિ, ઉ. **ભાનુચદ્રગણિ** આદિ શિષ્યો હતા. ઉપા ભાનુચદ્ર ગણિને (૬૨) ઉ સિદ્ધિચંદ્રગણિ આદિ અનેક શિષ્યો હતા.

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) ઉ **શ્રી સહજસાગરગણિ** (૬૦) ઉપા જયસા ગણિ, (૬૧) ઉ ન્યાયસા ગણિ, (૬૨) શ્રી જીતસાગરજી, (૬૩) શ્રી માનસાગરજી (૬૪) શ્રી મયગલસાગરજી, (૬૫) શ્રી પદ્મસાગરજી, (૬૬) શ્રી સ્વરૂપસાગરજી, (૬૭) શ્રી ભાણસાગરજી, (૬૮) શ્રી મયાસાગરજી, (૬૯) **શ્રી ગૌતમ સાગરજી** તથા **નેમસાગરજી,** (૭૦) શ્રી ઝવેરસાગરજી મહારાજ, (૭૧) **પૂ આગમોદ્ધારક આ શ્રી આનદ-સાગરસૂરિજી મહારાજ,** (૭૨) પ શ્રી વિજયસા, ૨–આ શ્રી મતિસાગરસૂરિજી,

૩-મોતીગાગરજી, ૪-મંગળસા, ૫-કલ્યાણુસા. ૬-જયસા. ૭-દીપસા., ૮-પં. માનસા, ૯-ગચ્છાધિપતિ **આ. શ્રી માણિક્યસાગરસૂરિજીમ.**, ૧૦-મણિસા., ૧૧-**આ. શ્રી ચંદ્રસાગરસૂરિજી**, ૧૨- **આ. શ્રી હેમસાગરસૂરિજી** આદિઃ (૭૨) મી પાટે **નવમા પટ્ટધર** આ શ્રી માણિક્યસાગરસૂરિજીમ.ને અમૃતસા, પં જિતસા, પ્રભાવસા, લક્ષ્મીસા, વિનયસા, કીર્તિસા મૃગાંકસા., ગૌતમસા., ધીરસા., લાભસા, લાવણ્યસા, ગંભીરસા, હીતસા, મિત્રાનંદસા આદિ શિષ્યો હતા. **૧૧ માં પટધર** આ શ્રી ચંદ્રસાગરસૂરિજીની પાટે (૭૩) આ **શ્રી** દેવેન્દ્રસાગરસૂરિજી, પં હીરસાગરજી, સુબોધસા, ઉ શ્રી ધર્મસાગરજી, શાસનકંટકોદ્ધારક ઉ. શ્રી હંસસાગરજી, ગણિ રૈવતસાગરજી આદિ **૧૨મા પટ્ટધર** આ. શ્રી હેમસાગરસૂરિજીની પાટે (૭૩) અમરેન્દ્રસા., મનોજ્ઞસાગરજી આદિ

(૬૯) માં બીજા પટ્ટધર **નેમસાગરજીની** પાટે (૭૦) રવિસાગરજી, (૭૧) સુખસાગરજી, (૭૨) **આ૦ શ્રી બુદ્ધિસાગરસૂરિજી,** (૭૩) આ૦ શ્રી અજીતસાગરસૂરિજી, આ૦ શ્રી ઋદ્ધિસાગરસૂરિજી, આ૦ શ્રી કીર્તિસાગરસૂરિજી, (૭૪) આ૦ શ્રી કૈલાસસાગરસૂરિજી આદિ.

(૫૮) આ શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) **શ્રી તિલકવિ.**, (૬૦) ઋદ્ધિવિ, (૬૧) ચારિત્રવિ૦, (૬૨) રંગવિ૦, (૬૩) તેજવિ૦, (૬૪) યશવંતવિ૦, (૬૫) કુશલવિ૦, (૬૬) **જીતવિ૦**, (૬૭) શ્રી વિજયજી, (૬૮) જયવિ૦, (૬૯) હર્ષવિ૦, (૭૦) ચંદ્રવિ૦, (૭૧) હેતવિ૦, (૭૨) હિમતવિ૦, (૭૩) **આ. શ્રી વિજયહિમાચલસૂરિજી** વગેરે

(૫૮) આ. શ્રી વિજયહીરસૂરિજી, (૫૯) આ શ્રી વિજયસેનસૂરિજી. (૬૦) આ શ્રી વિજયદેવસૂરિજી, (૬૧) આ૦ શ્રી વિજયસિંહસૂરિજી, (૬૨) પં૦ સત્યવિ૦, (૬૩) પં૦ કપુરવિ૦ (૬૪) પં૦ ક્ષમાવિ૦, (૬૫) પં૦ જિનવિ૦, (૬૬) પં૦ ઉત્તમવિ૦, (૬૭) પં૦ પદ્મવિ૦, (૬૮) પં૦ રૂપવિ૦, (૬૯) પં૦ કીર્તિવિ૦ તથા પં૦ અમીવિ૦, (૭૦) પં૦ કસ્તુરવિ૦, (૭૧) **મણિવિ૦** તથા ઉદ્યોતવિ૦, (૭૨) બુદ્ધિવિ૦ (બુટેરાયજી), (૭૩) **મૂલચંદ્રજી** (મુક્તિવિ૦) ગણિ, **વૃદ્ધિચંદજી**, નીતિવિ૦, આનંદવિ૦, મોતીવિ૦ આનંદવિ૦ (આત્મારામજી) તથા ખાંતિવિ૦ દાદા આદિ શિષ્યો હતા **૭૩મા પટ્ટધર શ્રી મૂલચંદ્રજી ગણિને** (૭૪) **વિજયકમલસૂરિજી**, કેસરવિ૦, ગુલાબવિ૦, મણિવિ૦, હંસવિ૦, દાનવિ૦, શોભણવિ૦ આદિ શિષ્યો હતા **૭૩મા બીજા પટ્ટધર વૃદ્ધિચંદ્રજીને** (૭૪) કેવલવિ૦, પં૦ ગંભીરવિ૦, પં૦ અવદાતવિ૦, ચતુરવિ૦, હેમવિ૦, **વિજયધર્મસૂરિ** (કાશીવાળા) **વિજયનેમિસૂરિ** ઇન્દ્રસૂરિજી આદિ પટ્ટધરો હતા (૭૪) **વિજયનેમિસૂરિજી મ૦**ની પાટે (૭૫) આ૦ શ્રી દર્શનસૂરિજી, વિજયોદયસૂરિજી, વિજયલાવણ્યસૂરિજી, વિજયવિજ્ઞાનસૂરિજી, વિજયપદ્મસૂરિજી, વિજયામૃતસૂરિજી આદિ

(૭૩) મૂલચંદ્રજીગણિ, (૭૪) વિજયકમલસૂરિજી, (૭૫) **વિજયકેશરસૂરિજી,**

**વિજયમોહનસૂરિજી** ઉ. **દેવવિ૦ પં૦ મોતીવિ૦, વિનયવિ૦** આદિ ૭૫મા બીજા પટ્ટધર આ૦શ્રી વિજયમોહનસૂરિજીની પાટે વિજયપ્રતાપસૂરિજી, આ૦શ્રી વિજયધર્મસૂરિજી આદિ શિષ્ય–પ્રશિષ્યો થયા

૬૨મા પટ્ટધર પ૦ શ્રી સત્યવિજયગણિની પાટે ક્રમે (૬૯)મા પટ્ટધર પં૦ શ્રી અમીવિ૦ (૭૦) પ૦ શ્રી સૌભાગ્યવિ૦, (૭૧) **પં૦ રત્નવિજયજી** (૭૨) **પ૦ મોહનવિ૦** તથા **પ૦. ભાવવિજયજી** પ૦ શ્રી મોહનવિ૦ની પાટે (૭૩) પં૦ શ્રી ધર્મવિ૦ તથા શાંતિવિ૦ આદિ શિષ્યો થયા તેમા પં૦ શ્રી ધર્મવિ૦ મ૦ની પાટે (૭૪) ચમનવિ૦, ચારિત્રવિ૦, સુરેન્દ્રવિ૦ (આ૦શ્રી સુરેન્દ્રસૂરિજી) તથા અશોકવિ૦ (આ૦શ્રી અશોકચન્દ્રસૂરિજી) થયા. અને ૭૪મા પટ્ટધર આ૦શ્રી સુરેન્દ્રસૂરિજીના પટ્ટધર (૭૫) આ૦ શ્રી વિજયરામસૂરિજી, પ૦ શ્રી રાજેન્દ્રવિજયજી ( આ૦ શ્રી રાજેન્દ્રસૂરિજી ) થયા.

૭૨મા બીજા પટ્ટધર પ૦ શ્રી ભાવવિ૦મ૦ની પાટે (૭૩) શ્રીનીતિવિ૦ ( **આ૦શ્રી વિજયનીતિસૂરિજી** ) ઉ દયાવિ૦ આદિ થયા. આ૦શ્રી વિજયનીતિસૂરિજીની પાટે (૭૪) આ૦શ્રી વિજયહર્ષસૂરિ, વિજયોદયસૂરિજી, વિજયકલ્યાણસૂરિજી, વિજયમહેન્દ્રસૂરિજી આદિ શિષ્યો થયા

(૭૨)મા પટ્ટધર બુદ્ધિવિજયજી ( બુટેરાયજી )ની પાટે (૭૩) આત્મારામજી, (૭૪) ઉપા૦ વીરવિજયજી (૭૫) આ૦ શ્રી વિજયદાનસૂરિજી, (૭૬) આ૦ શ્રી વિજયપ્રેમસૂરિજી આદિ થયા

# મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર

શ્રી તપગચ્છપ્રાણ પૂ૦ મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવરનો જન્મ સ૦ ૧૫૭૯ (લાડોલ ?), તેઓશ્રીના પ્રતિબોધક ગુરુ આજીવન ‘ છ ’ યે વિગઇના ત્યાગી પૂ૦ જીવર્ષિગણિ હતા. પૂ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી આનદવિમલસૂરિજી મ૦ના પવિત્ર હસ્તે **શ્રી ધર્મસાગર** નામસ્થાપનાપૂર્વક દીક્ષા સં૦ ૧૫૯૫, ગણિપદ પ્રાય.[૧૨] સ૦ ૧૬૦૬, ગચ્છાધિપતિ પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી હસ્તે વાચકપદ સ૦ ૧૬૦૮ના મહા શુદિ ૫ ગુરુવાર નાડલાઇ

૧૨ “ નાડલાઈ મુકામે વિરાજિત આ૦ શ્રી વિજયદાનસૂરિજીએ, દેવગિરિથી પ૦ રાજવિમલ, પ૦ ધર્મસાગર અને પ૦ હીરહર્ષને પોતાની પાસે બોલાવ્યા પ૦ રાજવિમલ અને હીરહર્ષ આવ્યા, પણ [ ગુરુથી છૂટા પડેલ પ૦ સિંહવિમલગણિને સમજાવીને ગુરુ પાસે લાવવા સારૂ નાડલાઈથી પાંચ કોશ દૂર રોકાએલ પ૦ ધર્મસાગરજી તેઓની સાથે ન આવી શક્યા આ બીના પૂ૦ ગચ્છનાયકશ્રીએ તે બન્ને સાધુના મુખથી જાણ્યા બાદ કરેલી આજ્ઞા મુજબ ] પ૦ હીરહર્ષનો પત્ર જવાથી પં૦ ધર્મ-સાગર તથા પ૦ સિંહવિમલગણિ નાડલાઈ આવવા માટે ચાલવાની શરૂઆત કરતા જ કાળી ચકલી

( અનુસંધાન પૃષ્ઠ ૩૩ ઉપર )

"ધર્મસાગર ઉવજ્ઝાય પ્રધાન, વિમલહર્ષ નિર્મલ અભિધાન, કલ્યાણવિજયગુરૂ કરઈ કલ્યાણ, ત્રિણિ ઉવજ્ઝાય ગચ્છિ મેરુ સમાન." (પં૦ વિજયગણિશિષ્ય પં૦ વિનયસુંદરકૃત '**તપગચ્છગુર્વાવલી**'ના) એ સૂક્તમુજબ પૂ૦ ગચ્છાધિપતિના સમુદાયના મુખ્ય ત્રણ ઉપાધ્યાયોમાં પણ શ્રી ધર્મસાગરજી વાચક અગ્રેસર લેખાતા હતા.

'મુનિ રાજવિમલજી, મુનિ ધર્મસાગરજી અને મુનિ હીરહર્ષ એ ત્રણ મુનિવરો, આ૦ વિજયદાનસૂરિની આજ્ઞા લઈ (દક્ષિણમાં) દેવગિરિ=દોલતાબાદ ન્યાયશાસ્ત્ર ભણવા માટે ગયા હતા મહો૦ ધર્મસાગરજી પ્રકાંડવિદ્વાન્, વાદી અને સમર્થ ગ્રંથકાર હતા. તેઓશ્રી ભ૦ શ્રી વિજયદાનસૂરિજી પાસે 'જિનાગમ' ભણ્યા હતા'

---

(અનુસંધાન પૃષ્ઠ ૩૨નું ચાલુ)

બોલી તે સાંભળી સાથેના વળાવીયા ભીલે કહ્યું કે-'આ ચકલી, બેમાથી મોટાને મોટી પદવી મળશે અને નાના મહારાજને માન નહિ મળે' એમ કહે છે બન્ને નાડલાઈ મુકામે ગચ્છનાયક પાસે આવી ગયા બન્યુ પણ એમ જ કે-ગચ્છનાયકે પં૦ ધર્મસાગરનાં વાંદણાં લીધાં અને પં૦ સિંહવિમલગણિએ કરેલ ભૂલની માફી માગ્યા પછી તેના વાંદણા લીધા.

ગચ્છનાયકે સંઘ સાથે વાજતે-ગાજતે પં૦ ધર્મસાગરગણિ, પં૦ હીરહર્ષગણિ અને પં૦ રાજ-વિમલગણિને ઉપાધ્યાય પદવી આપી (પણ સિંહવિમલગણિને ન જ આપી) આચાર્યપદે સ્થાપવાની વાતમાં ઉક્ત ત્રણે ઉપાધ્યાયો તે પદ માટે યોગ્ય હતા સહુ જાણતા હતા કે-'ગચ્છનાયક, ઉપા૦ રાજવિમલને પોતાની પાટે આચાર્ય બનાવવાની ભાવના ધરાવે છે' પરંતુ ઉપા૦ ધર્મસાગરગણિને ઉપા૦ રાજવિમલગણિ, ગચ્છનાયક થાય તે પસંદ ન હતુ, તેઓશ્રી એકલા જ હીરહર્ષગણિને પાટે સ્થાપવાની તરફેણમા હતા. ગચ્છનાયક ત્યાંથી વિહાર કરી શીરોહી પધાર્યા ત્યા ચોમાસુ કર્યું તે ચોમાસા પછી બધા ગીતાર્થોને બોલાવ્યા ઉપા૦ ધર્મસાગર વગેરે ગીતાર્થોએ સર્વાનુમતે આપેલા નિર્ણય મુજબ ગચ્છનાયકે શીરોહીમા સં૦ ૧૬૧૦ મા ઉપા૦ હીરહર્ષગણિને આચાર્યપદવી આપી **આ૦ વિજયહીરસૂરિ** નામ સ્થાપી પોતાની પાટે સ્થાપ્યા અને ઉપા૦ રાજવિમલગણિ તથા ઉપા૦ ધર્મસાગરગણિને પંચાગી સહિત ૧ લાખ ૩૬ હજાર શ્લોક પ્રમાણ આગમો આપ્યા સૌ સંઘ હર્ષ પામ્યો" ('**જૈનપરંપરાનો ઇતિહાસ**' ભાગ ૩, પૃષ્ઠ ૭૦૦ થી ૭૦૨ સુધીમાં મુદ્રિત થયેલ-'**આત્માનંદ પ્રકાશ**' માસિક, પુસ્તક ૨૪, અંક ૪ તથા પુસ્તક ૧૫, અંક ૩-૪ના પૃષ્ઠ ૮૩ મા પ્રસિદ્ધ થયેલ શ્રી જિનવિજયના લેખના ટુંકા સારનો પણ સાર) જ્યારે બીજી બાજુથી—

'**ઐતિહાસિક રાસ સંગ્રહ**' ભાગ ૪ ગત '**નિરીક્ષણ**' શીર્ષક તળેના લખાણના પૃ ૧૪-૧૫ ઉપર ઇતિહાસવેત્તા પૂ૦ મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજે ઉપરોક્ત '**આત્માનંદ પ્રકાશ**' પુસ્તક ૧૫, અંક ૩-૪ના પેજ ૮૧-૮૨ ઉપર છપાયેલ શ્રી જિનવિજયજીના લેખનો સાર આ પ્રમાણે રજુ કરેલ છે કે-"તેમણે (ઉપા૦ ધર્મસાગરજીએ) ગચ્છનાયક પ્રત્યેનો ભક્તિભાવ કે બહુમાનમા કિંચિત્માત્ર પણ ઘટાડો કર્યો હોય તેવુ જણાતુ નથી હીરવિજયસૂરિ અને ધર્મસાગરનો સંબંધ તો કોઈ ઓર જ હતો બીજા શબ્દોમાં કહીએ તો-હીરવિજયસૂરિ અને ધર્મસાગર તો ન્હાની ઉમરથી

(અનુસંધાન પૃષ્ઠ ૩૪ ઉપર)

આ૦ વિજયદાનસૂરિવરે સં૦ ૧૬૦૮ના મહા શુદિ ૫ ને ગુરુવારે નાડલાઇ મુકામે પં૦ રાજવિમલગણિ, પં૦ ધર્મસાગરગણિ અને પં૦ હીરહર્ષગણિને ઉપાધ્યાય બનાવ્યા. પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિની પાટે નવા આચાર્ય બનાવવામા ઉક્ત ત્રણે ઉપાધ્યાયો યોગ્ય હતા, તેમાથી આ૦ વિજયદાનસૂરિની ઇચ્છા, ઉપા૦ રાજવિમલને જ આચાર્ય બનાવવાની હતી, જ્યારે ઉપા૦ ધર્મસાગરજી ગણિ વગેરે બધા ગીતાર્થો ઉપા૦ હીરહર્ષને આચાર્ય બનાવવાની તરફેણમાં હતા. અતે ભ૦ વિજયદાનસૂરિએ સૌની ઇચ્છાને માન આપી, શીરોહીમાં ચોમાસામાં ત્રણ મહિના સુધી ધ્યાનમા રહી સૂરિમત્રનો જાપ કર્યો. શાસનદેવે જે જણાવ્યું તે આચાર્યદેવે[૧૩] મનમાં ધારી લીધું ચોમાસા બાદ સૌ ગીતાર્થમુનિઓ આવ્યા ગચ્છનાયકે 'મણિભદ્રમહાવીર'ના સંકેતથી તથા ઉપાધ્યાય[૧૪] ધર્મસાગરગણિ

( અનુસધાન પેજ ૩૩નુ ચાલુ )

જ સહયોગી હતા દક્ષિણમા આવેલ દેવગિરિમા ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે હીરવિજયસૂરિ, ( તે વખતના હીરહર્ષ ) ધર્મસાગરજી અને રાજવિમલજી એ ત્રણ સાથે જ ગયા હતા અને સાથે જ ભણીને ગુરુ પાસે આવ્યા હતા વિજયદાનસૂરિની ઇચ્છા જ્યારે કોઈને પણ આચાર્યપદવી આપવાની થઈ, ત્યારે હીરહર્ષ ( વિજયહીરસૂરિ )ને આચાર્યપદ આપવાનો પ્રસ્તાવ પણ ધર્મસાગરજીએ જ મૂક્યો હતો અને ઘણાઓની ઇચ્છા-બલ્કે ખુદ વિજયદાનસૂરિની પણ ઇચ્છા-**બીજાને** ( ઉપા૦ રાજવિમલ )ને આચાર્યપદવી આપવાની હોવા છતા **અતતોગત્વા ધર્મસાગરજીનો જ પ્રસ્તાવ પાસ થયો હતો.** હીરવિજયસૂરિ આ વાતને ભૂલ્યા નહિ હતા [ એ પછીથી પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે જે—'છતા પણ એક ગચ્છનાયક તરીકે જે–(૧૨ બોલનો પટ્ટક કરવારૂપ) કર્તવ્ય તે તેમણે બજાવ્યુ જ હતુ ' એમ લખ્યુ છે તે કવિ દર્શનવિ૦ કૃત 'વિજયતિલકસૂરિરાસ'માની અનેક અપ્રમાણિક વાતોની છાયારૂપ જણાય છે 'તે ૧૨ બોલવાળા પટ્ટકમાના બોલોની પ્રસિદ્ધિ તો એ બહાને વિપક્ષીઓને શાત કરવાની ખૂબીરૂપે જ હતી ' એ વાત, દેશમાત્રથી સમજવા માટે–'જૈન પરપરાનો ઇતિહાસ' ભાગ ૩ના પેજ ૭૦૩ થી ૭૦૪ ઉપરની ન, ૧વાળી ફુટનોટ તથા સં૦ ૨૦૧૧મા આ ઇતિહાસના લેખક હસ્તક પ્રસિદ્ધ થયેલ कुमताहिविषजांगुलिमत्रतिमिरतरणि ગ્રથ જોવા ] બીજી તરફથી હીરવિજયસૂરિ, ધર્મસાગરજીમા રહેલી અદ્વિતીય શક્તિ અને તેમની વિદ્વત્તાથી પણ અજાણ્યા નહોતા ધર્મસાગરજીની બુદ્ધિ, તાર્કિક શક્તિ અને પરમાત્માનાં શાસન પ્રત્યેની અપ્રતિમ લાગણીના અનેક દૃષ્ટાતો **આત્માનંદ પ્રકાશ**ના ઉપર્યુક્ત અકમા પ્રકટ થયેલ પ્રાચીન પાનાઓ ઉપરથી મળી આવે છે ”

૧૩ ઉપર જણાવેલ 'શાસનદેવે જે જણાવ્યું તે આચાર્યદેવે મનમા ધારી લીધુ ' એ વાત, ચોમાસા બાદ સહુ ગીતાર્થો પદપ્રદાન અર્થે આવેલ હોઈ અને પ્રસ્તાવ પણ રજુ કર્યો હોઈ અહી ટકતી નથી

૧૪ પૂ૦ ભટ્ટારકે મનમા ધારી રાખેલ શાસનના અધિષ્ઠાયક મણિભદ્રદેવે જણાવેલ સકેત, જો શ્રી હીરહર્ષને આચાર્ય બનાવવા તરીકેનો હોવારૂપે સૌ મુનિઓ વચ્ચે પ્રકટ જ કરી દેવાયો હોય તો તે પછી ઉપા૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે પૂ૦ શ્રી હીરહર્ષગણિને આચાર્ય બનાવવાનો આગ્રહ જ કરવો રહેતો નહિ હોવાથી કા તો-મણિભદ્ર મહાવીરનો ઉક્ત સકેત પૂ૦ ભટ્ટારકશ્રીએ પ્રકટ કર્યો હોવાની વાતને, યા તો 'અતતોગત્વા ધર્મસાગરજીનો જ પ્રસ્તાવ પાસ થયો', 'તેમના આગ્રહથી હીરહર્ષને આચાર્ય બનાવ્યા' એ વગેરે હકીકતને અર્થજન્ય ગણવી રહે છે.

અને બધા [૧૫]ગીતાર્થમુનિવરોના આગ્રહથી સં૦ ૧૬૧૦માં શિરોહીમાં ઉપા૦ હીરહર્ષને આચાર્ય બનાવી પોતાની પાટે ગચ્છનાયક તરીકે સ્થાપિત કર્યા અને તેમનું નામ 'મણિભદ્ર-મહાવીર'ની સૂચના મુજબ '**હીરવિજયસૂરિ**' રાખ્યું. સકલસંઘ હર્ષ પામ્યો.

ગચ્છનાયકે આ પ્રસંગે ઉપા૦ [૧૬]રાજવિમલને અને ઉપા૦ ધર્મસાગર ગણિને **મહોપાધ્યાય** બનાવ્યા અને બન્નેને ૬ લાખ અને ૩૬ હજાર શ્લોક પ્રમાણ સર્વ સિદ્ધાંતો આપ્યા.

**એક ત્રુટી :**–મહો૦ ધર્મસાગર, સમકાલીન શ્રમણસંઘમાં ઉદ્ભટ વિદ્વાન્ હતા અને તેમની પાછળ તેમના શિષ્યો પણ વિદ્વાન્ હતા : છતાં દુઃખની ઘટના એ છે કે–'કોઈએ તેમનું વિશદ જીવનચરિત્ર ગૂંથ્યું નથી. અથવા કોઇએ લખ્યું હોય તો તે અત્યારે ઉપલબ્ધ નથી " [ જૈનપરંપરાનો ઇતિહાસ, ભા૦ ૩ પૃ૦ ૬૯૮ થી ૭૦૦ ]

## બ...હુ...મા...ન.

**મહો૦ ધર્મસાગરગણિને** આ૦ વિજયદાનસૂરિ અને આ૦ હીરવિજયસૂરિ પ્રત્યે બહુમાન હતું જેમકે–

(૧) श्रीविजयदानसूरि' मादृशामपि शिष्याणा श्रुतादिदाने वैश्रमणानुकारी अनेकवार एकादशागपुस्तकशुद्धिकारी, किं वहुना? तीर्थंकर इव हितोपदेशादिना परोपकारी सर्वजनप्रत्तीत,

---

૧૫ આ સ્થળે "પૂ૦ ભટ્ટારકશ્રીના ખ્યાત શિષ્યોમાં-પૂ૦ પં૦ વિનયસુંદરજી કૃત 'તપગચ્છ ગુર્વાવલી'નાં કથન મુજબ-મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર, અગ્રેસર લેખાતા હોવાથી તે પ્રકારનો આગ્રહ કરે તે યુક્તિયુક્ત છે, પરંતુ તેઓએ આગ્રહ કર્યા પછી તે સમયે શેષ 'પૂ૦ ઉપા૦ વિમલ-હર્ષગણિ, પૂ૦ ઉપા૦ રાજવિમલગણિ અને પૂ૦ ઉપા૦ કલ્યાણવિ૦ગણિ' એ ત્રણ જ ગીતાર્થ તરીકે તરીકે પ્રસિદ્ધ હોવાથી અને તેમાં પણ બે ગીતાર્થો મહો૦ ધર્મસાગરજી કરતા નાના હોવાથી એ સાથે તેઓ પણ આગ્રહ કરે તે યુક્તિયુક્ત જણાતું નથી તેમજ જેમને માટે ઉપા૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે આચાર્યપદ આપવા નાપસંદગી દર્શાવી હતી અને તેથી જેઓ દુભાયેલા હતા તે પૂ૦ ઉપા૦ રાજવિમલગણિ તો તેવો આગ્રહ કરે એ સંભવિત જ નહિ હોવાથી" આની પહેલાની ફૂટનોટ નં ૧૨ મા જણાવેલ-'**અંતતોગત્વા ધર્મસાગરજી ગણિનો જ પ્રસ્તાવ પાસ થયો હતો**' એ ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦ મ૦ના નિષ્કર્ષને જ તથ્ય માનવો રહે છે

૧૬ તેઓશ્રી અંગે–'ઉપા૦ ધર્મસાગરીય તપગચ્છ પટ્ટાવલી–સાનુવાદ' બૂકાકાર પુસ્તકના પેજ ૧૯ થી ૨૬ સુધીમા અપાપેલ-'**ઉપાધ્યાય ધર્મસાગરનો જીવન પરિચય**' શીર્ષક તળેના લેખના પેજ ૨૧ ઉપરના બીજા પેરામા વિદ્વાન લેખકનો ઉલ્લેખ છે કે–'બાદ સંઘની વિનંતિથી કોઈને આચાર્યપદ આપવાનો પ્રશ્ન શ્રીપૂજ્યજી પાસે આવ્યો, ત્યારે તેમણે ઉપાધ્યાય ધર્મસાગરની સલાહ માગી ધર્મસાગરે હીરહર્ષ (હી૦વિજયસૂરિ)નું નામ સૂચવ્યું **એટલે રાજવિમલને ધર્મસાગર પ્રતિ રોષ ઉપજ્યો. શ્રી પૂજ્યનો પ્રેમ રાજવિમલ પર હતો; પરંતુ ધર્મસાગરની સલાહથી હીરહર્ષને શીરોહીમાં આચાર્યપદ અર્પણ કરવામાં આવ્યું.**"

श्रीहीरविजयसूरय सप्रति तपागच्छे आदित्यसदृशास्तदुद्योतकत्वात् । (સં૦ ૧૬૪૮ 'તપગચ્છપટ્ટાવલી–વ્યાખ્યા ' નં. ૫૭–૫૮ )

( ૨ ) × × × श्रीविजयदानसूरीश्वरा वभुवुर्जगद्विदिता ॥८॥ तेषां पट्टे सप्रति विजयते हीरविजयसूरीशा । ये श्वेतावरयतीना सर्वेषामाधिपत्यभृता ॥९॥ कलिकालेपि प्रकटीकृततीर्थंकरसमानमहिमान । गीयते सकलैरदभुनमाहात्म्यदर्शनत ॥१०॥ (સં૦ ૧૬૨૮ 'કલ્પકિરણાવલિગ્રંથપ્રશસ્તિ.)

( ૩ ) तस्सवि पयम्मि एगीकाऊण सोमसूरे आर्घाडओ । उभयसहावो तेण सिरिहरीविजयगुरू ॥५॥ सपइ त जुगपवर पणमित्ता पणयभावभावणो । सव्वम्मि अ जिअलोए तोयत नेहनयणेहि ॥६॥ (સં૦ ૧૬૨૯માં મહો૦ શ્રી ધર્મસાગરગણિકૃત–' કુપક્ષકૌશિક સહસ્રકિરણ ' વિશ્રામ ૧ )

(૪) 'જો આચાર્યપદ આપો તો હીરહર્ષગણિ યોગ્ય છે, મહાપંડિત છે, મોટા વૈરાગી છે, જો ગચ્છનુ ભાગ્ય હશે તો એ ગચ્છનાયક થશે. ' ( ખરતર–તપાચર્ચાપત્રમાથી. )

[ જૈન પરંપરાનો ઇતિહાસ, ભા૦ ૩ પૃ૦ ૭૦૧-૭૦૨ની ફુટનોટ ]

પૂ. હીરગુરુ પણ આ મહોપાધ્યાયજીથી જ ગચ્છની શોભા સમજતા.

" તેઓ ( મહો૦ શ્રી ધર્મસાગરજીમ૦ ) કેવા ભારી વિદ્વાન્ અને લેખક પણ હતા, એ તેમના બનાવેલા–' औष्ट्रिकमतोत्सूत्रदीपिका (સં૦ ૧૬૧૭), व्याख्यानविधिशतक, सर्वज्ञशतक, प्रवचनपरीक्षा–सटीक, कल्पकिरणावली (સં૦ ૧૬૨૮), जबुद्वीपप्रज्ञप्तिटीका (સં૦ ૧૬૩૯), षोडशश्लोकीवृत्ति (गुरुतत्वप्रदीपिका), महावीरविज्ञप्तिद्वात्रिंशिका, पर्युषणा (दश) शतक–वृत्तिसहित ' વગેરે ગ્રંથો જોવાથી સ્પષ્ટ જણાઈ આવે છે ધર્મસાગરજીની વિદ્વત્તા અને તેમની યોગ્યતાના પરિચય માટે શ્રુતસાગરજીના શિષ્ય શાંતિસાગરે સં૦ ૧૭૦૭માં '**કલ્પકૌમુદી**'ની પાટણમાં લખેલી પ્રશસ્તિનો નિમ્નલિખિત શ્લોક જ પૂરતો છે

तद्राज्ये गहनार्थशास्त्रघटनाप्रौढाभियोगास्तथा–
ऽतुच्छोत्सूत्रमहीविदारणहलप्रख्या: सुसयोगिन ॥
दुर्दान्तप्रतिवादिवाददमनस्थैर्य प्रतिज्ञाभृत ,
श्रीमद्वाचकधर्मसागरगुरुत्तमा अभूवन शुभा ॥१॥

ધર્મસાગરજીની કૃતિયો અને તેમના કાર્યોનું નિરીક્ષણ કરતા એમ સ્વીકારવુ જ જોઇએ કે–કવિએ આ શ્લોકમાં ધર્મસાગરજીની કરેલી સ્તુતિમા લગારે અત્યુક્તિ જેવુ નથી કહેવાની કંઇ જ આવશ્યકતા નથી કે–' **તે સમયમાં ધર્મસાગરજી જ એક હતા કે–જેઓએ પૂરજોસમાં ચાલતા ખરતરગચ્છ અને કડૂકમત વિગેરે મતોની સામે થઈને તેમને પરાસ્ત કરવામાં સૌથી આગેવાનીભર્યો ભાગ લીધો હતો**,

હીરવિજયસૂરિ તેમની આ, અતુલશક્તિને સંપૂર્ણ જાણતા હતા, અને તેઓ એમ પણ સમજતા હતા કે-'**આવી મહાન શક્તિશાલી વ્યક્તિથી જ ગચ્છની શોભા છે**'

( ઐતિહાસિકરાસસંગ્રહ ભા૦ ૪ થાના '**નિરીક્ષણ**'ના પૃ૦ ૧૫ થી ૧૬ )

કડુઆમતીઓને તપગચ્છી બનાવ્યા.

( પૂ૦ હીરહર્ષગણિને હીરસૂરિજી બનાવ્યા પછી ) ગચ્છનાયકે પાટણ આવી તેમનો વદન (પાટ) મહોત્સવ કર્યો. પાટણ જૈનસંઘનો ઉદ્યોત થયો વડીપોષાળના શ્રાવક **ધનજી મનજી** અને રાધનપુરનો કડુઆમતનો શ્રાવક વગેરે મહો૦ ધર્મસાગર પાસેથી શંકા સમાધાન મેળવી તેમના રાગી થયા અને તેમનુ કુટુંબ પણ તપગચ્છમાં આવી ભળ્યું (સં૦ ૧૬૧૧મા) મહોપાધ્યાયજી **રાધનપુર**માં ચોમાસુ રહ્યા ત્યા ઘણાં કડુઆમતિઓને પ્રબોધ્યા.

દેવા કોચરને પરાસ્ત કરવામાં સમર્થ મહોપાધ્યાયજી જ ભાસ્યા.

બીકાનેરમા ખરતરગચ્છનો મુખ્ય શ્રાવક **દેવો કોચર,** નાગોરીલોકામાં ભળી **નીતાનીત**ની ચર્ચા કરતો હતો. તેણે પચાસેક ધનિકોને પોતાના બનાવ્યા આથી બીકાનેરના સંઘે (સં૦ ૧૬૧૪માં) ભ૦ વિજયદાનસૂરિજીને વિનંતિ કરી કે-' આને પહોંચી વળે તેવા ગીતાર્થને બીકાનેર ચાતુર્માસ માટે મોકલો ' ( પૂ૦ ભટ્ટારકશ્રીને તેવા ગીતાર્થ તો મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી એક જ ભાસવાથી તેઓશ્રીએ સં૦ ૧૬૧૫મા મહોપાધ્યાયજીને એ માટે ચોમાસુ કરવાની ફરમાવેલી આજ્ઞા મુજબ તેઓએ બિકાનેર જઇ તે દેવા કોચરને વાદમા નિરુત્તર કર્યો )

મહો૦જીએ શાસ્ત્રો જોવા પણ ગુરુઆજ્ઞા મેળવી।

મહો૦ ધર્મસાગરજીએ ગુરુઆજ્ઞાથી (પોતાને પૂ૦ વિજયદાનસૂરિજી હસ્તક ભેટ મળેલ જિનાગમ પંચાગીને સાથે લઈ) બીકાનેર તરફ વિહાર કર્યો, તેમને એક ગામમાં-' ખરતરગચ્છનો (સાધુને બદલે) યતિ તથા ખરતરગચ્છની સાધ્વીઓ સાથે સાથે વિહાર કરતા જોઇ ભારે આશ્ચર્ય થયું આથી તેમણે (તે ખરતર આદિ અન્યગચ્છોની સામાચારી તપાસવા સારૂ પ્રથમ તો ) ગચ્છનાયકની આજ્ઞા મેળવી બીજા ગચ્છોની સામાચારી જોવાનું શરૂ કર્યું

મહો૦જીનો આરાધકભાવ, વિરોધીઓને પણ આરાધક બનાવતો.

તેમને ખરતર, પૂનમીયા વગેરેની સામાચારી જોતા તે બધા **ઉત્સૂત્રભાષી** લાગ્યા તે (હકીકત પૂ૦ ગચ્છનાયકને જણાવીને ગુરુઆજ્ઞાથી તેઓ) મેડતામા (શ્રી સંઘે કરેલા

અપૂર્વ સામૈયાપૂર્વક) ચોમાસા માટે પધાર્યા અને પં૦ વિજયવિમલગણિ–વિદ્યાવિમલગણિ –વિવેકવિમલગણિ–જ્ઞાનવિમલગણિ વગેરે મુનિવરો સહિત તે સં૦ ૧૬૧૬ નું ચાતુર્માસ (તેઓશ્રીએ) મેડતા મુકામે કર્યું.

ત્યા તપાગચ્છના આગેવાન (જૂના રાજ) મંત્રી શ્રાવક કલ્યાણમલ અને રાજમાન્ય મંત્રી શ્રી સહસ્રમલ રહેતા હતા. તે બંને વચ્ચે સુમેળ નહોતો મંત્રી કલ્યાણમલ બહુ ધર્મપ્રેમી હતા. હમેશા ઉભયટંક પ્રતિક્રમણ અને પાખીએ પૌષધ કરે. વ્યાખ્યાનમા નિત્ય બહુ મૂલ્ય વસ્ત્રો પહેરીને આવે, 'સોનાની કટાર' રાખે, પણ માથે પાઘડી બાંધે નહિ (ફાળીયું જ લપેટે) કારણ એ કે–"રાવ **માલદેવ**ની સભામા તેણે 'મંત્રી સહસ્રમલને મારીશ ત્યારે જ પાઘડી બાંધીશ' એમ પ્રતિજ્ઞા કરી હતી" આ પ્રતિજ્ઞાને ૨૫ વર્ષો વીતી ગયા મહો૦ ધર્મસાગરજીને આ વાત સાભળી નક્કી થયુ કે–'મંત્રી કલ્યાણમલ ધર્મપ્રેમી છે, પણ ક્રોધી અને વટનો કટકો છે'

મંત્રી, મહોપાધ્યાયજીને હમેશા વંદન કરતો મંત્રી સહસ્રમલ પણ હમેશા સમય મળે ત્યારે મહોપાધ્યાયજીના દર્શને આવી જતો. એકવાર રાત્રે મહોપાધ્યાયજીએ મંત્રી સહસ્રમલને જણાવ્યુ કે 'કલ્યાણમલજી મહા ક્રોધી છે, તમારો મોટો દુશ્મન છે, માટે તમારે રાત્રે એકલા આવવું–જવુ નહિ' ત્યા તે રાત્રે પ્રતિક્રમણ કર્યા બાદ સામાયિક લઈ અંધારે બેઠેલા મંત્રી કલ્યાણમલે મહોપાધ્યાયજીના ઉપર્યુક્ત શબ્દો સાભળ્યા અને ભારે ગુસ્સામા આવીને મહોપાધ્યાયજીને–'આજ પછી તમને વાંદે તે તમારો દીકરો' એમ કહીને સામાયિક પાર્યા વિના જ ઘેર ચાલ્યો ગયો.

મંત્રીએ ઉપાધ્યાયજીનુ વંદન બંધ કર્યાની વાત તેની પત્નીએ જાણતા મંત્રીને ગુરુ મહારાજ પ્રત્યે તેમ નહિ વર્તવા ઘણુ સમજાવ્યા, પણ મંત્રી એકના બે થયા નહિ ગુરુ વંદન–વ્યાખ્યાન અને પોષાલમા પ્રતિક્રમણ તથા પૌષધ પણ બંધ કરનાર તે વટદાર મંત્રીને સંઘના ભાઈઓએ ખૂબ સમજાવ્યા, મહોપાધ્યાયજીના કહેવાથી પં૦ વિમલસાગરગણિ તેને ઘેર સમજાવવા ગયા! છતા તેમણે કોઇનુ માન્યુ નહિ!

પર્યુષણ પ્રસંગે ખરતર–પૂનમીયા તથા લોકાગચ્છના ગૃહસ્થો, મંત્રીને પોતપોતાની પોષાળે લઇ જવા સમજાવવા ગયા પ્રયાસમા તેઓએ મંત્રીને જણાવ્યુ કે–'મહોપાધ્યાયજી આકરા છે અને તમે તો રાગ–દ્વેષરહિત એવા ધર્મપ્રેમી છો, વળી કલ્પસૂત્ર તો સૌનુ એક છે, તો અમારી પોષાળે પર્યુષણ કરવા પધારો' મંત્રી કલ્યાણમલે તેઓને ઉત્તરમા જણાવ્યુ કે–'**ભાઇ! સાંભળો. વાણીયો મહાજનથી રીસાય; પણ કંઇ ઢેઢની પંગતમાં જઈને ન બેસે તમે સૌ ઉત્સૂત્રભાષી છો, તમારે ત્યાં 'કલ્પસૂત્ર' સાંભળવાથી મારો અનંત સંસાર વધે મારે એવું કરવું નથી આપ આવ્યા**

**તે આવ્યા પણ હવે પછી મારી પાસે આવીને આ વાત** [૧૭] **કાઢશો નહિં."**

મહોપાધ્યાયજીએ આ ઘટના સાંભળી ત્યારે નક્કી કર્યું કે-"**મંત્રી કલ્યાણમલ, ધર્મમાં પણ વટનો કટકો છે. ખરેખર આ શ્રાવક શુદ્ધસમ્યકત્વધારી છે, સાચા માર્ગનો જાણકાર છે, તો મારે તેને ખમાવવો જ જોઇએઃ એમ ન કરૂં તો મને સંવત્સરી પ્રતિક્રમણ કરવું સૂઝે નહિં."** એમ ચિંતવી મહોપાધ્યાયજી સંવત્સરીના દિવસે '**ચૈત્યપરિપાટી**' કર્યા પછી પં૦ વિમલસાગરગણિને સાથે લઇ મંત્રીને કલ્યાણમલને ઘેર પધાર્યા!

મંત્રી, ઘરના બીજા માળે પોતાના કુટુંબ સાથે પૌષધ લઈ બેઠા હતા તેમના પત્ની અને ૪ પુત્રો પૌષધમા હતું. એવામા મહોપાધ્યાયજીને આવતા હોવાનું જાણીને મંત્રી કમાડ બંધ કરી બેસી ગયા મહોપાધ્યાયજી આવ્યા જાણીને પુત્રોએ કમાડ ખોલ્યું તેઓએ મહોપાધ્યાયજીને બોલાવી (મંત્રીની) સામે બેસાડયા છતા મંત્રીએ તેઓને વાંદ્યા તો નહિ, પરંતુ તેમની સામે પણ જોયું નહિ!

મહોપાધ્યાયજીએ તેને ઉપદેશ આપ્યા, સૌને સમતારસની વાગ્ધારાથી નવડાવી દીધા! ખમતખામણાનો પરમાર્થ સમજાવ્યો. આ સાભળી મંત્રીનો ક્રોધ ઓસરી ગયો! અને સૌ વાજતે ગાજતે ઉપાશ્રયે આવ્યા! બધાય સંવત્સરીપ્રતિક્રમણ કરવા બેઠા, મહોપાધ્યાયજીએ શ્રી સંઘની સાથે મંત્રીને પણ (સંઘ વચ્ચે પોતાની ભૂલને જાહેર કરવા પૂર્વક) ખમાવ્યા! એ જોઈ મંત્રી કલ્યાણમલ્લે પણ (એ જ પ્રકારે પોતાનું વૈર જાહેર કરીને) મંત્રી સહસ્રમલને ખમાવ્યો આ પ્રકારે અરસપરસ ખમતખામણા થવાથી સૌનું મન શુદ્ધ થયું બીજે દિવસે બંને મંત્રી એક ભાણે બેસીને જમવાપૂર્વક બંને મંત્રીએ ૨૫ વર્ષનુ જુનું વૈર વોસીરાવ્યું.

રાજા માલદેવે આ ઘટના સાભળી મહોપાધ્યાયજીને રાજદરબારમા તેડાવ્યા. તેમને ઉપદેશ સંભળાવ્યો ધર્મગોષ્ઠી કરી તેઓને ઉપાશ્રયે વાજતે ગાજતે મોકલ્યા

['જૈનપરંપરાનો ઇતિહાસ' ભા૦૩ પૃ૦૭૦૩થી ૭૦૭]

---

૧૭ ઐક્યતાને ઓઠે-'૧ સૂત્રભાષી ૨ સૂત્ર ઉત્થાપક અને ૩ મંત્રોનો સર્વથા લોપક' એ પ્રકારના ત્રણ ફીરકાને એક વખત એક કરવાની ઝુંબેશ ઉઠાવનાર અને આજે પણ એ જ ઝુંબેશ ઉઠાવવાની તક ખોળી રહેલ દ્વિવિધસંઘી શ્રીમદ્ અને તેમના સાગ્રીતોમા તેમ જ શ્રી કલ્યાણમંત્રીએ પોતાના ઉપર્યુક્ત ઉત્તરમા જણાવેલા ત્રણ ઉત્સૂત્રભાષી ગચ્છીઓની સાથે સમયધર્મને ઓઠે એકતા દાખવવા પૂર્વક 'સૂત્રભાષી મુનિવર્ગની મજાક ઉડાવવામા' પોતાને સુધારક લેખાવનાર કેટલાક વેષધારીઓ અને તેમના સાગ્રીતોમા શ્રી કલ્યાણમલ મંત્રીના ઉપર્યુક્ત ઉત્તરમા ઝળકતા સુદૃઢ સંવિજ્ઞપાક્ષિકપણાના તો અંશમાત્રની ય સંભાવના શ્યે કલ્પી શકાય? પરંતુ વિશિષ્ટ પ્રકારના માર્ગાનુસારીના અંશનીયે સંભાવના કરવી મુશ્કેલ છે કે નહિ? એ વાત, આ સદ્ધર્મને વિષે સુદૃઢ એવા શ્રાવકમંત્રીના ઉદાહરણને નજર સામે રાખી તે પ્રકારના સુધારક વેષવંતો આદિ સમયધર્મીઓએ વિચારવી રહે છે.

### મહોપાધ્યાયજી ખરેખર 'સરસ્વતીલબ્ધપ્રસાદ' છે.

મહોપાધ્યાયજીએ ઉપાશ્રયે આવીને 'श्रीऋषभदेवपदाबुजयामलम्'વાળું ૨૮ પદ્યોનું નવું સ્તોત્ર રચ્યું શ્રાવકોએ તે સ્તોત્ર લખી લીધું અને મુખપાઠ કર્યું. ત્યારે એક યતિમહાત્માએ તે સ્તોત્રને અશુદ્ધ તરીકે જાહેર કર્યું મહોપાધ્યાયજીએ તે સ્તોત્રની ૫૦૦ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી ત્યારે તે જ યતિમહાત્મા, તે 'વૃત્તિ' વાંચી ભારે ખુશ થયા, ચમત્કાર પામ્યા અને કહેવા લાગ્યા કે-"ખરેખર મહોપાધ્યાયજી '**સરસ્વતીલબ્ધપ્રસાદ**' છે" ત્યારથી મારવાડમા સર્વે મહાત્માઓ મહોપાધ્યાયજીની પ્રશસા કરવા લાગ્યા

### ખરતરના ઉપા૦ ધનરાજને છટકવા દેશો નહિ.

બાદ મહોપાધ્યાયજી ત્યાંથી (ચાતુર્માસ ઉતર્યે વિહાર કરી) ચિત્તોડ પધાર્યા ત્યા તેમણે ખરતરગચ્છની ઉત્પત્તિની શરૂઆતના આચાર્યોનો ઇતિહાસ નવ શ્રાવકોને જણાવ્યો તે શ્રાવકોએ મહો૦ ધર્મસાગર અને ખરતરગચ્છના ઉપા૦ ધનરાજને તે બાબત ચર્ચા કરવા વિનંતિ કરી ઉપા૦ ધનરાજે-'જેસલમેર કે બિકાનેરમા મોટા ગ્રંથભંડારો છે. ત્યા ચર્ચા કરીશુ,' એમ ઉત્તર વાળી (જેસલમેર કે બિકાનેરને બદલે) પાટણ તરફ વિહાર કર્યો। (તેવો ઉત્તર વાળીને તેઓ પાટણથીયે અન્યત્ર છટકી ન જાય, એ સારૂ) મહો૦ ધર્મસાગરજીએ 'તે પાટણ પહોચે ત્યારે તેમને રોકી રાખજો' એમ સમજાવી પોતાના વિદ્વાન્ શિષ્ય પં૦ વિમલસાગરગણિને તેની પાછળ મોકલ્યા અને મહોપાધ્યાયજી. જાલોરમાં સં૦ ૧૬૧૭મા પં૦ પદ્મસાગર–પ૦ જયસાગર અને પ૦ શ્રુતસાગરને દીક્ષા આપીને પછી પાટણ પધાર્યા. તે સ૦ ૧૬૧૭મા ખરતરગચ્છના ભ૦ જિનચન્દ્રસૂરિ પણ પાટણ ચાતુર્માસ રહ્યા હતા.

### સાચાને ખોટા ઠરાવવાનો કૂટ ઉપાય.

આજ સમયે ગચ્છનાયક ભ૦ વિજયદાનસૂરિ તેમજ આ૦ હીરવિજયસૂરિ વગેરે ખભાતમા ચોમાસુ રહ્યા હતા ઉપા૦ ધનરાજે પાટણ આવી બધી પોષાળોના ભટ્ટારકો (આદિ)ને '**જેસલમેરી કાંબળી**' આપી સૌનાં વચન લીધા કે-'તમારે આ૦ અભયદેવસૂરિ બાબતે મારા પક્ષમા સમતિ[૧૮] આપવી' તે બધા ભટ્ટારકો, ઉપાધ્યાયો અને પડિતોએ તેને હા[૧૯] કહી

૧૮. આ બીનાથી એ વાત સ્પષ્ટ થાય છે કે-"ખરતરગચ્છના ભટ્ટારક જિનચન્દ્રસૂરિ તથા ઉપા ધનરાજ પણ જાણતા જ હતા કે-'આ૦શ્રી અભયદેવસૂરિજીને ખરતરગચ્છના લેખાવવાનું' તે પોતાના વડિલોએ ઉપજાવી જ કાઢેલુ છે"

૧૯ આ ઉલ્લેખ અગે **જૈનપરપરાનો ઇતિહાસ**' ભા ૩ના પૃ ૭૦૮ ઉપર ન ૨૦વાળી ફુટનોટ "ખરતરગચ્છના મહો સમયસુદરગણિવરે 'सामाचारीशतकप्रकरण'મા 'આ૦ અભયદેવસૂરિ ખરતરગચ્છમા થયા' એવી ૮૪ ગચ્છોની માન્યતા બતાવવા બધા ગચ્છના યતિઓની સહીઓ આપી છે, પરતુ એ લખાણ સાચુ છે કે નહિ? તેનો ખુલાસો ઉપરના લખાણથી થઇ જાય છે" એ પ્રમાણે '**આત્માનંદ પ્રકાશ**' વર્ષ ૧૪, અક ૪ માથી લીધી છે

[20]**નવો ગ્રંથ**:-(એ નિર્ણય સિદ્ધ કરવા સારૂ બને ગચ્છના) સૌએ=સર્વ મુનિઓએ પ્રથમ તપગચ્છ લઘુપોષાળનો ગ્રંથભંડાર જોયો અને પછી તપગચ્છની વડીપોષાળનો ગ્રંથભંડાર જોયો, તો તેમાંથી સંસ્કૃત ભાષાનો [21]'**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' નામનો ગ્રંથ સંસ્કૃત ટીકા સાથેનો મળી આવ્યો. તેમા ખરતર-પૂનમીયા-આંચલિક-સાર્દ્ધપૂનમીયા અને આગમીયા એ પાંચ મતોનો અસલી ઇતિહાસ નીકળ્યો તેમાં તે બધાને નિહ્નવ જેવા બતાવ્યા હતા આ ગ્રંથનુ બીજુ નામ '**ગુરુતત્વ પ્રદીપ**' પણ હતું જેના વિશ્રામ ૮ શ્લોક ૨૨૧ અને વિવરણ ૧૯૫૨ (શ્લોકપ્રમાણ) હતું.

## સ્વગચ્છની ઉત્પત્તિનો યથાર્થ હેવાલ પચ્યો નહિ!

આથી તે ખરતરગચ્છના શ્રાવકોએ, ખંભાત ભ૦ વિજયદાનસૂરિજીને પત્ર લખી વિનતિ કરી કે "આપ આ અભયદેવસૂરિ ખરતરમાં થયા છે, એવુ લખી મોકલજો અહીં તમારો ગીતાર્થ ચોમાસુ છે, તે પાટેથી જુદી જ વાતો કરે છે અને રાગ-દ્વેષ વધારે છે. આપનો ઉપર જણવ્યા મુજબનો પત્ર આવવાથી રાગ-દ્વેષ મટી જશે તમે મહંત છો, રાગ-દ્વેષને વારનારા છો તીર્થંકર સમાન છો, તો રાગ-દ્વેષ ઘટે તેમ પત્ર લખી મોકલજો"

## સત્યકથકને સત્ય બોલતા રોકવાની ચાલબાજી

મહોપાધ્યાયજીએ ખંભાત તેવો પત્ર ગયાના સમાચાર જાણ્યા તેમણે શેઠ શિવજી ભાઈને કહીને સંઘનો એક માણસ ખંભાત ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજી પાસે પત્ર લખી આપીને મોકલ્યો પત્રમા તેમણે જણાવ્યુ કે-"અમે પૂ૦ આ૦ શ્રી મુનિસુંદર સૂરિજી વગેરે પૂર્વાચાર્યોના ગ્રંથો ભંડારમાથી કાઢીને જોયા છે, તે આધારે નક્કી થાય છે કે-'આ૦ અભયદેવસૂરિ, ખરતર નથી ખરતરની સામાચારી ખોટી છે.' તો આપ અહીના ખરતર ગચ્છના શ્રાવકોને જે ઉત્તર આપો તે વિચારીને આપજો."

## પટણી ચાલબાજીને ટપી જાય તેવી ખંભાતી કુનેહ!

બીજે દિવસે ખંભાતમા વ્યાખ્યાન બાદ ખરતર ગચ્છના શ્રાવકોએ પૂછ્યુ કે-'આ૦ શ્રી અભયદેવસૂરિ કયા ગચ્છમા થયા?' ગચ્છનાયકે કહ્યુ કે-'ખરતરમા થયાનો

---

૨૦ આ ઇતિહાસકાર પૂ૦ ત્રિપુટી મહારાજે અહીં વિરોધી ઇતિહાસકારોની વાતો પર મદાર રાખીને ત્રણસો વર્ષ પૂર્વેના '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' નામના પ્રાચીન ગ્રંથને 'નવો ગ્રંથ' કહી દેવામા ઐતિહાસિક ભૂલ કરી ગણાય

૨૧. આ ગ્રંથ, વડીપોષાળના ૪૪મા પટ્ટધર આ૦ શ્રી ક્ષેમકીર્તિસૂરિજીના વિદ્વાન શિષ્ય નયપ્રભજીએ વિ૦ સં૦ ૧૩૩૫ લગભગમા રચેલ હતો

[22]પ્રઘોષ છે' આ સાભળી ખરતર ગચ્છના શ્રાવકોએ તુરત જ કહ્યું કે-'તો આપ એટલુ જ લખી આપો એટલે કલેશ મટી જાય' ગચ્છનાયકે આ૦ હીરવિજયસૂરિને એ શબ્દો લખી આપવા આજ્ઞા કરી. આ૦ હીરવિજયસૂરિએ તરત જવાબ આપ્યો કે-'ગુરુદેવ! હમણા હું ધ્યાનમા બેસું છું, તો મધ્યાહ્ન[23] પછી લખી આપીશું.'

[અહી પ્રભુશાસનવત્સલ કલ્યાણકામી જૈનોએ આ વાત ખાસ લક્ષમા લેવી રહે છે કે-"પૂ૦ ગુરુદેવના 'ખરતરમા થયાનો પ્રઘોષ છે' તે સરલ પરિણામી શબ્દો, જો પૂ૦ હીરસૂરિજીના પુણ્યહસ્તે ખરતરોને તે વખતે જ લખી અપાઈ જવા પામ્યા હોત તો તે ગુરુદેવના દસ્તકને ઓઠે-તે સમયે પાટણમા ખરતરગચ્છીઓએ આ૦ શ્રી અભય દેવસૂરિજીને 'ખરતરના જ કહેવા' માટે તૈયાર કરેલા ૮૪ ગચ્છના સાથીદારોના પણ સહકારપૂર્વક તપગચ્છ ઉપર તૂટી પડીને (**તપગચ્છના આ૦ શ્રી અભયદેવસૂરિજીને -પાટણની જાહેર સભામા અનેક શાસ્ત્રોના આધારે તપગચ્છના** જ સાબિત કરી આપવાની પહેલ કરવાના ખમીરવાળી તપગચ્છની અભૂતપૂર્વ વફાદારી બજાવનાર શાસન-પ્રાસાદસ્તંભ) **તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરને માથે** તે મહોપાધ્યાયજીને **'ગુર્વાજ્ઞાલોપક'** તરીકે લેખાવવાની ઝડી વરસાવવામા શુ કમીના રાખી હોત? અને તે તપગચ્છસંરક્ષક મહોપાધ્યાયજીના કેટલાક સ્વગચ્છીય * તેજોદ્વેષીઓએ પણ તે ઝડીમાં સૂર પૂરાવવામા શુ કમીના રાખી હોત?"

---

૨૨ ખરતરના શ્રાવકોનો એ પ્રશ્ન તથા પૂ૦ તપાગચ્છનાયકશ્રીના એ ઉત્તર ઉપરથી આ વાત ફલિત થાય છે કે-"ખરતરગચ્છના આચાર્યાદિએ, શાસ્ત્રોમા જણાવેલ તપગચ્છના આ૦ શ્રી અભયદેવ-સૂરિજીને ખોટી રીતે જ 'ખરતરગચ્છીય' લેખાવ્યા છે, એ તપાસવા સારૂ તપગચ્છના પણ કેઈ પૂ૦ આચાર્ય આદિ વર્તમાન મુનિવરોએ આ સમય સુધી પ્રયાસ કર્યો નહોતો! જ્યારે બીજી બાજુથી-ખરતરવાળાઓએ તપગચ્છના તે અંધેરનો લાભ 'અભયદેવસૂરિ ખરતરના હોવાની સંભાવના તપગચ્છમા પણ વ્યાપકપણે પ્રસરાવવારૂપે' ઉઠાવ્યો હતો.'

૨૩, પોતાના ગુરૂદેવની આજ્ઞાનું પાલન અતિત્વરાએ કરનાર પૂ૦ આ૦ હીરવિજયસૂરિજીના શ્રીમુખેથી પ્રસ્તુત ગુર્વાજ્ઞાપાલનમા તે પ્રકારનુ વિલંબાત્મક વાક્ય સરકી પડવામા શાસનદેવનો જ સંકેત માનવો રહે

* અર્થાત્ ઇતિહાસ મુજબ-"સં૦ ૧૬૧૦મા પોતાને બદલે પૂ૦ હીરહર્ષગણિને આચાર્યપદ અપાવ્યુ, તે અંગે પૂ૦ મહો૦શ્રી ધર્મસાગરજીગણિ પ્રતિ ત્યારથી દ્વેષ ધરાવનાર-'તપાગચ્છીય **પૂ૦ મહો૦ શ્રી રાજવિમલજી**, તેમના શિષ્ય **ઉપા૦ શ્રી મુનિવિજયજી**, તેમના શિષ્ય **ઉપા૦ શ્રી દેવવિજયજી**, તેમના ગુરુબંધુ 'વિજયતિલકસૂરિરાસ'ના ગેબી ઘડવૈયા **કવિશ્રી દર્શન વિ૦** ગણિ અને તેમના મિત્ર **સિંહવિજયજી** વગેરે તેમજ [સં૦ ૧૬૨૮મા વડિલમુનિઓમાના કોઈ પણ મુનિને બદલે સૌથી નાના 'શ્રી જયવિમલ' મુનિને આચાર્યપદવી અપાવી તે બદલ-મહોપાધ્યાયજી પ્રતિ કીન્નાબુદ્ધિ ધરાવનાર] પૂ૦ **મહો૦શ્રી સકલચંદ્રગણિ, ઉપા૦શ્રી કીર્તિ વિ૦ગણિ, ઉપા૦ શ્રી સોમવિ૦**

(અનુસંધાન પેજ ૪૩ ઉપર)

ખરતરગચ્છના શ્રાવકો મધ્યાહ્ન પછી ઉક્ત લખાણ લેવા આવ્યા, એટલે આ હીર-વિજયસૂરિ લખી આપવાને તૈયાર થયા! એવામા ખંભાત તપગચ્છના આગેવાન શ્રાવક **સં. ઉદયકરણ** અને **શુ. પાસદત્ત** વગેરે શ્રાવકોએ આવી પૂછયું કે-'ગુરૂદેવ! શું લખી આપો છો?' ગચ્છનાયકે (પાટણમા મહો. ધર્મસાગરજીએ, આ. અભયદેવસૂરિને ખરતરના લેખવાનો નિષેધ કરવાથી કલેશ થયો છે એ વગેરે) વસ્તુ યથાર્થરૂપે જણાવી. એટલે સં. ઉદયકરણ વગેરે સંઘે જણાવ્યું કે-"આ અંગે આપના ઉપર મહો૦ ધર્મ-સાગરજીનો કોઇ પત્ર છે? તેમનો પત્ર આવે તે પછી વિચારીને લખી આપવું ઠીક રહેશે આમા કાંઇ ફેરફાર હશે તો 'મિચ્છામિદુક્કડં' આપી શકાશે." (પરિણામે ખરતરગચ્છના શ્રાવકો, મનના કોડ સમેટીને ચાલ્યા ગયા

## મહો૦ના પત્રે, તપાગચ્છના વિજયનો વિનાશ અટકાવ્યો!

એ જ સમયે પાટણથી મહોપાધ્યાયજીનો પત્ર આવી પહોચ્યો! તેમા જણાવ્યુ હતું કે-"આ. શ્રી અભયદેવસૂરિ ખરતર નહોતા, (એમ અહી સમસ્ત ગચ્છો વગેરેની જાહેર સભામા) ૨૧ ગ્રંથોના સાક્ષીપાઠોથી સાબિત કરી આપ્યું છે. ખરતરગચ્છે નવી પ્રરૂપણા કરીને શાસ્ત્રવિરૂદ્ધ ૩૬૦ બોલ પ્રરૂપ્યા હોઇ (તેની સમાચારીને ખોટી ઠરાવી છે)"

પત્રમાંની આ-તપગચ્છના વિજયની બીના-સાંભળીને જોડે બેઠેલ બાલ વિદ્વાન્ મુનિ **જયવિમલ** વગેરે મુનિવરો કેવા પ્રભાવિત થયા હોય? અને મહોપાધ્યાયજી પ્રતિ કેટલુ બહુમાન ધરાવતા થયા હોય? એ સહેજે સમજી શકાય તેમ છે. પત્ર વાચ્યા બાદ ભ. વિજયદાનસૂરિજી તથા આ હીરવિજયસૂરિજીએ સં ઉદયકરણ આદિ સંઘ સમક્ષ નક્કી કર્યું કે-'આ પૂર્વાચાર્યોના ગ્રંથોને લોપાય નહિ અને ખરતરગચ્છવાળાને કાંઈ લખી પણ અપાય નહિ'

અત્ર-"મહોપાધ્યાયજીએ જો આ પત્ર સમયસર ન પાઠવ્યો હોત તો ખરતરગચ્છના શ્રાવકોની પ્રપંચજાળને ઉકેલવા નહિ જ થોભેલા ઉક્ત સરલસ્વભાવી પૂ૦ ગુરૂવરોએ આ નિર્ણય ઉપર આવ્યા પહેલાં-ખરતરના શ્રાવકોને 'આ શ્રી અભયદેવસૂરિ ખરતરના કહેવાય છે.' એમ સ્પષ્ટ લખી જ આપ્યું હોત! તો એને પરિણામે-પૂ૦ મહો. શ્રી ધર્મસાગરજી ગણિવરે ડંકાની ચોટે પાટણમા પ્રાપ્ત કરેલ-તપાગચ્છના દિગંતવ્યાપી વિજયનો-વિનાશ, જતે દહાડે તે પૂ. ગચ્છનાયક ગુરૂપ્રવરોના નામે જ ચડી જવા પામ્યો

---

ગણિ, **શ્રી સિંહવિમલગણિ** વગેરે તપાગચ્છીય પૂ૦ મુનિવરોએ પણ પૂ૦ ગચ્છનાયકના રભસવૃત્તિ-જન્ય તેવા લખાણના ઓઠે (તપગચ્છને સર્વાંગસમર્પિત એવા તે) પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજીગણિને **'ગુરૂવચનલોપી'** તરીકે શ્રી તપગચ્છમા પણ ચોમેર લેખાવવા માડીને સર્વત્ર ઉતારી પાડવામા શું કમીના રાખી હોત? અને તેથી ઇતિહાસના પાને પણ તેઓશ્રીની તપગચ્છ પ્રતિની સંપૂર્ણ વફાદારી, કેવી ક્રૂર રીતે બેવફાદારી તરીકે આળેખાઇ જવા પામી હોત?"

હોત." એ તાત્પર્ય છે

### દસ્કતોના અભાવે ખરતરો વીલામુખે ચાલ્યા ગયા.

ખરતરગચ્છના શ્રાવકો ત્રીજા દિવસે પણ લખાણ માગવા આવ્યા ત્યારે પૂ. ગચ્છનાયકશ્રીએ તેઓને સ્પષ્ટ જણાવી દીધું કે—"આ૦ અભયદેવસૂરિ 'ખરતર' હોવાના સ્પષ્ટ શબ્દો (બને ગચ્છોને માન્ય એવા કોઈપણ ગ્રંથમાથી) બતાવો તો જ લખી આપી શકાય" પરિણામે (તેવા શબ્દો બતાવી શકે તેમ નહિ હોવાથી તે માયાજાળમા નિષ્ફળ ગયેલા) તે ખરતરગચ્છના શ્રાવકો ત્યાથી વીલામુખે ઊઠીને ચાલ્યા ગયા

### શ્રી જૈનશાસનની અપૂર્વ ઉન્નતિ કરી!

મહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિવરે (એ પ્રમાણે સ૦ ૧૬૧૭મા પાટણની જાહેર રાજસભામા ખરતરીય આ૦ શ્રી જિનચદ્રસૂરિ તથા ઉપા૦ ધનરાજની સાથે કરેલી શાસ્ત્રીય ચર્ચામા) 'આ૦ અભયદેવસૂરિ, ખરતર ગચ્છના નથી, ખરતરની સામાચારી ખોટી છે', વગેરે સાબીત કરી બતાવીને શ્રી જૈનશાસનની અપૂર્વભૂત ઉન્નતિ કરી

['જૈનપરપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પેજ ૭૦૭ના પેરા ૩થી પેજ ૭૧૧ના પહેલા પેરા સુધીનો (ઐતિહાસિક ત્રુટક વાતોને યોજીને સકલનાબદ્ધ કરેલ) ઇતિહાસ.]

### તપગચ્છના વિજયધ્વજ સમા ભવ્યગ્રંથની રચના.

મહોપાધ્યાયજીએ, સં૦ ૧૬૧૭મા પાટણ મુકામે પ્રાપ્ત કરેલ શ્રી તપગચ્છના ઉપર્યુક્ત વિજયના ધ્વજ સમા 'औष्ट्रिकमतोत्सूत्रप्रदीपिका' નામના પ્રૌઢ ગ્રથની રચના તે જ વર્ષે પાટણમા કરી. મહોપાધ્યાયજીનો આ શાસનરાગ જોઈ પાટણના મુખ્ય શ્રાવક સ૦ વુ શિવજીભાઈ તેમના ભક્ત બન્યા

સં૦ ૧૬૧૮મા પાટણથી વિહાર કરી મહોપાધ્યાયજી અહિમનગર પધાર્યા અને તે વર્ષે ચાતુર્માસ પણ ત્યા જ રહ્યા અહિં મહોપાધ્યાયજીએ, ઉપા૦ લબ્ધિસાગરજી ગણિ વગેરે પાચ શિષ્યો આદિને યોગોદ્વહન કરાવ્યા ચોમાસુ ઉતર્યે સં૦ ૧૬૧૯મા તેઓ અમદાવાદ પધાર્યા

### ગુરુના પ્રભાવક શિષ્યનુ મંત્રીએ કરેલું બહુમાન.

એ સમયે અમદાવાદમા (પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી મ૦ના ભક્ત શ્રાવક) **મત્રી ગલરાજ** નામે શ્રેષ્ઠી હતો, દિશાવાલ જ્ઞાતિના 'વરણાઈગ' મંત્રીનો તે પુત્ર હતો બાદશાહ મહમ્મદ (ચોથા)નો માનીતો હોઈ બાદશાહે તેમને **'મલેક શ્રી નગદલ'** બિરૂદ આપીને મોટો વજીર બનાવ્યો હતો [જૈનપર ઇતિ ભા ૩ના પેજ ૨૧૬ના

લખાણ મુજબ ] ૫૦૦ હબસી ઘોડેસ્વારોનો ઉપરી એવો તે વજીર, જૈનાચાર્ય ભ૦ વિજયદાન-સૂરિનો ([૨૪]સં૦ ૧૫૮૭ થી ૧૬૨૧) ભક્ત હતો. તે મંત્રીએ (પોતાના ગુરૂની કીર્ત્તિને પણ પાટણ ખાતે તાજેતરમા જ દિગંત પ્રસરાવનારા અને પરમગુર્વાજ્ઞાંકિત) મહોપાધ્યાય ધર્મસાગર ગણિવરનો-અમદાવાદમાં મોટા ઉત્સવપૂર્વક પ્રવેશમહોત્સવ કરાવી ૨૦૦૦ શ્રીફળની પ્રભાવના કરી. તેમણે મહોપાધ્યાયજીનું તે સં. ૧૬૧૯નુ ચતુર્માસ પણ અમદાવાદ કરાવ્યું. મહોપાધ્યાયજીનાં વ્યાખ્યાનમા હંમેશા પાચસો માણસો આવતાં. મંત્રી ગલરાજે ચોમાસામાં ચારેય મહિના પ્રભાવના કરી

મંત્રીએ (મહોપાધ્યાયજીના ચાતુર્માસના તે) સં. ૧૬૧૯ થી ૧૬૨૦ સુધીમા ભ૦ વિજયદાનસૂરિજીના ઉપદેશથી બાદશાહને સમજાવી શ્રી શત્રુંજય તીર્થનો છ મહિના સુધી **મુક્તાઘાટ**='લાગા-વેઠ વેરા-યાત્રાકર વગેરે' માફ **કરાવ્યો હતો.** અને ગામેગામથી જૈનસંઘોને આમંત્રણ આપવા પૂર્વક તે તીર્થનો છ 'રી' પાળતો સંઘ કાઢી સંઘપતિ-પણાનો લ્હાવો લીધો હતો તેની ખુશાલીમા તેમણે શ્રી શત્રુંજય તીર્થે સં. ૧૬૨૦મા મહાન્ દેરાસર બંધાવ્યું હતું. આ મંત્રી ગલરાજ, તપાગચ્છીય મોટો શ્રાવક હતો; પણ તપાગચ્છના [૨૫]વિજય-સાગરના વિખવાદમા તે સાગરપક્ષમા હતો તેણે સં૦ ૧૬૧૯મા

૨૪ પૂ૦ વિજયદાનસૂરિજી મ૦, સં૦ ૧૬૨૨ના વૈ૦ શુ૦ ૧૨ના રોજ વડાવલી મુકામે સ્વર્ગવાસી થતાં તે સં૦ ૧૬૨૨થી તે મંત્રી, તેઓશ્રીના પટ્ટધર આ૦શ્રી હીરસૂરિજી મ૦ના સામ્રાજ્યવર્તી મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિપ્રવરના અતિ પરિચયી શ્રાવક બનેલ

૨૫ સં૦ ૧૬૭૯માં પૂ૦ મુનિશ્રી દર્શનવિજયજી કૃત **'વિજયતિલકસૂરિરાસ'**ને 'ઐતિહાસિક રાસ સંગ્રહ' ભાગ ચોથામા યોજીને તે રાસના **'નિરીક્ષણ'** શીર્ષક તળેના લખાણનાં પૃ૦ ૩ ના પહેલા પેરામાં પૂ૦ મુનિશ્રી વિદ્યાવિ૦ મ૦ જણાવે છે કે-"રાસના કર્તાએ રાસની સાથે વિજયતિલક-સૂરિનુ નામ જોડ્યુ, પણ તે રાસના વિષયમા × × × ખરી રીતે તો વિજયતિલકસૂરિને ગૌણતા મળી ગઈ છે અને મુખ્ય તરીકે વિજય અને સાગર એ બે પક્ષ જ જોવામા આવે છે × × × તેમ છતા પણ વિજય અને સાગરનો સમુદાય તો એકનો એક જ લાંબા કાળ (ઉક્ત નિરીક્ષણનો પૃ૦ ૩૫ માં જણાવ્યા પ્રમાણે સંવત ૧૬૮૬) સુધી કાયમ રહ્યો હતો એટલે કે-ત્યા સુધી ગચ્છનાયકની આજ્ઞા, સાગર-વિજય બન્ને માનતા હતા" પૂ૦ મુનિશ્રી વિદ્યાવિ૦ મ૦ની આ સ્પષ્ટતા, પૂ૦ ઇતિહાસકાર ત્રિપુટી મ૦ની **'વિજય-સાગરના વિખવાદમાં તે મંત્રી** (તે સમયે સાગરપક્ષ જ નહોતો છતા) **સાગર પક્ષમાં હતો.'** એ વાતને બેવજુદ ગણાવે છે. તદુપરાત-શાસનના રાગી અને ભારી ખમીર-વંત એવા તે શ્રાવકમંત્રીને અન્યાયકારી તથા પ્રભુશાસન અને પૂ૦ વિજયદાનસૂરિજી મ૦ના તે વિજય ગચ્છને અતિવફાદાર એવા તે મહો૦ શ્રી ધર્મસાગરજી પ્રતિના દ્વેષજન્ય લેખવી રહે છે. આ સ્થળે તે પૂ૦ ત્રિપુટી મહારાજે **"તે કહેવાતા વિખવાદ વખતે પણ તે વખતના સમર્થ સાગર-મુનિવરોએ પોતાનો 'સાગર' એવો અલગ પક્ષ ઊભો કરવાને બદલે વિજય-સાગરનો એક જ પક્ષ સં૦ ૧૬૮૬ સુધી ટકાવ્યો હતો."** એ પ્રમાણે સર્વ ઇતિહાસના આધારે સ્પષ્ટ સત્ય જણાવી શકાય તેમ હતુ છતાં તે ચૂકીને તેઓશ્રીએ તેવી અવળવાણી ઉચ્ચારી છે, તેમાં શાસનસેવા શું દીઠી હશે? તે તો તેઓશ્રી જ જાણે

[26]વિજયગચ્છના મોટા મુનિવરોને ત્રાસ આપ્યો હતો. [27]આથી તેનો પ્રભાવક ઇતિહાસ મળતો નથી અમદાવાદમાં દોશીવાડાની પોળમા આ મંત્રીના નામની [28]'ગલા મનજી' પોળ છે. [જૈન પરંપરાનો ઇતિહાસ. ભા. ૩. પૃ ૭૧૧ પેરા બે થી ચાર]

પાટણથી સંઘવી બૃ. (વુ) શેઠ શિવજીભાઈ મહોપાધ્યાયજીને વાદવા અમદાવાદ આવ્યા. મંત્રી ગલરાજ અને સં. બૃ. શેઠ શિવજીભાઈ વચ્ચે ગાઢ ધર્મપ્રેમ બંધાયો તેઓ મહોપાધ્યાયજીને વિવિધ પ્રશ્નો પૂછતા મહોપાધ્યાયજી સૌની શંકાનુ નિવારણ કરતા અને યોગ્ય સમાધાન કરતા.

---

૨૬ પ્રસ્તુત ઇતિહાસકાર પૂ૦ ત્રિપુટી મહારાજે આ અધિકારમા મત્રી ગલરાજ શ્રેષ્ઠીને સં૦ ૧૬૨૧ સુધી પૂ૦ ગચ્છનાયક વિજયદાનસૂરિજી મ૦ના ભક્તશ્રાવક લેખાવેલ છે, એટલે તે સમય સુધી તો (સાગરોને પણ વિજયનો જ પરિવાર સમજનારા) તે મત્રીએ, તેઓશ્રીના ગચ્છના મોટા તો શું? પરતુ કોઈ નાના પણ સાધુને ત્રાસ આપ્યાનુ સંભવતું નથી અને તેથી જ તે પૂ૦ ગચ્છનાયકશ્રીથી માંડીને યાવત્ પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ પર્યંતના કોઇપણ પૂ૦ મુનિ કે ગૃહસ્થ ઇતિહાસકારે તે ખ્યાત શ્રાવકમત્રી અગે તેવો સામાન્ય પણ કડવો ઉલ્લેખ કોઈ પણ સ્થળે કર્યો જણાતો નથી.

આમ છતાં એ ઇતિહાસકાર લેખાતા પૂ૦ ત્રિપુટી મહારાજે-'તે મત્રીએ સ૦ ૧૬૧૯મા વિજયગચ્છના મોટા મુનિવરોને ત્રાસ આપ્યો હતો.' એમ નિરાધારપણે અસંબદ્ધ અને સદંતર વિસંવાદી લખ્યુ છે તે, ઇતિહાસના ઐદંપર્ય મુજબ 'તે વર્ષે અમદાવાદ ચાતુર્માસ રહેલા (પોતાને પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજીના શિષ્ય લેખાવનાર) મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરની સામે પ્રતિસ્પર્દ્ધિપણે ચાતુર્માસ રહીને તેઓશ્રીની વિરૂદ્ધ પ્રચાર કરનાર પૂ૦ મહો૦ શ્રી રાજવિમલગણિવરને તેમ નહિ કરવા ઘણુ સમજાવવા છતાં ન જ સમજ્યા હોય ત્યારે જ તે મત્રીએ તેમને અમદાવાદથી વિહાર કરાવવો પડયો હોય, એમ લખવાને બદલે પૂ૦ ગચ્છનાયકશ્રીની વિદ્યમાનતાવાળા (તેમના શિષ્ય મહો૦ ધર્મસા૦ની વાતવાળા) તે સમયે વિજયગચ્છમા જેઓ મોટા હતા અને જેઓને મહો૦ શ્રી ધર્મસાગરજીએ આજીવન પૂજ્ય માનેલા તે પૂ૦ આ૦ શ્રી હીરસૂરિજી, તેઓશ્રીના શિષ્ય પૂ૦ મહો૦ શ્રી વિમલહર્ષગણિ, પૂ૦ ગચ્છનાયકના શિષ્ય મહો૦ શ્રી સકલચદ્રગણિ, તેઓના શિષ્ય શ્રી સૂરચદ્રગણિ આદિને પણ ત્રાસ આપ્યો હતો, એમ ધ્વનિત કર્યુ છે તે, તેવા વિખ્યાત ધર્મનિષ્ઠ અને પરમ ગુરુભક્ત મત્રી અગે અસભવિત વસ્તુને સભવિત લેખાવનારા અસહ્ય અસદાક્ષેપાત્મક જણાય છે

૨૭ આ વાત તો જ સંભવિત ગણાય કે-'જો તે સમયે શ્રી વિજયદાનસૂરિઅધિકૃત તપગચ્છમા એકલા વિજયગચ્છના જ સાધુઓ હોત અને તેમા પણ તે બધા મુનિવરો તે પ્રભાવક શ્રાવકમત્રીનો તથાપ્રકારનો વિશિષ્ઠતર શાસનપ્રભાવક ઇતિહાસ પણ ન રચે તેવા કિન્નાખોર જ હોત' અને જો તેમ જ હોત તો તે મત્રીનો આટલો પણ પ્રભાવક ઇતિહાસ આજે પ્રાપ્ત છે તેનુ પણ અસ્તિત્વ ન જ હોત

૨૮ આ અધિકારની શરૂઆતમા પ્રસ્તુત ગલામંત્રીના પિતાનું નામ, પૂ૦ ત્રિપુટી મહારાજે 'વરણાઇગ' જણાવેલ હોવાથી તે પોળને તે મત્રીના જ નામની માનવી કઠીન છે.

**શાસનરાગ**–"પૂ. મહોપાધ્યાયજી ધર્મસાગરજી ગણિવર; વિક્રમની ૧૭મી સદીના અજોડ વિદ્વાન્ હતા, નિડરવક્તા તથા સમર્થ ગ્રંથકાર હતા. તેઓ [૨૯]તપાગચ્છને જ શુદ્ધ જૈનશાસન માનના હતા તેઓ એ સમયના તપાગચ્છના નાયકો ભ. વિજયદાનસૂરિ, જ ગુ આ હીરવિજયસૂરિ અને ભ. વિજયસેનસૂરિ વગેરેને પૂરા [૩૦]વફાદાર હતા. અને તે તે [૩૧]ગચ્છનાયકો પણ તેમની વિદ્વત્તાથી પ્રભાવિત હતા."

**સ્વભાવ**–' મહોપાધ્યાયજી માનતા કે, 'સાચાને સાચો કહેવો અને ખોટાને [૩૨]ઉખેડી

---

૨૯ તેઓની એ માન્યતાને ખોટી ઠરાવવા સારૂ અને પોતાના જ ગચ્છને શુદ્ધ જૈનશાસન માનનારા ખરતર પૂનમીયા–આચલિક–લોકામતી–આગમિક–બીજામતી–સાર્દ્ધપૂનમીયા–કડુઆમતી વગેરે અન્યાન્ય ગચ્છવાળાઓએ તે મહોપાધ્યાયજીની સાથે અનેક વખત વાદ પણ કર્યો હોવાની વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે અને તે સમસ્ત વાદોમા તેઓ પોતાની ઉક્ત માન્યતામાં તે જ મહોપાધ્યાયશ્રીના હાથે જાહેરસભાઓમા પણ ખોટા ઠરેલ હોવાની વાત પણ ઇતિહાસપ્રસિદ્ધ છે એ જોતા મહોપાધ્યાયજીની '**તપગચ્છ જ શુદ્ધ જૈનશાસન છે**' એ માન્યતાને અર્થાપત્તિથી તે તે દરેક ગચ્છવાળાઓએ પણ સાચી ઠરાવી આપેલ હોવાનુ નિ શંક માનવુ રહે છે

૩૦ આથી આ પરતુ હકીકતરૂપે ફલિત થાય છે કે–'મહાપ્રતાપી પૂ આ શ્રી આનદવિમલસૂરિજી મની જેમ તે તે ગચ્છનાયકો પણ 'તપાગચ્છને જ શુદ્ધ જૈનશાસન' માનતા હતા, અને તેથી જ મહો શ્રી વિદ્યાસાગરજી ગણિવરની જેવા તે સમર્થ વિદ્વાન અને નિડરવાદી મહો. શ્રી ધર્મસાગરજી ગણિ તેઓશ્રીને સપૂર્ણ વફાદાર હતા"

૩૧ 'તપગચ્છ જ શુદ્ધ જૈનશાસન છે' એ પોતાની માન્યતામાં શ્રદ્ધા નહિ ધરાવનારા જનોની કોઈપણ શકાનુ તે મહોપાધ્યાયજી તરત જ અને શાસ્ત્રોના પાઠો આપીને પણ સમાધાન આપતા અને તેમ કરીને તેઓને 'તપગચ્છ જ શુદ્ધ જૈનશાસન છે' એ માન્યતાથી તેઓ સત્વરે વાસિત પણ કરી દેતા! એ મહોપાધ્યાયજીની વિદત્કલા જોઈને જ પૂ ગચ્છના નાયકો તે પૂ મહોપાધ્યાયજીની વિદ્વત્તાથી સદા પ્રભાવિત રહેતા હતા

૩ ખોટામા–'શાસ્ત્રસિદ્ધ બીનાઓથી તેમજ શાસ્ત્ર અને અશઠ ગીતાર્થાચરિત પરંપરાથી વિરુદ્ધ મનસ્વીપણે વર્તવુ' એ જ ખોટાપણુ હોય છે, અને તે સ્વપરના આત્માને દુર્ગતિપ્રદ એવો ભયકર દુર્ગુણ છે તેવા દુર્ગુણને ધારણ કરનાર દુર્ગુણીના તે દુર્ગુણને સ્વસામર્થ્યથી દૂર કરવાનો સત્પ્રયાસ કરનાર આ મહોપાધ્યાયજીને તેમના તે પ્રયાસમા નાસીપાસ કરવા સારૂ તેવા દુર્ગુણીઓએ કરેલા જોરદાર પ્રયાસો સામે પણ પ્રભુશાસનવત્સલ એવા આ મહોપાધ્યાયજીએ પોતાના તે પ્રયાસમા ખડકની જેમ અડગ રહીને 'તેવા દુર્ગુણીઓને આત્મહિતાર્થી કોઈ જ ન સાંભળે' એ પ્રકારે તેઓના તે દુર્ગુણને સર્વત્ર જાહેર સભાઓ દ્વારા પણ સમાજમા ખુલ્લા કરીને સર્વજનકલ્યાણી એવી શાસ્ત્રીય અને પારપરિક વસ્તુનુ આજીવન સરક્ષણ કરેલ હોવાની વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે પ્રભુ-શાસનના સરક્ષણાર્થે આ પ્રકારે પોતાના જીવનનો આજીવન ભોગ દેનાર કોઈ પણ મહાપુરુષને કોઈ પણ શાસ્ત્રમા '**ખોટાને ઉખેડી નાખનાર**' તરીકે નવાજેલ નહિ હોવાથી ઇતિહાસકાર તરીકે લેખાતા તે પૂ ત્રિપુટીમનુ ઉક્ત મહોપાધ્યાયજી અગેનુ આ વિધાન, ભારી અસમજસતાપૂર્ણ છે

નાખવો.' તેઓ આ માન્યતાને વળગી રહેનાર હતા. જો કે-આવા [33]નગ્ન સત્યથી કદાચ લાભ થાય, પણ અનેકાંતદૃષ્ટિએ વિચારીએ તો એ લાભ ક્લેશાનુબંધી પણ બની જાય" ['જૈ પર ઇતિ' ભા ૩ પૃ ૭૧૧ પેરા ૫ થી પૃ ૭૧૨ના પેરા ૩ સુધી]

## પ્રકરણ ૨ જું

## 'જૈનપરંપરાનો ઇતિહાસ' ભાગ ત્રીજો

## તથા

## 'વિજયતિલકસૂરિ રાસ' અંતર્ગત ઐતિહાસિક

# બીનાઓની સમીક્ષા

卐

**ગચ્છમતસંઘર્ષ.** (જૈનપર ઇતિ' ભા ૩ પૃ ૭૧૨ પેરા ૫)

"શાસનદીપક પ્રસિદ્ધવકતા મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મ૦, આ૦જિનવિજયજી અને મોતીચંદ ગીરધર કાપડીઆએ આ બાબતો ઉપર વિવિધરીતે પ્રકાશ પાડ્યો છે, તેના આધારે અહિં થોડુંક વિચારીએ તેનો ટુંકો ઇતિહાસ આ પ્રકારે છે" એ લખાણતળે પૂ૦ મુનિરાજશ્રી દર્શનવિ૦ (ત્રિપુટી) મહારાજે ઉપરોક્ત પૃ ૭૨૧ થી ૭૪૦ સુધીમાં આ બાબતો અંગે ૩૦ કલમોમા વિવિધ પ્રકાશ પાડેલ છે તેમા પૃ ૭૧૪ ઉપર તેઓશ્રીએ, (ઋષભદાસકવિકૃત 'બારબોલનો રાસ' અને પૂ૦ મહો૦ શ્રી ભ૦વિ ગણિકૃત 'ષટ્ત્રિ-શજ્જલ્પવિચાર'નો આધાર ટાકીને)—

**કલમ** (૪) **માં**—"ભ૦વિજયદાનસૂરિએ સં ૧૬૧૯ના મા શુ **૧થી૧૪** (સુધી ના દિવસોમા-ચાર સંઘનુ એકમ જોખમાય નહિ એ ઉદ્દેશથી પોતાના મુનિઓનું સંમેલન ભરી તે [પેજ ૭૧૩ ઉપરની કલમ (૨)મા જણાવ્યા મુજબ 'પાટણના તપગચ્છની વૃદ્ધ પોષાળના જ્ઞાનભંડારમાથી મળી આવેલ (સં ૧૩૩૫ની પ્રાચીન) સટીક] **ઉત્સૂત્રકંદ-કુદાલ** ગ્રંથને **અપ્રમાણિક** ઠરાવ્યો અને જાહેર કર્યું કે-તેને તથા તેના અવતરણ પાઠોને સાચા માનવા નહી" મહો૦ ધર્મસાગર ગણિવરે તે આજ્ઞા સ્વીકારી, જે થયું

[33] દુર્ગુણીને ઉખેડી નાખવાની માન્યતા, એ નગ્નસત્ય નથી, પરંતુ વ્યક્તિદ્વેષરૂપ છે અને તેવા દ્વેષથી કદાચ પણ લાભ થતો હોવાનુ અનેકાંતદૃષ્ટિવંતોએ જણાવ્યુ જ નહિ હોવાથી તે ઇતિ-હાસકારનુ આ કથન, શાસ્ત્રોના ઉપલક બોધમૂચક ગણાય

હોય તેનો મિચ્છામિદુક્કડં આપ્યો આચાર્યશ્રીએ સંઘને 'સાત બોલ'નો પટ્ટો લખી આપ્યો. તેમા વિદ્યમાન બધા ગીતાર્થોએ પોતપોતાના મત્તાં આપ્યાં." એ પ્રમાણે ઇતિહાસ રજુ કરેલ છે

ઇતિહાસકારશ્રીએ આ ઇતિહાસના આધારમા જણાવેલ '**બાર બોલના રાસ**'ની રચનાનો સવત ૧૬૮૪ છે અને '**ષટ્ત્રિંશત્જલ્પવિચાર**'ની રચનાનો **સં. ૧૬૭૮** છે, જ્યારે તે તે પુસ્તકમાની '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' ગ્રથને અપ્રમાણિક ઠરાવીને ગચ્છનાયકે સઘને 'સાત બોલનો પટ્ટો' લખી આપ્યો, એ વગેરે જણાવેલ બીનાનો સવત તે તે પુસ્તકકારોએ પોતે **૧૬૧૯** જણાવેલ છે

**અહિં કોઈપણને પ્રશ્ન ઉદ્ભવે તેમ છે કે** સં૦ ૧૬૪૬મા પૂ૦ હીરગુરુજીએ જાહેર કરેલા કહેવાતા 'બાર બોલ' અગેનો તે રાસ, તે વર્ષે પૂ૦ હીરગુરુની હયાતિમા રચવાને બદલે ૩૮ વર્ષ બાદ કેમ રચાવા પામ્યો હશે? અને 'ષટ્ત્રિશજ્જ-પવિચાર' ગ્રંથમાની તે બીનાને તે ગ્રથકારે પણ તે વર્ષે જ પ્રસિદ્ધ કરવાને બદલે ૫૯ વર્ષ બાદ પ્રસિદ્ધિ કેમ આપી હશે? તેમજ એ સાથે તેમણે-ગચ્છનાયકે એ જ વર્ષે સઘને લખી આપેલ કહેવાતા સાત બોલનો પટ્ટો, જો લખી જ આપેલ હોત તો' તે વાતને પણ તેમણે પ્રસિદ્ધિ કેમ આપી નહિ હોય?

**એ પ્રશ્નનો ઐતિહાસિક ખુલાસો આ છે કે**-ઋષભદાસકવિએ બાર બોલ'ના ઓઠે બનાવેલ ઉક્ત રાસમા રજુ કરેલી ૧૨ બોલ સિવાયની પ્રાય સમસ્ત વસ્તુ અને પૂ૦મહો૦શ્રી ભાવવિજયજીગણિવરે પોતાના 'ષટ્ત્રિશજ્જલ્પવિચાર' ગ્રંથમા જણાવેલી ઉક્ત બીના, પૂ૦ગચ્છનાયકશ્રીના હાથે કદિ બનવા જ પામેલી નથી [સ૦ ૧૩૩૫ લગભગમા વડીપોષાળતપગચ્છના વિદ્વાન મુનિશ્રી નયપ્રભજીએ રચેલ તે 'ઉત્સૂત્રકદકુદ્દાલ' જેવા પ્રૌઢતર ગ્રથને લઘુપોષાળ તપગચ્છના એ સર્વાગમશાસ્ત્રપારીણ પૂ૦ ગચ્છનાયકે, લગભગ ત્રણસો વર્ષ બાદ અપ્રમાણિક ઠરાવવાની અનધિકૃત ચેષ્ટા કરી હોવાનુ મૂર્ખજન સિવાય માની પણ કોણ શકે?]

આથી જ તે '**ષટ્ત્રિંશજ્જલ્પ વિચાર**'મા ૫૯ વર્ષ બાદ લખાવા પામેલી તે બીનાની પૂર્વના ૫૯ વર્ષના ગાળામા વર્તતા તે પૂ૦ ગચ્છનાયકશ્રીથી માડીને પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ પર્યતના ચાર ગચ્છનાયકોએ કે તેઓશ્રીની આજ્ઞાના કોઇ પણ પૂ૦ મુનિવરે 'તે ગ્રંથને તે ગચ્છનાયકે અપ્રમાણિક ઠરાવ્યાનો તેમજ સાત બોલનો પટ્ટો લખીને સોપ્યા'નો કોઇ પણ સ્થળે ઇસારો સરખોય કર્યો જણાતો નથી

'તો પછી તે પૂ૦મહો૦શ્રી ભાવવિજયજીગણિવરે તથા ઋષભદાસકવિએ પોતપોતાના પુસ્તકમા તે પૂ૦ગચ્છનાયકશ્રી તથા પૂ૦મહો૦શ્રી ધર્મસાગરજીગણિવરને અગે તેવા અસત્ય આરોપો ઉપજાવી કાઢવાનો હેતુ શું હોઈ શકે?' એ પ્રશ્નનો પણ ઇતિહાસાનુસારી ખુલાસો

આ મુજબ છે કે–" પૂ૦ગચ્છનાયકશ્રીએ, પૂ૦મહો૦શ્રી રાજવિમલગણિવરને પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજીગણિવરની સલાહથી આચાર્યપદવી ન આપતા પૂ૦ મહો૦ શ્રી હીરહર્ષગણિને આપી 'આ૦ શ્રી હીરવિજયસૂરિ' નામે પોતાની પાટે સ્થાપવાની અને એ પ્રમાણે પૂ૦ વિજયહીરસૂરિજીએ પણ તે જ પૂ૦મહોપાધ્યાયશ્રીની સલાહથી પોતાના મોટા શિષ્યોમાના પણ મોટા શિષ્ય (અને આ પૂ૦મહો૦શ્રી ભાવવિ૦ગણિના ગુરુદેવ) પૂ૦મહો૦શ્રી વિમલહર્ષગણિવરને બદલે પોતાના ગુરુદેવના સૌથી નાના શિષ્ય મુનિશ્રી જયવિમલને આચાર્ય પદવી આપીને પોતાની પાટે 'વિજયસેનસૂરિજી' નામે સ્થાપવાથી તેઓશ્રીએ તે બન્ને આચાર્યભગવતો તથા પૂ૦મહો૦શ્રી ધર્મસાગરજીગણિ પ્રત્યેના પૂજ્યભાવને સ્થાને પોતાના અતરમા એ પ્રકારે ઇર્ષ્યા અને આમર્ષનુ સ્થાન આપ્યુ। પરિણામે—

તે પૂ૦ મહો૦ શ્રી ભાવવિજયજી મ૦, સ ૧૬૭૩મા વિદ્યમાન ગચ્છનાયક પૂ૦ આ૦શ્રી વિજયદેવસૂરિજી મ૦ની આજ્ઞા તજીને (પૂ૦ મહો૦ સોમવિ૦ મ૦ આદિ ઉપાધ્યાયજી મહારાજોએ પોતાના જુદા સ્થાપેલા) પૂ૦ આ૦ શ્રી વિજયતિલકસૂરિજીની આજ્ઞામા ગયા બાદ તેઓએ તે તે પૂજ્યો પ્રતિના આતરિક અમર્ષને તેવા અસદ્ આક્ષેપોની પ્રસિદ્ધિ દ્વારા મૂર્ત્તસ્વરૂપ આપ્યુ "

એ જ પ્રમાણે તે [પૂ૦હીરગુરુજી તથા પૂ૦સેનસૂરિજીના પ્રથમના] શ્રાવક કવિ ઋષભદાસ પણ (ગચ્છનાયકશ્રીએ કરેલા તે સૂરિપદાર્પણના પ્રસગથી ખિન્ન થયેલા) પૂ૦ મહો૦શ્રી સોમવિ૦ગણિ આદિ મહાશયોના અતિસપર્કથી પલટીને તેઓના શ્રાવક બની ગયા, અને પછી તો ક્રમે કરીને તે પૂ૦ઉપાધ્યાયજી મહારાજોએ સ૦ ૧૬૭૩મા પોતાના જુદા સ્થાપેલા આ૦શ્રી વિજયતિલકસૂરિજીના શ્રાવક બની જવા પામીને તે પૂ૦નૂતનસૂરિજી મ૦શ્રીના શિષ્ય પૂ૦ વિજયઆણદસૂરિજી મ૦ને જ ખરા પટ્ટધર માનવાની સ્થિતિમા મૂકાઇ જવા પામ્યા। પરિણામે તેઓના અતિપરિચયવશાત્ તેમણે પૂ૦હીરસૂરિજીમ૦ના તે કહેવાતા બાર બોલને ઓઠે તે ૧૨ બોલ બન્યા પછી ૩૮ વર્ષ બાદ ઘણાયે છતાઅછતા રગો પૂરીને તે 'બાર બોલ'નો રાસ, 'ષટ્ત્રિશજ્જલ્પવિચાર' ગ્રથને પગલે યદ્વા તદ્વા રીત્યા બનાવેલ હોવાનુ તત્કાલીન ઇતિહાસરૂપ આરિસા દ્વારા જોઇ શકાય છે

**જૈન પર૦ ઇતિ૦ ભા૦ ૩ પૃ૦ ૭૧૫ કલમ (૫)**–" મહો ધર્મસાગરજીગણિવરે [૧]પોતાની નવી પ્રરૂપણા ચાલુ રાખી અને તેમને અમદાવાદના [૨]ગલામેતાનો ટેકો મળ્યો પછી ઉપાધ્યાય રાજવિમલગણિ [૩]અમદાવાદ પધાર્યા ગલામ્હેતાએ તેમને મ૦ ધર્મસાગરજીની નવી પ્રરૂપણામા સમ્મત ન થવાથી ત્રાસ આપ્યો "

ઉપરોક્ત પાંચમી કલમમાંની વાતોનો નંબરવાર ઐતિહાસિક અને સુસંગત ખુલાસો

'૧ 'કુમતિકુદ્દાલ'નામનો કોઇ ગ્રથ જ નહિ બનેલ હોવા છતા ઇતિહાસકારે ગર્ભિતપણે 'મહોપાધ્યાયયજીએ તે ગ્રથની પ્રરૂપણા ચાલુ રાખી' એમ જે સૂચવ્યુ છે

તે મનસ્વી છે. આ અંગે જરૂર એમ માનવું રહે કે-'જે ગ્રંથના આધારે સં૦ ૧૬૧૭માં પાટણ મુકામે તેઓશ્રીએ ખરતર ગચ્છીઓનો પરાભવ કરીને તપગચ્છનો વિજયડંકો વગાડ્યો હતો, તે '**શ્રી ઉત્સૂત્રકંદકુદ્દાલ**' ગ્રંથગત હકીકતોની પ્રરૂપણા તેઓશ્રીએ ત્યાં પણ ચાલુ રાખી હોય: કે-જે પ્રરૂપણા, મહોપાધ્યાયજીની પોતાની નહોતી તેમજ નૂતન નહોતી; પરંતુ લગભગ ૩૦૦ વર્ષ પૂર્વે થયેલા તે ગ્રંથના રચયિતા વડીપોષાળના **શ્રીનયપ્રભજી**એ રચેલા ગ્રંથમાંની પ્રાચીન હતી'

૨. ગલામેતા, એ સામાન્ય મેતા નહોતા, પરંતુ બાદશાહ મહમ્મદ (ચોથા)ના માનીતા મંત્રી અને મોટા વજીર હોઇ પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી મ૦ના ચૂસ્ત ભક્ત શ્રાવક તરીકે સર્વત્ર વિખ્યાત હતા, અને તેથી જ પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજીએ સંવત્ ૧૬૧૭માં 'શ્રીતત્ત્વતરંગિણી' ગ્રંથને અપનાવવા દ્વારા જે ગ્રંથને [34]સાદર અપનાવેલ છે તે 'શ્રી ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથની તે વખતે અમદાવાદમાં પણ પ્રરૂપણા કરનાર તે (પૂ. વિજયદાનસૂરિજી મના શિષ્ય) મહોપાધ્યાયશ્રીને તે મંત્રીનો ટેકો મળ્યો હોય.

૩ આ અંગે ઐતિહાસિક ઐદંપર્ય એ જણાય છે કે='તે મંત્રી ગલરાજે (તે સં૦ ૧૬૧૯મા) મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવરનો અમદાવાદમાં ભારે આડંબરપૂર્વક પ્રવેશ કરાવી તેઓશ્રીનું ત્યાં ચાતુર્માસ પણ નક્કી કરવા પુર્વક ગૌરવ કર્યું', તે પૂ૦ મહો૦ શ્રી રાજવિમલગણિવર (કે-જેઓ, પોતાને મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે આચાર્ય

૩૪ **શ્રી તત્ત્વતરંગિણી ગ્રંથની** રચના, પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિએ વિ૦ સં૦ ૧૬૧૫મા કરી બાદ સ૦ ૧૬૧૭મા પાટણની તપગચ્છ વડીપોષાળના જ્ઞાનભંડારમાંથી તેઓશ્રીને સ૦ ૧૬૧૭ના આસો શુદિ ૧૩ના રોજ લગભગ ૩૦૦ વર્ષ પૂર્વેનો તે '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' ગ્રંથ સટીક પ્રાપ્ત થવાથી તે તત્ત્વતરંગિણીમા તેઓશ્રીએ, પાછળથી સ૦ ૧૬૧૭ માં યોજેલ 'सम्याशका-निराकरणवाद' ગત ગાથા ૪૭ની ટીકામાં-'यदाह्-उत्सूत्रकदकुद्दालापरपर्यायगुरुतत्त्वप्रदीपकार. प्रथमविश्रामे'-એ પંક્તિ દ્વારા તે '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' ગ્રંથમાના અધિકારની સાક્ષી પણ આપીને તે ગ્રંથ, સ૦ ૧૬૧૭ની આખરે તેઓશ્રીએ સર્વાંગ પૂર્ણ કર્યો અને તે પછી જ તેઓશ્રીએ પોતાના તે ગુરુદેવ પૂ૦ આ૦ શ્રી દાનસૂરિજી મ૦ને તે ગ્રંથ તપાસવા સોપેલ! અને પૂ૦ ગચ્છનાયકશ્રીએ, સુરાણાગચ્છીય ઉપા૦ શ્રી નયશેખરમિશ્રને પોતાની સામે બેસારીને તે ગ્રંથ તપાસી જવાની ફરમાવેલ આજ્ઞાનુસાર તે ઉપા૦શ્રીએ તે ગ્રંથ શોધીને સ૦ ૧૬૧૮માં પૂ૦ ગચ્છનાયકશ્રીને સુપ્રત કર્યો, એ મુજબ તે ગ્રંથને ચોકસાઈપૂર્વક પ્રમાણિક માનીને તે પૂ૦ ગચ્છનાયકશ્રીએ સાદર સ્વીકૃતિ આપેલ છે.

આ બીના, તે **શ્રી તત્ત્વતરંગિણી ગ્રંથની** સમાપ્તિ પછીના-"इति सुविहिताग्रणि-श्रीमत्त-पोगणनभोमणि-विजयदानसूरीश्वर शिष्योपाध्याय-श्रीधर्मसागरगणिविरचित-स्वोपज्ञतत्त्वतरगिणि वृत्ति. समाप्ता, शोधिताच श्रीविजयदानसूरीश्वराणामाज्ञामवाप्य श्रीविजयदानसूरीश्वरसमीपस्थै सुराणागच्छीयोपाध्यायश्रीनयशेखरमिश्रै. × × × शुभ भवतु" એ પુષ્પિકાના આધારે સિદ્ધ છે [પ્રસ્તુત લેખ, સં ૧૯૯૩મા 'શ્રી તત્ત્વતરંગિણીનો અનુવાદ' નામે પ્રસિદ્ધ થયેલ 'પર્વતિથિ પ્રકાશ' બૂકને છેડે પ્રસિદ્ધ કરેલ છે]

થવા દીધા નહિ ત્યારથી તે પૂ૦ મહો૦ શ્રીના પ્રતિસ્પર્દ્ધિ બન્યા હતા તેમ-)ને ખટક્યું હોય, અને તેથી પ્રસ્તુત મહોપાધ્યાયજીના ગૌરવને ચેનકેનાપિ ગલામંત્રીના હૃદયમાથી ખસેડવાના ઇરાદે તેઓશ્રીએ પણ તે વર્ષનુ ચાતુર્માસ પુ મહોપાધ્યાયજીની સામે અમદાવાદ ચોજેલ હોય તે દરમ્યાન મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે ખરતરો આદિને નિહ્નવો જણાવનરા તે 'શ્રી ઉત્સૂત્રકદકુદ્દાલ' નામના પ્રાચીન ગ્રથની ત્યા પણ પ્રરૂપણા ચાલુ રાખી હોય અને તે સ્હામે પૂ૦ ઉપા૦ રાજવિમલગણિએ કોઈને કોઇ પ્રકારે ખરતરો આદિનો સાથ મેળવીને તે પુ૦ મહો૦જીનો વિરોધ આદરી દીધો હોય

આથી તપાગચ્છીય ધર્મીજનોની શ્રદ્ધા ન ડોળાય, એ હેતુથી તે ચૂસ્ત શ્રાવક ગલામંત્રીએ, તેઓશ્રીને "તે પ્રાચીનગ્રથની પ્રરૂપણાને-આપ, મહો૦ ધર્મસાગરજીની 'નવી પ્રરૂપણા' લેખાવીને ભદ્રિકલોકોને ભ્રમમા ન પાડો અને દ્વેષભાવ તજીને મહો૦શ્રી વડે કરાતી તે પ્રાચીન ગ્રથની પ્રરૂપણામા સમ્મત થાવ" ઇત્યાદિ પ્રકારે શાસન હિતકારી સલાહ તેઓશ્રીને અનેકવાર વિનતિ કરીને પણ આપી હોય છતા તેઓશ્રીએ તે મત્રીજીની આપ્ત સલાહ ન જ માન્ય રાખી હોય ત્યારે તે શ્રાવક મત્રીએ તેઓશ્રીને અમદાવાદથી વિદાય કરવા પડયા હોય"

**જૈ૦૫૨૦ ઇતિ૦ પૃ૦ ૭૧૫ કલમ (૬)**-'ભ૦ વિજયદાનસૂરિએ સ૦ ૧૬૧૯-૨૦મા રાધનપુરમા ઉપરની હકીકત જાણી મહો૦ ધર્મસાગરજીને સપરિવાર ગચ્છ બહાર મૂકયા' એમ જણાવાયુ છે

**જ્યારે 'શ્રી વિજયતિલકસૂરિ રાસ'ના કર્તા કવિ દર્શનવિજયજી, તે રાસની**-"સવત સોળ સતરોતરઈ નિસુણો અવદાત રે, શ્રી વિજયદાનસૂરિસરૂ જગમાહિ વિખ્યાત રે ॥૧૧૯॥ 'ધરમસાગર તે પડિત લગઈ કર્યો નવો એક ગ્રથ રે; નામથી કુમતિકુદ્દાલડો, માડિયો અભિનવો પંથ રે' ॥૧૫૫॥ 'માંડી તેણઇ તેહ પ્રરૂપણા સુણી ગચ્છપનિરાય રે, વિસલનયરિ વિજયદાનસૂરિ આવી કરઇ ઉપાય રે' ॥૧૫૭॥ 'ગ્રથ ઓગી સાગર કન્હઇ લિધુ લિખિત તસ એક રે, નવિ એષ ગ્રથ પ્રરૂપણા, નવિ ધ(ક)રવી ધરી ટેક રે' ॥૧૬૦॥ 'ધર્મસાગરવાચક વળી રાજનગરમા આવી રે, મહિતા ગલાનઇ આવરજિઓ વળી હલાવી વાત રે' ॥૧૬૨॥ માડી તે ગ્રથપ્રરૂપણા કરી શ્રાવક હાથિ રે; કલેશ કરઇ ગુરુ સીસસિઉ ગચ્છપતિ મુનિ સાથિ રે ॥૧૬૩॥ રાજવિમલવાચક તિહાં આવી પૂછઈ ગલરાજ રે, તુમ્હે કહો કસીય પરૂપણા નવિ ગણી તસ લાજ રે ॥૧૬૪॥" એ વગેરે ગાથાઓ દ્વારા-'તે હકીકત, સ ૧૬૧૭ માં તેમ જ રાધનપુરને બદલે વિસલનગરમા બની હોવાનુ (જે 'કુમતિકુદ્દાલ' ગ્રથનુ શ્રી સઘમાં કદી અસ્તિત્વ જ નથી, તે ગ્રથને ઉદ્દેશીને!) જણાવે છે, અને તે ગાથાઓ પછીની-"ચાલી વાત ચિહુ દિશિ વિખ્યાત વિજયદાનસૂરિ સુણી અવદાત, રાધનપુરિ પુહુતા અહઠાણ તેડયા પડિત સવે

સુજાણ ॥૧૬૯॥ કરી વિચાર પત્રિકા લખી, ગછ બાહિર તે કીધા પછી ॥૧૭૦ પૂર્વાર્ધ॥ સોળ સતરમઈ સંવત્સરિ નગરસિરોમણિ રાધનપુરિ ॥૧૮૮ ઉત્તરાર્ધ॥” **એ ગાથાઓ દ્વારા મહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિવરને ગચ્છ બહાર કરવાની વાત પણ તે રાધનપુરમાં સં. ૧૬૧૯-૨૦ને બદલે સં. ૧૬૧૭માં બની જણાવે છે!!**

આ જોતાં કવિ દર્શનવિજયજીએ તે બીના અંગે જણાવેલ તે સં ૧૬૧૭મા તો પૂ ગચ્છનાયકશ્રી ખંભાત અને પૂ મહોપાધ્યાયજી પાટણ ચોમાસુ હોવાથી કવિ શ્રી દર્શનવિજયજીની તે સઘળી જ વાત કપોલકલ્પિત ઠરે છે, અને ઉપર્યુક્ત કલમ (૬) લખનાર પૂ ત્રિપુટીમહારાજે કવિશ્રી દર્શનવિ૰ની તે કલ્પિત વાતોમાથી ઉદ્ધરીને મનગમતી રીતે સંવત તથા સ્થલમા ફેરફાર કરીને સર્વ વાતો રજુ કરેલ જણાતી હોવાથી પ્રસ્તુત છઠ્ઠી કલમ પણ શ્રદ્ધેય બની શકતી નથી ઇતિહાસકાર પૂ ત્રિપુટીએ તે છઠ્ઠી કલમમા જે સંવત્ પલટ્યો છે તે તો નિરાધારપણે જ પલટ્યો છે। અને તે પણ ‘૧૬૧૯-૨૦’ એમ વિકલ્પે જણાવેલ છે। અર્થાત્ તે તે બીનાઓ, સં ૧૬૧૯માં બની કે ૧૬૨૦મં બની? તે વાત પણ એ ઇતિહાસકારે ઢચુપચુ રાખી છે। આ દરેક વસ્તુના નીચોડરૂપે પણ ફલિત થાય છે કે-ઇતિહાસકારે તે બીના મનઘડંતપણે જ લખી નાખેલ છે

બીજી બાજુ-આ ઇતિહાસકાર ત્રિપુટીમ૰ને પણ તે કવિશ્રી દર્શનવિ૰એ તે તે બીનાઓ બન્યાના જણાવેલ સંવત ૧૬૧૭નુ જ શરણ હતુ, અને બીજી બાજુ તે ૧૬૧૭ની સાલમા તો તે મહોપાધ્યાય, પાટણ ચાતુર્માસ હોવાની પણ જાણ હતી· એટલે રાધનપુરની કલ્પિત વાતને બંધબેસતી લાવવા સારૂ જ તેમણે ‘૧૬૧૯-૨૦’ એમ વિકલ્પે સંવત જણાવવો પડ્યો! એમ અર્થાપત્તિથી નક્કી થાય છે, અને તે નક્કી થવની સાથે તે કવિ દર્શનવિ૰એ સં ૧૬૧૭મા અને વિસલનગરમા બનેલ તરીકે જણાવેલી **તે તે બીનાઓ સં. ૧૬૧૭ના તે વર્ષે અને તે સ્થળે બની જ નથી.** એ પણ નક્કી ઠરે છે

એટલે જ કવિ શ્રી દર્શનવિજયજી પણ પોતે જણાવેલ તે બનાવના સં. ૧૬૧૭થી માંડીને સં ૧૬૭૨ સુધીના ૫૫ વર્ષ સુધીમા તો કોઈ સ્થળે તે બીના જણાવી જ શકેલ નથી અને સં. ૧૬૭૩મા સ્વગચ્છ તજીને પરગચ્છમા ભળ્યા બાદ જ તે બીના જણાવી શકેલ હોવાથી તે સઘળી બીના તે કવિએ ઉપજાવી કાઢેલ હોવા તરીકે સ્વત સિદ્ધ હોઈને તે બીનાના આધારે લખાએલી ‘જૈનપરંપરાનો ઇતિહાસ’ ભા. ૩ માની ઉપર્યુક્ત છઠ્ઠી કલમને સદંતર નિર્મૂળ જ લેખવી રહે છે

**જૈ૰ પરં૰ ઇતિ. પેજ ૭૧૫-‘લેખિત માફી’ શીર્ષકતળેની-કલમ (૭)**

“(૧) મહો ધર્મસાગરજી ગણિવરે (૨) મહો. સકલચંદ્ર ગણિવરના સમજાવવાથી (૩) રાધનપુર જઇ ભ વિજયદાનસૂરિને ચતુર્વિધ સંઘની વચ્ચે (૪) પોતાની નવી પ્રરૂપણા માટે

'મિચ્છામિદુક્કડં' લખી આપ્યો. તેમા આ હીરવિજયસૂરિ, મહો સકલચન્દ્ર ગણિ, મહો. ધર્મસાગર ગણિ, ઉપા વિજયહંસગણિ××× વગેરે આચાર્ય—ઉપાધ્યાય—પંન્યાસ—મુનિ-ગીતાર્થોના મત્તાં થયાં "

ઇતિહાસકાર ત્રિપુટીજીએ ઉપર્યુક્ત સાતમી કલમગત ઇતિહાસ પણ તે જ જાદુગર કવિ શ્રી દર્શનવિ એ લખેલ **'વિજયતિલકસૂરિરાસ'**માની—"એહવઇ સકલચંદ ઉવઝાય, આવ્યા અમદાવાદિ સુઠાય, કહઈ સાગરનઇ કા એમ કરો, ગચ્છનાયક કહણ મન ધરો ॥૧૭૯॥ તો શ્રી **સકલ**ચંદ ઉવઝાય, સાગર તેડિ રાધનપુરી જાય ॥ ૧૮૨નુ પૂર્વાર્ધ ॥ .તો ધર્મસાગર જે ગુરૂ કહઈ, પરો લખઈ નઈ મનિ સદ્દહઈ, જે જે મિચ્છામિ દુક્કડ દીયા, બોલ લખાવી સઘલા લીયા ॥ ૧૮૭ ॥ મતા સાખિસહિત કીધા બહુ, તે લિખિયા સાંભલયો સહૂ, **સોલસતરમઇ સંવત્સરિ, નગરશિરોમણિ રાધનપુરિ** ॥ ૧૮૮ ॥ સાત અધિક નિહ્નવ કો કહઈ, તતખિણી તે ગચ્છ ઠબકો લહઈ ॥ ૧૮૯નું ઉત્તરાર્દ્ધ ॥" એ વગેરે અસંબદ્ધ, અસંગત અને એથી જ કલ્પિત ઠરતી તે ગાથાઓને આધારે અને તેમાં પણ પદરના અસત્યનુ મિશ્રણ કરીને રજુ કરેલ જણાઇ આવતો હોવાથી શ્રદ્ધેય બની શકે તેમ નથી

**તે સાતમી કલમગત લખાણની નંબરવાર સમાલોચના :**—(૧) 'મહો શ્રી ધર્મસાગરજી ગણિવર, તે સં. ૧૬૧૯નુ ચોમાસુ અમદાવાદ હતા અને તે ચોમાસુ ઉતર્યે તેઓને મહો. સકલચન્દ્રગણિ અમદાવાદ આવીને ગચ્છનાયક પાસે રાધનપુર તેડી ગયા હોય' એમ અનુમાન કરીને ઇતિહાસકાર ત્રિપુટીજીએ ઉપર્યુક્ત કલમ છઠ્ઠીમા— ભ વિજયદાનસૂરિએ સં ૧૬૧૯—૨૦મા રાધનપુરમા મહો ધર્મસાગરજીને ગચ્છ બહાર કર્યા' એમ જણાવ્યુ, અને તે સાથે તે ઇતિહાસકાર—"**સં ૧૬૧૯ના** અમદાવાદના ચાતુર્માસમા થયેલી પ્રરૂપણાનો 'મિચ્છામિદુક્કડં' લેવા સારૂ મહો શ્રી સકલચન્દ્રજી, મહો શ્રી ધર્મ-સાગરજીને ગચ્છનાયક પાસે **સં. ૧૬૧૭માં** રાધનપુર તેડી ગયા હોવાની વાત અસંગત જ છે" એ પણ જાણતા જ હોય છતા લાગે છે કે **તેમને પણ મહોપાધ્યાયજી અંગે એવું લખવામાં રસ હોય** અને તેથી જ તેમણે પોતાની તે અર્ધદગ્ધ સમજ પ્રતિ આંખમીંચામણા કરીને પણ ઉપર્યુક્ત છઠ્ઠી કલમ હાકે રાખી હોય

(૨) 'મહોપાધ્યાયજીએ કરેલી કહેવાતી નવી પ્રરૂપણા, અમદાવાદમા **સં. ૧૬૧૯**મા કરી અને તેઓશ્રીને તેમ ન કરવાનુ સમજાવવા સારૂ મહો૦ સકલચન્દ્રજી, અમદાવાદ **સં. ૧૬૧૭**મા આવ્યા' એમ જણાવનાર કવિશ્રી દર્શનવિ૦ના સદંતર અસંગત લખાણને સુસંગત માનની એ પંક્તિ ઇતિહાસ તરીકે રજુ કરી દીધી જણાય છે

(૩) સં ૧૬૧૯મા અમદાવાદ ચાતુર્માસ રહેલા મહો૦ ધર્મસાગરજી, સં ૧૬૧૭મા રાધનપુર ગયા' એમ જણાવનારી કવિશ્રી દર્શનવિ૦ની ખુલ્લી અસત્ય વાતને આ ઇતિહાસકાર

સત્ય માનીને ચાલેલ હોય જ તો જ એ પંક્તિને તેમણે આ રીતે પોતાના પુસ્તકમા ઇતિહાસ તરીકે સ્થાન આપેલ હોય

(૪) આ ઇતિહાસકારે તે કવિશ્રી દર્શન વિ.ની ઉપર્યુક્ત ગાથાના આધારે પૂર્વોક્ત પાચમી કલમમા સમાજમા કદિ નહિ બનેલા એવા 'કુમતિકુદ્દાલ' ગ્રથની પ્રરૂપણાને 'મહોપાધ્યાયજીની નવી પ્રરૂપણા' તરીકે જણાવીને તે અસગત અને અસંભવિત વાતને જેમ ઇતિહાસનું રૂપક આપેલ છે તેમ અહી એ જ કવિ દર્શન વિ. એ ઉપર્યુકત ગાથા ૧૮૯ના ઉત્તરાર્ધમા જણાવેલી "સાતથી અધિક નિહ્નવ જણાવનારી (સં ૧૩૩૫ લગભગની) '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' નામના અન્ય મહાત્માએ રચેલા પ્રાચીન પ્રરૂપણાને" મહો શ્રી ધર્મસાગરજી ગણિવરની નવી પ્રરૂપણા તરીકે જણાવીને ઇતિહાસનું રૂપક આપેલ હોવાથી તેમની આ વાત તો તેમણે ઇરાદાપૂર્વક ઉપજાવી કાઢેલી જણાય છે

**જૈ.પરં. ઇતિ. પેજ ૭૧૫ કલમ (૭) પછી**–'ગ્રથો' શીર્ષકતળે–"આચાર્યશ્રીએ 'ઉત્સૂત્રકદકુદ્દાલ' અને તત્ત્વતરગિણી' ગ્રંથને ૫ સુરચદ્રગણિ પાસે પાણીમા બોળાવ્યા અને મહોપાધ્યાય ધર્મસાગર ગણિને પરિવાર સહિત ગચ્છમા દાખલ કર્યા"

ઇતિહાસકારની આ વાતની સમાલોચના.

સ ૧૬૧૮મા ગચ્છનાયક પૂ આ. શ્રી વિજયદાનસૂરિજીએ, 'શ્રી તત્ત્વતરગિણી' ગ્રથને સ્વીકૃતિ આપવામા અર્થાપત્તિથી 'ઉત્સૂત્રકદકુદ્દાલ' ગ્રથને પણ સ્વીકૃતિ આપેલ જ હોવાની વાત, 'તત્ત્વતરગિણી' ગ્રથની પ્રાચીન હસ્તલિખિત પ્રતની પુષ્પિકામા પ્રસિદ્ધ હોવા મુજબ તેમજ મહો શ્રી ધર્મસાગરજી ગણિને ગચ્છ બહાર કર્યાની વાત વિદ્વેષીવર્ગે જ પ્રસારી હોવાનુ આ પહેલાં પ્રમાણપુરસ્સર નક્કી કરી આપેલ હોવા મુજબ જ્યા પૂ ગચ્છનાયકશ્રીએ જેઓને ગચ્છબહાર કરવાને બદલે તે મહો શ્રી રચિત 'તત્ત્વતરગિણી' ગ્રથને સ્વીકૃતિ આપવા દ્વારા સાદર વધાવેલ છે, તેવા તે પૂ મહો શ્રીને તેઓશ્રીએ તે સમયે ગચ્છ બહાર કર્યા અને વળી પાછા સપરિવાર ગચ્છમા દાખલ કર્યાની ઇતિહાસકારની આ વાત સ્વયમેવ કાલ્પનિક ઠરે છે

માનવુ થાય છે કે–આથી જ ઇતિહાસકાર, પોતાની તે વાતમાં પોતે જણાવેલી તે તે બીના બન્યાનુ વર્ષ તેમ જ સ્થળ ચોક્કસ જણાવી શકેલ નથી

ઉકત પૂ ગચ્છનાયકશ્રીના વિદ્યમાનકાળ સ ૧૬૨૨થી માંડીને પૂ ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજીમના વિદ્યમાનકાળ સ ૧૬૭૨ સુધીના ૫૦ વર્ષના ગાળામાં પરંપરાગત થયેલા કોઇપણ પૂ. આચાર્યાદિ મુનિવરોના હસ્તે પૂ મહો શ્રી ધર્મસાગરજી ગણિવરનો તે પૂ ગચ્છનાયકશ્રીના હસ્તે કદિએ અનાદર થયો હોવાનુ જણાવનારી તેવી કોઈ બીના કોઇપણ સ્થળે ઇશારારૂપે પણ લખાયેલી ઇતિહાસો પલબ્ધ નહિ હોવાથી પ્રસ્તુત ઇતિ-

હાસકાર, પોતાના તે 'ગ્રંથો' શીર્ષક લખાણમાં તે બીના બન્યાનું વર્ષ નિર્દેશ સુદ્ધાં જણાવે પણ ક્યાંથી ?

આ પછી—"તો તેમાં 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' નામ કેમ આપ્યું ? એ જાતના પ્રશ્નનું સમાધાન એ છે કે—"ઐતિહાસિક રાસ સંગ્રહ' ભા. ૪ (વિજયધર્મસૂરિજી સં.,ના પૃ. ૧ થી ૩૫, ઇતિહાસવેત્તા પૂ. મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજે, તે રાસના 'નિરીક્ષણ'માં રોકયા છે ! તે નિરીક્ષણના પૃ. ૧૦ ઉપર તેનાજ સં. ૧૬૭૪ના કવિ સિંહવિજયજીએ બનાવેલી 'સાગરબાવની'માની ગાથા ૨૪મીના 'કુમતિકુદ્દાલ અને તત્ત્વતરંગિણી સઘિ પાણીમાંહિ બોળ્યા' એ ઉત્તરાર્ધગત 'કુમતિકુદ્દાલ' નામને તેમ સમજી પણે જ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' જણાવેલ છે. તેમ આ ઇતિહાસકાર પૂ. મુનિશ્રીએ પણ તેમના જૈ૦ પ૨ં૦ ઇ૦ ભા૦ ૩ના ઉપર્યુક્ત લખાણના કવિશ્રી સિંહવિજયજીની તે જ ગાથામાંના 'કુમતિકુદ્દાલ' નામને મનસ્વીપણે જ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' નામ આપેલ જણાય છે."

પ્રસ્તુત ઇતિહાસકારશ્રીએ, સાગર બાવનીના તે લેખકને પ્રમાણિક લેખાવવા તે (પૂ. આ. શ્રી હીરસૂરિજીના શિષ્ય પૂ. ઉપાધ્યાય શ્રી સુમતિવિજયજી મ૦ના શિષ્ય તરીકે ઓળખાણ આપેલ છે) તે કવિશ્રી સિંહવિજયજીએ, સં. ૧૬૭૩મા પૂ. શ્રી વિજયદેવસૂરિજીનો સ્વગચ્છ તજ્યા બાદ સં. ૧૬૭૪મા બનાવેલી 'સાગરબાવની'માની—'ગુરુદ્રોહી સઘળે તે પોતઈ ગાગર શકતાણી પરે બોળ્યા. કુમતિકુદ્દાલ ને તત્ત્વતરંગિણી સંઘિ પાણીમાંહિ બોળ્યા' એ ૨૪મી ગાથામા તેવી સંવત અને સ્થળરહિતની વાત જણાવી છે. પરંતુ તે કવિ સુનિએ બનાવેલી તે 'સાગરબાવની'ને (પરંપરાગત સમુદાયમાંથી ખસીને સં. ૧૬૭૩મા પૂ. મહો. શ્રી સોમવિ૦ગણિ આદિ ઉપાધ્યાયજી મહારાજોએ જુદા સ્થાપેલ ઉપાધ્યાય ગચ્છના આ. વિજયતિલકસૂરિજી મ૦ના પક્ષમા ભળેલા પૂ. મુનિવર્ગ સિવાયના) પ્રમાણિત પરંપરાગત કોઇપણ પૂ. આચાર્યાદિએ અપનાવેલ હોવાનો દાખલો નથી. તેમજ તે 'સાગર-બાવની'માની એ ૨૪મી ગાથાને તો શું ? પરંતુ પ્રાય સઘળી ૪૮ ગાથાઓમાની એકાદ પણ ગાથાને કોઈપણ સ્થળે સ્થાન આપ્યુ જણાતુ નથી આથી કહી શકીએ કે તે કવિએ તે સાગરબાવનીમા માત્ર નિજના વ્યક્તિગત વિચારોને ગુંથેલા છે. અને તેના જ અનુકરણ તરીકે તે બાજીગર કવિ દર્શનવિ૦એ શ્રી તિલકસૂરિરાસની ગાથામાની ૧૫૫મી ગાથામા માત્ર 'કુમતિકુદ્દાલ'ને જ પાણીમા બોળ્યાનુ જણાવ્યુ છે. અને તેવી જ રીતે પૂ. હીરગુરુના ૧૨ બોલના પટ્ટકમાના ૧૧મા બોલમા કોઇએ તે નામ લખ્યું જોઇને પૂ. ત્રિપુટીએ પણ પોતાના જૈનપરંપરાના ઇતિહાસ ભા. ૩ના પેજ ૭૧૯ ઉપર રજુ કરેલા તે ૧૨ બોલના પટ્ટકમા પણ 'કુમતિકુદ્દાલ' નામ જણાવેલ જણાય છે આ વાત ઇતિહાસના બધા પાસાને દૃષ્ટિ સન્મુખ રાખીને તે સાગરબાવનીનુ અવલોકન કરતા સર્વ કોઇ મધ્યસ્થ ઇતિહાસકારને પણ સ્પષ્ટ સ્વીકાર્ય બને તેમ છે

## તે ગાથાની ૪ ખામી તો મિત્રકવિને જ સુધારવી પડી છે!

"કવિશ્રી સિંહવિજયજીએ, પ્રસ્તુત ૨૪મી ગાથામા જણાવેલી તે તે બીનાઓ ગચ્છનાયકશ્રીના હસ્તે કયા વર્ષે અને કયા ગામે બનવા પામી? તે વાત તે ગાથામા જણાવેલ નથી, કવિએ જણાવેલા તે બન્ને ગ્રથોને સઘે પાણીમા બોળ્યા હોવાની વાત પણ કોઈ ગામનો સઘ જાણતો નથી અને તે બન્ને-પાણીમાં બોળયા તરીકે જણાવેલા-ગ્રથોમાના 'શ્રી તત્ત્વતરંગિણી' ગ્રથને તો ખુદ તે પૂ૦ ગચ્છનાયકશ્રીએ જ સં૦ ૧૬૧૮મા સ્વીકૃતિ આપેલ હોવાની હકીકત તે જ ગ્રંથની પ્રાચીન હસ્તલિખિત પુષ્પિકા દ્વારા સઘ પ્રસિદ્ધ હોવાથી તે ગાથા તત્કાલીન સઘમા વિશ્વસનીય લેખાવા પામી નહોતી જ." એમ (ઉપર્યુક્ત પૂ૦ ઉપાધ્યાયગચ્છના નૂતન આચાર્યશ્રી વિજયતિલકસૂરિજી મ૦ના શિષ્ય આચાર્યશ્રી વિજયઆણદસૂરિજીમ૦થી શરૂ થયેલ) શ્રી આણસૂરગચ્છના (તે કવિ સિંહવિજયજીના જાદુગર મિત્ર) કવિશ્રી દર્શનવિજયજીએ, પ્રસ્તુત 'સાગરબાવની'ની પદ્ધત્તિને અપનાવીને સં ૧૬૭૮માં બનાવેલ 'વિજયતિલકસૂરિ રાસ'ની ગાથા ૧૫૫થી ૧૫૯ સુધીમા તે સાગરબાવનીની ૨૪મી ગાથામાની વર્ષ ગામ અને તત્ત્વતરગિણી અગેની ખામીઓને નીચે મુજબ યદ્વા તદ્વા પણ સુધારી લેવી પડી છે, તે આધારે નિ:શક કહી શકીએ

વિજયતિલકસૂરિ રાસની ઉક્ત ગાથાઓ આ પ્રમાણે છે

"ધરમસાગર તે પડિત લગઈ, કર્યો નવો એક ગ્રથ રે, નામથી કુમતકુદ્દાલડો, માડિયો અભિનવો પથ રે ॥૧૫૫॥ આપ વખાણ કરઇ ઘણુ, નિદઇ પરતણો ધર્મ્મ રે, એમ અનેક વિપરીતપણું, ગ્રથમાહિ ઘણા મર્મ રે ॥૧૫૬॥ માંડી તેણઈ તેહ પ્રરૂપણા, સુણી ગચ્છપતિ રાયરે, વીસલનયરિ વિજયદાનસૂરિ, આવી કરઇ ઉપાય રે ॥૧૫૭॥ પાણી આણી કહઇ શ્રી ગુરુ, ગ્રથ બોળવો એહ રે, નયર બહુ સઘની સાખિઉ, ગ્રથ બોળીયો એહ રે ॥૧૫૮॥ શ્રી ગુરુ આણ લહી સહી, સુરચદ પન્યાસ રે, હાથસિઉ ગ્રથ જલિ બોળીયો, રાખી પરંપર અમ રે ॥૧૫૯॥"

**કવિશ્રી દર્શનવિ.એ,** વિજયતિલકસૂરિ રાસમાની ઉપર દર્શાવેલી ગાથાઓની પૂર્વેની ૧૧૯મી ગાથાના-'સંવત સોળ સતરોતરઈ 'એ આદ્ય પદ વડે-ઉપર દર્શાવેલી ગાથા પાચમા જણાવેલી બીના બન્યાનો-૧-સ ૧૬૧૭ જણાવવા દ્વારા, તે પાચ ગાથા ગત બીના બન્યાનુ સ્થલ ૨-'વીસલનગર' જણાવ્યુ અને તેમા શ્રી સિંહવિજયોક્ત શ્રી તત્ત્વતરગિણી સિવાયના એકલા ૩-'**કુમતકુદ્દાલ**'ને પાણીમા બોળ્યો હોવાનુ જણાવીને સિંહ વિ૦એ જણાવેલા તે બન્ને ગ્રથમાના તે એક ગ્રથને પણ સઘે નહિ; પરતુ ૪-'**સુરચદગણિએ**' પાણીમા બોળ્યો હોવાનુ જણાવવાની કૂટ રચના કરવા

વડે [ સાગરબાવનીમાની કવિ સિંહવિજયજીની ઉપર્યુક્ત ૨૪મી ગાથામાંની (૧) સંવત નહિ દર્શાવવાની, (૨) સ્થલ નહિ દર્શાવવાની, (૩) એકને બદલે બે ગ્રંથને પાણીમાં બોળ્યાનુ દેખાડવાની અને (૪) તે બને ગ્રથોને સંઘે પાણીમાં નહિ જ બોળ્યા હોવા છતાં 'સઘે પાણીમા બોળ્યા' હોવાનું દેખાડવાની ] ચાર ખામીઓને મિત્રદાવે સુધારી લેવાના કરેલા જણાતા પ્રસ્તુત ફૂટ પ્રયાસમાં તે કવિ શ્રી દર્શનવિજયજીએ પણ નીચે મુજબ નબરવાર ચાર અસત્યો આભોગપૂર્વક જ ખડા કર્યાં જણાઇ આવે છે.

શ્રી દર્શન વિ૦ના તે પ્રયાસમાં જણાતા ચાર અસત્યો.

૧-સં ૧૬૧૮મા પૂ૦ ગચ્છનાયકે 'તત્ત્વતરંગિણી'ને આપેલ સ્વીકૃતિમાં ( કવિએ પ્રસ્તુત રાસની ગાથા ૧૯૮-૨૮૨ તથા ૨૮૩ મા મનસ્વીપણે જ જેને પાણીમા બોળ્યો હોવાનુ જણાવેલ છે તે ) 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રથની સ્વીકૃતિનો પણ સમાવેશ થતો હોવાની પોતાની જાણકારીને ગોપાવવાના અને તે સ ૧૬૧૭મા નહિ જ બનેલ બીનાને બની હોવા તરીકે સં ૧૬૭૪મા લેખાવનાર મિત્રકવિ સિંહવિજયજીની વાતને પુષ્ટિ આપવાના હેતુથી આ કવિશ્રી દર્શનવિજયજીએ, તે બીના બન્યાનો સ ૧૬૧૭ પણ અસત્ય જણાવીને સ ૧૬૧૯મા રાજનગર ભણી વિહાર કરી રહેલા મહો શ્રી ધર્મસાગરજીગણિને (ગ્રથ બોળી સાગર કહનઇ લીધુ લિખિત તસ એકરે; એ ૧૬૦ મી ગાથાના પૂર્વાર્દ્ધ દ્વારા ) કલ્પિત સ. ૧૬૧૭મા ગચ્છનાયકશ્રીની પાસે વિસલનગર હોવાનુ જણાવવારૂપે નગ્ન અસત્ય ખડુ કર્યું જણાઈ આવે છે

૨-ઉપર્યુક્ત હેતુથી તેવો કૃત્રિમ સવત્ જણાવવા જતા આ કવિશ્રીને તે સ૦ ૧૬૧૭મા ( પૂ૦ ગચ્છનાયકશ્રીની જ આજ્ઞાથી બીકાનેર જઈ ત્યાના '**નિત્યાનિત્ય**'ની ચર્ચાવાળા ખરતરવાદીને પરાજિત કરી ત્યાથી ખરતરગચ્છીઓ જોડે વાદ કરવા ) **પાટણ ચાતુર્માસ** કરનાર મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિને અને તે જ સ. ૧૬૧૭ મા **ખંભાત ચાતુર્માસ સ્થિત** પૂ૦ ગચ્છનાયકશ્રીને તે જ સ ૧૬૧૭મા **વીસલનગરે** તથા ( તે જ રાસની ગાથા ૧૬૯ થી ૧૮૮ સુધીમા ) **રાધનપુરનગરે** હોવાનુ જણાવનારૂ આ બીજુ અસત્ય ખડુ કરવુ પડ્યું જણાઇ આવે છે

૩-આ પૂર્વે અનેકવાર નક્કી ઠગવ્યા મુજબ તે સમયે ( કે-વર્તમાનમા પણ ) શ્રી સઘમા 'કુમતિકુદ્દાલ' નામના કોઈ ગ્રથનું અસ્તિત્વ જ ન્હોતુ અને નથી છતા તે બીનનામક ગ્રથને પાણીમા બોળ્યો એમ કવિ સિંહવિજયજીએ સ૦ ૧૬૭૪ની 'સાગર બાવની'ની ૨૪ મી ગાથામા ઉચ્ચારેલા નિર્મૂળ કથનને સત્ય લેખાવવાના જણાતા હેતુથી આ કવિ દર્શનવિજયજીએ પણ સ૦ ૧૬૭૮મા ઉપજાવેલી ઉપર્યુક્ત ગાથામા તે નિર્મૂલ કથનને પોતાના કથન તરીકે સ્થાન આપવારૂપે આભોગતયા જ અસત્યનો પટ આપ્યો જણાઈ આવે છે

૪–એ પ્રકારે કવિશ્રી સિંહવિજયજીની તે પોતે અપનાવેલી વાતને સિંહવિજયજીની જેમ પર હસ્તક બનેલ તરીકે લેખાવવા સારૂ આ કવિશ્રીએ સં૦ ૧૬૭૮માં (જેઓશ્રી સં૦ ૧૬૩૦ લગભગ સ્વર્ગવાસી થયા લેખાતા તે) પૂ૦ પં૦ શ્રી સૂરચંદ્રગણિનું માત્ર નામ જ દાખલ કરી દીધું જણાય છે.

અત્ર આશ્ચર્યની વાત તો આ છે કે–"પ્રસ્તુત ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજી મ૦ના સં. ૧૬૨૨ સુધીના વિદ્યમાન કાલથી માડીને પૂ ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજી મ૦ના વિદ્યમાન કાળ સં. ૧૬૭૨ પર્યંતમા આ બંને કવિમિત્રોએ પોતે તે પરંપરા-સિદ્ધ ગચ્છમાં રહ્યા ત્યાં સુધીના ૫૦ વર્ષના ગાળામા પૂ. મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવર અંગે તેવુ કોઈ જ નિંદાત્મક લખાણુ કરેલું નથી અને સ ૧૬૭૩મા તે પૂ. ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજી મ૦ના પટ્ટધર પૂ ગચ્છનાયક શ્રી વિજયદેવસૂરિજી મ૦ના તે જ પરંપરાસિદ્ધ ગચ્છમાંથી ખસીને નવા સ્થપાએલા ઉપાધ્યાયગચ્છમાં જોડાયા પછી જ તેઓશ્રીએ, તે સં ૧૬૭૪ વર્ષે રચેલી 'સાગરબાવની' તથા સ. ૧૬૭૮ વર્ષે રચેલ 'વિજયતિલકસૂરિ રાસ'માં એવી એવી ઐતિહાસિક કલ્પિત વાતો આલેખીને મહાન્ અનર્થ ઉપજાવેલ છે! અહીં પ્રશ્ન એ ઉદ્ભવે છે કે–તે બંને કવિઓએ ૫૦ વર્ષ વિત્યા બાદ તેવુ વિસંવાદી લખાણ કઈ પ્રકારના આત્મહિતાર્થે આલેખ્યું હશે?"

જૈ. પરં. ઇ. પૃ ૭૧૬ કલમ-(૮)–"મહો૦ ધર્મસાગર ગણિવરે ગચ્છનાયકની આજ્ઞાથી ચતુર્વિધ જૈન સંઘ તથા પોતાના ભક્તોને તેરવાડાથી એક પત્ર લખી જણાવ્યુ કે–'મે નિહ્નવો તથા પર્વોની નવી પ્રરૂપણા બાબત મિચ્છામિ દુક્કડ આપ્યો છે, તો કોઈએ નવી પ્રરૂપણા કરવી નહીં જેણે તેની શ્રદ્ધા કરી હોય તે 'મિચ્છામિ દુક્કડ' [૩૫] દેજો"

**તે પત્ર આ પ્રકારે મનાય છે.**

(૧) મહો૦ ધર્મસાગર ગણિએ આ ગ્રંથ (કુમતિકુદ્દાલ કે ઉત્સૂત્રકંદકુદ્દાલ?)ની પ્રરૂપણા કરી હતી તેમ જ 'તત્ત્વતરંગિણી' ગ્રંથ બનાવ્યો હતો. તેમા ઇતરગચ્છોની

૩૫. 'જૈનયુગ' વર્ષ ૫, પૃ ૪–૩ ઉપર પ્રસિદ્ધ થયેલ આ પત્રને તે છાપાના તંત્રીશ્રીએ 'તે પત્ર કયા વર્ષે લખાણો? તે કહેવાતા પત્રને મહોપાધ્યાયજીના કોઇ વિદ્વેષીએ ઉપજાવી કાઢેલ તરીકે શા આધારે ન માનવો? વીસલનગરથી લખવાને બદલે તેરવાડાથી કેમ લખ્યો? એ વગેરે શંકાસ્પદ બીનાઓને વિચારવા થોભ્યા વિના જ જેમ છાપી દીધો, તેમ આ ત્રિપુટી મહારાજે પણ તે છાપેલ પત્રમાની તે તે શંકાશીલ બાબતોને વિચાર્યા વિના જ તે પત્રનો ઉપર્યુક્ત સાર પ્રકટ કરી દેવામા પોતે સ્વતંત્ર હોવાથી પ્રકટ તો કરી દીધો, પરંતુ તે પહેલા તેઓ પણ આ વસ્તુ વિચારવા થોભેલ જ નથી કે–તત્કાલીન પ્રાપ્ત ઇતિહાસોના યથાતથ્ય પાસા તપાસતાં તે મહોપાધ્યાયશ્રીએ તેવો પત્ર શ્રી ચતુર્વિધ સંઘને તેરવાડાથી તો શું? પરંતુ કોઇપણ સ્થળેથી કોઈપણ વર્ષે લખ્યો હોવાનુ જણાતુ નહિ હોવાથી તે કહેવાતો પત્ર તો શુ, પરંતુ તે પત્રનો એ સાર પણ ગ્રાહ્ય બની શકતો નથી"

કડક સમાલોચના કરી હતી. ભ૦ વિજયદાનસૂરિએ અને આ૦ હીરવિજયસૂરિએ તે ગ્રંથોને જલશરણ કરાવ્યા અને ઉપાધ્યાયજીએ પણ તે પ્રરૂપણા માટે મિચ્છામિ દુક્કડં આપ્યો. જેનો લેખ આ પ્રમાણે છે

"स्वस्तिश्री शांतिजिनं प्रणम्य। तिरवाडानगरत. परमगुरुश्री विजय(दान)सूरिसेत्री उपा० धर्मसागरगणि लिखति समस्तनगर साधु-साध्वी-श्रावक-श्राविकायोग्यम्। आज पछी अमे पांच निह्नव न कहउ। पांच निह्नव कह्वाहुइ ते मिच्छामि दुकड। उत्सूत्रकंदकुद्दाल ग्रंथ न सद्दहउं, पूर्वइ सद्दहउं हुइ ते मिच्छामि दुक्कड। पट्टवर्त्ती आ श्री जिम श्री पूज्य आमि (आदेश) देइ छइ ते प्रमाण ॥ठ॥ सात बोल जिम भगवान आसि घड छइ ते प्रमाण। चतुर्विध संघनी आसातना कीधी हुइ ते मिच्छामि दुक्कडं। आज पछी पांच चैत्य वांदवा। तिरवाडामाहि श्री पूज्य परमगुरु श्री विजयदानसूरिनइ मिच्छामि दुकड दीधउ छइ संघ समक्ष ग बोल आ श्री जिणइ खोटा सद्दह्वउ हुवइ ते [36]मिच्छामि दुक्कडं देख्यो ॥ठ॥

[જૈનયુગ વર્ષ ૫, પેજ ૪૮૩* પટ્ટાવલી સમુચ્ચય ભા૦ ૨ પૂરવણી પેજ ૨૫૭]

---

૩૬ તે પ્રકારના આ પત્રની ઉત્પત્તિ, આ પ્રકારના પ્રશ્નો પૂર્વક સંભવે છે કે–"સં ૧૬૭૪મા શ્રી સિંહવિ૦એ 'સાગરબાવની'મા–' એ ઓગણિસઈ પ્રથમ પવાડો, પગે લાગીનઈ પઇઠો, ભદુઆમત માંડિઉ છઇતાલઈ, આપ ઋષિ થઇ બઇઠો ॥૨૫॥ મિચ્છામિ દુક્કડ ખમી ખમાવી ચરણ હીરનઇ લાગો ॥૨૭॥ એ અસંગત અને તોડડાઈભરી ગાથાઓ દ્વારા ઉક્ત મહોપાધ્યાયજી અંગે જે 'પગે લાગીને પેઠા યાવત્ શ્રી હીરગુરુને પગે લાગી મિચ્છામિ દુક્કડં માગ્યો' વગેરે વાતનો સં ૧૬૧૯ જણાવેલ છે, અને તે પછી સં ૧૬૪૬મા ભદુઆનો મત માંડયો, એમ જણાવ્યા પછી મિચ્છામિ દુક્કડ આપ્યાનું જણાવ્યુ છે। તો પ્રશ્ન એ થાય છે કે–તે કવિએ તે પત્રમા મહોપાધ્યાયજીએ મિચ્છામિ દુક્કડ માગ્યાનો સંવત કેમ નથી આપ્યો ?

આ પ્રકારની તે શંકાશીલ ગાથાઓ ઉપરથી સં ૧૬૭૮મા કવિ દર્શનવિ૦ એ, વિજયતિલકસૂરિ રાસની 'હવઇ ધર્મસાગર આપિ લેખ, ચતુરવિધ સંઘનઈ લિખઇ વિશેષ, તયરવાડા નગરનઈ વિષઇ, ધર્મસાગર તે એહવુ લિખઈ' એ ૧૯૫મી ગાથાથી પ્રારંભીને 'એ બોલ સઘળા ખોટા કહ્યા, તે જેણઇ કહીઈ સદ્દહીયા, તે હવઇ મન શુદ્ધિ કરી, મિચ્છામિ દુક્કડ દેવો સહી' એ ગાથા ૨૦૪ સુધીમાં જણાવેલ બીનામા સંવત જણાવ્યા વિનાજ એને લગતી બીના જણાવેલ છે। અર્થાત્ તેમા પણ તે કવિશ્રીએ તયરવાડામા કયે વર્ષે તે બીના બની ? એ જણાવ્યુ નથી, અને તે ૨૦૪મી ગાથા પછીની 'વલી એક લિખિત કરિઉ તે સુણો, સંવત સોલ ઓગણીસા તણો,' એ ૨૦૫મી ગાથાના પૂર્વાર્દ્ધથી માંડીને–'લિખ્યો કરી સઘલઈ મોકલ્યા, પછઈ સાગર ગચ્છમાહિ ભળ્યા' એ ૨૧૦મી ગાથા સુધીમાં તયરવાડા અને ત્યાંની તે કહેવાતી બીનાને અન્યત્ર અને અન્યસ્વરૂપે બનેલ હોવાનો ભાસ આપેલ છે।

આ તે બન્ને મિત્રકવિ મુનિરાજોના લખાણોમાની ગરબડ, ઉલટપાલટ વગેરે પરથી માનવું ફલિત થાય છે કે–'તે બીના અંગે સ્થલ અને સંવતનો નિશ્ચય નહિ કરી શકવાને લીધે કવિ શ્રી દર્શનવિ૦એ જણાવેલી તે સંવત વિનાની તયરવાડા આદિની અનિશ્ચિત સ્થાન અને વાતવાળી બીનાને પણ પ્રાય એકાન્ દેશથી વ્યકત કરતો ઉપરનો, સંવતશૂન્ય પત્ર, તે પક્ષના કોઇ સામાન્ય સંસ્કૃત–બોધવાળા જને ગૂર્જર લિપિમા લખીને જૈનયુગના તંત્રી મો૦ દ૦ દેશાઇને તેમના તે પેપરમા પ્રસિદ્ધિ અર્થે મોકલ્યો કાં ન હોય ? અને તે પત્રને ભાવતા ભોજનરૂપે માનીને તંત્રીએ પ્રસિદ્ધ કાં ન કર્યો

જૈ. પર. ઇ. પૃષ્ઠ ૭૧૫ કલમ (૭) પછી 'ગ્રંથો' શીર્ષક તળેની-આગળ નિર્મૂળ ઠરાવી આપેલ-"આચાર્યશ્રીએ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' અને 'તત્ત્વતરંગિણી' ગ્રંથને પં૦ સુરચંદ ગણિ પાસે પાણીમા બોળાવ્યા અને મહોપાધ્યાય ધર્મસાગર ગણિને પરિવાર સહિત ગચ્છમા દાખલ કર્યા" એ વાતને મથાળે ૧ છપાવીને તે 'જૈન પર. ઇતિહાસ' ભાગ ૩ના રચયિતા ત્રિપુટી મહારાજે, પ્રસ્તુત પેજ ૭૧૫માંના લખાણની નીચે ૧ નંબરની ફૂટનોટમા-"૧-ભટ્ટારક શ્રી [1]વિજયદાનસૂરિએ સં૦ [2]૧૬૧૯-૨૦મા 'તત્ત્વતરગિણી'ને ક્લેશજનક માની અપ્રમાણિક જાહેર કરી, તે પછી જૈન શ્રમણસઘમાં તિથિચર્ચાના ઘણા પ્રસંગો ઊઠયા, પણ કોઈએ કોઇપણ ચર્ચામાં કે ચર્ચાપત્રમા અપ્રમાણિક હોવાના કારણે તત્ત્વતરંગિણીનો હવાલો [3]આપ્યો નથી જે ભ૦ વિજયદાનસૂરિને પૂજ્ય માનતા હોય તે સૌ વિવેકીએ સમજવુ જોઈએ કે [4]ક્લેશજનની 'તત્ત્વતરગિણી'ના આધારે નવી તિથિ વ્યવસ્થા કરવા પ્રયત્ન કરવો તે [5]સંઘને માટે હાનિકારક છે" **એ પ્રમાણે** [શ્રી વિજયદેવસૂરસઘમાથી ખસીને વિજય આણસૂરસંઘમા ભળી જવાપૂર્વક પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજ મ૦ના ખુલ્લા પ્રતિસ્પર્દ્ધિ બનેલા કવિ સિંહવિજયજી તથા દર્શનવિજયજીએ, પાણીમા બોળ્યો હોવાનું કહેવાની પહેલ જ કરી છે એમ જાણવા છતાં] **પૂ ત્રિપુટી મહારાજે તે બે કવિ મુનિરાજોની તે પ્રકારની અસૂયાજન્ય વાતના ટેકામાં રજુ કરેલી ફૂટનોટ દ્વારા પોતાના પ્રસિદ્ધ ઇતિહાસકારિત્વને—**

નિમ્નોક્ત પાંચ પ્રકારે ઝાંખપ લગાડેલ છે.

૧-'શ્રી તત્ત્વતરંગિણી' ગ્રથ તો વર્તમાનમા પણ શ્રી તપગચ્છમાન્ય બારેય પર્વીઓનું સંરક્ષણ કરવા સમર્થ નીવડેલ હોવાનુ અને તે ગ્રથને સ૦ ૧૬૧૮મા ભ૦ શ્રી વિજયદાનસૂરિજીએ પણ સ્વીકૃતિ આપેલ હોવાની હકીકત, તે ગ્રંથની ૩૦૦ વર્ષ જુની પ્રાચીન હસ્તલિખિતપ્રતની પુષ્પિકાદ્વારા પ્રસિદ્ધ હોવાનુ જાણવા છતા તે શાસન માન્ય અભૂતપૂર્વ એવા 'શ્રી તત્ત્વતરગિણી' ગ્રંથને તે જ ભટ્ટારકશ્રીએ ક્લેશજનક માનીને અપ્રમાણિક જાહેર કરી હોવાનુ જણાવ્યુ છે તે, તે પૂ ભટ્ટારકશ્રી પ્રત્યે અસદ્ આક્ષેપકારી છે

---

**(અનુસધાન પેજ ૬૦નું ચાલુ)**

હોય? અથવા તેવી બનાવટવાળો પત્ર કોઈનો લખેલો તત્રીના હાથમા કોઈ ભડારમાથી આવ્યો હોય અને પૂર્વાપરનો વિચાર કર્યા સિવાય પ્રસિદ્ધ કા ન કર્યો હોય? એ આવશ્યક વિચાર કર્યા વિના જ તે પત્રને પૂ૦ ત્રિપુટી મહારાજે પણ પ્રથમ સ૦ ૨૦૦૬મા છપાવેલ પોતાના 'શ્રી પટ્ટાવલી સમુચ્ચય' ભાગ ૨ના પેજ ૨૫૭ ઉપર યથાવત્ પ્રસિદ્ધિ આપી દીધી હોય એમ એ પત્ર અંગે પૂર્વ વિધિ કલ્પી શકાય. તે પછીથી તો તે પત્રમાના અશુદ્ધ અને અવ્યવસ્થિત લખાણને મહો૰ શ્રી ધર્મસાગરજી ગણિનુ લેખાવવા સારૂ તે જ પૂ૦ ત્રિપુટી મહારાજે શુદ્ધ તેમ જ વ્યવસ્થિત કરીને સ૦ ૨૦૨૦ના આ-'**જૈન પરપરાનો ઇતિહાસ**' ભાગ ૩મા બાલાવબોધ લિપિમા પ્રસિદ્ધ કરી દેવાનુ કૂટ કૌશલ્ય કર્યું હોવાનુ સહુ કોઈને સ્પષ્ટ સમજાય તેમ છે"

૨–કવિ શ્રી સિંહવિજયજી તથા શ્રી દર્શનવિજયજી પણ પોતાની તે દ્વેષમૂલક વાતમાંય તે બીનાનો સંવત તો જણાવી જ શકેલ નહિ હોવાનું જાણવા છતાં (તે બંને કવિની તે નિર્મૂળ વાતને જાણે સાચી લેખવવા જ માગતા હોય તેમ) પોતે તે બીના બન્યાનો એ '૧૬૧૯–૨૦' સંવત પણ પદરનો જણાવ્યો છે! અને તે પણ વિકલ્પવાળો જણાવ્યો છે!

૩. સં૦ ૧૯૩૦માં લૌકિક ટિપ્પણમા ભા. શુ. બે પડવા આવેલ, તે વખતે શ્રી દેવસૂર તપાગચ્છના શ્રી ધરણેન્દ્રસૂરિજીએ તો આરાધનાના પંચાગમા શ્રાવણ વદિ બે તેરસ કરીને પ્રવર્તવાનુ જણાવવારૂપે પ્રસિદ્ધ કરેલા (અને છેલ્લે છેલ્લેની નવા તિથિપક્ષીઓ સાથેની ચર્ચાના નીચોડરૂપે સં૦ ૨૦૦૧માં પ્રસિદ્ધ થયેલ '**પર્વતિથિ નિર્ણય**' ગ્રંથના પૃ૦ ૩૫ થી ૩૯માં પણ પ્રસિદ્ધ થયેલા) હેન્ડબીલમા જણાવાયેલી '**કેમકે એ જ સેન-પ્રશ્નમાં તથા હીરપ્રશ્નમાં તથા તત્ત્વતરંગિણીમાં કહ્યું છે જે** xxx' એ પંક્તિમા પ્રસ્તુત તત્ત્વતરંગિણીનો પણ હવાલો આપેલ હોવાનું પોતે વર્ષોથી જાણતા હોવા છતા તેઓએ "તિથિચર્ચાના ઘણા પ્રસંગો ઉઠયા, પણ કોઈએ કોઈપણ ચર્ચામાં કે ચર્ચાપત્રમા અપ્રમાણિક હોવાના કારણે તત્ત્વતરંગિણીનો હવાલો આપ્યો નથી" એમ લખ્યુ છે તે શ્રી સંઘમા 'તત્ત્વતરંગિણી' જેવા તપગચ્છસંરક્ષક ગ્રંથ પ્રતિ અજ્ઞાનમૂલક અશુભ આશયનુ દ્યોતક છે.

૪–સં ૧૬૧૫માં રચાયેલ આ 'શ્રી તત્ત્વતરંગિણી' ગ્રંથે, સં ૧૬૧૭માં પાટણ મુકામે ખરતરગચ્છીઓને ૮૪ ગચ્છના મુનિઓની હાજરીવાળી જાહેરસભામા તેમની પર્વતિથિ વિષયક માન્યતાંમા પણ ખોટા ઠરાવીને તપગચ્છનો વિજયડંકો વગડાવેલ હોવાનું જાણવા છતાં તે ભવ્યગ્રંથને આ રીતે પોતે 'કલેશજનની' લેખાવેલ છે તે, ઉપરની ત્રીજી કલમને છેડે અમે જણાવેલ–'તેમના અશુભ આશય' વાળી વાતપર મહોરછાપ મારવારૂપ છે

૫–તે ગ્રંથના આધારે નવી તિથિવ્યવસ્થા જણાવતી હોવાનો પ્રચાર ધમધોકાર કરનાર નવા તિથિમતિઓ, તે ગ્રંથના જ આધારે તે પ્રચારમા અનેકવાર જાહેરરીતે જુઠા ઠરેલ હોવાનો જાતઅનુભવ હોવા છતા આ રીતે તે તપાગચ્છીયા સમાચારીના એકના એક સફળ સંરક્ષકગ્રંથને સંઘને માટે હાનિકારક લેખાવેલ છે, તે (કહેવાતા ઇતિહાસવેત્તા પં૦ કલ્યાણવિજયજીની જેમ) તે પ્રૌઢતમ ગ્રંથને યથાર્થ વાચ્યા–સમજ્યા વિના જ તે પ્રૌઢતમ ગ્રંથ અને તે ગ્રંથના પ્રણેતા પ્રત્યે પણ શ્રી સંઘમા અનાદર પ્રકટાવવાના અશુભ આશયનુ સૂચક છે

તેઓશ્રીએ પોતાની તે વાતની પુષ્ટિમાં આપેલી સંદિગ્ધ ગાથાઓ.

'**જૈ. ૫. ઇ.**' **ભા. ૩ પૃ. ૪૧૭** કલમ ૮ પછીની પેટા કલમ (૨)–મહો૦ મુમતિવિજયગણિના શિષ્ય ૫૦ સિંહવિજયજી લખે છે કે–" પહેલુ ૧ ધર્મરુચિઉ, ધર્મસાગર

ગ્રંથ કરિઉ [2]એક મોટો; [3]ચુરાસીગચ્છ તેહમાં નંખ્યા, [4]તત્ત્વતરંગિણી ખોટો ॥૨૨॥ ગલા વણાયગ આદિ શ્રાવક, સબલ સખાયત કીધા; શ્રી વિજયદાનસૂરિ સંઘાતિ, ફિરી ફિરી [5]ઝઘડા કીધા ॥૨૩॥ સુણ્યા સરઈ નહિ પોતઇ સાગર, રાંકતણી [6]પરે રોળ્યા; [7]કુમતિકુદ્દાલ ને [8]તત્ત્વતરંગિણી- [9]સંધિ પાણીમાહિ બોળ્યા ॥૨૪॥ એ ઓગણિસઈ પ્રથમ પવાડો, [10]પગે લાગીનઇ પઇઠા; ભદુઆમત માડિઉ [11]છઇતાલઇ, આપ ઋષિ થઇ બઇઠા ॥૨૫॥ [12]મિચ્છામિદુક્કડં ખમી ખમાવી, ચરણ હીરનઇ લાગો ॥૨૭॥ (સં૦ ૧૬૭૪ દિવાળીદિને 'સાગરબાવની'–પટ્ટાવલી સમુચ્ચય ભાગ ૨, પુરવણી પેજ ૨૫૭–૫૮)."

૨૫ ષ્ટી ક ૨. ણ

[ઉપર મુજબ ત્રિપુટી મહારાજે રજુ કરેલી ૪ા ગાથાનું સ્થળ–'પટ્ટાવલી સમુચ્ચય ભાગ ૨. પુરવણી પેજ ૨૫૭–૫૮ જણાવેલ છે, પરંતુ ખરૂ સ્થળ પેજ ૨૫૮ છે, અને તે ૨૫૮મા પેજ ઉપર પણ તેઓશ્રીએ ઉપર જણાવેલી ૪ા ગાથામાંની '૨૨ અને ૨૪' એ બે જ ગાથાઓ આપેલી છે!]

તે બે ગાથાઓ પણ તેઓશ્રીએ, (સં૦ ૧૯૭૭માં પ્રસિદ્ધ થયેલ '**ઐતિહાસિક રાસ સંગ્રહ**' ભાગ ચોથાના 'નિરીક્ષણ' શીર્ષક તળેનાં લખાણના પેજ ૧૦ તથા ૧૨ ઉપર [પૂ૦ ઇતિહાસવેત્તાએ ૨૬મી ગાથા છૂપાવીને] રજુ કરેલ ૨૨ થી ૨૭ સુધીની પાચ ગાથાઓની પ્રમાણિકતા વિચારવામા ૨૮ વર્ષ વીતાવ્યા બાદ તે પાંચ ગાથામાથી પોતાની વિચારધારાને અનુકૂળ તરીકે ચૂંટીને પોતાના આ સં૦ ૨૦૦૬ના પુસ્તકમાં રજુ કરી છે! આમ છતા ઉપર્યુક્ત સાડાચારેય ગાથાનું સ્થળ પણ તેઓશ્રીએ ભ્રામક જણાવેલ છે!

હકીકતે તો ઉક્ત ઐતિહાસિક રાસ સગ્રહમાંની જે ત્રણ ગાથાઓને તેઓશ્રીએ સં૦ ૨૦૦૬ના તે પોતાના પુસ્તક પુરવણીમા પ્રસિદ્ધિ આપવા યોગ્ય લેખી ન્હોતી તે ત્રણ ગાથામાની પણ ૨ા ગાથાને પોતે પૂર્વે પ્રસિદ્ધ કરેલી ઉક્ત બે ગાથા સાથે હવે યોજીને સં૦ ૨૦૨૦માં પ્રસિદ્ધ કરેલા આ જૈન પ. ઇતિના પુસ્તકમાં રહી રહીને ઉપર પ્રમાણે રજુ કરેલ છે! અને તે પણ 'સાગરબાવની'માની તે સાડાચારેય ગાથાને પોતે પ્રમાણિક માનતા હોવાનો દેખાવ કરવારૂપે રજુ કરેલ છે!]

પ્રસ્તુત ગાથાઓમાંની નંબરવાર ૧૨ અસત્યતાઓ.

૧. 'ધર્મરુચિ ઉ.' પદ ખોટુ છે, મૂળ ગાથામાનુ 'ધરમ રચિઉ.' પદ જોઇએ.

૨ મૂલ ૬૨ ગાથાના નાનાશા, 'તત્ત્વતરગિણી' ગ્રથને 'મોટો' જણાવ્યો તે દ્વેષ મૂલક અસત્ય છે

૩ તે ગ્રંથમાં મુખ્યત્વે–તિથિચર્ચામા અર્ધજરતીય ન્યાયને અનુસરતા–ખરતરગચ્છની પણ નિંદા તો કરી જ નથી, પરંતુ ખરતરોના તે પ્રકારનાં અનુસરણને શાસ્ત્રાધારે અસત્ય ઠરાવવાનો જ માત્ર પ્રયત્ન કરેલ છે આમ છતા–'તેમા ૮૫ ગચ્છોને નિંદ્યા છે!' એમ જણાવાયું તે સમસ્ત ગચ્છોને મહો શ્રી ધર્મસાગરજીના વિરોધી બનાવવાના દુષ્ટ આશયજ્ઞાપક અસત્ય છે

૪ સં૦ ૧૬૧૭મા પાટણ મુકામે ખરતરોની માન્યતાને ખોટી ઠરાવવાપૂર્વક તપગચ્છની માન્યતાને જ સાચી ઠરાવી તપગચ્છનો ઈતિહાસપ્રસિદ્ધ વિજયડંકો વગડાવનાર તે ગ્રંથને રહી રહીને ૫૭ વર્ષ બાદ 'ખોટો' કહેવાની હિંમત કરનાર આ (સં ૧૬૭૩ મા શ્રી વિજયદેવસૂરિજીના પ્રતિસ્પર્ધિ બનેલા) કવિ સિંહવિજયજીનું તે કથન, દેવસૂર તપગચ્છને વફાદાર એક પણ વ્યક્તિને માન્ય ન થઇ શકે તેવું અસત્ય છે

૫ બંને ગચ્છનાયકોને ઉપા૦ ધર્મસાગર જીગણિ, જીવનભર અસ્ખલિતપણે વફાદાર હતા, એમ બાપોકાર જણાવના સમસ્ત પ્રમાણિક ઇતિહાસોની વિરુદ્ધ જતી એવી આ સદંતર નિરાધાર વાત મૂર્તિમંત અસત્ય છે

૬ તે મહોપાધ્યાયશ્રીને ઉતારી પાડવાને આકાશ–પાતાળ એક કરવા જેવી જોરદાર ધમાલ આદરી બેઠેલાઓ જ તે સમયે શ્રી સંઘમા એ પ્રકારે રોળાઇ ગયેલ હોવાની ઐતિહાસિક હકીકતને અચ્છાદિત કરનારું આ ઘોર અસત્ય છે

૭. એ નામનો ગ્રંથ, અદ્યાપિ પર્યંત કોઇએ જ રચ્યો નહિ હોવા છતા આ કવિએ તે નામ મહો શ્રી ધર્મસાગરજીના નામે ઊભું કરેલ હોઇ તદ્દન કૂટ છે

૮ તે તપગચ્છની આચરણાના પ્રાણસમા ગ્રંથને પૂ૦ ભ૦ શ્રી વિજયદાનસૂરિજીએ તો સ્વીકૃતિ આપેલ હોવાનું તે ગ્રંથની ૩૦૦ વર્ષ પ્રાચીન હસ્તલિખિત ગ્રંથની પુષ્પિકા જ જણાવતી હોવા દ્વારા આ કવિના તે કથનને દાડી પીટીને અસત્ય ઠરાવે છે

૯ કયા ગામના સંઘે? કોના કહેવાથી? કોના નેતૃત્વ તળે? અને કયે વર્ષે તે કાર્ય કર્યું? એ નહિ જ જણાવી શકનારૂં તે કથન સ્વયં અસત્ય છે

૧૦ તે મહોપાધ્યાયજી, બંને ગચ્છનાયકોને સદા પગે લાગતા થકા તે ઉભય ગચ્છનાયકોને પોતાની અદ્વિતીય વિદ્વત્તા અને શક્તિથી અસ્થિ–મજ્જારૂપે પોતાનું હૃદય ભાસેલ હોવાથી ગચ્છનાયકોએ, તે મહાગુણીયલ અને પરમ વફાદાર મહોપાધ્યાયજી ગચ્છથી સ્હેજ પણ દૂર રહે એય કદિ ઇષ્ટ માનેલ નહિ હોવાનું ઇતિહાસ કહેતો હોવાથી આ કથન સંગમર દ્વેષમૂલક એવું અસત્ય છે

૧૧ આ વાતને તથારૂપે જણાવનાર કોઈ પ્રમાણિક ઇતિહાસનો આધાર નહિ હોવા રૂપે આ વાત અસત્ય છે

૧૨ 'કયા અપરાધને અંગે અને કયા વર્ષે મિચ્છામિ દુક્કડં માગ્યો ?' એ જણાવી શકે તેમ નહિ હોવા છતા કવિએ તેમ કહ્યુ ! તે, તે કવિને જ અસત્યમૂર્તિ લેખવનારૂ અસત્ય છે

ઇતિહાસકારિત્વને લાંછન રૂપ છે.

**ઉપરની ૪ા ગાથામાં રહેલા ઉપર્યુક્ત બારેય અસત્યોને તથારૂપે સમજવા છતા પં૦ કલ્યાણવિજયજી. મોહનલાલ દ દેશાઈ, પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિજયજી, મોતીચદ ગી. કાપડીયા અને આ ત્રિપુટીમહારાજ આદિ ઇતિહાસકારોએ પોતપોતાના ઐતિહાસિક પુસ્તકોમાં તે અસત્યોને જે સત્યરૂપે બ્હેકાવેલ જોવાય છે તે ઇતિહાસકારને માટે આવશ્યક ગણાતા મધ્યસ્થપણાના અભાવનુ સૂચક છે.**

તેની જવાબદારી આટલી જ રાખી છે !

પૂ૦ ત્રિપુટીમહારાજે ઉપયોગમા લીધેલ ઉક્તપ્રકારની ૪ા ગાથાઓ પછી તે ગાથાઓનાં સ્થળ તરીકે જણાવેલ '**પટ્ટાવલી સમુચ્ચય ભા૦ ૨**' નુ પ્રકાશન, તેઓશ્રીએ સ૦ ૨૦૦૬માં શા. વાડીલાલ છગનલલના નામે કરેલ છે અને તે પુસ્તકને અતેની 'પુરવણી' પોતાના નામે રજુ કરેલ છે તેમ કરીને તેઓશ્રીએ તે પુસ્તકના પૃ ૧ થી ૧૨૧ સુધીમાં પ્રસિદ્ધ કરેલ કવિશ્રી દીપ વિ૦ કૃત '**સોહમકુલરત્ન પટ્ટાવલી-રાસ**' ગત કેટલીક અપ્રમાણિક વાતોની જવાબદારીમાથી ખસીને પ્રસ્તુત '**પુરવણી**' પૂરતી જ જવાબદારી રાખેલ છે

અમાન્ય કરેલી પટ્ટાવલીમાંનો શબ્દ, સત્ય ઠરાવવા કમર કસી છે !

આમ છતા આશ્ચર્યની વાત એ છે કે- તેઓશ્રીએ ઉપરની તે ગાથાઓના સ્થળ તરીકે જણાવેલ તે પુરવણીના પૃ ૨૫૭ ઉપર તે ગાથાઓના બદલે ઉક્તરીત્યા પોતેય માન્યતા નહિ આપેલ '**શ્રી સોહમકુલરત્ન પટ્ટાવલી-રાસ**'ના પેજ ૯૬ ઉપરની ત્રીજી કડીમાનો '**કુમતિકુદ્દાલ**' શબ્દને રજુ કરીને તે શબ્દને સાચો ઠરાવવા નીચે મુજબ વિવેચન કરવા પૂર્વક તે શબ્દની પુષ્ટિમા એક બનાવટી પત્ર પણ રજુ કરી દીધેલ છે કે-

"મહોપાધ્યાય શ્રી ધર્મસાગરગણિએ આ (કુમતિકુદ્દાલ) ગ્રથની પ્રરૂપણા કરી હતી, તેમજ તત્ત્વતરંગિણી ગ્રથ બનાવ્યો હતો જેમા ઇતરગચ્છોની કડક સમાલોચના કરી હતી આ૦ વિજયદાનસૂરિ અને આ૦ વિજયહીરસૂરિએ તે ગ્રથોને જળશરણ કરાવ્યા, અને ઉપાધ્યાયજીએ પણ તે પ્રરૂપણા માટે મિચ્છામિ દુક્કડ આપ્યો હતો, જેનો લેખ આ પ્રમાણે છે —"સ્વસ્તિ શ્રી શાંતિજીન પ્રણમ્ય. ॥ નિરવાડા નગરત પરમગુરૂ શ્રી વિજયદાનસૂરિ

સેવી ઉપા શ્રી ધર્મસાગરગણિ લિખિત સમસ્ત સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા યોગ્યમ્॥ આજ પછી અમે પાચ નિન્હવ ન કહઉં પાચ નિન્હવ કહ્યા હુઇ તે "મિચ્છામિ દુક્કડ" ઉત્સૂત્ર-કંદ-કુદ્દાલ-ગ્રંથ ન સદ્દહઉ, પૂર્વઈ સદ્દધાઉ હુઈ તે "મિચ્છામિ દુક્કડ" ॥ષટપર્વી॥ ચતુ પર્વી આશ્રી H જીમ શ્રી પૂજ્ય આસિ (આદેશ) દેઈ છઈ તે પ્રમાણ ॥છ॥ માતબોલ જીમ ભગવન આસિ H ઘઇ છઈ તે પ્રમાણ॥ ચતુર્વિધ સંઘની આશાતના કીધી હુઈ તે મિચ્છામિ દુક્કડ॥ આજ પછી પાચના ચૈત્ય વાદવા। તિરવાડામાહિ શ્રી પૂજ્ય પરમ-ગુરૂ શ્રી વિજયદાનસૂરિનઈ "મિચ્છામિ દુક્કડ"॥ દીધઉ છઇ સંઘ સમક્ષ એ બોલ આશ્રી જીણઈ ખોટો સદ્દહુઉ હુવઇ તે "મિચ્છામિ દુક્કડ"॥ દેજ્યો ॥છા" (જૈનયુગ વર્ષ ૫, પૃ ૪૮૩)

તે કહેવાતા પત્રમાં કરેલ ઠગચેષ્ટા।

પૂ૦ ત્રિપુટીજી મહારાજે રજુ કરેલા આ બનાવટી પત્રને અહિ પૂ૦ ઉપા૦ શ્રી ધર્મસાગરજીના પત્ર તરીકે લેખાવ્યો, અને તે પછી આ પત્રમાંની (તે પત્રમાંના 'વર્ણો, ચિહ્નો, શબ્દો અને અવ્યવસ્થિતતા'-પ્રતિ વાચકોનુ લક્ષ્ય દોરવાના શુભ ધ્યેયથી તે તે સ્થળોની નીચે તેમજ ઉપર '—' એ પ્રકારની અંડરલાઈન, * આવી ફુલી, 'H' એ પ્રકારનુ ચિહ્ન, વગેરે આ પત્રમા અમોએ દર્શાવેલ છે, તે) દરેક અશુદ્ધિઓને પૂ૦ ત્રિપુટી મહારાજે સુધારીને અને તેમાંની ગૂર્જરલિપિને બાલબોધનુ રૂપક આપીને પ્રસ્તુત '**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ના પૃ ૭૧૬ ઉપર પુન પ્રસિદ્ધ કરી દેવાની ઠગારી ચેષ્ટા કરેલ છે।

તે ચેષ્ટા ઠગારી એટલા માટે કે- "આણસૂરગચ્છના યતિ શ્રી દીપવિજયજી કૃત તે 'સોહમકુલરત્ન પટ્ટાવલી-રાસ' ના પૃ ૯૬ ઉપરની ત્રીજી કડીમાની-'કુમતિકુદ્દાલને અપ્રમાણિક કીધો' એ કલ્પિત વાતને સાચી ઠરાવવા સારૂ કોઈ જ આધાર પ્રાપ્ત ન થયો ત્યારે આ પૂ૦ ત્રિપુટી મહારાજે કવિ દીપવિ૦ની તે કલ્પિત વાતના ટેકામા અત્ર ઉપરના (કુમતિકુદ્દાલ શબ્દને બદલે જણાવેલ) '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' ને નહિ સદ્દહવાનુ જણાવતો અને ભ૦ શ્રી વિજયદાનસૂરિજીએ બહાર પાડયો હોવાનુ જણાવતી ઉડાઉ વાતનુ સમર્થન કરતો સદંતર અસંગત એવો બનાવટી પત્ર રજુ કરી દીધો છે। એથીયે આગળ વધીને એ બનાવટી પત્રમાંની પણ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ને નહિ સદ્દહવાનું જણાવતી બનાવટી વાતનેય સાચી વાતમા ખપાવવ સારૂ પોતે સુધારીને તૈયાર કરેલ તે પત્રને પોતાના સં૦ ૨૦૨૦ના 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પેજ ૭૧૫ તથા ૭૧૬ ઉપર '**ગ્રંથો**' શીર્ષકતળે પોતે રજુ કરેલી તે 'ઉત્સૂત્રકંદકુદ્દાલ'ને પાણીમા બોળ્યો હોવાનુ જણાવતી અસત્ય વાતના અનુસંધાનમા બાલબોધ લિપિમા નવો બનાવીને ગોઠવી દીધો છે

## તે ફૂટની જવાબદારીમાંથી ખસવાનો કરેલ પ્રયાસ ઠગારો છે

પૂ૦ ત્રિપુટીજીએ, પોતાના આ પુસ્તકનાં પૃ ૭૧૨ ઉપર '**શાંતિના ઉપાયો**' શીર્ષકતળેના લખાણના બીજા પેરામા કૌસમા દર્શાવેલ નં. (૧) પછીના તેવા સમસ્ત કૌસમાના નબરોવાળી કલમોનું લખાણ શ્રી વિદ્યાવિ૦ મ૦ આદિ ત્રણ ઇતિહાસકારોના લખાણને આધારે લખેલ હોવાનુ જણાવીને તેવી નબરોવાળી સમસ્ત કલમોની ઉઠાવેલી જવાબદારીમાથી પોતે ખસી જવાનો પ્રયાસ કર્યો છે, તે પણ ઠગારો જ માનવો રહે છે કારણ કે- તે વસ્તુ જો તેમજ હોત તો તેઓશ્રીએ, અત્ર ઉક્ત કૌસગત નં ૭ તથા ૮ વાળા લખાણની નીચે તે લખાણને ટેકો આપવા રૂપે જે બનાવટી પત્ર પોતે રજુ કરેલ છે તે બનાવટ કરી જ ન હોત

## તેઓએ કરેલી આ પ્રસિદ્ધિ સત્ય ઇતિહાસની દિશામાં છે

'**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ પેજ ૭૧૭ કલમ (૯) "મહો૦ ધર્મ-સાગરગણિવરે સ૦ ૧૬૨૯મા ઉત્સૂત્રકંદ કુદ્દાલના અવતરણ જેવો કુપક્ષકૌશિક સહસ્ર કિરણ ગ્રંથ, તેની ટીકા તથા ઇરિયાષટ્ત્રિંશિકા સટીક ગ્રથો રચ્યા આ૦ હીરવિજયસૂરિએ કુપક્ષ-કૌશિકસહસ્ર કિરણ ગ્રથ, ગીતાર્થો પાસે તપાસડાવી તેનુ નામ પ્રવચન પરીક્ષા રાખ્યુ ××× (યુગપ્રધાન જિનચંદ્રસૂરિ પરિશિષ્ટ પેજ ૩૦૫)"

## ઉપરોક્ત ખરતરીય લખાણની મહત્તા.

પ્રસ્તુત 'જૈન પરંપરાનો ઈતિહાસ' ના પેજ ૭૧૬ તથા ૭૧૭ ઉપર આપણા તપ-ગચ્છીય પૂ૦ ત્રિપુટી મહારાજે, જે ઉત્સૂત્રકંદ કુદ્દાલ ગ્રંથને જલશરણ લેખાવવા કમર કસી છે, ત્યારે તે જ ઉત્સૂત્રકંદ કુદ્દાલને અર્થાપત્તિથી, પૂ૦ વિજયહીરસૂરિજી મહારાજે સ ૧૬૨૯મા સ્વીકૃતિ આપેલ હોવાનુ જણાવતુ ઉપર્યુક્ત ખરતરીય બુકમાનુ લખાણ, અત્ર તે જ ત્રિપુટી મ૦ ના હસ્તે ઘુણાક્ષરન્યાયેજ પ્રસિદ્ધ થઈ જવા પામ્યુ લાગે છે। અર્થાત તે ખરતરીય લખાણ પ્રસિદ્ધ કરતા પૂ૦ ત્રિપુટી મ૦ ને સ૦ ૧૬૧૯-૨૦મા જે ગ્રથને ભ૦ વિજયદાનસૂરિજીએ જલશરણ કર્યો હોવાની બનાવટી વાતનુ પોતે સમર્થન કર્યું છે તે જ ઉત્સૂત્રકંદ કુદ્દાલ ગ્રંથના ઉતારાવાળા તે પ્રવચન પરીક્ષા ગ્રથને સ૦ ૧૬૨૯માં પૂ૦ હીર-સૂરિજીએ સ્વીકૃતિ આપેલ હોવાનું જણાવતી ખરતરની આ વાત પ્રસિદ્ધ કરવા જતા તો 'મારૂ તે સમર્થન મારા જ હાથે ખોટુ ઠરી જવા પામશે' એ લક્ષ્ય જ રહ્યુ જણાતુ નથી? પ્રભુશાસનની ધગશથી અતિપરિશ્રમે સર્જવામા આવેલા ભગીરથ ઇતિહાસોનુ આ પરિણામ, ઇતિહાસકારોને ખેદજનક મનાવું જોઈએ

## ઇતિહાસકારોના પરિશ્રમનુ એ પરિણામ, પૂર્વગ્રહ જ છે.

ભટ્ટારક વિજયહીરસૂરિજીએ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ ગ્રથને સ્વીકૃતિ આપેલ હોવાની વાત,

ઉપર મુજબના ખરતરોના ‘ઉત્સૂત્રકંદકુદ્દાલના અવતરણ જેવો કુપક્ષકૌશિક સહસ્ર ગ્રંથ’ એ ઐતિહાસિક લખાણથી પણ તે તે ઇતિહાસલેખકોને સાગોપાંગ સાચી માનવી પડે તેમ હોવા છતા તે ગ્રંથને શ્રી મો૦ દ૦ દેશાઈ, મુનિશ્રી વિદ્યાવિ૦ મ૦, ત્રિપુટી મ૦, પં૦ શ્રી કલ્યાણ વિ૦ મ૦ વગેરે ઇતિહાસ લેખકોના હાથે પોતાના પુસ્તકોમા ઘણા ભાગે લીટે લીટારૂપે જે ‘જલશરણ’ લેખવવાનુ કનિષ્ટ પરિણામ સર્જાવા પામેલ જોવાય છે તેને પૂર્વગ્રહજન્ય જ માનવુ રહે છે, અને તે પ્રકારના અગ્રાહ્ય ઇતિહાસના સાર રૂપે પ્રસ્તુત ઇતિહાસ વાસ્તવિકતયા આ પ્રમાણે જણાઇ આવે છે કે–

## ઉપર્યુક્ત ઇતિહાસનો ગ્રાહ્ય સાર.

“મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિએ સં૦ ૧૬૧૭માં પાટણ મુકામે ‘ઉત્સૂત્રકંદકુદ્દાલ’ ગ્રથની જ પ્રાધાન્યતાએ કરેલા જાહેર વાદમા ખરતરોની માન્યતાઓનો પરાભવ કર્યો અને તપગચ્છના તે વિજયના સ્મારક રૂપે તે જ સ્થળે તેઓશ્રીએ ‘ઔષ્ટ્રિકમતોત્સૂત્ર–દીપિકા’ નામના ભવ્ય ગ્રથની જિતકાશી રચના કરી. અને તે ગ્રથમા તેઓશ્રીએ પ્રસ્તુત **‘ઉત્સૂત્રકંદકુદ્દાલ’** ગ્રથમાંના આધારો ટાકયા હતા

આથી પાટણના પરાભવિત વર્ગે આ બીનાને મોટુ રુપ આપીને સમાજમા ભારી વિપ્લવ જગાડવા પૂર્વક તે ગ્રંથને જ સર્વત્ર કલેશના મૂળ તરીકે લેખાવવા માડ્યો હોય, ભ૦ વિજયદાનસૂરિજી પાસે જઈને તે ગ્રથને જલશરણ કર્યો હોવાની જાહેરાત કરવાની બળજબરી પણ આદરી હોય, પરંતુ તેઓના તે પ્રયાસને પરાભવની પીડારૂપે જાણનારા પૂ. ઉક્ત ભટ્ટારકશ્રીએ તે વર્ગને ‘તે ગ્રથને હુ તો પ્રમાણિક જ માનું છુ’ એમ સ્પષ્ટ જણાવી દઈને મચક જ આપી ન હોય અને તેના પરિણામે હતાશ થયેલ (પ્રસ્તુત ગ્રથના મૂળ નામથી અજ્ઞાત એવા) તે વર્ગે, “ભ૦ વિજયદાનસૂરિજીએ ‘કુમતિ કુદ્દાલ’ ગ્રથને સઘ સમક્ષ જલશરણ કર્યો” એમ સર્વત્ર સ્વચ્છદે જ પ્રચારવા માડ્યુ હોય તેમ પ્રસ્તુત ઇતિહાસના ગ્રાહ્ય સાર તરીકે જણાય છે

આમ છતા–‘ભ૦ વિજયદાનસૂરિજીએ, મહો૦ શ્રી ધર્મસાગજીના કોઈપણ ગ્રથને જલશરણ કરેલ નથી’ એમ જાણનાર', અને તે વખતે ‘ઉત્સૂત્રકંદકુદ્દાલ’ ગ્રથની પાટણ વડીપોશાળના ભડારમાની નકલ તે વખતે પાટણ સ્થિત પૂ૦ મહો૦ ધર્મસાગરજની પાસે હોવાને લીધે તે ગ્રથનુ વાસ્તવિક નામ શુ છે? તે નહિ જાણનારા તપાગચ્છમાના પણ તેઓશ્રીના દ્વેષીવર્ગે [ભ૦ શ્રી વિજયદાનસૂરિજી મ૦, સ૦ ૧૬૨૨મા સ્વર્ગવાસી થયા પછીથી] ખરતરો આદિના ઉપર્યુંકત વિરોધી પ્રવાહમા યોજાઈને ‘સ૦ ૧૬૧૯મા ભ૦ શ્રી વિજયદાનસૂરિજી મહારાજે મહો૦ ધર્મસાગરજીના રચેલા ‘કુમતિકુદ્દાલ’ નામના નવા ગ્રથને જલશરણ કર્યો છે’ એમ સર્વત્ર મનસ્વીપણે જ પ્રચારવા માડ્યુ હોય!

## તે વિરોધ વચ્ચે પણ ભવ્ય ગ્રંથની નિષ્પત્તિ!

નિજના અસત્યોને જીવાડવા સારૂ સત્યોપાસકના પ્રતિસ્પર્ધી બનનારાઓના તેવા પ્રચાર પૂરની સામે ખડકની જેમ સ્થિર રહેનારા તે પૂ૦ મહો૦ શ્રીએ, તો તે વિરોધી જૂથના વિરોધને પણ અકિંચિત્કર માનીને સં૦ ૧૬૨૯માં તે '**કુપક્ષકૌશિકસહસ્રકિરણ**' નામના રચેલા અન્ય ભગીરથ ગ્રંથમાં પણ તે જ પ્રાચીન અને પ્રમાણિક એવા '**ઉત્સૂત્ર-કંદકુદ્દાલ**' ગ્રંથના આધારો ટાંકયા! અને ભ૦ શ્રી વિજયદાનસૂરિજી મ૦ ને પગલે ગચ્છાધિપતિ શ્રી વિજયહીરસૂરિજીએ પણ તે ગ્રંથને અપરનામ 'પ્રવચનપરીક્ષા' આપવા પૂર્વક સ્વીકૃતિ આપી! આના પરિણામે વધુ ઇર્ષ્યાળુ બનેલા પૂર્વોકત પ્રતિસ્પર્ધીઓએ તે ભગીરથ ગ્રંથને પણ અપ્રમાણિક ઠરાવવા ચોગરદમ પુષ્કળ વિરોધ ઉઠાવેલ! છતાં તેમાં પણ તેઓ પૂ૦ ભ૦ શ્રી વિજયહીરસૂરિજી મ૦ ને ડગાવી શકયા નહિ, એ વગેરે ઇતિહાસનો નિષ્કર્ષ આ સ્વરૂપે કહી શકીએ કે-

## તે પછીના ઇતિહાસનો તાત્ત્વિક સાર.

"તે ગ્રંથને બદલે 'મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિએ બનાવેલ 'કુમતિકુદ્દાલ' નામના નવા ગ્રંથને ભ૦ શ્રી વિજયદાનસૂરિજીએ જલશરણ કર્યો' એમ આ પૂર્વે વિદ્વેષી-વર્ગે, જે પ્રચાર આદરેલ તેમા જુઠા લેખાવા લાગેલ તપાગચ્છીય પ્રતિસ્પર્ધી મુનિવર્ગે પોતાના પૂર્વ પ્રચારને તપા-ખરતરાદિ સમાજમાં સાચો લેખાવવા સારૂ ખરતરો આદિનો પણ સાથ લઈને સં. ૧૬૪૬ કે ૧૬૪૯મા પૂ૦ ગચ્છાધિપતિ શ્રી હીરગુરુજી મ૦ની સામે ચોમેર પ્રચંડ બંડ જગાવ્યો અને એ બંડ દ્વારા ઉઠાવેલ-'**ભ૦ વિજયદાનસૂરિજીની જેમ આપ પણ તે કલેશકારી 'કુમતિકુદ્દાલ' ગ્રંથને અપ્રમાણ જાહેર કરો જ કરો**' એ અવાજને તેઓશ્રીના તે સમયના ૧૨ બોલના પટ્ટકમાં (તે ગ્રંથનુ તે નામ જ નથી, એમ જાણનારા) તેઓશ્રીના હાથેજ લખવાની તેઓશ્રીને ફરજ પાડી હોય અને અવસર ખાળવા સારૂ તેઓશ્રીએ પણ તે અવાજને પટ્ટકમાં સ્થાન આપવુ પડયુ હોય તે પ્રકારના વિષમ સંયોગોમા તૈયાર થયેલા તે પટ્ટકની એકાદ નકલ મધ્યસ્થ મુનિવર્ગે ઉતારી લીધી હોય અને તે નકલ મુજબ જ પૂ૦ ત્રિપુટીજીએ પોતાના ઉપર્યુકત જૈ પ ઇ ભા ૩ પેજ ૭૧૮-૧૯ ઉપર તે ૧૨ બોલનો પટ્ટક પ્રસિદ્ધ કર્યો હોય"

## બાર બોલના પટ્ટકની સંદિગ્ધતા

(૨) આ પટ્ટકને કહેવાતો પટ્ટક લેખાવવામાં પણ આ હેતુ છે કે- "શ્રી હીરપ્રશ્નની સં૦ ૧૬૫૩ની પાટણના ભંડારમાંની પહેલી જણાતી હસ્તલિખિત પ્રતમા પણ તેવો પટ્ટક નથી અને પૂ૦ વિજયસેનસૂરિજી મ૦ની સ૦ ૧૬૭૨ સુધીની હયાતિમા પણ તેવો પટ્ટક પ્રસિદ્ધ થયો જોવાતા નથી, અરે, દેવસૂરગચ્છ તજીને આણસૂરગચ્છીય બનેલા પૂ૦ ઉપા૦

શ્રી રત્નચંદ્રગણિએ પણ સં૦ ૧૬૭૭માં રચેલ (અને સં૦ ૧૬૮૨ સુધી તો છૂપાવી રાખેલ) 'શ્રી કુમતાહિવિષજાંગુલિમંત્ર' ગ્રંથમાં રજુ કરેલ સં૦ ૧૬૭૧ના પૂ૦ શ્રી વિજયસેનસૂરિજીના કહેવાના પટ્ટકમાં પણ ઉકત મૂળ પટ્ટકમાંનું માત્ર-'**કુમતિકુદ્દાલ**' નામાદિ જણાવેલ છે, પરંતુ પૂ૦ હીરગુરુજીના પાંચ બોલની સાથે તે પટ્ટક તો જણાવેલ જ નથી!" [માત્ર સં. ૧૭૦૦ લગભગ એટલે કે-પૂ. સેનસૂરિજીની હયાતિ બાદ ૨૮ વર્ષે લખાયેલા જણાતા 'શ્રી સેનપ્રશ્ન' ગ્રંથમાં તે ૧૨ બોલનો પટ્ટક પ્રથમ જ પ્રસિદ્ધ થવા પામ્યો જોવાય છે, કે-જેમાં મૂળ પટ્ટકમાંના તે 'કુમતિકુદ્દાલ' નામને સ્થાને 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' નામ જોવા મળે છે! આથી માનવું થાય છે કે 'શ્રી આણસૂરગચ્છમાંથી સં. ૧૬૮૦-૮૫ લગભગ પુનઃ દેવસૂરગચ્છમાં જોડાયેલા મુનિઓ તે ગ્રંથના સંપાદક પૂ. મુનિ શ્રી શુભવિજયજી મ.ના હસ્તે તે પટ્ટકમાં મૂળ પટ્ટકમાંનું '**કુમતિકુદ્દાલ**' નામના સ્થાને તે નામને દાખલ કરાવી દેવા સફળ નીવડ્યા હોય.]

પછી તો સર્પે છછુંદર, ગળવા જેવું થયું!

"પૂ. વિજયહીરસૂરિજી મ.ના તે બોલમાં તે વર્ગે લખાવેલો-'**કુમતિકુદ્દાલ**' નામનો ગ્રંથ શ્રી સંઘમાં કોઈએ જ રચેલો નથી, તેમજ 'ઉ**ત્સૂત્રકંદકુદ્દાલ**' ગ્રંથને ભ. શ્રી વિજયદાનસૂરિજીએ જલશરણ કરેલ જ નથી," એમ પછીથી જાણતા થયેલા તે વિરોધીવર્ગને તે પ્રસંગ પછીના પોતાના લખાણોમાં જણાવેલા (પોતે અને વિજયહીરસૂરિજીના ૧૨ બોલના પટ્ટકમાં જેને **ઉત્સૂત્રકંદકુદ્દાલ** તરીકે સુધરાવેલ તે) '**કુમતિકુદ્દાલ**' ગ્રંથને જ મહો. ધર્મસાગરજીના બનાવેલ નવા ગ્રંથ તરીકે લેખાવી 'તેમના તે નવા ગ્રંથને ભ૦ શ્રી વિજયદાનસૂરિજીએ જલશરણ કરાવ્યો' એમ વારવાર જુઠું પ્રચારવાની સ્થિતિમાં મૂકાઇ જવું પડ્યું! જેમકે-

૧ તપગચ્છના મુનિશ્રી સિંહવિજયજીએ, દેવસૂરગચ્છમાંથી ખસીને આણસૂરગચ્છમાં ભળ્યા બાદ ખરતરોને વહાલા થવા સારૂ તેને ખોટા ઠરાવનાર શ્રી '**તત્ત્વતરંગિણી**' ગ્રંથ અંગે પણ સં. ૧૬૭૪માં લખેલ '**સાગર બાવની**'માં 'કુમતિકુદ્દાલ ને તત્વતરંગિણી, સંધિ પાણીમાંહિ બોળ્યા' એમ લખ્યું (આમાં પણ 'તત્ત્વતરંગિણી'ને તો સં. ૧૬૧૮માં ભ૦ વિજયદાનસૂરિજીએ સ્વીકૃતિ આપેલ હોવાની વાત પ્રસિદ્ધ હોવાથી કવિએ, 'સંધિ પાણીમાંહિ બોળ્યા' એમ જણાવવાની માત્ર ચાલાકી જ કરી છે!)

૨ દેવસૂરગચ્છમાંથી ખસીને આણસૂરગચ્છમાં ભળ્યા બાદ મહો. શ્રી રત્નચંદ્રગણિએ પણ પ્રથમ સં. ૧૬૭૭માં અને પછી ૮૨માં રચેલ તરીકે ગણાવેલ '**કુમતાહિવિષજાંગુલીમંત્ર**' નામની પ્રતમાં રજુ કરેલ વિજયહીરસૂરિજીના **પાંચ બોલના પટ્ટકમાંના** (લીંબડી જ્ઞાન ભંડારની હસ્તલિખિત પ્રત નં. ૧૧૬૯, ડાબડા નં. ૬૯ મુજબ) બીજા પેરામાં

જણાવેલ—'××× विजयदानसूरिइं वीसनगरमांहि जलशरण कीधो जे कुमतिकुदाल ग्रंथ' એમ જણાવવુ પડયુ.

૩ દેવસૂરગચ્છમાંથી ખસીને આણસૂરગચ્છમા ભળ્યા પછી કવિશ્રી દર્શનવિજયજીએ સં ૧૬૭૯માં બનાવેલ '**વિજયતિલકસૂરિરાસ**'ની 'ધરમસાગર ને પંડિત લગઇ, કર્યો નવો એક ગ્રંથ રે, નામથી કુમત કુદ્દાલડો, માંડિયો અભિનવો પંથ રે ॥' એ ૧૫૫મી ગાથામા 'કુમતિકુદ્દાલ' નામ જણાવ્યું છે અને ગાથા ૨૮૩માં તેને જ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' લેખાવવુ પડયું છે

૪ એજ પ્રમાણે દેવસૂરગચ્છમાથી ખસીને આણસૂરગચ્છમાં ભળેલા મહો શ્રી ભાવવિજયજીએ બહુધા તે કવિ દર્શન વિના પગલે ચાલીને તે જ સ ૧૬૭૯માં રચેલા '**ષટ્ત્રિંશજ્જલ્પ વિચાર**' ગ્રંથની આદિમાં આપેલ ૧૨ બોલના પટ્ટકમાંના ૧૧માં બોલમા તેમજ તે ગ્રંથમાના ૩૦ મા બોલના વિવરણની ××× उत्सूत्रकंदकुद्दालग्रंथजलशरण-कारिणा श्री विजयदानसूरि ×××' એ પંક્તિમા (તેમના ઉપર્યુક્ત ત્રણેય આણસૂરગચ્છીય સહચારી મુનિવરોએ જણાવેલા '**કુમતિકુદ્દાલ**' ગ્રંથને કવિ દર્શનવિ૰ના પગલે મનસ્વીપણે જ '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' નામ આપી દેવું પડયું છે!

**ઉપર દર્શાવેલી** સર્વ આણસૂરગચ્છીઓની કૂટ નીતિને તથાસ્વરૂપે જાણનારા તે તે પોતાને દેવસૂરગચ્છીય લેખાવતા શ્રી મોહનલાલ દલીચંદ દેશાઇ, પૂ૰ મુનિશ્રી વિદ્યા વિ૰ મ૰, પૂ૰ ત્રિપુટીજી મ૰, વગેરે ઇતિહાસકારોએ પણ પોતપોતાના ઐતિહાસિક પુસ્તકોમા (ઉપર જણાવ્યા મુજબ કુમતિકુદ્દાલ ગ્રંથને મનસ્વીપણે જ ઉત્સૂત્રકંદકુદ્દાલ નામમાં પલટીને પ્રવર્તતા તે આણસૂરીય કવિ દર્શનવિ૰ તથા મહો૰ ભાવવિ૰ જન્ય તે ઉત્સૂત્રકંદકુદ્દાલ તરીકેના બનાવટી નામને સત્ય નામમાં ખપાવવાનો પ્રયાસ કરવો પડેલ છે

તેઓની તે ફીલોસોફીને મો૰ ગી૰ કા૰ સ્પર્શેલ નથી.

પ્રસ્તુત ઇતિહાસકારમાના એક ઇતિહાસકાર મોતીચંદ ગીરધર કાપડીયા, તે તે ઇતિહાસકારોની તે 'કુમતિકુદ્દાલ'ને 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' લેખાવવાની ફીલોસોફીને બરાબર સમજી ગયા હતા, એમ તેમણે સં ૧૯૯૪માં પ્રસિદ્ધ કરેલ '**શાંતસુધારસ**' ભા૰૨ ના અંતે તેઓના તે તે ઇતિહાસોના અવગાહનના સારરૂપે પ્રસિદ્ધ કરેલ '**અવલોકન પ્રસ્તાવના**'ના પેજ ૧૩૭ ઉપર જણાવેલ "ધર્મસાગર ઉપાધ્યાયે તપગચ્છ જ સાચો છે એમ જણાવી તત્ત્વતરંગિણી, પ્રવચન પરીક્ષા આદિ ગ્રંથો રચ્યા અને **કુમતિકુદ્દાલ** ગ્રંથને બહાર પાડયો, ચર્ચા ઘણી વધી પડી તેમના એક ગ્રંથને **વિજયહીરસૂરિએ** જલશરણ કરાવ્યો + + +" એ લખાણમા રજુ કરેલ '**કુમતિકુદ્દાલ**' નામના આધારે નિઃશંક માનવુ રહે છે

સુજ્ઞ વાચકો જોઈ-જાણી શકે છે કે-શ્રીયુત્ મોતીચંદ ગી કાપડીઆએ, પોતાના એ ઐતિહાસિક નીચોડમાં કવિ દર્શન વિ૦ તથા ભાવ વિ૦ એ પાછળથી ઉભા કરેલા 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' નામને સ્થાન આપેલ નથી, પરંતુ વિજયહીરસૂરિજીએ બાર બોલના પટ્ટકમા દર્શાવેલ '**કુમતિકુદ્દાલ**' નામને જ યથાવત્ સાચવેલ છે, તે ગ્રંથને ભ૦ વિજય દાનસૂરિએ જલશરણ કર્યો હોવાની તેઓની વાતને તો તેમણે સ્પર્શ પણ કરેલ નથી અને 'શ્રી વિજયહીરસૂરિજીએય કયા ગ્રંથને જલશરણ કરાવ્યો?' તે ગ્રંથને જણાવવાનું ય સાહસ કરેલ નથી કારણ-'તે બંને મહાપુરુષોના હાથે ઉપા૦ શ્રી ધર્મસાગરજી જેવા પ્રૌઢ ગ્રંથકારના કોઈ એકાદ ગ્રંથ અંગે પણ તેવું કાર્ય બન્યું જ સંભવતું નથી' એમ તેમની ઐતિહાસિક સમજમા સાફ હોવાનું સમજી શકાય તેમ છે

એ ઇતિહાસ, પૂર્વના ૩ ઇતિહાસકારોની વાતને અપનાવનારો છે.

જૈ૦ પ૦ ઇ૦ ભા૦ ૩ પેજ ૭૨૦ કલમ (૧૪) "મહો૦ ધર્મસાગર ગણિવરે અમદાવાદ જઇ બાર બોલોના પટ્ટાનો 'ભંગ' કર્યો-તેમને ભદુઆ વગેરે જૈનોનો ટેકો હતો ભદુઆ શ્રાવકે તેમા આગેવાની લીધી તેની સાથે બાવન શ્રાવકો હતા આથી આ નવીન પ્રરૂપણા 'ભદુઆનો મત' તરીકે પણ વિખ્યાત થઈ"

**આ ઇતિહાસ પણ પૂ૦ ત્રિપુટીજીએ,** સં૦ ૧૬૭૪મા આણસૂ ગચ્છના કવિ સિંહવિજયજીએ બનાવેલ 'સાગરબાવની'માની ૨૫મી ગાથાના-'ભદુઆ મત માંડિઉ છઇતાલઇ, આપ રૂપિ થઇ બઈઠા' એ ઉત્તરાર્દ્ધ તથા સં૦ ૧૬૭૯મા આણસૂરીય કવિ શ્રી દર્શનવિ૦એ બનાવેલ 'વિજયતિલકસૂરિરાસ'ની 'એમ દંદોલ તે સઘળો ટળ્યો સાગર શુદ્ધ કુમતનઈ મિલ્યો, નવિ છાંડઈ તે કમતિનો વાસ, કરઇ નિજ પરૂપણા અભ્યાસ ॥૨૦૬॥ રાજનગરિ જઇ બઈઠો નેટ, શ્રાવક મન ઘાલઈ સંદેહ, ફિરી સરૂપ પ્રકાટાવિઉ આપ, ન ટલઇ સહજ એ મોટું પાપ ॥૨૯૩॥ નિસુણી ગચ્છનાયક એ વાત, જાણ્યો તેહનો અવદાત; ભવિયણનઈ કરતા ઉપગાર, રાધનપુરિ પહોતા ગણધાર ॥૨૯૪॥ + + + એમ વિચારી કહઇ ગુરુહીર, શાંતિચંદ્ર વાચક વડવીર, રાજનગરિ તુમે જાઓ સહિ, આણ પલાવો તિહાં કણિ રહી ॥૨૯૯॥ + + + શાસ્ત્રવિરૂદ્ધ થાપો છો બોલ, ગચ્છ ભેદ કાં કરો નિટોલ સંઘ માંખિ મિચ્છામિદુક્કડા, દેસ્યો તો નિજમુખિ પરવડા ॥૩૦૩॥ જો ન દીઓ તો ગચ્છહ તણો, ઠબકો હોસ્યઇ તુમ્હનઇ ઘણો, એમ જાણી મન માનઈ જેમ, કરવું હોય તે કરવો તેમ ॥૩૦૫॥ જે શ્રાવક સાગરવાસના, ભદુઆ પ્રમુખ બાવન આસના તે સંઘ બાહિર કીધા જામ, ધર્મસાગર બોલાવ્યા તામ ॥૩૦૫॥ ++— સવ ત્રેસાલ અનઈ અડતાલ સાગર મિચ્છાદુક્કડ કાલ, +++ ॥૩૦૭॥ "**એ ગાથાઓ ઉપર મદાર રાખીને મુનિશ્રી વિદ્યાવિ૦, શ્રી જિનવિ૦ અને મો૦ ગી૦ એ દોરેલા ઇતિહાસને સ્વીકૃતિ આપવારૂપે જણાવેલ છે.**

## મહોપાધ્યાયજીએ ૧૨ બોલના પટ્ટાનો ભંગ કર્યો નથી.

પૂ૦ ત્રિપુટીજીએ, ભદુઆ શ્રાવકના મત સાથે સંકલિત કરીને બતાવાગેલ –મહો૦ ધર્મસાગર ગણિવરે બાર બોલના પટ્ટાના ભગનો—આ ઇતિહાસ અહીં રજુ તો કર્યો, પરંતુ "જો તે ઇતિહાસ ભદુઆએ સં૦ ૧૬૪૬મા કાઢેલ મત પછી સં૦ ૧૬૭૪ સુધીમા પણ બન્યો હોત તો કવિ સિંહવિજયજીએ, પોતાની 'સાગરબાવની'ના ઉપર્યુક્ત ગાથાર્દ્ધમા જણાવેલ 'ભદુઆ શ્રાવકે સં૦ ૧૬૪૬માં પોતાનો મત માડયો ત્યારે પોતે (એ સાથે મારે નિસ્પત નથી, એમ કહેવારૂપે) ઋષિ થઈ બેઠા.' એ વાતની સાથે મહો૦ ધર્મસાગર ગણિવરનો તે ઇતિહાસ તો ખચિત જણાવ્યો જ હોત" એ વિચાર્યું જણાતું નથી. સિંહવિજયજીએ તે ઇતિહાસ જણાવ્યો નથી; એટલે માનવુ જ પડે તેમ છે કે–'ભદુઆના મતવાળા તે સં૦ ૧૬૪૬મા તો મહો૦ શ્રી ધર્મસાગર ગણિવરે ૧૨ બોલના પટ્ટાનો ભંગ કર્યો નથી; પરંતુ તે મહો૦જીના પ્રતિસ્પર્ધી કવિ સિંહવિ૦ની તે સાગરબાવનીની રચનાના સં૦ ૧૬૭૪ સુધી પણ ભંગ કર્યો નથી'

એ માન્યતાની પુષ્ટિમા આ બીનાઓ પણ છે કે– '(૧) સં૦ ૧૬૪૬ (કે ૪૯)મા વિજયહીરસૂરિજીએ પાટણ મુકામે બાર બોલનો પટ્ટક બનાવ્યો, તે જ સં૦ ૧૬૪૬મા મહોપાધ્યાયજી તે પટ્ટકનો ભંગ કરે એ વાત શકય નથી (૨) આથીજ આણસૂરીય કવિ સિંહવિ૦ના અન્યાન્ય મિત્રમુનિઓએ પણ પોતપોતાના લખાણમા પટ્ટક ભંગનો તે સં૦ ૧૬૪૬મા પલટીને કોઈએ સં૦ ૧૬૪૮ તો કોઈએ સં૦ ૧૬૪૯ એમ જણાવવો પડેલ જણાય છે (૩) અને એ પ્રકારે છેવટે તે પટ્ટકના ભંગનો '**ષટ્ત્રિંશજ્જલ્પવિચાર**' મા સં૦ ૧૬૪૯ જણાવનાર આણસૂરીય પૂ. મહો૦ ભાવવિ૦ પણ '(આણસૂરીય મહો૦ શ્રી ગુનચંદ્રગણિએ સં૦ ૧૬૭૭ના પોતાના 'કુમતાહિવિષજાંગુલીમંત્ર' પુસ્તકમા જણાવ્યા મુજબ) 'પૂ૦ હીરગુરુજીના ફરમાનથી મહો૦ શ્રીએ પ્રસ્તુત પાંચ બોલનો મિચ્છામિદુક્કડં પણ બલાત્કારે જ આપેલ' હોવાની વાતથી તેમજ ('સેનપ્રશ્ન'ના ત્રીજા ઉલ્લાસમા જણાવેલ 'સંકટમા પડેલ સતીનુ શીલખંડન થાય ત્યારે તેનુ સતીત્વ ભાવથી કે દ્રવ્યથી જતુ નથી' એ સમાધાન મુજબ) તે વખતે શ્રી સંઘમા તે બલાત્કારે લેવાયેલ મિચ્છામિદુક્કડં અને બોલનો કહેવાતો ભંગ, (પ્રચારાયો પણ હોય છતા તે) ભંગ મનાયેલ નહિ હોવાની વાતથી પણ માહિતગાર હોય જ (૪) આ સ્થિતિમા સં૦ ૧૬૭૪ની 'સાગરબાવની'મા તો કવિ સિંહવિજયજી, તે પટ્ટક ભંગની અજતી અને અછાજતી વાતને સ્થાન આપે પણ કેવી રીતે? (૫) પ્રસ્તુત જૈ. પ ઇ ભા ૩ પેજ ૭૨૧ ઉપરની [પૂ૦ વિદ્યાવિ૦, શ્રી જિનવિ૦ વગેરેની કલમ (૧૬)ના સ્વીકારમા આ ત્રિપુટી મ૦ પાને પણ '**સ્વગચ્છના ગીતાર્થોના માન ખાતર જ. આ વિજયહીરસૂરિ પાસે મિચ્છામિદુક્કડ આપ્યો**' એમ જણાવવા દ્વારા મહો૦ ધર્મસાગર ગણિવર પટ્ટકનો ભંગ કરેલ નહિ હોઇને તે મિચ્છામિ

દુક્કડ સ્વેચ્છાએ આપેલ જ નહિ હોવાની વાતનો સ્વીકાર કરેલ છે.”

આજના દેવસૂરીય ઇતિહાસકારોએ મધ્યસ્થતા ગુમાવી છે!

તે બારબોલના ભંગની અમાન્યતા જણાવતી ઉપર્યુક્ત પાચેય બીનાઓને ઉપર દર્શાવેલી હકીકતરૂપે જાણવા છતા આણસૂરીય કવિ દર્શનવિજયજીએ પોતાના તે આણસૂરીય મિત્ર સિંહવિ૦ની ‘સાગરબાવની’માના ઉપરોક્ત ટચૂકડા ગાથાર્દ્ધને જ (પોતે સં૦ ૧૬૭૯માં બનાવેલા ‘વિજયતિલકસૂરિ રાસ’માની) ઉપર જણાવેલી ૨૯૨ થી ૩૦૭ ગાથા સુધીમાં ‘ભદુઆ આદિ શ્રાવકોને શાંતિચંદ્ર વાચકે સંઘ બહાર કર્યા, તે જ વખતે ધર્મસાગરે પાંચ બોલનો મિચ્છામિદુક્કડ આપ્યો અને તે બીના સં૦ ૧૬૪૮મા બની’ એ વગેરે વાતો ઉભી કરવા રૂપ વિષમ પટ આપીને અતિ મોટું રૂપ આપેલ હોવાનુ જાણવા છતા તેવા વિસંવાદી વિષમ પટો ઉપર મદાર રાખીને આપણા આ પોતાને દેવસૂરગચ્છીય ગણાવતા આધુનિક જૈન ઇતિહાસકારોએ, એ પ્રકારે દેવસૂરગચ્છના પ્રતિસ્પર્ધીપણે અન્યગચ્છ સ્થાપી બેઠેલાઓના ઉપરોક્ત પ્રકારે ઉપજાવેલા સત્યઇતિહાસગોપક, અવ્યવસ્થિત અને દ્વેષમૂલક લખાણોને પોતપોતના ઇતિહાસોમા પ્રાચીન ઇતિહાસ તરીકે મહત્વ આપી નિજના દેવસૂરી સંઘની જાણે અજાણે પણ કુસેવા કરી બેઠેલ છે, ત્યારે જણાવ્યુ છે તે સત્ય દુઃખદ દિલે પણ ઉચ્ચારવુ પડે છે કે– “**આપણા તે તે ઇતિહાસકારોએ, પૂર્વગ્રહના લીધે તે પ્રકારના ઐતિહાસિક પ્રયાસમાં ઇતિહાસકારના મુખ્યગુણરૂપ લેખાતી મધ્યસ્થતા પ્રતિ તો લક્ષ આપવાની પરવા જ રાખી જણાતી નથી! દેવસૂર તપાગચ્છના અજોડ સંરક્ષક તરીકે ક્વચિત્ ક્વચિત્ અપવાદરૂપે તેઓએય લેખાવવા પડેલ તે જ મહો૦ ધર્મસાગર ગણિવરને તેઓએ, પોતપોતાના ઇતિહાસોમાં જે જે સ્થળે તે મહોપાધ્યાયજીની પ્રશંસારૂપ પુષ્પો વેરવાં પડ્યાં છે, તે તે અધિકારમાં પણ તેઓશ્રીને યેનકેનાપિ ખરડ્યા હોવાનુ જ તરી આવે છે!**” એ જોતા દુઃખદ દિલે એ નિશ્ચય પર કોઈએ પણ આવવુ પડે તેમ છે કે–તેઓ આ સ્વગચ્છીય માધ્યતા મહોપાધ્યાયજી પ્રતિ પૂર્વગ્રહગ્રસિત જ છે

પ્રસંગોપાત પૂ૦ વિદ્યાવિ૦ને પણ જરા તપાસીએ.

ઉપર જણાવ્યા મુજબ પોતાના પક્ષકારની ટચૂકડી વાતનુ પણ વિષવૃક્ષ ખડુ કરનાર તે આણસૂરગચ્છીય કવિ દર્શનવિજયજીએ, ઉપર્યુક્ત ગાથા ૨૯૨ થી ૩૦૭ સુધીમા જણાવેલી મનઘડંત વાતો ઉપર મદાર રાખીને ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦એ પોતે સં૦ ૧૯૭૭મા પ્રસિદ્ધ કરેલ ‘**ઐતિહાસિક રાસ સંગ્રહ**’ ભા૦ ૪ માના ‘**નિરીક્ષણ**’ શીર્ષકતળેના લખાણના પેજ ૧૩ ઉપર ( પૂર્વોક્ત કવિ સિંહ વિ૦ની ભદુઆ અંગેની ગાથાઓ ટાકવા પૂર્વક ) જણાવ્યું કે– “જે વખતે શાંતિચંદ્રજીએ આ ભદુઆ આદિ શ્રાવકોને સંઘ બહાર કર્યા તે જ વખતે ધર્મસાગરજીએ સભા સમક્ષ પાંચ બાબતોનો મિચ્છામિદુક્કડ દીધો એમ

કવિ કથે છે. આ બનાવ, (સિંહવિ૦ની જેમ સં૦ ૧૬૪૬માં નહિ પરંતુ સં૦ ૧૬૪૮મા બન્યાનું કવિ જણાવે છે ”

આમ છતા કવિ દર્શનવિ૦એ તે બનાવ અંગેના જણાવેલ તે ૧૬૪૮ના સવત સાથે માસ અને તિથિ નહિ જણાવેલ હોવાથી તે સંવત્ પણ પૂ૦ વિદ્યાવિ૦ મ૦ને સાચો ન જણાયો એટલે તેઓએ, રાસના નિરીક્ષણમા (તે કવિ દર્શન વિ૦એ સં૦ ૧૬૭૯મા બનાવેલ ઉક્ત રાસને પગલે એ જ સં૦ ૧૬૭૯મા આણસૂરગચ્છીય પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦એ બનાવેલ) તે રાસની બહારના ‘ષટ્‌ત્રિંશજજલ્પવિચાર’ ગ્રથમાંનો તે પ્રસગોનો વિચાર તપાસવા માંડ્યો, તો તેમાં તેમને પ્રથમ તકે તે વિચાર—“श्री विजयहीरसूरिभि सवत् १६४९ वर्षे अहमदावाद नगरे + + + इत्याज्ञापुरस्सर स्वशिष्यान् प्रेष्य + + + प चानामपि जल्पाना मिथ्या दुष्कृतानि तेपा सकाशे दापितानि” એ મુજબ જોવા મળ્યો.

મહો૦ શ્રી ભાવવિ૦ના એ વિચારમાં મિચ્છામિદુક્કડં અંગેના ૧ વર્ષનો તફાવત જણાયો; પરંતુ (૧) માસ અને તિથિ તો તેમને તેમા પણ જોવા ન જ મળ્યા, (૨) તે વિચારની પહેલા કે પછી (કવિ દર્શનવિ૦એ તેમની ગાથાઓમાં જણાવેલ) ભદુઆ શ્રાવક સંબધીની પણ કોઈ વાત તેમના જોવામા ન આવી; અને (૩) તે કવિએ પોતાની ગાથામાં જણાવેલ ‘શાંતિચદ્ર વાચકને અમદાવાદ મોકલ્યા’નુ કથન પણ જોવામાં ન આવ્યુ ! એટલે તેઓશ્રીએ, (મહો૦ શ્રી ભાવવિ૦ના વિચારમાંનો ઉપરોક્ત ઉલ્લેખ પોતે સ્વીકૃતિ આપેલ કવિ દર્શનવિ૦ની તે તે વાતોને બાધક થતો હોવાનુ જાણવાથી) તે પાઠને જતો કરીને મહો૦ ભાવવિ૦ના તે વિચારની નીચે તેમણે રજુ કરેલ મહો૦ ધર્મસાગરજીએ લખેલ ગણાવાતા પટ્ટકમાંની स० १६४९ वर्षे पौषपूर्णिमास्या पुष्यार्के अहमदावादनगरे उ० धर्मसागरगणिभि એ પંક્તિને અનુકુળ માનીને તે પંક્તિ ઉપરથી પોતાના ઉપર્યુક્ત ‘**નિરીક્ષણ**’ના (પેજ ૧૩ ઉપરના તે દર્શનવિ૦ કવિના લખાણના અનુસંધાનરૂપે) પેજ ૧૪ ઉપર (મહો૦નુ નામ છૂપાવીને) ‘પરંતુ षट्‌त्रिंशज्जल्पविचार’માં આ મિચ્છામિદુક્કડ સં૦ ૧૬૪૯ના પોષ શુદિ ૧૫ના દિવસે દીધાનું જણાવ્યુ છે.’ એટલું જ જણાવ્યુ; પરંતુ તે સાથે તેમણે ‘કવિ દર્શનવિ૦એ વિજયતિલકસૂરિરાસમા જણાવેલ ભદુઆ શ્રાવક અંગેની વાતો અને મહો૦ શાતિચંદ્રજીને અમદાવાદ મોકલ્યાનુ કથન, તે તેમના જ મિત્ર મહો૦ ભાવવિ૦ના એ ગ્રથમાના તે વિચારમા નથી’ એ સત્ય વાતને ઇતિહાસકારની ફરજ તરીકે તે સ્થળે જણાવવી આવશ્યક હતી; તે તો જણાવી જ નહિ ! તે તેઓના પણ આણસૂરીય પક્ષપાતનુ સૂચક છે.

પૂ૦ ત્રિપુટીના આ લખાણમાંની બીનાઓ સંદિગ્ધ છે.

**જૈન પર૦ ઇતિ. ભા. ૩ પૃ. ૭૨૧ કલમ (૧૫)** ‘મહો૦ [1]શાતિચદ્ર ગણિવર ત્યારે ગચ્છનાયકની આજ્ઞાથી અમદાવાદ પધાર્યા, તેમણે [2]સઘમાં ઉપદેશ આપી એવુ

વાતાવરણ પ્રકટાવ્યું કે-કદાચ અમદાવાદનો જૈન સંઘ [3]ભદુઆ વગેરે બાવન જૈનોને સંઘ બહાર મૂકી દે ”

પૂ૦ ત્રિપુટીજીના આ ઇતિહાસમાંની ત્રણેય બીનાઓ નીચે મુજબ નંબરવાર સંદિગ્ધ છે અને તે આ પ્રમાણે છે:-

૧ આ વાત, ઇતિહાસ જોતા સં૦ ૧૬૭૯મા પહેલી ઊભી કરનાર કવિ દર્શનવિ૦ જણાય છે મહો૦ શ્રી ધર્મસાગરજી અંગેની આ વાત તેમણે પણ-તેઓ શ્રી વિજયદેવ-સૂરિજીના ગચ્છમા સં૦ ૧૬૭૨ સુધી રહ્યા, તે દરમ્યાન તો કરી નથી અરે! મહો૦ ધર્મસાગર ગણિના સ્વર્ગગમનના સં૦ ૧૬૫૩ પછીના ૨૧ વર્ષ સુધી પણ તે કવિએ આ વાત તો કદી કરી નથી: છતા સં૦ ૧૬૭૩મા ભિન્નગચ્છમા ભળ્યા પછીથી જ કેમ કરવા માંડી હશે?

(अ) આ પૂ૦ ત્રિપુટીજીએ પણ એ વાતને નહિ સ્પર્શતા “**સાગરબાવની**”ની ૨૭મી ગાથાના ‘બીજી વાર કે બોલ્યો, ભદુઆનો મત ભાગો,’ એ પૂર્વાર્દ્ધને પોતાના આ ઇતિહાસ ભા ૩ના પૃ ૭૧૭ ઉપર કેમ છૂપાવ્યો હશે? (आ) આ પહેલાની કલમ ૧૪ની સમાલોચનામાં અમોએ મનઘડત ઠરાવેલી એવી [ કવિ દર્શનવિ૦ કૃત ‘વિજયતિલકસૂરિ રાસ’ની ગાથા ૨૯૨ થી ૩૦૩ માની ] વાતોને આધારે આ વાત કેમ જણાવી હશે? (इ) ‘ષટ્ત્રિંશજ્જલ્પવિચાર’માની-‘તે પ્રસંગે શાંતિચંદ્ર વાચકને નહિ મોકલ્યા હોવાની’ વાતને વજુદ કેમ નહિં અપાયુ હોય? (ई) તદુપરાત તે શ્રી શાતિચંદ્રજીના શિષ્ય રત્નચંદ્રગણિએ તો પોતાના સં૦ ૧૬૭૭ના ‘કુમતાહિવિષજાંગુલીમંત્ર’ ગ્રંથમા ‘श्री हीरविजयसूरिभि +++ मिथ्यादुष्कृत बलादापितम्’ એ પંક્તિ દ્વારા (પોતાના તે શાતિચંદ્રજી ગુરુને બદલે વિજયહીરસૂરિજીએ પોતે મિચ્છામિદુક્કડ અપાવેલ હોવાનુ જણાવ્યુ છે, તેનું કેમ? (उ) વિજયહીરસૂરિથીય મોટા એવા તે મહો૦ શ્રી ધર્મસા૦ ગણિ પાસે તે જ ગચ્છનાયકશ્રી, (તે મહોપા૦ ની ઉપાધ્યાયપદવી પછી તો પોતે જેઓને ૩૦ વર્ષ બાદ ઉપાધ્યાય બનાવેલ છે, એવા-) તે શ્રી શાતિચંદ્રજીને મિચ્છામિદુક્કડ મગાવવા સારૂ મોકલે ખરા? અને (ऊ) તે વાચકજી પણ તે મહાપ્રતાપી મહો૦શ્રી પાસે તે કાર્ય માટે જવાની હિંમત વસાવીને જઈ શકે ખરા? તેમ જ જઇને પણ ‘તેઓને મિચ્છામિદુક્કડં આપવો જ પડે’ એવી પરિસ્થિતિ, તે મહો૦શ્રીની નજર સામે સરજી શકે ખરા?

૨ મહો૦શ્રી ધર્મસાગરજીની હાજરીમા તેમના રાજ્યમાન્ય ગલામંત્રી જેવા ચૂસ્ત શ્રાવકોથી વાસિત શ્રી અમદાવાદના જૈનસંઘમાં શ્રી શાતિચંદ્રજી, તે મહો૦શ્રીની સામે તેવુ વાતાવરણ પ્રકટાવી શકે ખરા? **વળી બીજી વાત**- ‘વિજયતિલકસૂરિરાસ’ની ગાથા ૨૯૨ થી ૩૦૪ સુધીમા કવિ દર્શન વિ૦ એ, ‘ગચ્છનાયકે શાતિચંદ્રજીને મહો૦ ધર્મસા૦ પાસે જ મિચ્છામિદુક્કડ મગાવવાની આજ્ઞા આપીને અમદાવાદ મોકલ્યાનું”

જણાવ્યું છે; પરંતુ એ સાથે ભદુઆ આદિ શ્રાવકોને સંઘ બહાર કરવાની આજ્ઞા કરી હોવાનું' જણાવ્યું નથી; છતાં શું શાંતિચંદ્રજી, ત્યા જઈને ગુરુઆજ્ઞા વિના જ-'ત્યાંનો જૈન સંઘ ભદુઆ આદિ બાવન જૈનોને કદાચ સંઘ બહાર મૂકી દે' એવુ વાતાવરણ જમાવી શકે ખરા?

૩. શ્રી શાંતિચંદ્રજી અંગેની તે ઇતિહાસગત બીનાઓ, ઉપર્યુક્ત અનેક પ્રકારની સમસ્યાથી ભરપૂર હોવા છતા તે સમસ્યાઓના અનુભવી અને વિજયતિલકસૂરિરાસના કર્તા કવિ દર્શનવિ૦ જ પોતાના તે રાસની ૩૦૫ મી ગાથામાં-'શાંતિચંદ્રજીએ અમદાવાદ જઈ ભદુઆ આદિ પર, શ્રાવકોને ગચ્છ બહાર કર્યા' એમ કહી શકેલ છે એ ખરૂં; પરંતુ દર્શનવિની તે વાતને ખોટી ઠરાવનારી પૂ. ત્રિપુટીજીની-'**કદાચ સંઘ બહાર મૂકી દે**' એ શબ્દોવાળી મહત્વની વાતનું સ્થળ, પૂ૦ ત્રિપુટીજીએ કેમ છૂપાવ્યું હશે?

**નોંધ—** પૂ૦ ત્રિપુટીજીની ઉપર્યુક્ત ઇતિહાસગત ત્રણ બીનાઓ ઉપર મુજબ અનેક પ્રકારે શંકાસ્પદ હોવાને લીધે પૂ૦ ત્રિપુટીજીના પ્રસ્તુત ઇતિહાસની નિષ્પત્તિ અંગે -અન્યાન્ય પ્રામાણિક ઇતિહાસાનુસાર આ નિર્ણય વાસ્તવિક જણાય છે કે-"પોતાના દાદાગુરુ પૂ૦ મહા૦ શ્રી રાજવિમલજીને બદલે પૂ૦ હીરગુરુજીને આચાર્યપદવી અપાવનાર મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિ પ્રત્યે પૂ૦ મહો૦ શ્રી રાજવિમલજી મ૦, તેમના શિષ્ય ઉપા૦ શ્રી મુનિવિજયજી મ૦ તથા પ્રસ્તુત કવિ દર્શનવિજયજી વગેરે અત્યંત દ્વેષ વહન કરવા લાગેલ તે દ્વેષને ફલ બેસાડવા સારૂ તેઓએ પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦—શાંતિચંદ્રજી-સિંહવિમલજી વગેરે મહો૦ શ્રી ધર્મસાગર ગણિના પ્રતિસ્પર્દ્ધિ મુનિવરોનો સાથ પામીને મહો૦ શ્રી ધર્મસા૦ ગણિવરને શ્રી હીરગુરુજી હસ્તક ગચ્છ અને શાસ્ત્રથી વિપરીત વર્તનાર તરીકે ઠરાવવા સારૂ બનતા બધાજ પ્રયાસો કર્યા હતા, છતા તે મહો૦ શ્રીની હયાતિકાળ સં૦ ૧૬૫૩ સુધી તો તેઓ, પોતાના તે તે પ્રયાસોને પૂ૦ હીરસૂરિજી દ્વારા તો ધાર્યું ફળ બેસાડી શકેલ નહિ, પરંતુ તે મહો૦શ્રીની ગચ્છ, ગચ્છનાયક અને શાસ્ત્રો પ્રતિની અજોડ વફાદારીથી સુપરિચિત એવા પૂ૦ ગચ્છનાયક શ્રી સેનસૂરિજીની હયાતિના સં૦ ૧૬૭૨ સુધી પણ ધાર્યું ફળ બેસાડી શકેલ નહિ!

એટલે તે મહો૦ પ્રતિ ખૂબ જ રોષે ભરાયેલા તેઓએ, સં૦ ૧૬૭૩માં શ્રી દેવસૂર ગચ્છમાથી ખસીને તે શ્રી દેવસૂર ગચ્છના પ્રતિસ્પર્દ્ધિરૂપે શ્રી વિજયતિલકસૂરિનો ભિન્ન ગચ્છ જ ઉભો કર્યો! અને તે નૂતન ગચ્છમા રહેવા પૂર્વક તે તે ફલચ્યૂત પ્રયાસોને ધાર્યું ફલ બેસાડવા સારૂ તે પૂ૦ મહો૦ શ્રી સંબંધમા અનેક કૂટ વાતોમય વિચિત્ર સાહિત્ય હળીમળીને જુદા જુદા રૂપે અને નામે તૈયાર કરવા માંડ્યુ!"

તેમા ક્રમે બનવા પામેલ- શ્રી સિંહવિ૦ કૃત સં૦ ૧૬૭૪ની '**સાગરબાવની**' શ્રી શાંતિચંદ્રજીના શિષ્ય પૂ૦ રત્નચંદ્ર ગણિનું સં૦ ૧૬૭૭નું 'કુમતાહિવિષજાંગુલિ-

મંત્ર' પુસ્તક, કવિ દર્શનવિ૦નો સં૦ ૧૬૭૯નો '**વિજયતિલકસૂરિરાસ**' અને એ જ વર્ષે પૂ૦ મહો૦ શ્રી વિમલહર્ષ ગણિના શિષ્ય પૂ૦ ઉપા૦ શ્રી ભાવવિ૦ ગણિનો બનાવેલ '**ષટ્ત્રિંશજજલ્પવિચાર**' વગેરે નિરાધાર આક્ષેપોમય તરીકે ઇતિહાસદ્વારા સ્પષ્ટ જણાઈ આવતું સાહિત્ય અગ્રસ્થાને છે

એ કલ્પિત સાહિત્યમાના '**વિજયતિલકસૂરિરાસ**' માની કવિ શ્રી દર્શન વિ૦ ની ગાથાઓમાં જણાવેલ ઉપર્યુકત શાતિચંદ્રજી અગેની ત્રણ બીનાઓને તો પ્રથમથી જ તર્કટપૂર્ણ માનીને શ્રી મો૦ દ૦ દેશાઇએ પોતાના ઐતિહાસિક પુસ્તકોમાં સ્થાન જ નહિ આપેલ હોવાનુ જાણવા છતા પ્રથમ ઇતિહાસવેતા મુનિશ્રી વિદ્યા વિ૦ એ, ૧૯૭૭ મા પ્રસિદ્ધ કરેલા '**ઐતિહાસિક રાસ સંગ્રહ**' ભા ૪ થામાંના નિરીક્ષણ' શીર્ષક તળેના લખાણના પેજ ૧૩ ઉપર તે ગાથાઓમાંની તે શ્રી શાતિચંદ્રજી અંગેની બીનાને રાસ–સાર તયા સ્વીકૃતિરૂપે સ્થાન આપેલ છે અને ત્યાર બાદ પૂ૦ ત્રિપુટીજીએ પોતાના ઉપર્યુક્ત ઇતિહાસમાં તે ત્રણેય મનઘડત બીનાઓને અનોભિષ્ટ માનીને વાસ્તવિક ઇતિહાસરૂપે સ્થાન આપેલ છે, તે વસ્તુ ઇતિહાસકાર માટે અશોભનીય છે

પૂ૦ ત્રિપુટીજી ઉપરનો એ આક્ષેપ, આથી સત્ય છે કે–'પૂ૦ મુનિશ્રી વિદ્યાવિ૦ એ પોતાના '**નિરીક્ષણ**' શીર્ષક તળેન લખાણમાં (વિજયતિલકસૂરિરાસની ગાથા ૯૨ થી ૩૦૭ સુધીમા કવિદર્શનવિ૦એ પ્રત્યક્ષ દ્વેષ વેરતી જણાવેલી અનેક બીનાઓમાની— "**ધર્મસાગર, અમદાવાદ મુકામે શ્રાવકોના મનમાં સંદેહ ઘાલતો હોવાની વાત જાણીને ગચ્છનાયકે** (હીરગુરુએ) **રાધનપુરથી શાંતિચદ્ર વાચકને ધરમસાગર પાસે મિચ્છામિદુક્કડં અપાવવા અમદાવાદ મોકલ્યા. ત્યાં જઈને તે વાચકે,** (પ્રથમ તો) **ધરમસાગરની વાસનાવાળા ભદુઆ વગેરે બાવન શ્રાવકોને જ્યારે સઘ બહાર કર્યા ત્યારે તેમણે ધરમસાગરને બોલાવ્યા. તેમણે મિચ્છામિદુક્કડ આપ્યાનો કાલ સ૦ ૧૬૪૮**" એ બીનાઓને વજુદવાળી લેખાવવા સારૂ) કવિ દર્શનવિ૦ના નામે જે–'ભદુઆ આદિ બાવન શ્રવકોને શાતિચદ્રજીએ ગચ્છ બહાર કર્યા, તે જ વખતે ધર્મસાગરજીએ મિચ્છામિદુક્કડ દીધો, તેનો કાલ, કવિદર્શનવિ૦ સં ૧૬૪૮ જણાવે છે, પરતુ 'षट्त्रिशज्जलपविचार' મા સ૦ ૧૬૪૯ જણાવેલ છે' એ પ્રમાણે પ્રસિદ્ધિ આપવા દ્વારા– કવિ દર્શન વિ૦ની ઉપર્યુક્ત પદરેય ગાથાઓમાની વાતો ઉપર– પૂ૦ વિદ્યા વિ૦ એ પોતાની પણ મહોરછાપ તો મારી છે. પરતુ તેમ કરવા જતા તેઓને એ ખ્યાલ નથી રહ્યો કે– "તે વાતોને સ૦ ૧૯૭૬ ના પોતાના– '**સૂરીશ્વર અને સમ્રાટ**' નામના ઐતિહાસિક પુસ્તકના પેજ ૨૩૧ ૨૩૩ સુધીના (આ નીચે જણાવાય છે તે દસ્કતોમા) પોતાના જ હાથે પોતે કલ્પિત ઠરાવી આપેલ છે!'

પૂ૦ ઇતિહાસવેત્તાની આ વદતોવ્યાઘાત સ્વરૂપ સ્થિતિ હોવાનું જાણવા છતાં પૂ૦ ત્રિપુટીજીએ પોતાના સં૦ ૨૦૨૦ના "જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ માં તે જ પૂ૦ ઇતિહાસ વેત્તા વિદ્યાવિ૦ મ૦ના પગલે કવિ શ્રી દર્શનવિ૦ની તે ત્રણેય દ્વેષમૂલક બીનાઓને **ઇતિહાસ** રૂપે લેખાવેલ છે।

ઇતિહાસવેત્તા શ્રી વિદ્યાવિ૦, પોતે અપનાવેલી–

'શાંતિચંદ્રજીને મોકલ્યા' વગેરે વાતોને પોતે જ અસત્ય જણાવેલ છે।

'શ્રી વિજયતિલકસૂરિરાસ'ના 'નિરીક્ષણ'મા વિદ્યાવિ૦એ પોતે અપનાવેલી– "ગચ્છનાયકે રાધનપુરથી ધર્મસાગરજી પાસે મિચ્છામિદુક્કડ મગાવવા શાંતિચંદ્ર વાચકને અમદાવાદ મોકલ્યા, તે વાચકે અમદાવાદ જઈને ભદુઆ વગેરે બાવન શ્રાવકોને જ્યારે ગચ્છ બહાર કર્યા ત્યારે ધર્મસાગરને બોલાવ્યા અને તેમણે મિચ્છામિદુક્કડ દીધો." એ વગેરે કવિ દર્શનવિ૦ની ૨૯૨ થી ૩૦૭ સુધીની ૧૫ ગાથામાની (અમોએ આ પહેલા કલ્પિત ઠરાવેલી) વાતોને એ જ પૂ૦ ઇતિહાસવેત્તા વિદ્યાવિ૦એ, પોતાના સં૦ ૧૯૭૬ના **'સૂરીશ્વર અને સમ્રાટ'** નામના પુસ્તકના પૃ૦ ૨૩૧ થી ૨૩૩ સુધીમા નીચેના લખાણો દ્વારા અસત્ય ઠરાવેલ છે। જે આ પ્રમાણે –

"એક વખત સૂરિજી ખંભાતમા હતા, ત્યારે અમદાવાદમા વિમલહર્ષ ઉપાધ્યાયની સાથે [1]ભદુઆ નામના શ્રાવકને કંઇ કારણથી ચર્ચા થઇ આનું પરિણામ એ આવ્યું કે–ભદુઆ શ્રાવકે ઉપાધ્યાયની સામે એવા વચનો કાઢ્યા કે–જે એક શ્રાવકને કોઈ રીતે છાજે નહિ. વિમલહર્ષ ઉપાધ્યાયે આ હકીકત **ખભાત સૂરિજીને** જણાવી સૂરિજીને આ હકીકત સાભળી બહુ ખેદ થયો. તેઓએ વિચાર કર્યો કે–'આવી રીતે ગૃહસ્થો પોતાની મર્યાદાને છોડતા જશે, તો તેના પરિણામમા સાધુ અને ગૃહસ્થોની વચમા જે એક ગભીર મર્યાદા રહેલી છે, તેનો છેદ થશે આવી છૂટ ઉપર–અઘટિત સ્વતત્રતા ઉપર તો અકુશ મૂકવો જ જોઇએ ..

એમ વિચાર કરી **અમદાવાદમાં રહેલા સાધુઓ** ઉપર એવી મતલબનો એક પત્ર લખવા **સોમવિજયને આજ્ઞા કરી કે 'ભદુઆ શ્રાવકને સઘ બહાર મૂકી,** તેને ત્યા ગોચરી–પાણી જવુ બધ કરો'

---

૧ ભદુઓ શ્રાવક હીરવિજયસૂરિના ભક્તશ્રાવકો પૈકીનો એક હતો, પરંતુ તે અમુક સમયને માટે ધર્મસાગરજીના પક્ષમા ભળી ગયો હતો માલુમ પડે છે કે– આ જ કારણથી વિમલહર્ષ ઉપાધ્યાયની સાથે તેને કંઈ બોલાચાલી થઈ હશે ભદુઓ આદિ ૫૨ શ્રાવકોને સઘબહાર મૂક્યાની હકીક્ત પં૦ (કવિ) દર્શનવિજયજીએ પોતાના બનાવેલા (અને આ- પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે સં૦ ૧૯૭૬ ના જેઠ શુદ ૬ના **'જૈન'** પત્રના ૨૧મા અકથી પોતાનુ નામ છૂપાવીને ક્રમસર પ્રગટ કરવા શરૂ કરી દીધેલ) 'વિજયતિલક-રાસ'મા પણ લખી છે જુઓ ઐતિહાસિક રાસસંગ્રહ ભા૦ ૪ પૃ ૨૩

કાગળ લખવામા આવ્યો અને તે પત્ર ખેપીયાની સાથે રવાના કરતી વખતે વિજયસેનસૂરિએ હીરવિજયસૂરિને એમ વિનંતિ કરી કે– 'પત્ર હમણા ન મોકલવામા આવે તો સારૂં' પરંતુ સૂરિજીએ તે વાત ઉપર ધ્યાન અપ્યુ નહિ અને પત્ર મોકલી દીધો અમદાવાદ પહોંચતા જ સાધુઓએ આજ્ઞાપત્ર પ્રમાણે ભદુઆ શ્રાવકને સંઘ બહાર કરી દીધો અને તેને ત્યા ગોચરી-પાણી જવુ બંધ કર્યું આથી અમદાવાદનો સંઘ બહુ જ વિચારમા પડ્યો ××××× (પેજ ૨૩૧ ૨૩૨)××××

(પેજ ૨૩૩)—ભદુઆએ સાધુઓનુ અપમાન કરવાનો મહાન ગુન્હો કર્યો હતો, એમા તો શક જેવુ હતુ જ નહિ અને તેમાં પણ આચાર્યશ્રીના પત્રથી જ સાધુઓએ સંઘ બહારની શિક્ષા કરી હતી એટલે તેમાં કાંઇ બોલી શકાય તેમ રહ્યું નહિ'તું. આને માટે તો હવે માત્ર એક જ ઉપાય રહ્યો હતો અને તે માફી માગવાનો જ માફી માગ્યા સિવાય બીજો કોઈ ઉપાય રહ્યો નહોતો અમદાવાદનો જૈનસંઘ ભદુઆ શ્રાવકને સાથે લઈ ખંભાત આવ્યો સંઘે અને ભદુઆ શ્રાવકે બહુ આજીજીપૂર્વક થયેલા ગુન્હા માટે માફી માગી સૂરિજીએ પણ કંઇપણ પ્રકારનો આગ્રહ રાખ્યા સિવાય તેનો ગુન્હો માફ કરી તેને સંઘમા લઈ લીધો"

**નોંધઃ—** ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યા વિ૦ મ નુ '**સૂરીશ્વર અને સમ્રાટ**'માનુ ઉપર્યુક્ત લખાણ, કવિ દર્શનવિ૦એ વિજયતિલકસૂરિરાસ'ની ગાથા ૨૯૨ થી ૩૦૭ મા જણાવેલી 'ગચ્છનાયકે રાધનપુરથી શાતિચદ્રજીને અમદાવાદ ધર્મસા પાસે મિચ્છામિ-દુક્કડ મગાવવા મોકલ્યા' એ વગેરે વાતોને તથા તે વાતોને મનોભિષ્ટપણે સાચી લેખાવવાનો પ્રયાસ કરનાર પૂ ત્રિપુટીજીએ તેમના 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા ૩ માની ઉપરોક્ત કલમ (૧૫) મા જણાવેલી– "(૧)–શાતિચદ્રજી ગચ્છનાયકની આજ્ઞાથી અમદાવાદ ગયા, (૨)–ત્યા તેમણે સંઘમા ઉપદેશ આપી ભદુઆ આદિ શ્રાવકોની વિરુદ્ધ ગંભીર વાતાવરણ પ્રકટાવ્યું, (૩)–કદાચ અમદાવાદનો જૈનસંઘ ભદુઆ આદિ પર શ્રાવકોને સંઘ બહાર મૂકી દે' એ ત્રણેય વાતોને અતીવ સ્પષ્ટતયા મનઘડત ઠરાવે છે

એટલે કે– "કવિ દર્શન વિ૦ એ તે ગાથાઓમા– 'ગચ્છનાયકે રાધનપુરથી શાતિ-ચદ્રજીને અમદાવાદ જઈ ઉપાધ્યાય ધર્મસાગરજી ન માને તો તેને ગચ્છ બહાર કરવો અને માને તો તેની પાસે મિચ્છામિદુક્કડ મગાવવો એવી આજ્ઞા કરી–' એમ જણાવ્યુ છે, જ્યારે પૂ વિદ્યાવિ૦એ, તે દર્શનવિ૦ની તે તે વાતોથી ('સૂરીશ્વર અને સમ્રાટ' માંના ઉપર જણાવેલા લખાણમાં) 'ગચ્છનાયકે ખંભાતથી સોમવિજયજીને અમદાવાદ સ્થિત (મહો૦ ધર્મસા૦ ગણિ ઉપર નહિ, પણ) સાધુઓ ઉપર (મહો૦ શ્રી ધર્મસા૦ ને નહિ, પણ) ભદુઆ શ્રાવકને સંઘ બહાર મૂકવાનો પત્ર લખવાની આજ્ઞા કરી' એ પ્રમાણે સદંતર ભિન્ન જ વાતો રજુ કરવાદ્વારા તે કવિ દર્શનવિ૦ની (શાતિચદ્રવાચકે

ભદુઆ આદિ બાવન શ્રાવકોને સંઘ બહાર કર્યા અને મહો. શ્રી ધર્મસાગરજીએ માફી માગી પર્યંતની) તે સમસ્ત વાતોને જેમ અસત્ય ઠરાવી છે તેમ કવિ દર્શન વિ નીતે વાતોને અનુસરીને પૂ ત્રિપુટીજીએ પોતાના- 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા ૩ માં જણાવેલી ઉપર્યુક્ત ત્રણેય વાતોને ક્રમે '(૧) રાધનપુરથી શાંતિચંદ્રજી અમદાવાદ ગયા જ નથી, (૨)-ત્યા તેમણે સંઘમા ભદુઆ આદિ વિરુદ્ધ ઉપદેશ આપી ઉશ્કેરાટ કર્યો નથી અને (૩) ત્યા ભદુઆ આદિ બાવનને નહિ; પરતુ તે એક જ શ્રાવકને સંઘ બહાર કર્યો. અને તેમાંય શ્રી અમદાવાદનો **જૈન** સંઘ તો નારાજ જ હતો' એ સત્યસ્વરૂપે દર્શાવવા પૂર્વક અસત્યતર ઠરાવી આપેલ છે

પૂ૦ ઇતિહાસવેત્તાએ વાપરેલી ચાલાકી પૂર્વગ્રહસૂચક છે

આમ છતાં પૂ૦ વિદ્યાવિજયજીએ '**સૂરીશ્વર અને સમ્રાટ**' માની પોતાના ઉપર્યુક્ત લખાણમા જણાવેલી ભદુઆની વાતના ટેકામા તે વાત અંગેની ન. ૧ વાળી ફુટનોટમા-એ જ કલ્પિત વાતો ખડી કરનાર કવિ દર્શન વિં૦ એ લખેલા એ જ 'વિજયતિલકસૂરિરાસ'ને જોવાની ભલામણ કરવાની ચાલાકી તો વાપરી જ છે! કે-જે પૂર્વગ્રહસૂચક છે

પૂ૦ ત્રિપુટીએ મહો૦જીનો ઉત્તમ અવસાનસમય પણ ક્લિષ્ટ બતાવ્યો!

"**જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩, પેજ ૭૨૨, કલમ (૧૯)**- 'મહો ધર્મસાગરગણિવરે સં. ૧૬૫૩-૫૪ના કા૦ શુ૦ ૯ના રોજ સુરતમા મૂત્રકૃચ્છ્રના રોગથી સ્વર્ગગમન કર્યું"

પૂ૦ ત્રિપુટીજીએ, તે મહોપાધ્યાયજીના અવસાન અંગે આ પ્રકારનો ઇતિહાસ રજુ કરવા દ્વારા-'તે મહો૦ શ્રી ધર્મસાગરજી, પોતાની જીવનભરની કલેશકારી પ્રવૃત્તિના પરિણામે અંત સમયે સમાધિમા નહિ રહેવા દેનાર મૂત્રકૃચ્છ્રના રોગથી પીલાઇને સ્વર્ગ-ગમન કર્યું' એમ ધ્વનિત કર્યું જોવાય છે

તે મહો૦શ્રીના અવસાન અંગેની વાત પણ તેઓએ, ગુરુદ્રેષે દ્વેષ વહન કરનાર એ જ કવિ દર્શન વિં૦ એ લગભગ કુટવાતોથી જ ઉપજાવી કાઢેલા જણાતા 'વિજયતિલકસૂરિરાસ'ની ગાથા ૩૬૯ થી ૩૭૦ ॥ ઉપર મદાર રાખીને રજુ કરી છે! **કવિ દર્શન વિં૦ ની તે અઢી ગાથાઓ:**-"તેણઇ અવસરિ સૂરતિ ચોમાસ, ધરમસાગર વાચક થિરવાસ, તિહા તેણઇ નિજમત વાસિત કીધ, બહુ શ્રાવકનઇ નિજમત દીધ ॥ ૩૬૯ ॥ તે જાણી મૂક્યા ખંભાતિ, તિહા આવ્યા થયા કે દિનરાતિ, આવ્યો તસ આયુનો છેહ, તેથી પર-વસિ થયુ તસ દેહ ॥ ૩૭૦ ॥ મૂત્રકૃચ્છ્ર રોગિં આવર્યા, કરણી સારૂ અપર ગતિ વર્યા" આ પ્રમાણે છે

એ અઢી ગાથામા તે કવિએ જણાવેલી– 'ધરમસાગર સુરતમાં સ્થિરવાસ કરીને ચોમાસુ રહ્યા હતા ત્યાં તેમણે ઘણા શ્રાવકોને પોતાના મતના કર્યા હોવાનુ જાણીને (ગચ્છનાયક વિજયસેનસૂરિએ તે ચોમાસામા જ) ખભાત મોકલી દીધા! ત્યા કેટલાક દિવસો થયા ત્યાં તો તેમના આયુષ્યનો અત આવવાથી તેનુ શરીર પરવશ થયુ અને મૂત્રકૃચ્છ્રરોગે ઘેરાયા થકા પોતાની કરણીનુ ફલ ભોગવવા સારૂ બીજી (એટલે કે–જે તે) ગતિમા ગયા!' આ વાતો, મહોપાધ્યાયજીના–અદ્ભૂત આરાધનાપૂર્વક થયેલા–અલૌકિક સમાધિમરણની અને તે પછી પણ થએલા અભૂતપૂર્વ દૈવી ચમત્કારની જગપ્રસિદ્ધ અને ચિત્તચમત્કારી તરીકે સર્વત્ર પ્રસરેલી સત્ય હકીકતના અસહનીયપણાથી જ ઉપજાવી કાઢેલી છે, એમ [સ ૧૯૮૮ના '**આત્માનદપ્રકાશ**' ભાવનગર'ના અકોમા પ્રસિદ્ધ થએલ) **તે મહો૦શ્રી ધર્મસાગરજી ગણિવરના રાસના** આધારે જાણવા છતા પૂ૦ ત્રિપુટીજીએ, પોતાના સ ૨૦૨૦ના પ્રસ્તુત ઐતિહાસિક પુસ્તકમા તે અતરગદ્વેષી કવિ દર્શનવિ૦ની તે પ્રકારની દુષ્ટ અધ્યવસાયી અને દ્વેષઝરતી ગાથાઓને ઉપર્યુક્ત અર્થદ્વારા અભિષ્ટપણે અપનાવેલી છે તે પૂ૦ ત્રિપુટીજીના–આણસૂરગચ્છ પ્રતિના અધપક્ષપાતરૂપ અને પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ પ્રતિના અજ્ઞાનોત્થિત પૂર્વગ્રહજનિત દ્વેષમૂલક જણાય છે

મહો૦ શ્રી, જ્યાં 'શ્રુતપણું અને જિનનો ધર્મ હોય' ત્યાં જ ગયા હોય.

વિક્રમ સંવત્ ૧૯૮૮ના–આત્માનદ જૈનસભા, ભાવનગરના– '**આત્માનદપ્રકાશ**' માસિકના પુસ્તક ૨૯, અક ૩ થી ૮ મા ઇતિહાસકાર મોહનલાલ દ દેશાઈએ પોતાને પ્રાપ્ત થયેલ '**મહો૦ ધર્મસાગરગણિ–રાસ**' ની ૧૭૭ ગાથા પ્રસિદ્ધ કરાવેલ છે તે દેશાઈએ તે રાસની તે ગાથાઓનો યથામતિ અનુવાદ પણ તે અંકોમા આપેલ છે તે અંકોમા મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરના તે રાસગત અવસાન પ્રસગનો અનુવાદ, (કે–જેનાથી પૂ૦ ત્રિપુટીજી મ૦ ૩૨ વર્ષથી સુપરિચિત છે) તે માસિકના પેજ ૧૪૭ થી ૧૪૯મા છે તે અનુવાદમાથી અત્ર જણાવવા ઇચ્છેલ પ્રસગજ્ઞાપક અનુવાદ (અધુરો અનુવાદ આવા [ ] કાટખૂણ કૌસમા પુરીને) આ નીચે અપાય છે—

"૧૭ **વિજયસેનસૂરિ** કે જેમણે અકબર પાસે અનેક વાદીઓને જીતીને કીર્તિસ્થંભ રોપ્યો હતો તે હીરવિજયના પટ્ટધર હતા તે પુણ્યયોગે **ખભાતમાં પધાર્યા.** (૧૬૫૨) આ (હીરવિજયસૂરિની અપેક્ષાએ) નાના ગુરુએ મેવડો (કાસદ) મોકલી બોલાવવાથી ધર્મસાગર ઉપાધ્યાય ત્યા આવ્યા, ને સૂરિને વદન કર્યું લાહોરની વાત ઉપાધ્યાયે ગુરુને પૃછતાં તે વાત કહી સભળાવી. વચમા ગુરુજી બોલ્યા કે-તમારા જેવા કોઈ (સમર્થવાદી) નથી + + + + +

૧૮ શ્રી પૂજ્ય અમદાવાદ પ્રત્યે ચાલ્યા તે વખતે મુનિએ (ધર્મસાગરે) કહ્યુ – 'ત્રિકાલવંદના જાણજો' ત્યારે તપગચ્છનાયકે જણાવ્યુ કે–[શ્રુતધર–મુનિવર!] 'એ શુ

કહ્યુ ? વળી પણ એવો વખત ઝડપથી આવશે કે વંદના થશે ' શ્રી વાચકે ઉત્તરમા કહ્યુ 'અગાઉ દેવ સ્વપ્ન આવી ગયું કે- આપની છત્રછાયાએ થાઉં-[ અને મારે આપની છત્રછાયાએ એકવાર] બેસુ=બેસવાનું [તેવુ બેસવાનું હે તપગચ્છના ધણી! બીજી વાર કયાથી થાય?] હવે કયાં વધુ વાર છે?' ગુરુ (સૂરિ) ખભાતનયરમા ચોમાસું કરવાનો અ દેશ આપી ચાલી ગયા +++++

૧૯ એક દિન ધર્મસાગરજીના સ્વપ્નમા શાસનદેવે આવી પૂછયુ કે 'કયારે હવે ચવવું છે?=( જિનશાસનના હિત માટે કહો કયારે વન જવાનો સુવિચાર છે? સ્વપ્નમાથી મુનિ જાગ્યા એટલે દેવે કહ્યુ કે-વનમા માણિકય જલે છે! ત્યાં એક બીજુ સ્વપ્ન દીઠું કે-નદી દીવામય દીપે છે! ) જાગ-જાગ મુનિવર!' એટલે તેમણે લબ્ધિસાગરને બોલાવી કહ્યુ-'હવે અમારૂ કામ કરશું, તે કામમા સહાય આપો '+++++

૨૦ પર્યંતારાધના કાર્તિક શુદ ચોથથી ચાલી બિંબ પાસે નાદ માંડી મહાવ્રતના ઉચ્ચાર કરી (મહાવ્રત ઉચ્ચરી) સાધુ-સાધ્વીઓના નામ લઇ ખમાવવા માડયુ પાચમે સઘે જણાવ્યુ કે-'દેવ થયા પછી સઘને સાંનિધિ (સાંનિધ્ય) આપવા આવજો ' ગુરુએ કહ્યુ-'હીરવિજય જેવા ન આવ્યા તો હુ કોણ? વીરપ્રભુનાં વચન સભારો ' છઠને દિને સઘે કઇ વાછા હોય તો કહો, એમ પૂછતા 'મારો અવતાર, જ્યા શ્રુતપણુ અને જિનનો ધર્મ છે ત્યાં થજો ' એમ જણાવ્યુ. સાતમે મધ્યરાત્રિએ 'મને અનશન આપો કે પરભવનું ભાતુ બાંધી જાઉ ' એમ ગુરુએ કહ્યું એટલે પંડિત (લબ્ધિસાગર) એમ બોલ્યા કે-'શકુન જોઈને પછી આપશુ ' ગુરુએ જણાવ્યુ-'શકુન જોવાનો વખત નથી ' એટલે તેમણે સ્વયમુખે પોતેજ અનશન ઉચ્ચરી લીધુ. નોમને દિવસે સહુ તેમની પાસે આવ્યા નાદ માડી અનશનનો વિધિપૂર્વક આદર કીધો ને તેજ દિને મધ્યરાત્રિએ નવકાર કરતા દેવવિમાન પામ્યા

૨૧ લબ્ધિાગર શોક કરવા લાગ્યા પછી શબને માટે .ખંડની માડવી, મહામડા-ણથી નવે અંગની પૂજા કરી તેમા બેસાડી અગ્નિસસ્કાર કરવા લઈ ગયા તેમા ૧૫ મણ સુખડી, ૨ મણ અગર-ચુઆ-કપૂર-કસ્તુરીનો ઉપયોગ કર્યો. દહનવેળાએ એક કૌતુક થયુ કે-ચમરી જેવી સુદર ગાય તે સ્થાને પ્રદક્ષિણા દઈ દૂધનુ સિચન એ(ચિતા) પર કર્યુ લોક કહેવા લાગ્યા કે-તેમના શિષ્યની વૃદ્ધિ થશે એવુ આનુ ફળ છે (પ્રદક્ષિણા દઈ તે ચિતા પાસે ઉભી રહી, ભક્તજનો તેને દોહીને તેના દૂધનુ તે ચિતામાં સિચન કરવા લાગ્યા. જે આવે તે તે ગાયને દોવે, અને 'આ ગાયનુ દૂધ શરીરે લગાવીએ તો દેહ નિર્મળ થાય ' એમ માની તે ગાયને દોહી તેનું દૂધ શરીરે ચોપડવા લાગ્યા લાખ લોક ત્યા તેવી ગાય આવી દેખીને 'ચિતામા ઘાસ નથી કે જેથી અહિં ખાવા આવે, માટે આ ગાયજાતિ નથી, પરંતુ કામધેનુ છે' એમ સદ્દહવા લાગ્યા સકળસઘ

નિર્માયીપણે કહેવા લાગેલ કે-"કોઇ પૂર્વના પુણ્યે આ ગાય આવીને તેમને (મહોપાધ્યાયજીના દેહને) પ્રેમથી જોઈ રહી છે, તે જોતા તેમના શિષ્યની વૃદ્ધિ થશે, અને તે શિષ્યોમા કદિ વિગ્રહ નહિ થાય સૌ એકમેકપણે સંપીને [1]રહેશે ")

[1] નોંધ:— મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરના રાસમાંની તેઓની અદ્ભુત પર્યંતાવસ્થાને જણાવનારી ઉપર્યુક્ત હકીકતોમા—"તે મહો૦, સં૦ ૧૬૫૨નું ચોમાસુ સુરતમુકામે સ્થિરવાસ કરીને રહ્યા હતા, ત્યાથી તેમને ગચ્છનાયક વિજયસેનસૂરિજીએ તે ચોમાસામા જ ખંભાત મોકલી દીધા અને ત્યાં થોડા જ દિવસોમા તેમને થયેલા મૂત્ર-કૃચ્છ્રના વ્યાધિથી પીલાઈ પીલાઇને તેઓ જે તે ગતિમાં ગયા." એ પ્રકારના દ્વેષમય વાક્યોદ્વારા તે મહાસમર્થ મહોપાધ્યાયજીની તુચ્છના દર્શાવનારી તે દર્શન વિ૦ની વાતોથી સદંતર ઉલટી એવી—"તે સં૦ ૧૬૫૩મા ગચ્છનાયક વિજયસેનસૂરિજીએ, તે મહોપાધ્યાયજીને પ્રેમથી ખંભાત બોલાવ્યા હતા, ઘણા પ્રેમભર્યા આલાપ-સંલાપ બાદ ખંભાત ચોમાસાની આજ્ઞા ફરમાવી હતી. અને તે પછી ખંભાતથી પોતે અમદાવાદ ભણી વિહાર કર્યો હતો" તે પછી દૈવીસ્વપ્નોના આધારે આસન્નમૃત્યુ જાણનાર મહોપાધ્યાયજી, ખંભાતમા નાણ મંડાવી પ્રભુ સન્મુખ મહાવ્રતોને પુનઃ સ્વયં ઉચ્ચરીને સતત છ દિવસ અદ્ભુત સમાધિમા યોજાઈ ગયા હતા, અને તે અવસરે છેલ્લે છેલ્લે શ્રી સંઘે—'કોઇ વાંછા હોય તો કહો' એમ પૂછતા તેઓશ્રીએ **'મારો અવતાર જ્યાં શ્રુતપણુ અને જિનનો ધર્મ છે ત્યાં થજો.'** એમ જણાવ્યુ હતુ એ પર્યન્તારાધનાની નિર્મળ પ્રભામય હકીકતો, તે મહોપાધ્યાયશ્રીની ઉત્કર્ષતા ગાતી હોવાનુ જોવા મળે છે"

જે મહોપાધ્યાયજીના એ અંતિમદશામા પણ તેવા ભાવિ શ્રેષ્ઠતર ગતિ અને સ્થાન-સૂચક ઉદ્ગારો હતા! તે જોતા તે વિજયદેવસૂરતપગચ્છના જીવનપ્રાણ મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિનો અવતાર પણ તેમના મનોભિલષિત સ્થળે જ થવા પામ્યો હોવામા કયા આરાધક આત્માના દિલમા શંકાને સ્થાન હોય? અને તેવા પૂ૦ મહર્ષિના અવમાન અંગે તેવુ વિકૃત આલેખન ભવભીસ આત્મા કયાથી કરે?

જે ઉપા૦ શ્રી લબ્ધિસાગરજી ગણિ, સં૦ ૧૬૬૫ સુધી તો વિદ્યમાન હોવાનુ જાણવા છતા તેનેય માટે **'જૈન પરં૦ ઇતિ૦' ભા૦ ૩ પેજ ૭૨૨ કલમ (૧૯)ના પેરા ૩માં**—"ભ૦ વિજયસેનસૂરીશ્વરે સં૦ ૧૬૫૩-૫૪ના મ૦ શુ૦ ૫ના રોજ અમદાવાદમા તેમના વિદ્વાન્ શિષ્ય પં૦ લબ્ધિસાગરગણિને ઉપાધ્યાયપદ આપ્યુ તેઓએ ૧૮ મહિના ઉપાધ્યાયપદે રહી સ્વર્ગમન કર્યુ" એમ લખેલ છે

પૂ૦ ત્રિપુટીજીએ, આ ઇતિહાસ પણ [શ્રીજિનવિજયના **'પ્રાચીન જૈનલેખ સંગ્રહ'** પુસ્તકમાના **લેખાંક ૩૭૭**માના-'१६६५ फा शु केकीदग्रामे देवसूरिनिदेशेन लब्धिसागरै प्रति० विजयकुशल, सहजसा० जय सा०' એ પ્રતિમા લેખદ્વારા તેઓશ્રીએ સં૦ ૧૬૬૫માં

તો કેટીદવામે શ્રીવિજયદેવસૂરિજીની આજ્ઞાથી પ્રતિષ્ઠા કરાવેલ હોવાનુ (તેઓના જ પ્રસ્તુત પુસ્તકના પણ પેજ ૭૫૦ ઉપરની બીના મુંજબ) જાણેલ હોવા છતાં] એ જ 'વિજયતિલકસૂરિરાસ' માની કવિ દર્શન વિ૦ ની—"વાચકપદ વરસ છમાસનઈ, અમદા વાદિ સમય સાઝનઈ, વોલાવ્યા વિજયદેવસૂરિંદ, વાદી વળિયા મનિ આણંદ ॥ ૩૭૩ ॥ નદીમાહિ લૂ લાગી ઘણી, તેથી પર ભવિ પુહુતા સુણી; ગુરૂ અદ્રોહ થયો અતિ ઘણો, કરમ વિપાક સહુ લહઈ આપણો ॥ ૩૭૪ ॥" તે પોતેય કલ્પિત જાણેલી ગાથાઓના આધારે વિજયદેવસૂરિજીના પરમભક્ત ઉપા૦ શ્રીને સરાસર અસત્ય ઇતિહાસ રજુ કરી દેવામા આ પૂ૦ ત્રિપુટીજીએ, પોતાનુ દેવસરગચ્છાનુયાયીપણુ દીઠું છે। તે ખેદજનક છે

આ ઇતિહાસ લખતી વખતે "સ ૧૯૮૮ના 'આત્માનંદપ્રકાશ' ના ચૈત્રમાસના નવમા અંકના પેજ ૨૧૭ ઉપર શ્રીયુત્ મોહનલાલ દ દેશાઈ તો-તે ઉપા લબ્ધિસાગરજી ગણિની સં ૧૬૭૨ સુધી પણ હયાતિ બતાવે છે" એ વાત પણ તે પૂ ત્રિપુટીજીમ ના ખ્યાલમાં જ હોય, પરતુ હૈયામા પૂ. મહો. શ્રી ધર્મસાગર ગણિવરના આ વિદ્વાન્ શિષ્ય પ્રતિના પણ પૂર્વગ્રહે તેઓશ્રીને આ સત્ય ઇતિહાસ પ્રતિ પણ આંખ મીચામણા જ કરાવેલ છે, તે અતિ ખેદજનક છે

## પૂ૦ વિદ્યાવિ૦ મ૦ની અટપટી નીતિ.

"ઐતિહાસિકરાસ સંગ્રહ' ભા ૪ (વિજયતિલકસૂરિરાસ) ના 'નિરીક્ષણ' શીર્ષક તળેના લખાણના પેજ ૩ ના પહેલા પેરામા પૂ. ઇતિહાસવેત્તા મુનિશ્રી વિદ્યા વિ૦ મહારાજ '**રાસનાયકો**' શીર્ષકતળે લખે છે કે—"યદ્યપિ રાસનાયક તરીકે રાસના નામ સાથે કવિ (દર્શન વિ૦) એ વિજયતિલકસૂરિનુ નામ જોડયુ છે, પરતુ રાસનો વિષય તપાસતા રાસનાયક તરીકે એકલા વિજયતિલકસૂરિ જ રહેવાને બદલે તે શતાબ્દિના બીજા મહાન્ પુરૂષો પણ ખાસ નાયક તરીકે જ જોડયા છે। ખરી રીતે કહીએ તો વિજય-તિલકસૂરિને ગૌણતા મળી ગઈ છે." **પૂ૦ વિદ્યાવિ૦**એ આ લખાણદ્વારા પ્રસ્તુત રાસ-કાર કવિ દર્શનવિજયને અર્થાપત્તિથી કવિત્વશૂન્ય અને અસ્થિરમાનસવાળા લેખાવેલ છે, જ્યારે (બીજી બાજુથી તે સમયે 'વિજય અને સાગર' એમ બે પક્ષો જ ન્હોતા એમ પોતે જાણવા છતા) તે પછીના લખાણમા –

"મારી દૃષ્ટિએ રાસનાયક તરીકે ચોક્કસ વ્યક્તિ કે વ્યક્તિઓ નહિ, પણ બે પક્ષો જ છે વિજયપક્ષ અને સાગરપક્ષ શરૂઆતમા વિજયપક્ષનુ નાયકપણુ ગચ્છાધિરાજ શ્રી દાનસૂરિએ લીધેલું છે, જ્યારે સાગરપક્ષનુ નાયકપણુ ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજીએ લીધું છે તે પછી એક તરફ ગચ્છનાયક જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ અને બીજી તરફ ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી હતા આ બન્નેના સ્વર્ગવાસ પછી એક તરફ ગચ્છનાયક વિજયસેનસૂરિ અને બીજી તરફ ઉપાધ્યાય નેમિસાગર અને ભક્તિસાગર હતા" એમ

જણાવ્યુ છે તે તેઓશ્રીની વિચિત્ર નીતિરીતિનુ પ્રતીક છે

**પૂ૦ વિદ્યાવિ૦એ,** રાસકાર કવિશ્રી દર્શનવિ કૃત 'વિજયતિલકસૂરિરાસ'ના નિરીક્ષણરૂપે જણાવેલ ઉપર્યુક્ત લખાણને બદલે પોતાના ઇતિહાસવેત્તાપણાની ફરજરૂપે તે તે સ્થળે તેમણે સ્પષ્ટ દર્શાવવુ જોઈતુ હતુ કે-કવિએ અહિ જે-"સ ૧૬૨૨ પર્યંતની ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજીની વિદ્યમાનતાથી માંડીને સ ૧૬૭૨ પર્યંતની ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજીની વિદ્યમાનતા સુધીમા જે 'વિજયપક્ષની સામે સાગરપક્ષ હોવાની વાતોનુ આલેખન કરેલુ છે, તે' તેમનુ સઘળુ જ આલેખન, સત્યથી સદતર વેગળુ છે"

પરતુ તે ફરજ ચૂકીને તેઓશ્રીએ, કવિ દર્શનવિ કૃત પ્રસ્તુત રાસમાની ઉપર્યુક્ત તદ્દન નિર્મૂળ વાતોને કશી જ રોકટોક વિના સમૂલ જ લેખાવી દીધી છે! **તે ઇતિહાસવેત્તા ગણાતા પૂ૦ વિદ્યાવિ૦ મ૦ની ભ્રામક ઇતિહાસનીતિનું સૂચક છે** અહી એ વિકલ્પને પણ સ્થાન નથી કે-'પૂ૦ વિદ્યાવિ૦એ, તે તે ગચ્છનાયકોની હયાતિ સુધી તો સાગરપક્ષ જ ન્હોતો, એ વાત પ્રસ્તુત રાસબહારની હોવાથી તે સ્થળે એ સ્પષ્ટતા કરી ન હોય' કારણકે- તેઓશ્રીએ પોતાના તે જ 'નિરીક્ષણ'ના પેજ ૧૪ ઉપર પૂ૦ હીરગુરુ અને મહો૦ ધર્મસા૦ના સ્વર્ગવાસ સ૦ ૧૬૫૩ પછીની બીનામા જે- 'તેમણે (મહો૦ ધર્મસાગરજીએ) ગચ્છનાયકો પ્રત્યેના ભક્તિભાવ કે બહુમાનમા કિંચિત્‌માત્ર પણ ઘટાડો કર્યો હોય એવુ જણાતુ નથી. હીરવિજયસૂરિ અને ધર્મસાગરજીનો સબધ તો કોઈ ઓર જ પ્રકારનો હતો" એ પ્રમાણે મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિના ગચ્છનાયકો પ્રત્યેનો અસ્ખલિત આદરભાવ સ્તવવારૂપે નિજના હૃદયની સત્ય વાત જે જણાવેલ છે તે વાત પણ પ્રસ્તુત રાસબહારની જ છે

ઇતિહાસવેત્તાએ અસત્યવાતને ઇરાદાપૂર્વક સત્ય લેખાવા દીધી છે!

આ ઉપરથી મધ્યસ્થ ઇતિહાસકારોને આ વાત સ્વીકાર્ય જ બને તેમ છે કે- "**જૈન પરપરાનો ઇતિહાસ**' ભા ૩ના પેજ ૭૨૮ ઉપર પ્રસિદ્ધ થએલી 'પૂ૦ વિજયસેનસૂરિજીના સ્વર્ગવાસ સમય સ૦ ૧૬૭૨ પછી તપગચ્છમા વિજયદેવસૂરિ અને વિજયતિલકસૂરિ એમ બે આચાર્યોની બે શાખા (વિજયપક્ષની જ) બની હતી [આ હકીકતને ભૂલવાડનારા શ્રી] **વિજયતિલકસૂરિરાસ** અને **ષટ્‌ત્રિંશજ્જલ્પવિચાર** ઉપરથી (એમ માન્યુ અને પ્રચાર્યું તેથી) સામાન્ય વિદ્વાનો માને છે કે **આ ગચ્છભેદનુ કારણ 'વિજય' અને 'સાગર'ની મમતા જ છે; પરતુ આ માન્યતા સાચી નથી.** કેમકે-આ (મમતાદર્શક) બને વિજયપક્ષોમા-વિજય, સાગર, વિમલ, હર્ષ, ચદ્ર, રત્ન વગેરે શાખાઓના મુનિવરો હતા" એ બીનાથી પૂ૦ વિદ્યાવિ૦ મ૦, સુપરિચિત હોવા છતા તેઓશ્રીએ પોતાના ઇતિહાસજ્ઞપણા ઉપર આખમીચામણા કરીને પણ પૂર્વોક્ત

કવિ દર્શન વિ૦ની—'ગચ્છનાયક વિજયદાનસૂરિથી પ્રારંભીને વિજયસેનસૂરિ સુધી તપ-ગચ્છમાં વિજય અને સાગર એમ બે પક્ષ હતા.' એ સરાસર અસત્ય વાતને ઇરાદાપૂર્વક સત્ય લેખાવા દીધી છે!

વધુ આશ્ચર્યની વાત તો એ છે કે—આ અટપટીનીતિસૂચક લખાણની પહેલાના લખાણમા અમે જણાવેલ છે તે મુજબ આ કવિકૃત તે રાસમાંની—'**ગચ્છનાયકે રાધનપુરથી શાંતિચંદ્રજીને મહો૦ ધર્મસાગરજી પાસે મિચ્છામિ દુક્કડં મગાવવા મોકલ્યા.**' એ વાતને આ પૂ૦ વિદ્યાવિ૦એ, પોતાના સં૦ ૧૯૭૯ ના '**સૂરીશ્વર અને સમ્રાટ**' પુસ્તકમા સદંતર અસત્ય જ લેખાવેલ હોવા છતા તે પ્રકારનો જુઠો જ ઇતિહાસ ખડો કરનારા તે અસત્યલેખક કવિના પ્રસ્તુત અસત્ય આલેખનને એ પ્રકારે સત્ય લેખાવા દીધું છે!

## પૂ૦ વિદ્યાવિ૦ મ૦ના ઇતિહાસકારિત્વની અનવસ્થિતતા.

પૂ૦ વિદ્યાવિ૦ એ પોતાના 'નિરીક્ષણ' શીર્ષક તળેના લખાણના પેજ ૩ ઉપર એ પ્રમાણે રાસકાર કવિને અર્થાપત્તિથી પ્રથમ કવિપણાશૂન્ય અને અસ્થિર માનસના લેખાવેલ હોવા છતા તે સ્થિતિવાળા તે કવિએ રચેલા તે રાસમાંના નિર્મૂળ આલેખનોને તો સમૂળ જ લેખાવા દીધા અને તે પછી તે '**નિરીક્ષણ**'ના પેજ ૪ના બીજા પેરામા તેઓશ્રીએ, પ્રસ્તુત રાસના તે અસત્યોપાસક કવિ દર્શન વિ૦ની—"કવિએ જે વિષયને પ્રધાનપદ આપી આ રાસમા વર્ણવ્યો છે, તે વિષયને એટલો બધો સ્ફૂટ કરી બતાવ્યો છે કે—ત્હેને માટે ભાગ્યે જ કોઈને શક આવી શકે ચર્ચાનો કોઈ પણ પ્રસગ, કેવા સયોગોમા ઉભો થયો? ત્હેમા કઈ કઈ વ્યક્તિઓએ ભાગ લીધો? કયા તે પ્રસગ બન્યો? એ બધું બતાવવા ઉપરાંત તે તે પ્રસગો બન્યાના ઘણા ભાગે સવતો અને તિથિઓ આપવાની પણ ખામી રાખી નથી જેમ એક માણસને ચોક્કસ કાય માટે મુકરર કર્યો હોય અને તે તે કાર્યના પ્રત્યેક સમયના પ્રત્યેક બનાવોને નોધી લે, એવુ જ આ કવિએ આ રાસમા વર્ણવેલા વિષયોના સબધમા પણ બન્યુ હોય એમ સ્પષ્ટ ભાસ થાય છે કોઇ પણ બનાવને આટલા બધા સ્પષ્ટ આકારમા કોણ આલેખી શકે?" એમ પ્રશસા કરેલ છે!

ઇતિહાસવેત્તાશ્રીના ઇતિહાસકારિત્વની આ કેવી અનવસ્થિતતા? ઇતિહાસવેત્તાએ ઉપરના લખાણમા કવિ દર્શનવિ૦ને પ્રથમ અસ્થિર માનસના લેખાવ્યા અને તે પછી તેવા તે કવિએ રચેલા આ રાસના વિષયો અગે ઉપર મુજબ અદ્ભુતતા દર્શાવવા શક્ય તેટલા પ્રશંસાના પુષ્પો વેર્યા છે! અને તે પણ—

"આ કવિ દર્શનવિ૦ એ શ્રી દેવસૂર ગચ્છમા હતા તે સ૦ ૧૬૭૨ સુધી તો તપાગચ્છીય કોઇ પણ મુનિના ગુણ કે દોષ ગાયા જ નથી અને સ૦ ૧૬૭૩ મા તે

ગચ્છના મૂળ પાટના આચાર્યશ્રીના પ્રતિપક્ષીપણે સ્થપાયેલા નવા આ શ્રી વિજયતિલક-સૂરિના પક્ષમા ભળ્યા પછીના જ (તે સં૦ ૧૬૭૩મા જહાગીર બાદશાહની સભામા તે નવા આચાર્યશ્રીનો દુસ્સહ પરાભવ થવા પૂર્વક ઉક્ત મૂળ પાટના આચાર્યશ્રીનો **વિજય** થવાની પીડાને લીધે જ) સં૦ ૧૬૭૭મા ઉપજાવી કાઢીને ઝડપભેર પ્રસ્તુત રાસ તૈયાર કર્યો છે અને તે પણ હપ્તે હપ્તે નહિ, પરંતુ એકીસાથે એક કલમે અને મનોભિષ્ટ પ્રકારે યોજેલ વિષયોમાં અનવસ્થિત તથા સંદિગ્ધ લખાણો કર્યા છે, તેમજ તે રચનામા એ કવિએ અનેક સ્થળે સંવત તથા તિથિ ખોટી જણાવતા પણ સંકોચ રાખેલ જ **નથી"** એમ જાણવા છતા તે કવિની તે પ્રકારની મલીન રચનાથી ભરેલા પ્રસ્તુત રાસમા આપણા ઇતિહાસવેત્તાશ્રીએ તેવી અદ્ભુતતા દાખવી છે! તે પૂ૦ વિદ્યાવિ૦ મ૦ની અટપટી ઇતિ-હાસનીતિની ઉલટપાલટતાનુ પ્રતીક ગણાય

ઉક્ત પ્રકારે સંનાસર અસત્ય વાતોને એક જ કલમે એક વર્ષમા ઊભી કરીને ખડા કરવામા આવેલા જણાતા તે **'વિજયતિલકસૂરિરાસ'**ને વર્ષોની નોધવાળા ઐતિહાસિક સંગ્રહનુ રૂપ આપવાની ચતુરાઈ દાખવનાર તે કવિ દર્શનવિ૦ની પોતાના 'નિરીક્ષણ'ના પેજ ૪ ઉપરના તે બીજા પેરા પછીના જ ત્રીજા પેરામા—"આ પ્રસંગે એક બાબતનો ખુલાસો કરવો જરૂરનો છે અને તે એ કે—રાસમા વર્ણવેલા વિવેચનોમા કેટલેક સ્થળે અતિશયોક્તિ અને કેટલેક સ્થળે અસંભવિત વાતોનુ પણ સંભવિતપણુ, અને તે ઉપરાત તમામ પ્રસંગોમા એક જ પક્ષનો—વિજયપક્ષનો જ વિજય બતાવી સાગરપક્ષને નિંદવામા આવ્યો છે" એ મુજબ સ્પષ્ટ લખવા દ્વારા તે કવિ દર્શનવિ૦ની પ્રસ્તુત રાસગત વિવેચનોની ધૂર્તોચિત કરામતો પર અસત્યતાની મહોર મારવા પૂર્વક પોતે જ ગાએલી તે કવિની પેટપૂર પ્રશંસા ઉપર પોતે જ મશીકૂર્ચક ફેરવવાવડે પોતાનુ જે ખરુ ઇતિહાસ વેત્તાપણુ બતાવ્યુ છે તે પણ તેઓશ્રીની અટપટી ઇતિહાસનીતિનુ સૂચક છે

## કવિનું માંડવગઢ પરાભવજન્ય વિષવમન

(૧)—તે કવિ દર્શનવિ૦એ 'વિજયતિલકસૂરિરાસ'ની ગાથા ૧૧૯ થી ૧૫૪ સુધીમા -મહો૦ શ્રી ધર્મસા૦ ગણિની જૈનજગત પ્રસિદ્ધ પ્રભુશાસનને નિરાબાધ એવી પ્રવચન સ્રોતવાહી સ્વચ્છમતિને ક્ષીરકદંબક પાઠકના નરકગામી શિષ્ય પર્વતની મતિ જેવી ગણાવવા વડે જૈન શાસનના પ્રત્યનીકોચિત વિષ વમવા જતા વસુની મતિના સ્થાને પોતાના દાદાગુરુ રાજવિમલ ગણિને ગોઠવવા પડયાની ઉપસ્થિત થએલી ગંભીરસ્થિતિને ગાથા ૧૫૨મા ગળી જવી પડી હોવાનુ સ્પષ્ટ જોવામા આવે છે!

(૨)—તે રાસની ગાથા ૧૫૫ થી ૨૧૦ સુધીમાં—**જૈનસંઘમા** અદ્યાપિપર્યંત આકાશ-કુસુમસમ લેખાતા **'કુમતિકુદ્દાલ'** ગ્રંથને મહો૦ ધર્મસાગરજીના નામે ચડાવીને (ગાથા ૧૧૯મા જણાવેલા સં૦ ૧૬૧૭મા) પૂ૦ આ૦ શ્રી દાનસૂરિજીએ વીસલનગરમા સૂરચંદ્ર

પંન્યાસના હાથે પાણીમાં બોળાવ્યો હોવાનું જણાવવા પૂર્વક મહો૦ શ્રી ધર્મસા૦ના હાથે તે ગ્રંથની પ્રરૂપણા નહિ કરવાનું લખાવી લીધું હોવાની જણાવનારી સદંતર કલ્પિત વાતો રજુ કરવા દ્વારા વિષવમન કર્યું છે

૩ તે રાસની ગાથા ૧૯૯ થી ૨૧૦ સુધીમાં (તે સં૦ ૧૬૧૭મા જ) વિજયદાન સૂરિજીએ રાધનપુર જઈ મહો૦ ધર્મસાગરજી ઉપર માણસ સાથે અમદાવાદ ચીઠ્ઠી મોકલીને તેઓને ગચ્છ બહાર કર્યા હોવાની નિરાધાર ગપ હાંકવારૂપે, ૪. અમદાવાદ ગયેલ તે માણસ ચીઠ્ઠી આપી પાછો ફરતાં ત્યાંના ગલ્લામંત્રીએ તેની પાછળ તેને મારી નાખવા સારૂ જમના દૂત જેવા બહુ સુભટો દોડાવ્યા હોવાનો અસંગત ગોળો ગબડાવારૂપે, ૫. તે મહો૦ ને ગચ્છ બહાર કર્યાની પ્રસિદ્ધ થયેલી વાતને લીધે ગલામંત્રી સિવાય કોઇપણ શ્રાવકને ઘરે આહાર નહિ મળતા અન્ન વગર તેમના દિવસ દોહિલા થઇ પડયા ત્યારે તેમની લાજ સદાને માટે ગઇ હોવાની ઉન્મત્તોચિત કલમ ચલાવવારૂપે ૬. એવામા સકલચંદ્ર વાચકે અમદાવાદ આવી તે મહો૦ને તે ગુરુની આજ્ઞામા રહેવાની શિખામણ આપતા તેમને- 'હવે હુ ગુરુ પાસે કેમ જાઉ ? અને તેઓ મને સંગ્રહે પણ કયાંથી ? માટે હવે તો તે માટે તમે જ ઉદ્યમ કરો' એ પ્રકારના લાચારીદર્શક શબ્દોમા મહો૦ શ્રી ધર્મસાગરજીએ કરેની વિનતિવશાત્ તે પાઠકશ્રી, તેઓશ્રીને રાધનપુર ગચ્છનાયક પાસે તેડી ગયાની અતિખલતા-દર્શક કલમ ચલાવવારૂપે, ૭. મહો૦ ધર્મસાગરજીએ ઉપાશ્રયને બારણે ઉભા રહી-'ગુરુને હુ આવ્યો છુ' એમ તે પાઠક મારફત જણાવતા- 'એમને કયારેય લાજ નહિ વળી હોવાથી મારે એનુ કામ નથી' એમ ગુરુ દાનસૂરિજીએ જણાવી દીધેલ હોવાની ભવાભિનન્દિતાદર્શક કલમ હાંકવારૂપે, ૮ સકલચંદ્રની વિનતિથી ગુરુએ- 'જો આવવા મન કરો છો, તો અમે પૂર્વસૂરિનુ વચન કહીએ તે સદ્દહશુ, એમ લખી આપો' એમ જણાવતા મહો૦ ધર્મસાગરજીએ ગુરુએ કહ્યા મુજબ પટો સં૦ ૧૬૧૭માં લખી આપ્યો, અને તદુપરાંત ગુરુએ સાતથી અધિકને નિહ્નવ ન કહેવા, પ્રતિમા આશ્રી ચાલુ પરંપરા મુજબ કરવુ' એ બે વાત સ્વયં લખીને તે પટ્ટા ઉપર-'હીરગુરુ, સકલચંદ્રજી પાઠક, ધર્મસાગર વાચક વગેરે અનેકની સહી લઈને શ્રી હીરગુરુ આદિ દ્વારા તે અંગેની બીના અમદાવાદ ગલરાજ મંત્રીને જણાવી દીધેલ હોવાની, (૯) તદુપરાંત ચરવાડાથી સર્વ ગામ નગરના સંઘો ઉપર મહો૦ ધર્મ-સાગરજીએ એક પત્ર લખેલ હોવાની આમૂલચુસ નિરાધાર એવી ગપિષ્ટ કલમ હાંકવારૂપે અને (૧૦) તેટલુ કર્યા પછી પણ ગચ્છનાયક શ્રી દાનસૂરિજીએ સં૦ ૧૬૧૯ના માગશર શુદ પડવે 'પરંપરાગત ગચ્છમા વર્તતી સામાચારીથી જે વિરૂદ્ધ નવો વિચાર કરશે તેને ગચ્છનો ઠપકો મળશે' એ પ્રકારે લખાણ કરી તેના ઉપર હીરગુરુ, સકલચંદ્રજી, રાજ-વિમલજી વગેરે અનેકના મત્તા કરાવીને સર્વત્ર મોકલ્યા પછી મહો૦ ધર્મસાગરજી ગચ્છમા ભલ્ય=ભળવા દીધા હોવાનુ લેખાવવા દ્વારા ગચ્છનાયકશ્રીને પણ અર્થાપત્તિથી **સં૦ ૧૬૧૭ થી ૧૬૧૯** સુધીનો અનંતાનુબંધીનો કષાય ધારણ કરનાર દર્શાવવાની બાલીશતા દાખવવા

પૂર્વક હાંકયે રાખેલ દિલદાહદર્શક કલમ દ્વારા પોતાની જ યોગ્યતા દર્શાવવારૂપે તે કવિએ કેવલ વિષવમન કર્યું હોવાનું જાણવા છતા **ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦એ** પોતાના પ્રસ્તુત 'નિરીક્ષણ'ના પેજ ૧૬ ઉપર જે મહોપાધ્યાયજીની પોતે—'**તે સમયે ચાલતા ખરતર–કટુક વગેરેના પૂર જોસ સામે ધર્મસાગરજી એક જ હતા**' એ નક્કર વચનો દ્વારા અજોડતા સ્તવી છે તે જ મહોપાધ્યાયજીની તેવી કઠોતર પ્રકારે અવહેલનાકારી, અંતર્દ્વેષ નરસાવતી વાતો આલેખનાર તે આત્મહિતઘ્ન કવિ દર્શનવિ૦ની તે તે દ્વેષમૂલક વાતોને પોતાના '**નિરીક્ષણ**' માં '**અસંભવિત વાતોનું સંભવિતપણુ બતાવનારી**' એ માત્ર હળવા શબ્દોમા અને હળવી કલમે જ ઓળખાવી શકેલ છે તે તેઓશ્રીના ઇતિહાસજ્ઞપણાની વિચિત્ર નીતિરીતિને ઓળખાવવા તો નવા શબ્દો જ શોધવા પડે તેમ છે।

## પૂ૦ મહો૦શ્રીની ગચ્છનાયકો પ્રતિની અજોડ વફાદારી

'**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ પેજ ૭૩૨ ઉપર–'**શાસનરાગ**' શીર્ષક તળે–'પૂ૦ મહોપધ્યાય ધર્મસાગરજી ગણિવર, વિક્રમની ૧૭ મી સદીના અજોડ વિદ્વાન હતા, તથા સમર્થ ગ્રંથકાર હતા તેઓ તપગચ્છને જ જૈનશાસન માનતા તેઓ એ સમયના તપગચ્છના નાયકો ભ૦ વિજયદાનસૂરિ, જ૦ ગુ૦ આ૦ હીરવિજયસૂરિ અને ભ૦ વિજયસેન સૂરિ વગેરેને પૂરા વફાદાર હતા."

'**ઐતિહાસિકરાસસંગ્રહ**' ભા૦ ૪ ગત '**નિરીક્ષણ**' શીર્ષકતળેના ઉપક્રમના પૃ ૧૪ ઉપર ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦ મ૦ લખે છે કે–"બેશક, એટલુ તો ખરૂ જ કે–ત્હેમને (મહો૦ ધર્મસાગરજીને) ચોક્કસ બાબતોમા જે શ્રદ્ધા દૃઢ થઈ હતી, તે શ્રદ્ધામા ફેર પડયો હોય એવુ જણાતું નથી વળી ત્હેમની શાસ્ત્રીયવિષયમા ગમે તેવી શ્રદ્ધા હોવા છતા ત્હેમણે ગચ્છનાયકો પ્રત્યેનો ભક્તિભાવ કે બહુમાનમા કિંચિત્ માત્ર પણ ઘટાડો કર્યો હોય એવુ જણાતુ નથી" ×××

## અંતે મહો૦જીનો જ પ્રસ્તાવ પાસ થયો

"હીરવિજયસૂરિ અને ધર્મસાગરજીનો સંબંધ તો કોઇ ઓર જ પ્રકારનો હતો બીજા શબ્દોમા કહીએ તો હીરવિજયસૂરિ અને ધર્મસાગરજી તો ન્હાની ઉમરથી જ સહયોગી હતા ××× **હીરહર્ષ** (હીરવિજયસૂરિ)**ને આચાર્યપદ આપવાનો પ્રસ્તાવ પણ ધર્મસાગરજીએ જ મૂકયો હતો.** અને ઘણાઓની ઇચ્છા–બલ્કે ખુદ દાનસૂરિજીની પણ ઇચ્છા બીજાને (રાજવિમલજીને) આચાર્યપદવી આપવાની હોવા છતા **અંતતોગત્વા ધર્મસાગરજીનો જ પ્રસ્તાવ પાસ થયો હતો.** (જુઓ આત્માનંદ પ્રકાશ પુ ૧૫ અંક ૪ પેજ ૮૧–૮૨)" ×××

## પ્રભુશાસન પ્રતિ અપ્રતિમ લાગણીવંત હતા.

'હીરવિજયસૂરિ આ વાતને ભૂલ્યા નહિ હતા, છતા પણ એક ગચ્છનાયક તરીકે

તેમનુ જે કર્તવ્ય હતુ, તે તેમણે બજાવ્યું જ હતું: બીજી તરફથી હીરવિજયસૂરિ, ધર્મસાગરજીમા રહેલી અદ્વિતીય શક્તિ અને તેમની વિદ્વત્તાથી પણ અજાણ્યા ન્હોતા ધર્મસાગરજીની બુદ્ધિ, તાર્કિકશક્તિ અને પરમાત્માના શાસન પ્રત્યેની અપ્રતીમ લાગણીના અનેક દૃષ્ટાતો **આત્માનંદપ્રકાશ**ના ઉપર્યુક્ત અકમાં પ્રગટ થયેલ પ્રાચીન પાનાઓ ઉપરથી મળી આવે છે તે દૃષ્ટાતો અહીં ઉતારી આ નિરીક્ષણનુ કલેવર વધારવા ઇચ્છતો નથી ' + + +

તેઓ 'બહુશ્રુત' તરીકે બહુ સમ્મત હતા એમ વિરોધીએ પણ કબૂલ્યું છે

**પ્રસ્તુત સક્ષિપ્ત ઉપક્રમના પૃ. ૫ થી ૭ માં**-તે પૂ૦ ઇતિહાસવેત્તા વિદ્યાવિ૦ મ૦ લખે છે કે-**સં૦ ૧૬૧૬ થી ૨૨** "આ સમયમાં તપગચ્છના નાયક આચાર્ય વિજયદાનસૂરિ હતા આ ગચ્છનાયકના વખતમા જૈન સમાજના કમભાગ્યે તપગચ્છરૂપી કલ્પદ્રુપ ક્ષેત્રમા વિખવાદરૂપી વિષનું બીજ રોપાયુ હતું અને તે બીજ તરીકે રાસકાર ( દર્શનવિ૦એ ) 'उत्सूत्रक दकुदाल ' ગ્રથને ગણ્યો છે આ ગ્રંથને ઉપાધ્યાય ધર્મસાગરજીએ બનાવ્યો હતો એમ (તે) કવિ કહે છે ઉપાધ્યાય ધર્મસાગરજી તે સમયના અસાધારણ વિદ્વાનો પૈકી એક હતા તેઓ વિદ્વાન જ નહિ હતા, પરતુ શાસનના પ્રેમી, તીવ્રલાગણીવાળા અને ઉત્તમ લેખક હતા. તેમની કૃતિઓ તેમના આ ગુણો ઉપરાત જે કઈ વિશેષતા બતાવે છે તે તેમનો ઉગ્રસ્વભાવ અને નિડરતા છે ધર્મસાગરજી કોના શિષ્ય હતા? તે સબધી માત્ર એક પ્રમાણ મળ્યુ છે ભાવવિજય ઉપાધ્યાયે બનાવેલા षट्त्रिंशज्जल्पविचार છે તેમણે આ ગ્રથની શરૂઆતમા એક સ્થળે લખ્યુ છે કે-

"तपागच्छे श्री विजयदानसूरिराज्ये प० जीवर्षि गणिविनेया श्री विजयदानसूरिपाठिता बहुश्रुत इति लोके बहु मन्यमाना श्रीधर्मसागरोपाध्याये आसन्" ( હસ્તલિખિત પ્રતિ પત્ર ૯ )

આ ઉપરથી જણાય છે કે તેઓ પ૦ જીવર્ષિગણિના શિષ્ય થતા હતા ( આ જીવર્ષિગણિ, લક્ષ્મીભદ્રની શાખામાં થએલા આનદમાણિક્યગણિના શિષ્ય અને શ્રુતસમુદ્રગણિના શિષ્યો પૈકીના એક હતા ) વિજયદાનસૂરિની પાસે તેઓએ અભ્યાસ કર્યો હતો **ઉપરનો ગ્રંથ ભાવવિજયજીએ ધર્મસાગરજીના વિચારોની વિરુદ્ધમાં લખ્યો છે, છતાં પણ ધર્મસાગરજીનો પરિચય કરાવતાં તેમણે તેમની વિદ્વત્તાની લોકો ઉપર પડેલી છાપ અવશ્ય સ્વીકારી છે."** + + +

પૂ૦ વિદ્યાવિ૦એ રાસ ઉપરથી કાઢેલુ ૬ વર્ષનું તારણ

"વિજયદાનસૂરિના સમયમા અથવા કહો કે-સં૦ ૧૬૧૬ થી ૧૬૨૨ સુધીમા જે કઈ ધ્યાન ખેચનારા બનાવો બન્યા **તે કવિના કથન પ્રમાણે** આ છે 'उत्सूत्रकदकुदाल'નુ જલશરણ કરવુ, અમદાવાદના મેતા ગલાને પક્ષમા લઇને તેની પ્રરૂપણા કરવી,

તેમને ગચ્છ બહાર કરવા અને પાછા ગચ્છમાં લેવા, વિજયદાનસૂરિએ એક પટો બહાર પાડ્યો, ધર્મસાગરજીએ હવે પછી તેવી પ્રરૂપણા નહિ કરવાની કબૂલાત આપવી, સાત બોલ સબધી મિચ્છામિદુક્કડં દેવા અને સ૦ ૧૬૧૯ ના માગશર શુદિ ૧ ના દિવસે આજ્ઞાપત્ર બહાર પાડ્યુ ' +++

'રાસકાર કવિએ ઉપર્યુક્ત 'उत्सूत्रकदकुदाल' ગ્રંથ ક્યારે પાણીમા બોળ્યો તે જણાવ્યુ નથી, પરતુ ઉપાધ્યાય ભાવવિજયજી પોતાના 'षट्त्रिशज्जल्पविचार'મા જણાવે છે કે-તે ગ્રથ વીસનગરમા સં૦ ૧૬૧૯ મા બોળવામા આવ્યો હતો કવિ કહે છે કે-આ ગ્રથ ધર્મસાગરજીએ બનાવ્યો હતો, પરતુ તે વાત ઠીક નથી ' +++

ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦એ જેમ આ વાત સાચી જણાવી છે તેમ તે સાથે 'મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ સિવાયના કોઇએ (*નયપ્રભજીએ) બનાવેલો તે ગ્રથ, વિજયદાન-સૂરિજીએ પાણીમા બોળ્યો તે કથન પણ કવિનુ ઠીક નથી' એ સત્ય પણ અત્ર ઉચ્ચરવુ જ જોઈતુ હતુ (ઉ હસના)

## પ્રસ્તુત ઉપક્રમમાં રહેલી ખામીઓ

ઉપરના લખાણોમા પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે–પૂ૦ વિજયદાનસૂરિરાજ્યે વિષમીજ રોપાયાના કારણ તરીકે 'વિજયતિલકસૂરિરાસ'ના કર્ત્તા કવિ દર્શનવિ૦ના કથનો ઉપર ભરૂસો રાખીને તે કવિના કથનાનુસાર 'ઉત્સૂત્રકદકુદ્દાલ' ગ્રથ અગે જે લખ્યુ છે તે ઈરાદાપૂર્વક સમજફેર લખ્યુ જણાય છે. કારણ કે–ને રાસમા તે પ્રકારના નિષ્કર્ષ વાળી ગાથાઓ લખનાર તે કવિ દર્શનવિ૦ પણ આ પૂ૦ વિદ્યાવિ૦ મ૦ની માફક એ સત્ય વાત જાણતા જ હતા કે– **'સ૦ ૧૬૧૭ માં પાટણ મુકામે ઉક્ત પૂ૦ મહો-પાધ્યાયજીએ, ખરતરીય જિનચંદ્રસૂરિ આદિને જાહેર સભાસાં મુખ્યત્વે તે 'શ્રી ઉત્સૂત્રકદકુદ્દાલ' ગ્રંથના જ આધારે પરાભવિત કર્યા હતા. અને તે વખતે પોતાના તે ઉગ્રપરાભવને જીતમાં ખપાવવા સારૂ તેઓની ખભાત મુકામે થએલી પ્રેરણા મુજબ ખભાતના ખરતરોએ 'અભયદેવસૂરિજી ખરતર હતા' એમ મારા (વિજયદાનસૂરિજીના) હાથે લખાવી લેવાની બીછાવેલી જાળમાં મ્હને સમયસરની જાગૃતિ આપવા દ્વારા નહિ જ સપડાવા દેનાર તે**

*'જૈન ગૂર્જર કવિઓ' ભા૦ ૨–સગ્રાહક, સયોજક,–મોહનલાલ દ દેસાઈ

'વૃદ્ધ (પૌશાલિક) તપાગચ્છ પટ્ટાવલી'

પૃ૦ ૭૩૩ ઉપર (૪૪મા પાટે આ૦ ક્ષેમકીર્તિ વિ૦ સ૦ ૧૩૬૦ લગભગ

પૃ૦ ૭૩૪-તે આ૦ ક્ષેમકીર્તિના શિષ્ય નયપ્રભે 'गुरुतत्वप्रदीप' યાને 'सूत्रकन्दकुद्दाल' નામનો ગ્રથ રચ્યો

**મહો૦ ધર્મસાગરજી જ હતા, એ પ્રકારનો તે મહો૦ શ્રી અંગેનો અનુભવ પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજી મ૦ને તાજો જ હોઈને તેઓશ્રી તો પ્રસ્તુત 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથ પ્રતિ તેમજ પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ પ્રતિ પણ અતિ બહુમાન ધરાવતા હતા."**

અસત્યકથકની વાતને સમર્થન આપવું તે ઉચિત નથી.

સં૦ ૧૯૭૬મા પોતે પ્રસિદ્ધ કરેલા પ્રસ્તુત 'ઐતિહાસિકરાસસંગ્રહ' ભા ૪ ગત 'રાસસાર'ના પૃ. ૧ ઉપર–પૂ૦ વિદ્યાવિ૦ મ૦, તે કવિ દર્શનવિ૦ કૃત 'વિજયતિલકસૂરિરાસ'નો પ્રથમ અધિકાર રચ્યાનો સં ૧૬૭૯ હોવાનું જણાવે છે, અને ઉપરના અંતિમ ઉલ્લેખમા 'પરંતુ' કહીને ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથને પાણીમાં બોળેલ હોવાનો (તેઓશ્રીએ જે ગ્રંથનો આધાર રજુ કરેલ છે તે) ષટ્‌ત્રિંશજ્જલ્પવિચાર' ગ્રંથ કપડવંજમા રચાયાનો સં૦ ૧૬૭૮ છે! પોતે '**નિરીક્ષણ**'ના પૃ. ૨૦ ઉપર ૧૬૭૯ જણાવેલ છે અને **જૈન-પરંપરાનો ઇતિહાસ**' ભા ૩ના પેજ ૭૩૧ ઉપર સં૦ ૧૬૭૮ જણાવેલ છે, તે વર્ષનો ફરક ન હોઇ શકે એટલે તે ગ્રંથ રચાયો ત્યારે જ 'તિલકસૂરિરાસ' પણ લખાવો શરૂ થયો હોય આ કલ્પના, આ કારણે માનવી રહે છે કે–

[પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મહારાજે ઇતિહાસ મુજબ (પ્રચ્છન્નતયા ૧૬૬૯ અને પ્રસિદ્ધપણે) સં૦ ૧૬૭૨મા બનાવેલ જે ૩૬ બોલ સંબંધે પૂ૦ પ૦ શ્રી ભક્તિસા૦ ગણિએ સં૦ ૧૬૭૩ મા તેઓશ્રીને ૧૮ પ્રશ્નો પૂછ્યા હતા અને તેનો તે પૂ૦ મહો૦ શ્રી સોમ વિ૦ ઉત્તર આપી શકયા ન્હોતા તે બોલને આશ્રીને પૂ૦ ઉ૦ શ્રી ભાવવિ૦ ગણિવરે બનાવેલ] ષટ્‌ત્રિંશજ્જલ્પવિચાર ગ્રંથમાની પૂ૦ વિદ્યાવિ૦એ, ઉપર જણાવ્યા મુજબ આધારે તરીકે જણાવેલી–"**ઉત્સૂત્રકંદકુદ્દાલ ગ્રંથ વીસનગરમાં સં૦ ૧૬૧૯ માં પાણીમાં બોળવામાં આવ્યો હતો.**" એ વાતને પણ તે સમયે=સં૦ ૧૬૭૪ મા પૂ૦ પં૦ શ્રી ભક્તિસા૦ ગણિ વગેરે શ્રી દેવસૂરિગચ્છીય પૂ૦ મુનિવરોએ શ્રી સંઘમા નિર્મૂળ ઠરાવી આપેલ હોય ત્યારે જ પૂ૦ ઉ૦ શ્રી ભાવવિ૦ ગણિવરે તે ગ્રંથ રચવો શરૂ કરીને તેમા તે મૃતપ્રાય વાતને જીવતી બતાવવા ગરૂ તે 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથ અંગેનો ઉલ્લેખ તેમણે પોતાના તે ગ્રંથમા કરવો પડેલ હોય અને તે સાથે જ કવિ દર્શનવિજયે લખવા શરૂ કરેલ તરીકે જણાઇ આવતા 'તિલકસૂરિરાસ'ના પહેલા અધિકારની ૧૫૫ થી ૧૫૯ સુધીની ચાર કડીમા પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦ની લખેલી ઉપરોક્ત વાતમના "**ઉત્સૂત્રકંદકુદ્દાલ** નામને ઉડાવી દઇને તેના સ્થાને (સં૦ ૧૬૭૪ મા રચાયેલ '**સાગર-બાવની**'માંના પ૦ શ્રી સિંહવિજયજીયે 'કુમતિકુદ્દાલ' નામ ગોઠવી દેવુ પડેલ હોવાની જેમ) કપોલકલ્પિત '**કુમતિકુદ્દાલડો**' નામ ગોઠવી દેવાનુ બન્યુ હોય અને એ સાથે જ સ્થલનુ નામ '**વીસનગર**' ઉડાવી દઇને 'વીસલનગર' ગોઠવી દેવાનુ બન્યુ હોય

તેમજ તે ગ્રંથને પાણીમા બોળ્યાનો પૂ૦ ઉ ભાવવિ૦એ જણાવેલા 'સં. ૧૬૧૯'ને સ્થાને તો તે કવિ દર્શનવિ૦એ કોઇ સવત જ નહિ બતાવવાનુ ખાસ લક્ષ્ય રાખ્યું હોય." એ વગેરે તત્કાલીન ઇતિહાસ ઉપરથી તરી આવતી બીના, પૂ૦ વિદ્યાવિ૦ મ૦ જેવા વિચક્ષણ ઇતિહાસવેત્તા તો સમજતા હોય

(પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજીના સ્વર્ગગમન સ ૧૬૨૨ બાદ ત્યાંથી રહીને ૫૭ વર્ષે શ્રી સંઘના કાને ઉપરોકત ગેબી વાતો પહેલવહેલા જ સભળાવતી ) કવિ દર્શનવિ૦ની આ રહી તે કપોલકલ્પિત વાતો રજુ કરતી મૂળ પાચ ગાથાઓ —

"ધરમસાગર તે પડિત લગઈ, કર્યો નવો એક ગ્રથ રે. નામથી કુમતકુદ્દાલડો, માંડિયો અભિનવ પથ રે .વાત૦ ॥૧૫૫॥ આપ વખાણુ કરઈ ઘણું, નિદઇ પરતણા ધર્મ રે, એમ અનેક વિપરીતપણું. ગ્રંથમાહી ઘણા મર્મ રે. .વાત૦ ॥૧૫૬॥ માંડી તેણઇ તેહ પ્રરૂપણા, સુણી ગચ્છપતિરાય રે, વીસલનગરિ વિજયદાનસૂરિ, આવી કરઇ ઉપાય રે...વાત૦ ॥૧૫૭॥ પાણી આણી કહઇ શ્રીગુરુ, ગ્રથ બોળવો એહરે, નગર બહુ સંઘની સાખીસિઉ, ગ્રથ બોલીયો તેહરે. વાત૦ ॥૧૫૮॥ શ્રીગુરુ આણ લહી સહી, સુરચંદ્ર પન્યાસ રે, હાથસિઉ ગ્રથ જલિ બોળીયો, રાખી પરપરા અંગરે . વાત૦ ॥૧૫૯॥"

એ પાચ ગાથા દ્વારા તે કવિએ, સ૦ ૧૬૫૩મા સ્વર્ગવાસી બનેલા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ અંગે રહી રહીને સ ૧૬૭૯મા—" (૧)-ધર્મસાગરે 'કુમતિકુદ્દાલ' નામે નવો ગ્રથ બનાવીને તે ગ્રથ દ્વારા નવો પથ કાઢ્યો, (૨)-તે ગ્રથમા તેમણે પોતાના ઘણાં વખાણ અને અન્યના ધર્મની નિદા વગેરે કરીને અનેક વિપરીતતા આદરી (૩)-તેમણે તે નવા ગ્રથની પ્રરૂપણા કરવા માડી હોવાનુ સાભળીને ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજી વિસલનગરે આવ્યા અને તે ગ્રથનો તેમજ તે ગ્રથની કરાએલી પ્રરૂપણાનો ઉપાય કર્યો, (૪)-'ગચ્છનાયકે પાણી લાવીને અને તે ગ્રથને બોળવો' એમ કહ્યા પછી વળી 'નગરના બહુ સંઘની સાક્ષીએ તે ગ્રથને પાણીમા બોળ્યો' એમ કહ્યુ ! અને તે પછી વળી (૫) 'ગચ્છનાયકની આજ્ઞા પામીને સુરચદ્ર પન્યાસે તે ગ્રથને પોતાના હાથે પાણીમા બોળ્યો' એમ કહ્યુ !" આમ ફરતુ ફરતુ વદનારા પાચ ગંભીર આક્ષેપો મનસ્વીપણે ઊભા કરીને શ્રી સઘમા ઉક્ત રાસદ્વારા તે આક્ષેપોને સ્વચ્છદે જ પ્રસારેલ છે એમ જાણવા છતા તે પ્રકારના તે અસત્યકથક કવિના કથનને અન્યના ગ્રથમાના ઉલ્લેખથી સમર્થન આપવુ તે ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦ મ૦ જેવા ઇતિહાસકાર માટે જરાય ઉચિત નથી

## 'વિજયતિલકસૂરિરાસ'-ગત અસત્યોનું ઉદ્ઘાટન

## યાને

## કવિ દર્શન વિ૦ની વાતોની નંબરવાર નિર્મૂલતા.

(૧) પૂ૦ મહો૦શ્રી ધર્મસાગરજી મહારાજે તો શું! પરંતુ શ્રી સંઘમાં તેઓશ્રીની પૂર્વેના કે તે પછીના અદ્યાપિપર્યંતના કોઈપણ મુનિવરે 'કુમતિકુદ્દાલ' નામનો કોઈ જ ગ્રંથ રચેલ નથી તે પ્રકારના આકાશકુસુમ સમા ગ્રંથ દ્વારા તે પૂ૦ મહો૦શ્રીએ 'નવો પંથ' માડયો હોવાનો કવિએ કરેલો એ આક્ષેપ, સહુ સુજ્ઞજનોને સ્પષ્ટતયા બોગસ સમજાય તેવો નિર્મૂળ છે!

(૨) જે ગ્રંથનું શ્રી સંઘમાં અસ્તિત્વ જ નથી તે ગ્રંથમાં તે પૂ૦ મહો૦જીએ પોતાના વખાણ અને અન્યના ધર્મની નિંદા વગેરે વિપરીતતા આદરી હોવાનો કવિએ કરેલો આ આક્ષેપ પણ સ્વતઃ નિર્મૂળ ઠરે છે!

(૩) જે ગ્રંથની શ્રી સંઘમાં કોઈએ રચના કરી નથી તેમ જ જે ગ્રંથનું શ્રી સંઘમાં અસ્તિત્વ પણ નથી એમ જાણનાર પૂ૦ ગચ્છનાયક, તે ગ્રંથનો અને તે ગ્રંથની પ્રરૂપણાનો ઉપાય કરવા સારૂ વીસલનગરે આવ્યા હોવાની તે કવિની આ વાત તો ધૃષ્ટતાપૂર્વક કરી હોવાનું સ્પષ્ટ જણાઇ આવતું હોવાથી કવિની તે વાત પણ સ્વતઃ નિર્મૂળ ઠરે છે!

(૪) જે ગ્રંથની હયાતિ જ નથી તે ગ્રંથને પાણીમાં બોળવા ગચ્છનાયકે પાણી લાવીને શ્રી સંઘસમક્ષ બોળ્યો હોવાની વાત કરીને કવિએ અર્થાપત્તિથી પૂ૦ ગચ્છનાયક પ્રતિ પણ સચિત્તની વિરાધના કરનાર તરીકેનો ગંભીર આક્ષેપ અજબ હિંમતથી કરેલ છે! (એ પ્રકારે જે ગ્રંથને ગચ્છનાયકે પાણીમાં બોળ્યો તે જ ગ્રંથને પુનઃ)—

(૫) પંન્યાસ સુરચંદ્રે ગચ્છનાયકની આજ્ઞાથી પોતાના હાથે પાણીમાં બોળ્યો હોવાની પરસ્પર અસંગત અને અસંબદ્ધ એવી નિર્મૂળ વાત આ કવિ જ કરી શકે!

ઉપર મુજબ કવિ દર્શનવિ૦એ પાંચ ગાથામાં આ પ્રકારે તે કરેલી પાંચ નિર્મૂળ વાતો સં ૧૬૧૭થી સં ૧૬૧૯ સુધીમાં—કોઇપણ ઇતિહાસ દ્વારા નહિ જ બનેલા જણાતા—બનાવોને, બનેલા બનાવો તરીકે લેખવવાની બુદ્ધિથી સં ૧૬૭૯ના તે વિજયતિલકસૂરિરાસમાં તે કવિએ (ષટ્ત્રિંશતજલ્પવિચારમાં જણાવેલા 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' તથા 'વીસનગર' નામને સ્થાને 'કુમતકુદ્દાલ' અને 'વીસલનગર' નામો ઉભા કરીને તેમજ તે ઉલ્લેખનો સંવત ઉડાવી દઇને જ) સૌ પ્રથમ ઊભી કરી છે!

આવી કપોલકલ્પિત વાત તે કવિ જ કરી શકે.

(૬) તે પછીની ૧૬૦-૧૬૧ મી કડીમા તે કવિએ તેવી અસત્યતર પાચ કડીના અનુસંધાનમાં 'કુમતિકુદ્દાલ' ગ્રંથને પાણીમા બોળી ગચ્છનાયકે ધર્મસાગર પાસે-"તે ગ્રથની પ્રરૂપણા કરવી નહિ, ગચ્છનાયક કહે તે પ્રમાણે કરવુ અને ગચ્છનાયકની આજ્ઞા વિનાનુ પોતે જે કહે તે અપ્રમાણ છે" એ પ્રમાણે લખાવી લીધાની જે વાત કરી છે, તે પણ પ્રસ્તુત શરાશૃગસમા ગ્રથને આશ્રયીને કરી હોઈ મૂલ વિનાની શાખા જેવી અસત્ય છે જ્યા તે નામનો કોઇ ગ્રથ જ નથી ત્યા તેને ગચ્છનાયકે પાણીમા બોળવાની અને ગચ્છનાયકે સ૦ ૧૬૧૯મા **અમદાવાદ ચાતુર્માસ રહેલ** પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર પાસે **વીસલનગર**મા તેવુ લખાવી લીધુ હોવાની સદતર અસંગત અને અસબદ્ધ એવી કપોલકલ્પિત ગપ તે કવિ જ હાકી શકે

તે રાસની કડી ૧૬૧ થી ૨૨૦ સુધીમાં આ ઇતિહાસને વિરૂપ આપેલ છે.

એ પછી તે અસત્યવાદી કવિએ, ['**જૈન** ગૂર્જર કવિઓ' ભા૦ ૨ ના પેજ ૭૩૪ મુજબ વડીપોષાળની ૪૪ મી પાટના પૂ૦ આ૦ શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિના શિષ્ય પૂ૦ શ્રી નયપ્રભે વિ૦ સ૦ ૧૩૫૦ લગભગમાં રચેલા અને] સં૦ ૧૬૧૭માં પાટણ પધારેલા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરને તે સં૦ ૧૬૧૭ના આસો માસે ત્યાંની વડીપોષાળ જ્ઞાન ભડારમાથી પ્રાપ્ત થયેલ-લગભગ ૨૬૫ વર્ષના પ્રાચીન એવા તે-'उत्सूत्रकदकुदाल' ગ્રથની મુખ્યતાએ તે મહોપાધ્યાયજીએ ત્યા ચાતુર્માસ રહેલા ખરતરગચ્છના ભટ્ટારક શ્રી જિનચદ્રસૂરિ અને ઉપા૦ ધનરાજજી વગેરેનો જાહેર સભામા સખત પરાભવ કરીને તપ-ગચ્છનો વિજયધ્વજ ફરકાવ્યા બાદ **સ૦ ૧૬૧૮**નુ ચાતુર્માસ તેઓશ્રીએ **અહિમનગરે** કરેલ હતુ અને તે ચાતુર્માસ બાદ ત્યાથી સ૦ ૧૬૧૯મા અમદાવાદ પધારતા **આત્માનંદપ્રકાશ** પુસ્તક ૧૫, અક ૩-૪ સ૦ ૧૯૭૩મા પ્રસિદ્ધ થયેલ તે સમયના પ્રાચીન પાનાઓમાના અધિકાર મુજબ) "ત્યાના બાદશાહ મહમ્મદ ચોથાના માનીતા '**મલેક શ્રી નગદલ**' બિરૂદધારી અને ૫૦૦ ઘોડેસ્વારોના ઉપરી એવા મોટા વજીર મત્રી **ગલરાજ શ્રેષ્ટીએ**, પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરનો અમદાવાદમા પ્રવેશમહોત્સવ કરી ૨૦૦૦ શ્રીફલની પ્રભાવના કરી પૂ૦ મહો૦ શ્રીનુ તે **૧૬૧૯** નુ ચાતુર્માસ ભારે ઉછરગથી **અમદાવાદ** કરાવેલ" એ સમસ્ત નક્કર ઇતિહાસને કવિ દર્શનવિ૦એ તે વિજયતિલકસૂરિરાસની કડી ૧૬૧ થી ૨૨૦ સુધીમા જે ત્રણ વધુ કપોલકલ્પિત વાતો ઉપજાવી કાઢીને વિરૂપ આપેલ છે, તે વિરૂપતાને આ નીચે સક્ષેપથી ક્રમસર મુદ્દામ રીત્યા જણાવાય છે

[તે વિરૂપતા જાણ્યા પહેલા-આ નીચે જણાવાતી કવિ દર્શનવિ૦ની વધુ કલ્પિત વાતોની પણ અનવસ્થિતતા તેમજ ફેકાફેકને સહેલાઇથી સમજી શકાય એ સારૂ અત્ર (તે કવિએ પોતાની વાર્તામા જે જે મહર્ષિઓને અગે જે જે બનાવો બનેલા જણાવ્યા છે

તે બનાવોના કોઇક સ્થલે સંવતો જણાવીને તથા કોઈક સ્થલે નહિ જણાવીને પણ તે બનાવો જણાવેલા છે, તે તે) મહર્ષિઓનાં તે તે ચાતુર્માસ સ્થળો કયા કયા વર્ષે કયાં કયાં હતા તે ખ્યાલમા રાખવું આવશ્યક હોવાથી તેની ઐતિહાસિક નોંધ રજુ કરાય છે અને તે આ પ્રમાણે છે :- ]

**"જૈનપરપરાનો ઇતિહાસ'** ભા૦ ૩ **પેજ ૭૦૫**-'મહો ધર્મસા૦ **વિ૦ સં૦ ૧૬૧૬ મેડતા, ૧૬૧૭ પાટણ** (ત્યાંની વડીપોષાળની ૪૪ મી પાટના આ૦ શ્રી ક્ષેમકીર્ત્તિના શિષ્ય શ્રી નયપ્રભે વિ૦સ૦ પ્રાય ૧૩૫૦ લગભગમાં રચેલ ઉત્સૂત્રકંદકુદ્દાલ ગ્રથ, તે પોષાળના જ્ઞાનભંડારમાથી મહોપાધ્યાયજીને આસો શુદિ ૧૩ ના રોજ મળ્યો **પૃ. ૭૦૮ 'સં૦૧૬૧૭** માં ખરતરગચ્છના ભ૦ જિનચંદ્રસૂરિ પાટણુ, તેઓ સાથે તે સં૦ ૧૬૧૭ પાટણમા (પ્રાયઃ ૨૬૫ વર્ષ પૂર્વેના પ્રાચીનગ્રથ 'ઉત્સૂત્રકંદકુદ્દાલ'ની મુખ્યતાએ) જાહેર સભામા ચર્ચા કરીને મહોપાધ્યાયજીએ, 'આ૦ શ્રી અભયદેવસૂરિજી ખરતરના નથી, ખરતરગચ્છની સામાચારી ખોટી છે એમ સાબિત કર્યું' **પૃ. ૭૧૧** 'મહોપાધ્યયાજીએ **સ. ૧૬૧૮** નું ચાતુર્માસ **અહિમનગર** (નાગોર) અને **સં. ૧૬૧૯** નું ચાતુર્માસ **અમદાવાદ** કર્યું પૃ ૭૧૧-પૂ૦ ગચ્છનાયક વિજયદાનસૂરિજી તથા આ૦શ્રી વિજયહીરસૂરિજીનુ **સં. ૧૬૧૭નું ચાતુર્માસ ખંભાત"** હવે પ્રસ્તુત વાત પર આવીએ

**નં. ૭ થી ૯**-પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી, અમદાવાદ પધાર્યાનો સં ૧૬૧૯ જણાવવો મોકુફ રાખીને કવિએ, ૧૬૨-૬૩મી કડીમાં જે-"ધર્મસાગર વાચકે રાજનગર આવી, ગલામેતાને આવર્જી, તે ગ્રથની પ્રરૂપણા માંડી. શ્રાવકો મારફત ગચ્છનાયકના સાધુઓ સાથે કલેશ કર્યો" એવી વાતો કરી છે તે અનુક્રમે આ પ્રમાણે કલ્પિત છે

(૧) ઇતિહાસ મુજબ ગલરાજમત્રી, કે જેઓ પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજીના જ ભક્ત શ્રાવક હતા, અને તેથી તે ગચ્છનાયકના એ જગપ્રસિદ્ધ વફાદાર પૂ૦ મહોપાધ્યાયજીને પણ તેઓના અજોડ શાસનખમીરવંત અને સમર્થવિદ્વાન્ શિષ્ય તરીકે પણ તે મંત્રી જાણતા જ હતા, પછી તે મહો૦શ્રીએ અમદાવાદ આવ્યા બાદ તે મત્રીને આવર્જવા રહેતા જ કયા હતા ?

(૨) જે કુમતિકુદ્દાલ ગ્રથનુ શ્રી સઘમા નામનિશાન ન્હોતુ તે ગ્રંથની ત્યાં પ્રરૂપણા માડવી તે શક્ય જ કયા હતી ? અને—

(૩) શ્રાવકો દ્વારા ગચ્છનાયકના સાધુઓ સાથે કલેશ કર્યાની વાત તો તે પૂ૦ ગચ્છનાયકશ્રીના તેમ જ તેમના પટ્ટધર પૂ૦ હીરસૂરિજીના પણ ઇતિહાસની બહારની જ હોવાનુ ઇતિહાસજ્ઞોને પ્રત્યક્ષ જ છે

**નં. ૧૦ થી ૧૨**-કવિએ, ૧૬૪-૬૫મી કડીમાં જે-"ત્યા રહેલા રાજવિમલ

વાચકને ગલરાજે જઈ પૂછ્યુ કે-(૧)-'તમે કઈ પ્રરૂપણા માનો છો?' વાચકે કહ્યું-(૨)-'જેમ દાનસૂરિજી કહે તે માનીએ છીએ' વિશેષમા એમ પણ કહ્યુ કે-(૩)-'ને ઉપરાંત અમે કહીએ છીએ તે સિવાયની બીજી પ્રરૂપણા ખોટી છે" એ ત્રણ વાતો કરી છે તે વાતો પણ નબરવાર નીચે પ્રમાણે કલ્પિત છે.

(૧) તે વાચકશ્રી, મહો૦ શ્રી ધર્મસા મ૦નું અમદાવાદ ચાતુર્માસ નક્કી થયા પછી તેઓની સામે તેઓનું ગૌરવ હણવા સારૂ ચાતુર્માસ કરવા ત્યા ગયા હોવાનું સ્પષ્ટ તરી આવતુ હોવાથી 'જૈન પર ઇતિહાસ' ભા ૩ના પેજ ૭૧૨ ઉપરના ઉલ્લેખાનુસાર-પૂ મહોપાધ્યાયજીએ પૂ ગચ્છનાયકથી આજીવન ભિન્ન પ્રરૂપણા કરી હોવાનો ઇતિહાસમા એક પણ વજુદદાર દાખલો નહિ હોવાનુ જાણનાર તે મત્રીજીને તે વાચકશ્રી પાસે તેવું પૂછવા જવાનુ જ રહેતું નથી

(૨) એથી તે વાચકશ્રીએ પણ તે મંત્રીજીને-'જેમ દાનસૂરિજી કહે તે માનીએ છીએ' એમ તેવા રાજમાન્ય મત્રી પાસે બેપરવાઈ દાખવતું વાક્ય ઉચ્ચરવાનુ સાહસ કરવુ તે સભવિત નથી અને—

(૩) જ્યાં બીજી પ્રરૂપણા જ ન્હોતી ત્યા તે વાચકશ્રીએ-'અમે કહીએ છીએ તે સિવાયની બીજી પ્રરૂપણા ખોટી છે' એમ તે રાજમાન્ય મત્રી પાસે અસબદ્ધ અને નિષ્પ્રયોજન બોલવુ તે પણ સભવિત નથી

**૧૩.** તે કવિએ, ૧૬૬ થી ૧૬૮ મી કડી સુધીમા જે-"વાચકને ગલરાજે-'ધર્મસાગરની પ્રરૂપણા ન માનો તો અહીથી ચાલ્યા જાવ' એમ કહેવાથી વાચક ત્યાથી ચાલ્યા ગયા તો તેની પાછળ (તેમને હણી નાખવા માટે) ગલરાજે ઘાતક મોકલ્યા" એ વગેરે વાતો તે ગચ્છનાયકશ્રીના ચૂસ્ત ભકતશ્રાવક મત્રી ગલરાજ જેવા જૈન મંત્રી અગે કરી છે, તે-"મંત્રીએ જો તેવુ જ કહ્યુ હોય, અને છતાં તે વાચક ત્યાંથી ચાલ્યા ન જ ગયા હોય તો હજુ કવચિત્ સભવિત માની શકાય, પરંતુ જો વાચક ત્યાંથી ચાલ્યા ગયા હોય છતા તેને મારી નાખવા તે જૈન મત્રીએ પાછળ મારા મોકલ્યા" એ વગેરે વાતો ઘોર હિસકજનને અગે કરી હોય તો પણ માનવામાં ન આવે તેવી કોરી ગપસ્વરૂપ છે

સભવત પૂ મહો૦શ્રીની વિરુદ્ધ કવિના તે વડદાદાગુરુ પૂ રાજવિમલવાચકશ્રીએ ત્યા મહો શ્રી ધર્મસા ને પોતાના આચાર્યપદમા વિઘ્નકારી માનીને તેઓ સ્હામે તથા પ્રકારનો કોઈ વિરુદ્ધ પ્રચાર આદર્યો હોય અને તેને અગે તે મત્રીજીને તેઓશ્રીને ત્યાથી વિદાય થવાનુ કહેવુ પડયુ હોય. તે પ્રકારે જ સમજમા આવતા તે બનાવને કવિએ તેવુ ભયકર સ્વરૂપ આપ્યુ જણાય છે. 'જૈન પર. ઇતિ, ભા ૩ના પેજ ૭૦૧ ઉપર

ઉલ્લેખ પણ છે કે–'મહો. શ્રી ધર્મસાગરજીએ, પૂ રાજવિમલવાચકને બદલે પૂ હીરહર્ષ-વાચકને આચાર્ય પદવી અપાવી.'

**૧૪ થી ૧૭**-કવિએ તે રાસની કડી ૧૬૯ થી ૧૭૩ મા જે–' ઉપર જણાવેલી સં ૧૬૧૯ની ખીના, ગચ્છનાયકે (કડી ૧૮૮માં જણાવ્યા મુજબ) સં. ૧૬૧૭મા જાણી રાધનપુર જઈ, ત્યાં બોલાવેલા સર્વ પંડિત મુનિઓ સાથે વિચાર કરી પત્રિકા લખી ધર્મસાગરને ગચ્છ બહાર કર્યા અને તે પત્રિકા એક મુનિએ (અમદાવાદ મુકામે) જઈને સભામાં ગુરુનો ઉક્ત સ દેશો જણાવી ધર્મસાગરને આવવાપૂર્વક 'ધના-વના ? ગચ્છ બહાર રહે' એમ કહેલ હોવા તરીકે" વાતો કરી છે તે પણ અનુક્રમે આ પ્રમાણે નિર્મૂળ ઠરે છે

(૧) પૂ૦ ગચ્છનાયકશ્રીનો રાધનપુર સં. ૧૬૧૭નો પત્ર, વફાદાર મુનિ સં. ૧૬૧૯ મા અમદાવાદસ્થિત મહો શ્રી ધર્મસાગરજીને એ વર્ષે પહોંચાડે તે બનવાજોગ જ નથી.

(૨) પૂ ગચ્છનાયકશ્રીએ તે વર્ષે તે કાર્ય માટે સર્વ પંડિતોને રાધનપુર એકઠા કરી વિચાર કર્યાનો આ પૂર્વે કોઈ પણ સ્થળે ઉલ્લેખ નથી.

(૩) એ બંનેના અસંભવમાં ગચ્છ બહાર કર્યાનો પત્ર, ગચ્છનાયકે લખ્યો હોવાની વાત ટકતી નથી એટલે તે પછીની—

(૪) તે મુનિએ અમદાવાદ મુકામે પૂ. મહો.શ્રીને તેમની વ્યાખ્યાન-સભા વચ્ચે જવાની હિંમત કરવા પૂર્વક 'પૂ ગચ્છનાયકે ગચ્છ બહાર કર્યા'નો સંદેશો તેઓશ્રીને જણાવ્યાની સાથે "સંદિગ્ધ નામવાળા 'ધના-વના' ગચ્છ બહાર રહે" એમ (મંત્રીજી આદિને પ્રથમ જણાવવાની પરવા તજીને) તે પૂ. મહો.શ્રીને જણાવવાને બદલે તેમની પાસે ઊભા રહેવું અને અન્યને કહેવું એ વાત પ્રત્યક્ષ જ અસંભવિત જણાતી હોઈને ટકતી નથી

**૧૮.** તે કવિએ ત્યાર બાદ તે રાસની કડી ૧૭૪ થી ૧૭૭ સુધીમા તે ખ્યાતનામા ચુસ્ત શ્રાવક મંત્રી અંગે જે–"સભા વચ્ચે એમ કહીને જતા તે મુનિની પાછળ ઉક્ત ગલરાજે મારીને પૂરો કરી નાખવાનુ જણાવીને જમના દૂત જેવા બહુ સુભટોને દોડાવ્યા, 'હો-હા' કરતા પાછળ દોડેલા સુભટોને તે મુનિ હાથ ન આવ્યો, સુભટો ઘરોઘર ફર્યા, મુનિ નાઠો થકો શ્રાવકને ઘેર ગયો, શ્રાવકે તેને બે દિવસ ઘરમા રાખી રાત્રે કાઢી મૂક્યો, નાસીને (રાધનપુર સ્થિત) ગચ્છનાયક પાસે ક્ષેમકુશળ પહોંચ્યો. અને ગચ્છનાયકે તેને સાબાશી આપી." એ પ્રકારની ઘોર હિંસકવૃત્તિ દર્શક અશ્રદ્ધેય વાતો કરી છે તે આ કવિમુનિના જ મુખે શોભે તેવી જણાતી હોઇ પ્રત્યક્ષ દ્વેષમૂલક છે

"વ્યાખ્યાનસભામા તે (મહમ્મદ બાદશાહના વજીર તરીકે ખ્યાત) જૈનમંત્રી

ગલરાજ, શ્રી સંઘમા અગ્રેસર હોઈ પોતાની સાથે ૫૦૦ સભ્યોને લઈને અગ્રભાગે જ બેસતા હોય, એ સંજોગોમા તે આગંતુક એવા અજાણ્યા મુનિઓ તે સમર્થ શ્રાવકમંત્રી આદિથી ભરપૂર એવી તે વ્યાખ્યાનસભાને બેધડક વીંધીને સીધા પૂ૦ મહો૦શ્રીની વ્યાખ્યાનપીઠ નજીક આવવું અને તે સર્વત્ર જીતકાશી તરીકે પ્રખ્યાત એવા તેમજ મહાસમર્થ-ગીતાર્થ પૂ૦ ઉપા૦શ્રીની પાસે ચાલુ વ્યાખ્યાને જઇને તે પૂ૦ મહો૦શ્રીને તે દબદબાભરી સભાની રૂબરૂ હાથોહાથ પત્ર આપવો! અને તે પછી પણ–કવિએ જણાવેલું વક્તવ્ય–તે મુનિ તે સ્થળે રહીને કરવાની હિંમત દાખવે! એ વગેરે સરાસર અસંભવિત અને અસમંજસ બીનાને કયો સમજુજન સંભવિત માની શકે?”

તેમજ તે મુનિનું એ વક્તવ્ય સાભળીને તે વજીર **જૈન**મંત્રી, કવિએ લખાવ્યા તેવા જો અનંતાનુબંધી કષાયયુક્ત જ બન્યા હોત તો તેમની હાજરીમા તે મુનિ એ વ્યાખ્યાનપીઠ પાસેથી અક્ષતાંગ જઈ શકે ખરો? વળી તે ખ્યાતનામ જૈનમંત્રી જો તે પ્રકારના ઘોર કષાયવાળા હોત તો (**જૈન**મંત્રી માટે કવિ સિવાયના કોઇ જૈનમુનિને સ્વપ્નમાં પણ ન આવે તેવા તે કથનો મુજબ) તે મુનિને ત્હાંય ત્યાથી પકડી લાવીને પણ હણી નાખવાનો હુકમ સુભટોને કરવા જેટલોય કાલક્ષેપ થવા દીધો હોત ખરો? છતાં કવિએ તો તે કડીઓમા કહી નાખ્યુ કે–તે “તે મુનિને, તે સભામાં એમ કહીને ચાલ્યો ગયો તે પછી તે મંત્રીએ તે મુનિને મારી નાખવાનો હુકમ કરીને તેની પાછળ ‘મારો–મારો’ ની બૂમ પોકારતા સુભટોએ દોડાવ્યા” એ પ્રકારની તે કવિની ઉન્મત્તોચિત વાત કોને ગ્રાહ્ય બની શકે?

**૧૯ થી ૨૩**–તે રાસની કડી ૧૭૭ થી ૧૮૧ પર્યંત તે કવિએ જે–‘ધર્મસાગરને ગચ્છ બહાર જાહેર કર્યાની તે વાત (તે સં૦ ૧૬૧૯ મા) જગતે જાણી આથી તેઓએ ‘(૧) કોઇ શ્રાવકને ઘરેથી આહાર મળતો નથી’ એમ ગલરાજને કહ્યુ એમ અન્ન વિના દુઃખી થએલ (૨)-ધર્મસાગરની સદાને માટે લાજ ગઇ, (૩)–એવામા સકલચંદ્ર ઉપાધ્યાય અમદાવાદ આવ્યા અને ધર્મસાગરને તેણે કહ્યું,(૪)–‘આમ ભૂખનુ પણ દુઃખ સહન કરવા કરતાં ગચ્છનાયકની આજ્ઞા માનો, અન્યથા બીજે પણ કોઇ ગામે અન્નપાણી નહિ પામો’ આ સાભળી ધર્મસાગરે તેમને કહ્યુ –(૫)-‘પણ હવે હુ ગચ્છનાયક પાસે કેમ જઉ? અને તેઓ મને હવે સંગ્રહે કેમ? માટે હવે તો તમે આ વાત હાથમા લ્યો અને તે કાર્ય સાધી આપવા ઉદ્યમ કરો.” એ પ્રકારની–પૂ૦ મહો૦જી જેવા જિતકાશી તરીકે સર્વદિક્-પ્રસિદ્ધ શાસનરક્ષક શાર્દૂલને ક્ષુધાની પીડાએ શીયાલની લાચારીમય સ્થિતિવાળા લેખાવવા દ્વારા તે કવિએ વસ્તુત નિજની નિર્મૂળ જ કુવૃત્તિનુ પ્રદર્શન કરાવ્યુ હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે તે દરેક વાતો નીચે મુજબ નંબરવાર નિર્મૂળ તરીકે સાબિત પણ છે

(૧)-કવિએ પોતાની તે કડીમા પૂ૦ મહો૦શ્રીને આહાર નહિ મળતો હોવાનો સમય સં૦ ૧૬૧૭ અમદાવાદ જણાવેલ છે કે–જે સમયે પૂ૦ મહોપાધ્યાયજી તો પાટણ મુકામે

પૂ૦ અભયદેવસૂરિજીને ખરતરો સામે જાહેરસભામાં તપગચ્છના સાબિત કર્યા તે બદલ જગતભરના શ્રીતપાગચ્છીય ચતુર્વિધસંઘના અભિનંદનોથી નવાજાઈ રહ્યા હતા

(૨)–તે સમયે પૂ૦ ધર્મસાગર ગણિવરની સદાને માટે લાજ તો સં૦ ૧૬૧૭ના વર્ષે ખંભાત ચાતુર્માસસ્થિત પૂ૦ ગચ્છનાયકોના પણ હૈયામાં 'શાસનના અજોડ સ્તંભ' સ્વરૂપે અતીવ અંકાઇ જવા પામી હતી, (કે-જેને લીધે તે પૂ૦ મહો૦જીના રાસની ગાથા ૯૦-૯૧ મુજબ) પૂ૦ ગચ્છનાયકશ્રીએ જેસલમેર મુકામે ખરતરોને પરાભવિત કરવા સારૂ પ્રાયઃ સં૦ ૧૬૨૦ લગભગમાં તે પૂ૦ મહોપાધ્યાયશ્રીને જ પાઠવ્યા હતા; અને તે ગુર્વાજ્ઞા પામીને તેઓશ્રીએ ત્યાં જઈને પણ **શ્રી હરરાજરાવલની** રાજસભામાં ખરતરો સામે વિજય પ્રાપ્ત કરેલ હોવાથી તે મહો૦શ્રીની લાજ તો તે સં૦ ૧૬૨૦ મા પણ દિગંતવ્યાપી હતી

(૩)–એ પ્રકારે (કવિએ તેઓશ્રીને આહાર નહિ મળવાના જણાવેલા) સં૦૧૬૧૭ મા તે પૂ૦ મહો૦શ્રીની લાજ-શોભા-પ્રતિભા પાટણ મુકામે, સં૦ ૧૬૧૯ મા ગલરાજમંત્રીએ ભારે આદરપૂર્વક ઠાઠમાઠથી કરાવેલ ચાતુર્માસાદિથી રાજનગર મુકામે અને ઉપરની કલમ '૨' માં જણાવ્યા મુજબ સં૦ ૧૬૧૭ ની જેમ સં૦ ૧૬૨૦ મા પણ ખરતરોનો જાહેર-સભામાં પરાભવ કરવાના પરિણામે જેસલમેર મુકામે પણ શાસનનો વિજયડંકો વગાડવાને અંગે અતીવાતીવ દિગંત પ્રસરી હતી.

આ પ્રકારે અજોડ પ્રતિભાશાળી તરીકેની સાર્વત્રિક પ્રસિદ્ધિને ભજતા એવા અને (પૂ૦ ગચ્છનાયકશ્રી હીરગુરુજીથી પણ ચારિત્રથી મોટા) પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર પાસે (તેઓશ્રી કરતાં ઘણાં વર્ષ છોટા એવા) શ્રી સકલચંદ્રજી વાચક,–તે કવિના કથન મુજબ સં૦ ૧૬૧૭ મા તે મહો૦શ્રીને સહેવું પડતું ભૂખનુ કષ્ટ નિવારવા સારૂ અમદાવાદ આવ્યા, અને (તે સં૦ ૧૬૧૭ માં **પાટણ વિરાજતા** તે મહો૦ જીને) તેઓ તે કવિના કહેવા મુજબ **અમદાવાદ** મુકામે મળ્યા હોવાની સદંતર અસંગત અને અસંબદ્ધ બીનાને આ કવિ જ તે રાસની તે કડીમા બનેલ બીના તરીકે જણાવી શકે?

(૪)– ઉપર મુજબ તે બંને પૂ૦ વાચકોનુ તે કવિએ જણાવેલા સં૦ ૧૬૧૭મા મીલન જ થયુ નથી. ત્યા "તે વર્ષે શ્રી સકલચંદ્રજી વાચકે પૂ૦ મહો૦જીને 'આમ ભૂખનું દુઃખ વેઠવા કરતા ગચ્છનાયકની આજ્ઞા માનો નહિતર બીજે પણ કોઈ ગામે અન્નપાણી નહિ પામો" એમ જણાવ્યું હોવાનુ તે કવિનુ કથન વાહિયાત હોઈને સ્વયમેવ અસત્ય ઠરે છે વળી જેઓશ્રીને ગલામંત્રી જેવા રાજમાન્ય ભક્તશ્રાવક આદિનો વિશાલ ઉપાસકગણ હોય તેઓ-શ્રીને અન્નપાણીનુ દુઃખ વેઠવું પડે તે વાત કયો સુજ્ઞ મનુષ્ય સ્વીકારી શકે?

(૫)–એ પ્રકારે તે કવિની તે ચારેય વાતો જ્યા સદંતર નિરાધાર ઠરે છે, ત્યા તે ગર્વિષ્ઠ કવિએ ગચ્છનાયકના દિલમાં શાસનના અજોડ પ્રાણ તરીકે અંકિત થએલા તે પૂ૦ મહો-

પાધ્યાયજીના મુખમાં-'હવે હું ગચ્છનાયક પાસે કેમ જઉં? અને હવે તેઓ મને રાખે પણ કેમ?' એ વગેરે કાદિશિક બનેલા રાંકજનોચિત કથનોને તે પ્રભુશાસનની ગર્વ મર્યાદાથી પર જણાતા આ કવિ જ ગોઠવી શકે?

**પ્રાસંગિક ;**—શ્રી સંઘમાં પ્રભુશાસનને જ સમર્પિત થએલ તરીકે ઇતિહાસપ્રસિદ્ધ એવા તે પૂ. શાસનમાન્ય મહોપાધ્યાયજી પરત્વે-શ્રી વિજયતિલકસૂરિરાસમા આ કવિએ તે પૂ. મહો. જીના સ્વર્ગવાસ પછી પણ રહી રહીને ૩૫ વર્ષે અને સૌથી પ્રથમ-તે પ્રકારના સદંતર ઉપજાવી કાઢેલા કલ્પિત કટુપ્રહારોમય આક્ષેપો કરવાનો મુખ્ય હેતુ તો આ પ્રાચીન અર્વાચીન ઐતિહાસિક સમીક્ષા'ના વિવરણમાં પૂર્વે જણાવાએલ તે કવિના દાદાગુરૂ પૂ. રાજવિમલ વાચકને મળવા તૈયાર થએલી આચાર્યપદવી, પૂ. મહો. શ્રી ધર્મસા.ની સલાહ અનુસાર પૂ. ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજી હસ્તે પૂ. હીરહર્ષવાચકને મળી એ દ્વેષાગ્નિ જ છે. એ બીના ઉપર પૂર્વગ્રહવશાત્ આભોગે કે અનાભોગે લક્ષ જ નહિ આપનાર પૂર્વોક્ત આધુનિક જૈન ઇતિહાસકારોએ જેમ ઉક્તપ્રકારના ઇતિહાસકાર કવિ શ્રી દર્શનવિ૦ કૃત તે તે પ્રકારના અસદ્ લખાણોને સત્ જેવા માનીને ઇતિહાસનું રૂપક આપતા ઇતિહાસો દ્વારા તે પૂ૦ શાસનમાન્ય મહોપાધ્યાયજીને પોતપોતના ઇતિહાસમા અન્યાય કર્યો છે, તેમ 'પટ્ત્રિંશજ્જલ્પ-વિચાર' ગ્રંથના કર્તા અને પૂ. મહો. શ્રી ધર્મસાગરજી ગણિવરના પ્રતિસ્પર્દ્ધિ (આણસૂર-ગચ્છીય) પૂ. મહો. શ્રી ભાવવિ૦, શ્રી વિનયવિજયજી વગેરેના અભિસબંધ દ્વિવશાત્ તેમજ શ્રી ધર્મસંગ્રહના કર્ત્તા અને પોતાને શ્રુતકેવલી જેવા ઓળખાવવાની પહેલ કરનાર મહાન્ ગીતાર્થવર્ય (આણસૂરગચ્છીય) પૂ. મહો૦ શ્રી માનવિજયજી ગણિવરાદિની છાયાવશાત્ પૂ. સમર્થ ગીતાર્થપ્રવર મહો૦ શ્રીમદ્ યશોવિજયજી ગણિવર જેવા સર્વોચ્ચ ન્યાયાચાર્ય પણ પોતાના '**પ્રતિમાશતક**' નામના ગ્રંથમાં તે દર્શન-જ્ઞાન-અને ચારિત્રરૂપ ત્રિવેણીના મૂર્તસ્વરૂપ શાસ્ત્ર અને ઇતિહાસ પ્રસિદ્ધ એવા સુવિહિતનામધેય પૂ. મહો૦ શ્રી ધર્મ-સાગરજી ગણિવરને તેઓશ્રીના સ્વર્ગવાસ બાદ 'સો' એક વર્ષે 'પાસત્થો' કહી દેવાની હદે જઇને અસહ્ય અન્યાય કરી બેઠા છે, તે અતીવ શોચનીય છે.

**૨૪ થી ૨૯ :**—કવિએ ૧૮૨ થી ૧૮૮ કડી સુધીમાં જે- (૧) "ધર્મસાગરને લઇને સકલચંદ્ર ઉપાધ્યાય, રાધનપુર ગયા, (૨)-ત્યાં સાગરે બારણે ઉભા રહી તેમને ગુરુને જાણ કરવાનુ કહ્યુ, (૩)-ગુરુ કહે-તેમને કયારેય લાજ વળી નહિ હોવાથી મારે તેમનુ કામ નથી, (૪)-સકલચંદ્રવાચકે કહ્યું, "હું શિષ્ય કહું તે ગુરુએ સાભળવું ઘટે, 'કયારેય છોરૂ કછોરૂ થાય, તે મા-બાપ સદા સાંખતા આવ્યા છે,' વળી હવેથી તમે જેમ કહેશો તેમ કરશે, માટે સાગરને ગચ્છમા લ્યો· (૫)-જો હવે પછી તમારૂ વચન લોપે તો તેમને ઘણી શિક્ષા કરજો એ પ્રમાણે ને વાચકે ઘણી વિનતી કરી ત્યારે ગચ્છનાયકે, 'જો તમો આવવા ઉમેદ રાખો છો તો અમે પૂર્વસૂરિના વચનો કહીએ તે માનશુ, એમ લખી આપો તો તમને ગચ્છમા લઉં' એમ કહ્યુ. એટલે ધર્મસાગરે, (૬)-ગચ્છનાયકે

લખાવ્યો તે પ્રમાણે પટો લખી આપ્યો, પટામાં જે જે વસ્તુના મિચ્છામિદુક્કડં દીધા તે તે બોલ સં૦ ૧૬૧૭ માં રાધનપુર મુકામે આ પછી જણાવાયુ છે તે પ્રમાણે સાક્ષી અને મત્તાં કરાવવાપૂર્વક લખી લીધા " એ વગેરે વાતો કહી છે તે સઘળી જ વાતો આ નીચે નબરવાર જણાવેલ વિગતો પ્રમાણે સર્વથા નિર્મૂળ છે.

(૧)-સં૦ ૧૬૧૯ ના ચોમાસામાં અમદાવાદ ચાતુર્માસ રહેલ પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ ગણિવરને તે પૂ૦ સકલચન્દ્રજીવાચક, સ૦ ૧૬૧૭ ના ચોમાસામાં અમદાવાદથી રાધનપુર લઈ જઇ શકે નહિ

(૨)-એ હિસાબે તે બંને પૂજ્ય વાચકો, તે સં૦ ૧૬૧૭મા તો રાધનપુર ગયા જ નથી, ત્યારે ઇતિહાસના આધારે અધ્યાહારપણે માનવું રહે કે-"તે બને પૂ૦ વાચકોમાંના એક પૂજ્ય મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરના સ્વર્ગગમન પછી ૨૬ વર્ષે (આ કવિએ પ્રથમ જ જણાવેલ પૂ મહો. શ્રી ધર્મસા ગણિવરને બદલે) સં૦ ૧૬૭૧મા અમદાવાદ મુનિસમેલન મળ્યા પૂર્વે પૂ૦ સૂરચંદ્રગણિએ (વિજયસેનસૂરિજીના પણ વિરોધી એવા) આ કવિ દર્શન-વિ૦ને જ પૂ૦ વિજયસેનસૂરિજીનો મેળાપ કરી આપવામા પ્રથમ તે પૂ૦ ગચ્છનાયકશ્રીની વસતિના બારણે ઊભા રહીને (તે પૂ૦ સકલચંદ્રજીના શિષ્ય) પૂ૦ સૂરચંદ્રગણિ દ્વારા તે પૂ૦ ગચ્છનાયકને 'પોતે ૩૬ બોલ સંબંધે વાત કરવા માંગે છે' એમ જણાવવુ પડયું હોય, અને તે જાતઅનુભવને આઠ વર્ષ બાદ આ કવિએ, તે પ્રમાણે સં૦ ૧૬૫૩ મા સ્વર્ગે સીધાવેલા પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ તથા પૂ૦ મહો૦ શ્રી સકલચન્દ્રવાચકને નામે ૨૬ વર્ષ બાદ ગોઠવી દીધો હોય"

(૩)-ઇતિહાસ મુજબ આ કવિ, પૂ૦ સેનસૂરિજીના રાજ્યે રહીને સં૦ ૧૬૨૮ થી પ્રચ્છન્નતયા અને સ૦ ૧૬૬૮થી તો પૂ૦ વિજયસેનસૂરિજીથી પ્રગટપણે પણ પ્રતિકૂળ વર્તન રાખતા. તેથી તે પૂ૦ ગચ્છનાયકે, પૂ૦ શ્રી સૂરચન્દ્ર ગણિ સાથે-'તેમને કયારેય લાજ વળી નહિ હોવાથી મારે તેનું કામ નથી' એ વાકય પણ આ કવિને જ કહેવરાવ્યુ હોય!

સિવાય-જે ગચ્છનાયક પૂ૦ વિજયદાનસૂરિજીએ "જૈન પર૦ ઇતિ૦ ભા૦ ૩ના પૃ૦ ૭૦૨ ના ઉલ્લેખ મુજબ પૂ૦ મહો૦શ્રીને સ૦ ૧૬૧૦ મા પંચાગીસહિત ૬૩૬૦૦૦ શ્લોક પ્રમાણ ૪૫ આગમો સમર્પણ કરવાવડે, તેઓશ્રીના સ૦ ૧૬૧૭ મા પાટણમુકામે ખરતરગચ્છ સ્હામેના જાહેર વાદમા તેમનો પરાભવ કરી તપગચ્છના ફરકાવેલા વિજયધ્વજ બદલ તેઓશ્રીને ઉરના અભિનંદન આપવા વડે અને જૈ૦૫૦ ઇ૦ ભા૦ ૩ના પૃ૦ ૮૦૯ ઉપરના ઉલ્લેખ મુજબ પ્રાય સં૦ ૧૬૧૮ લગભગ '**મહોપાધ્યાય**' પદથી વિભૂષિત કરવાવડે જીવનપર્યંત આત્મસખામાનેલ હોવાની શ્રી સંઘમાં નિર્મળ છાપ બેસાડેલ છે, તે પૂ૦ ગચ્છનાયક પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરને પૂ૦ સકલચન્દ્રવાચક મારફત તેવા અસજ્જનોચિત વચનો કહેવરાવે તે સમજુજનોને લેશમાત્રય શ્રદ્ધેય બને તેમ નથી

(૪)–તે સં૦ ૧૬૭૧ મા પૂ૦ ગચ્છનાયકે પં૦ સૂરચંદ્રગણિ કે તેઓશ્રી જેવા કોઇ ગણિએ જણાવેલી જણાતી–'હું કહુ તે આપે સાંભળવું ઘટે, છોરૂ કછોરૂં થાય××× યાવત્ સાગરને ગચ્છમા લ્યો.' એ વાત પણ બારણે ઉભેલાં (સં૦ ૧૬૭૩ માં ઉપાધ્યાયોએ સ્થાપેલા જુદા આચાર્યની નિશ્રા સ્વીકારનાર) આ કવિને અંગે જ જણાવી કેમ ન સંભવે ? કારણકે–આ પહેલા ૧૫ અને ૧૬ મી નિર્મૂળ ઠરાવેલી હકીકત મુજબ પૂ૦ ગચ્છનાયકે, જે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ ગણિવ૦ને ગચ્છબહાર તો શુ ? પરંતુ હૈયાથીય બહાર કદિ લેખેલ નહિ હોવાનું ઇતિહાસ કહે છે તે પૂ૦ મહોપાધ્યાયશ્રીને તે પૂ૦ ગચ્છનાયકે બારણે ઉભા રહેવાની દુઃસ્થિતિમાં મૂકવાનુ યાવત્ ગચ્છમા લેવાનુ જણાવવું તે કોઈપણ વાતે યુક્તિયુક્ત નથી

(૫)–કવિની એ પછીની–(પૂ૦ સૂરચંદ્રગણિએ (?) પૂ૦ ગચ્છનાયકને જણાવેલ તરીકેની) ,જો હવે પછી તમારૂં વચન લોપે તો તેમને ઘણી શિક્ષા કરજો ' એ વાત પણ પૂ૦ સૂરચંદ્રગણિએ ( ૧॥ વર્ષે બાદ પૂ૦ વિજયસેનસૂરિજીની નિશ્રા તજીને તેમના પ્રતિપક્ષીઓએ સ્થાપેલા નવા આચાર્યની નિશ્રામાં જોડાઈ ગએલા ) આ કવિને અંગે જ કરી હોવી કેમ ન સંભવે ? એ વાત પછીની તે કવિએ જે–

(૬)–"એ પ્રમાણે ઘણી વિનતિ કરી ત્યારે ગચ્છનાયકે 'અમે કહીએ તે પૂર્વસૂરિના વચનો માનશુ, એમ લખી આપો તો ગચ્છમાં લઉ' એમ કહ્યુ એટલે ધર્મસાગરે ગચ્છનાયકે લખાવ્યો તે પ્રમાણે મિચ્છામિદુક્કડં આપેલા બોલોનો સં૦ ૧૬૧૭ મા રાધનપુર મુકામે પટ્ટો લખી આપ્યો" એ વાત, બારણે ઉભેલા તરીકે લેખાવેલા પૂ૦ મહો૦શ્રીને ગચ્છનાયકે 'પોતાની સન્મુખ ઉભેલા હોય અને જણાવી હોય' એ રીતે જણાવતી હોવારૂપે અને તેઓશ્રીની પાસે પટો પણ નિજની સન્મુખ લખાવ્યો હોવાનુ જણાવતી હોવારૂપે અસંગત છે, અને 'સં૦ ૧૬૧૯ મા અમદાવાદ ચાતુર્માસ કરનાર પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ ગણિવરને સં૦ ૧૬૧૭ રાધનપુર લેખાવ્યા તે તો એથીય વધુ અસંગત હોઈને સદંતર અશ્રદ્ધેય છે

કવિ દર્શનવિ૦ની પ્રસ્તુત કડીઓમા–આ દરેક અનવસ્થિતતા ભરેલી પડી છે તે જોતાં વસ્તુત સં૦ ૧૬૭૧ ના વૈશાખ માસના સંમેલન પહેલાં અમદાવાદમા આ કવિને જ એ સઘળી પરેશાની વીતેલ હોય અને એ જાત અનુભવને તેમણે તે રાસમાં પ્રસ્તુત મહોપાધ્યાયજીના નામે ચઢાવેલ હોય એમ જણાય છે આ વાત, '**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ના પૃ ૭૨૧ ઉપરના–"**સં૦ ૧૬૭૧ ના વૈ૦ શુદિ ૩ ના દિવસે અમદાવાદ હાજાપટેલની પોળમાં પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વરે 'શ્રી સર્વજ્ઞશતક' વગેરે ૪ ગ્રંથોને ગીતાર્થોની સંમતિ લઈ પ્રમાણિક જાહેર કર્યા.**" એ ઉલ્લેખને અવલંબીને આ પ્રકારે બની સમજાય છે કે–"પૂ૦ ગચ્છનાયકે પ્રામાણિક ઠરાવેલ શ્રી સર્વજ્ઞશતકગ્રંથમાના શ્રી ભક્તિસાગર ગણિવરકૃત ગણાતા ૩૬ બોલોનો તે પૂર્વે તે કવિ દર્શન

વિજયજીએ ગચ્છનાયકના રાજ્યે રહીને પણ નિર્ભયપણે સર્વત્ર અપલાપ કરવા માડ્યો હોય ! કવિના તે અપરાધની તે સંમેલનના ટાંકણે ક્ષમા આપીને તેમને ગચ્છમા લેવાની પૂ૦ સૂરચંદ્ર ગણિ જેવા કોઈ પણ ગણિએ પૂ૦ ગચ્છ ાયક શ્રી સેનસૂરિજી મ૦ને ઘણી વિનંતિ કરી હોય અને તે બદલ પૂ૦ ગચ્છનાયકે–'અમે કહીએ તે પૂર્વસૂરિના વચનો માનવાનુ લખી આપો તો ગચ્છમાં લઉં' એ વાત આગંતુક ગણિ મારફત આ કવિને જ ફરમાવી પડી હોય, અને તે કવિએ પણ પૂ૦ ગચ્છનાયકની સન્મુખ આવીને તે વાતને સ્વીકારી હોય એટલે પૂ૦ ગચ્છનાયકના કહ્યા પ્રમાણે પોતાની વિપરીત વાતોનો મિચ્છામિદુક્કડ આપવા પૂર્વક (તે કવિએ જણાવેલો) પટો પણ તે સમયે આ કવિએ જ પૂ૦ ગચ્છનાયકશ્રીને લખી આપવો પડ્યો હોય !

**૩૦ થી ૩૩**:–તે કવિએ તે રાસની કડી ૧૮૯ થી ૧૯૪ સુધીમા (સં૦ ૧૬૧૭મા રાધ પુર મુકામે પટો લખાવ્યો અને અનેક સહીઓ લીધી વગેરે કહેલી વાતના સંદર્ભમા) જે–"૧–'સાતથી વધુ નિહ્નવ કહેનારા ઠપકાને પાત્ર થશે' તથા ૨–'પ્રતિમા ખંધે જેમ પરંપરા ચાલી આવે તેમ કરવુ' એ બે કલમોના કરાવેલ તરીકે જણાવેલ પટામાંની સહીઓ નીચે ૩–પુનરપિ પોતાની તે બે કલમો ઉપર પણ ગચ્છનાયકે પોતે–'શ્રી હીરવિજયસૂરિ, સકલચંદ્ર વાચક, ધર્મસાગર વાચક વગેરે અનેક મુનિવરોના મત્તા લીધા!' અને ૪–તદુ-પરાંત હીરગુરુ, સકલચંદ્ર, ધર્મસાગર અને વાનરઋષિએ વિશેષ બાબતો લખવાપૂર્વક એક પત્ર અમદાવાદ ગલરાજ મ્હેતાને લખીને જણાવ્યુ કે–'શાસ્ત્રમા સાત નિહ્નવ કહ્યા છે, તેથી કોઇ વધુ થયે। માનશો નહિ અને પ્રતિમા આશ્રી જે પરંપરા ચાલે છે સદ્દહજો" ઇત્યાદિ વાતો કરી છે તે નીચે નબરવાર દર્શાવેલા વિરોધાભાસને લીધે લેશ પણ ગ્રાહ્ય બની શકતી નથી

## કવિની ઉપરોક્ત વાતોનો નંબરવાર વિરોધાભાસ.

(૧)–આ પટ્ટાની ઉપરના પ્રથમના પટ્ટામા 'સાક્ષી અને મત્તાં પણ કરાવી લીધા' એમ જણાવ્યા પછી તે સહીઓ અને મત્તાવાળા જ પટ્ટામાં તે સહીઓ અને મત્તા પછીથી પણ પૂ૦ ગચ્છનાયકે (ઉપર જણાવેલી) બે કલમો લખી અને તે કલમોની નીચે પણ 'શ્રી વિજયહીરસૂરિજી વગેરે અનેકનાં સહી–મત્તા કરાવી લીધાં લેખવચેલ છે' તે બીના તે સંલગ્ન પટ્ટામના લેખાવાયેલ ઉપરોક્ત બીજી બે કલમવાળા પટ્ટામાની તે બે કલમો પૂ૦ ગચ્છનાયકે લખી ગણાવાયુ તેનાં કરતાં તો પૂ૦ ગચ્છનાયક, તે પટ્ટો કરતી વખતે તે મુખ્ય બે કલમો લખાવવી જ ભૂલ્યા હતા અથવા સાથેના મુનિઓ મારફત લખાવવાનુ પણ ભૂલ્યા હતા, એમ ખુલાસો કરીને ગણાવાયું હોત અને ઉપર મુજબ વિરોધાભાસી લખાણ ન હોત તો હજુયે શ્રદ્ધેય બની શકત

(૨)–ઉક્ત પટ્ટામા અનેકની સહીઓ થયા પછી પૂ૦ ગચ્છનાયકે લખેલી કહેવાતી

ઉક્ત બે પોતાની કલમોની નીચે પૂ૦ ગચ્છનાયક પોતે અનેક મુનિઓની સહિ કરાવે એ સંભવિત નથી

(૩)–સંવત્ ૧૬૧૭ના ચોમાસામાં પૂ ગચ્છનાયકે રાધનપુર લખાવેલ તરીકે લેખાવાયેલ તે પટ્ટામા તે વર્ષે **ખંભાત** ચાતુર્માસસ્થિત તે પૂ૦ ગચ્છનાયકે અન્ય મુનિવરોની રાધનપુર મુકામે બેવાર સહીઓ કરાવી હોવાની વાત જેમ સંગત નથી, તેમજ તે સં૦ ૧૬૧૭ માં રાધનપુર મુકામે થએલા તરીકે લેખાવાએલ તે પટ્ટામાંની પૂ૦ ગચ્છનાયકની વધારાની લેખાવાએલી બે કલમોની નીચે તે સં૦ ૧૬૧૭ મા **પાટણ મુકામે** ચાતુર્માસસ્થિત પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિની સહિ લેખાવી છે, તે પણ વિરોધાભાસરૂપ હોઇ શ્રદ્ધેય બનતી નથી

(૪)–તે કવિએ પ્રથમ જણાવેલ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજીના અમદાવાદ (સં૦ ૧૬૧૯)ના ચાતુર્માસમા જ તેઓશ્રીની પ્રરૂપણાથી કવિના કહેવા પ્રમાણે વાસિત થએલ ગલરાજમંત્રીને–અમદાવાદસ્થિત પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ (આદિ) એ સં૦ ૧૬૧૭મા રાધનપુરથી અમદાવાદ ગલામંત્રી ઉપર તેવો પત્ર લખ્યો હોવાની વાત સંગત નથી એટલે કે-મહો શ્રી ધર્મસા મ.શ્રીએ અમદાવાદમાં ગલરાજમંત્રીના આગ્રહથી ચોમાસુ સં ૧૬૧૯ માં કર્યું અને તે ચોમાસામાં જ તેઓશ્રીની પ્રરૂપણાથી મંત્રીજી વાસિત થયા હોય તેથી તે પ્રરૂપણાઓને ન માનવાનું તે મંત્રીને પૂ૦ મહો૦ શ્રી સં૦ ૧૬૧૭ મા રાધનપુરથી જણાવે એ તદ્દન વિરોધાભાસી હોઇ અશ્રદ્ધેય છે.

**૩૪ થી ૪૦ઃ**–તે કવિએ તે રાસની કડી ૧૯૫ થી ૨૦૫ સુધીમા જે–"(૧)–મંત્રીને પત્ર મોકલ્યા પછી તયરવાડામા ધર્મસાગરે સકલ ગામ–નગરના ચતુર્વિધસંઘને તથા પરપક્ષી સાધુઓને મોકલવા સારૂ ગચ્છનાયકને એક વધુ લેખ લખી આપ્યો, (૨)–સાત ઉપરાત પાચને મે નિહ્નવ કહ્યા તેનો ગુરૂવચન સદ્દહીને મિચ્છામિ દુક્કડં આપુ છુ, (૩)–'ઉત્સૂત્ર-કંદકુદ્દાલ' ગ્રંથની પ્રરૂપણા તજુ છુ અને પહેલા તે ગ્રંથની પ્રરૂપણા કરી તેનો મિચ્છામિ દુક્કડં આપુ છું, (૪)–પર્વ્વપર્વી, ચતુષ્પર્વી હું સદ્દહતો ન્હોતો તે પણ ગુરૂના કહેવા પ્રમાણે હું સદ્દહું છુ, (૫)–ગચ્છનાયકના સાત બોલને હવે હુ હૃદયથી માનુ છું, (૬)–શ્રી ચતુર્વિધસંઘની મે જે દુર્મનથી આશાતના કરી તેનો મિચ્છામિદુક્કડ આપુ છું, અને (૭) –પાચ ગચ્છના ચૈત્યોને ઉત્થાપવાનો દોષ કર્યો તેને ખમાવીને વૃથા કરૂં છુ અને આજ પછી તે પાચેય ગચ્છના ચૈત્યોને ખામણાપૂર્વક વાદુ છુ. એ પ્રમાણે 'તયરવાડા'મા ગચ્છ-નાયક વિજયદાનસૂરિ આગલ મે સકલસંઘની સાક્ષીએ મિચ્છામિદુક્કડ આપ્યો છે તે સઘલા ખોટા કહ્યા બોલ જેણે જેણે સદ્દહ્યા હોય તે સહુ મિચ્છામિદુક્કડ આપજો" એ પ્રમાણે વાતો જણાવેલ છે, તે સમસ્ત વાતોને આ નંબરવાર જણાવતી સમાલોચના, આકાશ-કુસુમવત્ લેખાવે છે

## ઉપરની સાત વાતોની સમાલોચના

(૧)-[ આ કવિએ, પ્રથમ પૂ૦ ગચ્છનાયકશ્રીના સં૦ ૧૬૧૭ના ખંભાતના ચોમાસાને રાધનપુરનુ ચોમાસું લેખાવીને તેમજ પૂ૦ મહો શ્રી ધર્મસાગરજી ગણિવરના સં૦ ૧૬૧૯ના (સં૦ ૧૬૧૭નું તો પાટણુ હતું ) અમદાવાદના ચોમાસાને પણ રાધનપુરનું ચોમાસુ લેખાવીને તે સં૦ ૧૬૧૭મા તે બંને પૂજ્યોના એકીસાથે રાધનપુરમાં જણુવેલ કૃત્રિમ ચોમાસામા તે મહો૦જીએ, પૂ૦ ગચ્છનાયકને રાધનપુર પટો લખી આપ્યો હોવાની કરેલી વાહિયાત વાત જેવી જ ] તે કવિએ, આ-(તે પટો લખાયા પછી તરત જ) બીજો પટો, પૂ૦ મહોપાધ્યાયશ્રીએ (પૂ૦ ગચ્છનાયકે જણાવ્યા વિના સ્વયમેવ) પૂ૦ ગચ્છ-નાયકને 'તયરવાડા'મા લખી આપ્યો હોવાની વાત મનસ્વીપણે જ જણાવી હોય અને તેથી જ તો તે કવિ, 'તયરવાડા'માં તે પટો બન્યાનો 'સંવત્-તિથિ વાર' વગેરે કાંઇ જણાવી શકેલ ન હોય, એમ (આ બીજા પટામાંની પણુ બધી જ અનવસ્થિત વાતો જોતા) માનવું રહે છે

(૨)-કવિએ પ્રથમ જણાવ્યા પ્રમાણે સં૦ ૧૬૧૭ના રાધનપુરના પટાને અતે પૂ૦ ગચ્છનાયકે 'સાતથી વધુ નિહ્નવ ન કહેવાની' ઉમેરેલી ખાસ વાતની નીચે સહી આવ્યા પછી તરતમાં જ બનેલા કહેવાતા આ બીજા પટમા પૂ૦ મહો૦શ્રીએ પુન એ જ વાતને પાઞ નિહ્નવ ઉમેરીને લખી આપવી સંભવિત જ નથી.

(૩)-'શ્રી ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથની જેમા સાક્ષી અપાયેલ છે તે 'શ્રી તત્ત્વતરંગિણી' ગ્રંથને તે ગ્રંથની પ્રાચીન હસ્તલિખિતપ્રતની પુષ્પિકા મુજબ સ્વીકૃતિ આપનાર આ પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયદાનસૂરિજી મ૦ પાસે પૂ૦ મહો૦શ્રી ધર્મસાગરજી ગણિવર, તે પૂ૦ ગચ્છાધિપતિને માન્ય એવા તે 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથની પ્રરૂપણા તજવાની તેમજ કરેલી પ્રરૂપણાનો મિચ્છામિદુક્કડં આપવાની અનિષ્ટ ચેષ્ટા કરે એ વાતને તો શશશૃંગ જેવી જ લેખવી રહે છે

(૪)-ખરતરોવડે આરાધનામા કરાતુ ષટ્પર્વી તથા ચતુષ્પર્વીમાની એક પણ પર્વીનુ પરિવર્તન, શ્રી 'તત્ત્વતરંગિણિ' ગ્રંથ દ્વારા નહિ સહન કરનાર પૂ૦ મહો૦ શ્રી ધર્મ-સાગરજીગણિ, તે તે પર્વીઓમાની પૂર્ણિમા તથા અમાવાસ્યાને (શ્રી સૂત્રકૃતાંગ-સ્થાનાંગ આદિ આગમગ્રંથોમાના 'चाउदसट्ठमुदिट्ठपुण्णिमामावासीसु' પાઠના આધારે) પૌષધને આશ્રીને શ્રાવકરાધ્ય જણાવે, તેને 'તે મહો૦ શ્રી, ષટ્પર્વી તથા ચતુષ્પર્વીને સદ્દહતા ન્હોતા' તેવું સરાસર અસત્ય તો તે તે આગમના પાઠોને તથાસ્વરૂપે આ કવિ જ સદ્દહતા ન હોવાના પ્રતીક સ્વરૂપ એવું આગમનું પણ દ્રોહકારી અસત્ય ગણાય

(૫)-પૂ૦ ગચ્છનાયકે તે કહેવાતા સાત બોલો, 'કયે ગામે-કયા વર્ષે-કયા માસે અને

કોની હાજરીમા જણાવ્યા ?’ એ તો અદ્યાપિ- પર્યંત કોઇ વિશ્વાસપાત્રરૂપે જણાવી જ શકેલ નહિ હોઇને તે ખોલો અંગેની કોઇ વિદ્વેષીજને પ્રચારેલી જણાતી વાત જ જ્યાં નિર્મૂલ છે, ત્યા કવિએ, પૂ૦ મહો૦શ્રીના નામે જણાવેલી ‘તે ખોલને હું હવે હૃદયથી માનુ છુ’ એ વાત ટકતી જ નથી

(૬)–પૂ૦ મહો૦શ્રીએ દુર્મનથી શ્રીચતુર્વિધસંઘની આશાતના કરી હોવાનુ તત્કાલીન શ્રી હીરગુરૂ-શ્રી સેનસૂરિજી અને શ્રી દેવસૂર તપગચ્છને સતત વફાદાર તરીકે ઇતિહાસકારો દ્વારા પણ સ્તવાયેલા એવા તે મહર્ષિંનું એક પણ કથન કોઈપણ સ્થળે જણાતું નહિ હોવાથી, તત્કાલીન શાસ્ત્રો અને ઇતિહાસો તે પૂ૦ મહો૦શ્રીને પૂ૦ ગચ્છનાયકશ્રી પોતે પણ આખા તપગચ્છને આજીવન સંપૂર્ણ વફાદાર તરીકે જ ઓળખાવતા હોવાથી તેમજ આ કવિએ પણ પૂ૦ મહો૦શ્રીના નામે જણાવેલી ઉપરોક્ત વાત, ( પૂ૦ વિજયસેનસૂરિજીએ પણ સં૦ ૧૬૭૧ ના અમદાવાદ સંમેલનમાં પૂ૦ મહો૦ શ્રીના શ્રી સર્વજ્ઞશતક આદિ ગ્રથોને તે સંમેલનગત સમસ્ત ગીતાર્થોની સંમતિપૂર્વક પ્રમાણિક ઠરાવ્યા પછીથી થએલા ) પૂ૦ સૂરિજીના સ્વર્ગવાસ બાદ સં૦ ૧૬૭૩મા પ્રતિપક્ષે ભળ્યા પછી જ જણાવી હોવાથી ખચિત માનવુ રહે કે–એ વાત, તે કવિએ પોતે રચેલા તે કૃત્રિમ ઇતિહાસરૂપ રાસના કાળે પૂ૦ મહો૦શ્રીના મુખમાં ગોઠવી દીધી હોય

(૭)–ભગવતના શાસનથી ભિન્ન શાસનના સંચાલકો, અન્યતીર્થિક લેખાતા હોવાની જેમ તેમ જ જમાલિ નિહ્નવ આદિની જેમ જે જૈનો પણ ભગવતના કથનોનો ઉલટો અર્થ કરવા દ્વારા ભગવતના અવિચ્છિન્ન પારંપરિક શાસનગચ્છથી ભિન્ન ભિન્ન માન્યતાવાળા ગચ્છો ઉભા કરે, તો તે તે ગચ્છોને પરપક્ષી તરીકે અન્યતીર્થિક લેખાવવા રહે, એ હિસાબે પ્રાય વિ૦ સં૦ ૧૩૫૦ લગભગમા વડીપોશાળના **પૂ૦ આ૦ શ્રી ક્ષેમકીર્ત્તિસૂરિના** સમર્થ ગીતાર્થ શિષ્ય **શ્રી નયપ્રભજીએ** રચેલા उत्सूत्रकदकुदाल ગ્રથમા તપગચ્છ સિવાયના ગચ્છોને નિહ્નવ લેખાવવા પછી અન્યતીર્થિક લેખાવેલ છે, એ ગ્રંથની તથા સમ્યકત્વના આલાવામાના– ‘अन्नउत्थिए वा अन्नउत्थिअपरिग्गहियाणि वा अरिहतचेइयाणि वदित्तए नमसित्तए वा’ પાઠની મુખ્યતાએ જ [ **સં૦ ૧૧૫૯માં નીકળેલ પૂનમીયા, ૧૨૦૪માં નીકળેલ ખરતર, ૧૨૧૩ માં નીકળેલા આંચલિક વગેરે** ] પરપક્ષીના ચૈત્યોને ( સં૦ ૧૬૧૭ મા પાટણમુકામે ખરતર સામે મેળવેલા વિજયથી અતિપ્રસન્ન થએલા પૂ૦ ગચ્છનાયકશ્રીની અનુમતિ પામીને ) પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિએ અવદ્ય જણાવેલ હોવાની વાત મનસ્વી નહિ, પરતુ શાસ્ત્રસિદ્ધ તરીકે ઇતિહાસ પ્રસિદ્ધ છે

આમ છતા તે કવિએ જે–‘ઉપાધ્યાયજી પાટણ ચાતુર્માસ રહ્યા થકા પાંચ ગચ્છોના ચૈત્યોને ઉત્થાપવાનો દોષ કર્યો તેનો તે જ ગચ્છનાયક સામે અને તે જ સં૦ ૧૬૧૭ના વર્ષે રાધનપુ મા ખમાવીને મિચ્છામિ દુક્કડં આપ્યો’ હોવાની જણાવેલી ઉલટી અને

અસંબદ્ધ વાત તે પૂ૦ મહો૦શ્રીના નામે કરી છે તે પૂ૦ મહો૦શ્રીની ઉપરોક્ત પરપક્ષીના ચૈત્ય અંગેની શાસ્ત્ર અને ગુર્વાજ્ઞાનુસારી પ્રરૂપણાથી પોતે પોતાના મતમાં અપ્રમાણિક કરતા હોવાના કારણે ઉશ્કેરાએલા પૂનમીયા આદિ પાંચ ગચ્છીયોનો સાથ પામેલા તત્કાલીન તપાગચ્છીય પ્રતિસ્પર્દ્ધિ મુનિઓએ, પૂ૦ મહો૦શ્રીના નામે હવામા ચોમેર વહેતી મૂકેલી વાત હોવા તરીકે ઇતિહાસના તલસ્પર્શી હાર્દને પામવા પછી જ સ્પષ્ટ સમજી શકાય તેમ છે. કે-જે વાતને (જૈનસમાજમા પ્રતિસ્પર્દ્ધિઓએ અવસરાનવસરે ચગાવતા જ રહેવાને લીધે વધી પડેલા ક્લેશની શાતિના બ્હાને) પૂ૦ વિજયહીરસૂરિજી મહારાજને સં૦ ૧૬૪૬ મા પાટણમા અનિચ્છાએ બનાવવા પડેલા બાર બોલના પટામા પણ સ્થાન મળી જવા પામ્યુ છે !

### પરપક્ષીયચૈત્યોને સ્વચૈત્યો જેવાં તો માત્ર કહેવામાં જ છે !

**પરિણામ એ આવ્યું કે-"આજે પણ તપગચ્છના ચૈત્યો અને તીર્થની પેઢીઓ, ચૈત્યદ્રવ્યમાંથી તે પૂનમીયા, ખરતર, અચલગચ્છ આદિ પાંચ ગચ્છવાળાના ચૈત્યો અને તીર્થોને હરગીજ સહાય નથી આપતા તે, તે તે પરપક્ષીયોના ચૈત્યોને તપાગચ્છ, પોતાના જેવાં નહિ જ માનતા હોવાનુ મજબુત પ્રમાણ હોવા છતાં** તે પૂ૦ હીરસૂરિજીના પટ્ટકમાંની તે વાતને ઓઠે તપાગચ્છના સમજુ કે અણસમજુવર્ગે તે તે પરપક્ષીયોનાં ચૈત્યોને પોતાના ચૈત્યો જેવા કહેવાનો માત્ર વાણી વિલાસ જ અપનાવવો પડેલ છે ! કિંવા માત્ર તેવો વાણીવિલાસ પણ તપાગચ્છમા તે પટ્ટકથી અપનાવવો તો પડેલ જ છે !"

### એ વાતો પ્રમાણશૂન્ય હોઇ કપોલકલ્પિત સંભવે છે

**૪૧ થી ૪૫** -તે કવિએ, પોતાના રાસની કડી ૨૦૫ થી ૨૧૦ સુધીમા જે-"(૧) વળી પાછુ ગચ્છપતિએ સં૦ ૧૬૧૯ ના માગશર શુદિ ૧ ના રોજ આ પ્રમાણે લિખિત કર્યું કે-(૨)-ગચ્છમા જે પરંપરાગત સામાચારી પ્રવર્તે છે તેનાથી કોઇએ વિપરીત કે આઘી પાછી સામાચારી કરવી નહિ, (૩)-કોઈ મુગ્ધે ગચ્છથી વિરુદ્ધ નવો વિચાર કરવો નહિ અને કરશે તે ગચ્છનાયકનો ઠપકો પામશે, (૪) આ લિખિતમા પણ ગચ્છનાયકે શ્રી વિજયહીરસૂરિ-સકલચંદ્રવાચક ઉ૦ રાજવિમલ-ધર્મસાગર-પં૦ શ્રીકરણ-સુરચંદ્ર વગેરે ઘણા મુનિઓના મત્તા કરાવી તે લિખિત સર્વત્ર મોકલ્યુ અને (૫)-તે પછી જ ધર્મસાગરને ગચ્છમા લીધા" એ પ્રકારની વાતો કરી છે તે નીચે પ્રમાણે નબરવાર નિર્નિમિત્ત અને પ્રમાણશૂન્ય હોઈને કપોલકલ્પિત જણાય છે

(૧)-તે કવિએ આ પહેલા ચલાવેલી કલમ પ્રમાણે-જો "પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરની વિપરીત પ્રરૂપણા વગેરે અંગેનો નિકાલ લાવવા સારૂજ ગચ્છનાયકે,

સં૦ ૧૬૧૭માં રાધનપુર આવી ત્યાં સર્વ પંડિતોને એકઠા કરી તે પૂ૦ મહો૦શ્રીને ગચ્છબહાર કરવાનો નિર્ણય લીધો હતો, અને તે નિર્ણયના પ્રતાપે આહાર–પાણી નહિ મળવાથી ભૂખના દુઃખથી પીડાતા તે પૂ૦ મહો૦શ્રીને પૂ૦ મહો૦ શ્રી સકલચંદ્ર ગણિવરે પૂ૦ ગચ્છપતિ પાસે રાધનપુર લાવ્યા બાદ પૂ૦ ગચ્છપતિએ તેઓશ્રી પાસે ગચ્છમા ભેળવવા માટેનો માફીપત્રનો પટ્ટો પણ લખાવી લીધો હતો ' તો તે પછી તો પૂ૦ ગચ્છનાયકે તેઓશ્રીને ગચ્છમા ભેળવ્યા જ હોવા જોઇએ. છતાં તે પછી પણ [ઉપરની પહેલી કલમમાંના કવિના કથન મુજબ પૂ૦ ગચ્છાધિપતિ, તે રાધનપુરના સં૦ ૧૬૧૭થી આ સં૦ ૧૬૧૯ સુધીના બે વર્ષ સુધી તો તેવા ખ્યાતનામધેય શાસનવત્સલ પૂ૦ મહોપાધ્યાયશ્રી અંગે ઉપરાઉપરી પટ્ટા જ કર્યા કરીને ) તેઓશ્રીને એ પ્રકારે ગચ્છમાં ન જ ભેળવવાની શાસ્ત્ર અને ગચ્છ મર્યાદા બહારની આપખુદીસત્તા જ દાખવ્યા કરનાર તરીકે લેખાવાય, એ તો તેવા ખ્યાત અને વિદ્વદ્વત્સલ પૂ૦ ગચ્છનાયક મહાપુરુષને કવિએ અજ્ઞાનબાલક સમા લેખાવેલ હોવારૂપે તે મહાન્ ગચ્છનાયકશ્રીની અસહ્ય અવજ્ઞા કરવા રૂપ જણાય છે

(૨)–તે કવિએ જણાવેલી આ કલમ, ગચ્છમા પ્રવર્ત્તતી સામાચારી પ્રવર્ત્તાવવાનુ કાર્ય, સદા ગચ્છનાયકને જ આધીન હોઈને તેને ગચ્છવાસી કોઈ પણ મુનિ, વિપરીત કે આઘી–પાછી કરી શકતો જ નહિ હોવાનુ જાણનાર પૂ૦ ગચ્છનાયકે લખવી તે સંભવિત જ નથી.

(૩)–કવિએ આ પહેલાં જે પૂ૦ ગચ્છનાયકને સં૦ ૧૬૧૯ મા રાજનગર મુકામે ગચ્છની વિરુદ્ધ વાત કરી હોવાનું સાંભળીને તેની ખબર સં૦ ૧૬૧૭ મા લેવા ગચ્છનાયકે રાધનપુર આવીને એ અપરાધ બદલ મનોભિષ્ટ પટો લખાવી લીધા પછી પણ જેલરની જેમ અપરાધીને બબ્બે વર્ષ સુધી નજરકેદરૂપ જેલમાં રાખવા પૂર્વક તેની પાસે ઉપરાઉપરી માફી-પત્રો લખાવી લેનાર તરીકે કઠોરતર હૃદયના લેખાવ્યા તે જેમ અશ્રદ્ધેય છે, તેમ તેવા કરડા ગચ્છનાયક, તેવા અપરાધી માટે કવિએ અહિં જણાવેલી–' ગચ્છવિરુદ્ધ વિચાર કરનાર ગચ્છ નાયકનો ઠપકો પામશે ' એવી સદંતર હળવી કલમ લખે તે પણ અશ્રદ્ધેય જ છે

(૪)–તે કવિએ, સં૦ ૧૬૧૭ નુ ચોમાસું ખંભાત કરનાર પૂ૦ ગચ્છનાયકને તેમજ તે વર્ષનુ પાટણ ચોમાસુ કરનાર પૂ૦ મહો૦શ્રીને તે સં૦ ૧૬૧૭ મા **રાધનપુર** ચોમાસુ સાથે હોવારૂપે લેખાવ્યા બાદ ત્યાથી ( ચાતુર્માસ ઉતર્યા બાદ ) તેઓ બનેને તરત જ **' તચરવાડા '** ગયા લેખાવાયા ! અને તે પછી ઉભયના સં૦ ૧૬૧૮ મા ( પૂ૦ મહો૦શ્રીનુ ચાતુર્માસ અહિમનગર હોવાથી તે )ના ચાતુર્માસનુ સ્થલ જણાવ્યા વિના જ તે બને પૂજ્યોને તે સં૦ ૧૬૧૯ સુધી સાથે જ રહેલા લેખાવીને સીધુ જ પોતાના લિખિતમા મુનિઓના મત્તા કરાવી સર્વત્ર મોકલ્યા બાદ 'તે મિતિએ પૂ૦ મહો૦શ્રીને ગચ્છમા લીધાં ' એમ જણાવી દીધુ છે ! તે, તે કવિએ આ પૂર્વે સં૦ ૧૬૧૯ મા અમદાવાદ ચાતુર્માસસ્થિત પૂ૦ મહો૦

શ્રીને પૂ૦ ગચ્છનાયકે સં૦ ૧૬૧૭ માં રાધનપુરથી ગચ્છબહાર કર્યાની અને તેઓશ્રીની પાસે તે જ સં૦ ૧૬૧૭ માં રાધનપુરમુકામે માફીપત્રનો પટો લખાવી લીધાની જણાવેલી ઉડાઉ વાત જેવી જ નિર્મૂળ વાત છે.

(૫)-કવિનાં કથન મુજબ જો-સ૦ ૧૬૧૯ ના માગશર શુદિ ૧ ના રોજ પૂ૦ ગચ્છ-નાયકે નવો પટો, મુનિઓનાં મત્તાં સહિતનો કરાવીને સર્વસ્થાને મોકલાવ્યા બાદ જ ધર્મસા૦ ગણિને ગચ્છમાં લીધા તો શું સં૦ ૧૬૧૭ ના રાધનપુર મુકામે તે પટો લખાવ્યા બાદ પૂ૦ ગચ્છનાયકે તરત જ સર્વસ્થળે મોકલ્યો ન હોય એ સંભવે ખરૂં? તેમજ તે પટો લખાવી લીધાં પછી પણ કવિના કથન મુજબ **તયરવાડાથી** પૂ૦ મહો૦શ્રીએ લખી આપેલા પદ્ય બાદ પણ સં૦ ૧૬૧૯ સુધી શું તેઓશ્રીને માંડલી બહાર રાખ્યા હતા?

તે કવિની શેષ સેંકડો તેવી વાતો આ દૃષ્ટિએ મધ્યસ્થો સુધારે.

તે કવિ દર્શનવિ૦ કૃત 'વિજયતિલકસૂરિરાસ' માં આ પ્રકારની નિર્મૂળ વાતો, આદિથી અંતપર્યંત સેંકડો ઉપજાવી કાઢેલી જોવાય છે! જેનુ ઉપર્યુક્ત પ્રકારે વિવરણ કરવા જતા આ ઈતિહાસનું કદ, કદાચ બમણુ-ત્રણગણું વધી જવાનો ભય રહેતો હોવાથી તે દ્વેષમૂલક અને અસત્યના પિંડસમા રાસમાંની શેષ સેંકડો નિર્મૂળ વાતોને ઉપર મુજબ સૂક્ષ્મદૃષ્ટિએ વિચારવાનું અને તેને સુધારવાનું કાર્ય અત્ર શાસનપ્રેમી મધ્યસ્થ વિદ્વદ્વર્યો ઉપર છોડવું પડે છે. કારણકે-

તે આખા રાસમાંનું લગભગ બાર આની લખાણ, ઉપર્યુક્તરીત્યા મુખ્યત્વે વ્યક્તિદ્વેષથી જ ભરપૂર જણાતુ હોઈને અર્થાત્ શાસન અને સમુદાયને આજીવન વફાદાર એવા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર પરત્વે કરવામા આવેલા નિર્મૂલપ્રાય: આક્ષેપોમય હોઈને વાચકને સત્ય ઇતિહાસની છાંટ પણ પ્રાપ્ત ન થવા દે તેવું વિષમ જણાય છે. શુ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર, આ કવિએ રાસમા વર્ણવ્યા છે તે પ્રકારના દોષ-ભંડાર હતા, છતાં તેઓશ્રીના રચેલા ગ્રંથોને પૂ૦ વિજયદાનસૂરિજી, જગદ્ગુરુ હીરસૂરિજી અને પૂ૦ વિજયસેનસૂરિજી વગેરે ત્રણ ત્રણ પટ્ટધર ગચ્છનાયકોએ પ્રભુશાસનમા ટંકશાળી તરીકે લેખાવ્યા છે?

વસ્તુત: તે કવિએ, તે શ્રી વિજયતિલકસૂરિરાસની એકી કલમે જે કૂટ રચના કરી છે, તે-"સ૦ ૧૬૧૦ મા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે શાસન અને સમુદાયવત્સલપણે તે કવિના દાદાગુરૂ પૂ મહો શ્રી રાજવિમલગણિવરને બદલે પૂ મહો હીરહર્ષગણિવરને આચાર્ય પદવી અપાવી તજ્જન્યદ્વેષના હેતુસ્વરૂપ જ જણાયેલ છે" એમ અત્ર પુનરપિ ઉચ્ચારવું પડે છે. इत्यलं विस्तरेण ॥

કવિનો વ્રતાભાવદર્શક ૨૯ મો બોલ.

-'ઐતિહાસિકરાસ સંગ્રહ' ભા૦ ૪ (વિજયતિલકસૂરિરાસ, અધિકાર બીજો. પૃ૦

૮૫-૮૬)મા કવિ દર્શનવિ૦એ મહો૦ શ્રી સોમવિ૦ રચિત ૨૯મો બોલ નીચે પ્રમાણે જણાવેલ છે —

"ઓગણત્રીશમો બોલ સાભળો, હીરગુરુ શ્રી વિજયસેનસૂરિ ભલો, તેણઇ વિપરીત લહી તસ ચાલ, નામિ ગ્રથ તે [1]**કુમતિકુદ્દાલ** ॥૧૦૧૫॥ જલિ બોલ્યો તે જાણી અશુદ્ધ, તેહનઇ એહવું આણ્ઈ સુદ્ધ; [2]**સર્વજ્ઞશતકિ** એહવું જાણી, જેણ્ઈ એ ગ્રથ બોળ્યો પાણી આણી. ॥૧૦૧૬॥ તેણ્ઈ કીધી જિન આશાતના, પ્રવચન હેલિઉ એ વાચના, તેણઇ કારણિ મિથ્યાતીમા લીહ, એહવુ આણિઉ વયણ અબીહ ॥૧૦૧૭॥ તેહ [3]**વયણનુ સૂત્ર** જ સુણો, સર્વજ્ઞશતકિ એ અવગણો, હીરજેસિંગને મિથ્યાત્વી કહ્યા, તો સાગર ગચ્છ બાહિર રહ્યા ॥૧૦૧૮॥ सूत्रम- [4]आगमव्यवहारिवचोनुयायिनमुत्सूत्रकदकुदालग्रथकर्त्तार हिलयन्तोऽर्हदादीनामाशातनया परित्यक्तसम्यक्त्वा इति वयवदाम । એહવું [5]વચન સુણી ગુરુસગત, કાઇ ન ચેતો જાણી વિગત, જો ગુરૂ ઉપરિ હોઇ રાગ, તો [6]તસ મુખ ન જોવા લાગ ॥૧૦૧૯॥

ઉપર્યુક્ત બોલમાં નંબરવાર નિમ્નોક્ત ૬ અસત્યો છે

(૧)-'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ, (કે-જે નામનો કોઇ ગ્રથ કદિ કોઇએ બનાવેલ જ ન હોઇને અસ્તિત્વ નથી તે) મહો૦ ધર્મસા૦એ નવો બનાવ્યો હોવાનુ અને તે ગ્રથને સ૦ ૧૬૧૭મા ગચ્છનાયક વિજયદાનસૂરિજીએ પાણીમા બોળ્યો હોવાનુ આ કવિએ પ્રસ્તુત રાસની કડી ૧૫૫ થી ૧૬૧ સુધીમાં તો અસત્ય ઉચ્ચાર્યું જ છે, અને તે પૂ૦ ગચ્છનાયક વિજયદાનસૂરિજી, સ૦ ૧૬૨૨મા સ્વર્ગે સીધાવ્યા પછી તે અસત્યને [ સ૦ ૧૬૫૦મા તે જ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે રચેલા '**સર્વજ્ઞશતક**' ગ્રથમ ની વાત ઉપર કૃત્રિમ આક્રમણ કરવા સારૂ ] તે કવિએ ૧૦૧૫ ની કડીમા પુન **તે જ 'કુમતિકુદ્દાલ' ગ્રથને (સ૦૧૬૪૯ લગભગમાં) હીરગુરુ અને શ્રી સેનસૂરિજીએ પાણીમાં બોળ્યા હોવાનું** જણાવ્યુ છે તે, તે કવિ મૃષાવાદવિરમણવ્રત પ્રતિ સદતર નિરપેક્ષ હોવાનુ સૂચક છે

(૨)-એ પછી ૧૦૧૬ તથા ૧૦૧૭ મી કડીમા તે કવિએ-"તે ગ્રથને હીરગુરુ અને શ્રી સેનસૂરિજીએ પાણીમા બોળ્યો છે, એમ જાણીને મહો૦ ધર્મસાગરજીએ, સર્વજ્ઞશતકમા '**જેઓએ તે ગ્રથ પાણીમાં બોળ્યો છે તેઓએ શ્રી જિનની આશાતના અને જિનશાસનની હેલના કરી છે માટે તેઓ મિથ્યાત્વીમાં રેખા સમાન છે.**' એવુ વચન નિર્ભયપણે આણ્યુ" એ પ્રકારના ઉપજાવી કાઢેલી ઝેરી કથનોને [ તે કવિકૃતરાસની રચનાના બે વર્ષ પૂર્વે એટલે કે-સ૦ ૧૬૭૭ માં ] એ કવિના જ આણસૂરગચ્છના પૂ૦ **રત્નચદ્રગણિએ** બનાવેલા 'કુમતાહિવિષજાગુલીમત્ર' ગ્રથમાના તે કવિના ઉપર્યુક્ત કથનોથી સદતર વિરુદ્ધ એવા-"श्री विजयहीरसूरिभि शास्त्राविरुद्धपचजल्पजल्पनविषये मिथ्यादुष्कृत्त बलादापित तदामर्षात् सर्वज्ञशतक चकार ××× તથા સર્વજ્ઞશતકગ્રથ સૂત્રવૃત્તિમા હિ, શ્રી હીરવિજયસૂરિઇ જે પચ બોલના મિચ્છામિદુક્કડ દેવડાવ્યા હતા તે આશ્રી વિપરીત

પ્રરૂપણા સિદ્ધાંતનઇ અણમીલતી લિખિ છઇ તથા શ્રી દાનસૂરિઇ વીસનગરમાહિ જલશરણ કીધો તેહની સ્થાપના કરી છઈ" એ કથનો નિર્મૂળ લેખાવતા હોવાથી પણ તે કવિમાં મૃષાવાદવિરમણ વ્રતનો તો લેશમાત્રય સદ્‌ભાવ સંભવતો નથી

૩.-તે કવિએ અહિ પોતાના બીજા નબરના કથનો બદલ સૂત્ર સાંભળવાનુ કહ્યુ, તે પણ શ્રી સર્વજ્ઞશતકમા તેવાં કથનો જણાવનારૂં કોઇ જ સૂત્ર ન હોવા છતાં કીધેલ હોવાથી મૃષાવાદરૂપ જ છે

૪.-'आगमव्यवहारिवचोनुयायिनमु०' એ સૂત્ર 'શ્રીસર્વજ્ઞશતક' ગ્રંથમાં છે જ નહિ વસ્તુતઃ તે સૂત્ર જ નથી; પરતુ પૂ૦ મહો૦શ્રીએ સં૦ ૧૬૧૭ માં પાટણ મુકામે રચેલ 'ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા' ગ્રથમાનું 'ગદ્યવાકય' છે, એમ જાણવા છતાં કવિએ તે વાકયને 'સર્વજ્ઞશતક' ગ્રથમાના સૂત્ર તરીકે જણાવવાનુ શાસ્ત્રદ્રોહી જુઠાણું સેવેલ છે, તે પોતાના ન૦ ૨ માંના કથનોને સુત્રાનુસારી લેખાવવાના ઈરાદાથી જ સેવેલ હોઇને તે તેનો ખુલ્લો મૃષાવાદ છે

૫ તે સં૦ ૧૬૧૭ના 'ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા' ગ્રંથમાંના વાકયમા પણ પૂ હીરગુરુ તથા પૂ૦ શ્રી સેનસૂરિજીનુ તો નામનિશાન પણ નહિ હોવા છતાં અને તે વાકય, તે ગ્રથનો વિરોધ કરનારા ખરતરાદિ પ્રતિપક્ષીવર્ગને ઉદ્દેશીને જ સીધું કહેલ હોવાનું જાણવા છતાં પણ તે કવિએ, 'મહો૦ ધર્મસાગરજીએ તે વાકયમા શ્રી હીરગુરુ તથા શ્રી સેનસૂરિજીને મિથ્યાત્વી કહ્યા છે.' એમ ગુરુભક્તોને ખોટી રીતે ઉશ્કેરવા સારૂ ગપ જ હાકવા દ્વારા આભિનિવેશિક મૃષાવાદ સેવેલ છે

૬-એ જુઠા વાકયને આગલ કરીને કવિએ, (પૂ૦ ઇતિહાસવેત્તા મુનિ શ્રી વિદ્યાવિ૦મના '**તે સમયે તપગચ્છના રક્ષણમાં ધર્મસાગરજી જ એક હતા.**' એ સુવર્ણકથન મુજબ) તે સમયે ખરતરાદિ વિરોધીવર્ગના સામે એકલા હાથે શ્રી તપગચ્છનુ આબાદ રક્ષણ કરનાર તે પૂ૦ મહામહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરનું મુખ પણ જોવા જેવુ નથી એમ ગુરૂભક્તોને જણાવ્યું છે, તે તો તે કવિના હૃદયમા મહોપાધ્યાયજી પ્રતિ નસેનસમા વ્યાપેલા અનતાનુ બંધીના દ્વેષનો સૂચક મૃષાવાદ છે.

## પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦એ તે વચનોને રૂપાંતર આપેલ છે.

ઉકતપ્રકારના તે કવિ દર્શનવિ૦ના સહચારી પૂ૦ મહો૦ શ્રી ભાવવિજયજીએ, તે કવિ દર્શનવિ૦ કૃત 'વિજયતિલકસૂરિરાસ'ની કડીઓના ભાવને દષ્ટિ સામે રાખીને સં૦ ૧૬૭૯માં षट्त्रिंशज्जल्पविचार નામનો ગ્રંથ બનાવ્યો હોય એમ તે રાસમાંના-તે ગ્રથગત રૂપાતર-વિચારો જોતાં જણાઇ આવે છે. અને તે આ પ્રમાણે :—

(૧) પ્રસ્તુત કવિકૃત રાસમાં ઉપર્યુક્ત બોલને ૨૯ મો જણાવેલ છે તેને મહો૦

ભાવવિ૦એ પોતાના તે ગ્રંથમાં ૩૦ મો બોલ તરીકે રૂપાંતર આપેલ છે.

(૨)–તે કવિએ પોતાની ઉપર્યુક્ત કડી ૧૦૧૫ માં 'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ જ નહિ હોવા છતાં જે–કુમતિકુદ્દાલ ગ્રંથને શ્રી હીરસૂરી તથા શ્રી સેનસૂરિજીએ સં૦ ૧૬૪૯ માં જળમાં બોળ્યા હોવાની વાત કરેલ છે, તે વાતને મહો૦ શ્રી ભાવવિ૦એ પોતાના તે ગ્રંથમાના તે રૂપાંતરિત ૩૦માં બોલમા (સં૦ ૧૬૧૭મા) ગચ્છનાયક વિજયદાનસૂરિજીએ उत्सूत्रक दकुदाल ગ્રંથને જલશરણ કર્યો છે.' એમ રૂપાતર આપેલ છે

**(૩)–પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦એ, શ્રી વિજયદાનસૂરિજીને નામે ચડાવેલું તે રૂપાંતર પણ–**" કવિએ દર્શનવિ૦એ 'તિલકસૂરિરાસ'ની કડી ૧૮૮ થી ૧૯૮ સુધીમા [સં૦ ૧૬૧૭ માં વિજયદાનસૂરિએ તો–સાતથી અધિકને નિહ્નવ કહેવો નહિ અને પ્રતિમા આશ્રી ચાલુ પરંપરા મુજબ કરવુ એ બે વાત જ લખી હોવા ઉપરાંત 'ઉત્સૂત્રક દકુદ્દાલ' ની તો વાત જ લખી નથી, '**ઉત્સૂત્રક દકુદ્દાલ**' અંગેની વાત તો તચરવાડાથી મહો૦ શ્રી ધર્મસાગરજીએ લખેલ તરીકે ગવાના પત્રમા લખી છે, અને તેમા પણ તે ગ્રંથને જલશરણ કર્યો હોવાની વાત તો લખી હોવાનુ જણાવેલ જ નથી આમ છતા] મહો૦ શ્રી ધર્મસાગરજીના નામે જણ વેલી–'ઉત્સૂત્રક દકુદ્દાલ જે ગ્રંથ, હવઇ હુ તેહનો ટાળુ પંથ, પહેલુ તાસ સદ્દહણા હુઇ, તેહનો મિચ્છામિદુક્કડ સોઇ ॥૧૯૮॥' **એ મિચ્છામિદુક્કડ સૂચક ગાથાનુ જ માત્ર કર્યું છે. કે–જે રૂપાંતર. વૈદ્ય–ગાંધીના સહીયારાનુ પણ સૂચક છે.**

(૪)–કવિ દર્શનવિ૦એ, કડી ૧૦૧૬ થી ૧૦૧૯ સુધીમા–" કુમતિકુદ્દાલ ગ્રંથને પાણીમા બોળનાર શ્રી હીરગુરુ અને સેનસૂરિજીને સર્વજ્ઞશતકમા જિનની આશાતના કરનાર, પ્રભુ-શાસનની હેલના કરનાર અને મિથ્યાત્વીમા રેખાસમાન કહેલ હોવાથી ગુરુભક્તોએ ધર્મસા-ગરનુ મોઢુ પણ જોવાલાયક નથી " એ પ્રમાણે કહેલ વાતને–પૂ૦ મહો૦શ્રી ભાવવિ૦એ પોતાના તે ગ્રંથના ૩૦મા બોલમાં–" ઉત્સૂત્રક દકુદ્દાલ ગ્રંથના કર્ત્તાની જેઓ હેલના કરે છે તેઓને औष्ट्रिकमतोत्सूत्रदीपिका મા સમ્યક્ત્વરહિત કહ્યા છે અને એથી જ તેઓને તેમા થતી અર્હન્ત આદિની આશાતનાના કારણે અમે સમ્યક્ત્વરહિત કહીએ છીએ " એમ પ્રથમ તો મહો૦ શ્રી ધર્મસાગરજીના શબ્દોમા અને તે પછી–' परमेतदर्तीवायुक्तमुन्मुतप्रलापवदनुपादेय च। यत एव कथ्यमाने उत्सूत्रकदकुदालग्रथजलशरणकारिण श्रीविजयदानसूरिप्रभृतीनामाशातना भवति। न केवल महता विभापते शृणोति तस्मादपि य स पापभाक् इत्यादि। तेनैतद्वचनमत्यन्त पापोपचयकारि। एवमन्यदपि तथाविध तथैवेति। ततो पापभीरु नैवविधा वाचमप्युत्सृजेन्नाप्याकर्णयेदिति' એ મુજબના પોતના શબ્દોમા રૂપાંતર આપેલ છે

વિદ્વાન વાચકો જોઇ શકે છે કે-પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦ મ૦ના આ રૂપાતરમા પણ કવિ દર્શનવિ૦ની- મહો૦ ધર્મસાગરજીએ સર્વજ્ઞશતકમા હીરગુરુ અને શ્રી સેનસૂરિને

જિનેન્દ્રની આશાતના કરનાર, શાસનની હેલના કરનાર અને મિથ્યાત્વીમાં રેખાસમાન કહેલ હોવાથી ગુરૂભક્તોએ તેમનું મુખ પણ જોવા લાયક નથી ' એ વાતની તો ગંધ પણ નથી, આમ છતાં—

## પૂ૦ ત્રિપુટીજીએ તે કવિની જ લીધેલી ઓફ !

કવિ દર્શનવિ૦ની તે ૧૦૧૫ થી૧૦૧૯ સુધીની કડીઓમાની તે પ્રકારની અસત્ય વાતોને તેમના સહચારી પૂ૦ મહો૦શ્રી ભાવવિ૦ને, ઉપર પ્રમાણે પલટો જ આપવો પડેલ છે. આ બીના જાણવા છતા પણ ઇતિહાસકાર પૂ૦ ત્રિપુટીજીએ (શ્રી વિજયહીરસૂરિ અને સેનસૂરિ તેમ જ તપગચ્છના વફાદાર પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ સામેની) શ્રી આણસૂર તપાગચ્છીય પૂ૦ મુનિરાજોની આ ઉપર દર્શાવેલી અવહેલનાકારી પ્રપંચણાજીને '**જૈનપરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ ના પૃ ૭૨૨ ઉપર '**આંતરક્લેશ**' શીર્ષકતળે '**તપગચ્છનો આંતરક્લેશ**' લેખાવેલ છે! અને તે પણ [ પ્રસ્તુત કવિ દર્શનવિ૦ની કડી ૧૦૧૫ થી ૧૦૧૭ સુધીમાની ઉપર્યુક્ત અસત્ય વાતોને છૂપાવીને તે કડીઓના ભાગ્યા તૂટ્યા સાર અને અસારરૂપે ] આ પ્રમાણે લેખાવેલ છે કે-"**સર્વજ્ઞશતકમાં ખરતર ગચ્છવાળા પ્રત્યે જે આક્ષેપો કર્યા હતા તે કોઇ કોઇ અંશે સ્વગચ્છનાયકોને પણ લાગુ પડતા** ('આણસૂરવાળાઓ તરફથી' એમ નહિ; પરંતુ તપગચ્છમા) **મનાયા હતા. આ** (સર્વજ્ઞશતકગ્રંથનો' એમ નહિ માત્ર) **પાનાઓનો પ્રચાર થતાં** ('આણસૂરવાળા તરફથી' એમ નહિ) **તપગચ્છના આંતરક્લેશમાં ઘી હોમાયું. આ માટે** ('તિલકસૂરિરાસમા' એમ નહિ, પરંતુ) **ઉલ્લેખ મળે છે કે**—सूत्रम्—आगमव्यवहारिवचनानुयायिनमुत्सूत्रकदकुदाल × × × × वयं वदाम। 'વિજયતિલકસૂરિ રાસમાંનો' એમ નહિ માત્ર "(**બોલ ૨૯ મો**)"

## પૂ૦ ત્રિપુટીજી માટે આ પારાવાર અનુચિત ગણાય

કવિ દર્શનવિ૦એ જણાવેલુ એ લખાણ પણ સર્વજ્ઞશતકમાનુ નથી, પરંતુ 'ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા' ગ્રંથમાનું છે. એમ જાણવા છતા પણ પૂ૦ ત્રિપુટીજીએ, એ પ્રમાણે લખાણ રજુ કરેલ છે તે દેવસૂર તપગચ્છના વફાદાર પૂ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિ પ્રતિ પ્રસ્તુત કવિ દર્શનવિ૦ની એ કડીઓમાના (પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦ને પણ ઉપર્યુક્ત રીતે ફેરવી તોળવા પડેલ) આક્ષેપોને અપનાવવા સ્વરૂપ હોઇને ઇતિહાસકારના ભૂષણરૂપ મધ્યસ્થતાગુણનું લીલામસૂચક જ નથી, પરંતુ પોતાના તે ઇતિહાસના પૃ૦ ૭૨૩ ની શરૂઆતમા તો- હીર-જેસિંગને મિથ્યાત્વી કહ્યા, તો સાગર ગચ્છ બહાર રહ્યા ' એ માત્ર ઉત્તરાર્દ્ધને પ્રચાર અર્થે પ્રસિદ્ધિ આપવારૂપે તે અસત્યોપાસક કવિની લીધેલ ઓફસૂચક પણ છે! જે-તેઓશ્રી જેવા ઇતિહાસકારને માટે પારાવાર અનુચિત ગણાય

## સુરતની આ વાત, અસંભવિતને સંભવિત લેખાવનારી છે.

**'જૈનપરં. ઇતિ.' ભા ૩ના પૃ. ૭૨૩ કલમ (૨૦)**માં જણાવેલી "(૧)–સિંહવિ. ગણિને બાર બોલનો પટ્ટ, સુરતમાં નવી પ્રરૂપણાના પ્રેમી સુરા વ્હોરાએ વાંચવા દીધો નહિ." એ વાત ત્યા ચાતુર્માસ રહેલા શ્રી સિંહવિજયજીએ સં૦ ૧૬૭૩ માં આણસૂર પક્ષમા જોડાયા પછી જ ઉભી કરી સભવે છે.

(૨)–"બીજી સાલ સુરતમાં ચોમાસું પૂ૦ મહો૦ કલ્યાણવિ૦ મ૦ ગયા, તો ત્યા તેનુ પણ સૂરા૦વ્હોરાએ અપમાન કરીને ૧૨ બોલના પટ્ટાને બદલે નવી ચર્ચાના આલાવાના પાના વાચવા બેઠા." એ વગેરે વાત પણ ઉકત શ્રી સિંહવિ૦એ જ ઉભી કરી સંભવે છે કારણ કે– તે સમયે ત્યા કોઇ નવી પ્રરૂપણા–ચર્ચા જ ન્હોતી છતા તેવી ચર્ચાના પાના, પૂ૦ મહો૦શ્રીની સામે શ્રાવકે વ્યાખ્યાનમા જુદા વાચ્યા ! એ વાત, પૂ૦ મહો૦ શ્રી કલ્યાણવિ૦ ખુદ કે અન્ય કોઇ પ્રામાણિક ઇતિહાસ જણાવતો નહિ હોવાથી અસભવિતને સભવિત લેખાવનારી છે

## આ '૭' બોલનુ લખાણ સંદિગ્ધ છે.

તે લખાણના અનુસધાનમા–'**પાંચ બોલનો પટ્ટો**' શીર્ષકતળે–"પછી તો આ૦શ્રી વિજયસેનસૂરિજીએ સ૦ ૧૬૬૭ ના મા વ ૪ [1]શનિવારે પાટણથી પાચ બોલનો પટ્ટો બનાવી [2]સઘળે સ્થાને મોકલ્યો તે પાંચ બોલનો પટ્ટો આ પ્રકારે હતો ૧–સૌએ બાર બોલનો પટ્ટ ઉપર શ્રદ્ધા રાખવી, ૨–ગીતાર્થોએ ચોમાસામા તથા સઘની સભામા ૧૨ બોલનો પટ્ટ જરૂર વાંચવો-વચાવવો ૩– [3]તથા 'પ્રશ્નોત્તર સમુચ્ચય, [4]હીરપ્રશ્ન ગ્રથો પણ અવશ્ય વાચવા કોઈએ આ [5]ત્રણ ગ્રથો વાચવાનો વિરોધ કરવો નહિ, ૪–કોઇએ આ ત્રણ ગ્રંથ સિવાયના છુટા ચર્ચાપત્રો, આલાવાઓ વગેરે વ્યાખ્યાનમા વાચવા–વંચ વવા નહિ, ૫–સૌએ બાર બોલના પટ્ટકની આજ્ઞા મુજબ [6]માર્ગાનુસારીપણે વર્ત્તવુ," એ પ્રકારે પ્રસિદ્ધ થયેલું લખાણ પણ નબરવાર નીચે પ્રમાણે સદિગ્ધ છે.

૧–પૂ૦ મહો૦ શ્રી કલ્યાણવિ૦ સામે સૂરાવ્હોરાએ સુરતના ચોમાસામા પાના વાચવા માંડવા દ્વારા તેઓશ્રીનુ જો અપમાન જ કર્યું હોત તો તે વાત, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ને પાટણ મુકામે તે મહો૦શ્રીએ તે ચોમાસામા જ પત્રથી જણાવી દીધી હોય અને તેનો જવાબ પણ તે પૂ૦ ગચ્છનાયકે તેઓશ્રીને તે ચોમાસામા જ સુરત જણાવી દીધો હોય; પરંતુ તેને બદલે ચોમાસું પૂરું થયા પછી પણ માગશર વદ ચોથે એટલે કે– મહિનાઓ બાદ તેમને ગચ્છનાયકે પટ્ટો બનાવીને મોકલ્યો હોય એ વાત સંગત નથી

૨–પૂ૦ મહો૦ શ્રી કલ્યાણવિ૦ મ૦ના તે કહેવાતા અપમાનને સાંભળવા માત્રમાં તે બદલ પૂ. ગચ્છનાયક, ઠપકો તુરત જ લખી મોકલવાને બદલે પટ્ટો બનાવે, અને તે પટ્ટો

પણ પ્રથમ સુરત જ મોકલવાને બદલે સઘળે સ્થાને મોકલી દે તે યુક્તિયુક્ત જ ન હોઈને સંભવિત જ નથી.

૩–તે કહેવાત પાંચ બોલના પટ્ટામાંના ચોથા બોલ પછી તો હજુ પણ '**તથા**' શબ્દ લખી શકે, પરંતુ ચોથા બોલ પહેલાંના ત્રીજા બોલ પછી તો શ્રી સિંહવિ કે કવિ દર્શનવિ. જેવા જ 'તથા' શબ્દ લખી શકે. પૂ. ગચ્છનાયક તો ન જ લખે, એ હિસાબે પણ એ લખાણ પૂ. ગચ્છનાયકનું સંભવતું નથી.

૪–'પ્રશ્નોત્તર સમુચ્ચય'ને જ 'હીરપ્રશ્ન' લેખવનારા એ જ પૂ. વિજયસેનસૂરિજી મ, તે હીરપ્રશ્નને અહીં પ્રશ્નોત્તર સમુચ્ચયથી નિન્ન ગ્રંથ તરીકે લેખાવે તે સભવિત નથી.

૫–પાચ બોલના તે કહેવાતા પટ્ટાને તે પૂ. ગચ્છનાયક ગ્રંથ લેખાવે જ નહિ અને એ સાથે પ્રશ્નોત્તર સમુચ્ચયને હી-પ્રશ્નથી જુદો ગ્રંથ લેખાવીને તે બે વસ્તુને–'**આ ત્રણ ગ્રંથો**' એમ કહીને–ત્રણ ગ્રંથો તરીકે તો આમર્ષવાન્ શ્રી સિંહવિ. ગણિ જેવા સિવાય પૂ ગચ્છનાયકશ્રી તો કદી લેખાવે જ નહિ.

૬–'બાર બોલની આજ્ઞા મુજબ' એમ લખ્યા પછીથી "માર્ગાનુસારીપણે વર્ત્તવું" એમ પૂ. ગચ્છનાયકે લખવું તે સભવિત નથી

ઉપર જણાવ્યા મુજબ જ્યા તે કહેવાતા પટ્ટાને પૂ. ગચ્છનાયકશ્રીના પત્ર તરીકે જણાવાયો હોત તો પણ અશ્રદ્ધેય ઠરે તેમ છે, ત્યા તેને **પૂ૦ ત્રિપુટીએ, વાસ્તવિક પટ્ટો માની લેવા પૂર્વક** તે કહેવાતા પટ્ટાને અનુલક્ષીને પોતાના તે ઇતિહાસ ભા ૩ ના પૃ. ૭૨૪ ઉપર ચાર પેરા ભરીને રજુ કરેલ વાતૂલ માનવીની વાતો જેવી વાતોને તો કોણ જ સુજ્ઞજન, ઇતિહાસ તરીકે માની શકે ?

"**જૈન પરંપરાનો ઇતિહાસ**' **ભા૦ ૩ પૃ૦ ૭૨૫** '[1]ચતુર્વિધસંઘ સંમેલન' શીર્ષકતળે-પૂ. ત્રિપુટીજીએ, જે-(વિજયસેનસૂરીશ્વરજી પાટણથી અમદાવાદ આવ્યા) "તે પછી આ. વિજયદેવસૂરિ વગેરે સાધુઓ અમદાવાદ આવ્યા ××× આચાર્યશ્રીએ, મુનિ-સઘમા રહેલ, '[2]આંતરિક ક્લેશને દૂર કરવાનુ' હાથમા લીધુ સૌએ ગચ્છનાયક પાસે પોતપોતાની વાત રજુ કરી. સૌની સામે કેટલાએક [3]સાચા–ખોટા પત્રો, [4]કપટી પત્રો, [5]ગુપ્ત પુસ્તક વગેરે રજુ થયા. આ પુસ્તકમાં ગચ્છના જુદા જુદા મુનિવરો ઉપર આક્ષેપો કરવામાં-આવ્યા હતા. ત આ પ્રમાણે :—

'તે [6]મંહિ (૪૮મા ભ.) સોમતિલકસૂરિનઈ, [7]કહ્યા અજ્ઞાની સાગરમુનિ, [8]સાગર ગ્રથિ ગચ્છઈ એ સાખિ, એહ વિચાર ન ઘટઇ મન રાખિ' (બોલ ૨૭મો.)

'તેહ વયણનું સૂત્ર જ સુણો, સર્વજ્ઞ શતકિં એ અવગણો, હીર જેસિગને મિથ્યાત્વી

કહ્યા, તો સાગર ગચ્છ બાહિર ગયા. ૧૦૧૮ "ગૂઝમ્-આગમ.' (બોલ ૨૯ મો. ઉપરની કલમ ૧૯ મી) (ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૪, પૃ. ૮૫-૮૬).

વિજયતિલકસૂરિરાસ અધિ૦ ૨, આનંદકાવ્ય મહોદધિ મૌ. ૭, મો. દ. દેશાઈની પ્રસ્તાવના . પેજ ૧૧૫ થી ૧૧૮."

## પૂ૦ ત્રિપુટીજીના તે લખાણની નંબરવાર સમાલોચના

૧-સાધ્વીજી અને શ્રાવિકાની સદંતર ગેરહાજરીવાળા તે સાધુ સમેલનને 'ચતુર્વિધ સંઘ સંમેલન' લેખાવ્યું છે, તેને બદલે તે સંમેલનને જો 'સાધુ પ્રધાન સંઘ સંમેલન' તરીકે લેખાવાયું હોત તો તે શીર્ષક, ભ્રામક લેખાવા ન પામત.

૨-આ પૂ૦ ત્રિપુટીજીએ, પોતાના પ્રસ્તુત ઇતિહાસના ભા૦ ૩ના પૃ૦ ૭૨૫ ઉપર 'વીર વંશાવલી'ના આધારે જણાવેલ "મહો સોમવિજયજી ગણિવરે સં. ૧૬૬૯-૭૦માં પાટણમાં ગચ્છનાયક સાથે સાગરમતને આશ્રયીને મોટો મતભેદ ઉભો કર્યો. (અને બીજા ઉલ્લેખ મુજબ) મહો સોમવિજય ગણિવર સં ૧૬૬૯મા પાટણથી વિહાર કરી મારવાડમાં ગયા" એ હકીકતને અંગે જે તાજો જ આંતરિક કલેશ હતો તેને જ દૂર કરવા સારૂ આચાર્યશ્રીએ, તે સાધુસમેલન યોજેલ હતું એમ સાચું લેખાવવું યોગ્ય હતું. સુસંગત વાત પણ એ જ જણાય છે એ આંતરિક કલેશવાળી તાજી બીનાને બદલે પૂર્વના આંતરિક કલેશને આગળ કરીને તેને દૂર કરવા સારૂ તે સમેલન યોજેલ હોવાનું લેખાવવું તે હરગીજ સંગત નથી

૩-પૂ૦ ગચ્છનાયકના પ્રતિપક્ષીય ઉપાધ્યાયજીઓના નાયક મહો૦ શ્રી સોમવિ૦ મ૦ તો પાટણથી ગચ્છનાયક સાથે ઝઘડો કરીને સં૦૧૬૬૯મા સપરિવાર મારવાડ વિહાર કરી ગયેલ હોઇને ત્યાથી સં ૧૬૭૧ના પ્રાયઃ મહા માસે પૂ૦ગચ્છનાયક સાથે પુન ઝઘડવા આખોય પક્ષ લઈને તો એકવાર અમદાવાદ આવીને તુરત જ સપરિવાર ચાલ્યા ગયા મનાતા હોઈ તે સમેલનમા તો પૂ૦ ગચ્છનાયકના પ્રચ્છન્નાપ્રચ્છન્ન વિરોધી એવા પૂ૦ મહો૦ શ્રી કીર્ત્તિ વિ૦ મ૦ આદિ જૂજ જ પ્રતિસ્પર્ધી મુનિવરો આવી શકયા હોય અને શેષ તો ગચ્છ નાયકશ્રીની આજ્ઞાના જ પૂ૦ આચાર્ય આદિ ગીતાર્થ મુનિવરો એકઠા થયેલા હોય અને તેથી તેઓશ્રીએ તો તે નવા કલેશને દૂર કરવાની માત્ર આપસ-આપસમા ચાલના જ કરી હોય આ સ્થિતિવાળા જણાતા તે શ્રમણ સમેલનમા તેવા અલ્પ પ્રતિસ્પર્ધી મુનિવરોએ જે ખોટા-સાચા પત્રો રજુ કર્યાની વાત લખવામા આવી છે તે કપોલકલ્પિત જણાય છે

૪-પૂ૦ ગચ્છનાયકશ્રી સ્હામે બહુધા તેમની જ આજ્ઞાના અને તે હેતુ માટે જ એકત્રિત થયેલા તે પૂ૦ મુનિવરોની વિશાલ સભામાં હાજર રહેલા વિરોધી મુનિવરો, કપટીપત્રો રજુ કરવાની હિંમત કરે એ સંભવિત જ નથી.

૫–આમ 'ગુપ્ત પુસ્તક' કહેવા દ્વારા લેખકે ગર્ભિતપણે **'સર્વજ્ઞશતક'** પુસ્તક, ધ્વનિત કરેલ જણાય છે, પરંતુ તે પુસ્તકની રચના તો પ્રાયઃ સં. ૧૬૫૦ માં થયેલ હોઈને તે પુસ્તકના લેખક પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરના પ્રતિસ્પર્ધી પૂ૦ ઉપાધ્યાયો આદિએ તે પુસ્તકને પૂ૦ ગચ્છનાયકના ગુરુ પૂ૦ વિજયહીરસૂરિજીથીજ ગુપ્ત લેખાવેલ હતું, પણ આ પૂ૦ વિજયસેનસૂરિજી મ૦ એ તો કદિ ગુપ્ત લેખાવેલ નહિ હોવાથી તેમ જ તે પુસ્તક પણ મહો સોમવિ. મ પાસે હોવાની વાત તે સં ૧૬૭૦ લગભગ જગજાહેર થઈ જવા પામેલ હોઈને પૂ ત્રિપુટીએ તે સમયે ગુપ્ત પુસ્તક રજુ કર્યાની જણાવેલી આ વાત શ્રદ્ધેય બનતી નથી.

૬–અહીં પૂ ત્રિપુટીમહારાજે, (સ્થલ તરીકે જણાવેલા ૨૭મા બોલમાના 'તે માટિ' શબ્દને પલટીને 'તે માહીં' શબ્દ ગોઠવી દેવા દ્વારા જે) "સર્વજ્ઞશતક પુસ્તકમાં ૪૮ મા ભ સોમતિલકસૂરિને-મહો. શ્રી ધર્મસાગરજીએ અજ્ઞાની કહ્યા હોવાનુ" લેખાવેલ છે, તે વાત તો તે જ પૂ ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજીએ તે સંમેલનમાં **પ્રમાણિક તરીકે જાહેર કરેલા તે 'સર્વજ્ઞશતક'** પુસ્તકમા નહિ જ હોઇને તે પુસ્તક પ્રતિ શ્રી સઘમા અંધ અસદ્ભાવ પ્રકટાવવાના આશયની દ્યોતક છે

૭–આ અગે પૂ મહો શ્રી ધર્મસાગરજી ગણિવરે, સ. ૧૬૨૮માં રચેલ 'પ્રવચન-પરીક્ષા' મુદ્રિત ગ્રથ ભાગ પહેલાના પૃ ૩૧૫ થી ૩૧૭ ઉપર જણાવેલી-'તપા નો મત, મુદ્ગલ જાતીનો ગ્રહનો મત અને શાકિનીનો મત પ્રાય સરખા છે ॥ શાકિની અને મુદ્ગલ કરતા પણ તપા દુરાશયા છે.॥ 'શાકિની અને મુદ્ગલથી ગ્રહણ કરાએલાનો હજુ પણ પ્રતીકાર દેખાય છે, પરતુ તપાથી પીડાતાઓની ચિકિત્સા તો અત્યત ભયંકર નીવડે છે ॥ શાકિની અને મુદ્ગલ એક જન્મમા જ હણે છે, પરતુ આ તપાગ્રહ તો ભવેભવે હણે છે ॥" **ઈત્યાદિ પ્રકારે ઉન્મત્તતાદર્શક વાણીવિલાસ દ્વારા શ્રીમત્તપાગચ્છ પ્રતિ વિષ વમનાર સત્યપ્રત્યનીક ખરતરીય જિનપ્રભે,**–'મને સ્વપ્નામાં પદ્માવતીએ સાક્ષાત્ થઇને-તપાગચ્છને અભ્યુદયવાળો જણાવેલ હોવાથી આપને (૪૮મા ભટ્ટારક શ્રી સોમતિલકસૂરિને) મારા શિષ્યો માટે રચેલા આ ૭૦૦ સ્તવનો ભેટ કરૂ છુ' એમ માયાવી પણે કહીને શ્રી તપાગચ્છના 'તે ભટ્ટારકશ્રીની પ્રશસા કરી તેએને વદના કરી' -સાભળીને (તપાગચ્છીઓએ) ઉત્સાહમા આવી જવાનુ નથી કારણ કે–'स विग्नत्वेन सर्वत्र सर्वजन प्रसिद्धान् श्री सोमतिलकसूरिन् (स जिनप्रभ) कथ न वन्दन्ते?' એ બીના પ્રસિદ્ધ છે કે જે ી તે શ્રી સોમતિલકસૂરિજી મ ને બડાસવેગી જણાવેલ છે તેથી મહો જીએ તેઓને અજ્ઞાની કહેલ' હોવાની કવિ દર્શનવિ.ની વાત કલ્પિત ઠરે છે

અત્ર આશ્ચર્ય એ છે કે–'તે કવિ દર્શનવિ. પોતાના તિલકસૂરિ રાસમા આ પૂ ગચ્છનાયક શ્રી સેનસૂરિજી મ.ને **'મોહાંધ'** લેખાવવા જાકે છે,- પરંતુ મહો. શ્રી ધર્મસાગરજી

ગણિવર, તે પૂ સોમતિલકસૂરિજીને 'બડાસંવેગી' પણ ન કહી શકે?'

૮—અત્ર માનવું થાય છે કે—'કવિને પૂ મહો.શ્રીના કોઈ પણ ગ્રંથમાં તેવી વાત જોવા નહિ મળવાથી જ તેઓ અહીં તે ૪૮માં ગચ્છનાયકશ્રીને 'અજ્ઞાની' જણાવનારા ગ્રંથનુ નામ જણાવવાને બદલે માત્ર 'ગ્રંથિ' શબ્દ જ લખી શકેલ છે.'

૯—'વિજયતિલકસૂરિરાસ' માંની આ ૧૦૧૮મી કડીમાં જણાવ્યા મુજબ શ્રી સોમતિલકસૂરિજીને 'અજ્ઞાની' કહેનારું કોઇ જ વચન નથી, 'सूत्रम्—आगम' એ આદિ વચનવાળું કોઇપણ સૂત્ર નથી! તે તો માત્ર 'ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા' ગ્રંથમાંની ગદ્ય પંક્તિ જ છે આ વાત જાણવા છતાં તે અસત્ય લેખક કવિની આ ૧૦૧૮ મી કડીનો પૂ ત્રિપુટીજીએ આ પહેલા પણ પોતાના પ્રસ્તુત ઇતિહાસના પૃ૦ ૭૭૩ ઉપર ('સાગરગચ્છ બહાર રહ્યા' એ નિર્મૂળવાતનો ઢોલ પીટવારૂપે) ઉત્તરાર્દ્ધ તો પ્રસિદ્ધ કરેલ હોવા છતાં અહિ વળી તે અશ્રદ્ધેયવાતનો પુન ઢોલ પીટવારૂપે તે આખી કડી રજુ કરી છે, તદુપરાંત તે કુટેલ ઢોલને સામાન્ય જનતામા સાચો લેખાવવા સારૂ (તે કડીગત વાત મુજબ ત્રણ ઇતિહાસકારોનુ કહેવુ છે, એમ આમજનતામા ઠસાવવા સારૂ) તે કડીની નીચે—"૧ બોલ ૭૯ મો વિજયતિલકસૂરિરાસ અધિ૦ ૨ (અહિં કડી નંબર છૂપાવીને), ૨ ઐતિહાસિકરાસસંગ્રહ ભા૦ ૪ પૃ૦ ૮૫ ૮૬ ('અહિ વિજયતિલકસૂરિરાસ' તરીકેનું નામ તેમ જ કડીનો તે જ નંબર છૂપાવીને) અને ૩—આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૭, મો દ દેશાઈની પ્રસ્તાવના પૃ૦ ૧૧૫ થી ૧૧૮ (અહિ પણ 'વિજયતિલકસૂરિરાસ' તરીકેના નામ અને કડીનો તે જ નંબર છૂપાવીને)" એ મુજબની નાટકીય ઢબે તે એકને એક નિર્મૂળ વાતની સાક્ષીમા તે જ કડીવાળા ત્રણ સ્થળ રજુ કરેલ છે! તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર પ્રત્યેના પૂર્વગ્રહમૂલક દ્વેષનુ દ્યોતક છે.

## એ વસ્તુ જ સંભવતી નથી.

જૈન પરં૦ ઇતિ૦ ભા૦ ૩ પૃ૦ ૭૨૬ ઉપર 'ક્લેશનું મૂળ' શીર્ષક તળેની કલમ (૨૫)માં પૂ૦ ત્રિપુટીજીએ—"મહો. મુનિ વિમલગણિવરનાં શિષ્ય કવિરત્ન પં. શ્રી દર્શનવિ૦ ગણિએ આ ચતુર્વિધ સંઘના સંમેલનમા નવી પ્રરૂપણાના ૩૬ બોલના આલાવાનાં પાના રજુ કર્યા પછી તેમણે કહ્યુ કે—ગુરૂદેવ! આપણા ગચ્છના આંતરિક કલેશનુ મૂળ નવી પ્રરૂપણા છે જેના ૩૬ બોલ આ પાનાઓમા લખેલા છે, એકંદરે આ પાના ઝેરી પુસ્તક જ છે' એમ પ્રસિદ્ધ તો કર્યું.

પરંતુ આ પૂર્વે તે પૂ૦ ત્રિપુટીજીએ જ જણાવ્યા મુજબ (તે કવિપક્ષના અગ્રેસર પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ તો આ સંમેલનમા ન આવવા સારૂ) સં૦ ૧૬૬૯ મા પાટણથી સપરિવાર મારવાડમાં વિહાર કરી ગએલ હોવાથી તેઓએ ઉપર્યુક્ત પ્રસિદ્ધિમાં

અગ્રગણ્ય તરીકે લેખાવેલા એ કવિ દર્શનવિ૦ પણ (પૂ૦ બબ્બે ગચ્છનાયકશ્રી આદિ મહારથીઓના તે સૂક્ષ્માર્થદીપક અર્થગંભીર મુનિસંમેલનમા પોતાના તે આગેવાન સહાયક મહો શ્રી સોમવિ૦ મ૦ વિના આવવાની હિંમત તજીને) તેઓશ્રીની સાથે મારવાડ સીધાવી ગયા સંભવતો હોઈ, મહાન્ ગીતાર્થશ્રમણમા કુત્રચિદપિ નહિ લેખામાં જણાતા તે કવિએ એ સઘળી આપખડાઈ દર્શક વાતો, તે શ્રમણસંમેલનમા કરી હોવાનુ આ પૂ. ત્રિપુટીજીએ ભલે માની લીધુ, પરતુ આ લેખકને તો તે કવિએ, શ્રી વિજયતિલકસૂરિ-રાસની રચના વખતે જ તે વાતો ઉભી કરેલી સંભવે છે

"ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજીના એ વર્ષો જુના જણાતા ખુલ્લા પ્રતિસ્પર્ધી એવા તેમણે તે સમેલનમાં પૂ૦ ગચ્છનાયકશ્રીની સામે ધરેલા તે કહેવાતા પાના, નથી તો નવી પ્રરૂપણાના પાનાં અને નથી તો અતરિક ક્લેશનુ મૂળ અતરિક ક્લેશનુ જુનુ મૂળ તો ઇતિહાસ મુજબ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિ જ છે" એમ સ્પષ્ટ સમજ ધરાવનાર તે પૂ૦ ગચ્છનાયકશ્રી સામે સેંકડો મહારથી મુનિઓની વચ્ચે તેઓશ્રીના તે ખુલ્લા પ્રતિસ્પર્ધી કવિ, તે કહેવાના પાનાને ક્લેશનુ મૂળ જણાવવાની હિંમત કરી શકે, અને (ગચ્છનાયકે તે પાના જોઈ-તપાસીને તે પાના અંગેનો નિજનો અભિપ્રાય વ્યક્ત કર્યા પહેલા જ) **'એકંદરે આ પાનાં તે ઝેરી પુસ્તક જ છે'** એમ તે પાનાં અગે તે ગભીર મુનિ સભામાં (અનધિકારે જ ન્યાયાધીશ બનીને) તે પાનાને ઝેરી પુસ્તક લેખાવવા તરીકેનો ફેંસલો પણ રજુ કરી શકે એ બનવું જ અસભવિત છે.

## પૂ૦ ત્રિપુટીએ, 'નિરીક્ષણ'નાં નામે કલ્પિત વાતો ગાઈ છે.

**જૈન પરં૦ ઇતિ૦ ભા૦ ૩ પૃ૦ ૭૨૬ કલમ (૨૫)**માં પૂ૦ ત્રિપુટીજીએ જે "આ૦ શ્રી વિજયસેનસૂરિવરે નવી પ્રરૂપણાના ૩૬ બોલના આલાવાના પાના એક મુનિ પાસે ચતુર્વિધ સંઘની સભામા જાહેર વંચાવ્યા. સૌએ તે સાભળ્યા. પછી ગચ્છનાયકે સૌની વચ્ચે જાહેર કર્યું કે-આ લખાણ જૈનશાસ્ત્રોના આધાર વગરનું છે એમ જણાવવા પૂર્વક દરેકેદરેક બોલ અંગે શાસ્ત્રના પાઠો તથા આલાવાના હવાલા આપીને તે બોલ કેટલા અસત્ય હતા તે સ્પષ્ટ રીતે સમજાવી તે બોલોને જૂઠા ઠરાવ્યા, અને સાથે સાથ જાહેર કર્યું કે-સાગરપથના આ સમસ્ત ગ્રથો વાસ્તવમા જલશરણ કરવા જેવા છે, પણ આજે એટલું જ કહું છુ કે-હુ ગીતાર્થ મુનિની તપાસસમિતિ બેસાડી, તેમા આ ગ્રથોની તપાસ કરાવીશ અને જ્યા સુધી આ ગ્રથોને પ્રમાણિક જાહેર ન કરું ત્યા સુધી સૌએ આ સમસ્ત ગ્રથોને અપ્રમાણિક માનવા.

(શાસનદીપક પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિજયજી, વી૦ નિ૦ સ૦ ૨૪૪૭ ભા૦ શુ૦ ૮ના રોજ લખેલ ઐતિહાસિક રાસસંગ્રહ ભા૦ ૪નુ નિરીક્ષણ, પેજ ૧ થી ૩૯)"

એ પ્રમાણે પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિ૦ના 'નિરીક્ષણ'ના નામે વાતો રજુ કરી છે, તે

દ્વાલિક છે ઉક્ત 'નિરીક્ષણ'નાં ૧ થી ૩૯ પાનાં નથી, પરંતુ ૧ થી ૩૫ છે અને તેમાં તે વાત છે જ નહિ વાસ્તવમા તે બધી અસંબદ્ધ અને અસંગત વાતો, ઉપર્યુક્ત **'ક્લેશનું મૂળ'** શીર્ષકતળેની સદંતર બેવજુદ વાતોને શ્રદ્ધેય લેખાવવાના જણાતા ઇરાદે પૂ૦ ત્રિપુટીજીએ પોતે જ ઉભી કરીને પૂ૦ વિદ્યાવિ૦ મ૦ના **'નિરીક્ષણ'**ના નામે જણાવેલ જણાઈ આવે છે અને તે બદલ પૂ૦ વિદ્યાવિ૦ મ૦ કે બીજા કોઇ વાંધો ન ઉઠાવે એ માટે તેમને 'શાસનદીપક'નુ અછતુ ટાઈટલ લગાવી દીધુ જણાય છે તે વખતે સાગરપથ જ નહોતો છતા પૂ૦ ત્રિપુટીજીએ 'સાગરમહર્ષિઓ'ની લઘુતા દેખાડવા કહેલા **'સાગરપંથ'**ના બોલની ચાલુ વાતોમા 'સાગરમહર્ષિઓના સમસ્ત ગ્રંથોની વાત' ઘુસાડી દેવામાં આવી છે તે આજે પણ એ સાગરમુનિવરોના ટંકશાળી લેખાતા ગ્રંથો પ્રતિ તેઓશ્રીના હૈયામા બેઠેલી અજ્ઞાનમૂલક અસૂયાનું દ્યોતક ગણાય

## પૂ૦ મહો૦શ્રીના ગ્રંથોને ગચ્છનાયકે ભંડારોમાં સ્થપાવ્યા

જૈન પર૦ ઇતિ૦ ભા૦ ૩ પેજ ૭૭૭ ઉપર **'પ્રમાણિકતાની છાપ'** શીર્ષકતળે—"આ પછી આ૦ વિજયસેનસૂરિવરે, ૧–સર્વજ્ઞશતક, ૨–ધર્મતત્ત્વવિચાર, ૩–પ્રવચન પરીક્ષા અને ૪–ઇરિયાવહિયાકુલક વગેરે ગ્રંથોને ગચ્છના ગીતાર્થ મુનિવરોની સંમતિથી પ્રામાણિક ગ્રંથો તરીકે જાહેર કર્યા અને અમદાવાદ, ખંભાત, પાટણ તથા ગંધાર વગેરે સ્થાનોના સંઘભંડારોમા તે તે ગ્રંથો રખાવ્યા (વિવિધગચ્છ પટ્ટાવલી સંગ્રહ પેજ ૨૨૪)"

**પૂ૦ ગચ્છનાયકશ્રીએ,** ઉપર પ્રમાણે તે જ સંમેલનમાં પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના (પ્રતિસ્પર્દ્ધિ વર્ગે બહુવાર ચકડોળે ચઢાવેલા તે) **સર્વજ્ઞશતકાદિ** ગ્રંથોને ગચ્છના ગીતાર્થ મુનિવરોની સંમતિથી **પ્રામાણિક ગ્રંથો** તરીકે [સંમેલનગત સમસ્ત મુનિવરોની વચ્ચે] જાહેર કર્યા, અને (તે બદલ તે સંમેલનમાના પૂ૦ મહો૦ શ્રી કીર્ત્તિવિ૦ ગણિ, પં૦ સિંહવિમલ ગણિ, પં૦ નંદિવિજયવાચક, પં૦ સિંહવિ૦ ગણિ વગેરે વિરોધપક્ષના ગીતાર્થોને પણ કશો જ વાંધો નહિ હોવાનુ નક્કી કરવાપૂર્વક તેઓશ્રીની સમક્ષ) તે ગ્રંથોને અમદાવાદ, ખંભાત વગેરે સ્થાનોના સંઘભંડારોમાં રખાવ્યા! અને તે પછી જ ત્યાંથી પૂ૦ ગચ્છનાયકશ્રીએ ખંભાત ભણી વિહાર લંબાવેલ, એ બીના શ્રી ગચ્છનાયકશ્રીએ તે **'શ્રી સર્વજ્ઞશતક ગ્રંથ'**ને પ્રમાણિક જણાવેલ હોવાની ખાસ દ્યોતક ગણાય

શાસનરક્ષક સાગરમહર્ષિઓ આદિ પૂ૦ મુનિવરોના સતત આત્મભોગની શ્રી સંઘના હૈયામા એ પ્રકારે ચિરસ્થાયી પ્રતિષ્ઠા કર્યા પછી જ પૂ૦ ગચ્છનાયકશ્રીના થએલા આ વિહારના સંદર્ભમા તે આત્મભોગોના મૂલ્યાંકનથી સાંગોપાંગ દાઝી ઉઠેલા તે કવિ દર્શન વિ૦ એ, વિજયતિલકસૂરિ રાસની કડી ૬૬૨ થી ૬૬૭ સુધીમા જે—"અમદાવાદથી ગુરુ આરેજા પધાર્યા, ત્યાથી સોજિત્રા પધાર્યા, ત્યાથી નંદિવિજય વાચક વગેરે ઘણા મુનિઓને

ખંભાત મોકલી પોતે એક રાત્રિ ત્યાં રહ્યા, પાસે સાગરવાસિત ધીરવિમલ હતા એ સંજોગોમા સાંજે આહાર કરતા જે ગરબડ થઈ હોય તે કેવલી જાણે, સોજિત્રે નવકારશી વાપર્યાં બાદ ગુરુ, નારગામે બગીચામાં પાણી વાપરવા માટે આંબા નીચે બેઠા, તેવામાં ગુરુને ઉલટી થઈ તેમાં ચલુ જેવું જળ લીલું નીકળ્યુ. તે વખતે પાસે મહો૦ કીર્ત્તિ-વિજય ગણિ હતા." એ પ્રમાણે સાગરપ્રતિનું સંશયાત્મક લખાણ લખીને દીલ ઠાર્યું છે તે, તે કવિની સાગરપ્રતિની કુદૃષ્ટિનુ સૂચક ગણાય.

## કવિની નિરર્થક શંકા અને પક્ષમોહમૂલક શંકાભાવ.

તે અસત્યોપાસક કવિએ, ઉપરનાં લખાણમાં જણાવેલ-પૂ૦ ગચ્છનાયકને દગો થવા પ્રસંગે-તેઓશ્રી પાસે (બીજા ઘણા મુનિવરો હોવા જ ઘટે છતા તેઓના નામો ઈરાદા પૂર્વક છૂપાવીને) ફક્ત 'શ્રી ધીરવિમલ અને મહો૦ કીર્ત્તિવિજયજી એ બે મુનિવરો હતા!' એમ જણાવવા દ્વારા તે (વિષપ્રયોગ જેવા) દગા અંગે તેમાંના એક શ્રી ધીર-વિમલ ઉપર શંકા લઈ ગએલ છે, તે પોતાના પક્ષના કોઈ મુનિ પરત્વેની શંકા ટાળવાના પ્રયાસરૂપ જણાય છે.

કારણકે-'પૂ૦ ગચ્છનાયકશ્રીએ અમદાવાદના તાજેતરના જ મુનિ સંમેલન પ્રસંગે મહો. શ્રી ધર્મસાગરજી મ૦ના ચાર ગ્રંથોને સહુ ગીતાર્થોની સંમતિપૂર્વક સમસ્ત મુનિઓ વચ્ચે **પ્રામાણિક** જાહેર કરેલ હોવાથી પૂ૦ મહો૦શ્રીના પરમ અનુરાગી એવા તે શ્રી ધીરવિમલજી તો ત્યારથી પૂ૦ ગચ્છનાયકશ્રી પ્રતિ ભૂરિભૂરિ ભક્તિસંપન્ન હોય જ, અને (આ પૂ૦ ગચ્છનાયકની આચાર્યપદવીના સં૦ ૧૬૨૮ થી જ તે પૂ૦ ગચ્છનાયકશ્રી પ્રતિ અંતરમા વિરોધભાવ ધરાવનારા) પૂ૦ મહો૦ કીર્ત્તિવિ૦ ગણિવર વગેરે તો પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિના જે ગ્રંથો અંગે વિશેષ વિરોધ ધરાવતા હતા તે ચાર ગ્રંથોને આ પૂ૦ ગચ્છનાયકશ્રીએ પોતાની હાજરીમાં જ પ્રામાણિક ઠરાવવાથી અને તે દરેક પૂજ્યો વિરોધને બદલે સંમતિ આપવાની પરિસ્થિતિમા મૂકાવાથી પૂ૦ ગચ્છ ાયક શ્રી વિજયસેન-સૂરિજી પ્રતિ વિશેષે આમર્ષવાન્ બન્યા હોય અને તેથી તે સમયે તે કારમા બનાવ અંગે જૈન સંઘોમા તેમાંના જ કોઈ સાધ્વાભાસનુ એ એ દુષ્કૃત્ય હોવાની શંકા સહેજે પ્રસાર પામી હોય'

## સંમેલનને વિકૃતરૂપે આલેખતા શ્રી રત્નચંદ્રગણિ.

ઉપર જણાવ્યા મુજબ પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરીશ્વરજીએ અમદાવાદના તે સં૦ ૧૬૭૧ ના મુનિ સંમેલનમા ઉપર્યુક્ત ચાર ગ્રંથોને પ્રામાણિક તરીકે જાહેર કર્યા પહેલાં સં. ૧૬૭૧ ની આદિમા વિરોધપક્ષના અગ્રણી પૂ ઉપા. શ્રી સોમવિ મ આદિના પક્ષબળ સહિત પૂ ઉપાધ્યાયજી મહારાજોએ પૂ. ગચ્છનાયકશ્રી પ્રત્યે કરેલા જણાતા આક્ર-

મણમાં તેઓશ્રી નિષ્ફલ જતા તે પક્ષમાં પ્રચ્છન્નપણે રહેતા પૂ. ઉપા. શ્રી રત્નચંદ્રજી ગણિ સં. ૧૭૭૪ લગભગમાં મૂળ ગચ્છને તજીને તે પક્ષના આણસૂર ગચ્છમાં ખુલ્લી રીતે જોડાઈ ગયા! અને ત્યા તેઓશ્રીએ ઈર્ષ્યાવિશાત્ સં ૧૬૭૭માં 'कुमताहिविषजागुलींमत्र' અપરનામ 'हितोपदेश' નામનો એક નૂતન ગ્રંથ રચીને તેમાં તે સં. ૧૬૭૧ના મુનિ સંમેલનમાં નહિ જ બનેલી એવી—

"तदनु सं० १६७१ वर्षे कुतश्चिद्गाढप्रच्छन्नरक्षितमपि सर्वज्ञशतकसूत्रवृत्ति प्राप्य विजयसेनसूरय उत्सूत्रनिराकरणाय सर्वज्ञशतककृतृशिष्य (लब्धिसागरगणि) अशिष्य (मुक्तिसागर) उपाध्यायपदग्रहणपूर्वक गच्छान्निष्कास्य सर्वज्ञशतकमप्रमाणीचक्रु ××× सर्वज्ञशतकाप्रमाणकरणरीतिर्यथा-'श्री हीरविजयसूरिगुरुभ्यो नमः'

स० १६७१ वर्षे वैशाखसित-तृतीयायां श्रीअहम्मदावादनगरे श्रीविजयसेनसूरिभिर्लिख्यते-समस्त साधु-साध्वी-श्रावक-श्राविका समुदाययोग्यं।

શ્રી વિજયહીરસૂરીશ્વરે જે બાર બોલ પ્રસાદ કરયા છઈ તે તિમજ પ્રમાણ કરવા। તે આશરી નવો અર્થ કરી નઇ કોણિ વિપરીત પ્રરૂપણા ન કરવી ૧। તથા શ્રી હીર વિજયસૂરિઈ જે પાંચ બોલના મિચ્છામિ દુક્કડા દેવરાવ્યા હતા, તે આશ્રી સર્વજ્ઞશતક ગ્રંથ સૂત્રવૃત્તિમાહિ વિપરીત પ્રરૂપણા લિખી છઈ

તથા શ્રી વિજયદાનસૂરિઈ વીસનગરમાહિ જલશરણ કીધો જે કુમતિકુદ્દાલ ગ્રંથ તેહની સ્થાપના કરી છઇ તે માટિ સર્વજ્ઞશતક ગ્રંથ અપ્રમાણ છઇ ++

તથા વ્યાખ્યાનવિધિશતકસૂત્રવૃત્તિ, ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા, તદ્બાલાવબોધ પ્રમુખ ગ્રંથમાંહિ પણિ કેતલાએક શાસ્ત્રવિરૂદ્ધ બોલ છઈ તે માટિ તે ગ્રંથ ગચ્છનાયકની આજ્ઞાપૂર્વક (ગચ્છનાયક, પોતે પોતાને માટે 'ગચ્છનાયકની આજ્ઞાપૂર્વક' એ શબ્દો લખે ખરા?) શોધ્યા વિના કોણઈ વાંચવા નહીં." એ વગેરે નિર્મૂળ વાતો ખડી કરી!

**જે પૂ૦ ગચ્છાધિપતિશ્રીના હાથે 'શ્રી સર્વજ્ઞશતક' પ્રામાણિક જાહેર થયેલ** છે તે જ ગ્રંથને તે જ ગચ્છનાયકશ્રીના નામે અપ્રમાણિક લેખાવવા સારૂ તેમણે ઉપર મુજબ અનેક અસત્યો ખડા તો કર્યા, પરંતુ તેનુ પરિણામ એ આવ્યુ કે–તેઓશ્રીએ પોતાના તે ગ્રંથને સં૦ ૧૬૮૨ સુધીના પાચ વર્ષ પર્યંત તો પ્રસિદ્ધિમાં જ નહિ આવવા દેવાની ચિંતામાં અટવાઈ રહેવુ પડ્યુ હતુ!

તેમના તે ગ્રંથની સમીક્ષારૂપે વિ. સ. ૨૦૧૧માં 'कुमताहिविपजागुलिमत्रतिमिरतरणि' ગ્રંથ પ્રસિદ્ધ કરનાર આ લેખકને પણ તેમના તે ગ્રંથમાની ઉપર્યુક્ત વાતો, પહેલી તકે પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ની હોવા તરીકે સમજાણી હતી, અને

તેથી તે 'કુમતાહિવિષજાંગુલિમન્ત્રતિમિરતરણિ' ગ્રંથના પેજ ૭ની પહેલી પુઠીની પંક્તિ ૭ થી ૧૫ પર્યન્તનું અનભિષ્ટ આલેખન કરવાની સ્થિતિમા મૂકાઈ જવું પડ્યું હતું!

## ત્રિપુટીજીનું પણ એ જ આશાતનાકારી અનુસરણ!

'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ ના પેજ ૭૨૭ ઉપર-પૂ૦ વિજયસેનસૂરીશ્વરે મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરના જે ચાર ગ્રંથોને સં. ૧૬૭૧ ના રાજનગર મુનિસંમેલનમા સર્વાનુમતે પ્રામાણિક તરીકે જાહેર કર્યાની વાતને પૂ૦ ત્રિપુટીજીએ હકીકતરૂપે પ્રસિદ્ધ કરેલ છે' તે જ ચાર ગ્રંથોમાં પહેલો નંબર ધરાવતા **'સટીક સર્વજ્ઞશતક'** ગ્રંથને અપ્રમાણિક લેખાવવાના ઇરાદે તે જ પૂ૦ ત્રિપુટીજીએ, પોતાના તે જ ઇતિહાસના ત્રીજા ભાગના પેજ ૭૩૩ ઉપર (એ જ સં ૧૬૭૧ ના મુનિસંમેલનના વિપરીત ફલરૂપે પૂ૦ પ્રતિપક્ષી મુનિવરોએ વર્ષો બાદ કરેલા આલેખનને નવા સંમેલનના બ્હાને ત્રણ નંબર આપીને રજુ કરવા) **'મુનિસંમેલન'** શીર્ષકતળે લખ્યું કે-"સં ૧૬૮૧ પ્રથમ ચૈત્ર શુદિ ૯ ના રોજ અમદાવાદ કાલુપુરના **જૈન** ઉપાશ્રયમા તપગચ્છના બંને પક્ષો-શાખાના મુનિવરોનુ **મુનિસંમેલન** મળ્યું હતું.

મહો ભાનુચંદ્ર ગણિવરના પરિવારના પં૦ ઉદયચંદ્રગણિ તે સંમેલનનો ઇતિહાસ આ પ્રકારે આપે છે

### ૧. હિતોપદેશ :

संवत १६८१ वर्षे कार्तिकवदिप्रतिपद्दिने रवौ भरण्यां व्यतीपाते अहम्मदावादनगरे श्री विजयदेवसूरिभिः मुक्तिसागरो गच्छान्निष्कासितः, तस्मिन्नेव दिने शान्तिदाससाहाय्येन सागर नाम कुमतं प्रवृत्तं· तत्र प्रथमं सागरकुमते मूलं मुक्तिसागर· तदनु च × × × महानुत्सवश्चक्रे गच्छभेदनिवारणतिलकं संघपतितिलक चैकस्मिन्नेव वर्षे मह० तेजपालेन जगृहे ॥

*प० उदयचंद्रगणि वाचनार्थम्"

નોટ -*ઉદયચંદ્રગણિને વાચવા માટેની ઉપરની વાતને ત્રિપુટીજીએ અત્ર ઇતિહાસ લેખાવ્યો! અને તે કહેવાતો ઇતિહાસ તે ઉદયચંદ્રગણિ જ એ પ્રકારે આપે! એ વાત પૂ૦ ત્રિપુટીને ય માન્ય હોય એમ જણાતું નથી. વસ્તુત તો ઉપરની એ વાત, પૂ૦ રત્નચંદ્રગણિએ ૧૬૮૧ મા અપરનામ 'હિતોપદેશ' આપીને રચેલ 'કુમતાહિવિષજાંગુલિમંત્ર' નામના બે પ્રશસ્તિવાળા પુસ્તકને અંતે આપેલ છે, તેમાની તે સં૦ ૧૬૮૧ ની બીજી પ્રશસ્તિને ઉઠાવીને અહી તે વર્ષના મુનિસંમેલનના ઇતિહાસ તરીકે રજુ કરી દેવામા આવેલ છે! કે-જે પ્રશસ્તિને આ ગ્રંથના લેખકે સં૦ ૨૦૧૧ માં પ્રસિદ્ધ કરેલ-**'કુમતાહિવિષજાંગુલિમન્ત્રતિમિરતરણિ'** ગ્રંથમા સાદ્યંત અસત્ય ઠગવેલ છે, (વળી

(અનુસંધાન પેજ ૧૨૬ ઉપર)

## ગચ્છનાયકે તેવી શરત લખવી જ સંભવિત નથી.

**એ પછી તેઓશ્રીએ,** જુના પત્રની બીજી તરફના **વિજયાનંદસૂરિનાં લખાણને** નં. ૨ આપીને પેજ ૭૩૪ ઉપર તે જ પત્રની પહેલી તરફનાં લખાણને મથાળે **શ્રી વિજયદેવસૂરિજીનાં નામે જે**–'ઉપરિ હેઠે લિખ્યું તે સહી' એમ લખાયું છે, તેનો અર્થ એ થયો કે–તે પત્રમાં પહેલું લખાણ વિજયાનંદસૂરિનું છે અને પછી વિજયદેવ સૂરિનું છે! વડીલ શ્રી વિજયદેવસૂરિજીએ તથા લઘુ એવા શ્રી વિજયાનંદસૂરિએ, એ પ્રકારના વ્યત્યયે લખાણ કરવું સંભવિત નથી વળી વિજયદેવસૂરિજીવાળા લખાણમાં જે–'શ્રી સેનસૂરિજી તથા અમે જે સર્વજ્ઞશતક ગ્રંથ અપ્રમાણ કરવા જે પટા લિખ્યા છે તે સર્વ કુણિ પ્રમાણ જાણવા' એમ શરત લખી છે, તે શરત તો એ લખાણની પહેલા ૩૦ વર્ષથી સર્વજ્ઞશતકને અપ્રમાણ મનાવવા આકાશપાતાલ એક કરી ચૂકેલા આણસૂર પક્ષની વાતને પુષ્ટિ કરતી હોઈને પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી જેવા મૂળ ગચ્છનાયકશ્રીએ તેવી શરત લખવી જ સંભવિત નથી

## ખરી નોંધપાત્ર ઘટનાને સ્થાને ખોટી નોંધપાત્ર ઘટનાનું ગાવું.

**આથી સં૦ ૧૬૮૧ના તે મુનિસંમેલન પ્રસંગે** બન્ને ગચ્છનાં મીલનની તે પ્રકારની શરતોનો કાચો મુસદ્દો કોઇક આણસૂરપક્ષીય મુત્સદ્દી મુનિએ મધ્યસ્થ દાવે ઘડી કાઢયો હોય અને તે મુસદ્દો વિજયદેવસૂરિજીને વંચાવતા–'પૂ૦ સેનસૂરિજી તથા પોતે જે સર્વજ્ઞશતક ગ્રંથને સદા પ્રમાણ જણાવેલ છે તે ગ્રંથને આ ગચ્છમીલનને બહાને 'આ લોકો અમો (ગુરુ–શિષ્ય) બંનેના પટ્ટાની એ કૃત્રિમ વાત દ્વારા અમો બંનેના નામે અપ્રમાણ લેખાવવાની શેતરંજ ખેલી રહ્યા છે' એમ પૂ૦ વિજયદેવસૂરિજી મહારાજ સમજી જવા પામ્યા હોય, અને તેના જ પરિણામે તે સંમેલન નિષ્ફળ નીવડ્યું હોય એ હિસાબે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ને **'એ પ્રકારની નોંધપાત્ર ઘટનાના જન્મદાતા'** તરીકે ઓળખાવવાને બદલે પોતાના **પ્રસ્તુત ઇતિહાસના ભા૦ ૩ના પૃ૦ ૭૩૬** ઉપર તે ત્રિપુટીજીએ—

---

**( અનુસંધાન પેજ ૧૨૫નું ચાલુ )**

આગળ જણાવવામા આવશે તે–**પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયદેવસૂરિજી મ.નો સં૦ ૧૬૮૬નો પટ્ટક** પણ તેને સાદ્યંત અસત્ય જણાવે છે ) અને તે હકીકતથી પ્રસ્તુત ઇતિહાસનો ત્રીજો ભાગ વિ૦ સં૦ ૨૦૨૦મા પ્રસિદ્ધ કરનાર આ પૂ૦ ત્રિપુટી મ૦, સંપૂર્ણ માહિતગાર હોવાની વાત આ લખકને અનુભવ સિદ્ધ પણ છે, છતા તેઓશ્રીએ 'શ્રી સર્વજ્ઞશતક'ને અપ્રમાણિક લેખાવવા ધારેલી વાતની પૂર્તિ પીઠિકારૂપે (અંતે વાતને પહેલો નંબર આપીને 'હિતોપદેશ' શીર્ષક તળે જણાવેલ ઉદયચંદ્ર ગણિના નામે) તે સંમેલનના ઇતિહાસ તરીકે રજુ કરેલ છે! તેમાન આ કયા પ્રકારનો ઇતિહાસ પ્રેમ?

'**અપ્રમાણિક ગ્રંથ**' શીર્ષકતળે જે-"**નોંધપાત્ર** ઘટના એ છે કે-સં. ૧૬૮૧ ના પ્ર ચૈત્ર શુદ ૯ના દિવસે અમદાવાદમાં આ. વિજયદેવસૂરિ અને આ વિજયાનંદસૂરિ એક થયા ત્યારે 'સટીક સર્વજ્ઞશતક' ગ્રંથ બંનેની સંમતિથી **અપ્રમાણિક ગ્રંથ** તરીકે જાહેર થયો તે અપ્રમાણિક જ રહ્યો" એ પ્રમાણે આભોગિકપણે ઉલટું લખ્યું છે! અને તે સાથે [સ્પષ્ટતયા એકપક્ષીય જણાઈ આવતા તે કરારપત્રમાની તે 'સટીક સર્વજ્ઞ શતક' ગ્રંથ અંગેની કૃત્રિમ વાતે જ તે સંમેલન નિષ્ફળ નીવડવામા મુખ્ય ભાગ ભજવ્યો જણાતો હોવાનું પોતે પણ જાણવા છતા] પોતાના પ્રસ્તુત ઇતિહાસના પેજ ૭૨૭ ઉપર '**પ્રમાણિકતાની છાપ**' શીર્ષકતળે પોતે પ્રસિદ્ધ કરેલી હકીકતથી પણ એ પ્રમાણે બેધડક ઉલટું આલેખન કરનાર ત્રિપુટીજીએ ઉપર જણાવેલી આણસૂરીય પૂ ઉપા શ્રી રત્નચંદ્રજી ગણિની અનવસ્થિત વાતોનું અનુસરણ કરવામા પૂ. ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજીની તે જાહેરાતનો પોતાના જ હાથે ભંગ થતો હોવાનો તો લેશમાત્રય ભય અનુભવ્યો જણાતો નથી; પરંતુ એ જાહેરાતના ભંગપા પૂ સેનસૂરિજી મ૦ની કરાતી આભોગિક આશાતનાને વિચારવા પણ પોતે થોભેલ નથી!!

## પં૦ સિંહવિમલગણિને તે હરોળમાં ગોઠવ્યા! પણ—

આગળ જતાં પૂ ત્રિપુટીજીએ, પોતાના પ્રસ્તુત ઇતિહાસ ભા. ૩ ના પેજ ૮૧૧ ઉપર-"**આ૦ વિજયસેનસૂરિએ** સં૦ ૧૬૭૧ ના અમદાવાદ મુનિ સંમેલનમા ધર્મસાગર ગણિવર (ના જ નહિ, પરંતુ) વગેરેના (એટલે કે-તેમના સમુદાયના અને તેમના પક્ષના તમામ મુનિવરોના પણ) **સમસ્ત ગ્રંથોને** અપ્રમાણિક ઠરાવ્યા, ત્યારે તે સભામાં પં. સિંહવિમલગણિ પણ ગીતાર્થ તરીકે હાજર હતા"

## 'સાચો ઘંટ દેવળે વાગે' તે આનું નામ!

એ પ્રમાણે પૂ. પં શ્રી સિંહવિમલગણિના નામે વાત તો ખૂબ જ દળદાર લખી નાખી; પરંતુ તે વાતનું સ્થળ શોધીને જણાવવાની વ્યગ્રતામા તેઓશ્રીના હાથે તે વાતનુ સ્થલ તો- (પ્રક. ૫૫ પેજ ૭૨૭)' જ રજૂ થઈ જવા પામ્યુ છે! કે-જે સ્થળે પોતે જ "**પ્રમાણિકતાની છાપ**" શીર્ષકતળે તે સં૦ ૧૬૭૧ મા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિવરે અમદાવાદમા મહો શ્રી ધર્મસાગરજી ગણિવરના 'શ્રી સર્વજ્ઞશતક' આદિ ચાર ગ્રંથોને તે શ્રી સિંહવિમલ ગણિની પણ હાજરીમા સમસ્ત ગીતાર્થોની સંમતિપૂર્વક પ્રમાણિક તરીકે જાહેર કરેલ હોવાની હકીકતને પ્રસિદ્ધ કરેલ છે!" અને 'સાચો ઘંટ જ દેવળે વાગે' તે આનુ નામ!

## એ બનાવ અંગે શ્રી આણસૂરયતિ વળી આમ કહે છે.

'**જૈન સાહિત્ય સંશોધક**' ખંડ પહેલો (ત્રૈમાસિક) અંક ત્રીજો સં ૧૯૭૬ જેઠ માસ, સંપાદક-શ્રી જિનવિજય, પરિશિષ્ટ પેજ ૫૬ કોમલ પહેલુ—

## વીર વંશાવલી અથવા તપગચ્છ પટ્ટાવલી.

[ કર્તાનું નામ નથી, રચ્યાનો સં. નથી, લખ્યાનો સં ૧૯૬૨ ]

(પ્રસ્તાવનામાં જિનવિજયે જણાવ્યુ છે કે-પટ્ટાવલીનો કર્તા કોઇ આણસૂરગચ્છાનુયાયી યતિ જણાય છે. કારણ કે-પટ્ટાવલીમાં વિજયસેનસૂરિ પછીની પરંપરા આપી છે તે તે જ પક્ષની છે)

"૫૯-तत्पट्टे श्री विजयसेनसूरि जन्म स० १६०४, दीक्षा स० १६१३, प पद स० १६२६ गच्छनायक स० १६४६ ० ० ० ० एहवइ स० १६७१ वर्षे अहिम्मदावादीनगरइ हाजापाटणि चतुरविधि सघसाक्षी उ० [1]धर्ममागरइ (नइ ?) पाच बोलनो मिथ्यादु कृत दीधो। पुन श्री सूरिनी आज्ञा लही समस्त गीतार्थ मिलि सर्वज्ञशतक १, धर्मतत्वविचार २. धवचनपरीक्षा ३, इरियावहीकुलक ४, प्रमुखग्रन्थ ज्ञानकोशि अहम्मदावादि, खमायति, पाटणि, गधारि प्रमुख नगरइ थाप्या। वि० स० १६६९ पत्तनि उ० सोमविजयने सागर आश्रि (સંભવત:-'ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકામાંની-आगम व्यवहारिवचोनुयायिन० એ પંક્તિને લઈને) वातसूरिने सधानइं विरोध हूओ। स० १६७१ वर्षे श्री खमायति पासि नायरगामि श्री विजयसेनसूरि स्वर्ग हूया। ६० तत्पट्टे विजयतिलकसूरि ० ० ०। ६१-तत्पट्टे विजयानदसूरि।"

## પોતાની વાતોને પટ્ટક મનાવવાનો રત્નચંદ્રગણિનો પ્રયાસ.

'**કુમતાહિવિષજાંગુલિમંત્ર**'મા પૂ મહો શ્રી રત્નચદ્રગણિએ, પૂ. આ શ્રી વિજયસેનસૂરિજીએ સં ૧૬૭૧ મા પટ્ટો બનાવ્યો હોવાનુ જણાવીને તે પટ્ટામા લીધેલી કહેવાતી ૫૪ સહિઓ પણ રજુ કરી છે! અને તેમા પહેલી સહી પૂ વિજયસેનસૂરિજીના પટોધર પૂ. આ. શ્રી વિજયદેવસૂરિજીની જણાવવામા આવેલ છે! કે જે જોતા-સહુ કોઇને [પ્રથમ તકે ખુઃ આ લેખકને ભાસેલ તેમ] ઉપલક દૃષ્ટિએ એમ જ ભાસે તેમ છે કે-'તે પટ્ટક, પૂ આ શ્રી વિજયસેનસૂરિજી મ નો જ છે' પરંતુ તેમ નથી તે સહીઓ

નોટ-૧ "વીરવંશાવલિ"ના ઉલ્લેખ છે કે ઉપા૦ નેમસાગર ગણિવરે સ૦ ૧૬૭૧ ના વૈશાખ શુઃ ૩ના દિવસે અમદાવાદમા હાજા પટેલની પોળમા ચતુર્વિધ સંઘની વચ્ચે આ૦ વિજયસેનસૂરીશ્વરની પાસે પોતાના પાચ બોલના પટ્ટથી વિરુદ્ધ વર્તન કર્યાનો મિચ્છામિ દુક્કડ આપ્યો" ('જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ પેજ ૭૨૭)

વગેરે પણ [સં૦ ૧૬૧૭માં પાટણ ખાતે ખરતરોએ કરેલ ૮૪ ગચ્છોના યતિઓની સહીઓવાળો પટ્ટક તેમના **'સામાચારીશતક'** નામના ગ્રંથમાં રજુ કરવાની કરામત કરેલ હોવાની જેમ જ] પ્રતિપક્ષીય પૂ. મુનિવરોની કરામતરૂપ છે.

તે સં. ૧૬૭૧મા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ.એ અમદાવાદમા મુનિસંમેલન યોજ્યુ હતુ, તે સંમેલનની ફુલશ્રુતિરૂપે બનેલી-"૧-પૂ૦ ઉ૦ શ્રી નેમિસાગરગણિએ મિચ્છામિદુક્કડં આપ્યો અને ૨-પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિના 'શ્રી સર્વજ્ઞશતક સટીક' વગેરે ચાર ગ્રંથોને તે પૂ૦ ગચ્છનાયકે સર્વગીતાર્થોની સંમતિ પૂર્વક પ્રમાણિક ઠરાવ્યા,' એ બે વાત જેમ ઇતિહાસ પ્રસિદ્ધ છે તેમ તે સાથે તે બે પ્રસિદ્ધ વાતમાંની બીજી વાતનો અપલાપ કરનારો તે પટ્ટક પણ જો બનેલ જ હોત તો તે ત્રીજી વાત પણ ઇતિહાસ પ્રસિદ્ધ જ હોત પરંતુ તેમ કોઇ પણ સ્થળે જણાતું નથી અર્થાત્ તે શ્રી રાજનગર શ્રમણ સંમેલનમાં તો શું; પરંતુ અન્ય કોઈ સ્થળેય પ્રતિપક્ષીય મુનિરાજોને સંતોષવાની દૃષ્ટિએ પણ પૂ૦ ગચ્છનાયકે તેવો કોઇ જ પટ્ટક કર્યો હોવાનું ઇતિહાસ જણાવતો નથી અને તેથી જ તે પૂ૦ રત્નચંદ્રગણિ, પોતાના તે પટ્ટક અંગેના લખાણમાં 'सं १६७१ वर्षे सर्वज्ञशतकमप्रमाणीचक्रु' એમ જણાવવા દ્વારા 'શ્રી સર્વજ્ઞશતક'ને અપ્રમાણિક કર્યાનો સંવત્ તો જણાવી શકયા; પરંતુ તે સાથે તે કહેવાતો પટ્ટક બન્યાના માસ-તિથિ-સ્થળ વગેરે તો જણાવી શકેલ જ નથી.

આમ છતા પણ (પોતાના તે ગ્રંથને જ અપ્રમાણિક લેખાવનારા) તે નિજની લખેલી વાતને વાચકોના દિલમા પૂ૦ સેનસૂરિજી મ૦ના પટ્ટક તરીકેનો ભાસ આપવારૂપે રજુ કરીને તે વાત પછી તેઓશ્રીએ જે-'खाज्ञोल्लंघनपर नेमि (सागर) उपाध्याय लब्धि-सागर गणि शिष्य' એ લખેલ વાકયથી તે સ્થળે કહેવા ઇચ્છેલી વાત પર્યાપ્ત થતી હોવા છતા પણ આગળ વધીને જે- 'सर्वज्ञशतककर्तृशिष्यशिष्य' = સર્વજ્ઞશતકના કર્તા ધર્મ-સાગરજીના અશિષ્ય ઉપા૦ લબ્ધિસાગરજીનાં શિષ્યને એ પ્રકારે" (તે ત્રણેય પૂ૦ શાસન-ધોરી તરીકે ઇતિહાસ પ્રસિદ્ધ એવા સુવિહિત ઉપાધ્યાયજી મહારાજોની એકી સાથે આશા-તનાકારી) જે ઇર્ષ્યામૂલક અને વધારાની જણાતી વાત લખી છે, તે તો- તે સંમેલનમા તે ગ્રંથને અપ્રમાણિક ઠરાવતી વખતે તે ગ્રંથના કર્તા મહો૦ શ્રી પ્રતિ પૂ૦ ગચ્છનાયકશ્રી, એવા તો રોષમાં હતા કે-તેમના શિષ્ય ઉપા૦ શ્રી લબ્ધિ સા૦ ને અશિષ્ય માનીને તેમના શિષ્ય ઉ૦ શ્રી નેમિસાગરને-'गच्छान्निष्कास्य सर्वज्ञशतकमप्रमाणीचक्रु =ગચ્છ બહાર કરવા પૂર્વક 'સર્વજ્ઞશતક' ગ્રંથને અપ્રમાણિક કર્યો!'. એ પ્રકારનો સમાજમા કૃત્રિમ અવાજ પેદા કરવા સારૂ સ્વય ઊભી કરેલી જ માનવી રહે છે

કારણકે-'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પૃ૦ ૭૨૭ ઉપર **'વીરવંશાવલી'** માના ઉલ્લેખાનુસાર "ઉપા૦ નેમિસાગર ગણિવરે, સ ૧૬૭૧ના વૈ૦ શુ૦ ૩ના દિવસે

અમદાવાદ હાજાપટેલની પોળમા ચતુર્વિધ સંઘની વચ્ચે આ૦ વિજયસેનસૂરીશ્વરજીની પાસે પોતાના પાંચ બોલના પટ્ટાની વિરુદ્ધ વર્તન કર્યાનો મિચ્છામિ દુક્કડં આપ્યો. પછી વિજયસેનસૂરિજીએ 'સર્વજ્ઞશતક' ગ્રંથને પ્રામાણિક જાહેર કર્યો" એમ જણાવ્યું; પરંતુ પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્રગણિની ઉપર્યુક્ત માસ–તિથિ અને સ્થળ જણાવ્યા વિનાની વાતોની જેમ–'મહો૦ ધર્મસા૦ કૃત સર્વજ્ઞશતક ગ્રંથને તેઓ=તે શિષ્ય પ્રશિષ્યો સાચો કહેતા હતા તેથી તે તેઓશ્રીને ગચ્છબહાર કર્યા પછી સર્વજ્ઞશતક ગ્રંથને અપ્રમાણિક કર્યો' એમ તો કહ્યું જ નથી.

## એ પટ્ટો, શ્રી સેનસૂરિનો નથી, પણ રત્નચંદ્રજી લિખિત રીતિ છે.

તે પછી આગળ જતાં પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્રગણિએ જે–'सं० १६७१ वर्षे वैशाख-सितत्तृतीया श्रीअहम्मदावादनगरे विजयसेनसूरिभिर्लिख्यते' શીર્ષકતળે–આ૦ શ્રી વિજયસેન-સૂરિજીનો '**પટ્ટક**' લેખાવવાના ભ્રમમા પાડનારી જે ચાર વાતો લખી છે, તે વાતો પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટક તરીકે નથી; પરંતુ–તે ચારેય વાતોને મથાળે તે ઉ૦ શ્રી રત્નચંદ્રજીએ જણાવેલી–'सर्वज्ञशतकाप्रमाणकरणरीतिरपि लिख्यते' એ પંક્તિ મુજબ તેમણે જ તે ગ્રંથને અપ્રમાણિક કેવી રીતે જાહેર કરવો? તેની પોતે લખીને તૈયાર કરેલી રીતિ=મુસદ્દો જણાવેલ છે

## પૂ૦ આ૦ શ્રી આદિનાં ૫૪ મત્તાં પણ કૃત્રિમ જણાય છે.

શ્રી રત્નચંદ્રગણિએ 'સર્વજ્ઞશતક' ગ્રંથને અપ્રમાણ કરવાની લખીને તૈયાર કરેલી તે રીતિની નીચે તેમણે જે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ આદિના મત્તાયુક્ત ૫૪ વ્યક્તિઓના મત્તા જણાવેલ છે, તે મત્તા પણ ખરતરીય 'સામાચારીશતક' ગ્રંથગત ૮૪ ગચ્છના યતિઓનાં મત્તાની જેમ કૃત્રિમ જણાય છે

કારણકે–"ઉપર જણાવ્યા મુજબ પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્રજીએ પૂ૦ ગચ્છનાયક પાસે રજુ કરેલી સર્વજ્ઞશતક ગ્રંથને અપ્રમાણ કરવાની તે રીતિ ઉપર સહીઓ લેવા સારૂ પૂ૦ ઉ૦ શ્રી સોમવિ૦ મ૦ અને તેઓશ્રી આદિ પ્રતિસ્પર્દ્ધિ ઉપાધ્યાયજીઓએ, પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી તથા પૂ૦ ઉ૦ શ્રી નેમિસાગરજી આદિ ગીતાર્થો ઉપર શીરજોરી વાપરવા છતાં પણ જ્યારે તેઓએ સહીઓ ન જ આપી હોય ત્યારે વટ ઉપર આવી ગયેલા તે પૂ૦ ઉપાધ્યાયજીઓને પણ તે રીતિ ઉપર યેનકેનાપિ સહીઓ બતાવવાનું કાર્ય આવશ્યક બન્યુ હતુ, પરતુ તે કાર્ય મૂળગચ્છમાં તેઓ રહ્યા ત્યાં સુધી બજાવી શકયા નહિ એટલે સ૦ ૧૬૭૩ મા તેઓએ સ્થાપેલા ભિન્ન ગચ્છમા રહી તે રીતિ ઉપર ખરતરોના પૂર્વદૃષ્ટાંતે જાતે જ તે ૫૪ સહીઓ ઊભી કરી માનવી રહે છે"

તે ૫૪ સહીઓમાંની પ્હેલી સહીવાળા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ તો સં૦

૧૬૭૩ માં માંડવગઢ મુકામે તેઓશ્રીની સમક્ષ જહાંગીરબાદશાહ પાસે રજુ કરેલી 'ઐતિહાસિકરાસ સંગ્રહ' ભા. ૪ માંના '**રાસસાર**' ના પેજ ૭૯ ઉપરની 'वलादेन (सर्वज्ञशतक) ग्रंथमसत्य ज्ञापयति' એ સ્પષ્ટ જણાવેલી વાત પણ ખાત્રી આપે છે કે-શ્રી સર્વજ્ઞશતકને અપ્રમાણ કરવાની તે રીતિ નીચે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ ખુદે તો સહી કરી જ નથી.

## 'સર્વજ્ઞશતક' સાચો ઠર્યાનો વધુ આધાર.

પંડિત દેવવિજયગણિના શિષ્ય પંડિત જિનવિ ગણિકૃતા-'**સાગરગચ્છીયા**' (૮ પાનાની) **પટ્ટાવલી**'ની અંતે ઉલ્લેખ છે કે-"तत्पट्टे श्री राजसागरसूरीश्वर ६२-१६२८ फागण शुदि २ शनिवारे जन्म, ओसवालज्ञातिय शा. देवीदास पिता-कोडिमदे माता-सिंहपुर ग्राम-सवत् १६५१ वर्षे दीक्षा, संवत् १६७२ वर्षे वोल ५नी चर्चा चाली 'सर्वज्ञशतक' ग्रथ साचो कीधो।"

ઉપર્યુક્ત પટ્ટાવલીમાના-"૧૬૭૨ વર્ષે બોલ '૫' ની ચર્ચા ચાલી, સર્વજ્ઞશતક ગ્રંથ સાચો કીધો." એ ઉલ્લેખના આધારે આ વસ્તુ ફલિત થાય છે કે-"પૂ૦ ભક્તિસાગરજી ગણિના સં ૧૬૭૨ ના ચૈત્ર વદિ ૧૪ ના છેલ્લા ઐતિહાસિક પત્ર મુજબ-પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ ગણિએ પોતે છૂપાવેલા તે પુસ્તક બાબતની પૂ. ભક્તિસાગર ગણિની ફરીયાદને સં. ૧૬૭૨ સુધી કોઇ દાદ જ ન આપી અને બીજી બાજુથી તે સ. ૧૬૭૧ ના મહા માસ લગભગ પૂ. ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજી મ.ની સામે રજુ કરેલી **સર્વજ્ઞશતકને અપ્રમાણ કરવાની શ્રી રત્નચંદ્રજી ગણિએ લખી રાખેલી રીતિને** પૂ. ગચ્છનાયક વિજયસેનસૂરિજીના સ્વર્ગવાસ બાદ તે પૂ. ઉપા શ્રી સોમવિજયજી મ આદિ પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયજી મહારાજોએ, [પૂ. હીરગુરુજી પાસે જે પાંચ બોલનો મિચ્છામિદુક્કડં આપ્યો હતો, તે પાચ બોલની સર્વજ્ઞશતકમા પ્રરૂપણા કરવામાં આવી છે' ઇત્યાદિ પ્રકારે મોટાના નામે પ્રચાર આદરી દેવા દ્વારા] **પૂ૦ સ્વ૦ ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરિજી મ૦નાં પટ્ટા તરીકે પ્રચારવા માંડી હોય.** એથી તે પ્રચારના મુખ્ય સાધન ભૂત એવા તે કહેવાતા પટ્ટકમાના મુખ્યત્વે તો **શ્રી સર્વજ્ઞશતકને અપ્રમાણ જણાવેલ**-તે કથન અંગે જ પૂ૦ મહો૦ શ્રી મુક્તિસાગરજી ગણિ આદિએ **સ૦ ૧૬૭૨ માં જાહેર વિરોધ ઉઠાવીને મિચ્છામિ દુક્કડ વાળા તે પાંચ બોલ અને શ્રી સર્વજ્ઞશતક ગ્રંથને તે પ્રતિસ્પર્દ્ધી પૂ૦ ઉપાધ્યાયજીઓની સામે જ શાસ્ત્રાનુસારી ઠરાવી આપવો** પડેલ છે.' આ અંગે એમ સમજાય છે કે-પૂ૦ ઉપાધ્યાયજી મહારાજોએ, આ ચર્ચા પૂ૦ આ શ્રી વિજયદેવસૂરિજી મ૦ અને મહો૦ શ્રી - મિસા૦ ગણિવર આદિ અમદાવાદથી વિહાર કરી ગયા પછી તક જોઇને ઉપસ્થિત કરી હોય

તે પટ્ટાવલીમાંના અન્ય ઉલ્લેખ તથા 'પટ્ટાવલીસમુચ્ચય' ભા૦૨ પૂરવણી પૃ૦ ૨૭૦ ઉપરનો ઉલ્લેખ આ વાત પણ જણાવે છે કે-તે (પૂ મહો૦શ્રી નેમિસા૦ ગણિવરના સમર્થ ગીતાર્થ શિષ્ય) પૂ. મહો શ્રી મુક્તિસા મ. ગણિવરને પૂ ભટ્ટારક શ્રી વિજયદેવસૂરિજીના વાસક્ષેપથી સ૦ ૧૬૭૯મા વાચકપદ અને સં૦ ૧૬૮૬ના જેઠ શુદિ ૧૪ને શનિવારના દિવસે 'રાજસાગરસૂરિજી' નામ આપવાપૂર્વક આચાર્યપદ અપાયેલ

અહી સુધીના ઇતિહાસનો સાર આ જણાય છે કે—

સર્વ ભટ્ટારકોએ, શાસનપ્રાણ ગ્રંથોને નિર્ભયપણે ઉગાર્યા છે!

**૧**–પૂ મહો શ્રી ધર્મસાગરજીએ સં ૧૬૧૭માં પાટણ મુકામે જે-'તત્વતરંગિણી' અને 'ઉત્સૂત્રકદકુદ્દાલ' ગ્રંથદ્વારા ખરતરગચ્છીયોની માન્યતાઓને જાહેરસભામા-'આ૦ શ્રી અભયદેવસૂરિજીને તપગચ્છના ઠરાવવા પૂર્વક' અસત્ય ઠરાવી આપવા વડે શ્રી તપગચ્છનો જે વિજય પ્રાપ્ત કરેલ, તે વિજયના સ્મારકરૂપે તેઓશ્રીએ તે જ સ્થળે અને તે જ વર્ષે '**ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા**' નામના અદ્‌ભૂત ગ્રંથની રચના કરી હતી અને તે ગ્રંથમાં તેમ જ 'તત્ત્વતરંગિણી'માં ઉમેરેલા 'સભ્યાશકાનિરાકરણવાદ'મા તેઓશ્રીએ ઉત્સૂત્રકદકુદ્દાલ ગ્રંથમાના સાક્ષીપાઠો આપેલ હતા.

ખરતરોથી આ વાત સહન થઈ નહિ એટલે તે બહાને તેઓએ તે પૂ૦ મહો૦ શ્રી પ્રતિ સર્વત્ર વિરોધી વાતાવરણ સર્જાવીને પ્રચંડ આક્રમણ કરેલ **આ તકનો લાભ લેવા સારૂ તે આક્રમણમાં પૂ૦ ભ૦ શ્રી વિજયદાનસૂરિતપગચ્છના** (સ ૧૬૦૮મા આચાર્યપદથી વચિત રહેલા) શિષ્ય પૂ૦ મહો૦ શ્રી રાજવિમલગણિ વગેરે પણ–'તેમણે તો દાનસૂરિજી-મ૦ સાથે પણ વારવાર ઝઘડા કર્યા છે, સૂરિજીએ તેને એક વાર ગચ્છ બહાર પણ કરેલ હોઇને તેને અંગે સાત બોલ જાહેર કરી તેના કુમતિકુદ્દાલ ગ્રંથને પણ પાણીમા બોળેલ છે' ઈત્યાદિ આક્ષેપો કરવા માડીને–પ્રચ્છન્નતયા સામેલ થયેલ.

આથી આ આક્રમણ અને આક્રમણકારોને ડારવામાં પૂ૦ ભટ્ટારકશ્રી સામે આતરિક કલેશનો ભય હતો, છતાં તે ભયની પણ પરવા કર્યા સિવાય મહાપ્રતાપી એવા તે **પૂ૦ ભટ્ટારકશ્રી વિજયદાનસૂરિજીએ** સ૦ ૧૬૧૮માં (લખેલી શ્રી તત્ત્વતરંગિણીગ્રંથની પુષ્પિકા દ્વારા) પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજીગણિના તે શાસનની પરંપરાગત સામાચારીના પ્રાણ સમા '**શ્રી તત્વતરંગિણી**' ગ્રંથને તથા '**ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા**' ગ્રંથને બેધડક સ્વીકૃતિ આપવા વડે અને તે સ્વીકૃતિ દ્વારા 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથને પણ શાસનમાન્ય ઠરાવી આપેલ, બાદ—

**૨**–પૂ મહો૦શ્રી ધર્મસાગરજીગણિવરે સ ૧૬૨૮મા એ જ 'ઉત્સૂત્રકદકુદ્દાલ' ગ્રંથ માંના સાક્ષીપાઠો આપીને રચેલા 'કુપક્ષકૌશિકસહસ્રકિરણ' સંજ્ઞક ભગીરથ ગ્રંથ અંગે તો

ખરતરાદિ ૧૦ ગચ્છવાળાઓએ તે મહો૦ શ્રી ઉપર ઉગ્રતર આક્રમણ કરેલ. **એ તકનો લાભ લેવા સારૂ તે આક્રમણમાં વળી પૂ. આ૦ શ્રી વિજયહીરસૂરિતપગચ્છના** તે પૂ૦ મહો૦ શ્રી રાજવિમલગણિ આદિ ઉપરાંત જોડાએલા-(સં. ૧૬૨૮માં પૂ વિજયસેનસૂરિજીને અપાયેલ આચાર્યપદવીથી નારાજ થએલા એવા) પૂ. ઉપા૦શ્રી સોમવિ. મ૦, પૂ. ઉ૦ શ્રી કીર્તિવિ૦ મ૦, પૂ૦ શ્રી સકલચંદ્રગણિ [કે-જેઓ, પૂર્વકથિત પૂ૦ ઉપા૦ શ્રી રાજવિમલજીકૃત આક્ષેપો ઉપરાંત-"તેમના તત્ત્વતરગિણિણી અને ઉત્સૂત્રકંદકુદ્દાલ એ બને ગ્રંથોને જલશરણ કરવામાં આવેલ છે. દાનસૂરિજી મ૦ પાસે ખૂબ લાચારી કરવા છતા પણ તેમને તેઓશ્રીએ બે વર્ષ સુધી તો ગચ્છમા જ લીધા ન્હોતા અને તે પછી પણ તેઓશ્રીએ તેમની પાસે માફીપત્રોય લખાવી લીધા છે તેમણે 'પ્રવચનપરીક્ષા' ગ્રથમા સમતિ લેવા દ્વારા પૂ૦ હીરગુરુજીને પણ છેતર્યા છે!" ઈત્યાદિ આક્ષેપો વર્ષોથી સર્વત્ર પ્રચ્છન્નતયા કરી જ રહ્યા હતા! તેઓ] પણ પ્રચ્છન્નતયા જોડાએલ!

સ્વસમુદાયના આ ધુંધળા વાતાવરણમા તે અતિપરિણલી આક્રમણને ઠારવામાં આ પૂ૦ ભ૦ જગદ્ગુરુ શ્રી હીરગુરુજી સ્હામે પણ આતરિક કલેશનો પ્રચડ ભય ઉભો થવા પામ્યો હતો; છતાં તે ભયની તેઓશ્રીએ પણ પરવા કર્યા સિવાય ગુરૂજીના પગલે-'તે ખરતરો આદિ આક્રમણકારોનો જાહેર સભાઓમા મહો૦ શ્રી ધર્મસા૦ગણિના તે '**કુપક્ષ-કૌશિકસહસ્રકિરણ**' ગ્રંથના જ આધારે પરાભવ કરો" એ પ્રકારની-આગ્રા જેવા દૂર પ્રદેશમાથી પણ પોતાના પટ્ટધર આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ને સ. ૧૬૪૨મા પાટણ મુકામે આજ્ઞા ફરમાવી!

અને ગુર્વાજ્ઞાંકિત પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મહારાજે પણ તે ગુર્વાજ્ઞાનુસાર સ. ૧૬૪૨માં પાટણ રાજસભામાં અને સ. ૧૬૪૩મા પોતાના વિદ્વદ્વર શિષ્યો મારફત તે જ '**પ્રવચનપરીક્ષા**' ગ્રથના આધારે અમદાવાદ મુકામે ખરતરો આદિનો તેઓના જ પક્ષના સુબાની રાજસભામાં સજ્જડ પરાભવ કરીને તે ગ્રંથનો તો તે મુસ્લીમ સુબાએ આપેલી રાજ્ય સામગ્રી સહિત હાથીની અંબાડીએ દબદબાભર્યો વરઘોડો ચઢાવવા પૂર્વક તે વિજયવત ગ્રથના ઘેર ઘેર દર્શન કરાવવા વડે તે ગ્રંથનો વિરોધ કરનારા ખરતરીય સાધુ અને શ્રાવકો આદિના દેખતા જ પૂ મહો૦ શ્રી ધર્મસા૦ ગણિ પ્રવરના **તે શ્રી તપાગચ્છને જ સાચો ઠરાવનારા 'શ્રી પ્રવચનપરીક્ષા' ગ્રથને નગારાની ચોટે ગાજતેવાજતે અમરપદ આપેલ છે:** આથી તો-

**૩**-આ પૂ૦ ત્રીજા ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિજી મહારાજ સામે અતીવ રોષે ભરાયેલા ઘરના જ તે પૂ૦ વિરોધી શ્રમણ ભગવતોએ ઉક્ત પૂ૦ ભ૦ શ્રી હીરગુરૂજી મ૦ ના સીધા પટ્ટધર તરીકે શ્રી વિજયસેનસૂરિજીને બદલે બીજા જ આચાર્ય સ્થાપવાની છન્નાછન્નપણે જોરદાર હીલચાલ ઉપાડેલ! પરતુ તેઓશ્રીની તે પૂ૦ ભ૦ શ્રી પ્રતિની તે પ્રકારની વિરોધી હીલચાલને પૂ૦ મહો૦ શ્રી ધર્મ સા૦ ગણિવરે આબાદ પામી જઇને

સં૦ ૧૬૪૮મા પોતે રચેલી '**સ્વોપજ્ઞ તપગચ્છપટ્ટાવલી**'માં પૂ૦ જગદ્‌ગુરુની પાટે (કુનેહથી તે વિરોધી શ્રમણ ભગવતોના અગ્રેસર પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિની પણ સહી કરાવી લેવા પૂર્વક) 'વિજયસેનસૂરિજી' ને જ પટ્ટધર લેખાવવા દ્વારા તે હીલ-ચાલને સદાને માટે વંધ્યત્વ સમર્પ્યું!

ત્યારબાદ શાસન અને સમુદાય હિતવત્સલ એવા તે પ્રભુશાસનરસિક પૂ૦ મહો૦ શ્રી ધર્મ સા૦ ગણિવરે સં૦ ૧૬૫૦માં '**શ્રી સર્વજ્ઞશતક**' નામના અભૂતપૂર્વ ગ્રંથની રચના કરી તદનતર સં ૧૬૫૨મા પૂ૦ હીરગુરુજીએ અને સં ૧૬૫૩માં મહો૦ શ્રી ધર્મસાગરજીએ સ્વર્ગગમન કર્યું તે પૂ૦ ઉ૦ શ્રી સોમવિ૦ મ૦ આદિ વિરોધી પૂ૦ ઉપાધ્યાયજી મહારાજોએ, તે ભવ્યતમ ગ્રંથને પણ પૂર્વોક્ત આક્ષેપો ઉપરાંત—"તેમણે તે ગ્રંથમા હીર–જેસંગને મિથ્યાત્વી કહ્યા છે, પૂ૦ સેનસૂરિજીએ તો તેમના શિષ્ય ઉ૦ લબ્ધિ સા૦–નેમિસા૦ અને મુક્તિસા૦ના ઉપાધ્યાયપદ પણ ખેંચી લઈને ગચ્છ બહાર કર્યા છે" ઈત્યાદિ વધુ કલ્પિત આક્ષેપો કરવાપૂર્વક સમાજમા વિવિધ પ્રકારના પ્રચાર દ્વારા અપ્રમાણ લેખાવવા માડયો અને તે અગેનો ઝઘડો તો તે પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટધર આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ ઉપર પણ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના સમર્થ ગીતાર્થ પ્રવર એવા વિદ્વાન્ પ્રશિષ્યો પૂ૦ મહો૦ શ્રી નેમિસાગરજી, શ્રી ભક્તિસાગરજી, શ્રી મુક્તિસાગરજી આદિ મહર્ષિપુંગવોના તેઓ પક્ષકાર હોવાનો આરોપ મૂકવાપૂર્વક પૂ૦ આ૦ શ્રી સેનસૂરિજી મ૦ની નજર સન્મુખ વર્ષો સુધી ચાલુ રાખેલ!

છેવટે તે '**શ્રી સર્વજ્ઞશતક**' ગ્રંથને આ ત્રીજા ભટ્ટારક શ્રી સેનસૂરિજી મ૦ના શ્રીમુખે 'અપ્રમાણિક' કહેવડાવવા સારૂ તે પૂ૦ ઉપાધ્યાયજી વર્ગે સં ૧૬૭૧ના મહામાસ લગભગમા જૂથબંધીરૂપે એકત્ર મળીને પૂ૦ ભટ્ટા૦શ્રીની સામે અમદાવાદ મુકામે આવીને પણ આક્રમણ કરેલ! પરંતુ તે સંમકિત આક્રમણનું પરિણામ, પૂ૦ ભટ્ટા. શ્રી વિજયસેન સૂરિજીએ–તેઓશ્રીને તે જ અમદાવાદમા તે જ વર્ષે વૈ શુ. ૩ના દિવસે સંમેલન ભરીને સર્વગીતાર્થોની સંમતિપૂર્વક એ લાવી આવી આપ્યું કે–"તેઓ તે સમયે તો મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ ગણિવરના તે '**શ્રી સર્વજ્ઞશતક**' સંજ્ઞક એક જ ગ્રંથને અપ્રમાણ કરાવવા માગતા હતા; પરંતુ તે પહેલાં તો તે પૂ૦ વિરોધી ઉપાધ્યાયજી મહારાજોએ જે પૂ૦ હીરગુરૂજીએ માન્યતા આપેલા તે મહો૦શ્રીના '**શ્રી પ્રવચનપરીક્ષા**' ગ્રંથને પણ અપ્રમાણ કરાવવા સારૂ આકાશપાતાલ એક કરવાની હદે ઝુંબેશ ઉઠાવેલ હતી તે ઝુંબેશને પણ અપ્રમાણિક બતાવી આપવારૂપે '**પ્રવચનપરીક્ષા**' ગ્રંથસહિત તે પૂ૦ મહો૦જીના બીજા પણ બે વધુ ગ્રંથોને **પ્રામાણિક** તરીકે સર્વ ગીતાર્થોના હાથે જાહેર કરાવીને પોતે પૃથક્ પૃથક્ શહેરોના સંઘના જ્ઞાનભંડારોમા સ્વયં સ્થપાવી દીધા!"

એ પ્રકારે શાસન વત્સલ એ આ ત્રીજા ભટ્ટારક પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વરજી મહારાજશ્રીએ પણ તે પૂ૦ શાસનપ્રાણ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરના તે શાસન-

માન્ય 'શ્રી સર્વજ્ઞશતક–સટીક' ગ્રંથને–પોતાની નજર સામેના વિરોધીઓના **ઉગ્રપ્રકારના** સંગઠિત એવા કરડા આક્રમણનો પણ ભય સર્વથા તજી દઈને શાસનની **જ વફાદારીસૂચક** અમરપદ સમર્પ્યું છે!

## તેને તો પૂર્વગ્રહબદ્ધ દ્વેષનું પ્રતીક જ લેખવું રહે

પૂર્વે જણાવ્યા પ્રમાણે પૂ૦ ત્રિપુટીજીએ, પોતાના–'**જૈન** પરંપરાનો ઇતિહાસ' **ભા૦** ૩ના પૃ. ૭૨૬ ઉપર–[જે કરારપત્રમાં નહિ બનેલા બે પટ્ટાને બનેલા તરીકે લેખાવવાના **થયેલા** સંયુક્ત લખાણને અંગે સં. ૧૬૮૧નું તે રાજનગરનું સંઘસંમેલન, તે પ્રસંગના તે **બંને** આચાર્યોના આગળપાછળના બંને કરારપત્રોની નીચે બંને આચાર્યોની સંયુક્ત સહી નહિ થવા પામવાથી નિષ્ફળ ગયું, ત્યારે તે–'શ્રી સર્વજ્ઞશતક'ને અપ્રમાણ કહેવામાં બનાવટી ઠરતું કરારનામું તો–તેની સાથે જ નિષ્કામ ઠર્યું હોવાનું જાણવા છતા તે રદબાતલ થએલા કરારપત્રમાંની તે સંમેલનને જ નિષ્ફલ બનાવનારી-"તથા ભ૦ શ્રી વિજયસેનસૂરિ તથા અમ્હે જે સર્વજ્ઞશતકગ્રંથ અપ્રમાણ કરવા બાબતિ જે પટા લિખ્યા છઈ" એ વાત**મ**ની માત્ર '**સર્વજ્ઞશતકગ્રંથ અપ્રમાણ**' એટલી જ પંક્તિ ઉપાડીને તેનો] **સટીક સર્વજ્ઞશતકગ્રંથ બંનેની સંમતિથી અપ્રમાણિક ગ્રંથ તરીકે જાહેર થયો તે અપ્રમાણિક જ રહ્યો.**' એ પ્રમાણે પદરનો ભાવ રજુ કર્યો! અને તે ઘંગથ્થુ ભાવમા તેઓશ્રીએ **બંનેની સંમતિથી અપ્રમાણિક જાહેર થયો**' એ મુજબની નહિ જ બનેલી વાતને પદરની ઉમેરવાપૂર્વક કૂટ અર્થ પ્રસિદ્ધ કરેલ છે તે પૂર્વગ્રહબદ્ધ દ્વેષ મૂલક છે.

'નિષ્ફળ નીવડેલા તે શ્રમણસંમેલનના નકામા લેખાતા તે **કરારપત્રમાંની** પહેલી–'**સર્વજ્ઞશતક ગ્રંથ** અપ્રમાણ' જ્ઞાપક વાતને તે કરારપત્રમા પૂ૦ ભ૦ **શ્રી વિજયસૂરિ**જીના **નામે** જણાવાએલ તો છે, **પરંતુ** તેઓશ્રીના નામે જણાવાએલ તે **પૂ૦ ત્રિપુટીજીએ પણ** જો સાચી જ માની હોત તો પુનઃ એ જ પૂ૦ ત્રિપુટી મહારાજે '**જૈન પરં૦ ઇતિહાસ**' ભા૦ ૩ના **પૃ૦** ૭૨૭ ઉપર '**પ્રમાણિકતાની છાપ**' શીર્ષકતળે **જણાવ્યા મુજબ** તે સં૦ ૧૬૮૧ના કરારપત્રમાં તે પૂ૦ સેનસૂરિજી મ૦ના નામે ગવાએલી **તે નકામા કરાર**-પત્રમાની વાતને પોતે જ સ્પષ્ટતયા બેવજુદ લખાવેલ છે! તે પોતાના જ **હાથે** બનવા ન જ પામ્યુ હોત.

આ સ્થિતિમા તે કરારપત્રમાં પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ના **નામે પણ** જણાવાતી તે જ પ્રકારની બીજી વાત તો સ્વયં બેવજુદ ઠરે છે, એટલુ જ નહિ; **પરંતુ** તે પૂ૦ વિજયદેવસૂરિજી મહારાજે પણ પૂર્વનાં પોતાના ત્રણેય પૂજ્ય ભટ્ટારકોના પગલે જ ચાલીને વિરોધીવર્ગના ઉગ્ર વિરોધીની પરવા કર્યા સિવાય પૂ૦ મહો૦શ્રીના તે સર્વજ્ઞ-શતક ગ્રંથગત માન્યતાઓને પણ અમરત્વ જ સમર્પેલું છે, તે આગળ જણાવવામા આવતા

પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦શ્રીના પોતાના પટ્ટકથી વાચકોના ખ્યાલમાં પણ સ્પષ્ટ આવે તેમ છે

એ વસ્તુ હકીકતે એમ જ હોવાનુ જાણવા છતા પણ પૂ૦ ત્રિપુટીજીએ, પોતાના તે ઇતિહાસમા ઉપર્યુક્ત પ્રકારનો **જે કૂટ ભાવાર્થ પ્રસિદ્ધ કરેલ છે તે** [ પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ની શ્રી સર્વજ્ઞશતક ગ્રંથને પ્રામાણિક તરીકે જાહેર કરનારી વાત જેઓશ્રીને શલ્ય સમી બની હતી તે પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્રજી ગણિ આદિએ તે જ સં ૧૬૭૧મા અમદાવાદ મુકામે એ જ પૂ૦ ભટ્ટારકશ્રીની સામે લખીને રજુ કરેલી '**સર્વજ્ઞ-શતકને અપ્રમાણિક કરવાની રીતિ**' ને જ તે પૂ૦ ભટ્ટારકશ્રીની સ્વર્ધામ પહોંચ્યાના સ૦ ૧૬૭૨ પછીથી સમાજમા તે પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના પટ્ટકને નામે લેખાવવા માંડીને ] તે કૃત્રિમ પટકને નામે સમાજમા તે શ્રી સર્વજ્ઞશતકને અપ્રમાણિક લેખાવવાની અને એ સાથે તે પૂ૦ સેનસૂરિજી મ૦ના પટ્ટધર **આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ને પણ તેવી માન્યતાવાળા લેખાવવાની કરેલ ચાલબાજીના અનુસરણની ખ્યાપક છે.**

<u>તેઓએ તે કૂટ અનુસરણનાં કરેલા શ્રી ગણેશ!</u>

પૂ૦ ત્રિપુટીજીએ પોતાની ઉપર્યુક્ત '**સટીક સર્વજ્ઞશતક ગ્રંથ અપ્રમાણિક જાહેર થયો તે અપ્રમાણિક જ રહ્યો**' એ કપોલકલ્પિત વાક્યને સત્યમા ખપાવવા સારૂ તે વાતની નીચે પોતાના તે ઇતિહાસના પૃ૦ ૭૩૬ ઉપર તેઓશ્રી લખે છે કે- "ભ૦ વિજયદેવસૂરિએ ગંભીર વિચારણા કરી તે (સર્વજ્ઞશતક) ગ્રંથના આધારે આ૦ સોમતિલકસૂરિ, જ૦ ગુ૦ આ૦ હીરવિજયસૂરિ, આ૦ વિજયસેનસૂરિ [1]વગેરે પૂર્વાચાર્યોનું અપમાન થાય છે એ [2]જાણી લીધુ માટે જ તેને [3]મનથી અપ્રમાણિક માન્યો હતો અને અપ્રમાણિક [4]ઠરાવ્યો હતો હવે તો તેને [5]પ્રમાણિક ગ્રંથ તરીકે જાહેર કરે તેમ હતુ જ નહિ, પરંતુ સાગરશાખાના મુનિવરોની ભાવના હતી કે-ભ૦ વિજયદેવસૂરિની પાસે 'સર્વજ્ઞ-શતક'ને પ્રમાણિક જાહેર કરાવી લેવા એટલે તેઓએ તેના પ્રયત્નો ચાલુ રાખ્યા"

એ પ્રમાણે પૂ૦ ત્રિપુટીજીએ, [ આ પૂર્વે કોઈપણ સ્થલે નહિ લખેલ હોવાના કારણે કલ્પિત જણાતુ ] જે લખાણ કર્યું છે, તે લખાણગત શેતરંજની નંબરવાર સમાલોચના —

(૧)-શ્રી સર્વજ્ઞશતક ગ્રંથનો રચનાકાલ પ્રાય સ૦ ૧૬૫૦ છે, અને પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ની આચાર્યપદવીનો કાલ સં૦ ૧૬૨૮ છે અને 'વગેરે' શબ્દથી ગણાવેલ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ની આચાર્યપદવીનો સ૦ ૧૬૫૬ છે આમ છતા પૂ૦ ત્રિપુટીજીએ, સ૦ ૧૬૫૦મા રચાવા પામેલા તે ગ્રંથમા જે તે બંને આચાર્યોને પૂર્વાચાર્ય તરીકે લેખાવેલ છે તે નિજની ઉપર્યુક્ત કૂટ વાતને સત્યમાં ખપાવવા અંગેની શેતરંજ સ્વરૂપ છે

(૨)-સં૦ **૧૬૭૧** માં પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીએ તે ગ્રંથને રાજનગર શ્રમણ સંઘગત **સમસ્ત** ગીતાર્થોની **સંમતિપૂર્વક** પ્રમાણિક જાહેર કર્યો, ત્યારથી પ્રારંભીને તેઓશ્રીના સં૦ ૧૬૭૧ ના સ્વર્ગવાસ સુધી ઉપર જણાવેલ છે તે મુજબ પૂ૦ સેનસૂરિજી મ૦ના પટ્ટકના કૂટ ઓઠે તે ગ્રંથને તેઓશ્રીના નામે જેઓ 'અપ્રમાણ' લેખાવી શકેલ નથી તે પૂ૦ પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયવર્ગની સામે પૂ૦ ઉપા૦ શ્રી મુક્તિસાગરજી ગણિવરે તે ગ્રંથને જાહેર રીતે પ્રમાણિક ઠરાવેલ હોવાનુ જણાવતી સં૦ ૧૬૭૨ ની (પટ્ટાવલી ગત) હકીકત સુધી અને **સં૦ ૧૬૭૩ માં માંડવગઢ મુકામે જહાંગીર બાદશાહની સામે** પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજીએ પોતે જ તે ગ્રંથને સાચો ઠરાવી આપેલ હોવાની ઇતિહાસ પ્રસિદ્ધ વાત સુધી તો પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ, તે ગ્રંથમા એવા કોઇ પૂર્વાચાર્યનુ અપમાન થતુ હોવાનુ જાણ્યુ જ નથી એ વાત સર્વજનપ્રસિદ્ધ હોવા છતા પૂ૦ ત્રિપુટીજી મ૦, તે પૂ૦ ભટ્ટારકશ્રીના નામે-'**તેઓશ્રીને તે ગ્રંથના આધારે પૂર્વાચાર્યોનું અપમાન થતું હોવાનું જાણી લીધું**' એમ લખી નાખ્યું છે તો તે ક્યારે જાણી લીધુ ? એ તો તેઓ જણાવી શકે તેમ નહિ જ હોવાથી તેઓને '**તેઓ પણ તે ગ્રંથને અપ્રમાણ માનતા હતા.**' એ પ્રમાણે જે મનસ્વી વાત ઉભી કરવી પડેલ છે તેને સત્યમા ખપાવવા સારૂં અત્ર સંવત્ જણાવ્યા વિનાનુ કેવળ '**જાણી લીધું**' એમ જણાવવું પડેલ હોવાથી તે પણ ભદ્રિકજનોને ભરમાવવાની શેતરજસ્વરૂપ છે

(૩)-સં૦ ૧૬૮૧ ના રાજનગર શ્રમણસંમેલન અંગેનો '**આ૦ શ્રી વિજયસેનસુરિજી તથા અમ્હે સર્વજ્ઞશતકને અપ્રમાણ કરવા બાબતિ પટા લિખ્યા છઈ.**' એ બંને પક્ષના આચાર્યોના સમાધાનના બ્હાને કોઈ ડોળઘાલુ મધ્યસ્થે લખેલી જણાતી મનસ્વી બીનાવાળો કરારપત્ર રદ થયા પછી કવિ દર્શનવિ૦એ, સં ૧૬૯૭મા પૂરા કરેલા '**વિજયતિલકસૂરિરાસ**'માંના બીજા અધિકારની "હીર જેસિંગે જે પટ લિખ્યા છઇ, માનઇ નહી તે દુરિ, વાચક પંડિતપદ સવેજી, તે સાબદિ ભરપૂરિ,—વા૦ ॥ ૫૮ ॥ રાગદ્વેષ નહિ રાખવાજી, વદન ગચ્છમર્યાદિ; વિજયદેવસૂરિં નિજ કરિંજી, લિખી સંઘ આપિઉ આદિ... વા૦ ॥ ૫૯ ॥ વિજયાનંદસૂરિ લિખિઉજી, જિહાં એ લિખિત મનાય, ગુરૂવયણા લોપઇ નહીજી, તો તુમ આણ પલાય .. વા૦ ॥ ૬૦ ॥" એ કડીઓ મુજબ બંને આચાર્યોના હાથે થએલા કહેવાતા લખાણમાના પહેલા કરારપત્રમાની-સેનસૂરિજી તથા અમ્હે + + + પટા લિખ્યા છઈ' એ વાત મૂળ-**હીર જેસિંગે જે પટા લિખ્યા છઇ**' એ રજુ થયેલી વાતથી ઉલટી વાત રજુ થતી હોવાથી બંને આચાર્યોને સ્વીકાર્ય ન બની એટલે જ નિષ્ફળ ગએલું પણ તે સંમેલન, ['**જૈન** પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ પૃ૦ ૭૩૫ ના 'તે પછી બીજીવાર એકતા માટે (પુન મેળવવા) પ્રયત્ન થયો, પણ (અને) ભાવિભાવરૂપે સંવેદ જાણવા કામ ચલાઉ એકતા પણ થઇ.' અંતિમ લખાણ મુજબ] પુનઃ સફળ થવા પામ્યુ આ સંબંધમાં—

પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિ૦ મહારાજ '**ઐતિહાસિક રાસસંગ્રહ**' ભા૦ ૪ માંના '**નિરીક્ષણ**' શીર્ષકતળે પૃ૦ ૩૫ ઉપર એ જ વાતને પુષ્ટિ આપતા લખાણ દ્વારા જણાવે છે કે—"**૧૬૮૧માં વિજયાનંદસૂરિ સાથે વિજયદેવસૂરિનો મેળ થયો હતો, પણ સ. ૧૬૮૫માં તે બંને જુદા પડયા.** એટલે આણંદસૂરગચ્છ અને દેવસૂરગચ્છ એમ બે શાખાઓ ચાલી અને સં ૧૬૮૫મા સાગરોથી વિજયદેવસૂરિ જુદા પડતા સ ૧૬૮૫મા શાન્તિદાસ શેઠે સાગરમત ચલાવ્યો"

આ વાતમા પૂ૦ શ્રી વિદ્યાવિ૦ મહારાજે જે—'**સં૦ ૧૬૮૫માં તે બંને આચાર્યો જુદા પડયા, તે જ વર્ષે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી સાગરોથી પણ જુદા પડયા**' એ મુજબની વાત જણાવી છે તે ( સં ૧૬૭૭ની 'કુમતાહિવિષજાંગુલી મંત્ર'માની સ૦ ૧૬૮૨ની બીજી પ્રશસ્તિમા પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્ર ગણિવરે 'આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ ઉ૦ શ્રી મુક્તિસાગરજીનુ ઉપાધ્યાયપદ ખેચી લઇને તેમને સમુદાય બહાર કર્યા અને તે જ વર્ષે સાગર કુમત પ્રવર્ત્યો.' એ પ્રમાણે કપોલકલ્પિત કરેલા લખાણની જેમ ) કોઇ વિઘ્નસંતોષીના પ્રચારમા તથ્ય માનીને જણાવેલી લાગે છે અન્યથા આગળ જણાવાશે તેમ ખુદ ગચ્છનાયક પૂ૦ વિજયદેવસૂરિજી મહારાજ પોતે જ સ. ૧૬૮૬ના પોતાના પટ્ટકમા પૂ૦ સાગરમહર્ષીઓની સમસ્ત માન્યતાઓને શાસ્રાનુસારી તરીકે અપનાવે છે તે સંભવે જ શી રીતે? તેમ પૂ૦ ત્રિપુટીજીએ પણ–(જીવન ભર પૂ૦ સાગર ગીતાર્થોની જ પ્રરૂપણાઓને શાસ્ત્ર અને પરંપરા શુદ્ધ માનનાર તરીકે ઇતિહાસ પ્રસિદ્ધ એવા તે મહા પ્રભાવક ) 'પૂ૦ ભટ્ટારક આ૦ શ્રી વિજયદેવસૂરિજીમ૦ પણ તે ગ્રંથને અપ્રમાણ માનતા હતા' એમ તેઓશ્રીને નામે પોતે જ ઉભી કરેલી વાતને સાચી વાત તરીકે લેખાવવા સારૂ અહિ 'તે (ગ્રથ) ને (તેઓશ્રી) મનથી અપ્રમાણિક માન્યો હતો' એમ જણાવનારુ તર્કટ ખડું કર્યું છે! અને તે તર્કટ દ્વારા તેઓશ્રીના મનની તે પ્રકારની વાત પોતે જાણી લીધેલ હોવાનો જે ભાસ ઉભો કરેલ છે તે પણ ગેબી શેતરંજ રૂપ જ છે

(૪)–તે સં. ૧૬૮૧નુ સંમેલન જ નિષ્ફળ ગયુ હોઇને તે ગ્રંથને શ્રી વિજયદેવ સૂરિજીએ તો શુ ? પરંતુ આણુસૂરગચ્છવાળા પણ કોઇએ તે ગ્રંથને અપ્રમાણ ઠરાવવો શકય જ ન્હોતો, ત્યા તે શ્રી સર્વજ્ઞશતકને આજીવન અક્ષરશઃ સત્ય અને પ્રમાણિક માનનારા તે પૂ૦ ભટ્ટારક શ્રી વિજયદેવસૂરિજી મહારાજના નામે પૂ૦ ત્રિપુટીજીએ જે–**તેઓએ તે ગ્રથને અપ્રમાણિક ઠરાવ્યો હતો** એવો તે પૂ૦ ગચ્છાધિપતિશ્રી ઉપર પણ કલ્પિત આક્ષેપાત્મક પ્રહાર કરતા સંકોચ રાખેલ નથી તે પણ પોતાના ઉપર્યુક્ત કૂટ વાતને યેન કેનાપિ સત્ય લેખાવવાની શેતરજ રૂપ છે

(૫) પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજીએ, સ. ૧૬૭૧ના રાજનગર શ્રમણ સંમેલનમાં

તે ગ્રંથને સર્વાનુમતે પ્રમાણિક જાહેર કર્યા પછીથી થયેલા તેઓશ્રીના અકાલ સ્વર્ગવાસ સં. ૧૬૭૧થી તેઓના કહેવાતા પટ્ટકને નામે તે ગ્રંથને 'અપ્રમાણિક' લેખાવવા માંડેલ પૂ. પ્રતિસ્પર્દ્ધિ ઉપાધ્યાયજી મહારાજો આદિને (આ લેખક તરફથી સં. ૨૦૧૧મા પ્રસિદ્ધ થયેલ कुमताहिविषजागुलिमत्रतिमिरतरणि ગ્રથના પૃ. ૧૧ ની પ્હેલી પુઠીની પક્તિ ૨ થી ૬ સુધીમાં જણાવ્યા મુજબ) પૂ. મહો શ્રી **મુક્તિ**સાગરજીગણિવરે તે જ સં ૧૬૭૨ થી પડકાર આપીને **શ્રીસર્વજ્ઞશતક ગ્રંથને** પુનરપિ તે તે વિરોધી પૂજ્ય શ્રમણોની સમક્ષ જાહેર રીતે **પ્રમાણિક ગ્રંથ** તરીકે સ્થાપ્યા બાદ તો સં ૧૬૮૧ સુધી સમાજમાં એક પણ વ્યક્તિ તે ગ્રથને અપ્રમાણિક કહેવા બહાર આવી શકેલ નહિ હોવાનું ઇતિહાસ જણાવે છે. **એ જોતાં એ સંબંધમાં વર્ષો સુધી ચૂમાઇને મૂક બેસી જવા પામેલ જણાતાં તે વિરોધી વર્ગને તે ગ્રંથ અંગે પૂ૦ ભ૦ શ્રી સેનસૂરિજી મ૦ના નામે ભવિષ્યમાં પણ અપલાપ કરવાની તક ન રહેવા પામે એ દીર્ઘદૃષ્ટિથી પૂ૦ ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજી મહારાજે તે પ્રશાંત વાતાવરણમાં તે સર્વજ્ઞશતક ગ્રંથને અને તદંતર્ગત માન્યતાઓને પ્રમાણિક લેખાવનારો એક ઐતિહાસિક પટ્ટક લખ્યો.** એ પટકને પણ પ્રસગોપાત નિહ્નવવાની શેતરંજ રૂપ છે. સિવાય જેઓશ્રી, પોતાના ગુરુવરે જે ગ્રંથને પ્રમાણિક તરીકે શ્રી શ્રમણસંઘ વચ્ચે જાહેર કરેલ છે તે ગ્રથને તો તે પહેલેથી જ પ્રમાણિક માનતા આવેલ હોવાની બીના પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે, એવા તે પૂ ભ શ્રી વિજયદેવસૂરિજીએ તે ગ્રથને અપ્રમાણિક તરીકે જાહેર કરવાની કલ્પનાને પણ સ્થાન જ કયાં છે?

(૬)–સાગરમુનિવરોએ તો પૂ. વિજયદાનસૂરિજી મ, પૂ. વિજયહીરસૂરિજી મ અને પૂ વિજયસેનસૂરિજી મ.ની જેમ આ પૂ ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજી મ૦ની પણ [પ્રતિસ્પર્દ્ધિ મહાત્માઓને સં. ૧૬૭૩ માં જહાગીર બાદશાહની સમક્ષ પણ તેઓશ્રીની જમણી ભૂજા બનીને આપેલી પ્રખર શાસ્રીય લડતની જેમ] તેઓશ્રીના સતાનીયાપણે જ આજીવન વફાદારી ધરાવેલ હોવાથી તેમજ આ પૂ વિજયદેવસૂરિજી મ૦ પણ મુખ્યત્વે તે પ્રભુશાસનના અજોડ અગસમા પૂ સાગરમુનિવરોથી જ શાસન અને ગચ્છની શોભા માનનાર તરીકે ઇતિહાસ પ્રસિદ્ધ હોવાથી [સં. ૧૬૭૨ થી ૧૬૮૧ સુધી વિરોધીઓને એકલે હાથે રથભાવી દેનારા એ] સમર્થ ગીતાર્થપ્રવર પૂ મહો શ્રી મુક્તિસાગર ગણિવર આદિ સમર્થ સાગરમુનિવરોએ તે ગ્રંથને પ્રમાણિક તરીકે જાહેર કરાવવાના પ્રયત્નો ચાલુ રાખવા માટે પૂ ભટ્ટારકશ્રી પાસે જવુ રહેતું જ નથી, એ વાત જાણવા છતા પૂ ત્રિપુટીજીએ એવું એવું જે કલ્પિત ઉપજાવી કાઢીને લખ્યું છે તે પણ પૂ ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજીએ બનાવેલા ઐતિહાસિક પટ્ટકને પ્રસગોપાત નિહ્નવવા માટેની શેતરંજરૂપ છે

## આ શ્લોક તે 'શ્રી સર્વજ્ઞશતક ગ્રંથ' પ્રતિના અપલાપને નિરર્થક લેખાવવા સારૂ પૂ૦ ગચ્છાધિપતિ શ્રી વિજયદેવસૂરિજીએ કરેલ પટ્ટક.



॥ ६० ॥ सवत् १६८६ वर्षे श्री राजनग[रे ज्ये॰ शु १३] शुक्रे श्री विजयदेवसूरिभिः सपरिकर.. [रैलिर व्यते] ।

१ अगर केवलीना योगथी जीवविराधना सर्वथा...[न हु] इ. श्री ठाणांग भगवतीसूत्र प्रमुख समस्तग्रंथनी मेलइं ए प्रथम बोल ॥

२. तथा भगवतीसूत्र प्रमुख समस्तग्रंथनइं अनुसारइं जमालिनइं अनंता भव कहीइं ॥ द्वितीय बोल २ ॥

३ तथा मरीचिइं कविला इत्थंपि इहयपि ए कविला दुर्भाषित कहीइ पणि सर्वथा उत्सूत्र न कहइ श्री आवश्यक निर्युक्ति प्रमुख ग्रंथनी मेलइ त्रतीय बोल ॥

४. तथा उत्सूत्रभापी अणआलोइ अणपडिक्कमइ काल करइ तेहनइं नियमा अनंत संसार होइ, पणि असख्यातओ तथा संख्यात नही गच्छाचार प्रमुखग्रंथनी मेलइ चतुर्थबोल छ. ॥

५ तथा मार्गानुसारी धर्मकर्त्तव्य अनुमोदवा जोग्य हुइं अन्यथा न हुइ पचाशक ग्रंथनी मेलइ ॥ पचम बोल ॥ ५

६. तथा वृहत्कल्पादिक ग्रंथनइ अनुसारिं मिथ्यादष्टिग्रहीत चैत्य अवदनीक हुइ, एहथी अन्यथा प्ररूपइ ते उत्सूत्रभापी जाणीइ छइ सहीइ षष्टम बोल ६ ॥

७ तथा मासभक्षण करइ तेहनइ सम्यक्त्व न रहइ । सप्तम बोल ७ ॥ श्रीरस्तु ॥ शुभ भवतु ॥

## તે અંગેના મહત્વના તત્કાલીન ઉલ્લેખો.

**નોંધ નં. ૧**–પંડિત શ્રી દેવવિજયજી ગણિ શિષ્ય પંડિત શ્રી જિનવિજયજી કૃત '**સાગરગચ્છીય પટ્ટાવલી**'ના અંતભાગમાંના '૧૬૪૦ (૮૬) વર્ષે જ્યેષ્ટમાસે શુક્લપક્ષે ૧૪ શનિવારે આચાર્યપદ દીધુ' એ ઉલ્લેખમાં અનેક ઇતિહાસકારોએ પ્રચારેલી–'શ્રી શાંતિદાસ શેઠે ઉપાધ્યાયશ્રી મુક્તિસાગરજી ગણિને **આચાર્ય શ્રી દેવસૂરિજીના વાસક્ષેપથી** આચાર્યપદ આપ્યું.' એ વાતની તો ગંધ સરખીયે નથી; પરંતુ તેમાં 'પૂ૦ ઉપા૦જીને આચાર્યપદ કોણે આપ્યું?' તે પણ જણાવેલ નથી! જ્યારે—

અજ્ઞાતકર્તૃકનામા વિદ્વદ્વર્ય રચિતા ૧૨ પાનાની '**સાગરગચ્છ પટ્ટાવલી**'ના નવમા પત્રમા–"वरसट्ठिनमे पट्टे पभावगं सासणस्स सिवहेउ। सिरिरायसायरगुरुं सूरिपहाणं सया वदे ॥२१॥ सुविहियसामायारी पवत्तिया जेण धीरपुरिसेण। चरणकरणठिएण सुसत्थजुत्तीहि मुणिवइणा ॥२२॥ उस्सुत्त भासगाए वाओ एग्गतिओ हओ सिग्घ। मिच्छत्ततिमिरपसरो णिवारियं (ओ) भक्खरेणेव ॥२३॥ साहुगुणरयणधारित्तणेण खाय तवोगणस्स तओ। सागरसुहणामधिज्ज संघकयं जयइ भुवणयले ॥ २४॥ ××× સંવત્ **૧૬૮૬ વર્ષે** જ્યેષ્ટ શુદિ ૪ (૧૪) દિવસેં શનૈશ્ચરવારેં અનુરાધાનક્ષત્રેં મધ્યાહ્ન સમયેં સમસ્તસંઘ હર્ષિત થાતેં, અનેકવાજિત્ર વાજતે, ધવલમંગલ ગવરાતે, પૂજા પ્રભાવના થાતેં, અનેક ભટ્ટભોજકમુખ શ્રી બિરુદાવલી બોલાતેં, શ્રી મહાવીર સ્વામીને દેહરેં વડગચ્છીય **સુવિહિતસૂરિ શિરોમણી ભટ્ટારક શ્રી દેવવિજયસૂરીશ્વરેં આચાર્યપદવી આપી શ્રી રાજસાગરસૂરીશ્વર નામ થાપ્યું**! ઉપાધ્યાય શ્રી વિવેકહર્ષગણિ[1]; ઉપાધ્યાય શ્રુતસાગરગણિ[2], પં. ગુણસાગરગ૦[3], પં. દર્શનસાગરગણિ[4], પં મેઘસાગરગણિ, પં કીર્તિસાગરગણિ, પં. કૃપાસાગરગણિ, પં શ્રી સૌભાગ્યશિષ્ય ઉ૦ શ્રી સત્યસૌભાગ્યગણિ, પં શ્રી કુશલસાગર ગણિ પ્રમુખ અનેક ગીતાર્થશતેં વાંદી વિવિધ સ્તુતિઈ સ્તવ્યા!" એ પ્રમાણે તે શ્રી વિજયદેવસૂરિજીના પટ્ટકનો સમયજ્ઞાપક પ્રૌઢ ઉલ્લેખ છે.

આ ઉલ્લેખમાં તે પૂ૦ મહો૦ શ્રી મુક્તિસાગરજી ગણિવર્યને પૂ૦ ભટ્ટારક આ૦ શ્રી વિજયદેવસૂરીશ્વરે સ્વહસ્તે જ આચાર્યપદવી આપેલ હોવાનું સ્પષ્ટ જણાવેલ હોવાથી તેઓશ્રીને તે પદપ્રદાન વાસક્ષેપથી થએલ હોવાની પ્રસારિત વાત વિચારણીય બને છે. આ હિસાબે પૂ૦ ભ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ, સં૦ ૧૬૮૬ ના જેઠ શુદ તેરસને શુક્રવારના રોજ તે પટ્ટક બનાવીને તેને વળતે જ દિવસે તે પૂ૦ ઉપા૦ શ્રી મુક્તિસાગરજી ગણિવરને આચાર્યપદ આપેલ હોવાની વાત જણાઈ આવે છે

અને એ પ્રમાણે પૂ૦ ઉપા૦ શ્રી મુક્તિસા૦ ગણિવરને તે પૂ૦ ભટ્ટારકશ્રીએ તે પટ્ટક કરવાપૂર્વક આચાર્યપદવી આપી તેથી તો કવિ દર્શનવિજયજીએ–'શ્રી વિજયતિલકસૂરિરાસ'

ના સં૦ ૧૬૯૭મા રચવા પડેલા બીજા અધિકારમાંની-'એક અવિચારીઉં સૂરિપદ, **બીજું ભિન્ન વખાણ; ત્રીજુ લેપિં લિખિત તે, ચોથું વારિઉં ગાન ॥૧૨૨॥'** એ કડી દ્વારા તે આચાર્યપદ અને પટ્ટક તે બંને અંગે તે ભ૦ પૂ૦ શ્રી વિજયદેવસૂરિજી પરત્વે બખાળા પણ કાઢવા પડેલ છે

**નોંધ નં. ૨**–ખરતરીય શ્રી વલ્લભપાઠક વિરચિત 'વિજયદેવસૂરિ માહાત્મ્ય' સર્ગ ૧૯ ના 'गुरुराकारयाचक्रे० શ્લોક ૧૫૮ થી तत्र कृत्वा चतुर्मास० શ્લોક ૧૬૧ સુધીમા વળી એમ કહે છે કે-'અમદાવાદના રત્નશેઠના માનદ્ આમત્રણથી પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી, તે શ્રેષ્ઠીએ અમદાવાદથી કાઢેલા શ્રી સિદ્ધગિરિજીના સઘમાં પધારેલા અને યાત્રા કરી અમદાવાદ પાછા આવેલા તે સંઘની સાથે અમદાવાદ પધારીને સં૦ ૧૬૮૯ નું ચાતુર્માસ પણ તેઓશ્રીએ અમદાવાદ કર્યું હતુ."

## પ્રસ્તુત પદકને નિહ્નવવા સારૂ ત્રિપુટીએ કરેલા પૂર્વોક્ત લખાણગત મલીન હાર્દનો પ્રકાશ.

પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજીએ સં ૧૬૭૧માં શ્રી સર્વજ્ઞશતક ગ્રંથને ચતુર્વિધ સંઘ વચ્ચે સર્વાનુમતે પ્રમાણિક જાહેર કરેલ હોવા છતા વિરોધી વર્ગે તે પૂ ભટ્ટારકશ્રીના સ્વર્ગવાસ બાદ (પોતે લખેલી તે ગ્રથને અપ્રમાણિક લેખાવવાની રીતિને તે સ્વર્ગત પૂ ભટ્ટારકશ્રીના પટ્ટક તરીકે પ્રચારવા માડીને તે ગલતપટ્ટાના ઓઠે) તે પૂ ભ સેન સૂરિજીના નામે જ તે ગ્રથને અપ્રમાણિક લેખાવવા માંડેલ હોવાની જેમ–ઉપર આપેલા–પૂજ્ય ભ. શ્રી વિજયદેવસૂરિજીના પટ્ટકનો પણ પાછળથી તે વર્ગે, એ જ પ્રકારે આદરેલ સંભવતા અપલાપના અનુકરણ તરીકે પૂ ત્રિપુટીજીએ-પ્રસ્તુત પદકને મથાળે જણાવેલ કલ્પિત પેરાના પ્રાંતભાગે- **'ભ૦શ્રી વિજયદેવસૂરિજીએ, 'સર્વજ્ઞશતક' ગ્રથને અપ્રમાણિક માન્યો હતો અને અપ્રમાણિક ઠરાવ્યો હતો.** (એમ મનસ્વી લખવા દ્વારા આ પૂ ભટ્ટારકશ્રીને એકબાજુથી ઉપર્યુક્ત ગુરૂકૃત સ ૧૬૭૧ની જાહેરાતના લોપક તરીકે લેખાવવા પૂર્વક પૂ ગુરૂદેવે પ્રમાણિક ઠરાવેલા તે ગ્રથને અપ્રમાણિક ઠરાવનાર તરીકે લેખાવ્યા, અને બીજી બાજુથી એ જ ભટ્ટારકશ્રીમાં નાટકીય આત્મવિશ્વાસ રજુ કરવા રૂપે વદે છે કે તેઓશ્રી) **હવે તો તે** (સર્વજ્ઞશતક) **ગ્રથને પ્રમાણિક તરીકે જાહેર કરે તેમ હતું જ નહિ!** (એમ જે પૂ ભટ્ટારકશ્રીએ, ઇતિહાસ મુજબ તે ગ્રથને કદાપિ અપ્રમાણિક માનેલ નથી, તે પૂ ભ. શ્રી માટે મન ઘડંત લખણ કર્યા પછી પુનરપિ મનઘડત લખ્યું છે કે-) **પરંતુ સાગરશાખાના મુનિવરોની ભાવના હતી કે-ભ૦ વિજયદેવસૂરિની પાસે 'સર્વજ્ઞશતક' ને પ્રમાણિક જાહેર કરાવી લેવો** (આ લખાણવડે તો લેખકે ગચ્છના નાયક એવા

તે પૂ. ભટ્ટારકશ્રીને અન્યોનું રમકડું બની જવાના સંભવવાળા લેખાવવાની આલચેષ્ટા કરી છે, અને તે પછી પૂ સાગરમહર્ષીઓ અંગે પણ સદંતર નિરાધાર લખી માર્યું છે કે-) **એટલે તેઓએ તેવા પ્રયત્નો ચાલુ રાખ્યા!'** આ કેવી કઠોર સત્યઘાતક શેતરંજ ગણાય ?

## શ્રી રાજસાગરસૂરિજીને નામે જણાવેલી વાત ભ્રામક છે.

તથાપ્રકારના તે કૂટહાર્દપૂર્ણ શેતરંજ-ચાલબાજીમય પેરાની નીચેની કલમ (૩૦) મા પૂ. ત્રિપુટીજીએ '**આ રાજસાગરસૂરિએ નક્કી કર્યું** (કે) **આ. વિજયદેવ-સૂરિજીની સહાયથી જ 'સર્વજ્ઞશતક'ને કોઇપણ રીતે પ્રમાણિક જાહેર કરી શકાય તો આ ભાવનાને અનુકુલ એક સોનેરી તક** ('મળી ગણાય' એમ નહિ, પરંતુ) **મળી છે.'**

'સર્વજ્ઞશતક' ગ્રંથને પૂ. પં. શ્રી ભક્તિસાગરજી ગણિવરની સામે આવીને તે ગ્રંથના વિરોધી પૂ. ઉપાધ્યાયજૂથના અગ્રણી પૂ. ઉ. શ્રી સોમવિ૦ મ૦ પણ જ્યારે અપ્રમાણિક ઠરાવી આપવાની હિંમત કરી શકયા નથી ત્યારે આ જ પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજીએ, તે પૂ૦ ઉપા૦ શ્રી સોમવિ૦ આદિ તે ગ્રંથના સહુ વિરોધીઓની સામે જહાંગીર બાદશાહની સભા વચ્ચે પણ) તે ગ્રંથને પ્રમાણિક ઠરાવી આપેલ હોવાની હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે. એ પછી તો સાગરશાખાના મુનિઓને તે ગ્રંથને પ્રમાણિક ઠરાવવાની ભાવના કે પ્રયત્નો કરવા જ નહિ રહેતાં હોવા છતાં એ પ્રકારનું લખાણ કરવા દ્વારા જે-'[ઉપર્યુક્ત સાગરશાખાના મુનિવરોની ભાવના [1]ઉપરથી] આ. [2]રાજ-સાગરસૂરિજીએ નક્કી કર્યું (કે) આ. વિજયદેવસૂરિની સહાયથી જ તે ગ્રંથને કોઇપણ રીતે પ્રમાણિક જાહેર [3]કરી [4]શકાય તો આ (તે મુનિઓની) ભાવનાને અનુકૂલ એક સોનેરી તક મળી છે, એમ નક્કી કર્યું' એમ ફલિત કર્યું છે, તે નીચે મુજબ નંબરવાર સંદિગ્ધ હોઇને ભ્રામક છે

(૧) તે ગ્રંથને એ પ્રકારે પ્રમાણિક ઠરાવી લેવાની ભાવના અને તદનુકુલ પ્રયત્નો, પોતાના ગુરૂને બદલે તે સાગરશાખાના મુનિવરોએ તે પૂ ભટ્ટારકશ્રી પાસે કરવા પડયા તો તે મુનિવરો શું ગુર્વાજ્ઞાબાહ્ય હશે ?

(૨) પૂ ગુરૂ મ. શ્રી રાજસાગરસૂરિજીએ પણ શુ તથાપ્રકારના સ્વેચ્છાચારી શિષ્યોની તે ભાવના તથા તદનુકુલ પ્રયત્નોને આશ્રયીને તેમ નક્કી કર્યું હશે ?

(૩) સ. ૧૬૭૨માં પૂ ભ શ્રી વિજયસેનસૂરિજી મ ના પટ્ટા તરીકેના કૂટનામે તે 'શ્રી સર્વજ્ઞશતક' ને અપ્રમાણિક તરીકે પ્રચારવા લાગેલા પૂ. ઉ. શ્રી સોમવિ.

મ વગેરે પ્રતિસ્પર્ધી મુનિરાજોની સામે તે ગ્રંથને (પૂ ઉ. શ્રી મુક્તિસાગરજીએ ગણિ-પણામા પણ જાહેરરીતે અને એકલે હાથે પ્રમાણિક ઠરાવેલા તે) પૂ આ શ્રી રાજસાગર સૂરિજીને– 'ભ૦ શ્રી વિજયદેવસૂરિજીની સહાયથી જ તે ગ્રથને પ્રમાણિક જાહેર કરી શકાય' એ વિચાર, સ્વપ્ને પણ આવવો સંભવિત ખરો ?

(૪) આ 'તો' શબ્દથી ધારેલ ભાવનાની વિકલ્પે જણાવાયેલી સિદ્ધિને 'સોનેરી તક મળી ગણાય' એમ સભવિતપણે લેખવવાને બદલે '**મળી છે.**' એ વાર્તમાનિક અર્થમા જણાવી શકાય ખરી ?

## વૈદ્ય–ગાંધીના સહિયારા જેવી નીતિ શું ઇતિહાસ છે ?

પૂ૦ ત્રિપુટીજીના–'**પટ્ટાવલીસમુચ્ચય**' ભા૦ ૧ ના પૃ. ૮૬ થી ૧૦૧ માં (ખરતરીય શ્રી વલ્લભપાઠકે સ૦ ૧૬૯૯ મા રચેલા 'વિજયદેવમાહાત્મ્ય' ની ટીકામાં મહો૦ શ્રી ધર્મસા૦ ગણિ, તત્કૃત 'શ્રીસર્વજ્ઞશતક' ગ્રંથ અને ઉપા૦ શ્રી મુક્તિસાગર ગણિ પ્રતિ બીનજવાબદારી ભર્યા બેફામ આક્ષેપો કરનાર) પૂ૦ ઉ૦ શ્રી મેઘવિ૦ ગણિકૃત 'તપગચ્છ પટ્ટાવલીની અનુપૂર્તિ ન૦ ૨' છપાએલ છે

તે અનુપૂર્તિના પૃ ૯૩-૯૪ ઉપર તે ઉપાધ્યાયજીએ, "ભ૦ શ્રી વિજયદેવસૂરિજીનુ સં૦ ૧૬૮૪ નું ચાતુર્માસ **વન્ધ્યનગર**, ૧૬૮૫નુ **ઉદયપુર**, સં૦ ૧૬૮૬ તથા ૧૬૮૭ નાં બે ચાતુર્માસ **ગુજરાતમાં** અને સં૦ ૧૬૮૮ નુ ચાતુર્માસ (હાલાર દેશે) **નવાનગર** જણાવીને તુરત જ 'ततो दाक्षिणात्यसघाग्रहात् पुनर्गुर्जरत्रायामभ्येत्य +++ सुरतिबदरे सामाजग्मु । तत्र च स० १६८७ वत्सरे समुत्पन्नसागरमतवासितै श्राद्धै खमतस्य गुरुमुखात्सत्यमिदमिति कथ (ाप) नाय बहुद्रव्यव्ययेन मीरमोजाख्यभूप स्ववशीकृत्य +++ ઇત્યાદિ જણાવેલ છે, **પરંતુ તે અનુપૂર્તિની બીનાને** તે જ પૂ૦ ઉ૦ શ્રી મેઘવિ૦ ગણિ કૃત–'देवानन्दाभ्युदयमहाकाव्य' માંના–" સર્ગ ૩ શ્લોક ૧૫૩ થી ૧૫૫ મા સં૦ ૧૬૮૮ નુ ચાતુર્માસ **દીવ–ઉના**, સર્ગ ૪ શ્લોક ૧૩ થી ૧૮ મા સં૦ ૧૬૮૯ નું ચાતુર્માસ **નવાનગર**, સર્ગ ૪ શ્લોક ૧૯ થી ૩૮ માં સ૦ ૧૬૯૦ નું ચાતુર્માસ **સિદ્ધક્ષેત્રનું** અને સર્ગ ૪ના–'श्री सुरतौ नृपसद्मनि वार्द्धिपक्षौर्वदि +++' એ ૪૬ શ્લોકગત સુરતની વાત" વગેરે **તેઓશ્રીના જ તે કાવ્યમાંની બીનાઓને અસંબદ્ધ, અયુક્ત અને અધુરી લેખાવે છે!** એકદરે—

ઉપર જણાવેલ 'શ્રી દેવાનદાભ્યુદય મહાકાવ્ય' ની બીના, સુરતના તે કહેવાતા સાગર–વિજયના વાદનો સમય સ૦ ૧૬૯૦ પછીનો જણાવે છે. આ વસ્તુ ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦ મ૦ અને પૂ૦ ત્રિપુટી મ૦ જેવા પ્રસિદ્ધ ઇતિહાસકાર મુનિવરોના ખ્યાલ બહાર હોય એમ કોણ માની શકે ?

અને એ સાથે તે બંને પૂ૦ ઇતિહાસકાર **જૈન** મુનિવરો, આ વાત પણ બેશક સમજતા હોય કે- "પૂ૦ ઉ૦ શ્રી મેઘવિ૦ મહારાજે, પોતાની ઉપર્યુક્ત-'तत्र च सं० १६८७ वत्सरे समुत्पन्नसागरमतवासितश्राद्धैः स्वमतस्य.' એ પંક્તિ દ્વારા સં૦ ૧૬૮૭મા ઉત્પન્ન થએલા સાગરમતથી વાસિત એવા શ્રાવકોએ પોતાના મતને દેવસૂરિજીના મુખે સાચો કરાવવા વાદ શરૂ કર્યો.' એમ જણાવવાની સાથે તે વાદ કર્યાનો સંવત્સર તો જણાવેલ જ નથી"

આમ છતા પૂ૦ વિદ્યા૦વિ મહારાજે, સં૦ ૧૯૭૧ ના 'ઐતિહાસિકરાસ સંગ્રહ' ભા૦ ૪ ગત 'નિરીક્ષણ' પછીના પૃ૦ ૩૮ થી ૪૨ ઉપર **'પરિશિષ્ટ ઘ'** શીર્ષકતળે 'સુરતમા થએલી સાગર-વિજયની ચર્ચાસંબંધી પત્ર' એ મથાળાતળે નામ-ઠામ-સંવત અને વ્યવસ્થિત બીનાના અભાવદર્શક એક ભેદીપત્ર પ્રસિદ્ધ કરેલ છે. (પૂ૦ ઉ૦ શ્રી મેઘવિ૦ કહે કે-**'મીરમોજાની સભામાં વાદ થયો.'** જ્યારે કહેવાતો તે પત્ર કહે છે કે-**'માજરમલિકની સભામાં વાદ થયો'** એ પ્રમાણે) તે પત્રમાં પ્રાયઃ દરેક બીનાઓ સંદિગ્ધ જણાઈ આવે છે. તે પ્રકારનાં તે પત્રમાંની માત્ર **'ચૈત્ર શુદિ ૮' તિથિ** પકડીને અને પૂ૦ ઉ૦ મેઘવિ૦ મ૦ની ઉપર્યુક્ત પંક્તિમાનો સાગરમતની ઉત્પત્તિને જણાવતો માત્ર સં૦ ૧૬૮૭ પકડીને તેને એ સુરતની સાગર-વિજયની ચર્ચા અંગેના સંવત અને તિથિ તરીકે રજુ કરવાની કરામત કરવી પડી છે! તેવા તે ભેદીપત્રના સારરૂપે તેઓશ્રીએ, પોતાના તે **'નિરીક્ષણ'** ના પૃ ૩૪-૩૫ મા જે-

"આ પત્ર સુરતમા થયેલી ચર્ચાની [1]**હકીકતને** પૂરી પાડે છે. આ ચર્ચામાં ખાસ વિશેષતા છે. અને તે એ કે-સુરતના સુબા [2]**માજરમલિકની** સમક્ષ થયેલી આ ચર્ચામા વિજયદેવસૂરિ [3]**સાગરોની વિરુદ્ધપક્ષમાં** ઊભેલા છે [4]**સાગરો** ધર્મસાગરજીના ગ્રંથને વિજયદેવસૂરિ પાસે સાચો ઠરાવી આપવાની ફરીયાદ કરે છે [5]**શાંતિદાસ શેઠ સુબાને લાલચ આપે છે** પરિણામે સુબાની સમક્ષ બ્રાહ્મણ અધ્યક્ષ રાખીને ચર્ચા થાય છે, તેમા **સાગરો** જુઠા પડે છે અને વિજયદેવસૂરિ સાચા ઠરે છે. આ ચર્ચા કયારે થઇ? કઈ સાલમા થઇ? તે પત્રમા જણાવવામાં આવ્યું નથી માત્ર ચર્ચા થઇ ગયા પછી [6]**ચૈત્ર શુદિ ૮ ના દિવસે** વિજયદેવસૂરિએ સુરતથી વિજાપુર તરફ વિહાર કર્યાનુ જણાવ્યુ છે, પરંતુ મેઘવિજય ઉપાધ્યાયની પટ્ટાવલીમાં આ ચર્ચા [7]**સં૦૧૬૮૭માં** થયાનુ જણાવ્યુ છે" એ પ્રમાણે વિગત જણાવેલ છે, પરંતુ તે વિગત આ નીચે નંબરવાર જણાવ્યા મુજબ ઇરાદાપૂર્વક ગોઠવાએલી ગેબી ગરબડોમય છે

(૧)-તે છૂપા નામ-સ્થલાદિ વિનાના પત્રમાંની લગભગ સઘળી **સંદિગ્ધવાતોને** તેઓશ્રીએ આ **'હકીકત'** શબ્દથી 'વાસ્તવિક' લેખાવેલ છે!

(૨) તેઓશ્રીએ, આ ચર્ચાનો સં૦ ૧૬૮૭, જેઓની પટ્ટાવલીના આધારે અહિં

જણાવેલ છે, તે પટ્ટાવલીના કર્ત્તા પૂ૦ ઉપા૦ શ્રી મેઘવિજયજીએ તે જ સ્થલે 'તે ચર્ચા **'સુરતના સુબા મીરમોજાની સમક્ષ થઈ હતી'** એમ જણાવેલ હોવા છતાં ઈષ્ટ-પ્રચારમા તે નામને છોડીને તેને સ્થાને તે નનામા પત્રમાંના **'માજરમલિક'** નામ રાખવું પસંદ કરેલ છે! આ ગરબડ બદઈરાદાજ્ઞાપક છે.

(૩)–આ ચર્ચા સુરતસ્થિત સાગરમતના શ્રાવકોએ સુરતમાં શરૂ કરી હોવાનું અને તે ચર્ચા માટે પણ સાગરમતના ગૃહસ્થે જ ખંભાતથી **શ્રી સત્યસૌભાગ્યગણિને** તેડાવેલ હોવાનું તે બેવજુદ પત્ર પણ કહેતો હોવા છતા તેઓશ્રીએ અહીં તે પત્રમાંની 'સાગરમતના ગૃહસ્થોની વિરુદ્ધ' એ સત્ય વાતને ઈરાદાપૂર્વક છૂપાવીને (જે પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ અંગે 'તેઓશ્રી સદા સાગરમુનિવરોના પક્ષે જ રહ્યા' હોવાની સર્વમાન્ય ઐતિહાસિક પ્રસિદ્ધિ છે, તે) **'શ્રી વિજયદેવસૂરિજી, આ ચર્ચામાં સાગરમુનિવરોની વિરૂદ્ધમાં છે! તે તેઓશ્રી અંગે આ એક વિશેષતા છે.'** એ અર્થજ્ઞાપક એવા આ 'સાગરોની વિરુદ્ધ' એ વાકયદ્વારા ગૃહસ્થોને સ્થાને સાગરમુનિવરો લેખાવનારૂ–વાકય ગોઠવ્યું તે મલીન મુરાદનું સૂચક છે.!

(૪)–અહિં પણ **'સાગરગૃહસ્થો'** એમ લખવું ઘટતું સત્ય વાક્ય છૂપાવીને તેને સ્થાને જે ઔઘિક એવું 'સાગરો' નામ લખ્યું છે તે સાગરમતના ગૃહસ્થોને સ્થાને **'સાગરમુનિવરો'** લેખાવનારૂં ભ્રમક છે.

(૫)–જે શાતિદાસ શેઠ, સરસપુરનું ભવ્ય દેરાસર તોડનાર અમદાવાદના સુબાને હાથેજ તે દેરાસર પુનઃ સજ્જ કરાવી શકેલ હોવાની સામર્થ્યતા ધરાવનાર તરીકે પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે, તેવા તે શાંતિદાસ શેઠને સુરતના ગૃહસ્થોને જીતાવવાના મામુલી કાર્યમા તેવા સામાન્ય સુબાને સાધવા લાલચ આપવી પડે! એ અસંભવિત વાતને પણ પૂ૦ વિદ્યાવિ૦એ અહિં (સાગરપક્ષના તે રાજરાજેશ્વર ખ્યાત એવા શ્રાવક શ્રેષ્ઠી, તેવો તુચ્છ માર્ગ પણ ગ્રહણ કરતા હતા, તેવા પ્રકારની એ માનવર અને સદ્ધર્મનિષ્ઠ શ્રેષ્ઠી અંગે પણ બદ હવા પેદા કરવા સારૂ) સંભવિત લેખાવવા દ્વારા **'સાગરમત, તેવા શ્રેષ્ઠીના જોરે જ ટકેલ'** એ અસત્ય પ્રચારને પ્રમાણિક લેખાવવાના અસદ્દહેતુથી જ સ્થાન આપેલ જણાય છે

(૬) જે નનામા પત્રમા ચર્ચાની સાલ નહિ જણાવતા માત્ર માસ અને તિથિ જ જણાવી છે તેવા બેવજુદ પત્રને ખરો લેખાવવા સારૂ તે પત્રમાં ઉ૦ મેઘ વિ૦ની પટ્ટાવલીમાના ઉપર્યુક્ત ઉલ્લેખમાં જણાવેલી સાગરમત નીકળ્યાની સં૦ ૧૬૮૭ ની સાલને મનસ્વીપણે જ તે ચર્ચાની સાલ તરીકે ગણાવવા દ્વારા તે ચર્ચાની સ૦ ૧૬૯૦ લગભગની સાલને છૂપાવીને તે કહેવાતી ચર્ચાને ઈરાદાપૂર્વક ત્રણ વર્ષ વહેલી ગણાવી છે

(૭) પૂ૦ ઉ૦ શ્રી મેઘવિ૦ની પટ્ટાવલીમાં તે ચર્ચાના સં૦ ૧૬૯૦ લગભગની સાલ,

માસ અને તિથિમાંનું કશું જ જણાવેલ નથી, એમ સ્પષ્ટ જાણવા છતા અને તે ઉપા૦એ તે સ્થલે સાગરમત નીકળ્યાની જણાવેલી સં૦ ૧૬૮૭ની સાલને તે પૂ૦ ઉપા૦જીના નામે તે ચર્ચાની સાલ લેખાવવાની ઇરાદાપૂર્વક ભ્રામક ગરબડ કરી છે!

પૂ૦ ઇતિહાસવેત્તા વિદ્યાવિ૦ મહારાજે તે નનામા અને સ્પષ્ટતયા વિદ્વેષીએ ઊભા કરેલા જણાતા એવા તે બેવજુદ પત્રમાંની (સાગરમતી શ્રાવકોને પરાભવિત કર્યા લેખાવનારી) વાતોમાં ઉપર જણાવેલી સાત ગરબડો (સાગરમુનિવરોને પરાભવિત કર્યાની લેખાવનારી) પદરની ગોઠવીને પણ તે ભેદી પત્રમાંની અવિશ્વસનીય વાતોને હકીક્ત તરીકે લેખાવવા સારૂ ઉપર મુજબ જે ભારી જહેમત ઉઠાવેલ છે તે જહેમતને સં૦ ૨૦૨૦ માં પ્રસિદ્ધ કરેલ '**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ના પૃ ૭૨૬થી ૭૨૮ ના બીજા પેરા સુધીમા પૂ૦ ત્રિપુટી મહારાજે ગ્રહણ કરેલ તે જ પૂ૦ વિદ્યાવિ૦ મ૦ના લખાણમા **આ૦ શ્રી રાજસાગરસૂરિજીનું નામ પણ પદરનું ઉમેરવા પૂર્વક**-તે લખાણને વધારીને વધાર્યું છે! એ જોતાં આપણાં આ બન્ને પૂ૦ ઇતિહાસકાર જૈન મુનિઓએ આ બાબતને તો વૈદ્ય-ગાંધીના સહીયારા જેવી જ નીતિ રાખીને ફૂટ સ્વરૂપ આપવાપૂર્વક જૈની ઇતિહાસ તરીકે લેખાવેલ છે, જે અત્યંત શોચનીય છે.

## લખાયેલ પટ્ટો, પટ્ટો નથી ત્યાં અણલખાયેલ પટ્ટો, પટ્ટો ક્યાંથી હોય?

આ પૂ૦ ત્રિપુટીજીએ, જેઓશ્રીને ઉપર્યુક્ત એકવાક્યતાદિ ખાતર 'શાસનદીપક' ના અછતા બિરુદથી લલકાર્યા છે, તે ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦એ પણ એ પૂ૦ ત્રિપુટીની જેમ પોતાના '**નિરીક્ષણ**'ના પૃ ૩૦-૩૧ ઉપર સં૦ ૧૬૮૧ ના તે સમેલનની નિષ્ફલતાને લીધે નકામ ગણાતા તે-કોઈ ડોળઘાલુ ઐક્યતાકારકે લખેલ જણાતા-કરારપત્રમાંની તે જ વાતને સ્થાન આપીને લખી નાખ્યુ છે કે-"૨-સર્વજ્ઞશતક ગ્રંથને (તે જ વખતે તો નહિ, પણ) કોઈપણ વખતે 'અપ્રમાણ' કર્યા સંબંધી વિજયદેવસૂરિએ પટ્ટો લખેલો હોવો જોઇએ"

પૂ૦ વિદ્યા૦વિ૦એ આ વાત-'પૂ૦ ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિજીએ સં૦ ૧૬૭૧ માં લખેલો જણાવાતો પટ્ટો પણ પટ્ટો જ નથી, ત્યા શ્રી વિજયદેવસૂરિજીએ તેવો પટ્ટો તો લખ્યો જ ક્યાથી હોય?' એમ જાણવા છતાં લખી હોઇને-અસત્યપટ્ટાવાળી ઉ૦ શ્રી રત્નચન્દ્રગણિની કૃત્રિમવાતને પોષક એવી ભ્રામક છે

## તેઓએ પણ તે પટ્ટાને પટ્ટો માનેલ નથી.

"પૂ૦ શ્રી વિજયસેનસૂરિજીએ, સં૦ ૧૬૭૧ ના વૈ શુ ૩ના રોજ અમદાવાદમાં સર્વગીતાર્થોની સમતિથી '**સર્વજ્ઞશતક**' ને અપ્રમાણ કર્યો અને તે પછીથી પોતાના પટ્ટધર શ્રી વિજયદેવસૂરિજીની પહેલી સહીદર્શક ૫૪ સહીઓયુક્ત એક પટ્ટક કર્યો હતો"

એમ વિજયદેવસૂરગચ્છના પ્રતિસ્પર્દ્ધીય બનેલા શ્રી આણુસૂરગચ્છીય પૂ૦ ઉપાધ્યાયજીએ આદિએ પ્રચારેલી વાત જો યથાર્થ જ હોત તો પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી તરફનો તે મુજબનો ઉલ્લેખ, તેઓશ્રીની સ૦ ૧૬૭૧ ના જેઠ વદિ ૧૧ સુધીની હયાતિ સુધીમા તેઓશ્રીના જ પુણ્યહસ્તે પ્રસિદ્ધ પણ થવા જ પામ્યો હોત, પરંતુ તેવી પ્રસિદ્ધિ જોવાતી નથી અરે! એટલું જ શુ કામ? તેઓશ્રીની હયાતિ બાદ તેઓશ્રીના પટ્ટધર પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીના હસ્તેય તેવો કોઈ જ ઉલ્લેખ થયો હોવાનુ જોવામા આવતું નથી! એ અંગે તો માત્ર– સં૦ ૧૬૭૩ માં પૂ૦ ભ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ના દેવ-સૂરગચ્છમાથી ખસીને તેઓશ્રીના પ્રતિસ્પર્દ્ધિપણે સ્થપાયેલા નવા આણુસૂરગચ્છમા ભળેલા પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્રગણિએ સ૦ ૧૬૭૭ મા બનાવ્યા છતાં પાંચ વર્ષ સુધી પ્રસિદ્ધ કરી શકેલ નહિ અને સ૦ ૧૬૮૨મા પણ આપસમાં જ ખુલ્લો કરી શકેલ જણાતા એવા **'કુમતાહિવિષજાંગુલીમંત્ર'** પુસ્તકમાં તે સંબધી ઉલ્લેખ–"तदनु सवत् १६७२ वर्षे कुतश्चिद् गाढप्रच्छन्नरक्षितमपि सर्वज्ञशतकसूत्रवृत्ति–पुस्तक प्राप्य श्रीविजयसेनसूरय उत्सूत्र-वादनिराकरणाय सकलाहम्मदावादसघसमत्या सकलतपागच्छगीतार्थसमत्या च सवत १६७१ वर्षे + + + खाज्ञोल्लघनपर नेमिसागर + + + उपाध्यायपदग्रहणपूर्वक गच्छान्निष्काम्य सर्वज्ञशतकमप्रमाणीचक्रु । तस्मिन्नेव वर्षे श्रीविजयसेनसूरिपु दिवगतेषु सत्सु श्रीविजयदेवसूरय सवत् १६७२ वर्षे +++ त गणमध्ये जगृहु । +++ गच्छभेदेऽप्ययमेव ग्रन्थो हेतुरिति सर्व त्वमपि जानीषे। पुनरपि तत्शिष्यो भूत्वा लोकान् विप्रतारयसि (तर्हि) यदा चायमप्रमाणी-कृतस्तदा तव जल्पाकत्व क्व गतमभूद्यदिदानीं प्रादुर्भूतमिति। सर्वज्ञशतकाप्रमाणकरणरी-तिरपि लिख्यते ।

## —यथा–श्री हीरविजयसूरिगुरुभ्यो नमः।

सवत् १६७१ वर्षे वैशाखसित–तृतीयाया श्री अहम्मदावादनगरे श्रीविजयसेनसूरिभि र्लिख्यते। समस्त साधु–साध्वी–श्रावक–श्राविका समुदाययोग्य श्री "श्रीहीरविजयसूरीश्वरे जे १२ वोल प्रसिद्ध कर्या छइ" ઇત્યાદિ પ્રકારે પૂ૦ શ્રી વિજયસેનસૂરિજીના નામે પહેલી જ વાર કરેલ છે!

સ૦ ૧૬૭૨ પછી પ્રચારાયેલ તે લખાણુમા અને સ૦ ૧૬૭૧ ના જણાવેલ આ બીજા લખ ણમાં લેખકે માસ અને તિથિ જણાવ્યા, પરતુ આ લખાણુની પહેલાના લખા-ણુમા તેમણે 'સર્વજ્ઞશતકગ્રંથને અપ્રમાણુ જાહેર કર્યો હોવાની' વાતને તો તેમણે પોતે જ રદ કરીને માત્ર **'તે ગ્રંથને અપ્રમાણુ કરવો હોય તો કેમ કરવો? તેની રીતિ'** જ જણાવી છે! અને તે રીતિ પણ કયે પ્રસગે લખાવા પામી? તે તો જણાવેલ જ નથી!

આ સૂક્ષ્મૈક્ષિકીય ઐતિહાસિક ઘટનાના જાણુ પૂ૦ ઇતિહાસવેત્તા શ્રી વિદ્યાવિ૦ મહા-રાજે (ઉપર્યુક્ત પ્રકારે જ મૂળ ગચ્છમાથી ખસીને આણુસૂરમા ભળેલા કવિ દર્શનવિ૦એ,

એ જ સં૦ ૧૬૭૭મા બનાવેલ) '**વિજયતિલકસૂરિ રાસ**'માંની **કડી ૫૮૦ થી ૫૯૨ નો ભાવાર્થ**, સં૦ ૧૯૭૭માં પોતે પ્રસિદ્ધ કરેલા '**ઐતિહાસિકરાસ સંગ્રહ**' ભા૦ ૪માંના '**રાસ-સાર**'ના પૃ૦ ૩૯ થી ૪૧ સુધીમાં **નીચે પ્રમાણે જણાવેલ છે.**

"એક વખતે ગોચરીના સમયમા અવસર જોઇને સાધુઓએ ગચ્છનાયક (વિજયસેનસૂરિજી) ને કહ્યું-"મહારાજ! હવે ધર્મની હાનિ ન થાય, તેમ એક વાત નિશ્ચય કરી લો, કે-જેથી કરીને લોકોમાં ચાલતી ચળવળ બંધ થઈ જાય. ॥૫૮૦॥ ગચ્છનાયકે કહ્યુ-'ઠીક છે, તો આપણે તે ગ્રંથ પાણીમા બોળવો જોઇએ. ॥૫૮૧॥ આ પછી વિજયદેવસૂરિ એકાએક બોલી ઊઠ્યા કે-જો એ પ્રમાણે થયું તો સમજશો કે-કોઇ પ્રકારની શાંતિ જળવાશે નહિ. કેમકે-(નેમિ)સાગર કહે છે કે-'આ ગ્રંથની સાથે અમારાં માથાં બંધાયેલા છે.' માટે ગ્રંથને બોળતાંની સાથે જ તેઓ માથાં કાણા કરીને મરશે. ॥૫૮૨॥ આ સાભળી ગચ્છનાયક વિચારમાં પડ્યા. તેમણે સોમવિજય વાચકને પૂછ્યું તો તેમણે જણાવ્યું કે-આ બધુ કામ એમનું (વિજયદેવસૂરિનુ) જ છે. માટે હવે જ્હેમ ત્હેમને (વિજયદેવસૂરિને) સંતોષ થાય તેમ કરવું જોઇએ અને આને માટે ઉપાય એક જ છે કે '**ગ્રંથને અપ્રમાણ કરીને એક પટ્ટો લખી, તેમાં મત્તાં કરાવી તેને પાસે રાખવો.**' ગુરુને આ સલાહ સારી લાગી. તે પછી કાગળ ખડીયો અને કલમ મંગાવી ઝટ પટ્ટો લખવો શરૂ કર્યો સં૦ ૧૬૭૧ વૈશાખ શુદિ ત્રીજના દિવસે અમદાવાદમાં આ પટ્ટો લખાયો. પ્રારંભમા હીરવિજયસૂરિનું મંગલાચરણ કરી (રત્નચંદ્રગણિને પગલે) લખવામા આવ્યુ કે ॥૫૮૩ થી ૫૮૫॥ 'હીરસૂરિએ કહેલા બાર બોલ જ્હે પ્રમાણે છે તે પ્રમાણે દરેકે પ્રમાણ રાખવા. ××× તે ગ્રંથો જ્હે વાચશે તે ગચ્છનાયકનો મોટો ઠપકો પામશે ગચ્છનાયકે પણ તેને ખુલ્લી રીતે શિક્ષા કરવી, નહિ કે છાની ॥૫૮૬-૫૯૨॥"

આ ભાવાર્થને મથાળે જણાવેલ પૂ૦ ઉપા૦ શ્રી રત્નચંદ્રગણિના સં૦ ૧૬૭૭ ના બીજા સંસ્કૃત ઉલ્લેખને લગભગ લક્ષ્યીભૂત કરીને કવિ દર્શનવિ૦એ લખેલી જણાતી તે સ્વકૃત રાસની કડી ૫૮૦ થી ૫૯૨ નો ભાવાર્થ, પૂ૦ વિદ્યાવિ૦એ ઉપર મુજબ જણાવેલ છે. આ ભાવાર્થમા તે પૂ૦ વિદ્યાવિ૦એ, પૂ૦ રત્નચંદ્રગણિએ 'કુમતાહિવિષજાંગુલિમંત્ર'માં આ ઉપર જણાવેલી '**સર્વજ્ઞશતકને અપ્રમાણિક કરવાની રીતિ**' ને તે સં૦ ૧૬૭૧ ના વૈ. શુ ૩ દિવસે **પૂ૦ વિજયસેનસૂરિજીના હાથે લખાયેલ પટ્ટાનું રૂપ** આપેલ હોઇ તે કહેવાતા પટ્ટાગત સમસ્ત વાતોને (આ નીચે જણાવાતા આધારોના જાણ) પૂ૦ વિદ્યાવિજયજીએ પણ કલ્પિત જ માનેલ હોય એમ સહેજે સમજી શકાય તેમ છે

## તે પટ્ટાને પટ્ટો જ નહિ માનેલ હોવાના વધુ પ્રમાણો.

(૧)-ઉપર જણાવેલ શ્રી રત્નચંદ્રગણિના પહેલા સંસ્કૃત ઉલ્લેખમા તેમણે જણાવેલી (અમદાવાદના સમસ્તસંઘે સર્વજ્ઞશતક ગ્રંથને અપ્રમાણિક કર્યો હોવાની) વાતને તેમણે

પોતે જ પોતાના હાથે તે જ સ્થળે તે પછીના બીજા સંસ્કૃત ઉલ્લેખમા જે–'**તે સર્વજ્ઞશતકગ્રંથને સં૦ ૧૬૭૧ના વૈ. શુ. ૩ના દિવસે અપ્રમાણિક કરવાની રીતિ**' કહીને ઓળખાવી છે **તે રીતિને** ઉપરના ભાવાર્થવાળી કડીમાં કવિ દર્શનવિ૦એ તે જ વર્ષે–માસે અને તિથિએ બનેલ 'શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટા' નુ નામ આપ્યુ છે! અને વિશેષમા તે કહેવાતો પટ્ટો બનાવવાનુ સ્થલ પણ સાધુઓની ગોચરી તરીકેનુ જણાવેલ છે! જ્યારે બીજી બાજુ આણસૂરગચ્છીય યતિ કૃત **તપગચ્છ પટ્ટાવલીની**—

"**જૈન સાહિત્ય સંશોધક**" ખડ ૧, અક ૩, સં ૧૯૭૬ ના જેઠ માસ–પરિશિષ્ટ પેજ ૫૬, કોલમ પ્હેલુ—"५९–तत्पट्टे श्री विजयसेनसूरि जन्म स० १६०४, दीक्षा स० १६१३, प० पद स० १६२६, गच्छनायक स० १६४५ + + + + + + एहवइ स १६७१ वर्षे अहिम्मदावादीनगरइ हाजापाटणि चतुर्विधि सघसाक्षि उ० धर्म्म (नेमि) सागरइ पाच वोलनो मिथ्यादुकृत दीधो। पुन श्रीसूरीनीं आज्ञा लही समस्तगीतार्थ मिलि–सर्वज्ञशतक १, धर्मतत्त्वविचार २, प्रवचनपरीक्षा ३, इर्यावहीकुलक ४ प्रमुखग्रन्थ .. ज्ञानकौशी अहम्मदावादि, खभायति, पाटणि, गवारी प्रमुख नगरइ थाप्या। वि स १६६९ पत्तनि उ० श्रीसोमविजयने सागर आश्री [ સંભવત ઉ૦ શ્રી ધર્મસાગરજી મ૦ની–' आगमवचोनुयायिनमुत्सूत्रकदकुदालग्रन्थकर्त्तार हीलयतोऽर्हदादीनामाशातनया परित्यक्तसम्यक्त्वा इति वय वदाम ' એ પંક્તિ દ્વારા પૂ ઉ શ્રી સોમવિ૦એ, પૂ ભટ્ટારકશ્રીને 'ઉત્સૂત્રકદકુદ્દાલ ગ્રથને જલશરણ કરનાર પૂ૦ દાનસૂરિજી તથા પૂ હીરસૂરિજીને આ ગ્રથમા મિથ્યાત્વી કહ્યા છે માટે તે ગ્રંથને અપ્રમાણિક તરીકે જાહેર કરો' એમ જણાવતા પૂ ભટ્ટારકશ્રીએ–'જો તે ગ્રથમા તેમણે તે પક્તિથી બને પૂજ્યવરોને તેવા કહ્યા હોય તો તમે કહો તેવુ જાહેર કરૂ; પરતુ તે બને ગુરૂવર્ગોએ તો-તે ઉત્સૂત્રકદકુદ્દાલ ગ્રથમાના સાક્ષીપાઠોવાળી તત્ત્વતરગિણી તથા ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા ગ્રથને સ્વીકૃતિ આપવા દ્વારા–તે ઉત્સૂત્રકંદકુદ્દાલ ગ્રથને પણ સ્વીકૃતિ આપેલ હોવાથી તેઓશ્રીએ તે ગ્રથને જલશરણ કર્યો હોવાનું તમો જણાવો છો તે વાત સાચી જણાતી નથી, અને એ જ કારણે ઉપા શ્રીએ તે પક્તિ, તે પૂ ગુરૂદેવોને મિથ્યાત્વી જણાવતી હોવાનુ તમારૂ કથન યુક્ત નથી.' એમ જણાવ્યુ હોય અને તે બદલ તેમણે 'મારૂં કથન યુક્ત જ છે' એમ પૂ ઉ શ્રી સોમવિએ કહ્યુ હોય તે રૂપે શ્રી વિજયસેનસૂરિજીની રૂબરૂ] वात (देव) सूरिने सगातइ विरोध हूओ। + + + ६० तत्पट्टे श्रीविजयतिलकसूरि। + + + ६१ तत्पट्टे विजयानदसूरी। + + +

પરિશિષ્ટ પેજ ૫૯–इति श्री सुविहिततपागच्छपटधरनाम्नी (આણસૂરગચ્છીય યતિકૃતા) श्रीवीरवशावली समाप्त।"

ઉપરની બીના, તે સ૦ ૧૬૭૧ ના વૈ૦ શુ૦ ૩ ના દિવસે તો તે શ્રી સર્વજ્ઞશતક ગ્રથને શ્રી વિજયસેનસૂરિજીએ શ્રી રાજનગર શ્રમણસઘ સમ્મેલનની વચ્ચે સમસ્ત ગીતાર્થોની સમતિપૂર્વક 'પ્રમાણિક' તરીકે જાહેર કરી જ્ઞાનભડારોમાં સ્થપાવેલ હોવાનુ

જણાવે છે તથા એ જ પ્રમાણે—

**'વિવિધગચ્છ પટ્ટાવલી સંગ્રહ'** પેજ ૨૨૪ ઉપરના (આ પહેલાં પણ જણાવેલા) ઉલ્લેખના આધારે 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભાગ ૩ના પેજ ૭૨૭ ઉપર પ્રસિદ્ધિ પામેલી–"શ્રી સર્વજ્ઞશતક આદિ ૪ ગ્રંથોને આચાર્ય શ્રી વિજયસેનસૂરીશ્વરે **'પ્રમાણિક ગ્રંથો'** તરીકે જાહેર કર્યા." એ હકીકતના આધારે પૂ. વિદ્યાવિ મ. જેવા ઇતિહાસજ્ઞ પુરૂષને તો તે પૂ. ઉપા. શ્રી રત્નચંદ્રગણિ તથા કવિ દર્શનવિ.નાં ઉપર્યુક્ત લખાણો સ્પષ્ટતયા જ ઉપજાવી કાઢેલ તરીકે જ જણાયા હોય, અને તેથી તેવા તે વિચક્ષણ ઇતિહાસવેત્તા પૂ. વિદ્યાવિ મ.ને પણ સ્વીકાર્ય જ બન્યું હોય કે–'પૂ સેનસૂરિજીનો (કવિ દર્શનવિ દ્વારા) કહેવાતો પટો, પટો જ નથી અને તેથી પૂ આ. શ્રી વિજયદેવસૂરિજીનો પણ કહેવાતો પટો પણ તે વખતે બનવો સંભવિત જ નથી.'

## બીજી બાજુ તપાસીએ તો:—

પૂ૦ વિદ્યાવિ મ૦ના આ ઉપર દર્શાવેલ ભાવાર્થમાં–**'પટ્ટો લખી–મત્તાં કરાવી પાસે રાખવો' (બહાર પાડવો નહિ.)** એમ પૂ૦ ઉ૦ શ્રી સોમવિ૦એ, તે ગોચરીના જ પ્રસંગે પૂ૦ ભટ્ટારકશ્રીને સલાહ આપ્યાનું જણાવેલ છે, પરંતુ તે ભાવાર્થની ઉપર જણાવેલ **'આણસૂરગચ્છીય પટ્ટાવલી'** માના ઉલ્લેખ તથા **'જૈનપરંપરાનો ઇતિહાસ'** ભા૦ ૩ ના પૃ૦ ૭૨૫ ઉપરના **'વીરવંશાવલી'** ના ઉલ્લેખમાં પણ–મહો૦ સોમવિ૦એ સં૦ ૧૬૬૯–(૭૦) મા ગચ્છનાયક સાથે સાગરને આશ્રી મોટો વિરોધ કરી પાટણથી મારવાડ ભણી વિહાર કર્યો હોવાનુ જણાવેલ હોવાથી–તે સં૦ ૧૬૭૧ ના વૈશાખ માસે કવિ દર્શનવિ૦ની કડીના ભાવાર્થમા જણાવેલ–તે ગોચરી પ્રસંગે તેઓશ્રી ત્યાં હોવાનું સંભવિત નહિ હોવાનું જાણીને પણ પૂ૦ વિદ્યાવિ૦ મ૦, તે કવિ દર્શનવિ૦ના લખાણને ઉપજાવી કાઢેલ તરીકે જ માનતા હોય.

## આ લેખકની જેમ 'દુગડ' પણ પ્રમાણો આપીને કહે કે–
## ત્રિપુટીનો ઇતિહાસ પ્રમાણિક નથી.

**'જૈન સત્ય પ્રકાશ'** માસિકના ક્રમાંક ૫૩–૫૪ના સંયુક્ત અંકો તથા ૫૫ અને ૫૬મા અંકોમાં પૂ. દર્શનવિ. ત્રિપુટીએ **'પંજાબમાં જૈન ધર્મ'** શીર્ષકતળેની લખેલી લેખમાળાના લખાણના સંશોધન તરીકે તે લખાણમાંની ઘણી સ્ખલનાઓને સાધાર રજુ કરનાર લેખક **શ્રીયુત પન્નાલાલજી દુગડે,** તે 'જૈન સત્ય પ્રકાશ' માસિક, વર્ષ ૬, સં ૧૯૯૬ના પેજ ૮૮થી ૮૯ ઉપર તે પૂ ત્રિપુટીજીનાં લખાણમાની સ્ખલનાઓને દર્શાવતાં પેજ ૮૮ના પારા ૪ના છેડેથી ('શ્રી જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૧, અંક ૪, પેજ ૧૫૩ ઉપરના લખાણનો આધાર રજુ કરીને) જણાવ્યું છે કે—

"ભાનુચંદ્રજીએ શ્રી સેનસૂરિજીના ક્ષેત્રાદેશપટક અનુસાર સં. ૧૬૬૭નું ચાતુર્માસ આગરા કર્યું સં. ૧૬૬૭(૮)ના મહા શુદિ ૬ના પ્રતિષ્ઠા મહોત્સવ પછી આગરાથી વિહાર કરી ગુજરાત ગયા. એટલે ભાનુચંદ્રજી સં. ૧૬૪૪ થી (અકબરના મૃત્યુ સં. ૧૬૬૨ સુધી અકબરના અને ૧૬૬૩ થી] ૧૬૭૭ સુધી (જહાંગીર) સમ્રાટના દરબારમાં રહ્યા. (એટલે સં. ૧૬૩૯ થી [અકબરના મૃત્યુ સંવત] ૧૬૬૨ સુધીના) ૨૩ વર્ષ સમ્રાટના દરબારમાં ભાનુચંદ્રજી રહ્યા હોવાની પૂ. દર્શનવિ. ત્રિપુટીની વાત પ્રમાણિક નથી કારણ કે—આપેલા પ્રમાણોથી ભાનુચંદ્રજી, સં. ૧૬૪૪ થી અકબરના સં. ૧૬૬૨ના મૃત્યુ સુધીના વર્ષ ૧૮ આગરા સમ્રાટ પાસે રહ્યા. સં. ૧૬૩૯મા પૂ. હીરસૂરિજી સાથે આગરા તેઓ ગયા નથી, પરંતુ સં. ૧૬૪૨ પછી તેઓ હીરસૂરિજીને (અભરામાબાદના ચોમાસે કે ચોમાસા પછી) મળ્યા છે.

**ઉપર્યુક્ત માસિકના પેજ ૮૯ના પેરા ત્રીજાને અંતે—**'श्री विजयतिलक सूरिरास (कडी १०६९) सं. १६७२ चैत्रके अमावसकें पहिले उ. सोमविजयजीने ३६ बोल प्रगट किये थे। उन बोलोकी सूचना उपाध्याय श्री मेघविजय (ખરતરીય શ્રી વલ્લભપાઠક વિરચિત 'विजयदेव माहात्म्य'ની ટીકાના તથા 'देवानदाभ्युदय काव्य'ના કર્તા) के शिष्य इन्द्रविजयने आपको (ભાનુચંદ્રજીકો) अजमेर जा कर दी थी (કડી ૧૧૩૬-૩૭) इसे सिद्ध होता है कि आप सं. १६६९ के जाडोसे सं. १६७२ तक फीर सम्राट जहांगीरके दरबारमे रहे।' (એટલે કે—શ્રી ભાનુચંદ્રજી, જહાંગીરના દરબારમાં તો સં. ૧૬૬૯ થી સં. ૧૬૭૨ સુધીના ચાર વર્ષ રહ્યા છે એમ શ્રીયુત દુગડ જણાવે છે)

## પૂ. વી..ચ..સ્ખ..લ ના નો..સુ ધા..રો

વિ. સં. ૨૦૧૧મા અમારા તરફથી પ્રસિદ્ધ થએલ 'कुमताहिविपजागुलिमंत्र तिमिरतरणि' ગ્રંથના પેજ ૭ની પહેલી પુઠીની પંક્તિ ૭થી બીજી પુઠીની પંક્તિ ૨ સુધીમા જે—'आचार्य श्री विजयसेनसूरेरपि + + + तन्नूतनपट्टककरण + + + मत्कुणखट्वान्यायो दापित। + + + गच्छाधिपतिनेतादशोग्रोपायो ग्रहीत' ઇત્યાદિ જણાવાએલ છે, તે ઉપર દર્શાવેલા પૂ. ઉ. શ્રી રત્નચંદ્રગણિ આદિના ફૂટ ઉલ્લેખોને (અન્ય ઇતિહાસકારોની જેમ) ઉપલક દૃષ્ટિએ 'પૂ. ગચ્છાધિપતિ શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટક તરીકે માની લેવા'ની થવા પામેલ સ્ખલનાથી લખાઈ જવા પામેલ હોઇને વાચકોએ તે લખાણને ઉપર્યુક્ત નિષ્કર્ષ પ્રમાણે સુધારીને વાચવા વિનંતિ છે.

—હંસસાગર.

આ બોલના પ્રસંગે તે ઉલ્લેખોનો ઉદ્ભવ જણાય છે.

'જૈનયુગ' પુસ્તક ૧, અંક ૨, સં ૧૯૮૧ આશ્વિન માસ, પેજ ૫૯-૬૦.

## વિજયસેનસૂરિના દશ બોલ.

[ધર્મસાગર ઉપાધ્યાયે જે અનેક પ્રરૂપણાઓ કરી આખા શ્વેતામ્બર સંપ્રદાયમાં કોલાહલ ઉપજાવ્યો હતો તે સંબંધી વિજયસેનસૂરિએ દશ બોલ જાહેર કર્યા હતા. તે એક પ્રાચીન હસ્તપ્રત ઉપરથી ઉતારી અત્ર મૂક્યા છે (જૈનયુગના સંપાદક.)]

શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ પૂર્વાચાર્ય ઈમ કહઈ છઇ જે ખરતર પ્રમુખ મોક્ષનઈ અર્થિં જીવ મુકાવઈ સીલ પાલવઈ તપ કરઇ શ્રી વીતરાગદેવની પૂજા કરઈ। ઇત્યાદિક માર્ગાનુસારી ધર્મ કર્ત્તવ્ય અનુમોદવાની ના નથી। અનઇ સાગર તુ ઇમ કહઇ જે અનુમોદીઇ નહીં ॥ ૧ ॥ એ પ્રથમ બોલ ॥

તથા શ્રી હીરવિજય પ્રમુખ ઇમ કહઇ છઈ જે શ્રી ભગવતીસૂત્ર તથા શ્રી મહાવીર ચરિત્ર પ્રમુખ શાસ્ત્રનઇ અનુસારિં જમાલિનઈ પનરભવ જણાઇ છઇ। અનિં ઉપદેશ-માલાની સિદ્ધર્ષિંટીકાનઇં અનુસારિ જમાલિનઈ અનંતાભવ જણાઇ છઈં। પછઇ કેવલી કહઈ તે પ્રમાણ। અનઇં સાગર તુ ઈમ થાપઇ છઇ જે જમાલિનઇ અનતા ભવ કહીઇ। અનઇ પનર ભવ કહેઇ છઇ તે તીર્થંકરની આશાતના કરઈ છઈ। એહવું પોતાના કીધા ગ્રંથમાંહિં પણિ લખ્યું છઇ સાગરઇ। એ બીજુ બોલ ॥ ૨

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ ઈમ કહઈ છઈ જે ખરતર પ્રમુખનઇ નિહ્નવ ન કહઇ। અનઇં સાગર તું ઈમ કહઈ છઈ જે નિહ્નવ કહીઈ॥ એ ત્રીજું બોલ॥ ૩

તથા શ્રી હીરવિજયસૂરિપ્રમુખ કહઇ છઈ જે ઉત્સૂત્રભાષી આલોયા પડિકમ્યા વિના મરઇ તેહનઈ સંખ્યાતો અસંખ્યાતો ઉત્કૃષ્ટો અનંતો પણિ સંસાર હુઈ। અનઈં સાગર તુ ઈમ કહઈ છઇ જે ઉત્સૂત્રભાષી આલોયા પડિકમ્યા વિના મરઈ તેહનઇ નિયમઇ અનંતુ સંસાર હુઈ ॥ એ ચોથુ બોલ ॥ ૪

તથા હીરવિજયસૂરિ પ્રમુખ ઇમ કહઇ છઈ જે ખરતર પ્રમુખનઈ દેહરઇ જુહારઈ દેવ પૂજઈ તેહનઇં લાભ હુઇ। અનઇં સાગર તુ ઈમ કહઇ છઇ જે ખરતર પ્રમુખના ચૈત્ય હોલીના રાજા સરિષાં। એહવુ ગ્રંથમધ્યે પણિ સાગરિ લિખ્યુ છઈ। એ પાચમુ બોલ॥ ૫

તથા શ્રી હીરવિજયસૂરિં ઈમ કહઈ છઈ જે ખરતર પ્રમુખજૈન તથા મિથ્યાત્વી નુકાર ગણઈ તેહનઇ લાભ હુઇ। અનઇ સાગર તુ ઈમ કહઈ છઈ જે ખરતર પ્રમુખ નુકાર

ગણતુ અનતસસાર વધારઈં । એહવું પોતાના શાસ્ત્રમાંહિ પણિ આણ્યું છઈ ॥ એ છઠ્ઠુ બોલ ॥ ૬

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ કહઈ છઈ જે કેવલીના શરીરથી અવશ્યભાવી પણુ કદાચિત્ ત્રસ થાવરના જીવની વિરાધના થાઇ તુ (ના) નહિં અનઈ સાગર તુ ઈમ કહઈ છઈ જે કેવલીના જીવથી વિરાધના માનઇ તે ઉત્સૂત્રભાષી એહવુ પોતાના શાસ્ત્રમાહિ પણિ સાગરે આણ્યુ છઇ ॥ એ સાતમું બોલ ॥ ૭

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ ઈમ કહઇ છઈ જે અનાદિ સૂક્ષ્મ નિગોદીયા જીવનઈ અવ્યવહારીયા કહઇ બીજા સર્વજીવનઇ વ્યવહારીયા કહઇ । અનઇ સાગર તુ ઈમ કહઈ છઈ જે સૂક્ષ્મનિગોદ[1] બાદરનિગોદ[2] સૂક્ષ્મપૃથ્વીકાય[3] સૂક્ષ્મ અપકાય[4] સૂક્ષ્મ તેજકાય[5] સૂક્ષ્મ વાઉકાય[6] એ છ પ્રકારના જીવનઇ અવ્યવહારીઆ કહીઇ । જે કોઇ એકલા સૂક્ષ્મ નિગોદના જીવનઈ અવ્યવહારીઆ કહઇ છઇ તે સઘલા અજ્ઞાની જાણવા । એહવુ પોતાના શાસ્ત્રમાહિ પણિ સાગરિ લખ્યું છઈ। એ આઠમુ બોલ ॥ ૮

તથા શ્રી હીરવિજયસૂરિ પ્રમુખ કહઈ છઈ જે મરીચિ કપિલ આગન્નિ दुब्भासिएण इक्केण मरीई दुक्खसागर पत्तो એ વચન કહિઉ તે ઉત્સૂત્ર કહીઈ અનઈ સાગર તુ ઈમ કહઇ છઈ જે એ વચન ઉત્સૂત્ર ન કહીઈ દુર્ભાષિત કહીઈ। એ નુમુ બોલ ॥ ૯

તથા શ્રી વિજયસેનસૂરઈ પોટા જાણી સર્વજ્ઞશતક ગ્રથ અપ્રમાણ કર્યું છઇ । અનઈ સાગર તુ ઈમ કહઈ છઇ જે એ ગ્રંથ અમ્હો પ્રમાણ કરિસિઉં । ઈત્યાદિ ઘણા બોલની સાગરની વિપરીત પ્રરૂપણા છઇ । તે પ્રીછયો અનઇ એહવા ઉપરી શ્રી વિજય દેવસૂરિ સાગરનુ પાસુ કરઈ છઈ। અનઈ વારતા નથી ॥ તે માટઈ ધર્મના અર્થી હુઈ તેણે વિચારવુ ॥ એ * દસમુ બોલ । ૧૦

(જૈન એસોસીએશન ઓફ ઈંડીઆની એક પત્રની પ્રત ન ૧૧૮૨)

**નોટ** *–"તથા શ્રી વિજયસેનસૂરઇ' (ઉપરના નવ બોલ) પોટા જાણી (તે બોલ જેમા છે, તે) સર્વજ્ઞશતક ગ્રથ અપ્રમાણ કર્યું છઇ । અનઇ સાગર તુ ઇમ કહઈ છઇ જે એ ગ્રથ અમ્હો પ્રમાણ કરિસિઉ" ઇત્યાદિ જણાવતો આ ૧૦મો બોલ, પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજી સ્વય શ્રીમુખે બોલે. એ આ "**જૈનયુગ**" માસિક પત્રના તત્રીશ્રી મોહનલાલ દલીચદ દેશાઇ જેવા એડવોકેટને તો સ્વીકાર્ય બન્યુ જ ન હોય, તેમજ આ ૧૦મા બોલની ઉપરના નવેય બોલમા મહો૦ શ્રી ધર્મસા૦ ગણિવરનું તો કોઇ સ્થળે નામનિશાન પણ નહિ હોવા છતા શ્રી દેશાઈએ–'મહો૦ શ્રી ધર્મસાગરજી વિરૂદ્ધ ઘણા હોવાની જેમ આ૦ વિજયસેનસૂરિજી પણ વિરૂદ્ધ હતા' એવો સમાજમાં ખોટો ભ્રમ પેદા કરવાની બુદ્ધિથી જ આ દસેય બોલોને અહિ **વિજયસેનસૂરિજીના**

દશ બોલ' તરીકે લેખાવ્યા જણાય છે ! વસ્તુત: આ 'દશ બોલ' તે પૂ૦ ભટ્ટારકશ્રીના નથી જ પરંતુ [ સં૦ ૧૬૭૧ના પ્રાય. પોષ મહામાસ લગભગ અમદાવાદ સ્થિત પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી પાસે રહેલા પૂ૦ મહો૦ શ્રી નેમિસાગરજી ગણિની શ્રી સર્વજ્ઞ-શતક ગ્રંથગત પ્રરૂપણાઓને તથા (પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટધર) શ્રી વિજયદેવસૂરિજી તરફના મત્સરભાવને લઇને વિજયદેવસૂરિજીનું વલણ, સાગરપક્ષ તરફનું છે, એમ તે પૂ૦ ભટ્ટારકશ્રીના ખ્યાલ પર લેખિતપણે લાવવા સારૂ પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ આદિએ જાતે લખી લાવીને પૂ૦ ભટ્ટારકશ્રીને વિચારવા સમર્પેલ જણાતા હોઇને ] પૂ૦ શ્રી સોમવિ૦ ગણિવરના જ માનવા સુસંગત જણાય છે

## ૬. શ્રી સોમવિ૦ની હાજરી અને તે ઉલ્લેખની રજુઆત કરવાના સંભવિત કારણો.

સં. ૧૬૬૯માં પૂ. ભટ્ટારકશ્રી સાથે ઝઘડીને પાટણથી પૂ. મહો. શ્રી સોમવિ૦ મહારાજ સીધા મારવાડ ગયા બાદ સંભવત તેઓશ્રીના સહુ પક્ષકાર ઉપાધ્યાયોએ વિચાર્યું હોય કે– 'અહિં જ રહીને તેઓશ્રીએ, આપણા સહુ સમેત તે 'સર્વજ્ઞ શતક' ને પૂ૦ ભટ્ટારકશ્રીના હાથે જ અપ્રમાણુ જાહેર કરાવવાનો પ્રયાસ કર્યો હોત તો તેનું મનોભિષ્ટ પરિણામ લાવવા સારૂ આપણે પણ સાથે રહીને બનતુ બધું જ કરી છૂટત.'

તે પૂ૦ મહો૦ શ્રીના પક્ષકાર–'તેઓશ્રીના સંસારી બંધુ પૂ૦ ઉપા૦ શ્રી કીર્તિવિ૦, પૂ૦ ઉ૦ શ્રી નંદિવિ૦, પૂ૦ ઉ૦ શ્રી ધર્મવિ૦, પૂ૦ ઉ૦ શ્રી ભાનુચંદ્રજી, પૂ૦ ઉ૦ શ્રી રત્નચંદ્રજી, પૂ. ઉ. શ્રી ભાવવિ, પૂ. પં. શ્રી સિદ્ધિચંદ્રજી, વિજયતિલકસૂરિરાસના કર્તા કવિ દર્શનવિ૦ના ગુરૂ ઉ૦ શ્રી મુનિવિજયજી' વગેરેએ પોતાની ઉપર્યુક્ત વિચારણા, મારવાડ સ્થિત પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦શ્રીને જણાવી હોય અને તે વાત તેઓશ્રીને પણ ઠીક જણાવાયાથી સં૦ ૧૬૭૧મા મારવાડથી વિહાર કરી પોતાના તે તે સહુ પક્ષકાર ઉપાધ્યાયાદિ મુનિગણને મળી તેઓ સહુની સાથે તેઓશ્રી, પ્રાય: પોષ કે મહામાસ લગભગમા અમદાવાદ સ્થિત પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ને આવી મળ્યા હોય.

એ પ્રસંગે સંભવત: પૂ૦ ભટ્ટારકશ્રીના પટ્ટધર આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ આદિથી માંડીને સમુદાયના વફાદાર પૂ. ઉપા. શ્રી નેમિસા૦ ગણિવર આદિ સમર્થ ગીતાર્થ પ્રવરો વગેરે સેંકડો મુનિવરોએ ( સં. ૧૬૬૯મા પાટણ મુકામે પૂ૦ ઉ૦ શ્રી સોમવિ૦ એ ભટ્ટારકશ્રીના પટ્ટધરના કરેલ અપમાનને લક્ષ્યમા રાખીને ) તેઓશ્રીનુ દેશ–કાલ અને ભાવને અબાધક એવુ ઉચિત વર્તન યુક્ત માન સાચવ્યુ હોય અને પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ આદિ તરફથી પણ એમ જ સચવાયુ હોય, છતા શાસનની હેલના નિવારવા સારૂ બંને પક્ષો સામસામીને પણ સાથે રહ્યા હોય.

આ સ્થિતિમા એક દિવસ—"શ્રાવકોની ગેરહાજરીવાળા ગોચરી આદિ કોઇ પ્રસંગે પૂ૦ ભટ્ટારકશ્રી આદિ સહુ મુનિવરોની રૂબરૂમાં (કવિ દર્શન વિ૦ના કથનાનુસાર) પોતાના પક્ષ તરફથી પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મહારાજે, ઉપર જણાવેલા દસ બોલ પૂ૦ ઉપા૦ શ્રી નેમિસા૦મ૦ના કાને નાખેલ હોય! જે બદલ પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ તથા પૂ૦ ઉપા૦ શ્રી નેમિસા૦ મ૦ આદિ ગીતાર્થોએ ચૂપકીદી જ પકડી હોય એટલે તેઓશ્રીએ પોતાનો ૧૦ બોલવાળો તે પત્ર,—'તો પછી આ બોલોનો આપ જ ખુલાસો આપો' એમ જણાવીને પૂ૦ ગચ્છનાયકશ્રીને વિચારવા સુપરત કર્યો હોય

## પૂ. ઉપાધ્યાયજીઓની નિષ્ફલતાનું પરિણામ.

એ પ્રકારે તે પત્રનો પોતાની પાસેથી ખુલાસો મેળવવામા-(પોતે 'સર્વજ્ઞશતક' ગ્રંથને અપ્રમાણિક જાહેર કર્યો નહિ હોવા છતાં તે પત્રમાંની ૧૦ મી કલમમા પોતાને નામે તેવો ઉલ્લેખ કરનાર) પૂ૦ મહો૦ શ્રી સોમ વિ૦ મ૦ આદિના ભાવિ હેતુ-આશય, અકબરની સભામાં પરદર્શનીઓને પણ વાદમા પરાભવિત કરનાર પૂ૦ ભટ્ટારક શ્રી આબાદ સમજી જવા પામ્યા હોય જ અને તેથી તેઓશ્રીએ પણ પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ના તે પત્રગત ૧૦ બોલો બદલ મૌન જ ધારણ કરવુ ઉચિત માન્યુ હોય

આથી પોતાની ભાવિ યોજના નિષ્ફળ જતી હોવાનુ સમજી તે પૂ૦ ઉપાધ્યાયપક્ષ વિલખો થયો હોય, એ સ્થિતિમા પણ બીજે દિવસે તેવા જ કોઇ શ્રાવકાદિના અભાવવાળા પ્રસગે સર્વ સાધુસમવાયની વચ્ચે પૂ૦ ઉ૦ શ્રી સોમવિ૦ મ૦ તરફથી પૂ૦ શ્રી રત્નચંદ્રગણિએ—'ગઈ કાલે પૂ૦ ભટ્ટારકશ્રીને વિચારવા સુપરત કરેલા ૧૦ બોલવાળા પત્ર માના અંતિમ બોલમાં 'સર્વજ્ઞશતક' ગ્રથ અપ્રમાણિક કર્યો હોવાનુ જે જણાવેલ છે, તે અંગેની **રીતિ** આ છે,' એમ કહીને (પોતે જે સં૦ ૧૬૭૭ ના 'કુમતાહિવિષજાગુલીમત્ર' પુસ્તકમાં જણાવી તે મુજબની) 'સર્વજ્ઞશતક' ગ્રંથને કેમ અપ્રમાણ કરવો? તેની રીતિ પણ સહુને સંભળાવી હોય! બાદ પૂ૦ મહો૦ શ્રી સોમવિજયજીએ, પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિ મ તથા પૂ મહો શ્રી નેમિસાગરજી ગણિવર આદિને પોતાની તે રીતિવાળા પત્રની નીચે મત્તા કરવા સૂચવ્યુ હોય· છતા કોઇએ પણ સહી ન કરવાને લીધે તે પ્રકારના વર્ત્તનને વેગ આપીને સહીઓ કરાવી લેવાનો ઉગ્ર પ્રયાસ પણ કર્યો હોયઃ અને તે પ્રયાસમા પણ તેઓ નિષ્ફલ જ નિવડયા હોય પરિણામે પૂ. ઉ શ્રી સોમવિ મ આદિ પૂ૦ મુનિવરો પૂ૦ ભટ્ટા૦શ્રી વિજયસેન સૂરિજી મ૦ સામે ઉશ્કેરાટમાં આવી જવા પામ્યા હોય

## સંઘ સમેલન ભરી ગીતાર્થો જે નિર્ણય આપશે તે જાહેર કરીશ.

પરિણામે ત્રીજા દિવસે તે પૂ૦ ઉપાધ્યાયજી મહારાજોના પક્ષે પરિબળના જોરે—પૂ ભટ્ટારકશ્રીને સભવત એમ પણ સ્પષ્ટ સભળાવી દીધું હોય કે—"આપશ્રીને આપેલા ૧૦

ખોલવાળા પત્રનો આપ કાઇ પણ ખુલાસો જણાવતા નથી, તેથી નેમનાથપ્રભુના વિવાહની જેમ 'अनिषिद्धं अनुमतम्' માનીને અમોએ આપશ્રીને 'સર્વજ્ઞશતકને અપ્રમાણ કરવાની જણાવેલી રીતિને' આ૦ શ્રી વિજયદેવસૂરિજી આદિની સહીઓ સહિત આપશ્રીના નામે તે ગ્રંથને 'આપશ્રીએ અપ્રમાણ કર્યો છે' એમ જાહેર કરી દેશું."

તે શીરજોરી બદલ પૂ૦ ભટ્ટારકશ્રીએ પણ તેઓશ્રીને તુરત જ આ મુજબ સ્પષ્ટ જણાવી દીધું હોય કે-'તેવી કોઇ પણ જાહેરાત, તમો મારા નામે કરશો તો તે મારે સ્વીકાર્ય નહિ રહે, પરંતુ આ અંગે વૈશાખ લગભગમાં હું જ અમદાવાદમા ચતુર્વિધ સઘનુ સંમેલન મેળવીશ અને તેમાં તે ગ્રંથ અંગે સમસ્ત ગીતાર્થો મળી જે નિર્ણય આપશે તે જાહેર કરીશ'

પૂ૦ ભટ્ટારકશ્રીનો તે ખુલાસો સાભળી તે પક્ષના મોવડીઓ તો પોતાની ધારણાને નિષ્ફલ થતી જાણી ત્યાંથી પ્રાય: મહિને બે મહિને પણ વિહાર કરી જવા પામ્યા હોય! છતાય તે પરત્વે બેપરવા દાખવીને પૂ૦ ભટ્ટારક વિજયસેનસૂરિજી મહારાજે તો પોતાના કથન મુજબ તે જ વર્ષના વૈ શુ. ૩ના દિવસે સમેલન યોજ્યુ જ અને તે શ્રી સંઘ-સંમેલનમા તે પક્ષમાના પણ જેઓ હાજર રહ્યા હોય તે ઉપાધ્યાયોની પણ સંમતિ પ્રાપ્ત કરીને તે શ્રી શ્રમણસંમેલનગત વિશાલ શ્રમણસંઘની વચ્ચે **સર્વ ગીતાર્થોનાં જ શ્રી-મુખે તે શ્રી સર્વજ્ઞશતક સટીક ગ્રંથને સર્વાનુમતે પ્રમાણિક જાહેર કરાવેલ. એટલું જ નહિ; પરંતુ તે જ પૂ૦ ગીતાર્થોના હસ્તે અમદાવાદ-પાટણ-ખંભાત ગંધાર આદિ શહેરોના સંઘના જ્ઞાનભંડારોમાં મહો૦ શ્રી ધર્મસાગરજીગણિના તે એક જ ગ્રંથને નહિ; પણ એ સાથે બીજા પણ ત્રણ ગ્રંથોને સ્થપાવ્યા!**

## પરિણામે વ્યાપક બનેલી કિન્નાબુદ્ધિ.

'સર્વજ્ઞશતક ગ્રથને અપ્રમાણ કેમ કરવો?' તે અગેની રીતિનો પૂ૦ ઉ૦ શ્રી રત્નચદ્રગણિએ તૈયાર કરેલા ખરડામાં પ્રતિસ્પર્દ્ધિ ઉપાધ્યાયોએ, પૂ૦ આ૦ શ્રી વિજયદેવ-સૂરિજી-પૂ૦ ઉ૦ શ્રી નેમિસાગરજી-પૂ૦ ગણિ શ્રી ભક્તિસાગરજી આદિ પૂજ્યોની સહીઓ કરાવી લેવા માટે શીરજોરી વાપરી તેમ જ પોતાના ભક્તશ્રાવકોનુ દબાણ પણ લાવ્યા! પરતુ તેમાં તેઓશ્રી ફલીભૂત થયા નહિ

અંકુરામાં પૂરા તરીકે પૂ૦ ભ૦ શ્રી વિજયસેનસૂરિજીમહારાજે ઉપર જણાવ્યા મુજબ સં. ૧૬૭૧ના વૈ૦ શુ૦ ૩ના દિવસે શ્રમણ સંઘ સમેલન યોજીને તેમાં ગીતાર્થો પાસે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિના 'સર્વજ્ઞશતક' આદિ ચાર ગ્રથોને સર્વાનુમતે પ્રમાણિક તરીકે જાહેર કરાવીને અને તે ગ્રંથોની અનેક પ્રતો પણ લખાવીને અમદાવાદ-પાટણ-ખંભાત-ગંધાર આદિ શહેરોના જ્ઞાન ભંડારોમા પધ મૂકાવી!

આથી જે ગચ્છનાયકશ્રીના હાથે જે સર્વજ્ઞશતકને અપ્રમાણિક જાહેર કરાવવાની પોતાની ધારણા અને યોજના હતી તેને બદલે તે 'પ્રમાણિક' તરીકે જાહેર થાય! અને તે જાહેરાતમા ઇચ્છા ન હોવા છતાં પોતાનેય સંમતિ આપવી પડે! એકની અનેક નકલો થવા પૂર્વક અનેક શહેરોના ભંડારોમા પૂ૦ ગચ્છનાયકની આજ્ઞાથી તે પ્રતો દાખલ થાય! આ બધું બનતુ જોઇને તે પ્રતિસ્પર્દ્ધિ પૂ ઉપાધ્યાય વર્ગ સમસમી ઉઠયો! અને તેથી તે તારફ અને ગચ્છનાયકો પ્રતિની પોતાની રહી સહી પૂજ્યબુધ્ધિએ કિન્નાબુદ્ધિનુ સ્થાન લીધુ!

## પૂ૦ ઉ૦ શ્રી સેનસૂરિજી ઉપર વિષ પ્રયોગ!

પરિણામે પૂર્વે જણાવી ગયા તેમ તે શ્રમણ સંમેલન બાદ પૂ ભટ્ટારકશ્રીએ વિશાળ સમુદાય સાથે ખભાત તરફ ચાતુમાસાર્થે વિહાર કર્યો ક્રમે સોજિત્રા પહોચ્યા અને બીજે દિવસે ત્યા નવકારશી કરી તે ટાઇમે પૂ ભ શ્રી સાથે ૫. ધીરવિમલ ગણિ, મહો કીર્તિવિ ગણિ આદિ હતા તેમાથી પ્રતિસ્પર્દ્ધિ કોઇ સાધ્વાભાસે તે કિન્નાબુદ્ધિને વશવર્તી બની પૂ ભટ્ટારકશ્રીને નવકારશીમાં કાઇક આપી દીધું! અને પોતાની યોજનાને ફલ નહિ બેસવા દેનાર તે ભટ્ટારકશ્રીને સદાયને માટે વિદાયગીરી આપી દીધી! રે! પક્ષમોહાન્ધતા!!

બીજી બાજુ તે-ઉપાધ્યાયવર્ગના અગ્રેસર (કે જેઓ પોતાની ધારણા સ ૧૬૭૧ ના તે સંમેલનમા સફળ નહિ થવાનુ જાણી સંમેલન ભરાયા અગાઉ જ રોષમા વિહાર કરી ગયા હતા તે) પૂ. મહો શ્રી સોમવિ મહારાજ, પૂ ગચ્છનાયકશ્રીના અકાલ સ્વર્ગવાસના સમાચાર સાભળી (પોતાના પક્ષ ઉપરની જગતની જે શકા હતી તેને દૂર કરવાના અને પોતાને તે પૂ ભટ્ટારકશ્રી ઉપર કેવો સ્નેહ હતો તે બતાવી આપવાના આશયથી) ખુબ વિલાપ કર્યા!

## સજાગ બનેલા પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજ

પૂ ગચ્છનાયક શ્રી સેનસૂરિજી મ.ના તે કરૂણ બનાવ બાદ પૂ ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજી મહારાજ પોતે વધુ સાવધ બન્યા અને તે પ્રતિસ્પર્દ્ધિ પૂ ઉપાધ્યાયજીઓની સાથેનો સબધ ઉપરછલો અને તે પણ સજાગ દૃષ્ટિ પૂર્વકનો રાખતા હતા! અને તે ત્યા સુધી કે-પૂ મહો શ્રી સોમવિ મહારાજ જ્યારે સ્હામેથી સેવા અંગે માગણી કરે છે તેમજ સાથે રહેવાનુ જણાવે છે ત્યારે તેમને પૂ. ભટ્ટારકશ્રીએ સ્પષ્ટ શબ્દોમાના સુણાવી દીધી! જુઓ '**વિજયતિલકસૂરિરાસ**'ની કડી—"નિસુણી સોમવિજય ઉવઝાય, વલી એક લેખ લખઈ મનિ ભાય, જો ભગવનનો હોઈ આદેસ, તો તુમ પાસઇ રહુ

આવેસિ ॥ ૧૦૬૦ ॥ વડપણિ કરૂ તુમારી સેવ, એ ઇચ્છા છઈ મુઝનઇં દેવ; તો ગુરૂ. લપી પઠાવઈ આજ, અમ્હ પાસઇ નહી છઇં તુમ કરજ ॥ ૧૦૬૧ ॥'

એ પ્રમાણે-પૂ૦ મહો૦શ્રી સોમવિજયજી મહારાજ જેવા વયોવૃદ્ધ અને ગીતાર્થ ગણાતા મહાપુરુષ, જ્યારે સ્હામેથી સેવાની માગણી કરે છે ત્યારે તેને સત્કારવાને બદલે પૂ૦ ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજી મહારાજ-'અમારી પાસે તમારું કામ નથી' એમ જે સ્પષ્ટ ના સુણાવી દીધી તેમાં કારણ એ છે કે-પ્રતિસ્પર્ધિ વર્ગના મોવડી તે મહો૦શ્રી સોમ વિ૦મ૦ અને તે વર્ગ, એ પ્રમાણે સેવાને બ્હાને સાથે રહી ગચ્છનાયક ઉપર પોતાના પક્ષબળના જોરે વર્ચસ્વ સ્થાપી ધાર્યું કરાવવા ઇચ્છતા હતા, અને કદાચ પોતાનું ધાર્યું ન થાય તેમ લાગે તો ગચ્છનાયકશ્રીને પણ ઉખેડીને ફેંકી દેવાની મનોવૃત્તિ ધરાવતા હતા. તે વાતની પ્રતીતિ તે કાલના નીચેના દૂહા તથા બીજી જણાવાશે તે વાતથી વાચકોને સુતરા થશે

**તે લોક દૂહા આ પ્રમાણે છે:**—"હીરવિજય વિજયસેનરૂં, લૂણ કીઉ હરામ, ધનવિજય જગિમાં ભઓ, હરામખોર ઇતિ નામ ॥૧॥ રૂપાંસુત રૂડઉ કીઉ, હઉ વિવેકી આપ, પિતા જેસગજી પરિહરી, સાગર કીધઉ બ.પ ॥૨॥ રે વિદ્યા! વિદ્યાવત તું, હૃદય વિમાસી જોય; પિત નામ ખોઈ કરી, કુલખંપણ કાં હોઇ ॥૩॥' (શાસનકંટકોદ્ધારક જ્ઞાનભંડાર-ઠલીઆ હ. લિ પ્રત)

ઉપરના ત્રણ દૂહાઓથી પૂ૦ ગચ્છનાયક પ્રતિ તથા તેમના અનુયાયી વર્ગ પ્રતિ તે ઉપાધ્યાયવર્ગની કેવી ભક્તિ અને હૃદયનો પ્રેમ છે? તે વાચકોને જણાઇ આવશે. તે દૂહામા જે ધનવિજયના નામનો ઉલ્લેખ છે તે, **મહો. શ્રી કલ્યાણવિ. ગણિના શિષ્ય** ધનવિજયજી વાચકનો છે કે-જેઓ મહો૦શ્રી સોમવિજયજીની સાથે જ પૂ૦ હીરસૂરિજી મ૦ના હાથે દીક્ષિત થએલા હતા, અને જેઓને માટે '**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**'ના પારા ૭૯૯મા મોહનલાલ દ દેશાઇ લખે છે કે-"+ + + તે અવસરે હીરવિજયસૂરિને 'જગદ્ગુરૂ' એ નામનું બિરૂદ આપ્યું (સ૦ ૧૬૪૦) આ વખતે બંદીવાનોને છોડી મૂકયા, **સૂરિસચિવ ધનવિજયને સાથે લઈ** જઈ ડામર તળાવે જઈ ત્યાંનાં પાંજરામા પૂરેલા પક્ષિઓને મૂક્ત કર્યા. (આ ધનવિજયે સૂરિ સાથે રહીને મેડતામા જૈન વિહારોને મ્લેચ્છ-કરથી-મુક્ત કરાવ્યા અને વાજા અગાઉ બધ થયા હતા તે વગાડવા ચાલુ કરાવ્યાં-જુઓ તેના શિષ્ય ગુણવિજય શિષ્ય રામવિજયની વિશેષાવશ્યક પ્રતની લેખક પ્રશસ્તિ ગો૦ ના૦)"

આ પ્રમાણે જેમને હીરસૂરિજી મહારાજના મંત્રી તરીકે જણાવેલ છે તે ઉ૦ ધનવિજય વાચકને તે પ્રતિસ્પર્દ્ધિ ઉપાધ્યાય પક્ષ '**હરામખોર**'નો ઇલ્કાબ પાઠવે છે અને પૂ૦ ભટ્ટાકારકશ્રીને '**કુલખંપણ**'નું બીરૂદ આપે છે! તેવા ગુરુભક્ત તે પૂ૦ મહર્ષિઓની સેવા ભક્તિનું વર્ણન શું કરવું તે સમજાતું નથી

## પૂ૦ ગચ્છનાયકની સામેય પ્રતિસ્પર્દ્ધી વર્ગે ઉંચકેલ માથું !

કવિ દર્શનવિ૦ના કથનાનુસાર સં ૧૬૭૧નુ ચાતુર્માસ, પૂ૦ ભટ્ટારક શ્રી દેવસૂરિજી મહારાજે વિસલનગર કરીને પાટણ શ્રી સઘના આગ્રહથી પાટણ પધાર્યા તે વખતે ઉપર જણાવ્યા તે ઉ૦ ધનવિ૦ વાચક તથા પં૦ ભક્તિસાગરજી ગણિ આદિ પણ પૂ૦ ગચ્છનાયકશ્રીની આજ્ઞાથી પાટણમા બીજા ઉપાશ્રયે બીરાજ્યા હતા. આ વાતની કવિના કથન મુજબ અમદાવાદ રહેલા પૂ૦ મહો૦શ્રી સોમવિ૦ મ૦ને જાણ થઈ. એટલે પોતે પડદા પાછળ રહેવા પૂર્વક પોતાના પક્ષના ખંભાત રહેલા ઉ૦ શ્રી નંદિવિ૦ વાચકને પત્ર લખી અમદાવાદ બોલાવ્યા અને તેઓને 'ગચ્છનાયક સાથે કેવો વર્ત્તાવ રાખવો ?' એ વગેરેની બધી ભલામણો કરવાપૂર્વક પાટણ તાકીદે પહોચી જવાની આજ્ઞા કરી.

તે આજ્ઞાનુસાર પૂ૦ મહો૦ શ્રી નદિવિ૦ મ૦, વિહાર કરતા પાટણની નજીકના હબદપુર ગામે આવ્યા તે વખતે પૂ ભટ્ટારકશ્રીના કેટલાક સાધુઓ તથા શ્રાવકો વંદનાર્થે સ્હામા આવ્યા એટલે ઉ શ્રી નંદિવિજયજીએ, પૂ. ગચ્છનાયકના સુખશાતાના કાંઈ પણ સમાચાર પૂછ્યા સિવાય જ '**વિજયતિલકસૂરિરાસ**'ની કડી ૭૪૧ મુજબ સીધુ જ શ્રાવકોને કહ્યું કે-'**વિજયસેનસૂરિજીએ જેઓને ગચ્છ બહાર કર્યા છે તેમને તહમે સ્થાન કેમ આપ્યું ?**' જેના જવાબમાં શ્રાવકોએ જણાવ્યુ કે-'**ગુરુદેવ** (વિજયદેવસૂરિજી )**ના આદેશથી**' ગચ્છનાયકની આજ્ઞામા હોત કે ગચ્છનાયક પ્રતિ દિલમા જરી પણ માન હોત તો 'ગચ્છનાયકની આજ્ઞાથી' એ શબ્દ સાંભળ્યા પછી બોલવા જેવું જ રહેતુ ન્હોતુ તેને બદલે તેમાના પોતાના ભક્ત શ્રાવકોને ઉશ્કેરવા પૂર્વક તે વાચકશ્રી '**તહેમણે (વિજયદેવસૂરિએ) પણ ગુરુનુ વચન માન્યું નથી.**' એમ સ્પષ્ટ જણાવે છે ! એટલુ જ નહિ પરતુ ગચ્છનાયકનુ છડેચોક અપમાન કરવા પોતે તે પાટણમા આડંબરથી પ્રવેશ પણ કરે છે !

આ પ્રસગનુ '**વિજયતિલકસૂરિરાસ**'ની કડી ૭૪૪–૭૪૫મા આ પ્રમાણે વર્ણન છે કે–'×××× વાચક આડબરસિઉ આવ્યા, પાટણમાહિ સમુહુતા રે .. દષ્ટિ૦ ।।૭૪૩।। હરખ ધરી વદઇ ગુરૂપાયા, નદિ વિજય ઉવજ્ઝાયા રે; પણિ પ્રેમિં તસ નવિ બોલાયા, પૂછઉ નહીં સુખિ આયા રે . . દષ્ટિ. ।।૭૪૪।। પરમ ગુરૂ શ્રી વિજયસેનસૂરિ, તાસ ન પૂછી વાત રે, સ્યું દુષ્યુ અણસણ કિમ કીધું, એ માઠી તસ ઘાત રે ...દષ્ટિ૦ ।।૭૪૫।।" અર્થાત્ પૂ૦ નદિવિજયજી વાચકે આવીને હર્ષથી વંદન કર્યું, તો પણ ભટ્ટારકશ્રીએ તેમને 'સુખપૂર્વક આવ્યા છો ને ?' એમ પ્રેમથી બોલાવ્યા પણ નહિ તેમજ 'પૂ૦ વિજયસેનસૂરિજીને શુ થયુ હતું ? કેમ કાળ કર્યો ? શુ કામ અણસણ કર્યું ? વગેરે પણ કાઇ હકીકત પૂછી નહિ' એમ પાટણની બજારમા પૂ૦ ભટ્ટારકશ્રીને ઉતારી પાડવા માટે વાતો પણ વહેતી મૂકી !

સુજ્ઞ વાચકો વિચારશો કે- ૧ જે ગામમાં ગચ્છનાયક કે વડિલ બીરાજતા હોય તે ગામમાં નાના સાધુઓ સામૈયા પૂર્વક પ્રવેશ કરે ખરા ? ૨ ભકતશ્રાવકોને ઉશ્કેરી કવિના કથન મુજબ-ગચ્છનાયકની આજ્ઞાથી રહેલા સાધુઓને ઉપાશ્રય ખાલી કરાવવાની હદે પહોચાય ખરૂં ! ૩ આવી રીતની ગચ્છનાયકની અવજ્ઞા કરવા પૂર્વકનું વર્તન રાખનાર ઉપર ગચ્છ નાયકને પ્રેમ ઉપજે ખરો ? ૪ પૂ૦ ભ૦ શ્રી સેનસૂરિજી મ૦ના મૃત્યુમા કોણ નિમિત્તભૂત છે ? કેવા સંયોગોમા થયું ? ઇત્યાદિ સંપૂર્ણ ઇતિહાસના જાણ પૂ૦ ગચ્છનાયકશ્રી તે પ્રતિસ્પર્દ્ધિ વર્ગના ઉપાધ્યાયશ્રીને તે પૂ૦ ભટ્ટારકશ્રીના સ્વર્ગવાસ અંગે પૂછવા જેવું રહે છે ખરૂ ?

## ગચ્છનાયક, પૂ૦ ભટ્ટારકશ્રી કે મહો૦ શ્રી સોમવિજયજી ?

કવિ દર્શનવિ૦ 'વિજયતિલકસૂરિરાસ'ની ૧૦૮૨ થી ૧૦૯૯ સુધીની કડીમા જણાવે છે કે-પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦, પૂ૦ મહો૦ શ્રી મેઘવિ૦, મહો૦ શ્રી ભાનુચદ્રજી, મહો૦ શ્રી નદિવિ૦, મહો૦ શ્રી વિજયરાજ, મહો૦ શ્રી ધર્મવિ૦ આદિ (પ્રતિસ્પર્દ્ધી વર્ગના) ઉપાધ્યાયોએ સં૦ ૧૬૭૨ના વૈશાખ શુદ ૧૩ના રોજ પોતપોતાની સહિઓ પૂર્વકના પત્રો લખી ગામોગામના સઘો ઉપર તથા ખુદ ગચ્છનાયક ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજી મહારાજ ઉપર પણ મોકલાવેલ. જે પત્રમા આ પ્રમાણેનું લખાણ હતું કે-

"હીરવિજયસૂરિજીની સમક્ષ ઘણાં ગામોના સંઘોની રૂબરૂમા બાર બોલ અને બીજી કેટલીએક શાસ્ત્રવિરુદ્ધ કરેલી પ્રરૂપણાઓ માટે સાગરે માફી માંગી મિચ્છામિ દુક્કડં દીધો હતો. ત્હેનો અપલાપ કરીને પણ પાછો સાગરે 'સર્વજ્ઞશતક' ગ્રંથ બનાવ્યો હતો. તે પણ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી વિજયસેનસૂરિએ ત્હેમને દૂર કર્યા અને સર્વજ્ઞશતક ગ્રંથને અપ્રમાણ કર્યો, તે સૌ કોઈ જાણે જ છે; માટે જહે કોઇ તે ગ્રંથને વાંચશે, વંચાવશે, તે ગુરુની આણા બહાર ગણવામાં આવશે. વળી તે ગ્રથના લીધે સાગરોને પણ દૂર કર્યા છે, માટે તેઓને પણ કોઇએ આદર આપવો નહિ અને જહે કોઇ તેઓની સાથે આહાર પાણી કરશે, અથવા કોઇ જાતનો વ્યવહાર રાખશે, તે પણ ગચ્છથી અલગ જ સમજવામા આવશે. **વિજયદેવસૂરિએ તે સાગરોને ગ્રહણ કર્યા છે, માટે ત્હેમને પણ ગચ્છથી બહાર કરવામાં આવે છે. +++**" ઇત્યાદિ.

તત્કાલીન સમગ્ર સાધુઓના નાયક એવા પૂ૦ ભટ્ટારક શ્રી વિજયદેવસૂરિજી મ૦ અંગે પણ 'ગચ્છબહાર'નો પયગામ પાઠવવાની ધૃષ્ટતા કરવાની અધમ હદે પણ પહોચી જવા પામેલા તે પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાય વર્ગના મોવડી પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦નુ માનસ કઇ કોટિનુ છે ? તેનું આ બીજું ઉદાહરણ છે આવા માનસવાળા તે મહો૦શ્રીની સેવાની માગણીને પૂ૦ ભટ્ટારકશ્રી ઠુકરાવે નહિ તો શુ કરે ? ખરેખર ગચ્છના નાયક પૂ૦

ભટ્ટારકશ્રી વિજયદેવસૂરિજી મહારાજ? કે—આવી અમર્યાદા જોહુકમી વાપરનાર તે પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયજીના અગ્રણી મહો૦ શ્રી સોમવિ૦ મહારાજ? તે સુજ્ઞવાચકો ઉપરના પત્ર ઉપરથી નક્કી કરી લ્યે

## સર્વજ્ઞશતક ગ્રંથનું જહાંગીર બાદશાહે કરેલું બહુમાન.

કવિ દર્શનવિ૦ના કહેવા પ્રમાણે તે ઉપાધ્યાયોએ ઉપર મુજબનુ જાહેરનામું બહાર તો પાડ્યું, પરંતુ તેના પ્રતાપે તે વખતના જૈનસપ્રદાયમા તે વર્ગ લઘુતા પામ્યો અને પરિણામે પૂ ભટ્ટારકશ્રી પાસે સ્થાન અને માન પણ ગુમાવી બેઠો! તેમજ તે પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયજીઓ ઘણા વર્ષોથી જાણકાર વર્તુલમાં '**નિર્નાયકપક્ષ**' તરીકેની પ્રસિદ્ધિ પણ પામી ચૂકયા હતા આ નિર્નાયક પક્ષની પરિસ્થિતિમાથી મુક્ત થવા મહો૦ શ્રી સોમવિજયજી મહારાજે તદ્દન અપરિચિત અને અપ્રસિદ્ધ એવા રામવિજયગણિને સ૦ ૧૬૭૩ ના પો શુ. ૧૨ ના રોજ 'વિજયતિલકસૂરિ' નામ આપી પોતાના નવા આચાર્ય સ્થાપ્યા

આ અચાર્ય પદવી અગે 'વિજયતિલકસૂરિરાસ' ના '**નિરીક્ષણ**' ના પૃ. ૨૨ ઉપર ઇતિહાસવેત્તા પૂ૦ વિદ્યાવિ૦ મહારાજ લખે છે કે-" આ પ્રસગે એટલું વિચારવુ પડશે કે–રામવિજયજી તે વખતના પ્રસિદ્ધ વિદ્વાન્ સાધુઓ પૈકીના એક ન્હોતા, તે વખતે સોમવિજયજી, ભાનુચદ્રજી, સિદ્ધિચદ્રજી વિગેરે ઘણા વિદ્વાન્ ઉપાધ્યાયો અને સાધુઓ હતા ખાસ કરીને સોમવિજયજી ઉપાધ્યાય, કે–જહેઓને કવિએ પોતાના પક્ષના એક આગેવાન તરીકે ઓળખાવ્યા છે, મુખ્ય હતા; છતા તેઓને આચાર્યપદવી ન આપવામા આવી અને રામવિજયજી નામના અપ્રસિદ્ધ સાધુને શોધી કાઢ્યા, એનો હેતુ શો હશે, એ રાસ ઉપરથી વ્યક્ત થતુ નથી "

લાગે છે કે અપ્રસિદ્ધ, પરતુ તેવા મુનિને આચાર્યપદવી આપી તેથી નિર્નાયકપક્ષ તરીકેનુ જે વગોણુ હતું તે તો દૂર થશે એવી કોઈ કલ્પનાથી પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મહારાજે આ પગલુ ભર્યું હશે. પરતુ તે નૂતન આચાર્યશ્રીના નેતૃત્વતળે તે પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયોએ એકત્રિત થઇ ફરી પક્ષબળ કેળવ્યુ અને પૂ૦ મહો૦ શ્રી ભાનુચદ્રજી તથા સિદ્ધિચદ્રજીની લાગવગથી જહાગીર બાદશાહ પાસે 'વિજયદેવસૂરિજીને અને સર્વજ્ઞશતક ગ્રથને અપ્રમાણ કરવા અને મનાવવા, અથાગ પ્રયત્નો ચાલુ કર્યા!

તે પૂ૦ ઉપાધ્યાયોની વારવારની તેવી ભભેરણીથી ભોળવાઇને જહાગીર બાદશાહે પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ તથા પૂ૦ મહો૦ શ્રી નેમિસા૦ગણિ ઉપર તાકીદે હાજર થવાના ફરમાનો છોડ્યા અને તે બને પૂજ્યવરોને ભરચોમાસામાં વિહાર કરાવ્યો! પૂ૦ ભટ્ટારકશ્રી તથા મહો નેમિસાગરજી વાચકે માડવગઢ આવી જહાંગીર બાદશાહની સમક્ષ તે પૂ૦ પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયોની સાથે સતત શાસ્રાર્થ કરી તેઓને સખત પરાભવિત કરી

પૂ૦ ભટ્ટારકશ્રી વિજયસેનસૂરિજી મ૦ની જેમ જ આ પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજે પણ 'સર્વજ્ઞશતક' મહાગ્રંથને સાચો ઠરાવ્યો!

પૂ૦ ભ૦ શ્રીની તેમજ પૂ૦ મહો૦શ્રીની અસાધારણ વિદ્વત્તા, વાદશક્તિ, ચારિત્ર, તપ તેજ આદિથી પ્રસન્ન થઇને જહાંગીર બાદશાહે ક્રમે **'જહાંગીર મહાતપા'** તથા **'જગજીપક'**નાં બંનેને બિરુદ આપ્યા! તેમજ તે પ્રતિસ્પર્દ્ધી પક્ષની હાજરીમા જ 'સર્વજ્ઞશતક' ગ્રંથને હાથીની અંબાડીમાં પધરાવી બાદશાહી વાજીંત્રોના આડંબરપૂર્વક-માડવગઢમા પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજીનો વરઘોડો કાઢી માનથી ઉપાશ્રયે પધરાવવાનો માડવગઢના સંઘનાયક ચંદ્રપાલ આદિને આજ્ઞા કરી! એટલું જ નહિ; પરંતુ સાથોસાથ –'વિજયસેનસૂરિજીના ખરા પટ્ટધર આ૦ શ્રી વિજયદેવસૂરિજી જ છે, પણ કૂપમંડૂક જેવા વિજયતિલકસૂરિ પટ્ટધર નથી! એમ પણ જાહેર કર્યું!

## વારંવાર પરાભવિત થવા બાદ અંતે શાંતિ પકડી!

આ પ્રસંગે મહો૦ શ્રી સોમવિ૦ મહારાજની પરિસ્થિતિનું વર્ણન, 'ઉપા૦ શ્રી **નેમિસાગરગણિ નિર્વાણરાસ**'ના કર્ત્તા એક જ કડીમાં આ પ્રમાણે આપે છે કે–'કુટિલ કલંકી બાપડુ, દોષાકર એ ચંદ (સોમ); નારીમુખ ઉપમા લહી, દિન દિન થાયે મદ॥' એવી સખત નામોશીપૂર્વકની હાર પામવા છતા થોડા વર્ષો બાદ ફરી તે ઉપાધ્યાયપક્ષે સમાજમાં અશાંતિનું વાતાવરણ ખડું કરવા માંડ્યું! આથી પૂ૦ ભટ્ટારકશ્રીએ આગળ જણાવી ગયા તેમ સં૦ ૧૬૮૯મા પટ્ટક બહાર પાડી પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિની સમસ્ત માન્યતાઓને સત્ય તરીકે જાહેર કરવા પૂર્વક સર્વજ્ઞશતક ગ્રંથને પ્રમાણિક તરીકે ફરી જાહેર કર્યો જે આજ સુધી પ્રમાણિકગ્રંથ તરીકે જ રહ્યો છે.



## પ્રકરણ ચોથું

### પૂ૦ શાસનસ્તંભ મહો૦ શ્રી ધર્મસા૦ગણિના વિદ્વાન શિષ્યો.

પૂ૦ ઇતિહાસવેત્તા મુનિશ્રી દર્શનવિ૦ કૃત–'**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ના પચાવનમા પ્રકરણના પૃ૦ ૭૪૪ થી ૭૭૦ સુધીમા પૂ૦ મહોપાધ્યાય શાસનસ્તંભ શ્રી ધર્મસાગરજી ગણિવર્યોના વિદ્વાન્ શિષ્ય–પ્રશિષ્યોની પરંપરા નીચે મુજબ આપેલી છે

### (૧) મહો૦ ધર્મસાગર ગણિની શિષ્યપરંપરા.

**૫૬–મહો૦ ધર્મસાગર ગણિવર.**

**૫૭–ઉપા૦ વિમલસાગર ગણિ**–મહો૦ ધર્મસાગરગણિવર સં૦ **૧૬૧૬** મા મેડતામાં ચાતુર્માસ રહ્યા હતા ત્યારે તે તેમની સાથે હતા તે દીક્ષામાં મહો૦ લબ્ધિસાગર ગણિથી મોટા હતા પણ ઉપાધ્યાય તરીકે તેમનાથી નાના હતાં મહોપાધ્યાયજીએ [સં૦ ૧૬૧૭માં ચર્ચા કરવાને બદલે જેસલમેરથી નાસી છૂટેલા ખરતરના] ઉપા૦ ધનરાજગણિની પાછળ પાટણ મોકલ્યા [૩૭]**લબ્ધિસાગર ગણિના સ્વર્ગગમન પછી** સ૦ ૧૬૫૫માં તેમને ઉપાધ્યાય બનાવ્યા હતા એટલે તે ઉપાધ્યાય પદવીમા નાના હતા

**૫૮–ઉપા૦ પદ્મસાગરગણિ**–મહો૦ ધર્મસાગર ગણિવરે તેમને સ૦ ૧૬૧૬ મા જાલોરમાં દીક્ષા આપી તે પ્રખર વિદ્વાન, મોટા વાદી, શીઘ્રકવિ અને હાજરજવાબી શક્તિવાળા હતા.

જગદ્ગુરુ આ૦ હીરવિજયસૂરિએ સ૦ ૧૬૨૮ના ફા. શુ ૭ને સોમવારે અમદાવાદના અહમદપરામાં મૂલાશાહ શેઠના ઉત્સવમા આ૦ વિજયસેનસૂરિને **આચાર્ય**, ઉપા૦ વિમલહર્ષને **મહોપાધ્યાય**, મુનિ પદ્મસાગર ગણિ–મુનિ લબ્ધિસાગર ગણિ વગેરે ૬ ગણિવરોને **પંન્યાસ** બનાવ્યા.

---

૩૭ મહો૦શ્રી લબ્ધિસાગરજી ગણિ અંગેની પૂ૦ ત્રિપુટીજી મ૦ની આ વાત, તેમજ પેજ ૭૨૨ ઉપરની 'ભ૦ વિજયસેનસૂરીશ્વરે સ૦ ૧૬૫૩–૫૪ મા મ શુ ૫ના રોજ અમદાવાદમા તેમના વિદ્વાન શિષ્ય પં૦ લબ્ધિસાગર ગણિને ઉપાધ્યાયપદ આપ્યુ **તેઓએ ૧૮ મહિના ઉપાધ્યાયપદે રહી સ્વર્ગગમન કર્યું**, તે વાત ઇતિહાસવિરૂદ્ધ લખેલી છે કારણકે–સ૦ ૧૬૬૫નો કેશીંદગામનો શિલાલેખ, સ૦ ૧૬૬૫મા ઉ૦ શ્રી લબ્ધિસા૦ ગણિએ પ્રતિષ્ઠા કર્યાનુ જણાવે છે

તેમણે સિરોહીની રાજસભામાં ભટ્ટ નરસિંહને તથા ઈડરની રાજા [૩૮]કલ્યાણની રાજસભામાં વાદી બ્રાહ્મણોને હરાવ્યા.

**ગ્રંથો**–તેમણે પંન્યાસપદમાં સં૦ ૧૬૪૬ના બીજા મહા શુ. ૧૧ના રોજ માંડલમાં 'જગદ્ગુરુ કાવ્ય' શ્લોકબદ્ધ બનાવ્યું.

'પં૦ વિમલસાગરગણિ શિષ્ય ગણિ પદ્મસાગરે સં૦ ૧૬૫૭મા ભ૦ વિજયસેનસૂરિના રાજ્યમા મુનિ પ્રેમસાગરની વિનંતિથી 'ઉત્તરજ્ઝયણસુત્તની પાઈયટીકા'ની પ્રાકૃત કથાઓને સંસ્કૃતભાષામા ગ્રં. ૪૫૦૦ ઉતારી. (સં૦ ૧૬૫૭) (પૂના–જૈનપ્રશસ્તિસંગ્રહ, ભા૦ ૩જો પ્ર૦ સ૦ નં૦ ૬૮૪)

સં૦ ૧૬૩૩માં 'નયપ્રકાશ-સ્વોપજ્ઞટીકા' સાથે રચ્યો. યુક્તિપ્રકાશ-સટીક, પ્રમાણપ્રકાશસટીક. [સ ૧૬૩૪], શીલપ્રકાશ [સં ૧૬૩૪], યશોધર નૃપચરિત્ર [સં. ૧૬૪૫] ધર્મપરીક્ષા, તિલકમંજરી-પદ્ય, તિલકમંજરી-ટીકા, ગ્ર. ૮૦૦૦ અને અજારાપાર્શ્વનાથ-સ્તવન શ્લો. ૫ વગેરે ગ્રંથો રચ્યા.

પં૦ પદ્મસાગરગણિ શિષ્ય **પં૦ ગુણસાગરગણિએ** હસ્તિનાપુર મંડન ભગવાન શાતિજિનવિનતિ ગુજરાતી કડી ૨૧ [૩૯]બનાવી.

**૫૯–મહો૦ કુશલસાગરગણિ**–તેમના બીજા નામ પં૦ કુમારસાગરગણિ અને પં૦ કુલસાગરગણિ પણ મળે છે તે બચપણમા સાધુ થયા હતાં. તે વિદ્વાન હતા, મોટા વાદી હતા અને જ્ઞાનગંભીર હતા. ભ૦ વિજયસેનસૂરીશ્વર અને આ૦ વિજયદેવસૂરિ સાથે જ વિચરતા હતાં તે તથા તેમની પરંપરા સંવેગી હતી, તેથી [૪૦]યતિપણામા રહેવા છતા તે શુદ્ધ સંયમી હતા.

---

૩૮. પં૦ પદ્મસાગરગણિની આ વાત અંગે મહો૦ શ્રી ગુણવિ૦ગણિ કૃત 'તપાગણપતિગુણપદ્ધતિ' નામની (પટ્ટાવલીની) અનુપૂર્તિ નં૦ ૧મા–'तन्माहात्म्यहृष्टो राजाश्रीकल्याणमल्लनामा (चिंता-) मणिपाठिमहामट्टचट्टवेष्टितः प्रतिश्रयं प्राप्तस्तर्कवादमकारयत् । तदा तेषां सूरीणां पुण्योदयात् पार्श्ववर्त्तिभिर्वादिदर्पगरुडरत्नैः पंडितपद्मसागरगणिगीतार्थशिरोरत्नैरेव सर्वेपि मटास्तथा निर्जिता यथा लज्जिताः सतोऽहो गुरूणां गुरुतेति स्तुवतो राजेन्द्रमुख्या· स्वाश्रय प्रापु । तदा तत्र महती प्रभावना जाता' એ પ્રમાણે ઉલ્લેખ છે.

૩૯ "પદ્મસાગર શિ **રાજસુંદરે** વટપદ્ર (વડોદરા)ના દાદા પાર્શ્વપર ૪૫ શ્લોકમા એવા સ્તવનની રચના કરી કે–જેના દરેક શ્લોકનુ ચોથું ચરણ, ભક્તામરસ્તોત્રના દરેક શ્લોકનુ પ્રથમ ચરણ તરીકે આવે (વે ન ૧૮૦૯)" (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ-પારા ૮૮૫)

૪૦. જે **મહો૦ શ્રી કુશલસાગરજી ગણિ**, 'વિજયપ્રશસ્તિકાવ્ય'ના કર્તાના ગુરુ ઉ૦ શ્રી કમલવિ૦ના વાચકપદે હતા, જેમને આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ તથા વિજયદેવસૂરિજી મ૦

(અનુસંધાન પૃષ્ઠ ૧૬૬ ઉપર)

તેમણે સં૦ ૧૬૬૨ માં 'ઉપદેશસાર–સટીક' બનાવ્યો. તેમાં ઘણી ઐતિહાસિક અનુશ્રુતિઓ આપી છે આ ગ્રંથમાં તેમણે પ્રાકૃત–સંસ્કૃત–અપભ્રંશ અને જૂની ગુજરાતી ભાષાના કવિતો વગેરે પણ આપ્યા છે આચાર્યશ્રીએ તેમને ઉપાધ્યાયપદ આપ્યું હતું.

મહો૦ નેમિસાગરગણિએ સાગરમતના ૩૬ 'બોલ'ની નવી પ્રરૂપણા કરી તે પ્રરૂપણાને તે (ઓ) પ્રમાણિક માનતા ન હતા. **તે સંવેગરંગથી રંગાયા હતાં.**

સુરતના નવાબે સં૦ ૧૬૮૭માં સુરતમાં ભ૦ વિજયદેવસૂરિને 'સર્વજ્ઞશતક સટીક' પ્રમાણિક છે કે નહિં' એ બાબતે રાજસભામાં જાહેર શાસ્ત્રાર્થ કરવા વિનતિ કરી હતી.

**શાસ્ત્રાર્થ**–ભ૦ વિજયદેવસૂરિએ આ શાસ્ત્રાર્થમા પોતાના **પ્રતિનિધિ** તરીકે **મહો૦ કુશલસાગરગણિ** અને પં૦ લાભકુશલગણિને મોકલ્યા હતાં

આ૦ રાજસાગરસૂરિએ શાસ્ત્રાર્થ કરવા માટે પોતાના તરફથી પં૦ [41]સત્યસૌભાગ્યગણિને નિયુક્ત કર્યા હતા શાસ્ત્રાર્થનુ સ્થાન રાજસભા હતું અને મધ્યસ્થ તરીકે સાગરશાખાના જૈનોની માગણી મુજબ નવાબ માજરમાલિક હતાં તથા બીજા વિદ્વાન બ્રાહ્મણો, બીજા પંડિતો તથા મુસલમાનના કાજી-ફકીર વગેરે હતા. બીજા જૈન–જૈનેતર શ્રોતાઓ વગેરે હતા.

સુબાએ શાસ્ત્રાર્થનો પ્રારંભ કરવા જણાવ્યું પં૦ સત્યસૌભાગ્યગણિએ પ્રથમ ફારસીમાં પાંચ ફકરા લખી સૌની સામે મૂકયા ઉ૦ કુશલસાગરગણિએ તેની સામે 'સર્વજ્ઞશતક'માંથી વિસંવાદી ૯ બોલ ગોઠવી ફારસીમાં લખી સૌની સામે મૂકયા અને પંન્યાસજીને જણાવ્યું કે–'આ બોલોને શાસ્ત્રના આધારપાઠો આપી સાચા કરી બતાવો '

પં૦ સત્યસૌભાગ્યગણિ આ બોલ વાચી મૌન બની રહ્યા સર્વસભ્યો અને સૌ પ્રેક્ષકોએ જાહેર કર્યું કે–પં૦ સત્યસૌભાગ્યગણિ હારી ગયા ઉપા૦ કુશલસાગરગણિ સાચા ગણાયા અને આ૦ શ્રી વિજયદેવસૂરિ જીત્યા એવી ખ્યાતિ પ્રસરી

---

**( અનુસધાન પેજ ૧૬૫નું ચાલુ )**

બહુમાન આપતા હતા, જેમને વિજયદેવસૂરિજી મહારાજ, પોતાના **પ્રતિનિધિ** તરીકે લેખકના કહેવા પ્રમાણે સુરતમા વાદ કરવા મોકલે છે, તે મહોપાધ્યાયશ્રી અંગે **'યતિપણામાં રહેવા છતાં શુદ્ધસયમી હતાં'** એ પ્રમાણે કલમ ચલાવતા પહેલા તે અગેનો ઐતિહાસિક પૂરાવો પૂ૦ ત્રિપુટીજીએ આપવો જરૂરી હતો.

૪૧ જે રાજસાગરસૂરિજી ( મહો૦ શ્રી મુક્તિસા૦ ) મહારાજ, રાજસભા આદિમા અનેક વખત પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાયોને ચૂપ કરવાપૂર્વક પણ 'સર્વજ્ઞશતક' ગ્રથને પ્રમાણિક ઠરાવી શકે છે તે પોતે પૂ ત્રિપુટીજીના કથનાનુસાર ત્યા જ હાજર હોવા છતા શાસ્ત્રાર્થ કરવા આવે નહિ અને પોતાના પ્રતિનિધિ તરીકે સત્યસૌભાગ્ય ગણિને મોકલે, તે વાત કયો સુજ્ઞપુરૂષ સ્વીકારે ?

ભ૦ રાજસાગરસૂરિ તે સમયે ત્યાં હાજર રહ્યા.

(ઐતિહાસિક રાસસંગ્રહ ભા૦ ૪ નિરીક્ષણ પૃ ૩૯–૪૦; ઇતિ૦ પ્રક. ૫૫ પૃ ૭૬૮ સુરતમાં શાસ્ત્રાર્થ[૪૨])

મહો૦ કુશલસાગરગણિના ન૦ ૬૦ મા શિષ્ય **પં૦ વિજયસાગર ગણિએ** પુર ગામમા શેઠ વીર ભણશાળીને ભણવા માટે 'મહાવીરજિનસ્તોત્ર' શ્લોક ૨૮ રચ્યું.

**૬૦ પં૦ ઉત્તમસાગરગણિ**–તેઓ [૪૩]સંયમમાં શિથિલ બન્યા. સં. ૧૭૫૮ માં સ્વર્ગવાસી બન્યા તે તપાગચ્છ વિજયદેવસૂરિસંઘ સાગરશાખાના ભ૦ ઉદયસાગરસૂરિની આજ્ઞામા હતા

**૬૧–પં૦ ન્યાયસાગરગણિ**–"અસમાન ગુમાન કરત જગમેં, સોહી 'ગુમાન' કથિર જ્યું ગાયો; ઉદેપુર લોક વિલોકત કોક જ્યું, બાગર નાગર હૈ જ્યું વાર્યો; શાંતિવિજય બુધ **ન્યાયપયોનિધિ**, આગમ તર્ક વિવાદ વિચાર્યો, ગામ **ધુલેરમેં** આદિમદેવ હજૂર, દિગંબરનાયક હાર્યો ॥ ૧ ॥"

ભિન્નમાલના રાવ અજીતસિંહ રાઠોડના રાજ્ય પહેલાં (સં. ૧૭૫૧ થી૧૭૮૧) **શા' મોટા શાહ** ઓસવાલની પત્ની **રૂપાદેવીએ** એક મધ્યરાતે સ્વપ્નમાં આંબો જોયો, અને વિ. સં. ૧૭૨૮ ના શ્રા શુ ૮ની ઘડીઓ પૂરી થયા બાદ ૯મીના ભોગ કાળમા ગુરુવારે અનુરાધા નક્ષત્રમા મધરાત પછી બ્રાહ્મયોગમા પુત્ર **નેમિદાસને** જન્મ આપ્યો.

તેના ઘરમા ઘરદેરાસર હતું. તે નેમિદાસના કાકાએ પં૦ ઉત્તમસાગરગણિને તે નેમિદાસ વહોરાવ્યો, પ૦ ઉત્તમસાગરગણિએ તેને દીક્ષા આપી, અને તેનું નામ **મુનિ ન્યાયસાગર** રાખ્યુ

શ્રી ન્યાયસાગરે વ્યાકરણ, ન્યાયગ્રંથો આ૦શ્રી હરિભદ્રસૂરિ અને મહો૦ શ્રી યશો-

---

૪૨. આ સુરતની શાસ્ત્રાર્થ અંગેની વાતનો, ઐતિ૦ રાસસંગ્રહ ભા. ૪ ના '**નિરીક્ષણ**'ના પૃ ૩૮ થી ૪૨ ઉપર પરિશિષ્ટ ઘ તરીકે '**સુરતમાં થયેલી સાગર–વિજયની ચર્ચા સંબંધી પત્ર**' છપાએલ છે તેમાની વિગતોની અસત્યતા વગેરે અંગે આ જ ગ્રંથમા અગાઉ વિસ્તારથી જણાવેલ છે

૪૩ પ ઉત્તમસાગરગણિએ સ ૧૭૧૨ ના વૈ શુ ૩ ને ગુરૂવારે પોરબંદરમાં ૬૫૦ ગ્રંથાગ્ર પ્રમાણ 'ત્રિભુવનકુમારરાસ'ની રચના કરી છે

આ પ ઉત્તમસાગરગણિ માટે પણ મહો શ્રી કુશલસાગરગણિની જેમ 'તેઓ સંયમમાં શિથિલ બન્યા' એ પ્રમાણે પૂ ત્રિપુટીજી મહારાજ, આધાર આપ્યા સિવાય લખેલ છે! તો પ્રશ્ન છે કે–આમ આધાર વિહોણું લખાણ કરવા પાછળ પૂ ત્રિપુટી મ૦નો 'સાગર ગચ્છના ગીતાર્થ મુનિઓ યતિ જેવા હતાં' એવી લોકમાનસ ઉપર છાપ ઉપસાવવાનો આશય તો નથી ને?

વિજયજીગણિવર વગેરેના ન્યાયગ્રંથોનો અભ્યાસ કર્યો. તેમની ઉંમર ૩૦ વર્ષની થતાં પં૦ ઉત્તમસાગરજી મહારાજે આશરે સં૦ ૧૭૫૮ માં સ્વર્ગગમન કર્યું

પં૦ શાંતિવિજયજી વગેરે ૬૦ ઠાણા ધૂલેવાતીર્થ [કેશરીઆજી] ની યાત્રાએ આવ્યા **પં૦ ન્યાયસાગરે** ત્યા દિગંબર ભટ્ટારક **નરેન્દ્રકીર્ત્તિ**ને હરાવ્યો. તથા ઉજ્જૈનમાં અને સિદ્ધપુરમા તેમજ અમદાવાદમા જિનપ્રતિમાવિરોધી ઢુંઢીયાને પણ હરાવ્યા હતાં

મંદસેરના **નવાબે** તેમનુ નિમિત્તજ્ઞાન સાચુ જાણી તેમની પાસે ધનની થેલી મૂકી લેવા વિનંતી કરી. પં૦ ન્યાયસાગરે સં૦ ૧૭૬૩ માં તે ન લેતા શુદ્ધસંયમી જીવન પાળવા ક્રિયોદ્ધાર કર્યો

તેમણે અમદાવાદથી વિહાર કરી શત્રુંજય, ભાવનગર, ઘોઘા, ગિરનાર, આબુ, અચલગઢ, તારંગા, પાટણ, અંતરીક્ષજી, ઔરંગાબાદ, બુરાનપુર, સુરત, જંબૂસર, ખંભાત નવાનગર વગેરે સ્થાનોમા વિહાર કરી યાત્રાઓ કરી, ઉત્સવ–મહોત્સવ–પ્રતિષ્ઠા વગેરે કરાવ્યા.

તેમને-(૧) મણિસાગર, (૨) ઉદયસાગર, (૩) ધીરસાગર અને (૪) જયસાગર એમ ચાર શિષ્યો હતા. આ સિવાય (૫) વીરસાગર શિષ્યનું નામ પણ મળે છે.

તેઓ નવાનગરથી વિહાર કરી કોઠ–ગાંગડ પધાર્યા અહિં તેમની તબિયત બગડી. આથી અમદાવાદના જૈનોએ ત્યાં જઈ તેમને અમદાવાદ લાવી, લુવારની પોળના ઉપાશ્રયે પધરાવ્યા. ત્યા પણ તેમની તબિયત વધુ બગડી. ચાર શિષ્યો તેમની સાથે હતાં.

પં૦ ન્યાયસાગરે સં૦ ૧૭૯૭ના ભા૦ વ૦ ૮ની સવારે (ઉષ કાળે) અમદાવાદના લુવારની પોળના ઉપાશ્રયમા સ્વર્ગગમન કર્યું. સંઘે તેમની માંડવી બનાવી. 'કદમપુરાની વાડીમાં' અગ્નિસંસ્કાર કર્યો

મહો૦ ધર્મસાગર ગણિવરના પટ્ટધર મહો૦ વિમલસાગર ગણિની પરંપરાના. . 'ન્યાયસાગર નિર્વાણરાસ' બનાવ્યો. [44] (જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય સંચય, રાસ નં૦ ૬ ઠ્ઠો, પૃ ૬૮ થી ૮૫)

**ગ્રંથો**-તેમણે ઘણાં ગ્રંથો રચ્યા છે. તે આ પ્રમાણે-(૧) સં૦ ૧૭૬૬મા 'સમ્યકત્વ-વિચારવાળું મહાવીરસ્તવન' (૨) સં૦ ૧૭૮૧મા ભરૂચમા 'પિંડદોષવિચારસજ્ઝાય' (૩) 'નિગોદવિચારવાળુ સ્તવન' (૪) સં૦ ૧૭૮૪ ના આ વ ૧૩ ના રોજ રાનેરમા '૩૬ રાગ–રાગણીવાળું મહાવીરસ્તવન' (૫–૬) બે જિનચોવીશીસ્તવનો (૭) સૂર્યમંડનપાર્શ્વજીન સ્તવન (૮) આઠમનું સ્તવન વગેરે રચ્યાં છે તેમના સ્તવનો લોકપ્રિય બન્યા છે

---

૪૪ ઐતિહાસિક નોધ પ્રમાણ પૌર્ણમીયકગચ્છીય આ૦ શ્રી ભાવપ્રભસૂરિ શિષ્ય શ્રી પુણ્યરત્નનો (સં૦ ૧૭૯૭ ના આસો વદિ ૫ રવિવારે) બનાવેલ 'ન્યાયસાગરનિર્વાણરાસ' પણ ઉપલબ્ધ થાય છે

[ તદુપરાત (૯)-વીશી, (૧૦) સં૦ ૧૭૮૪ માં દિવાલીદિને 'બારવ્રતરાસ' પણ રચેલ છે. ]

ઉપા૦ સહજસાગરગણિની શિષ્યપરંપરામાં તેમના ક્રિયોદ્ધારનો પ્રભાવ પડવાથી સંવેગી તપાગચ્છ સાગરશાખાની શ્રમણપરંપરા ચાલી હતી. ( જુઓ ઇતિ૦ પ્રક૦ ૫૮, સાગરગચ્છપરંપરા )

પં૦ ન્યાયસાગર ગણિના શિષ્ય **મુનિ વીરસાગરે** સં૦ ૧૬૯૬ [૪૫]અથવા સં૦ ૧૭૯૬ માં કા૦ શુ૦ ૧૧ ના રોજ ઘાંઘાણી તીર્થમાં શ્રી નવકાર રાસ લખ્યો. ( શ્રી પ્રશસ્તિ સંગ્રહ ભા૦ ૨ પ્રશ૦ નં૦ ૭૮૮ )

**૬૨-પં૦ જયસાગરગણિ** તેમણે ૧૮૦૧માં [ અષાડ વદ ૫ બુધવારે અમદાવાદ જમાલપુરવાડા ] મા તીર્થમાલાસ્તવન બનાવ્યું. **પં૦ વૈરાગ્યસાગરગણિ** સં. ૧૭૨૫મા આગરામા હતા.

**૬૩-પં૦ રાજેન્દ્રસાગરગણિ** તેમણે સ. ૧૮૬૦ના અષાડ શુદિ ૧૦ને સોમવારે ભરૂચમા મુનિ ઉદયપ્રભના શિષ્ય પ૦ ધર્મનિધાનની પ્રાકૃત 'ચતુર્વિંશતિજિન સ્તુતિ' ગાથા ૨૮ની પ્રતિ લખી હતી

## (૨) મહો૦ ધર્મસાગર ગણિની શિષ્ય પરંપરા.

**૫૬-મહો૦ શ્રી ધર્મસાગર ગણિવર.**

**૫૭-મહો૦ શ્રી લબ્ધિસાગરગણિ**-મહો૦ ધર્મસાગરગણિએ સં. ૧૭૧૭-૧૮માં અહિમનગરમાં દીક્ષા આપી ભ. હીરવિજયસૂરિએ સં ૧૬૨૮ના ફા. શુ ૭ને સોમવારે અમદાવાદના અહમદપરામાં શેઠ મૂલાશાહના ઉત્સવમા પં૦ વિજયવિમલને ઉપાધ્યાયપદ, આ૦ વિજયસેનસૂરિને આચાર્યપદ, ઉ૦ વિમલહર્ષને મહોપાધ્યાયપદ તથા મુનિ પદ્મસાગર ગણિ, મુનિ **લબ્ધિસાગર ગણિવર** વગેરે ૬ જણને પન્યાસપદ આપ્યાં.

પં લબ્ધિસાગરે ( અથવા[૪૬] ઉપા. વિમલસાગરે ) સ. ૧૬૬૫માં કેકિંદમાં નાપા

૪૫ અહી 'પ્રશસ્તિ સગ્રહ'ના ૭૮૮ નબરના લેખનો ઉલ્લેખ પોતે જ કરે છે તેમ જ 'જૈન ગૂર્જર કવિઓ' ભા૦ ૩, ખડ ૧, પેજ ૬૫૮-"આ કવિકૃત સ૦ ૧૬૯૬ કા૦ શુ૦ ૧૧ ગણિ ન્યાયસાગર શિ૦ વીરસાગર લિ૦ ગધાણીનગરે લિ૦ ગો૦ ના૦" એ પ્રમાણેનો સ્પષ્ટ ઉલ્લેખ જાણવા છતા ત્રિપુટીજીએ **'સ૦ ૧૬૯૬ અથવા સ૦ ૧૭૯૬ માં'** એમ ૧૦૦ વર્ષની ફેરફારવાળા સંવતનો ઉલ્લેખ કર્યો તે શુ તેમની ઇતિહાસજ્ઞતા સૂચવે છે?

૪૬ '૧૬૬૫ का० शु० केकींदग्रामे देवसूरिनिदेशेन लब्धिसागरैः प्रति० विजयकुशल सहजसा० जयसा०' એ પ્રમાણેના લેખમા મહો૦ શ્રી લબ્ધિસા૦ ગણિએ પ્રતિષ્ઠા કરી હોવાનુ સ્પષ્ટ

( અનુસંધાન પેજ ૧૭૦ ઉપર )

ઉછતવાળ ઓશવાલના ભ૦ આદિ જિન પ્રસાદની ભ૦ વિજયદેવસૂરિની આજ્ઞાથી પ્રતિષ્ઠા કરી[૪૭] (–જિનવિ૦ લેખસંગ્રહ, લેખાંક ૩૭૭ પ્ર૦ ૬૦)

ભ૦ હીરવિજયસૂરિએ સ ૧૬૪૮ મા મહો૦ ધર્મસાગરની 'તપગચ્છ પટ્ટાવલી' ની[૪૮] પરીક્ષા કરવા ગીતાર્થોની તપાસ સમિતિ નીમી હતી તેમાં પ૦ લબ્ધિસાગર ગણિ પણ એક હતા આ વિજયસેન સૂરિએ સં૦ ૧૬૫૩ના મહાસુદિ ૫ને રોજ અમદાવાદના અકમીપુરામાં શેઠ ભોટા શવજીના જિનાલયના પ્રતિષ્ઠા મહોત્સવમાં તેમને ઉપાધ્યાય પદ આપ્યુ હતુ તે એક દિવસે આ૦ વિજયદેવસૂરિને સાબરમતી વળાવવા ગયા અને ત્યાથી પાછા ફરતા[૪૯] ઠંડી લાગવાથી બીમાર પડ્યા. તેઓ ૬ મહિના ઉપાધ્યાય પદવી ભોગવી કાળ ધર્મ પામ્યા

---

**( અનુસંધાન પેજ ૧૬૯નું ચાલુ )**

જણાવવા છતાં ત્રિપુટીજીએ '**અથવા ઉ. વિમલસાગરે**' એ શબ્દો 'વિજયતિલકસૂરિરાસ'ના આધારે પોતે પણ જે '૧૮ મહિના ઉપાધ્યાય પદ ભોગવ્યુ' એમ લખ્યુ તે બરાબર છે, તેવું સિદ્ધ કરવા માટે જ લખ્યુ જણાય છે

૪૭ '**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ' પારા ૮૯૪**–'ધર્મસાગર ઉ૦ના શિષ્ય લબ્ધિસાગરે ખરતરગચ્છવાળા સાથે ચર્ચા કરવા માટેના પ્રશ્નોનો નિબંધ લખ્યો છે (પુરાતત્વ, પુ૦ ૩ અંક ૪, લેખ નામે–જૂની ગુજરાતીમા એક ઐતિહાસિક ચર્ચા)' તેમજ **પારા ૯૦૮**–'+++ધર્મસાગરના શિષ્ય લબ્ધિસાગરે ચાર બોલ ચર્ચાની ચોપાઈ [બનાવી છે]'

૪૮ 'સશોધિત્તા'નો 'સંશોધન કરી' એમ અર્થ કરવાને બદલે 'પરીક્ષા કરવા માટે' એમ ત્રિપુટીજીએ જે અર્થ કરેલ છે તે 'તેમના બનાવેલા પુસ્તકોની પરીક્ષા તેમના જ ખુદ શિષ્યો પણ કરતા હતા' એવું જણાવવા માટે છે અને તેથી ત્રિપુટીજીનુ આ લખાણ, મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિ પ્રતિના પૂર્વગ્રહનુ સૂચક પણ છે

૪૯ કવિ દર્શનવિ૦ના–'નદીમાહિ લૂ લાગી ઘણી, તેથી પરભવિ પુહતા સુણી' એ કથનાનુસાર ગ્રીષ્મ ઋતુના પ્રચંડતાપ અને 'લૂ'ના કારણે પૂ૦ મહો શ્રી લબ્ધિસા૦ ગણિનો સ્વર્ગવાસ થયાનુ સ્પષ્ટ હોવા છતા 'ઠંડી લાગવાથી બીમાર પડયા' એ મુજબ ત્રિપુટીજીએ કયા ઐતિહાસિક પુરાવાના આધારે જણાવ્યુ હશે ? તેમજ–

આ જ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦૩ના પે ૭૨૨ ઉપર તે જ ત્રિપુટીજીએ 'તેઓએ ૧૮ મહિના ઉપાધ્યાયપદે રહી સ્વર્ગગમન કર્યું, તેમ જણાવ્યુ ! ઉપરના પેરામા 'પ૦ લબ્ધિસાગરે (અથવા ઉ૦ વિમલસાગરે) સ ૧૬૬૫માં +++ પ્રતિષ્ઠા કરી, એમ લખીને પૂ મહો શ્રી નેમિસા ગણિનો ઉપાધ્યાય પદવીનો કાળ ૧૭ વર્ષનો ગણાવેલ છે ! જ્યારે અહિં 'તેઓ ૬ મહિના ઉપાધ્યય પદવી ભોગવી કાળધર્મ પામ્યા'નુ જણાવે છે ! આમ ત્રિપુટીજીની ભિન્નવાકયતા પણ કયા ઐતિહાસિક પૂરાવાના આધારે હશે ? ત્રિપુટીજી મની આવા પ્રકારની ફેંકાફેંક શું ઇતિહાસનું રૂપ આપી શકાય ખરૂ ? સુજ્ઞો વિચારે

**૫૮- ઉપા૦ નેમિસાગર ગણિ** ઉ૦ રાજસાગરગણિ. તે બંને [૫૦]સિરપુર નગરના **શેઠ દેવીદાસ** અને તેની પત્ની **કોડિમદે**ના પુત્રો હતા મહો૦ ધર્મસાગર ગણિએ કોડિમદેને તથા તે બનેને દીક્ષા આપી. પં. લબ્ધિસાગરગણિના શિષ્યો બનાવ્યા. તેઓના નામ **મુનિ નેમસાગર** અને **મુનિ મુક્તિસાગર** રાખ્યાં બંને ભાઇઓ બુદ્ધિમાન્, વિદ્વાન્ અને વાદી હતા.

મુનિ મુક્તિસાગરનો સ૦ ૧૬૩૭ માં જન્મ થયો હતો તેમનું ગૃહસ્થપણાનું નામ **મેઘજી** હતું. તે નાની ઉંમરમા સાધુ બન્યા હતા તેથી વધુ તેજસ્વી હતા. તેમને **પદ્માવતીદેવીની** સહાય હતી સંભવ છે કે તેમનું બીજુ નામ [૫૧]**ભક્તિસાગર** પણ હોય! ત્રીજુ નામ [૫૨]**પં૦ રાજસાગર** તો હતું જ.

પોર્ટુગીઝ પાદરી પીનહુરોએ તા ૯-૧૧-૧૫૯૫ના રોજ પોતાના દેશમા પત્ર લખ્યો હતો. તેમા લખ્યું હતું કે 'મે જૈનવ્રતી સાધુઓને ખંભાતમાં જોયા હતા. તેઓમાં ૮-૯ વર્ષની ઉમરના છોકરાઓ પણ જોયા કે-જેઓ દેવ જેવા લાગતા હતા. તેઓ હિંદુસ્તાનના નહીં, પણ યુરોપના હોય તેવા લાગતા હતા આટલી નાની ઉંમરમાં તેમના માતા-પિતા તેમને ધર્મને નામે અપર્ણ કરી દે છે.'

(ડો વિન્સેન્ટ સ્મીથનું 'અકબર' તથા પ્રક૦ ૪૪ ફ્. નં ૮ પૃ. ૧૨૯ થી ૧૩૪ તથા 'સૂરીશ્વર અને સમ્રાટ'માંથી.)

એટલે કે આ૦ હીરવિજય સૂરિના પરિવારમા મુનિ મુક્તિસાગર, મુનિ કુશલસાગર મુનિ નંદિવિજય, મુનિ સિદ્ધિચંદ્ર, મુનિ કમલવિજય વગેરે તેમની જેવા બાલમુનિઓ

---

૫૦ 'ઉ. નેમિસાગર નિર્વાણરાસ' તથા અન્ય ઇતિહાસોમા 'સિંહપુર' નામનો સ્પષ્ટ ઉલ્લેખ હોવા છતાં ત્રિપુટીજીએ અહિં 'સિરપુર' નામ જણાવતા આ વિચાર્યું કેમ નહિ હોય કે કયા માલવ પ્રદેશના સિંહપુર ગામમા જન્મ થયો છે કે ખાનદેશ પ્રાંતના 'સિરપુર' ગામમાં?

૫૧. જહાંગીર બાદશાહના ફરમાન મુજબ મહો૦ શ્રી નેમિસા. ગણિએ જ્યારે રાધનપુરથી માંડવગઢ તરફ વિહાર કર્યો તે પ્રસંગનો ઉલ્લેખ કરતા 'ઉ નેમિસાગરગણિ નિર્વાણરાસ'મા જણાવે છે કે '**મુક્તિસાગર** પંડિત તિહાં, માનસાગર વલી બાલ-ગુ; પ્રમુખ મુનીસર મૂકિયા, કર્યો સંઘ સંભાલ ગુ સ ॥ ૬૫ ॥ વીર વીરસાગર સહી, **ભક્તિસાગર** બુધ સાથે-ગુ' એ પંક્તિ અનુસાર પં મુક્તિસાગરજી તથા પં ભક્તિસાગરજી ગણિ બને એક નથી; પણ પૃથક વ્યક્તિ હોવાથી પૂ ત્રિપુટીજીનું આ વિધાન, તેઓશ્રીની ઇતિહાસ વિષયક અનભિજ્ઞતાને વ્યક્ત કરે છે

૫૨. 'રાજસાગર' એવુ નામ સ્થાપન, આચાર્ય પદવી વખતે જ ભ પૂ આ. શ્રી વિજયદેવસૂરિજીએ કરેલ છે, નહિ કે-પન્યાસપદવી વખતે! આ વાતથી અનભિજ્ઞ રહેવાના પરિણામે ત્રિપુટીજીએ આગળ જતાં-"૧ સ ૧૬૪૧ના વૈ. શુ ૨ ને બુધવારે હીરવિજયસૂરીશ્વર યુગ પ્રધાનાવતારમાં માદલપુરમા એક પં રાજસાગરગણિ વિદ્યમાન હતા તે આ પં મુક્તિસાગરથી જુદા હશે" એ પ્રમાણે અર્થશૂન્ય ટિપ્પણી કરવી પડેલ છે

હતા. આ૦ વિજયસેનસૂરિએ સં૦ ૧૬૫૫માં એ બંનેને [૫૩]પંન્યાસપદ આપ્યું હતું.[૧]

કવિવર **પં૦ ક્ષેમવર્ધનગણિ** લખે છે કે—**પં૦ નેમસાગર** તથા **પં. મુક્તિસાગરગણિ** સુરતમા ચોમાસું હતા, ત્યારે સુરતમા શેઠ શાતિદાસ નામે મોટો ધનાઢય વ્યાપારી હતો; પણ તેને કોઈ સંતાન ન હોતું તેણે એક દિવસે ઉકત પંન્યાસોને કરગરીને વિનતિ કરી કે 'ગુરૂદેવ! આ સેવક પાસે ગુરૂદેવની કૃપાથી ધન છે પણ અંતરાયકર્મનો ઉદય છે કે—અમારા પછી તેને ભોગવે અને દાનપુણ્ય કરે એવો જીવ નથી' એટલે અમને કોઈ સંતાન નથી. ગુરૂદેવો કૃપા કરે તો આ અંતરાય કર્મ તૂટે અને આ શ્રાવકનુ ઘર આબાદ બની રહે.' આથી પંન્યાસોએ સં૦ ૧૬૬૦ના ભોયરામાં બેસી સર્વકાર્યસાધક ચિંતામણિમંત્રનો જાપ શરૂ કરી આરાધના કરવા માડી. વિધિપૂર્વક બલિબાકુલા, હોમ, આહૂતિ, આરતી સાથે જાપ કરવાથી છ મહિને સિદ્ધ થાય એવો એનો વિધિ હતો પંન્યાસોએ શેઠ શાતિદાસને જણાવ્યુ કે—'તમે છ મહિના પૂરા થતાં બીજે દિવસે સવારે અહિં આવી હાજર રહેજો'

અમદાવાદના શેઠ સહસ્રકિરણનો પુત્ર **શેઠ શાંતિદાસ ઝવેરી** સુરતમાં વ્યાપાર માટે અવાર નવાર આવતો, તે ધર્મપ્રેમી હતો. તે જ્યાં જાય ત્યા દેવદર્શન—ગુરૂ દર્શન વગેરે વિધિ કર્યા પછી પોતાનો ધંધો શરૂ કરતો. સુરતમા આવે ત્યારે સવારે પ૦ નેમિસાગરગણિ વગેરેના દર્શને બરાબર આવતો.

પન્યાસોએ ઉપરનો જાપ પૂરો કર્યો છ મહિના પૂરા થયા ત્યારે કુદરતે બન્યુ એવુ કે બીજા દિવસે સવારે જ બ્રાહ્મમુહૂર્તમાં (સુરતના શાતિદાસને બદલે) અમદાવાદનો **શાંતિદાસ ઝવેરી** પન્યાસોને વાંદવા આવ્યો પ મુક્તિસાગરગણિએ નામસામ્યથી તેને સુરતનો શેઠ શાનિદાસ સમજી ભોયરામા લઇ જઈ પોતાની સામે એક આસન ઉપર નિડગ બેસાડયો. પંન્યાસજીએ તેને કહ્યું કે—'જો ડરીશ નહી, ખડોલ બેસી રહેજે, ધરણેંદ્ર નાગના રૂપમાં તારી સામે તારા શરીરે ચડશે, જીભના લબકારા મારશે, ત્યારે તુ તારી જીભને નાગની જીભ સાથે મેળવી દેજે.' તો ધરણેન્દ્ર પ્રસન્ન થઈ તને વરદાન આપશે, તને રાજ્ય મળશે, ધનનો ભંડાર છલકાશે તને યશ મળશે'

**શાંતિદાસ ઝવેરી** ગુરુ કૃપા સમજી પન્યાસજીની સામે બેસી ગયો તે પંન્યાસજીએ જાપ શરૂ કર્યા ધરણેન્દ્ર નાગરૂપે આવી ઉભા પણ શાતિદાસને બીક લાગવાથી

---

૫૩ '(૧) સં૦ ૧૬૪૧ના વૈ૦ શુ૦ ૨ ને બુધવારે હીરવિજયસૂરીશ્વરયુગપ્રધાનાવતારમા માલપુરમા એક **પ૦ રાજસાગરગણિ** વિદ્યમાન હતા. તે આ પ મુક્તિસાગરથી જુદા હશે એ" પ્રમાણે પૂ. ત્રિપુટીજીએ અહિ જે ફુટનોધ કરી છે તે તદન અર્થહીન અને બીનજરૂરી છે, કારણકે આ પેરેગ્રાફમા પોતે જ મુક્તિસાગરજી ગણિનો પન્યાસપદનો કાલ સ. ૧૬૫૫નો જણાવે છે. એટલે સં. ૧૬૪૧મા વિદ્યમાન પ રાજસાગરગણિ તે બીજાજ હોય એ તો સહેજે સમજી શકાય તેમ છે

પોતાની જીભ બહાર કાઢી નહિ ધરણેન્દ્ર, તરત અદૃશ્ય થઇ ગયા પં૦ મુક્તિસાગરગણિએ કહ્યું-'શાંતિદાસ ! તે નાગની સાથે જીભ મેળવી હોત તો ખરેખર તું રાજા બનત. પણ તું ડરી ગયો, તે જીભ મેળવી નહિ. તેથી હવે તું રાજમાન્ય જ બનીશ.'

(-શેઠ શાંતિદાસનો રાસ)

**શાંતિદાસ ઝવેરી** સુરતથી અમદાવાદ થઇ આગરા ગયો ત્યાં **સમ્રાટ અકબરે** સં. ૧૬૬૧માં આગરામાં બધા ઝવેરીઓને પોતાના દરબારમાં બોલાવ્યા હતાં. શાંતિદાસ ઝવેરીએ સૌની વચ્ચે મોતીની પરીક્ષા કરી વ્યાજબી કિંમત બતાવી, બાદશાહ ખુશ થયો તેણે શાંતિદાસને મોટું માન સન્માન આપ્યું. એટલે શાંતિદાસ ઝવેરીને મોગલ દરબારમાં મોટી નામના મળી. '**બાદશાહી ઝવેરી**' તરીકેની પદવી મળી.

સમ્રાટ અકબરની એક બેગમ એક વાર **અમદાવાદ** આવી, શાંતિદાસ ઝવેરીએ તેની ખૂબ ખાતર બરદાસ્ત કરી. બેગમે પ્રસન્ન થઈ તેને પોતાનો **ધર્મભાઈ** બનાવ્યો. સમ્રાટ જહાંગીર જ્યારે હિન્દનો બાદશાહ બન્યો ત્યારે તે શાંતિદાસ ઝવેરીને 'મામા' કહી બોલાવતો. બા૦ જહાંગીરે તેને અમદાવાદનો **નગરશેઠ** બનાવ્યો અને ગુજરાતનો સુબો પણ બનાવ્યો [૫૪]

નગરશેઠ શાંતિદાસ સમજી ગયા કે આ ગુરૂદેવોની કૃપાનું ફળ છે. તેણે પં૦ નેમિસાગરગણિ અને પં૦ મુક્તિસાગરગણિને અમદાવાદ બોલાવી ભારે ઠાઠથી પધરાવ્યા.

---

૫૪ આ ઉપરાંત બધુમાં '**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ**'ના પારા ૮૩૩માં શ્રીયુત મો૦ દ૦ દેસાઇ લખે છે કે-"**શાંતિદાસ** શેઠ-આ સમયમાં એક રાજમાન્ય ઝવેરી અને પ્રતિષ્ઠિત આગેવાન થયા. એ અતિ શ્રીમંત, સાહસિક વેપારી હતા તેની શરાફી પેઢીઓ સુરતાદિ અનેક સ્થળે ચાલતી તેઓ ઓસવાળ જૈન અને સાગરપક્ષમાં હતા રાજ્યમા ઘણી લાગવગ હતી તેમણે જહાંગીરના રાજ્યમા સં૦ ૧૬૭૮ મા બીબીપુર (પ્રાયઃ અસારવા અને સરસપુર વચ્ચે) ચિંતામણી પાર્શ્વનાથનુ સુંદર ભવ્ય મંદિર બધાવવા માંડયુ અને તેમાં **મુક્તિસાગરને હાથે** સં૦ ૧૬૮૨ માં પ્રતિષ્ઠા થઈ **તે સ્થાપત્યના ઉંચા પ્રકારના નમુનારૂપ હતુ** શાહજહાંના અમલમા તેના ધર્માંધ પુત્ર **ઔરંગઝેબને** અમદાવાદની સૂબાગીરી અપાતાં તેણે મંદિરમાં મહેરાબ કરી (વટાળ કરી) એની મસ્જીદ કરી હતી (સં૦ ૧૭૦૦) વોરા લોકો એને સામાન લઈ ગયા હતા **આથી આખા ગુજરાતમાં હિંદુ અને મુસલમાનનુ બંડ થયું હતુ**. શાંતિદાસે શાહજહાંને અરજ કરતાં શાહજાદા દારાશિકોહના હાથનું એક ફરમાન મેળવ્યુ (હીઝરી ૧૦૫૮, સં૦ ૧૭૦૧) તેમાં જણાવ્યું હતુ કે-'મહેરાબો કાઢી નાખી, તે મંદિર શાંતિદાસને હવાલે કરવુ, તે તેને બક્ષવું અને તે કબજે રાખે ને પોતાના ધર્મ પ્રમાણે ભજન કરે તેમા કોઇ આડે ન આવે; તેમા રહેલા ફકીરોને કાઢી મૂકવા ને વોરા લોકો પાસેથી સામાન લઇ પાછો આપવો યા સામાનનો ખર્ચ લઇ પહોચાડવો"

અર્થાત શેઠ શાંતિદાસનુ આવા પ્રકારનુ માન-મહત્વ તથા મરતબો, મોગલ સલ્તનતમાં પણ હતો.

સાથો સાથ વિનંતિ કરી કે 'ગુરૂદેવ! આપની કૃપાથી મને સૂબાગીરી મળી છે. આ રાજ્ય તમારૂં છે, તે ગુરૂદક્ષિણામાં સ્વીકારો અને મને ઋણમુક્ત કરો.'

પંન્યાસજીએ ઉત્તર વાળ્યો કે 'શેઠ અમો માતા પિતા, ઘરબાર, માલ-મિલ્કત બધું છોડીને નીકળ્યા છીએ. તો અમે રાજ્યને શુ કરીએ? પરંતુ જો તમારે ખરેખર લાભ જ લેવો હોય તો ગચ્છનાયક ભ૦ વિજયસેનસૂરિને અમદાવાદ પધરાવી [૫૫]માન-સન્માનથી પ્રસન્ન કરી તેમના હાથે બંનેને ઉપાધ્યાયપદ અપાવો.'

નગરશેઠ શાંતિદાસ ઝવેરીએ ગચ્છનાયકને અમદાવાદ પધરાવી વિનંતિ કરી કે-'કૃપા કરી મારી એક ભાવના પૂરી કરો કે-બને પંન્યાસોને ઉપાધ્યાયપદ આપો' આ૦ વિજયસેનસૂરિએ સ૦ ૧૬૬૫મા અમદાવાદમા માત્ર પં૦ નેમિસાગરને **ઉપાધ્યાય પદવી** આપી.

શેઠે પાઘડી ઉતારી ગચ્છનાયકને ફરીથી વિનતિ કરી કે-'આપે મારી વિનંતિ સ્વીકારી તેટલા માટે હું મારા અહોભાગ્ય સમજુ છુ. 'હવે પં૦ મુક્તિસાગરજીને ઉપાધ્યાયપદવી પ્રદાન કરો' એથી મને પૂરો સંતોષ થશે"[૫૬]

ગચ્છનાયકે શાંતિથી કહ્યુ-'આ પદવી લહાણી કરવાની વસ્તુ નથી, કે ઘેર ઘેર અપાય' આમ ઉત્તર વાળી મૌન પકડ્યુ[૫૭]

આથી નગરશેઠને મનમા ખોટું લાગ્યુ અને મનથી નિર્ણય કર્યો કે-"[૫૮]હવે હુ

૫૫ પૂ ત્રિપુટીજીનુ આ લખાણ, ભ૦ગચ્છનાયકની તેમજ સમર્થ બને સાગરમહર્ષીઓની પણ લઘુતા કરનારૂં છે કારણકે-શું ગચ્છનાયક એવા હતા કે કોઈ તેઓને માન સન્માન આપે કે તરત ફુલાઇને પ્રસન્ન થઈ જાય? અને આ બને સાગરગીતાર્થો શુ પદવીના એવા લાલચુ હતા કે જેથી મોઢે ચડી માગણી કરી? પૂ ત્રિપુટીજીએ આ કલમ ચલાવીને ખરેખર કમાલ કરી નાખી!!

૫૬ પૂ ત્રિપુટીજીના લખવા મુજબ માન સન્માનથી પ્રસન્ન થનાર પૂ ગચ્છનાયક પાસે શાતિદાસ શેઠે બને પંન્યાસોને ઉપાધ્યાય બનાવવાની માંગણી મૂકયા છતાં ગચ્છનાયકે જ્યારે એકને જ ઉપાધ્યાય બનાવ્યા ત્યારે તે સામે શાંતિદાસ શેઠે કેમ કાંઇ વાંધો કે વિરોધ રજુ ન કર્યો? અથવા તો તે વખતે જ ગચ્છનાયકને વિનંતિ કરી પીગળાવ્યા કેમ નહી હોય? કે જેથી તે પદવી કાર્ય પત્યા બાદ અવસરે ફરી પાઘડી ઉતારીને વિનંતિ કરવાની સ્થિતિમા મૂકાવુ પડ્યું!

૫૭ માન સન્માનથી રીઝી જનારા ગચ્છનાયકે આ જવાબ દેતા પહેલા તેના પરિણામનો પણ કેમ કાંઇ વિચાર કર્યો નહિ હોય? અને આવો જવાબ, એ શુ શાતિપૂર્વકનો આપ્યો ગણી શકાય ખરો કે ઉદ્ધતાઇ અને બેપરવાવાળો ગણી શકાય? લાગે છે કે પૂ ત્રિપુટીજીએ પોતે જ આ સવાલ જવાબોની ગોઠવણી કરી હોય

૫૮ 'ઉપાધ્યાય, પંન્યાસને ઉપાધ્યાય ન બનાવી શકે અને આચાર્ય હોય તો જ ઉપાધ્યાય પદ આપી શકાય' એવું કોઈપણ ગ્રથમા વિધાન નથી જ! અને તેથી 'મહો શ્રી નેમિસા૦ ગણિને

( અનુસંધાન પેજ ૧૭૫ ઉપર )

ઉપા૦ નેમિસાગરને આચાર્ય બનાવીશ અને તેમના હાથે જ પં૦ મુક્તિસાગરને પણ 'ઉપાધ્યાય' બનાવી '**આચાર્ય પદવી**' અપાવીશ" ભટ્ટારક વિજયસેનસૂરિએ પં૦ મુક્તિસાગરને ઉપાધ્યાય બનાવ્યા નહિ. તેથી જ ભ૦ વિજયદેવસૂરિ પણ તેમને ઉપાધ્યાય બનાવતા ન હતા.

**ભ૦ વિજયદેવસૂરિ** સં૦ ૧૬૭૩ મા ખંભાતમા ચોમાસું હતા, ત્યારે ઉપા૦ નેમિસાગર ગણિ **રાધનપુર**મા ચોમાસુ રહ્યા હતા. એ સમયે આ૦ વિજયાનંદસૂરિના પક્ષવાળા મુનિવરોએ ભ૦ વિજયદેવસૂરિના વિરોધમાં બાદશાહ **જહાંગીર**ના કાન ભંભેર્યા બાદશાહે તે જ ચોમાસામા ચૈત્રાદિ સં૦ ૧૬૭૪ મા ભ૦ વિજયદેવસૂરિને એકદમ **માંડવગઢ** બોલાવ્યા. [૫૯]આથી ભ૦ વિજયદેવસૂરિ અને ઉપા૦ નેમિસાગર ગણિ સપરિવાર ગુજરાતથી વિહાર કરી જલદી માંડવગઢ પહોંચી ગયા એ વેળા ઉપા૦ નેમિસાગરની સાથે પં૦ વીરસાગર, પં૦ ભક્તિસાગર, પં૦ કુશલસાગર ગણિ, મુનિ પ્રેમસાગર, પં૦ શુભસાગર, પં૦ શાંતિસાગર, પં૦ ગુણસાગર વગેરે મુનિઓ પણ માંડવગઢ ગયા.

બાદશાહે બહુ ચીવટ રાખી ગંભીરપણે તપાસ કરી આચાર્યશ્રીની જીવનચર્યા, વિદ્વતા અને તપસ્યાની આકરી પરીક્ષા કરી બાદશાહે પોતાને પૂરો સંતોષ થતા આ૦ વિજયદેવસૂરિને મોટા ત્યાગી અને તપસ્વી છે, એમ દર્શાવનારૂં 'મહાતપા'નું માનવંતુ બિરૂદ આપ્યું તથા ઉપાધ્યાય નેમિસાગર ગણિને 'વાદિજીપક'ની પદવી આપી [૬૦]

---

**( અનુસંધાન પેજ ૧૭૪ નું ચાલુ )**

આચાર્ય બનાવ્યા પછી જ પં મુક્તિસા૦ગણિને ઉપાધ્યાય બનાવી આચાર્યપદવી આપવાનું' પણ રહેતુ નથી એટલે જો શાંતિદાસ શેઠે ધાર્યું જ હોત તો કરી પાઘડી ઉતારી ગચ્છનાયકને પીગળાવવા કરતા પૂ. મુક્તિ સા૦ ગણિને ઉપા૦ શ્રી નેમિસાગરજી ગણિના હાથે તે વખતેજ અથવા આસપાસના ગાળામા ઉપાધ્યાય બનાવી દીધા હોત' આમ છતા પૂ ત્રિપુટીજી, 'પોતાનામા બીજાના મનના ભાવો પણ જાણવાની જાણે શક્તિ છે, એવી ઢગતુ અને બધાયની લઘુતા કરનારૂં આવુ મનકલ્પિત લખાણ વાળું પ્રકરણ ખડું કરવા કેમ કટિબધ્ધ થના હશે?

૫૯ વિજયદેવસૂરિજીના જ વિરોધ અંગે જો બાદશાહ ભંભેરાયો હોત તો તે જહાંગીરે વિજયદેવસૂરિને જ હાજર થવાનું ફરમાન મોકલ્યું હોત અને તેથી માંડવગઢ વિજયદેવસૂરિજી મ૦ એકલા જ સપરિવાર ખંભાતથી પહોચ્યા હોત; પરંતુ મહો૦શ્રી નેમિસાગર ગણિને પણ જહાંગીરે જે ફરમાન મોકલ્યુ તે ન જ મોકલ્યું હોત. અને મહો૦ શ્રી નેમિસા૦ગણિ ભરચોમાસે રાધનપુરથી વિહાર કરી માંડવગઢ જે ગયા તે કયા પ્રયોજને ગયા? આ બધી મહત્વની બીના પૂ ત્રિપુટીજીએ ગોપવી છે જે તેમની જેવા ઇતિહાસકાર માટે લાછનરૂપ જ ગણાય

૬૦ વિજયદેવસૂરિજીમ૦ની ઉત્કટકોટિની જીવનચર્યા આદિથી રંજીત થયેલ જહાંગીર બાદશાહે 'મહાતપા'નું બિરૂદ તેઓશ્રીને આપ્યાનુ ત્રિપુટીજીએ જણાવ્યુ, તેની સાથોસાથ મહો૦ શ્રી નેમિસા

**( અનુસંધાન પેજ ૧૭૬ ઉપર )**

એ રીતે સૌનું [61]સન્માન કરી આગરાના સંઘવી ચંદ્રપાલને આજ્ઞા કરી સાથે મોકલી બાદશાહી વાજા ગાજા સાથે માનપૂર્વક ઉપાશ્રયે પહોંચાડયા આ રીતે એક બાદશાહે તેમનુ બહુ સન્માન કર્યું. બાદશાહને આ આચાર્ય ઉપર ઘણો પ્રેમ હતો. એ તેણે તે પછી ગચ્છનાયકને ગુ૦ સ૦ ૧૬૨૪ (૧૬૭૪)મા એક ભક્તિપત્ર લખી વ્યક્ત કર્યો હતો.

(–જુઓ પ્રક ૪૪, પેજ ૧૪૫ બાદશાહ જહાગીરનો પત્ર ફ. ન. ૧૩)

પરંતુ દીલગીરીની વાત છે કે–વાદીજીપક ઉપા૦ નેમિસાગર ગણિવર સં૦ ૧૬૭૪ના કા૦ શુ. ૧૦ના રોજ માંડવગઢમા કાળધર્મ પામ્યા અને ભ૦ ગચ્છનાયક ત્યાથી વિહાર કરી ગુજરાત પધાર્યા.

---

**(અનુસંધાન પેજ ૧૭૫નું ચાલુ)**

ગણિ ને 'વાદીજીપક' કે 'જગજીપક'નુ જે બિરૂદ આપ્યુ તે શા કારણથી આપ્યું? તે પણ નિષ્પક્ષપાતી ઇતિહાસકારની ફરજ અનુસાર આ સ્થળે જણાવવુ જોઇતુ હતું કે–

"પૂ. મહો૦ શ્રી સોમ વિ૦આદિ પ્રતિસ્પર્ધી ઉપાધ્યાયોએ બાદશાહ જહાંગીર સમક્ષ ફરીઆદ કરી કે–'સાગરોએ **સર્વજ્ઞશતક** નામનો ગ્રંથ બનાવી તેમાં જગદ્દગુરૂને અને તેમના વારસદાર પૂ. સેનસૂરિજીમ૦ને ગાળો દીધી છે–ભાડયા છે, તેમાં ઘણી ઘણી ઉંધી વાતો લખી છે અને તેવી જુઠી વાતો લખનાર તે સાગરનો પક્ષ વિજયદેવસૂરિજી કરે છે તેમજ તે ખોટા ગ્રંથને સાચો કહીને ઝઘડાઓ કરે છે! માટે કલેશના મૂળ રૂપ તે ગ્રંથને આપ હજુર અપ્રમાણિક તરીકે જાહેર કરો સાથોસાથ પૂ. હીરગુરૂ અને સેનસૂરિજીને બેવફા નીવડેલા વિજયદેવસૂરિને–'પાટના ખરા વારસદાર નથી, તે પણ જાહેર કરો કે–જેથી આ બધો કજીયો શાંત થઇ જાય' આવી ભંભેરણીથી ઉશ્કેરાયેલા બાદશાહ જહાગીરે બને પૂજ્યોને તાકીદે હાજર થવાના ફરમાનો છોડેલ!

આથી પૂ. દેવસૂરિજી મહારાજ ખંભાતથી અને પૂ. મહો. શ્રી નેમિસાગર ગણિ રાધનપુરથી ચોમાસામા માંડવગઢ આવ્યા અને જહાગીર બાદશાહની રાજસભામા તે પ્રતિસ્પર્ધિ ઉપાધ્યાયોને પંડિતપર્ષદા સમક્ષ વાદમા સદંતર નિરૂત્તર બનાવ્યા! એટલુ જ નહિ, પરંતુ જે ગ્રંથને બાદશાહ હસ્તક અપ્રમાણિક તરીકે જાહેર કરાવવો હતો તે 'સર્વજ્ઞશતક' ગ્રંથને **'પ્રમાણિક ગ્રંથ'** તરીકે સાબીત કરી આપ્યો! **પૂ૦ મહો૦ શ્રી નેમિસા૦ ગણિની** વાદ કરવાની આ અપૂર્વશક્તિથી પ્રસન્ન થયેલ બાદશાહે **'વાદિજીપક'**નુ બિરૂદ આપેલ" આ સત્ય ઇતિહાસ રજુ કરવાની ઇતિહાસકાર તરીકેની ફરજ પૂ. ત્રિપુટીજીએ, સાગર મહર્ષિઓ પ્રતિના અંતર્દ્વેષ તથા પૂર્વગ્રહને લઇને બજાવી નથી જે અતિશોચનીય છે.

૬૧ શુ જહાગીર બાદશાહે સૌનું સન્માન કરવા ખાતર જ ભરચોમાસામાં સાધુઓને વિહાર કરાવેલો? જો નહિજ તો પછી પૂ. ત્રિપુટીજી, સાચી વાત છુપાવીને આમ કઇ ઇષ્ટ સિધ્ધિ માટે ભીનુ સંકેલતા હશે?

**નોંધ** :–ઉપા૦ વિદ્યાસાગર ગણિવરના શિષ્ય ઋષિ [૬૨]પંચાયણ, તેમના શિષ્ય પં. કૃપાસાગરના શિષ્ય પં૦ તિલકસાગર ગણિએ સં૦ ૧૭૨૧ માં 'નેમિસાગર નિર્વાણરાસ' ઢાળ ૨૨ રચ્યો હતો.

હવે નગરશેઠ શાંતિદાસે નિર્ણય કર્યો કે-હવે તો સીધા પં૦ મુક્તિસાગર ગણિને જ ઉપાધ્યાય અને આચાર્ય બનાવવા

ભ૦ વિજયદેવસૂરિ સં. ૧૬૭૯ માં ખંભાતમા વિરાજમાન હતા એ અવસરે નગરશેઠ શાંતિદાસ ઝવેરીએ સુબાની સત્તા હાથમા લઈ અમદાવાદ આવેલા [૬૩]ખંભાતના શેઠને બળજબરીથી અતિથિ તરીકે રાખી નજર કેદ રાખ્યો અને તેની મારફત ભ૦ વિજયદેવસૂરિની પાસેથી પં મુક્તિસાગરગણિને ઉપાધ્યાય અને તે પછી આચાર્ય બનાવવાની પાકી કબૂલાત માગી. આથી ભ૦ વિજયદેવસૂરિ પાસેથી વાસક્ષેપ મેળવી પં૦ મુક્તિસાગરને સં૦ ૧૬૭૯મા ઉપાધ્યાય પદ અને તે પછી સં૦ ૧૬૮૬ ના જે૦ શુ૦ ૧૪ ને શનિવારે આચાર્યપદ આપવામા આવ્યું. [૬૪]આ૦ રાજસાગરે આ સમયે બીજા

૬૨ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ ના પેજ ૮૨૬ ઉપર 'પં૦ વાનરઋષિની વિમલ-પરંપરા જણાવી છે તેમા ૫૭ મી પાટે પં વિદ્યાવિમલ ગણિ ( ઉપા વિદ્યાસા. ગણિ), ૫૮ મહો. શ્રી સહજસાગર ગણિ જેમ જણાવ્યા છે તેમ ૫૮ મી પાટે **ઋષિ પંચાયણ** ( પં. સિહસા ગણિ ) જણાવેલ છે અને **તેમની પાટે ૫૯** કૃપાસા૦ ગણિને બતાવેલ છે **અર્થાત્** મહો૦ ધર્મસા૦ ગણિની પાટ પરંપરામાં નહિ; પરંતુ તેના **વિદ્યા શિષ્યો** તરીકેની પરંપરામાં થયા છે.

૬૩ પૂ૦ ત્રિપુટીજીએ આ વાત સ. ૧૮૭૦મા ક્ષેમવર્દ્ધને બનાવેલ '**શાંતિદાસ શેઠના** રાસ 'ના આધારે લખી છે; પરંતુ પ્રતિસ્પર્દ્ધિ નિર્નાયકગચ્છના ઉપાધ્યાયોએ ૧૭ મી સદીમા જે **અસત્ય** વાતો વહેતી મૂકેલી તે કર્ણોપકર્ણ શ્રુતિ આધારે **રાસકારે ૧૯** મી સદીના આ રાસમા ગુંથી છે. હકીકતે તો 'ભ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ સ્વહસ્તેજ મહો૦ મુક્તિ સા૦ ગણિને આચાર્ય બનાવ્યાનુ' ઇતિહાસથી નિ:શંક પૂરવાર થાય છે

૬૪ ઉપલબ્ધ ઇતિહાસ સ્પષ્ટ જણાવે છે કે-" મહો૦ શ્રી ધર્મસા૦ ગણિની પ્રરૂપણાઓનુ ઉ૦ શ્રી મુક્તિ સા૦ ગણિ જે મંડન કરતા હતા તે '**યોગ્ય અને શાસ્ત્રીય જ છે**' એમ ગચ્છ-નાયક શ્રી દેવસૂરિજી મહારાજે સ૦ ૧૬૮૬ ના જે૦ શુ ૦૧૩ શુક્રવારે પટ્ટક બનાવવા પૂર્વક જાહેર કર્યું'। **અને** તેના **વળતે જ દિવસે** તે જાહેરાત ઉપર મહોરછાપ મારવારૂપે પૂ૦ ઉપા૦શ્રીને આચાર્યપદ પ્રદાન સ્વહસ્તે કરીને દેવસૂરસંઘ પૂજ્ય તરીકે જાહેર કર્યા ! એટલુ જ નહી, પરંતુ સાથો સાથ (આ રાજસાગરસૂરિજીએ તો નહિ પણ) ભ૦ શ્રી વિજયદેવસૂરિજીએ જ બીજા ઉપાધ્યાયો બનાવી પોતાના દેવસુર ગચ્છની સાગર શાખાનો ચતુર્વિધ સંઘ ( નહિ, પણ શ્રમણસંઘ ) સ્થાપ્યો ! તેમ જ તે સંઘના **પ્રથમ ભટ્ટારક** તરીકે આ૦ શ્રી રાજસાગરસૂરિજીને જ સ્થાપન કર્યા !" આ સત્ય વાતનું પૂ૦ ત્રિપુટીજીની-'અને તેમના પહેલા ભટ્ટારક આ૦ રાજસાગરસૂરિને સ્થાપન કર્યા' એ અંતિમ પંક્તિ પણ ગર્ભિતરીતે **સમર્થન કરે છે** એટલે ત્રિપુટીજીનુ આ વિધાન, કાલ્પનિક તેમ જ સ્પષ્ટતઃ પૂર્વગ્રહનું સૂચક છે

ઉપાધ્યાયો બનાવી તપાગચ્છ વિજયદેવસૂર ગચ્છની સાગરશાખાનો ચતુર્વિધસંઘ સ્થાપ્યો અને તેમના પહેલા ભટ્ટારક આ૦ રાજસાગરસૂરિને [૬૫]સ્થાપન કર્યા.

સંયમમાર્ગગવેષક વિદ્વાન કોઇ શુદ્ધ શંકા કરશે કે—પં૦ મુક્તિસાગરગણિ સાધુ નહિ હોય પણ યતિ હશે કેમકે—તેમણે જાપ, હોમ, આહુતિ, આરતી વગેરે વિધિથી મંત્ર સાધી શેઠને ધનાઢ્ય અને અધિકારી બનાવ્યા, એવુ કામ યતિ જ કરે પણ એવી વિચારણા કરવી યોગ્ય નથી. ઇતિહાસના પરિશીલનથી આપણે જાણી શકીયે છીએ કે તે સમયે આવો વિધિ, શાસનની પ્રભાવના માટે પ્રશસ્ત મનાતો હતો આથી કોઇને આ અંગે શંકા કરવી યોગ્ય નથી [૬૬]

(૧) જો કે વિક્રમની સત્તરમી સદીનુ ચોથુ ચરણ યતિમાર્ગપ્રારંભકાળ છે ત્યારે બધા ગચ્છોમા થોડે ઘણે અંશે શીથિલતા આવી હતી અને કોઇ કોઈ તો જાહેર રીતે યતિ બની ચુકયા હતા આથી જ પરમ સંવેગી પં૦ સત્ય વિજયગણિવર, મહો૦ વિનયવિજય ગણિ, પં૦ વિમલગણિ અને ઉ૦યશોવિજયજી ગણિવરે અઢારમી સદીમાં ક્રિયોદ્ધાર કરી સંવેગી સંસ્થાનો પાયો મજબૂત કર્યો [૬૭] (પ્રક૦-૬૨)

(૨) બીજી વાત એ છે કે ઉકત પંન્યાસોએ શેઠ શાંતિદાસ ઝવેરીને સાફ—સાફ જણાવ્યુ હતું કે 'અમે પાચ મહાવ્રતી ત્યાગી છીએ, રાજ્યને શુ કરીએ ?' તેઓના આ ઉત્તર તેઓના શુદ્ધ સાધુ—સંયમને પૂરવાર કરે છે

---

૬૫ આમ મોઘમરીતે 'અને તેમના + + + સ્થાપન કર્યા' એમ લખવામા પૂ ત્રિપુટીજીએ સાગરગચ્છના પ્રથમ ભટ્ટારક તરીકે સ્થાપન કરનાર પૂ૦ વિજયદેવસૂરિજીનુ નામ તેમ જ ૬૪ નંબરની ફુટનોધવાળી સત્ય બીના છૂપાવવાનું કારસ્થાન જ કરેલ છે

૬૬. શાસનની પ્રભાવના ખાતર ત્યાગી, નિર્ગ્રંથવર્ગ આવી રીતે હોમ—આહુતિ આદિ વિધિ કરતો હતો, તેવુ કોઈ દષ્ટાંત ત્રિપુટીજી પાસે છે ખરૂ ? જેમ અત્યારે પ્રતિષ્ઠાદિ વિધિવિધાનોમા સાધુ અને શ્રાવક સંબંધીના કૃત્યો પોતપોતાના અધિકાર મુજબ સાધુ અને શ્રાવકો કરે જ છે તેમ પૂ મહો. શ્રી મુક્તિસા૦એ જ્યારે ચિંતામણી મંત્રારાધન કર્યું ત્યારે તે અનુષ્ઠાનના અંગરૂપ પૂજા, આરતી, હોમ, આહુતિ વગેરે કાર્યો પોતે જ કર્યાં હતા તેવુ પણ પુરવાર કરી શકે તેમ છે ? અનુયાયીભક્તોની પાસે કરાવ્યા નહિ હોય તેની શી ખાત્રી ? માટે પૂ ત્રિપુટીજીનો આ જવાબ સદંતર અયોગ્ય છે

૬૭ મહો શ્રી મુક્તિસા ગણિને '**શુદ્ધ સંયમી**' તરીકે પૂરવાર કરવા લખેલી ત્રણ કલમો-માની આ પહેલી કલમ, તે વાતની પુષ્ટિમા છે કે કેમ ? એટલુ ય વિચારવા પૂ ત્રિપુટીજી મ૦ જો થોભ્યા હોત તો તે (૧) નંબરની વાત સદંતર અસંગત માની રદ કરવાપૂર્વક તેને સ્થાને—"(૧)- '**રાજસાગરસૂરિ નિર્વાણરાસ**'ના આધારે સ્પષ્ટ જણાય પણ છે કે—મહો શ્રી મુક્તિસા ગણિ, પંચમહાવ્રતધારી, ક્રિયોદ્ધારકકર્તા, ૧—૨—૩—૪—૫ ઉપવાસની બાર વર્ષ સુધી તપસ્યા કરનાર તેમ જ પાચ હજાર આયંબિલની ઉત્કટ તપસ્યા કરનાર ઉગ્ર તપસ્વી પણ હતા " એમ જણાવ્યુ હોત

(૩) ત્રીજી વાત એ છે કે-પં૦ મુક્તિસાગરગણિ, સંવેગી હતા આથી જ ત્યાગી, આત્મગવેષી વિદ્વાન્ સ્થવિર પં૦ સહજસાગર ગણિવર, પં૦ જયસાગરગણિ, પં૦ જીતસાગરગણિ અને પરમત્યાગી સમર્થ વિદ્વાન **પં૦ નગર્ષિગણિ** (પ૦ નગવર્ધનગણિ) વગેરે તેમના પક્ષમાં હતા. (-જુઓ પ્રક૦-૧૮)

અમદાવાદના **નગરશેઠ શાંતિદાસ ઝવેરીએ** તેમના ઉપદેશથી શત્રુંજયતીર્થ, ગીરનારતીર્થ વગેરે તીર્થોના 'છ'રી પાળતા **યાત્રા સંઘો** કાઢી **સંઘપતિનું તિલક** કરાવ્યું હતું

તથા સ. ૧૬૮૨ના જે વ ૯ ગુરૂવારે અમદાવાદમાં સિકંદરપુરા (સરસપુર)ના બીબીપુરીમા સ ૧૬૫૫મા નવા બનેલા ભગવાન ચિંતામણિ પાર્શ્વનાથના જિનાલયનો **મોટો જીર્ણોદ્ધાર** કરી, ૩ શિખરો, ૩ ગભારા, ૬ મંડપો, ૩ શૃંગારચોકી તથા બીજાં દેરા, બાવન નાની દેરીઓ વાળો નવો તીર્થધામ જેવો વિશાળ જિનપ્રાસાદ બનાવી, નવી જિન પ્રતિમાઓ ભરાવી, મોટો ઉત્સવ કરી, મહો૦ વિવેકહર્ષ ગણિવર અને મહો૦ મુક્તિસાગર ગણિવરના હાથે મહાપ્રતિષ્ઠા કરાવી. બા. શાહજહાએ સ ૧૭૦૫મા ચિંતામણી પાર્શ્વનાથ જિનાલયને ફરી તૈયાર કરાવ્યુ.

(-પ્રક૦-૪૪, પૃ ૧૫૬)

વળી **શેઠ શાંતિદાસે** વિ સ. ૧૭૧૩ કા શુ ૧ને રોજ બાદશાહ શાહજહા પાસેથી પોતાને પાલીતાણા પરગણુ અને શત્રુંજય પહાડ ઇનામ તરીકેનુ ફરમાન મેળવ્યું

(પ્રક ૪૪ પૃ. ૧૫૬ ફ ન. ૧૭)

તેણે **ભ. રાજસાગરસૂરિની** અધ્યક્ષતામા શત્રુંજય તીર્થનો મોટો 'છ'રી પાળતો યાત્રાસંઘ ફરીવાર કાઢી, ત્યા તેમના હાથે મૂળનાયકના **પરિકરની પ્રતિષ્ઠા** કરાવી તેમા પોતાને પહાડ ભેટ મળ્યાનો ઉલ્લેખ કરાવ્યો અને શત્રુંજયતીર્થમા જિનાલયોની ચારે બાજુ **મોટો કિલ્લો** બનાવ્યો (-પ્રક૦ ૫૮-૫૯)

ભ રાજસાગરસૂરિ સ. ૧૭૨૧ ભા શુ ૬ને રોજ અમદાવાદમા સ્વર્ગે ગયા.

(બા. જહાંગીર માટે જુઓ પ્રક ૪૪ પૃ ૮૫ થી ૯૮)

(**નોંધ**) અમે પ્રકરણ ૫૮-૫૯મા તપાગચ્છ વિજયદેવસૂરિ સઘ સાગર શાખાના ભ૦ રાજસાગરસૂરિની **ભટ્ટારક પટ્ટાવલી**, સાગર શાખાના સંવેગી મુનિઓની **પટ્ટાવલી** અને અમદાવાદ નગરશેઠનો **વંશ-વંશાવલી** વગેરે આપીશુ,

**મહો. કલ્યાણવિજય ગણિવર**ની પરંપરાના (મહો૦ કલ્યાણવિજય, ઉ૦ ધર્મવિ૦, ઉ૦ જયવિ૦, પં૦ શુભવિ૦, પં૦ રામવિ૦ના) **મહાકવિ પં૦ રામવિજયગણિવર**

લખે છે કે–"સવાઈ જગદ્દગુરૂ ભ૦ શ્રી વિજયસેનસૂરિની પાટે [68]શુદ્ધ પ્રરૂપણા કરનાર ભ. રાજસાગરસૂરિ થયા. જે દેવીદાસ અને કોડિમદેના પુત્ર હતા, મહિમાનો ભંડાર હતા. મનમોહન હતા, સૌભાગ્યવાળા હતા. સં. ૧૬૮૬માં આચાર્ય થયા. તેમણે 'સાગરગચ્છને દીપાવ્યો હતો.' તેમના ઉપદેશથી શા. સહસકિરણના પુત્ર સુજાણ શા. શાંતિદાસે ૧૧ લાખ ધન ખરચ્યા હતા.

તેમના પટ્ટધર આ વૃદ્ધિસાગરસૂરિ થયા જે 'મોહક દેહવાળા' હતા, પાંચે આચાર પાળવામાં તત્પર હતા, શુભ લક્ષણવાળા હતા, મીષ્ટભાષી હતા જેમણે ઘણા સ્ત્રીપુરૂષોને પ્રતિબોધ્યા તેમની પાટે આ૦ લક્ષ્મીસાગરસૂરિ વિરાજે છે.

(વિ સં ૧૭૮૫ વૈ. ૭ ગુરૂવાર પુષ્ય નક્ષત્રમાં અમદાવાદમાં રચેલો ભગવાન શ્રી શાન્તિનાથનો રાસ ખંડ-૬)

## (૩) મહો૦ ધર્મસાગરગણિવરની શિષ્ય પરંપરા

### ૫૬. મહો. ધર્મસાગરજી ગણિ.

**૫૭. ઉપા. શ્રુતસાગરગણિ**– તે મહો ધર્મસાગરગણિવરના અત્યંત રાગી હતા તેમણે સં ૧૬૮૩મા '[1]ચઉસરણપઇન્નય'ની અવચૂરિ લખી છે [69]

૧ [તે ચઉસરણપયન્નાની અવચૂરિને અંતે આ પ્રમાણે પુષ્પિકા છે કે-] श्रीमत्तपागच्छगगनदिनमणि – सकलवाचकचक्रवर्त्ति – सकलवादिद्विरदमदसिंहशार्दूल – सकलसिद्धान्त तत्त्वार्थमहासमुद्रावगाहक–श्रीमज्जंबूद्वीपप्रज्ञप्तिसूत्रवृत्तिकारक– श्रीमत्प्रवचनपरीक्षाग्रंथसूत्रवृत्ति कारक–श्रीकल्पकिरणावलीवृत्तिविमापक–श्रीसर्वज्ञशतकसूत्रवृत्तिकरणत [70]श्रीहेमाचार्यसमान

૬૮ મહો શ્રી મુક્તિસાગરજી ગણિ (ભ૦ શ્રી રાજસાગરસૂરિજી)એ સં૦ ૧૬૭૨ થી ૧૬૮૬ ના ગાળામા 'કેવલિસ્વરૂપ સ્તવન' બનાવેલ છે જેમાં શાસ્ત્રોક્ત પાઠો સાથે કેવલીનું સ્વરૂપ, કેવલીની કાયાથી અહિંસા સિદ્ધિ આદિ વર્ણવેલ છે

૬૯ તપદુરાત–મહો શ્રી શ્રુતસાગરજી ગણિએ સં ૧૬૮૪મા '**ચતુર્દશી પાક્ષિક વિચાર**' ગ્રંથ, સં ૧૬૭૦મા '**ઋષિમંડલપ્રકરણ બાલાવબોધ**' આદિ ગ્રંથોની પણ રચના કરેલ છે

૭૦ ઉપા શ્રી શ્રુતસાગજી ગણિની પ્રશસ્તિમાના श्रीहेमाचार्यसमान એ વાક્ય અંગે પૂ ત્રિપુટીજી પોતાના '**જૈનપરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ના પૃ૦ ૭૪૧ના પેરા ૫ મા લખે છે કે "મહો૦જીએ જો નવી મનાતી પ્રરૂપણા ન કરી હોત અને વિવિધ ગચ્છોને 'ઉત્સૂત્રકંદકુદ્દાલ'ના આધારે નિહ્નવ બતાવ્યા ન હોત તો તેઓ ખરેખર **લઘુહેમચંદ્ર** ગણાત, પણ તેઓ તે પદવી પામી શક્યા નહિ.'

શાસ્ત્રના આધારે ઉત્સૂત્રભાષીઓને–નિહ્નવોનો–ઉત્થાપકોને તેમ જ શાસનપ્રત્યનીકોને તે તે રૂપે ખુલ્લા કરનાર શાસનહિતવત્સલ ગીતાર્થ પુંગવો, પૂ ત્રિપુટીજીની દૃષ્ટિએ અક્ષમ્ય અપરાધને પાત્ર ઠરે છે અને શોચનીય પણ ગણાય છે!

(અનુસંધાન પેજ ૧૮૧ ઉપર)

૭૧श्रीश्रुतकेवलिविरुदधारक सकलवादिनिराकरणप्रवीण श्रीजेसलमेरुदुर्गराजाधिराजराउलश्रीहरराजराजसभालब्धजयवाद-सकलकुमतनिराकरण-श्रींतपागच्छदीप्तिकारक-सुविहितसभाशृंगार-महावैराग्यरजितजनमनोरजक-महोपाध्यायश्रीधर्मसागरगणिचरणचचरीकायमानपडित श्रीश्रुतसागरगणिचरणसरसिरुहभृग-गणिश्रोप्रेमसागरवाचनकृते लिखितेय प्रति ॥ गुणवसुरसशशि सवत् ( १६८३ ) कार्तिक मासे शुभे तिथौ समह । प्राज्ञै श्रीश्रुतसागर-गणिभिर्लिलेख प्रति प्रवराम् ॥ १ ॥'

(-આ જિન વિ૦નો 'પ્રશસ્તિ સંગ્રહ,' આનદ કાવ્ય મહોદધિ. મૌ. ૭મું, શ્રી મો૦ દ૦ દેસાઇની પ્રસ્તાવના પૃ૦ ૧૪૭)

**૫૮-ઉપા. શાંતિસાગરગણિ**-તે સ૦ ૧૬૭૩ માં ઉપા૦ નેમિસાગર ગણિ સાથે માંડવગઢ ગયા હતા તેમણે સં ૧૭૦૭ માં પાટણમાં 'કલ્પસૂત્રટીકા-કલ્પકૌમુદી' ગ્રં ૩૭૦૭ બનાવી હતી

---

**( અનુસધાન પેજ ૧૮૦ નું ચાલુ )**

આથી માનવુ થાય છે કે-પૂ૦ ન્યાયવિશારદ મહો૦ શ્રી યશોવિ૦ ગણિએ આપ્તશિક્ષા રૂપે જે-'યોગ્ય અયોગ્ય વિભગ અલહતો, કરશે મોટી વાતોજી, ખમશે તે પંડિતપર્ષદમાં, મુષ્ટિપ્રહાર ને લાતોજી' એ પ્રમાણે જણાવેલ છે તે ક્ષીર-નીરના વિવેકહીન એવી પોતાની સમભાવદષ્ટિએ તે તે શાસન રસિક મહાપુરૂષો પ્રતિ પૂજ્યબુદ્ધિ વસાવવાને બદલે આવો ન્યાય તોળનારા આત્માઓ અંગે જ જણાવ્યુ હશે ને?

૭૧. ઉપા૦ શ્રી શ્રુતસાગરજી ગણિની પ્રશસ્તિમાંના श्रीश्रुतकेवलि विरुदधारक એ પદ અગે પણ પૂ૦ ત્રિપુટીજી, તે '**જૈનપરપગનો ઇતિહાસ**' ભા૦ ૩ ના તે જ પેજ ૭૪૧ ના પેરા ૨ માં-"(૧) **શ્રુતસાગરગણિ, મહોપાધ્યાયજીને શ્રુતકેવલીનુ વિશેષણ યોગ્ય જ આપે છે આ વિશેષણનો સામાન્ય અર્થ એ છે કે-મહોપાધ્યાયજી, એ સમયે મોટા જ્ઞાની હતા.**" એ પ્રમાણે પ્રથમ મડનાત્મક પધ્ધતિનું લખાણ કર્યા પછી-'**વિશેષ અર્થ એ થાય કે-મહોપાધ્યાયજી, પં. શ્રુતસાગરજી માટે કેવલી જેવા ધર્મોપદેશક હતા.**' એ પ્રમાણે ખંડનાત્મક શૈલીનું લખાણ કરેલ છે।

અર્થાત્ પહેલા 'મહોપાધ્યાયજીને શ્રુતકેવલીનુ વિશેષણ આપ્યુ છે તે યોગ્ય જ છે' એમ જણાવવા રૂપે ત્રિપુટીજીએ તે બિરૂદનુ સમર્થન કર્યું ! ત્યાર બાદ-'મહોપાધ્યાયજી, પં શ્રુતસાગરજી માટે કેવલી જેવા ધર્મોપદેશક હતા' એમ કહી અર્થાપત્તિથી-'પં૦ શ્રુતસાગરજી માટે '**શ્રુતકેવલી**' હતા, બીજા માટે નહિ જ' એમ જણાવવા માગેલ છે

તો તેઓશ્રીને જ પ્રશ્ન છે કે-'**પટ્ટાવલી સમુચ્ચય**' ભા ૨ ની તમોએ જ લખેલી 'પૂરવણી' ના પેજ ૨૭૧ મા મહો૦ શ્રી યશોવિ૦મ૦ને '**શ્રુતકેવલી કલ્પ**'નું બિરૂદ આપેલ છે તો તમારા કથનાનુસાર-'પૂ૦ યશોવિ૦ ઉપાધ્યાય, 'ત્રિપુટીજી માટે જ શ્રુતકેવલી કલ્પ હતા, બીજાઓ માટે નહિ જ' એમ અર્થ કરવોને? ખરેખર! દષ્ટિરાગ કે પક્ષરાગ, ઇતિહાસકારોને પણ કેવી શોચનીય સ્થિતિમા મૂકી દે છે? તેનો આ જ્વલંત પૂરાવો છે

**૫૯. પં૦ અમૃતસાગર ગણિ** તેમણે 'સર્વજ્ઞશતક'નો ગુજરાતી ટબો કર્યો છે[૭૨]

## (૪) મહો૦ ધર્મસાગર ગણિવરની શિષ્ય પરંપરા.

**૫૬ મહો૦ ધર્મસાગરગણિ** **૫૭. પં. ચારિત્રસાગરગણિ.**

**૫૮– પં૦ વિનયસાગરગણિ–** તેમણે સ ૧૬૪૦મા સસ્કૃતમાં '(ગૂર્જર)દેશ-રાજાવલી' બનાવી વળી તેમણે 'હિંગુલપ્રકર' બનાવ્યુ. પ વિમલસાગરે મ ૧૬૧૬ના આ૦ શુ૦ ૧૩ના રોજ પાટણમા [૭૩]'કુમતિકંદકુદ્દાલ' ગ્રંથ લખ્યો તેમા પ૦ વિનય સાગરગણિએ મદદ કરી હતી

પ૦ વિજયહંસગણિના શિષ્ય પ૦ વિનયસુન્દરગણિએ સ૦ ૧૬૫૦મા વીજાપુરમા તપાગચ્છ ગુર્વાવલિ કડી ૨૭ બનાવી.

**૫૯ પં. વિનયહંસગણિ**

**૬૦–પ૦ જયસાગર** સ૦ ૧૬૬૭માં અગનેર ચોમાસું હતા. (જુઓ પ્રક૦ ૫૯)

## (૫) મહો. ધર્મસાગર ગણિવરની શિષ્ય પરંપરા.

**૫૯. નરસાગરગણિ.** **૬૦. પં. ચારિત્રસાગરગણિ.**

**૬૧. પં. કલ્યાણસાગરગણિ** **૬૨. પ. સુજાનસાગરગણિ.**

**૬૩. પં. શુભસાગરગણિ**–તેમણે સ૦ ૧૭૪૨ મા શ્યાહજિહાના બાદનગરમા 'કલ્યાણ મંદિરવૃત્તિ' પાના ૧૮ની પ્રત લખી (આ ગ્રંથ, આગરાના 'ચિંતામણિપાર્શ્વ-નાથ **જૈન** ભંડારના 'ए' વિભાગમા છે-પુષ્પિકા )

---

૭૨ પૂ૦ પ૦ શ્રી અમૃતસાગરજી ગણિએ-' ઉપમિતિભવ પ્રપચ કથા બાલાવબોધ, પચજલ્પી, વિનય બાલહિતશિક્ષા, પુણ્યસારરાસ, કિરણા પરીક્ષા" આદિ વિદ્વદ્ભોગ્ય પ્રૌઢ ગ્રંથોની રચના પણ કરેલી છે તદુપરાત 'સુબોધકા સભોગ, પ્રરૂપણાવિચાર, સુબોધિકા કુચમર્દન, વિનયભુજગમપૂરી' વગેરે ચાર્ચિક કૃતિઓ પણ તેમની જ રચેલી હોય તેમ અનુમાન થાય છે

૭૩ 'अयमुत्सूत्रकदकुद्दालापरपर्यायो गुरुतत्वप्रदीपनामा ग्रथ. पत्तनगरे प विमलसागर गणि, प ज्ञानविमलगणि त्रिवेक, विमलगणिभिर्यथादष्टो यथावगतश्च जीर्णताडीयूपुस्तकाल्लिपि करण द्वारा त्वरितमुघ्घृत', એ પ્રમાણેની પ્રશસ્તિમા **'ઉત્સૂત્રકંદકુદ્દાલ'** એવા નામનો સ્પષ્ટ ઉલ્લેખ હોવા છતા પૂ ત્રિપુટીજીએ અહિ જે **'કુમતિક દકુદ્દાલ'** નામ લખ્યું છે, તે–કવિ બહાદુર દીપવિ૦ કૃત 'સોહમકુલરત્નપટ્ટાવલી', કવિ સિંહવિ૦ની 'સાગરબાવની', કવિ દર્શનવિ૦નો 'તિલકસૂરિરાસ' આદિ વિકૃતસાહિત્યોમા તે તે અસત્યોપાસક કવિઓએ 'કુમતિકુદ્દાલ અને તત્ત્વતરગિણીને જલશરણ કર્યા' વગેરે વાતોનુ જે કૌભાડ ખડું કરેલ છે તેને ઇતિહાસરૂપે ગણાવવાની વૃત્તિથી જ લખ્યુ લાગે **છે.**

સં ૧૮૭૭ ના ફા. વ ૧૧ને બુધવારે શાહજહાના બાદનગરમાં **પં. રંગસાગર** ગણિ હતા

## (૬) મહો. ધર્મસાગર ગણિવરની શિષ્ય પરંપરા.

**૬૦ પં. ચરિત્રસાગરગણિ**– તે ભ૦ વિજયપ્રભસૂરિના સમયે થયા

**૬૧. પં. કલ્યાણસાગરગણિ**– તે તપગચ્છના વિજયદેવસૂરગચ્છના ભટ્ટારકશ્રી વિજયપ્રભસૂરિની આજ્ઞામાં રહ્યા હતા તેઓ સાગર ગચ્છમાં ભળ્યા નહોતા તેમણે 'પાર્શ્વ-નાથ ચૈત્યપરિપાટી' બનાવી

**૬૨–યશઃ સાગરગણિ** **૬૩–જશવંતસાગરગણિ.**[૭૪]

**૬૪–પં. વિચારસાગરગણિ,** **૬૫–પં. યુક્તિસાગરગણિ,**

**૬૬–જગરૂપ સાગરગણિ.** **૬૭–ખુશાલસાગરગણિ.**

**૬૮–પં જયવંતસાગરગણિ**—તેમણે સં૦ ૧૯૧૯ના ફા૦ વ૦ ૫ ને સોમવારે બૃ તપાગચ્છના ભટ્ટારક વિજયદેવેન્દ્રસૂરિના ધર્મરાજયમાં શત્રુંજયતીર્થમાં જિનેન્દ્રટુંકમાં શ્રી ચારિત્ર સાગરની પરપરના ગુરુદેવોની ચરણપાદુકાની ચોકીની પ્રતિષ્ઠા કરી તેમના ગુરુભાઈ **જોધસાગરગણિ** હતા

(–જિનેન્દ્રટુંકની ત્રીજી દેરીની ચરણપાદુકાનો લેખ **જૈન** સત્ય પ્રકાશ ક્ર ૯૨, પેજ ૨૫૧)

**૬૯. મેઘસાગરજી**–તેમણે 'રામવિનોદસારણી' લખી આ ગ્રંથ આગરાના ભંડારના ज વિભાગમાં છે. પુષ્પિકા (વિશેષ માટે જુઓ શત્રુંજય જિનેન્દ્રટુંકની ચરણપાદુકાના લેખો.)

---

૭૪ '**જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**' ના પૃ૦ ૬૫૬ પેરા ૯૬૨મા પં૦ જશવંત સા૦ ગણિ માટે આ પ્રમાણેનો ઉલ્લેખ છે કે– " ત૦ ચારિત્રસાગર–કલ્યાણસાગર–યશઃ સાગર શિષ્ય યશસ્વતસાગર (જસવંતસાગર) થયા તે પણ વિદ્વાન હતા તેમણે '**વિચારષટ્ ત્રિંશિકા**' પર **અવચૂરિ** સ ૧૭૨૧ (૧૭૧૨?) '**ભાવસપ્તતિકા**' સં૦ ૧૭૪૦મા, '**જૈનસપ્તપદાર્થી**' સં. ૧૭૫૭મા (સ૦ ૧૭૫૮મા **કર્મસ્તવનરત્ન પૂર્વાર્ધ**) સંગ્રામપુરમાં જયસિંહના રાજ્યમા '**પ્રમાણ વાદાર્થ**' સં ૧૭૫૯મા, ગણેશકૃત 'ગ્રહલાઘવ નામના જ્યોતિષના ગ્રંથપર **વાર્તિક** સ ૧૭૬૦માં, જન્મકુંડલીપર '**યશોરાજી રાજપધ્ધતિ**' (સ્વલિખિત સં૦ ૧૭૬૨), રત્નાકરાવતારકા રિકાપંજીકામાંથી '**વાદાર્થ નિરૂપણ, સ્તવનરત્ન**' રચ્યા આ સર્વની પ્રતો ઉદયપુરના વિવેક વિજય યતિના ભંડારમાં ઉપલબ્ધ છે તેમણે '**સ્યાદ્વાદ મુક્તાવલી**' પણ રચેલ છે તે મુદ્રિત થયેલ છે" પં. જશવંત સા૦ ગણિની કૃતિઓની આટલી વિસ્તૃત નોંધ હોવા છતા તેમાનો પૂ ત્રિપુટીજીએ કેમ કાંઈ ઉલ્લેખ નહિ કરેલ હોય?

## (૭)—મહો. ધર્મસાગરગણિવરની શિષ્ય પરંપરા.

**૬૦-પં ચારિત્રસાગર (ગણિ)** **૬૩-પં. જશવંતસાગરગણિ.**

**૬૪-પં. જિતેન્દ્રસાગરગણિ**—તેમણે 'ભ૦ વિજયક્ષમાસૂરિ (સ્વ. સ. ૧૭૮૪) નો શલોકો' કડી ૬૨ રચ્યો સં ૧૮૧૩ પો. વ. ૧૦ ગુરુવારે જયપુરમાં શોભન સ્તુતિ લખી [૭૫]

**૬૫. પ. આગમસાગર** **૬૬. પં. વિનોદસાગર**

**૬૭ પં ઋષભસાગરગણિ**– તે કવિ હતા. તેમણે સ. ૧૮૪૩ જે વ. ૩ સોમવારે સુરતમા મોદી પ્રેમચંદનો સઘ અને ટુક વર્ણનનો રાસ બનાવ્યો.

('જૈન ગૂર્જરકવિઓ' ભા ૩ પૃ ૧૬૧ થી ૧૭૨)[૭૬]

(પ્રક૦ ૫૭ સુરતના સઘપતિઓ)

## (૮) ૧ મહો. ધર્મસાગરગણિવરની શિષ્ય પરંપરા.

**૬૦. પં ચારિત્રસાગર ૬૧. પં સુજાનસાગર ૬૨. પં. કલ્યાણસાગર.**

**૬૩ પ. ખેમસાગરગણિ** તેમની ચરણપાદુકાની ચોકી માલપુરામા તપાગચ્છના વિજયદેવસૂર સંઘના યતિસમાધિસ્થાનમા પ્રતિષ્ઠિત છે જેની વિ. સ ૧૭૭૧ જે૦ શુ૦ ૧૧ ને રવિવારે પ્રતિષ્ઠા થઈ હતી [ન ૫ તથા ૬ મા પ૦ કલ્યાણસા૦ ગણિને ૬૧મી પાટે જણાવ્યા છે તે બરાબર છે અહિ ત્રિપુટીજીએ ૬૨ મી પાટે જણાવ્યા છે તે તેમની સ્ખલના છે ]

---

૭૫ શ્રીયુત દેશાઈએ 'જૈનગુર્જર કવિઓ' ભા૦૩ ખડ ૨ની પે ૧૪૪૫ ઉપર ન. ૪૧૦મા તથા ભાગ બીજામાં ૫ જિનેદ્રસાગરગણિની આ બે કૃતિ ઉપરાંત–'ચોવીશી, ઢુંઢકપચ્ચીશી કડી ૨૫ મૌન એકાદશીસ્તવન કડી ૩૧, અષ્ટાપદ સ્તવન, સિધ્ધચક્રના સ્તવનો, સીમંધર જિનસ્તવન, ચિતામણિ પાર્શ્વજિન સ્તવન, શાતિજિન ચક્રવર્તિ ઋદ્ધિ સ્તવન" આદિ કૃતિઓની પણ નોધ આપી હોવા છતા અહી પણ પૂ ત્રિપુટીજી એ તે નોધો છૂપાવી છે તે શા આશયે છુપાવી હશે? તે સમજી શકાતુ નથી

૭૬ પુ ત્રિપુટીજી, પ ઋષભ સા૦ ગણિની કૃતિઓ અગે જે પુસ્તકનો આધાર રજુ કરેલ છે તે જ '**જૈનગુર્જર કવિઓ**' ભા૦ ૩ના પેજ ૧૬૪થી ૧૭૨ ઉપર જ શ્રીયુત મોહનલાલ દેશાઈ વધુમા– "સ૦ ૧૮૪૦ના ભા૦ શુ૦ ૧૫ '**વિનયચટરાસ**' ગ્રથાગ્ર ૨૨૦૦ તથા '**શત્રુંજયરાસ**' સં૦ ૧૮૪૦'ની રચનાવાળી કૃતિઓ બનાવ્યાનો ઉલ્લેખ કરેલ છે આમ છતા ઉપરની બને ફુટનોટમા જણાવ્યા મુજબ અહી પણ પૂ૦ ત્રિપુટીજીએ કૃતિઓની અધુરી નોંધ રજુ કરી છે! આવી રીતનો ત્રુટક ઇતિહાસ રજુ કરવા પાછળ ત્રિપુટીજીનો શુ ઉદ્દેશ છે? તે જ સમજી શકાતુ નથી

## (૮) ૨ મહો. ધર્મસાગર ગણિ શિષ્ય પરંપરા.

(૧) પં. સુવિધિસાગર (૨) પં. જિનરંગસાગર (૩) ગોરાલેખ (?) (૪) આદિનાથ ચરણ પાદુકા (?) (૫) પ્રતાપસાગર (૬) પં. નિત્યસાગરની પાદુકાપટ્ટ માલપુરમાં વિજય-દેવસૂરિસંઘના યતિસમાધિસ્થાનમાં છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૮૪૨માં વૈ. વ. + + + શુક્રવારે થઇ.

૮. (૩) પં૦ દયાસાગરગુરુભ્રાતા પં૦ વીરસાગર, શિષ્યો જ્ઞાનસાગર, ધાસીસાગર તેના શિષ્ય રૂગનાથ સાગર હતા માલપુરની તપાયતિ સમાધિના પાદુકાલેખો

(જૈન સત્ય પ્રકાશ ક્ર ૭૦ પૃ. ૩૭૮[૭૭])

૮ (૩) **પં. જયસાગરગણિ** તેમણે સં ૧૯૧૯ ફા૦ વ૦ ૫ને સોમવારે બૃહત્ તપાગચ્છના ભ યુ. પ્ર. ભ વિજયદેવેન્દ્રસૂરિના ધર્મરાજ્યમાં શત્રુંજય તીર્થમાં જીનેન્દ્ર ટુંકોમા શ્રી ચારિત્રસાગરની પરંપરામાં ગુરુદેવોની પાદુકાની પ્રતિષ્ઠા કરી

(-જિનેન્દ્રટુકની ત્રીજી દેરીની ચરણ પાદુકાનો લેખ. જૈન સ. પ્ર. ક્ર ૯૨ પૃ ૨૫૧)

## (૯) મહો. ધર્મસાગર ગણિની શિષ્ય પરંપરા.

**૫૬- મહો૦ ધર્મસાગર ગણિ.**

**૬૩. પં. યશવંતસાગર**- પં૦ કલ્યાણસાગરની શિષ્યપરંપરામાં યશવંતસાગર થયા તે જુદા હતા તેમના ઉપદેશથી જયપુરઘાટમા જિનપ્રસાદ બન્યો (-પ્રક૦ ૫૫)

**૬૪. પં. ગુમાનસાગર** તેમણે સં ૧૮૩૧ના અ. શુ ૧૨ના રોજ જયપુરમાં 'તાજિકનીલકંઠી) લખી.

**૬૫ પં. શિવસાગર** **૬૬. પં. જયસાગર ગણિ**-તેમણે સ ૧૯૦૭ના ફા. વ. ૫ને ગુરુવારે ભ વિજયદેવેન્દ્રસૂરિના રાજ્યમાં જયપુરઘાટમાં બારવ્રતધારી વેદ

---

૭૭ પૂ૰ ત્રિપુટીજીએ, 'જૈનસત્ય પ્રકાશ'ના ક્રમાક ૭૦ના આધારે નં ૮ (૨) તથા (૩)ની પટ્ટાવલી જણાવી છે, પરતુ તેમા 'ગોરાલેખ, આદિ જિન ચરણપાદુકા, ધાસીસાગર, રૂગનાથ સાગર-હિતા' આદિ શંકાસ્પદ નામોનો ઉલ્લેખ જોતાં લાગે છે કે-ત્રિપુટીજીએ તે ક્રમાક તપાસવા પરિશ્રમ લીધો જણાતો નથી વળી 'જિનરંગસાગર, ધાસીસાગર, રૂગનાથ સાગરહિતા' આ બધા નામો પાર્શ્વચંદ્રગચ્છ, અંચલગચ્છ કે ખરતગદિ ગચ્છમાના સંભવે છે, તપગચ્છના પ્રાપ્ય ઇતિહાસમાં-સાગર-ગચ્છમાં તો શું, પરંતુ વિજય-વિમલ આદિ બીજા ગચ્છોમા પણ આ નામોનો ઉલ્લેખ મળતો નથી! આમ છતા ત્રિપુટી મહારાજે આ બધા નામો મહો૰ ધર્મસાગર ગણિની પરંપરામાં શા આધારે દાખલ કરી દીધા? એ એક વિચારણીય પ્રશ્ન છે.

મુહુત્તા શેઠ અનતરામજી વીશા ઓશવાલના જિનપ્રાસાદના ભ૦ પદ્મપ્રભસ્વામી વગેરે જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી.

## (૧૦) મહો. ધર્મસાગરગણિની શિષ્ય પરંપરા.

**૫૬ મહો ધર્મસાગરગણિ ૫૭. (મહો૦ લબ્ધિસાગરગણિ) ૫૮ ઉપા૦ નેમિસાગરગણિ ૫૯. પં૦ વીરસાગરગણિ**—ઉપા૦ નેમિસાગરગણિ સં૦ ૧૬૭૩ના ચોમાસામા રાધનપુરથી (માડવગઢ) પધાર્યા ત્યારે પં. વીરસાગરગણિ તેમની સાથે હતા.

**૬૦. પં. સૌભાગ્યસાગરગણિ ૬૧ શિષ્ય પં. કમલસાગરગણિ**—સં ૧૭૦૭ પોષ શુદ ૨ સુરતમાં 'આરાધના ટબો' પ્રતિ પાના ૧૦ લખ્યો.

## (૧૧) મહો. ધર્મસાગરગણિની શિષ્ય પરંપરા.

**૫૬ મહો ધર્મસાગરગણિ**

**૫૭. પં ગુણસાગરગણિ**-તે સ ૧૬૭૩ ઉપા નેમિસાગરગણિની સાથે માડવગઢ ગયા હતા, તેમણે 'ગુણપુગવ'થી શરૂ થતુ 'ગૌતમસ્વામી સ્તોત્ર' શ્લો. ૫ બનાવ્યું હતુ

## ૧૨ તપાગચ્છના વિજયદેવસૂરિગચ્છ તથા સાગરશાખા પરંપરા.

૬૩. [ભ વિજયદેવસૂરિના પટ્ટધર આ શ્રી વિજયપ્રભસૂરિના પટ્ટધર] **વિજયરત્નસૂરિ**. તે તપગચ્છના વિજયદેવસૂરસઘના ભટ્ટારક હતા તેઓ ૧૪ વિદ્યાના જાણકાર હતા (શ્લો. ૧૧ પ્રક ૫૮)

**૬૪. વિજયક્ષમાસૂરિ** (સં ૧૭૭૪ થી ૧૭૮૪) તેમના પરિચય માટે જુઓ-(પ્રક ૫૮) તપાગચ્છ વિજયદેવસૂરિગચ્છ ભટ્ટારક પરપરા વિશેષ આ પ્રમાણે છે

તે મોટા જ્ઞાની અને સમર્થવાદી હતા તેમણે રૂપથી કામદેવને, ગુરૂતાથી મેરૂને, દેહની કાતિથી સૂર્યને, શાંતભાવનાથી ચદ્રને, વાણીથી ગુરૂને, કાવ્ય શક્તિથી શુક્રને તથા યશથી ઇદ્રને જીત્યો હતો (શ્લો ૧૩–૧૪) તેમના મુખમા સરસ્વતી રહેતી હતી (શ્લો. ૧૫) તેમની કીર્ત્તિ ગગા કરતાય વધુ નિર્મળ હતી (શ્લો ૧૬) તેમના ગુણોની સખ્યા મોટી હતી આથી કણાદે કહેલા ગુણોની સખ્યા નકામી બની (શ્લો ૧૭) તેમની કીર્તિના ટુકડા તે આકાશના તારા છે (શ્લો ૧૮) તેમની વાણી શેષી હતી. (શ્લો ૧૯)

**૬૫. ભ૦ વિજયદેવસૂરિ** (સ ૧૭૮૪ થી ૧૮૦૯) જેમના પ્રભાવથી ધર્મ, પાંચમા આરામા પણ ચોથા આરાની જેમ વિસ્તાર પામ્યો (શ્લો. ૨૦)

## તેમની આજ્ઞાધારી એક મુનિ પરંપરા.

(૧) ઉ **ભાવસાગરગણિ**–તે તપગચ્છમાં મોટા વિદ્વાન હતા ભ૦ વિજયદયાસૂરિની આજ્ઞા પાળતા હતા, (શ્લો. ૨૦)

(૨) **પં. વિનીતસાગરગણિ**–તે ઉપા૦ ભાવસાગરગણિના શિષ્ય હતા શાસ્ત્રના જ્ઞાતા હતા (શ્લો ૨૨)

(૩) **પં. ભોજસાગરગણિ**– (૨) તેમણે ભ૦ વિજયદયાસૂરિ (સં ૧૭૮૪ થી ૧૮૦૦) પાસે શાસ્ત્રજ્ઞાન મેળવી તેમની આજ્ઞાથી આશરે સં. ૧૮૦૦માં મહો યશોવિ૦ ગણિવરના 'દ્રવ્યગુણ પર્યાયરાસ' આધારે સંસ્કૃતભાષામા સટીક 'દ્રવ્યાનુયોગતર્કણા' અ ૧૫ બનાવ્યો. (–દ્રવ્યાનુયોગતર્કણા પ્રશસ્તિ શ્લો૦ ૧૧ થી ૨૩)

નોધ–મુનિ વિનીતસાગરના શિષ્ય **મુનિ ભોજસાગરે** સં ૧૭૯૯ના ફા. શુ ૧ના રોજ સુરતમા વિજયદેવસૂરના રાજયમા ભ૦ વિજયપ્રભસૂરિ (સ ૧૭૨૩ થી ૧૭૪૯)ના શિષ્ય પ હેમવિજયગણિ તેમના શિષ્ય પ પ્રતાપવિજયજી, તેમના શિષ્ય **પ. રૂપવિજય ગણિની** વિનતિથી તપાગચ્છના આ૦ રત્નશેખરસૂરિના 'આચારપ્રદીપ'નો બાલાવબોધ ગુજરાતીમાં રચ્યો (પ્રક ૬૧)

**ઉપા. કીર્તિસાગરગણિ**–તે ઉપા ભોજસાગરના વંશમા થયા. તે મોટા ગુણવાન હતા તેમના શિષ્ય **પ. ચતુરસાગરગણિ**એ સ. ૧૯૫૫મા સંસ્કૃતભાષામા વિવિધવૃત્તોમા 'મણિભદ્રવીરસ્તોત્ર' (શ્લો ૨૭) બનાવ્યુ (–પ ચતુરસાગરગણિએ સં. ૧૯૫૫માં બનાવેલ મણિભદ્રવીરસ્તોત્ર શ્લો ૨૭, પ્રકા. શેઠ વાડીલાલ છોટાલાલ અમદાવાદ)

## (૧૩) તપાગચ્છ–સાગર શાખા

૧. **પં૦ જીવનસાગર** તેમણે સ૦ ૧૮૫૩માં શિષ્ય પ૦ કસ્તુરસાગરગણિ માટે 'સિદ્ધાન્તચંદ્રિકાટીકા' લખી

૨ **પં૦ કસ્તુરસાગરગણિ** તેમણે સ. ૧૮૪૮ના ચૈ વ ૧૧ના રોજ જયપુરમા 'યોગિની દશા' સ ૧૮૪૯ના ભા. શુ. ૧ને શનિવારે સાબરનગરમા (સાભરમા) લખી. સ. ૧૮૫૧ના શ્રા શુ ૮ના રોજ 'સિદ્ધાતચંદ્રિકા લખી સં .... .મા રેણુકાચર (બાલુચર)મા 'શ્રાદ્ધપ્રતિક્રમણ' પત્ર ૮ લખ્યું સ ૧૮૫૫ના ફા શુ ૧૨નાં રોજ રેણુકાચરમા પ્રશિષ્ય ખૂબસાગરને ભણવા માટે 'નવતત્ત્વ' પાના ૧૭ લખ્યા સ. ૧૮૫૬મા 'દડકવિચારષટ્ત્રિશિંકા' લખી.

૩. **પ ગોકલસાગરગણિ** તેમણે સં. ૧૧૭૧ (૧૮૭૧) ના કા. શુ ૯ના રોજ આગરામા ગુરુ પં૦ કસ્તુરસાગરની આજ્ઞાથી 'શાર્ગધર (સંહિતા)ના પાના ૧૧૧ લખ્યા.

૪ **પં૦ પ્રેમસાગરગણિ**—તેમણે સ૦ ૧૮૮૧મા 'તર્કમંજરી' લખી ૧૯૧૭ના જે૦ શુ૦ ૭ના રોજ 'સમક્તિસડસઠી' લખી, સ૦ ૧૯૨૭ના આ૦ વ૦ ૧૧ને શનિવારે ચેલા **ખૂબસાગર**ને માટે લશ્કર (ગ્વાલીયર)મા 'ષટ્પંચાશિકા' પાના ૨૧, 'બલ્હણ-પચાશિકા પાના ૫, સં૦ ૧૯૧૭ મા૦ વ૦ ૪ને રોજ 'દ્રવ્યગુણશતશ્લોકી' લખી, સં૦ ૧૯૨૩ મા આગરામાં 'પાશાકેવલી' લખ્યું

૫ **પં૦ ખૂબસાગર ગણિ**— તેમણે સં૦ ૧૮૫૫ માં પહેલા દીક્ષા લીધી તેમણે 'લોલિમ્બ રાજગ્રથ' લેખનની પુષ્પિકામા ઉપરના ચાર ગુરુઓની પેઢી આપી છે તેમણે સ૦ ૧૯૧૬ના અષાઢ વદિ ૮ ને શુક્રવારે આગરામાં 'ચાતુર્માસિક વ્યાખ્યાન' લખ્યુ; સ૦ ૧૯૪૦માં આગરામાં તપાગચ્છ 'ક્ષેત્રસમાસ' તથા 'શતસંવત્સરી' લખ્યા

## (૧૪) સાગર શાખા

(૧) **પ૦ અજિતસાગરગણિ**, (૨) **પં૦ મહિમાસાગર**, (૩) **પં૦ અનોપ-સાગર**ગણિશિષ્ય (૪) **પં૦ અજબસાગર**—તે મહો૦ મેઘવિજય ગણિના વિદ્યા શિષ્ય હતા તેમણે સં૦ ૧૬૭૧ શુ૦ ૯ ને રોજ **કર્મવાડી (માંડવગઢ)**મા મેઘ વિજય ગણિની હિદીમાં "સવૈયા" રૂપમા ૩ સ્તુતિ બનાવી તેમા મહો૦ મેઘવિજયગણિને 'યતિ જનશિરોમણિ, પોતાના વિદ્યાગુરૂ તથા મહાયોગી' બતાવ્યા છે

(ઐતિહાસિક સજ્ઝાય માળા સજ્ઝાય ૨૪મી)

તેમણે 'વિજયદયાસૂરિ સજ્ઝાય' કડી ૭ બનાવી

નોધ— ભ૦ વિજયદયાસૂરિનો સમય સ૦ ૧૭૮૪ થી ૧૮૦૯ સુધીનો છે[૭૮] માડવ-ગઢમા કર્મવાડી બની હતી

(૪) અનોપસાગરગણિ **નિરૂપમસાગરે** વિવિધ નામોવાળુ 'ગોડીપાર્શ્વનાથસ્તવન' કડી ૩૬૨ બનાવ્યું, તેમના શિષ્ય (૫) **પં૦ મયગલસાગરે** સં૦ ૧૭૪૩ના ભા૦ શુ૦ ૧૦ને દિને 'દ્રૌપદીચોપાઇ' લખી (ગ્રથપુષ્પિકા)

**પં૦ ઉમેદસાગરગણિ**—તેમણે સ૦ ૧૮૦૮મા 'આપદુદ્ધાર' લખ્યો **પં૦ તિલોક-સાગર** સ૦૧૮૫૫મા આગરામા હતા, પં૦ ગુલાલકીર્તિના શિષ્ય પં૦ લક્ષ્મીસાગરે જેસલમેરમા 'આદિત્યવાર'ની કથા લખી, સ૦ ૧૮૬૨માં આગરામા 'પકખીસૂત્ર'

૭૮ ઉપરના જ પેરામાં 'કર્મવાડી (માડવગઢ)મા' એમ લખી 'કર્મવાડી'ના અર્થ તરીકે 'માડવગઢ'ને જણાવનાર પૂ૦ ત્રિપુટીજી, અહિ 'માડવગઢમા કર્મવાડી બની હતી' એમ જણાવે છે તો તે બેમાથી કઇ વાત શ્રદ્ધેય માનવી ?

લખ્યુ **પં૦ રણજીત સાગરે** સં૦ ૧૮૯૯માં ઉદેપુરમા 'જયકાલકાર [જાનકાલંકાર?] લખ્યો, યતિ છગનસાગરે સ૦ ૧૯૩૩માં જયપુરમાં 'સાતસ્મરણ' લખ્યા[૭૯]

**શત્રુંજય વર્ણન**–મુનિ પં૦ જયસાગરગણિ તથા પ. તત્વસાગરે સં૦ ૧૯૧૦-૧૫મા પાલીતાણામાં પૂ૦ આનંદકુશલના સમયે નગરશેઠ નગીનદાસ મયાભાઈના કહેવાથી 'શ્રી શત્રુંજયતીર્થચૈત્યપરિપાટી' ફરમો લખ્યો (પૃ૦ ૧ થી ૧૦૭) સંભવ છે કે તેઓ (૬૧) સવેગી પં૦ ન્યાયસાગર ગણિવરની પરંપરામાં હોય

**૧૫ સાગરશાખાની પટ્ટાવલી** માલપુરના તપાગચ્છના વિજયદેવસૂરિસંઘના યતિસમાધિ સ્થાનમા સાગરશાખાની વિવિધ પરંપરાઓ મળે છે તે આ પ્રમાણે—

**૧૫ (૨) પાદુકાપટ્ટ**

(૧) પં૦ સુવિધિસાગરગણિ (૨) જિનરંગસાગરગણિ, (૩) લેખ, (૪) ઋષભદેવ-ચરણની પાદુકા, (૫) પં૦ પ્રતાપ સાગર (૬) નિત્યસાગરે સં૦ ૧૮૪૨ વૈ. વ. ૫ શુક્રવારે તેઓના ચરણ પાદુકાપટ્ટની પ્રતિષ્ઠા કરી

**૧૫ (૩) પાદુકા લેખ શાખા ૮મી**

(૧) પ૦ દયાસાગરગણિ ગુરુભ્રાતા પ૦ વીરસાગરગણિ

(૨) પં૦ જ્ઞાનસાગર ગણિ, પ૦ ધાસીસાગરગણિ

(૩) રૂગનાથસાગરના સમાધિ પાદુકા લેખો

(જૈન સત્યપ્રકાશ, ક્ર. ૭૦, પેજ ૩૭૮)

(૨)

**'જૈનપરંપરાનો ઇતિહાસ'** ભા૦ ૩ પ્રક૦ ૫૫, પૃ૦ ૭૪૪ થી ૭૭૦ સુધીમા પૂ૦ ત્રિપુટીજીએ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી૦ગણિની તેમજ સાગરશાખાની શિષ્ય પરપરા જણાવી છે. તેવી રીતે તે પૂ૦ ત્રિપુટીજીએ સં૦ ૨૦૦૬ માં પ્રસિદ્ધ કરાવેલ **'પટ્ટાવલી સમુચ્ચય'** ભા૦ ૨ની પોતે લખેલી **'પૂરવણી'** ના પૃ૦ ૨૬૮ થી ૨૭૦ સુધીમા તપાગચ્છ સાગરશાખાની પરપરા આ પ્રમાણે જણાવી છે કે :—

(૫૩) **લક્ષ્મીસાગરસૂરિ,** (૫૪) ઉ૦ **વિદ્યાસાગર ગણિ**–તેમણે બાલવયમાં દીક્ષા લીધી હતી. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હતાં. વૈરાગ્યવાન્ નિસ્પૃહ અને મહાતપસ્વી હતાં

૭૯ પં૦ અમીવિ૦એ 'ઉત્તરાધ્યયનના ૩૬ અધ્યયનોની સજ્ઝાય' સં૦ ૧૮૩૯ ના પો૦ શુ૦ + + મગળવારે પં૦ રણજીતસાગરને માટે ભિન્નમાલમાં લખી હતી

ઓછામા ઓછું છઠ્ઠનો તપ કરતા અને પારણે આયબિલ કરતા હતા તેમણે જેસલમેર તરફ (પહેલ વહેલો) વિહાર કરી લોકાગચ્છવાળાઓએ દેરાસરમા કાંટા મરાવ્યા હતા તે દૂર કરાવી શુદ્ધ જૈનધર્મનો પ્રચાર કર્યો હતો બીજા પણ અનેક શાસન પ્રભાવનાના કાર્યો કર્યા છે. **જેસલમેરમાં** ખરતરોને, **મેવાડમાં** વીજામતીઓને, **વીરમગામમાં** પાયચંદમતીને અને **મોરબી** આદિમા લોકાગચ્છીઓને પ્રતિબોધ અપી સન્માર્ગમા સ્થાપ્યા હતાં

**(૫૫) ઉ૦ ધર્મસાગરગણિ**–તેમનો જન્મ લાડોલમા ઓસવાલવંશમાં થયો હતો તેમણે સં૦ ૧૫૯૫ મા ૧૬ વર્ષની ઉમરે આ૦ વિજયદાનસૂરિના હાથે તપગચ્છમા દીક્ષા લીધી તેમણે આ૦ વિજયહીરસૂરિ સાથે દોલતાબાદમા જઇ અભ્યાસ કર્યો હતો તેઓ સંસ્કૃતમા બોલવામા ચતુર, પ્રખરવાદી અને સમર્થ ગ્રંથકાર હતા તેમણે-"જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ટીકા સં ૧૬૩૯, તત્ત્વતરંગિણી સં ૧૬૧૭, વર્દ્ધમાનદ્વાત્રિંશિક, કલ્પકિરણાવલી સં૦ ૧૬૨૮, [૮૦]કુમતિકુદ્દાલ-પ્રવચન પરીક્ષા સં ૧૬૨૯, ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા સં૦ ૧૬૧૭, પ્રર્યુષણાશતક સં૦ ૧૬૪૭, તેની ટીકા ૧૬૪૭. ગુરુતત્ત્વ દીપક (દીપિકા)" વગેરે ગ્રંથ બનાવ્યા છે સ્વ૦ સં૦ ૧૫૫૩ કા૦ શુ૦ ૯

ઉપા૦ શ્રી ભાવવિજય ગણિએ 'ષટત્રિંશદ્ જલ્પવિચારમા' તેમને પં૦ જીવર્ષિગણિના શિષ્ય તરીકે ઉલ્લેખ્યા છે.

**૫૬ ઉ૦ લબ્ધિસાગર, ઉ૦ વિમલસાગરજી;** ઉ૦ લબ્ધિસાગરના શિષ્ય ઉ૦ **નેમિસાગર** બહુ બુદ્ધિમાન હતા તે અને તેના શિષ્ય **મહો૦ મુક્તિસાગર** ગૃહસ્થીપણાના ભાઇઓ હતા તે બનેની કૃપાથી નગરશેઠ શાંતિદાસને અઢળક ધન મળ્યું હતુ અને નગરશેઠે તેમને ઉપાધ્યાય બનાવવા પ્રયત્ન કર્યો પરંતુ આ૦ વિજયસેનસૂરિએ મના કરી ઉ૦ નેમસાગરજી, આ૦ વિજયદેવસૂરિ સાથે માંડવગઢ ગયા હતા ત્યા બાદશાહ જહાંગીરે આચાર્યશ્રીને 'સવાઇ મહાતપા' અને ઉપાધ્યાયને 'જગજીપક' ના બિરૂદ[૮૧] આપ્યા હતા. તેઓનુ સં૦ ૧૬૭૪મા માંડવગઢમા જ સ્વર્ગગમન થયુ અને તેમના

---

૮૦ 'પૂ૦ મહોપાધ્યયાજીશ્રીએ તો શું; પરંતુ આજ સુધીમા કોઇએ પણ 'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ બનાવેલ નથી' એવુ જાણવા છતાય '**મહોપાધ્યાયશ્રીની કૃતિ**' તરીકે ગણાવવામાં પૂ૦ ત્રિપુટીજીનો ઉદ્દેશ એ છે કે-પોતે પ્રસિદ્ધ કરાવેલ આ '**પટ્ટાવલીસમુચ્ચય**' ભા૦ ૨ મા રજુ કરેલ 'સોહમકુલરત્નપટ્ટાવલી રાસ' ના પૃ૦ ૯૬ ઉપરની ત્રીજી કડીમા કવિ દીપવિ૦એ જે જુઠી રીતે જ 'કુમતિકુદ્દાલ, ઉ૦ ધર્મસાગરજીનો બનાવેલ' હોવાનુ જણાવેલ છે તેને ગચ્છમમત્વવશાત્ સત્ય ઠરાવવાનો છે **આ જુઠી વાતના ખંડન અંગે જુઓ આ ગ્રંથના પેજ પર થી ૬૬**

૮૧ 'બાદશાહે આ બિરૂદ કયા પ્રસંગને પામીને આપ્યા?' તે મહત્ત્વના મુદ્દાની વાત, પૂ૦ ત્રિપુટીજીએ અગાઉ જેમ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ મા છૂપાવી છે તેમ અહિં પણ જાણી જોઇને છૂપાવી છે કે-જે મહત્ત્વની બીના **સ્ફુટનોંધ નં. ૬૦** મા અમોએ સ્પષ્ટ જણાવી છે.

શિષ્ય ઉ૦ મુક્તિસાગરજીને નગરશેઠ શાંતિદાસે સં. ૧૬૭૯માં આ૦ વિજયદેવસૂરિના વાસક્ષેપથી વાચકપદ અને સં૦ ૧૬૮૬માં આ૦ વિજયદેવસૂરિના[૮૨] વાસક્ષેપથી અમદાવાદમાં સૂરિપદ આપ્યું. તેમનાથી [૮૩]'સાગરમત'ની પરંપરા ચાલી.

**૫૭ ઉ૦ પદ્મસાગરજી** તેઓ ઉ૦ વિમલસાગરજીના શિષ્ય હતા. તેમણે સં૦ ૧૬૪૬માં બીજી મ૦ શુ૦ ૧૧ માંડલમાં 'જગદ્ગુરૂ કાવ્ય' બનાવ્યું છે.

(૫૮) ઉ૦ કુશલસાગરજી (૫૯) પં૦ ઉત્તમસાગરજી સ્વ. સં૦ ૧૭૫૮ (૬૦) પ૦ ન્યાયસાગરજી તેમણે સં૦ ૧૭૬૩માં ક્રિયોદ્ધાર કર્યો અને સં. ૧૭૯૭માં અમદાવાદ લવારની પોળના ઉપાશ્રયમાં સ્વર્ગગમન કર્યું.

(૫૫) મહો૦ ધર્મસાગરગણિ (૫૬) ઉ૦ શ્રુતસાગરગણિ (૫૭) ઉ૦ શાંતિસાગર તેમણે સં૦ ૧૭૦૭મા 'કલ્પકૌમુદી' રચી (ગ્રં. ૩૭૦૭)

(૫૮) આ૦ શ્રી વિજયહીરસૂરિ (૫૯) આ૦ શ્રી વિજયસેનસૂરિ (૬૦) આ૦ રાજસાગરસૂરિ–તેઓ મહો૦ ધર્મસાગર ગણિના શિષ્ય ઉ૦ લબ્ધિસાગરના શિષ્ય ઉ૦ નેમસાગરજીના નાના ભાઈ તથા શિષ્ય હતા. તેનો જન્મ સં૦ ૧૬૩૭માં શિપુરમા [સિંહપુરમાં] નામ મેઘજી સ ... માં દીક્ષા, નામ મુક્તિસાગર સં. ૧૬૫૫માં પંન્યાસપદ. તે ગુરૂ શિષ્યની કૃપાથી નગરશેઠ શાંતિદાસ ધનવાળા તથા સુખી થયા હતા તેથી નગરશેઠે ઉ. નેમસાગરજીના શિષ્ય મુક્તિસાગરજીને આ૦ વિજયદેવસૂરિના વાસક્ષેપથી સં. ૧૬૭૯મા વાચકપદ અને સં. ૧૬૮૬ મા અમદાવાદના ભ૦ મહાવીર સ્વામીના દેરાસરમાં આચાર્યપદ આપ્યુ અને આ. રાજસાગરસૂરિ નામ આપ્યું. તેઓ સ. ૧૭૨૧ ભા. શુ ૬ અમદાવાદમા સ્વર્ગે ગયા. તેનાં અગ્નિસંસ્કારના સ્થાને દેરી છે. આ સ્થાન ઘાંચી સોસાયટીથી આગળ ગુજરાત વિદ્યાપીઠની નજીકમા છે ત્યાં કા૦ વ૦ ૪ દિને જૈનોનો મેળો ભરાય છે.

આ આચાર્યથી સાગરશાખાની સ્વતંત્ર પટ્ટાવલી ચાલી છે (૬૧) વૃદ્ધિસાગરસૂરિ સ્વ સ૦ ૧૭૪૭ અમદાવાદ (૬૨) લક્ષ્મીસાગરસૂરિ સ્વ સ૦ ૧૭૮૮ સુ૦ સુરત. (૬૩) કલ્યાણસાગરસૂરિ સ્વ૦ ૧૮૧૧ (૬૪) પુણ્યસાગરસૂરિ સ૦ ૧૮૦૮ આ૦ શુ૦. ગુરુવારે સૂરિપદ (૬૫) ઉદયસાગરસૂરિ (૬૬) આણંદસાગરસૂરિ (૬૭) શાંતિસાગરસૂરિ તેમણે સં.

---

૮૨ પૂ૦ ત્રિપુટીજીની આ વાતના નક્કર ખુલાસા રૂપે જુઓ **સ્ફુટનોંધ ન. ૬૩-૬૪.**

૮૩ સાગરમહર્ષિઓની જે-જે પ્રરૂપણાઓ હતી તે તે પ્રરૂપણાઓને ગચ્છનાયક પૂ૦ ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજે જ પટ્ટક બનાવવા પૂર્વક સત્યતયા અને શાસ્ત્રીય હોવારૂપે સમર્થન આપ્યા પછી તો તે પ્રરૂપણાને 'શાસન માન્ય પ્રરૂપણાઓ' તરીકે કે-'દેવસૂરસંઘ માન્ય પ્રરૂપણા' રૂપે જણાવવાને બદલે 'સાગરમતની પરંપરા' તરીકે પ્રચારવા પાછળ પૂ૦ ત્રિપુટીજીનો આશય શું હશે? તે સુજ્ઞો વિચારે

૧૯૨૯ ૩૦ માં હેન્ડબીલો બહાર પાડી **પૂનમ અમાસની વધઘટમાં તેરસની વધ-ઘટ કરવી એ તપાગચ્છની મર્યાદાને સમર્થન આપ્યું હતું.**

(નગરશેઠ 'શાંતિદાસજીનો રાસ' વગેરેના આધારે)

સાગરપંરપરામાં (૧) પ૦ ચારિત્રસાગર (૨) પ૦ વિનયસાગર (૩) પ૦ નરસાગર (૪) પં૦ ચારિત્રસાગર (૫) પં૦ કલ્યાણસાગર (૬) પં૦ સુજાનસાગર (૭) શુભસાગર સ ૧૭૪૨ સ્યાહજિહાનાબાદનગર.

(—આગરા ભંડાર ण-૩૫ 'કલ્યાણમંદિર' પ્રતની પુષ્પિકા)

(૫) પ૦ કલ્યાણસાગર (૬) પ૦ યશ સાગર (૭) પં૦ યશવંતસાગર (૮) પં૦ વિચારસાગર (૯) પં૦ યુક્તિસાગર (૧૦) પ૦ જગરૂપસાગર (૧૧) પ૦ ખુશાલસાગર (૧૨) પં૦ જોધસાગર, મેઘસાગર ઇતિ સાગરાંકી પટ્ટાવલી.

(—આગરા ભંડાર ज्ञ-૩૩ 'રામવિનોદસારણી'ને અંતે નોંધ) (શત્રુંજય-જિનેન્દ્ર ટુંક પાદુકા લેખ. જૈન સત્ય પ્રકાશ ક્રં૦ ૯૨)

(૫૮) આ૦ શ્રી વિજયહીરસૂરિ (૫૯) ઉ૦ સહજસાગર (૬૦) ઉ૦ જયસાગર (૬૧) ઉ૦ જિતસાગર (૬૨) પ૦ માનસાગર (૬૩) મયગલસાગર (૬૪) પદ્મસાગર સ્વ૦ સ૦ ૧૮૨૫ (૬૫) સુજ્ઞાનસાગર સ્વ૦ સ૦ ૧૮૩૮ (૬૬) સ્વરૂપસાગર સ્વ૦ સ૦ ૧૮૬૬ (૬૭) નિધાનસાગર સ્વ૦ સ૦ ૧૮૮૭ (૬૮) મયગલસાગર (૬૯) ગૌતમસાગર (૭૦) ઝવેરસાગર (૭૧, **આ૦ આનંદસાગરસૂરિ** આગમોનો ઉદ્ધાર કર્યો શિલાપટ આગમ મંદિર, તામ્રાગમ મંદિર બનાવ્યા શૈલાના નરેશને પ્રતિબોધ કર્યો અને અનેક ગ્રંથો બનાવ્યા તેઓ વિદ્યમાન છે –[ સ્વ૦ સ૦ ૨૦૦૬ વૈ૦ વ૦ ૫ શનિવાર સુરત ] (૭૨) **આ૦ માણેકસાગરસૂરિ** વિદ્યમાન છે

## સાગરશાખાની સાહિત્યસેવાના ત્રૂટક ઇતિહાસની પૂર્તિ.

પૂ૦ ત્રિપુટી મહારાજે '**જૈનપરંપરાનો ઇતિહાસ**' ભાગ ૩ માં તથા '**પટ્ટાવલી સમુચ્ચય**' ભાગ ૨ માં સાગરશાખાના મહર્ષિઓની સાહિત્યસેવા બતાવવા તરીકે તે તે સાગરગીતાર્થો વિરચિત કૃતિઓના જે ઉલ્લેખો રજુ કર્યા છે, તેમા કેટલેક સ્થલે અના-ભોગે તો કેટલેક સ્થલે આભોગપૂર્વક તે તે મહર્ષિઓની કૃતિઓનો પૂર્ણ ઉલ્લેખ પણ કરેલ નથી! પૂ૦ ત્રિપુટીજીની આવી નીતિપૂર્વકની રજુઆત પદ્ધતિથી ભવિષ્યમા સત્ય ઇતિહાસ નષ્ટ ન થવા પામે અથવા તો તે ત્રુટક ઇતિહાસને પૂર્ણ માની લેવાની પરિસ્થિતિ સર્જાવા ન પામે એ શુભાશયથી પ્રસંગે તેવે તેવે સ્થળે સ્ફુટનોંધો કરવાપૂર્વક વાચકોનું લક્ષ્ય ખેંચવાનો અમોએ પ્રયાસ કરેલ પણ છે

પરંતુ એ પ્રમાણે નોંધો કરવા જતાં સ્ફુટનોંધો વધી જવાના ભયે 'સાગરમહર્ષી-ઓએ પોતે કેવી રીતે વિદ્વદ્ભોગ્ય કૃતિઓ રચીને સાહિત્ય સેવા કરી છે? તેમજ પૂ૦ ત્રિપુટીજીએ તે સાગરગીતાર્થોની સાહિત્ય સેવાનો પ્રભાવક ઇતિહાસ કેટલો બધો છૂપાવીને ત્રુટક રજુ કરેલ છે?' તે વિદ્વાનોના લક્ષ્ય ઉપર લાવવા માટે તે ત્રુટક ઇતિહાસની પૂર્તિ રૂપે આ સ્વતંત્ર વિભાગની રજુઆત કરવી પડે છે આ પૂર્તિ-જૈન ગુર્જર કવિઓ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, ઐતિહાસિક રાસસંગ્રહ આદિમાંથી ચૂંટી-ચૂંટીને તૈયાર કરવામા આવેલ છે જે આ પ્રમાણે:—

(૧) ઉ૦ શ્રી હર્ષસાગર ગણિના શિષ્ય **મુનિ શ્રી કમલસાગરજી**એ સં૦ ૧૬૦૬ ના ફા૦ શુ૦ ૧૧ ના રોજ ૩૬ કડીનુ 'ચોત્રીશ અતિશયનું સ્તવન' આ૦ શ્રી વિજય-દાનસૂરિરાજ્યે બનાવ્યું

(૨) ઉ૦ **શ્રી હર્ષસાગર ગણિ**એ સં૦ ૧૬૨૨ ના લગભગમા 'નવતત્ત્વની નવ ઢાલ' બનાવી

(૩) ઉ૦ શ્રી હર્ષસા૦ ગણિ, પં૦ શ્રી રાજસાગર ગણિ શિષ્ય **પં૦ શ્રી રવિ-સાગર ગણિ**એ સં૦ ૧૬૩૬ મા રૂપસેન ચરિત્ર, સં૦ ૧૬૪૫ માંડલમા રાંખેગારના રાજ્યે ૭૨૦૦ શ્લોક પ્રમાણ પ્રદ્યુમ્ન ચરિત્ર, ૧૬૫૭ મા ઉન્નતદુર્ગ-ઉનામાં મૌન એકાદશી માહાત્મ્ય ગ્રથની રચના કરી હતી

(૪) ઉ૦ શ્રી હર્ષસા૦ ગણિશિષ્ય **પં૦ શ્રી રાજસાગર ગણિ**એ સં૦ ૧૬૪૩ લગભગમા ૨૮ કડી પ્રમાણે 'લુંકામતની સજ્ઝાય' બનાવી હતી

(૫) ઉ૦ શ્રી હર્ષસા૦ ગણિ, પં૦ રાજસા૦ ગણિશિષ્ય **પં૦ શ્રી કુશલસાગર ગણિ**એ સ૦ ૧૬૪૪ ના દીવાલી દિને સુધાનગરમા 'કુલધ્વજ રાસ'ની રચના કરેલ.

(૬) પ૦ શ્રી રવિસા૦ ગણિશિષ્ય **જ્ઞાનસાગર ગણિ**એ સ૦ ૧૬૫૬ જુનાગઢમા 'નેમિચદ્રાવલા' બનાવેલ અને પં૦ ન્યાયસા૦ ગણિશિષ્ય **પં૦ ધીરસાગર ગણિ**એ સ૦ ૧૬૬૬ માગ૦ વ૦ ૨ ના રોજ તેની પ્રતિ લખી હતી (પાટણ લિ૦ ૮-૧૨ દા૦ ૧૧ ન૦ ૭૫ લે૦મા છે)

(૭) ઉ૦ શ્રી હર્ષસા૦ ગણિ, પં૦ રાજસા૦ ગણિશિષ્ય **કુંવરજી** (કુવરસાગર) **ગણિ**એ સ૦ ૧૭૫૭ ના અ૦ શુ૦ ૫ ના રોજ સાણદગ્રામે 'સનત્કુમાર રાજર્ષિરાસ' ની રચના કરી હતી

(૮) બુદ્ધિસાગરજીના શિષ્ય **માનસાગરજી**એ (સ૦ ૧૬૫૨ થી ૧૬૭૨ સુધીના) વિજયસેનસૂરિના રાજ્યમા 'ગુરુ સ્વાધ્યાય' તેમ જ 'શતાર્થી' ઉપર વૃત્તિની રચના કરેલ. (કાંતિ૦ વડો૦ લી૦)

(૯) મહો૦ શ્રી નેમિસા૦ ગણિ, મહો૦ શ્રી વિદ્યાસા૦ ગણિ, ૫૦ શ્રી સહજ-સાગર ગણિશિષ્ય **શ્રી વિજયસાગરજીએ** સં૦ ૧૬૬૪ની આસપાસમા સંમેતશીખર તીર્થમાળા, સં૦ ૧૬૬૯મા વગડીમા ઈષુકાર અધ્યયન સજ્ઝાય, ઢાલ ૩ બનાવેલ.

## મહો૦ શ્રી વિદ્યાસા૦ તથા મહો૦ શ્રી સહજસા૦ ગણિ અંગેનો ઇતિહાસ.

આ પૂ૦ મહો૦ શ્રી વિદ્યાસા૦ ગણિ તથા ૫૦ શ્રી સહજસા૦ ગણિ માટે 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પેજ ૮૨૭ થી ૮૨૯ ઉપર આ પ્રમાણે ઉલ્લેખ છે કે—

"૫૭ **પં૦ વિદ્યાવિમલ ગણિ**–તેમના બીજા નામો ૫૦ વીરવિદ્યાધર, ઉ૦ **વિદ્યાસાગર ગણિ**, ૫૦ વિદ્યાનંદ, ૫૦ વિદ્યાચંદ્ર, **પં૦ વિદ્યાધર** વિગેરે મળે છે. તે પોતાને **૫૦ વિજયવિમલ ગણિના** [જેમનુ બીજું નામ 'વાનરઋષિ ગણિ' છે] શિષ્ય બતાવે છે અને વિજયસેનસૂરિ નિર્વાણ સજ્ઝાય રાસમા પોતાને તેઓ ૫૦ વિદ્યા-ગણિવરના શિષ્ય બતાવે છે તે પં૦ વાનરઋષિ ગણિના શિષ્ય હતા પ્રસિદ્ધ કાવ્યકાર **પં૦ દેવવિમલ ગણિના** વિદ્યાશિષ્ય હતા તે મોટા વિદ્વાન હતા તે ગુરુ-શિષ્યો (૫૦ વાનરર્ષિ અને પં૦ વિદ્યાવિમલ ગણિ) **મહો૦ ધર્મસાગર ગણિ** સાથે વિચરતા હતા. ૫૦ વિદ્યાવિમલ ગણિ એકાંતપ્રિય અથવા અલ્પ આયુષી હતા આથી તેમનો વધુ નોંધપાત્ર ઉલ્લેખ મળતો નથી. તે સં૦ ૧૬૭૪ સુધી વિદ્યમાન હતા

કેકિંદના શા૦ જગમલ ઓશવાલે પોતાની ૩૨ વર્ષની ઉમરમાં ૫૦ વિદ્યાધરની પાસે 'ચોથુ વ્રત' લીધુ હતુ

(–શ્રી જિનવિજયજીનો પ્રા૦ જૈ૦ લે૦ સં૦ ભા૦ ૨જો, લે૦ નં૦ ૩૭૭)

**ગ્રંથો**–૫૦ વિદ્યાધરે વિવિધ સાહિત્ય બનાવ્યુ હતું તેમની પ્રથમ કૃતિ 'આ૦ વિજયદાનસૂરિ સજ્ઝાય' કડી ૧૦, જે સંસ્કૃત–ગુજરાતી મિશ્રિત છે, તે મળે છે. દરેક કડીના પહેલા ચરણના પહેલા પહેલા અક્ષરો જોડવાથી 'શ્રી ગૌતમગુરવે નમ', દરેક કડીના બીજા ચરણના પહેલા પહેલા અક્ષરો જોડવાથી 'શ્રી હેમવિમલાય નમઃ' અને દરેક કડીના ત્રીજા ચરણના પહેલા પહેલા અક્ષરો જોડવાથી 'શ્રી વિજયદાનસૂરયે નમ' બને છે. છેલ્લી કડીમા તેમણે પોતાનુ નામ 'વિદ્યાધર' બતાવ્યું છે.

પં૦ વિદ્યાનંદ ગણિએ સં૦ ૧૬૭૨મા આ૦ વિજયસેન ચરિત્ર, આ૦ વિજયસેન-સૂરિ નિર્વાણ સજ્ઝાય કડી ૫૭, પાર્શ્વનાથ સ્તોત્ર શ્લોક ૧૦, હીરવિજયસૂરિ સલોકો શ્લોક ૮૧ બનાવ્યા આ૦ વિજયસેનસૂરિ ગીત, કડી ૯ અને આ૦ વિજયદેવસૂરિ ગીત કડી ૯ બનાવ્યા.

(–શ્રી જૈ૦ સ૦ પ્ર૦ ક્ર૦ ૬૭ પેજ ૨૭૦)

૫૮. **મહો૦ સહજસાગર ગણિવર**–તે **પં૦ વિજયવિમલ ગણિવર**ના શિષ્ય ઉ૦ વિદ્યાવિમલ ગણિ બીજુ નામ ઉ૦ **વિદ્યાસાગર ગણિવર**ના શિષ્ય હતા **મહો૦ ધર્મસાગર ગણિવર**ના વિદ્યાશિષ્ય હતા. તેમનાં **પં૦ સહજવિમલ ગણિ, પં૦ સહજસાગર ગણિ એમ બે નામ મળે છે.** તે સં૦ ૧૬૧૬ મા **મેડતા**માં મહો૦ ધર્મસાગર ગણિવરની સાથે અને પોતાના દાદાગુરુ (વાનરઋષિ ગણિ)ની સાથે ચોમાસુ રહ્યા હતા તે સૌ ત્યાથી **જાલોર** ગયા. ત્યા મુનિ સહજસાગરને મુનિ **જયસાગર** નામે શિષ્ય અને મુનિ **જીતસાગર** નામે પ્રશિષ્ય થયા સ૦ ૧૬૨૧ મા માળવાના 'સારંગપુર'માં ચોમાસુ રહ્યા હતા

આ૦ વિજયહીરસૂરિએ સ૦ ૧૬૨૮ ફા૦ શુ૦ ૭ ને સોમવારે પં૦ જયવિમલ ગણિને ઉપાધ્યાયપદ, આચાર્યપદ આપ્યા **આ૦ વિજયસેનસૂરિ** બનાવી પોતાની પાટે સ્થાપ્યા ત્યારે ઉ૦ વિમલહર્ષ ગણિવરને **મહોપાધ્યાય** તથા મુનિ સહજસાગર ગણિ, મુનિ લબ્ધિસાગર ગણિ, મુનિ પદ્મસાગર ગણિ અને મુનિ જયસાગર ગણિને **પંન્યાસ** બનાવ્યા. પં૦ સહજસાગર ગણિ સ૦ ૧૬૩૯માં આ૦ વિજયહીરસૂરિની સાથે 'ફતેહપુર સિક્રી' ગયા હતા. જ૦ ગુ૦ આ૦ હીરવિજયસૂરિવરે સં૦ ૧૬૪૬ પો૦ સુ૦ ૧ શુક્રવારે પાટણમા [૮૪] 'બાર બોલનો પટ્ટક' બનાવ્યો તેમા ગીતાર્થોના દસ્તખતમાં પં૦ સહજસાગર ગણિના દસ્તખત પણ લીધા હતા

સં૦ ૧૬૬૮ (૧૬૮૬) જે૦ શુ૦ ૧૪ શનિવારે અમદાવાદમાં ઉ૦ રાજસાગર (મુક્તિસાગર) ગણિને ભ૦ વિજયદેવસૂરિના વાસક્ષેપથી આચાર્ય બનાવ્યા તે **ભ૦ રાજસાગરસૂરિ** બન્યા તેમણે પોતાનો સઘ બનાવ્યો તેમાં **પં૦ સહજસાગરગણિ** અને અને તેમના શિષ્ય **પં૦ જયસાગરગણિવરને** ઉપાધ્યાય તથા **મહોપાધ્યાય** બનાવ્યા હતા [૮૫] આથી તે બને ભ૦ વિજયદેવસૂરિના પણ શિષ્ય અને મહોપાધ્યાય પણ લેખાય છે. તેઓની શિષ્યપરપરામા 'તપાગચ્છ વિજયદેવસૂરિ સઘની **સાગરશાખા**ની સંવેગી શ્રમણશાખા' મળે છે" (પ્રક૦ ૫૮ સાગરશાખા પરપરા)

## પ્રા...સં...ગિ...ક...નોં...ધ

પૂ૦ ત્રિપુટીજીએ લખેલા આ ઉપરના ઇતિહાસથી આ બીનાઓ સ્પષ્ટ થાય છે કે–
૧—**પૂ૦ પં૦ વાનરઋષિ** (વિજયવિમલગણિ), **પં૦ વિદ્યાવિમલ ગણિ** (ઉ૦ વિદ્યાસા૦ ગણિ), પ૦ **સહજવિમલ ગણિ** (પ૦ સહજસાગર ગણિ) આ બધાય પૂજ્ય મહર્ષિઓ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજ સાથે જ વિચરતા હતા અને તેમના જ પક્ષકાર તરીકે રહેતા હતા!

---

૮૪. આ બીના અગેનું વિસ્તૃત સ્પષ્ટીકરણ આ 'પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા' ગ્રથનુ પેજ ૬૯ જુઓ.

૮૫ પૂ૦ ત્રિપુટીજીની આ વાતની સત્યાસત્યતા માટે જુઓ ફુટનોધ ન૦ ૬૪

૨–એટલુ જ નહિ, પરંતુ તેમના વિદ્યાશિષ્ય તરીકે રહેવા પૂર્વક પોતાના મૂળ નામ, પં૦ વિદ્યાવિમલગણિ, પં૦ સહજવિમલ ગણિ હતા. તેમા પણ ફેરફાર કરીને પં૦ વિદ્યાસાગર ગણિ, પં૦ સહજસાગર ગણિ એમ નામ ધરાવવાપૂર્વક પોતાને '**સાગર**' તરીકે જ ગણાવવામા ગૌરવ ધરાવતા હતા!

૩–એથીય આગળ વધીને તેઓએ પોતાના શિષ્ય–પ્રશિષ્યોના નામોની સાથે 'વિજય' કે 'વિમલ' શબ્દનો પ્રયોગ પણ નહિ જ કરતાં પોતાને 'સાગરસંતાનીય' તરીકે ગણાવવાના ધ્યેયથી 'સાગર' શબ્દનો જ પ્રયોગ કરતા હતા!

૪–ભ૦ વિજયહીરસૂરિજી મ૦, ભ૦ વિજયસેનસૂરિજી મહારાજશ્રી પણ તે વાતને માન્ય રાખીને ક્રમે તેમને પન્યાસ–ઉપાધ્યાય અને **મહોપાધ્યાય**પદના ઉચ્ચ સ્થાને સ્થાપે છે. અને દેવસૂર તપગચ્છ સઘના નાયક ભ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજ તો એથીયે આગળ વધીને ભ૦ રાજસાગરસૂરિજીના અને પોતાના ય મહોપાધ્યાય તરીકે પં૦ સહજસાગર ગણિ અને તેમના શિષ્ય પં૦ જયસાગર ગણિને લેખાવે છે!

આ બધી બીનાઓ જોતા અવશ્યમેવ સ્તીકારવુ જ પડે તેમ છે કે–પૂ૦ હીરસૂરિજી મ, પૂ૦ સેનસૂરિજી મ૦, પૂ૦ મહો૦ શ્રી વાનરઋષિ ગણિ–મહો૦ શ્રી વિમલહર્ષ ગણિ આદિ પૂજ્યવર્યોના દિલમા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિનુ અને તેમની પ્રરૂપણાઓનુ આગવુ સ્થાન હતુ આવા ઉત્કટકોટિના સ્થાન અને માનને વરી ચૂકેલા પૂ૦ મહો૦ શ્રીને તે તે વડીલો 'ગચ્છ બહાર' કરે યા તો તેમના બનાવેલા ગ્રથોને 'અપ્રમાણિક' તરીકે જાહેર કરવા પટ્ટકો બનાવે તે વાત કયો સહૃદયી વિદ્વાવ સ્વીકારે? અસ્તુ

(૧૦) મહો૦ શ્રી નેમસા૦ ગણિ–મહો૦ શ્રી વિદ્યાસા૦ ગણિ શિષ્ય ઉ૦ **કૃપાસાગર ગણિએ** સ૦ ૧૬૭૨ (? ૧૬૭૪) ના માગ૦ શુ૦ ૧૨ ના રોજ ઉજ્જેણીનગરીમાં 'ઉ૦ શ્રી નેમિસાગર નિર્વાણ રાસ' ઢાલ ૧૦ ની રચના કરેલ

(૧૧) મહો૦ શ્રી મુક્તિસા૦ ગણિ (આ૦ શ્રી રાજસાગરસૂરિ) શિષ્ય **પં૦ શ્રી ગુણસાગર ગણિએ** સં૦ ૧૬૮૩ ના મહા શુ૦ ૧૩ શુક્રવારે 'સમ્યકત્વમૂલ બારવ્રતની સજ્ઝાય' કડી ૭૨ પ્રમાણ બનાવી.

(૧૨) વૃદ્ધિસાગરસૂરિ શિષ્ય **વિનયસાગરજીએ** સં૦ ૧૭૧૫ પછી 'રાજસાગર સજ્ઝાય' કડી ૬૩ પ્રમાણ બનાવી હતી

(૧૩) ઉ૦ વિદ્યાસા૦ ગણિ–ઉ૦ સહજસા૦ ગણિ–ઉ૦ જિનસા૦ ગણિ–ઉ૦ જીતસા૦ ગણિશિષ્ય **પં૦ શ્રી માનસાગર ગણિએ** સં૦ ૧૭૨૪ કાર્તિક માસે કુવરનગરમા 'વિક્રમાદિત્ય સુત–વિક્રમસેન ચોપાઈ' ઢાલ ૫૨ ની, સં૦ ૧૭૨૪માં 'સુરપતિ

કુમારરાસ'ની, ૧૭૩૦ મા 'આષાઢાભૂતિ ચોપાઇ'ની, ૧૭૩૧ માં 'આર્દ્રકુમાર ચોપાઈ'ની, ૧૭૪૪ મા 'કાન્હડ કઠિયારારાસ'ની, ૧૭૫૯ મા 'સુભદ્રારાસ'ની રચના કરી હતી

(૧૪) પં૦ ન્યાયસા૦ ગણિ, પં૦ જયસા૦ ગણિ, ઉ૦ લાવણ્યસા૦ ગણિશિષ્ય **પરમસાગર ગણિએ** સ૦ ૧૭૨૪ ના પો૦ શુ૦ ૧૦ ના રોજ ગઢવાડામાં 'વિક્રમાદિત્ય રાસ'ની રચના કરેલ

(૧૫) ઉ૦ શ્રી કૃપાસાગર ગણિ શિષ્ય **તિલકસાગર ગણિએ** સ૦ ૧૭૨૫ બાદ 'રાજસાગરસૂરિ સજઝાય' કડી ૬૩ બનાવી હતી

(૧૬) ૬૧ મી પાટે થયેલા પ૦ કલ્યાણસા૦ ગણિ-પં૦ સુંદરસા૦ ગણિ-પં૦ દીપસા૦ ગણિ શિષ્ય [૮૬] **પં. શ્રી સુખસાગર ગણિએ** સં૦ ૧૭૩૨ના ભા૦ શુ૦ ૮ના રોજ રેઆ (રૂપનગર) ગામે 'ઇન્દ્રભાનુપ્રિયા રત્નસુંદરી સતી ચોપાઈ'–ઢાલ ૩૨ની, શ્રી જિનસુંદરસૂરિ કૃત–'દીપાવલીકાકલ્પ' ઉપર સ૦ ૧૭૬૩ માં 'કલ્પપ્રકાશ' નામના બાલાવબોધની, હંસવિ૦ના આગ્રહથી સં૦ ૧૭૬૯ મા 'વૃદ્ધિવિજય ગણિ રાસ' ની, 'જિન ચોવીશી' ની, શેઠ પ્રેમજી પારેખે શત્રુંજયનો યાત્રાસંઘ સ૦ ૧૭૭૭ માં કાઢેલ તેના વર્ણન રૂપે 'પ્રેમવિલાસ રાસ'ની, સ૦ ૧૭૬૩ મા કલ્પસૂત્ર બાલાવબોધ'ની, સ૦ ૧૭૭૩ માં 'પાક્ષિકસૂત્ર બાલાવબોધ, યોગસાર બાલાવબોધ, નવતત્ત્વ બાલાવબોધ આદિ કૃતિઓની રચના કરી હતી

(૧૭) ૫૯ મી પાટે થએલા પ કુશલસા. ગણિ–પ –હીરસા. ગણિ–પં. ગંગસા. ગણિ શિષ્ય શ્રી **જીવસાગરજીએ** સં ૧૭૬૮ શ્રા વ ૪ ભૌમવારે 'અમરસેન–વયરસેન ચરિત્ર રાસ' ની રચના કરી હતી

(૧૮) ૬૦ મી પાટે થએલા પં ચારિત્રસા ગણિ-પ. કલ્યાણસા ગણિ–પં –રૂદ્ધિસા. ગણિના શિષ્ય **ઋષભસાગરજીએ** સં ૧૭૪૮ (?) કા. શુ ૫ સોમવારે 'ગુણમંજરી-વરદત્તચોપાઇ'ની તેમ જ 'વિદ્યાવિલાસ–વિનયચટ રાસ'ની રચના કરેલ

---

૮૬ શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઈ, પોતાના '**જૈનગૂર્જર કવિઓ**' ભા૦ ૨ ના પૃ૦ ૨૮૭ ઉપર આ જ કવિને 'સુંદરસા૦ ગણિના શિષ્ય' તરીકે જણાવે છે અને પૃ૦ ૫૧૩ ઉપર 'ત૦ સત્યવિજય ગણિ સંતાનીય' તરીકે લેખાવે છે। જ્યારે પૃ૦ ૨૮૯ ઉપર 'દીપસા૦ ગણિના શિષ્ય' તરીકે જણાવે છે। આમ દેસાઈની ભિન્નવાક્યતા, તેમની ઇતિહાસાનભિજ્ઞતાને વ્યક્ત કરે છે કારણકે પં૦ સુખસાગર કવિ, નથી તો સુંદરસાગર ગણિના શિષ્ય કે-નથી તો પ૦ સત્યવિ૦ ગણિના સંતાનીય, રાસકાર પોતે જ પોતાને દીપસા૦ ગણિના શિષ્ય તરીકે સ્પષ્ટ જણાવે છે તેમજ 'ધર્મમિત્ર સુખસાગર કવિ ઇણિપરિ ભણે રે' એ પંક્તિ દ્વારા પોતાને પં૦ સત્યવિ૦ના ધર્મમિત્ર તરીકે જણાવે છે, આમ છતાં દેશાઈ, 'સંતાનીયા' તરીકે કયાં ઇતિહાસના આધારે તેઓશ્રીને જણાવતા હશે? એ એક વિચારણીય બીના છે

(૧૯) મહો ધર્મસા ગણિ મહો પદ્મસા. ગણિ–મહો કુશલસા ગણિ–પં. ઊત્તમસા. ગણિ શિષ્ય **પં૦ ચતુરસાગર ગણિએ** સં ૧૭૭૨ માગ. શુ ૩ મંગળવારે સીઊરીમાં 'મદનકુમારનો રાસ' બનાવ્યો

(૨૦) પં. ભોજસાગર ગણિ અને પં રત્નસાગર ગણિ શિષ્ય **સત્યસાગરજીએ** સં ૧૭૯૯ના સુરત ચોમાસામાં 'વચ્છરાજ રાસ'ની રચના કરી

(૨૧) ત્રેસઠમી પાટે થએલા કલ્યાણસાગરસૂરિજીના ભાઇ પં ક્ષીરસા ગણિના શિષ્ય **માણિક્યસાગરજીએ** સં: ૧૮૧૭ના ફા૦ વ૦ ૫ બુધવારે 'કલ્યાણસાગરસૂરિ રાસ' બનાવ્યો

(૨૨) મહો. શ્રી ધર્મસા ગણિ–મહો શ્રુતસા. ગણિ–મહો શાંતિસા ગણિ–બુદ્ધિસા. ગણિ–કુસસા ગણિ–વસંતસા –માણિક્યસા –દાનસાગર શિષ્ય **અમૃતસાગરજીએ** સં. ૧૮૧૭ના પુણ્યમાસ (?) શુ. ૫ રવિવારે પાલણપુરમાં 'પુણ્યસાર રાસ' બનાવ્યો

(૨૩) મહો ધર્મસા ગણિ સંતાનીય પં ગુણસા ગણિ–પં ભાગ્યસા ગણિ–પં૦ પુણ્યસા૦ ગણિના શિષ્ય **અમરસાગરજીએ** વિજયરત્નસૂરિ રાજ્યે 'રત્નચૂડ ચોપાઇ' બનાવી

(૨૪) વિજયજિનેંદ્રસૂરિ રાજ્યે થએલા પં વિનીતસાગરજી ગણિને '૧–પં ધીરસા ગણિ, ૨–પં ભોજસા ગણિ, ૩–પં સુરસા ગણિ, ૪–પં રત્નસા ગણિ અને ૫–પં શ્રી જયવંતસા ગણિ' નામે પાંચ શિષ્યો હતાં તેમાંના મુખ્ય શિષ્ય પં ધીરસા ગણિના શિષ્ય **શ્રી ફતેન્દ્રસાગર ગણિએ** સં. ૧૮૨૨માં 'હોલીરજ પર્વકથા' શ્લો ૧૩૯ તેમ સં ૧૮૫૦ના ભા વ ૮ના ખેનાતટનગરે 'અષ્ટપ્રકારી પૂજા રાસ' રચેલ

(૨૫) પં૦ ચારિત્રસા૦ ગણિ–સુંદરસાગર–મેઘસાગર–શ્યામસાગર શિષ્ય **સુજ્ઞાનસાગરજીએ** સં ૧૮૨૨ માગ શુ ૧૨ રવિવારે ઉદયપુરમાં ૧૭ ઢાલ પ્રમાણ–'ઢાલમંજરી અથવા રામરાસ (ઢાલસાગર)'ની રચના કરેલ

(૨૬) ૬૪મી પાટે થએલા પૂ પુણ્યસાગરસૂરિ–ઉ જ્ઞાનસા ગણિ શિષ્ય **જ્ઞાનઉદ્યોત** (ઉદ્યોત સા એ) સં ૧૮૨૩માં એકવીશ પ્રકારી પૂજા, અષ્ટપ્રકારી પૂજા આરાધના ૩૨ દ્વારનો રાસ, સં ૧૮૩૬માં બારવ્રતની ટીપ તેમ જ વીરચરિત્રવેલી ગાથા ૧૭ પ્રમાણ બનાવેલ

(૨૭) ૬૬મી પાટે થએલા પં૦ વિનોદસાગર ગણિ શિષ્ય **પં૦ ઋષભસા૦ ગણિએ** 'પ્રેમસંઘ વર્ણનરાસ અથવા શત્રુંજયરાસ' તથા સં૦ ૧૮૪૦ ભા૦ શુ૦ ૧૫ પોરબંદરમાં 'વિનયચટ્ટરાસ'ની રચના કરેલ

(૨૮) પ્રધાનસાગર ગણિના શિષ્ય **દિનકરસાગરજીએ** સં. ૧૭૭૯ ના મા. વ. ૩ના 'માનતુંગી સ્તવન, સ ૧૮૫૯ ના પો. શુ. ૧૫ રાણકપુરમા ચોવીસી, સં ૧૮૭૯ ના. પહેલા ચૈત્ર શુદ ૫ના રોજ ગોઢવાડમા દૂહાબંધ ચોવીશ જિનચરિત્ર'ની રચના કરી હતી

(૨૯) 'નં. ૧૪ સાગરશાખા'માંના પં. મહિમાસા. ગણિ શિષ્ય **શ્રી સૌભાગ્ય-સાગરજીએ** સં. ૧૮૭૩ના પાટણમાં 'જંબૂકુમાર ચોઢાળીઉં' બનાવેલ.

(૩૦) મહો ધર્મસા. ગણિ સતાનીય મહો શ્રી હર્ષસા. ગણિ પ્રપૌત્ર મહો. **જ્ઞાનસાગર ગણિએ** ધન્યકુમાર ચરિત્ર તથા દાનકલ્પદ્રુમનો બાલાવબોધ રચેલ હતો.

(૧) પં સહજસા. ગણિ શિષ્ય શ્રી **જયસાગર ગણિએ** સં ૧૬૪૪ના જે. શુ. ગુરૂવારે સ્તભતીર્થમાં 'કલ્યાણ મદિર સ્તોત્ર'ની ટીકા લખી.

(૨) સં ૧૬૫૨મા અકબર રાજ્યે ત. વિજયદાનસૂરિ–રાજવિજયસૂરિ શિ દેવવિજયે મરૂસ્થલીના શ્રીમાલપુરનગરમાં હેમાચાર્યના ત્રિ. શ. પુ. ચરિત્રનો આધાર લઈ સંસ્કૃતગદ્યમાં રામચરિત્ર (પદ્મચરિત્ર) એટલે જૈન રામાયણ રચ્યું કે જે પદ્મસાગરે (ઉપા. પદ્મસા. ગણિએ) શોધ્યુ [ કીં. ૩ ન. ૧૬૯ ભા ૩, ૨૨૯ ]

(૩) પ. વિજયસા. ગણિના શિષ્ય શ્રી **ગુણસાગરજીએ** સ. ૧૬૫૬ કા શુ ૧૩ના રોજ દેનવાલનગરમા 'વિમલ પ્રબંધ'ની પ્રત લખી.

(૪) સં૦ ૧૬૬૩ મા તર્કભાષા વાર્ત્તિકનું સંશોધન ઉપાધ્યાય શ્રી પદ્મસાગર ગણિએ કરેલ

(૫) પં. સહજસા ગણિ–વિજયસા ગણિ શિષ્ય **હેતુસાગર ગણિએ** સં ૧૭૧૭ કૃષ્ણગઢમાં 'સંમેતશીખર તીર્થમાલા સ્તવન' ની પ્રત લખી હતી. જેનો ઉલ્લેખ– 'પ્રાચીન તીર્થમાલા સગ્રહ'ના પૃ ૧ થી ૧૩ ઉપર કરેલ છે

(૬) આ શ્રી રાજસાગરસૂરિ-પં શાતિસા. ગણિ શિષ્ય **દયાલસાગરગણિએ** સં. ૧૭૨૨ શ્રા શુ ૩ ગુરુવારે 'રાજસાગરસૂરિ નિર્વાણ રાસ' લખ્યો.

(૭) ૬૧મી પાટે થએલા પ. કલ્યાણસા. ગણિ પ. દાનસા. ગણિ શિષ્ય **વીરસાગર ગણિએ** સ. ૧૭૨૭ ના ભા. શુ ૧૩ બર્હાણપુરમા ઉ સમયસુંદર ગણિકૃત 'ચોવીશી'ની પ્રત લખી

(૮) મહો શ્રી વિનીતસાગર ગણિ શિષ્ય મુનિશ્રી **પ્રેમસાગરજીએ** તિરવાડાગામે સ ૧૭૩૫ના શ્રા શુ ૧૧ શનિવારે 'વિચારષટ્ત્રિંશિકા બાલાવબોધ' લખ્યો.

(૯) **પં૦ શ્રી તિલકસાગરગણિએ** શ્રાવિકા બીબી કમનુને વાંચવા માટે સં. ૧૭૩૬ ના આ વ ૧૦ ના રોજ 'એલાયચીકુમારનો રાસ' લખ્યો.

(૧૦) પ. ભાવસાગર ગણિ શિષ્ય શ્રી **ચન્દ્રસાગરગણિએ** સં. ૧૭૫૩ ના કા. શુ ૧૧ ના રોજ ઉ૦ સમયસુંદર કૃત 'વસ્તુપાલ તજપાલ રાસ' ની પ્રત લખી.

(૧૧) પં૦ સહજસા૦ ગણિ–પ૦ વિજયસાગર ગણિ શિષ્ય **શ્રી જ્ઞાનસાગરજીએ** સં૦ ૧૭૫૭ ના વર્ષે 'આષાઢાભૂતિ રાસ' લખ્યો

(૧૨) પ૦ અજિતસા૦ ગણિ–પં૦ મહિલા (મહિમા)સા૦ ગણિ–પ૦ અનોપસા૦ ગણિ શિષ્ય **પં૦ અજબસાગર ગણિએ** સ૦ ૧૭૫૮ ના વૈ શુ ૩ના રોજ રૂપનગરમા પ૦ જસવંતસાગર ગણિ કૃત 'કર્મસ્તવન રત્નપૂર્વાર્ધ' ની પ્રત લખી હતી

(૧૩) પં૦ કલાણસા૦ ગણિ પ૦-હર્ષસા૦ ગણિ–પ૦ હીરસા૦ ગણિ–પં૦ ગુણસાગર ગણિ શિષ્ય શ્રી **પુણ્યસાગરજી**એ સં૦ ૧૭૬૧ આ૦ વ૦ ૧૦ ભોમવારે દરિયા મધ્યે ખરતરીય લબ્ધોદય ગણિકૃત 'પદ્મિની ચોપાઈ'ની પ્રત લખી

(૧૪) પ૦ દીપસા૦ ગણિ–પ૦ સુખસા૦ ગણિ શિષ્ય **મહિમાસાગરજી**એ સ૦ ૧૭૬૨ ના માગ૦ શુ૦ ૪ શુક્રવારે સકલચદ્ર ગણિકૃત 'બાર ભાવના' સજ્ઝાય લખી

(૧૫) પ૦ આગમસા૦–પ૦ મોહનસા૦ ગણિ–પ૦ મનરૂપસા૦ ગણિ શિષ્ય **શ્રી જશવંતસાગરજી**એ સ૦ ૧૭૬૩ ના કા૦ શુ૦ ૧૫ શનિવારે સાગાનેરમાં 'ઉત્તરાધ્યયન સૂત્ર બાલાવબોધ' લખ્યો

(૧૬) ૬૨ મી પાટે થએલા આ૦ શ્રી લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય તેજસા૦ રગસા૦ શિષ્ય **શ્રી રામસાગર ગણિ**એ સં૦ ૧૭૭૦ ના પ્રથમ અ૦ શુ૦ ૧૨ રવિવારે સુરતમા 'અજનાસુદરી રાસ'ની પ્રત લખી હતી

(૧૭) પ૦ દીપસાગર ગણિ શિષ્ય કવિ **સુખસાગર ગણિ**એ જ્ઞાનવિમલસૂરિકૃત–આનદ મદિર રાસ (શ્રીચદ્રકેવલી રાસ)ની ૧૭૨ પાનાની પ્રત સ૦ ૧૭૭૧ ના કા૦ વ૦ ૪ સોમવારે રાજનગરમા લખી, સ૦ ૧૭૭૪ મા સૈયદપુરમા અશોકચદ્ર–રોહિણી રાસનો પ્રથમાદર્શ લખેલ તેમ જ જ્ઞાનવિમલસૂરિ વિરચિત ઘણાય ગ્રંથોનો પ્રથમાદર્શ (પહેલી પ્રત) પ૦ સુખસાગર ગણિએ જ લખી છે

(૧૮) ઉ કીર્તિસા ગણિ–પ ચતુરસા ગણિ–પ. લાલસાગર ગણિ શિષ્ય **શ્રી વિશેષસાગરજી**એ સં. ૧૭૭૯ જે વ પના રોજ કટ્ટારીઆનગરે જ્ઞાનસાગર ગણિકૃત 'એલાયચીકુમાર રાસ'ની ૧૫ પાનાની પ્રત લખી

(૧૯) પ. ગુણસાગર ગણિ શિષ્ય મુનિ ખીમસાગરજીને વાચવા માટે સ ૧૭૮૩ ચૈ વ. ૮ રવિવારે અહમદનગરે 'ષડાવશ્યક બાલાવબોધ' લખ્યો

(૨૦) પં. જયવંતસા ગણિ શિષ્ય **પં. ભોજસાગર ગણિએ** શ્રી અમૃતસાગર ગણિ પઠનાર્થે સં. ૧૭૮૩ના જે. શુ. ૫ રવિવાર પુણ્યે 'જ્યોતિષ બાલાવબોધ'ની પ્રત લખી હતી.

(૨૧) ૬૨મી પાટે થએલા પં. સુજાણસા ગણિ-પં ત્રૈલોકયસા. ગણિ શિષ્ય **પં૦ ગોવિંદસાગર** ગણિએ સં૦ ૧૭૮૬ ના જે વ. ૭ ભોમવારે કવલવાલગ્રામે જિનોદયસૂરિ કૃત 'હંસરાજ વચ્છરાજ રાસ' ની પ્રત લખી હતી.

(૨૨) પ૦ લાલસાગર ગણિ-પ૦ જયમા૦ ગણિ-પં૦ હસ્તસા૦ ગણિ શિષ્ય **અમૃતસાગરગણિએ** સં૦ ૧૮૧૦ માગ શુ ૫ ગુરુવારે સુરતમાં પં૦ જિનવિ કૃત 'ધન્નાશાલિભદ્ર' નો રાસ લખેલ

(૨૩) પં. મેઘસા. ગણિ-મુનિ ગંગાસ ર નિ ક્રિયાસાગર શિષ્ય મુનિ **દેવસાગરજી**એ સ. ૧૮૨૧ના ફા. શુ. ૧૪ બુધવારે બિહડામધ્યે **'શ્રીપાલરાસ'** લખ્યો

(૨૪) પ૦ ચતુરસા૦ ગણિ-પં૦ લાલસા૦ ગણિ-પં વિશેષસા૦ ગણિ-પં૦ ઉમેદસાગરગણિ તત્ ભ્રાતા **પં૦ જનસાગરજી**એ સ૦ ૧૮૨૧ના આ વ. ૮ ગુરૂવારે માડવી બંદરે જિનહર્ષગણિકૃત 'કુમારપાલરાસ'ની પ્રત લખી હતી.

(૨૫) પ અમૃતસાગરગણિ શિષ્ય **પં૦ દોલતસાગરગણિએ** સ૦ ૧૮૨૫ના બીજા શ્રા૦ વ૦ ૧૧ બુધવારે વણથલીમાં પં૦ કાંતિકુશલગણિવાચનાર્થે 'શ્રીપાલરાસ'ની ૬૦ પાનાની પ્રત લખી

(૨૬) ઉ૦ પદ્મસા૦ ગણિ-પં૦ કુશલસા૦ ગણિ-પં૦ ઉત્તમસા૦ ગણિ શિષ્ય **પં. ચતુરસાગરગણિએ** સં૦ ૧૮૩૦ મહાવદી ૯ ના રોજ રાણપુરમા ખરતરીય મતિકુશલકૃત 'ચંદ્રલેખા ચોપાઈ'ની પ્રત લખી હતી.

(૨૭) પં૦ વસંત સા૦ ગણિ-પં **માણિકય સા૦** ગણિ-પ૦ દાનસા૦ ગણિ-પં૦ ચતુરસા૦ ગણિ-શિષ્ય પં. શ્રી **નિત્યસાગરગણિએ** સં ૧૮૪૭ના મા૦ શુ૦ ૫૦ શુક્રવારે રાધનપુરમાં ઘેલા અભયચંદને વાંચવા માટે પરમસાગર ગણિકૃત 'વિક્રમાદિત્યરાસની પ્રત લખી.

(૨૮) પં૦ સુખસાગરગણિ શિષ્ય **પં૦ ફતેહસાગરગણિએ** સ૦ ૧૮૪૭ મ૦ શુ૦ ૬ ગુરુવારે ડભોઇમા 'રૂપસેનકથા બાલાવબોધ'ની ૭૮ પાનાની પ્રત લખેલ.

(૨૯) પં૦ રાજસા૦ ગણિ- પ૦ યોગ્યસા૦ ગણિશિષ્ય મુનિશ્રી **શિવસાગરજી**એ સં૦ ૧૮૫૦ના આ શુ૦ ૧૦ ને ધાણપુરનગરે પં૦ મોહનવિ૦ (લટકાળા)કૃત 'ચંદરાજારાસ'ની પ્રત લખી

(૩૦) પં૦ રવિસા૦ ગણિ પં૦ ખુશાલસા૦ ગણિ શિષ્ય મુનિશ્રી **શિવસાગરજી**એ સં૦ ૧૮૫૦માં સુરતમાં 'રૂપસેનકથા બાલાવ–બોધ'ની ૭૮ પાનાની પ્રત લખી

(૩૧) પં૦ કુંવરસાગરગણિ શિષ્ય મુનિ **શ્રી દીપસાગરજી**એ સં૦ ૧૮૫૩ના મ૦ શુ૦ ૧૩ ગુરુવારે ઘાંટુ મધ્યે પં૦ મોહન વિ૦ લટકાળા કૃત 'ચંદરાજારાસ'ની પ્રત લખી હતી

(૩૨) ૬૫મી પાટે થયેલા પં૦ આગમસા૦ ગણિ–પ્રધાનસા૦ ગણિ શિષ્ય **દિણય-રસાગરજી**એ સં. ૧૮૫૫ના જે. વ૦ ૩ના રોજ કવિ યશોવિ૦ (ન્યાયાચાર્ય) કૃત '૧૪ બોલની ચોવીશી' લખી

(૩૩) પં૦ કલ્યાણસા૦ ગણિ શિષ્ય મુનિશ્રી **દેવેન્દ્રસાગરજી**એ સં ૧૮૫૯ના ચૈ૦ વ૦ ૪ના મેદીનીપુરમાં 'ઉપાસકદશાંગસૂત્ર બાલાવબોધ'ની ૧૨૦ પાનાની પ્રત લખી.

(૩૪) આ૦ શ્રી પુણ્યસા૦ સૂરિ–પ૦ રત્નસા૦ ગણિ શિષ્ય **પં ધનસાગરગણિ**એ સં૦ ૧૮૫૯ ચૈ૦ વ૦ ૧૧ મગલવારે વટપ્રદમા સૌભાગ્ય વિ૦ કૃત 'તીર્થમાલાસ્તવન' લખ્યુ

(૩૫) પ૦ સુખસા૦ ગણિ–પ૦ ફતેહસા૦ ગણિ–ઋદ્ધિસા૦ ગણિ શિષ્ય **શ્રી રાજેન્દ્રસાગરજી**એ સ૦ ૧૮૬૧ ફા૦ વ૦ ૧૧ મગલવારે વા૦ ઉદયરત્નગણિકૃત 'લીલા-વતી–સુમતિવિલા રાસ'ની પ્રત લખી.

(૩૬) આ૦શ્રી રાજસાગરસૂરિ–વૃદ્ધિસા૦ સૂરિ લક્ષ્મી સા૦ સૂરિ–કલ્યાણ સા સૂરિ પુણ્ય સા૦ સૂરિ ભ૦ ઉદયસાગરસૂરિરાજ્યે પં૦ વિવેક સા૦ ગણિશિષ્ય **પં. ન્યાયસાગર ગણિ**એ રાજનગરમાં સં. ૧૮૬૩ના ચૈ૦ શુ૦ ૫ના રોજ પ૦ રામવિ૦ ગણિકૃત 'ઉપદેશમાલા–બાલાવબોધ'ની ૧૬૫ પાનાની પ્રત લખી.

(૩૭) **પ૦ હેતસાગરગણિ**એ **સ્વ. શિષ્ય** મુનિ લલિત સાગરને ભણવા માટે સં ૧૮૭૫ આ૦ શુ૦ બીજે મુબઈબદરે **સકલચદ્ર ગણિકૃત** 'સત્તરભેદી જિનપૂજાપ્રબંધ' લખ્યો

(૩૮) આ૦ શ્રી શાંતિસાગરસૂરિશિષ્ય પ૦ સુરેન્દ્રસાગરગણિએ સં૦ ૧૯૨૨ના કા. શુ૦ ૮ શુક્રવારે વીરમગામમા 'કુમારપાલરાસ'ની પ્રત લખી

(૩૯) પં૦ રૂપસા૦ ગણિશિષ્ય મુનિ **શ્રી અભયસાગરજી**એ સં૦ ૧૯૩૯ના ફા. શુ ૧૫ ના અણહિલ્લપત્તનમા પ૦ પદ્મવિ. ગણિકૃત 'સમકિતપચ્ચીસી'નુ સ્તવન લખ્યુ હતું.

વિક્રમની ૧૬મી શતાબ્દિથી આરંભીને વિક્રમની ૨૦ શતાબ્દિના પૂર્વાર્ધ સુધીના

૩૫૦ વર્ષના ગાળામાં થયેલા સાગર ગચ્છના મહારથી મહર્ષિઓએ સાહિત્યક્ષેત્રે જે સેવાઓ સમર્પેલ છે તેનો ઉપલબ્ધ ઈતિહાસ ઉપરની પૂર્તિમાં જણાવેલ છે ત્યારબાદ વિક્રમની **૨૦મી શતાબ્દિના** ઉતરાર્ધમાં તેમજ ૨૧મી શતાબ્દિના પૂર્વાધમાં થએલા શાસન પ્રભાવક પૂ૦ સાગર સમુદાયના ગીતાર્થપુંગવો પૈકીના વિદ્વત્ શિરોમણી (૭૦)મી પાટે થયેલા **પૂ૦ ઝવેર સાગરજી મહારાજ** (૭૧)મી પાટે થયેલા પૂ૦ ધ્યાનસ્થ સ્વર્ગત જિનશાસનસમ્રાટ આગમોદ્ધારક શૈલાનાનરેશ પ્રતિબોધક **આચાર્ય ભગવંત શ્રી આનંદસાગર સૂરીશ્વરજી મ૦,** (૭૨) મા પટ્ટધર મૂત્તીનરેશપ્રતિબોધક-ગચ્છાધિપતિ પૂ૦ આ૦ **માણિક્યસાગરસૂરિજી મ.** માલવદેશોદ્ધારિક **પૂ. આ. શ્રી ચંદ્રસાગરસૂરિજી મ૦-પૂ૦ આ૦ શ્રી હેમસાગર સુરિજી મહારાજ** તથા જીવનની અંતિમપળ સુધી શાસન શાસ્ત્ર અને દેવસૂર તપગચ્છ સામાચારીનું સંરક્ષણ કરનાર (૭૩)મા પટ્ટધર શાસન સ્તંભ **શાસનકંટકોદ્ધારક સ્વ. પૂ. આ. મ શ્રી હંસસાગરસુરિજી મહારાજશ્રીની** તેમજ તપોમૂર્તિ ઉ૦ શ્રી ધર્મસા૦ ગણિની અને તેઓશ્રીના શિષ્ય પ્રશિષ્યોની શાસન રક્ષા, તે અંગેના ભોગો અને સાહિત્યક્ષેત્રે પ્રૌઢ-વિદ્વદ્દભોગ્ય એવી સેંકડો કૃતિઓની રચના-સંપાદન-આલેખન તથા પ્રકાશન આદિ કાર્યોદ્વારા અપાએલી સેવાઓ જૈન જૈનેતર અબાલવૃદ્ધોને સાપ્રત કાલે અનુભવગમ્ય હોઇ અહિં તે તે શાસન સમર્પિત સાગર ગીતાર્થપુગવોની સાહિત્ય સેવાનો વિસ્તૃત આ પ્રમાણે ઉલ્લેખ કરવા જતા આ ગ્રંથનું કદ અતિશય વધી જવાના ભયે મુલતવી રાખેલ છે

**જોરાવરનગર જૈન ઉપાશ્રય**
અષાઢ વદિ ૭ રવીવાર

**શાસનસ્તંભ-શાસનપ્રાણ-શાસનકંટકોદ્ધારક**
**આ. ભ. શ્રી હંસસાગરસૂરીશ્વરચરણસેવી**
**પં૦ નરેન્દ્ર સાગર ગણિ**

## પ્રકરણ ૫મું

### મહો૦ શ્રી ધર્મસા૦ મ. ના ગ્રંથને આ૦ શ્રી સેનસૂરિજીએ પ્રમાણિક ઠરાવેલ હોવાનું જણાવનાર—'**विजयप्रशस्ति**' કાવ્યના કર્ત્તા મહર્ષિનો **तदुक्त परिचय**

ચરમ તીર્થપતિ શ્રી મહાવીર ભગવતની પાટે પ્હેલા શ્રી સુધર્માસ્વામીજી યાવત્ ૧૫મી પાટે આ૦ શ્રી મુનિસુંદરસૂરિજી થયા તેઓશ્રીના રાજ્યે થએલા આ૦ શ્રી લક્ષ્મીભદ્રસૂરિજીની શાખામા અને પ્રભુની ૫૫મી પાટે (આ૦ શ્રી આનંદવિમલ સૂરિજીના ગુરૂ) આ૦ શ્રી હેમવિમલસૂરિ થયા તેમના વારે થએલા આ૦ શ્રી અમરવિજયસૂરિજીના શિષ્ય પૂ મુનિશ્રી કમલવિજયજી ગણિવરના શિષ્ય પૂ૦ મુનિશ્રી વિદ્યાવિજયજી ગણિવરના ગુરૂભાઈ પૂ૦ મુનિશ્રી હેમવિજયજી ગણિએ— 'ઉ૭-૧૨૬ ઉ૪-૧૪૩-૮૬-૫૫-૮૯-૬૦-૬૩-૮૨ -૮૫-૨૮-૧૦-૧૩-૩૧-૦૨-૦૪ ૫૦-૧૨-૬૩-૦૦" એમ ૨૧ સર્ગમાં રચેલ **શ્રી વિજયપ્રશસ્તિ કાવ્યમાં** ૧૭૨૮ મૂળ શ્લોકોનો અર્થરૂપે પ્રકાશ આપનારી 'વિજય દીપિકા' નામની મનોહર ટીકા, પૂર્વોક્ત પૂ૦ મુનિશ્રી વિદ્યાવિજયજી ગણિવરના સમર્થ વિદ્વાન શિષ્ય રત્ન પૂ૦ મુનિશ્રી ગુણવિજયજી ગણિવરે 'विदधे विक्रमनृपतेवर्षे वसुनृप प्रमित–' વિક્રમ સં૦ ૧૬૮૮ મા રચી છે (જુઓ–વિજયપ્રશસ્તિ કાવ્ય પ્રશસ્તિ)

### મહો૦ ધર્મસા૦ મ૦ તથા તેમના ગ્રંથનો કાવ્યકાર મહર્ષિના શબ્દોમાં પરિચય અને વાદી ખરતરની સાથે પ્રતિવાદી પૂ. આ. શ્રી. વિજયસેન સૂરિજીનો સાધેલ અનુપમ સમન્વય

(વિજય પ્રશસ્તિ કાવ્ય સર્ગ ૧૦)

वक्षोजवेदर्तुसुधांशुसंमिते, वर्षे सुखोत्कर्षिणि हर्षवर्षिणि ॥
लोकेहितायाऽर्क इव प्रतापभृत्, सूरिः स एत्य पुनरेव पत्तने ॥ २ ॥

ટીકાર્થ– સુખનો ઉત્કર્ષ છે જેમા અને હર્ષને પમાડનારા એવા સં. ૧૬૪૨ના વર્ષે લોકના વાછિત પૂરવા સારૂ અથવા લોક અંગેની અનુકૂળતા સારૂ એ ચાતુર્માસ બાદ ત્રીજું ચોમાસુ કરવાની ઇચ્છાવાળા તે સૂર્ય જેવા પ્રતાપને ધારણ કરવા વાળા આચાર્ય (વિજયસેનસૂરિજી) મહારાજ ફરીથી પાટણ નગરે આવ્યા ॥૨॥

दुष्पाक्षकोलूकसहस्ररश्मिभि, श्री सागरैर्वाचकधर्मसागरैः ॥
क्लृप्तस्य शास्त्रस्यहरेरिव श्वभि, सूरेर्विवादः सममौष्ट्रिकैरभूत् ॥ ३ ॥

व्याख्या– वाचक धर्मसागरै कि, दुष्पाक्षिका एव उलूका घुकास्तेषु सहस्र रश्मिभि

पुन शास्त्रादिश्रिय सागरै कल्प्तस्य शास्त्रस्य 'प्रवचन परीक्षा' मिधानस्य, विवाद सूरे श्रीविजयसेनस्य् औप्ट्रिकै खरतरै सममभूत। कै. सह कस्येवेत्याह-हरे सिंहस्य इव, यथा श्वमि श्वानैरिति दृष्टान्त उत्प्रेक्षा वा ॥ ३ ॥

અર્થ— શાસ્ત્રાદિ-લક્ષ્મીના સમુદ્ર અને કુપાક્ષિકરૂપ ઘુવડોને વિષે સૂર્ય સમાન ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજીએ રચેલ 'પ્રવચન પરીક્ષા' નામના શાસ્ત્રનો શ્રી વિજયસેનસૂરિજીને સિંહને શ્વાનોની સાથે તુમુલ થવાની જેમ ખરતરોની સાથે વિવાદ થયો ॥૩॥

## તે વાદનું સ્થલ, દિનમાન અને પરિણામ

पार्षद्यहृद्ये सदसि क्षमेशितु-र्वेदत्रियामारमणैर्दिनैर्महान् ॥
श्रीस्मेरराजीवदनैककार्मणं, तत्राप्यनूचानपतेरभूज्जयः ॥४॥

ટીકાર્થ— સભાસદોની પર્ષદાએ કરીને મનોહર એવી નૃપતિની સભામાં ચૌદ દિવસ સુધીનો તે મહાન વાદ થયો, તેમા આચાર્ય (શ્રી વિજયસેનસૂરિજી) મહારાજનો જયરૂપી લક્ષ્મીથી વિકસિત થયેલા—પ્રફુલ્લિત બનેલા વદનકમલના અદ્વિતીય કાર્મણ સ્વરૂપ વિજય થયો ॥૪॥

પાટણ થએલા તે વાદમા વિજય-પ્રશસ્તિકાર મહર્ષિએ, ખરતરો તરફના વાદીનુ નામ નહિ જણાવવામાં તેઓશ્રીને માત્ર—" પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી તથા વિજયસેન સૂરિજી મહારાજની પ્રશસ્તિ કરવા ઉપર અને મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજની યથાર્થવાદિતા સાથે તેઓશ્રીએ રચેલ 'પ્રવચનપરીક્ષા' ગ્રંથનો અદ્‌ભૂત પ્રભાવ જણાવવા ઉપર જ લક્ષ્ય હોવા સાથે પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજીના તે વિદ્યમાન કાળમાં ખરતરોના પક્ષે ભળીને તપગચ્છ સામે ઝગડવા તૈયાર રહેનાર અન્યગચ્છોની સાથે અણધાર્યું બીજું વૈમનસ્ય તપાગચ્છીયોના તરફથી ઉભું ન થવા પામે " એ જ મુખ્ય મુદ્દો હતો

('**પ્રવચન પરીક્ષાની મહાત્તા**' પૃ૦ ૧૪ કોલમ પહેલું.)

બાકી એ જ '**પ્રવચન પરીક્ષાની મહાત્તા**' પૃ૦ ૧૬ કોલમ પહેલાના—"વિજયપ્રશસ્તિમા પાટણ અને અમદાવાદમા વિદ્વાન્ મંડળ સમક્ષ 'પ્રવચન પરીક્ષા' ગ્રંથને સાચો ઠરાવ્યાની સાચી હકીકત લખાઇ એટલે તેના ઉત્તરમાં પોતાના પક્ષને બોલાવવા માટે ખરતરીય કુંભચંદ્રને ચદરવો બાધવો પડયો અને આ૦ શ્રી વિજયસેનસૂરિએ, 'પ્રવચન પરીક્ષા' અંગે ખરતરો ઉઠાવેલા વાદમા વિજય મેળવ્યો એટલે તેઓશ્રીને પાખડી-કહીને નવાજ્યા + + + પરતુ આ કલ્પના ચાલી શકે તેમ નથી કારણકે— (ખરતરીય જિનચદ્રના) વિહારપત્રમા ૧૬૧૭મા પાટણ અને ૧૬૪૧મા જાલોરના ચોમાસા લખતા ચર્ચા અને જય લખવામા આવેલા જ છે, એટલે તે સાથે— (તેનો જો ૧૬૪૨ અને ૧૬૪૩ મા પાટણ અને અમદાવાદમાં જય થયો હોત તો) તે બને સ્થાનોમા પણ

જયને ચીતરી કાઢત જ પણ ત્યાં તે જય ચીતર્યો આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ૧૬૪૨ અને ૧૬૪૩ની 'પ્રવચન પરીક્ષા' અંગેની ચર્ચામા જિનચંદ્રને કોઇ પણ પ્રકારે પંડિતો અને રાજ સમક્ષ વાદ થયો હતો અને તે પૂરેપૂરો તપાગચ્છના જયના નિશાનવાળો જ થયો હતો + + +" ઇત્યાદિ ટકશાલી લખાણ મુજબ- **સં૦ ૧૬૪૨ની તે પાટણની ચર્ચામાં અને આ પછી જણાવાય છે તે સં૦ ૧૬૪૩ની ચર્ચામાં ખરતરો તરફથી વાદી તરીકે તે ગચ્છના આ૦ જિનચંદ્રસૂરિ હતા, એમ નિઃશંક માનવું રહે છે.**

પાટણના તે પરાભવની પીડાના પ્રતીકાર અર્થે ખરતરોએ 'હાર્યો જુગારી બમણું રમે' એ કહેવત મુજબ તે પછીના જ સં૦ ૧૬૪૩માં અમદાવાદમા રાજયાધિકારી મૈશરી કલ્યાણરાજને સાધીને તપાગચ્છીય મહર્ષિઓ સાથે તે 'પ્રવચન પરીક્ષા" ગ્રંથને અપ્રમાણ લેખાવવા સારૂ જે વિવાદ ઉભો કરેલ તેનુ પણ જે પરિણામ આવ્યું તે આ વિજયપ્રશસ્તિકાર મહર્ષિએ તે ચોથા શ્લોક પછીથી- "वत्साभिधस्याथ नृपाधिकारिण, कल्याणराजापरनामधारिण । कक्षा प्रविष्टै सुमहानहम्मदा–वादे विवाद सममौष्टिकै कृत ॥ ५ ॥ तेषामनूचानवितानवजिणा, धाम्ना महिम्ना च विचोतिशायिना । स्कोतस्कूरद्वड मयवित्तिवितमै । शिष्योत्तमै भत्तमशक्तिशालिमि ॥ ६ ॥ श्री खानाखानासदसि० ॥७॥ कल्याणराजस्य तथोष्ट्रिकात० ॥ ८ ॥ એ આઠમા શ્લોક સુધીમા આ પ્રમાણે જણાવ્યુ છે કે—"(પાટણમા તેનો પરભવ થયા પછી સં૦ ૧૬૪૩મા) અમદાવાદ મુકામે ખરતરોએ, અપરનામ 'કલ્યાણ રાજ' ધરાવતા રાજ્યધિકારી (શૈવવણિક–મૈશ્રી, વચ્છરાજને સાધી લેવા દ્વારા તેની કાખમા પેસીને તે વખતે અમદાવાદસ્થિત પૂ૦ આ૦ વિજયસેન સૂરિજીના શિષ્યોની સાથે 'પ્રવચન પરીક્ષા' ગ્રંથને અપ્રમાણ ઠરાવવા સારૂ વળી પાછો મહાન વાદ ઉઠાવ્યો! ॥ ૫ ॥ (તે વિવાદમા પણ તે વિદ્વરશિષ્યોએ તપાગચ્છની સચ્ચાઇ સિદ્ધ કરી આપનારા 'પ્રવચન પરીક્ષા' ગ્રંથની સચ્ચાઇ સાબિત કરીને જે સુંદર પરિણામ આણ્યુ તે પરિણામને) શ્રી વિજયપ્રશસ્ત કાવ્યના ૧૦મા સર્ગના ૬ થી ૮ સુધીના ત્રણ શ્લોકો, આ અર્થમા જણાવે છે કે 'પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના તેજ, મહિમા અને વચનના પ્રભાવથી ઉજ્વલ અસાધારણ તેજવાળા, શાસ્ત્રોના જ્ઞાનમા શ્રેષ્ઠ, અન્ય શિષ્યવર્ગમા ઉત્તમ અને અત્યંત શક્તિ વડે શોભવા વાળા આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના શિષ્યો સાથે ખરતરોએ વિવાદ કર્યો, પરંતુ તે પૂ૦ આચાર્યશ્રીના વિદ્વાન્ શિષ્યોએ– 'અત્યંત બુદ્ધિશાળી, તે (પ્રવચન પરીક્ષા) શાસ્ત્રના વિચારોને સમજવામા ઘણાજ નિપુણ અને સભાને વિસ્મય પમાડે તેવા વાણી વિલાસ વાળા પંડિત, ઉમરાવ વગેરે સભાસદોથી શોભતી સુબા સાહેબ ખાનખાનાની સભામા' તે ખરતરનો કલ્યાણરાજ સહિત સમસ્ત ખરતર સંઘના અજ્ઞાનનો–ચંદ્ર અને તારાના સમુદાયની ચારે બાજુના અંધકારનો જેમ સૂર્યના કિરણો નાશ કરે છે તેમ નાશ કર્યો."

આવી રીને રાજયસભામાં બીજી વખત "પ્રવચન પરીક્ષા" ગ્રંથનો અને પરમાર્થથી કહીએ તો તપાગચ્છનો ખરતરોની સાથેના વાદમા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીમ૦ના હાથે સર્વદિગ્વ્યાપી વિજય થયો તે વિજયનો મહિમા જગજાહેર કરવાના તે વખતે જે ઉપાયો થયા તે પણ વિજય પ્રશસ્તિકારે તે પછીના "श्री खानखानार्पितवाद्यवादनैर्वाचालतानीतसमस्तदिङमुखै ॥० એ નવમા શ્લોકમા- "તે વખતે (ત્યાંના અમદાદના) સુબા ખાનખાનાએ આપેલા વાજીંત્રોના શબ્દો વડે સર્વ દિશાઓના મુખો વ્યાપી ગએલા કરીને તે શાસ્ત્ર (પ્રવચનપરીક્ષા) ને તે ખરતરોની સાથેના વાદમાં થએલી બીજી જીતના ઉત્સાહને ધારણ કરનાર એ ઓચ્છવમાં ઉત્સાહ વાળા–સર્વ શ્રાવકોએ સ્થાને સ્થાને બહુમાન પૂર્વક વધાવી લીધું" તે અર્થ દ્વારા સ્પષ્ટ જણાવ્યુ છે.

## પૂ૦ આ૦ શ્રી સેનસૂરિજી પ્રત્યે પૂ૦ મહો૦ સોમવિ મ૦ વગેરે અંતરથી ભિન્ન હોવાનો સજ્જડ પુરાવો.

(૧)

સં. ૧૯૯૨ માં પ્રસિદ્ધ થયેલ 'શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ' ગ્રથના ચોથા ગુજરાતી વિભાગના પૃ૦ ૨૨૫ થી ૨૪૨ સુધીમાં **'શાસન પ્રભાવક ગુરુ–શિષ્ય ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર'** શીર્ષક રાખીને મોહનલાલ દ૦ દેશાઇએ છપાવેલ–ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રગણિ વિરચિત મહો૦ ભાનુચદ્ર ગણિ પ્રભાવક પુરૂષ મહાકાવ્ય, સંજ્ઞક (૪-પ્રકાશવાળા) સંસ્કૃત કાવ્યબદ્ધ ગ્રંથના ગૂર્જર અનુવાદના પૃ૦ ૨૩૭ થી ૨૩૮ સુધીના પાંચમા તથા છઠ્ઠા પેરાનું લખાણ યથાવત્ નીચે મુજબ છે

"હવે સિદ્ધિચંદ્રસહિત [૧] વાચક, [૨] શ્રીનૃપને વિજ્ઞપ્તિ કરતા, [૩] ત્રેવીશવર્ષને અંતે વિહાર કરતા અને ગામે ગામે સતકાર પામતા ક્રમે કરી અહમ્મદાવાદ આવ્યા. ત્યાથી સૂરિશ્રીને (વિજયસૂરિને) ત્રંબાવતીમા (ખંભાતમાં) વાંદી [૪] તેમની આજ્ઞાથી પછી અહમ્મદાવાદ આવી ત્યા પોતે [૫] ચોમાસુ કર્યું ત્યાર પછી તે [૬] દેશના સ્વામી નામે [૭] વિક્રમાર્કે ઉપાશ્રયમા સિદ્ધિચંદ્ર સહિત આવી સાદર જિનપ્રભુની પૂજા કરાવી–ભણાવી અને સવત્ર અમારી પડહ [૮] વજડાવ્યો પછી [૯] ગુરુનિર્દેશથી મહીશાનપુર (મ્હેસાણા)મા રહી પત્તન (પાટણ) આવ્યા. અહી શ્રી [૧૦]વિજયદેવસૂરિની ઉન્નતિથી મત્સર પામી અન્યગચ્છના [૧૧] ઘણા આચાર્યો સહિત તે [૧૨]સૂરિ સાથે વાદ કરવાની ઇચ્છાવાળા ખરતરો પોતાના ટોળા સહિત દ્રગે [૧૩] ગોપુરે વાદાર્થે ઉપસ્થિત થયા હતા. [૧૪]અન્યગચ્છીયે તે [૧૫] આચાર્યને બોલાવ્યા પછી તેમણે [૧૬]તેઓ સાથે વાદ કરવા સિદ્ધિચંદ્ર [૧૭]શકિતમાન છે એમ ધારી [૧૮] તેને સાથે લઈ વિદ્વાનોના વૃદ સહિત ગયા અને ઉદ્ધત પ્રતિવાદીઓ સાથે વાદ કરવાનુ સિદ્ધિચંદ્રને ફરમાવ્યું તેણે તર્કસુકક્તિથી તે [૧૯] બધાને જીત્યા અને ચૂપ કરી દીધા [૨૦] તે સર્વે ચાલ્યા ગયા આચાર્ય [૨૧] જયશ્રી પ્રાપ્ત કરી ઉપાશ્રયે પધાર્યા."

[22] "ત્યાર પછી કેટલાક દિવસે ત્યા લાલી નામની શ્રાવિકાએ બિંબપ્રતિષ્ઠા મહોત્સવ શરૂ કર્યો અનેક ગામથી સઘો જોવા આવવાથી પત્તન (પાટણ) વિસ્તીર્ણ છતા સકીર્ણ (સાકડુ) પડયું. જલયાત્રા વખતે [23] અકસ્માત્ ત્યાનાં રાજા (સૂબા) સદુલ્લએ કોઇના ભભેરવાથી તેના નિષેધનો હુકમ આપ્યો. તેથી હાહાકાર થયો-રંગમા ભગ પડયો. લોકો ગયા તેનુ અપમાન કર્યું. આચાર્યે વાચક (ભાનુચંદ્ર)ને કહ્યું કે આપે તેની પાસે જઈ આ નિષેધ દુર કરવો ઘટે તે વખતે સિદ્ધિચદ્ર કહ્યું કે-' મારા ગુરૂને શ્રમ આપવાની જરૂર નથી. હુ તે કામ કરીશ ' આચાર્યે કહ્યુ ' બહું સારૂ ' પછી સિદ્ધિચદ્ર તે સુબાને ત્યા ગયા તેણે આવવાનુ કારણ પૂછતા તેમણે જણાવ્યું.' શ્રેયના કાર્યમા આવુ વિઘ્ન આપ શ્રીમદે શા માટે કર્યું ? એથી અમારી પ્રીતિનો છેદ થયો છે સૂબાએ-' આપનુ શુ પ્રિય કરી શકું ?' એમ પૂછયું ત્યારે સિદ્ધિચંદ્રે જણાવ્યુ ' પહેલા ઉપાશ્રયે આવી મારા ગુરૂને ખુશ કરીને જલયાત્રા મહોત્સવે શ્રીફલ લેવું-' આપ્રમાણે તેમણે કર્યુ ને સર્વનો મનોરથ ફળ્યો મિથ્યાદર્શીઓએ ઉપજાવેલુ વિઘ્ન[24] ટળ્યું વટપદ **(વડોદરા) તથા ગંધારમાં જયેષ્ઠસ્થિતિ કરી વાચકશ્રી પાટણમાં ચાતુર્માસ કરવા રહ્યા** [25] **હતા.** "

[ શ્રી સિદ્ધિચદ્ર ગણિએ કરેલા ઉપરોકત બે પેરાવાળા લખાણુમા કૌસમાના શબ્દો શ્રી મો૦ દ૦ દેશાઇના છે અને તે લખાણમાના શબ્દોને મથાળે રહેલા ૧ થી ૨૫ સુધીના આંક, તે તે શબ્દ રચનામા પૂ૦ સિદ્ધિચદ્ર ગણિએ યોજેલી ચાલબાજીને નંબરવાર શાસનહિતાર્થે ખુલ્લી કરવાના આશયથી મેં- **હસસાગરે** લખેલા છે ]

<u>તેઓ સં૦ ૧૬૬૮ના મા૦ માસે આગરાથી વિહાર કરી</u>

<u>જેઠ માસે ખંભાત પધારેલ.</u>

શ્રી સિદ્ધિચદ્ર ગણિએ, ઉપરના લખાણુમા આગરાથી કયા સવતમા ગુજરાત ભણી વિહાર કર્યો અને કયા સવતમા અમદાવાદ આવ્યા ? તે જણાવ્યુ નહિ હોવાથી તે બન્ને સવત સમજી લેવા સારૂ આ નીચે તત્તત્કાલીન ઐતહાસિક નોધો દર્શાવાય છે

**જૈનપરંપરાનો ઇતિહાસ ભા. ૩ પૃ૦ ૯૩ પેરા ૫**- ' મહો૦ ભાનુચંદ્રગણિ મોગલદરબારમાં ૨૩ વર્ષ સુધી રહ્યા હતા અકબરના મરણ પછી તે સ૦ ૧૬૬૨માં આગરાથી વિહાર કરી ગુજરાત તરફ પધાર્યા હતા '

"**ભા૦ ૩ પૃ૦ ૭૮૪ પેરા ૬** ' ઉપાધ્યાય ભાનુચંદ્રગણિ સં૦ ૧૬૩૯ થી ૧૬૬૨ સુધી એમ લાગલગાટ ૨૩ વર્ષો સુધી મોગલદરબારમા રહી, જહાગીર બાદશાહની સંમતિથી વિહાર કરતા પ૦ સિદ્ધિચદ્ર વગેરે પરિવાર સાથે સં૦ ૧૬૬૮મા અમદાવાદ પધાર્યા '

" **ભાગ ૩ પૃ ૮૧૭**-" આ૦ વિજયસેનસૂરિનો સ. ૧૬૬૭ના ચોમાસાનો ક્ષેત્રાદેશપટ્ટક તેમા– 'ભાનુચંદ્રગણિ આગરામધ્યે એમ સ્પષ્ટ જણાવેલ છે તે મુજબ શ્રી ભાનુચદ્રગણિ વગેરેનુ સં.૦ ૧૬૬૭નુ ચોમાસુ આગરા છે.'

" **ભા૦ ૩ પૃ૦ ૭૨૩**–" પછી તો આ૦ વિજયસેનસૂરિએ સ૦ ૧૬૬૭ ના મા૦ વ૦ ૪ને શનિવારે પાટણથી પાચ બોલનો પટ્ટો બનાવી બધળે સ્થાને મોકલ્યો +++" પૃ૦ ૭૨૪–' (૨૨) આ વિજયસેનસૂરિ (પાટણથી) સુરત (સ૦ ૧૬૬૭) પધાર્યા અહિ તે વર્ષનું ચોમાસું કરી (સં૦ ૧૬૬૭ મા ખભાત થઈ યાત્રા માટે સોરઠ પધાર્યા +++"

**એ સઘળી ઐતિહાસિક નોંધોનું તારણ, આ વસ્તુ નક્કી કરી આપે છે કે** "શ્રી ભાનુચદ્રગણિ સહિત તેઓએ સં૦ ૧૬૬૨ માં ગુજરાત ભણી વિહાર કર્યો હતો અને ક્રમે વિહાર કરતા તેઓશ્રીએ સં૦ ૧૬૬૭ નું ચાતુર્માસ, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂનરિજીની આજ્ઞાથી આગરા કર્યુ હતુ અને તે ચાતુર્માસ પૂર્ણ થયા બાદ સં૦ ૧૬૬૮ મા ખંભાત પધારેલા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિ મ૦ને વદન કરવા સારૂ સં૦ ૧૬૬૮ના પ્રાય૦ માગશ૦માસે આગરાથી ગુજરાત ભણી વિહાર કર્યો હોઇ તેઓશ્રી ૧૬૬૮ના પ્રાય૦ જેઠ માસે અમદાવાદ પધાર્યા હતા"

<u>શ્રી સિદ્ધિચંદ્રને જગદ્‌ગુરુએ પાંચમે વર્ષે દીક્ષા આપી છે.</u>

"**જૈન પરંપરાનો ઇતિહાસ. ભા૦ ૩ પૃ૦ ૯૪ પેરા ૩**–' +++ (જહાંગીરે) તેઓને સ૦ ૧૬૬૮ મા અમદાવાદથી આગરા બોલાવ્યા બાદશાહે સ૦ ૧૬૬૯ મા તેમનો નગર પ્રવેશ કરાવ્યો +++'

" **ભા૦૩ પૃ૦ ૧૨૬**–' આ વિજયસેનસૂરિએ ગુરુ આજ્ઞાથી ગુજ૦ સ૦ ૧૬૪૯ ના મા૦ શુદ ૩ના રોજ ગધનપુરથી (લાહોર ભણી) વિહાર કર્યો સ૦ ૧૬૪૯ ના જેઠ શુદિ ૧૧ના રોજ લાહોરમા પ્રવેશ કર્યો સ૦ ૧૬૪૯–૫૦–૫૧ ના ચોમાસા લાહોરમા કર્યા

" **ભા૦ ૩ પૃ૦ ૭૮૨**–' જ૦ ગુ૦ આ૦ હીરવિજયસૂરિએ ઉપાધ્યાય ભાનુચદ્ર માટે ગુજરાતમા ૧ મુનિ ભાવચદ્ર અને ૨ મુનિ સિદ્ધિચદ્ર એમ બે શિષ્યો બનાવી લાહોર મોકલ્યા' ××× તથા **પૃ૦ ૭૯૩**–' ૬૦ મહો૦ ભાનુચદ્ર ગણિવર ૬૧ મહો૦ સિદ્ધિચંદ્ર ગણિવર, તે વણિક પુત્ર હતા તેમણે નાની ઉમરમા દીક્ષી લીધી જ૦ ગુ૦ આ૦ હીરવિજયસૂરિએ ભાવચદ્ર અને સિદ્ધિચદ્ર એ બે ભાઇઓને દીક્ષા આપી. ઉ૦ ભાનુચદ્રના શિષ્ય બનાવી ઉપા૦ ભાનુચદ્ર પાસે આગરામા મોકલ્યા"

" **ભા૦ ૩ પેજ ૭૯૭**–' શ્રી વિજયસેનસૂરિના સ્વર્ગગમન બાદ સ૦ ૧૬૭૨ મા તપગચ્છમા બે પક્ષો પડયા ત્યારે તેઓ શ્રી વિજયાનદસૂરિના પક્ષમા દાખલ થયા'

" ભાગ ૩ પેજ ૬૭ પેરા ૪–'આ૦ શ્રી હીરવિજયસૂરિ ફતેપુર પ્રદેશમા (૧૬૩૯ના જેઠ વદિ ૧૩ થી ૧૬૪૩ ના જેઠમાસ પર્યંતના) ૪ વર્ષો વિચરી × ××× ગુજરાતમાં ગયા બાદ ત્યાંથી પોતાના પટ્ટધર આ૦ વિજયસેનસૂરિ તથા મહો૦ સિદ્ધિચંદ્ર ગણિ વગેરેને ગુજરાતથી (સ૦ ૧૬૪૯ માં) બાદશાહ પાસે (લાહોર) મોકલ્યા હતા '

" ભા૦ ૩ પેજ ૯૯–બાદશાહ શાહજાદા મહો૦ ભાનુચંદ્રવિજય પાસે ભણ્યો હતો ઉપા૦ સિદ્ધિચંદ્રની સાથે રમ્યો હતો +++' પેજ ૮૯ –(જહાંગીરે) તેઓને (ભાનુચંદ્ર સિદ્ધિચંદ્રને) અમદાવાદથી આગરા બોલાવ્યા, ૧૬૬૯ મા આવ્યા ત્યારે +++ સિદ્ધિચંદ્ર ૨૫ વર્ષના ઉછરતા યુવાન હતા '

## તેને અસત્ય ઇતિહાસનું અનુસરણ ગણવું રહે.

['શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ' ગ્રંથના ચોથા ગુજરાતી વિભાગમાંના તે સિદ્ધિચંદ્ર ગણિ કૃત પ્રસ્તુત લખાણ પછી પૃ૦ ૨૩૯ ઉપર 'તમારા જન્મથી કેટલા વર્ષો થયા ?' એ જહાંગીરના પ્રશ્નના ઉત્તરમા તે શ્રી સિદ્ધિચંદ્ર ગણિએ પોતે પણ ૨૫ વર્ષ જણાવ્યા છે જહાંગીરનો તે સ૦ ૧૬૬૯ ની આખરે થએલો તે પ્રશ્ન, શ્રી સિદ્ધિચંદ્રની કોઈ થઇ જવા પામેલી અચારિત્રરૂપ આકરી ભૂલ પ્રત્યેના રોષથી વ્યાપ્ત હતો અને તેથીજ તેના ફલ તરીકે જહાંગીરે તેઓને-પ્રસ્તુત લખાણના પૃ૦ ૨૪૧ ઉપરના તે શ્રી સિદ્ધિચંદ્રના જ "જહાંગીરે +++ આજ્ઞા કરી કે–તેનો (સિદ્ધિચંદ્રનો) વનમા વાસ કરાવવો એ સ્વીકારી અકંપ તેઓ (વનમા) ચાલી નીકળ્યા,' એ વચનો મુજબ વનવાસની શિક્ષા કરી આ કઠોર અપમાનમય વાતની કવિ ઋષભદાસે, **'શ્રી હીરવિજયસૂરિરાસ'** પૃ૦ ૧૮૬ ઉપરની—'સૂરગરી જેસા દેખતી (કે) ખુશી હુઓ પાતશાહિ નમિ પાય નિવાજીઓ, ઋષભદાસ ગુણ ગાય' એ રેશમી શબ્દોવાળી આઠમી ગાથા દ્વારા જે સ્તવના કરેલ છે અને 'સૂરીશ્વર અને સમ્રાટ' નામના પુસ્તકમા મુનિશ્રી વિદ્યાવિ૦ મ૦ જેવા સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તાએ તે સ્તવનાનુ અનુકરણ કર્યુ છે તેને અસત્ય ઇતિહાસનુ અનુસરણ ગણવુ રહે '

**જૈન પરંપરાનો ઈતિહાસ ભા–૩ પૃ૦ ૭૮૫**–'તેમણે (સિદ્ધિચંદ્રજીએ) સ ૧૬૬૯ થી ૧૬૭૩ સુધી આગરાથી વિહાર કરી મારવાડ તરફ વિહાર લખાવ્યો હતો '

**આ વગેરે ઐતિહાસિક નોંધો આ વસ્તુ નક્કી કરી આપે છે કે**– •(૧)– પૂ૦ મહો૦ ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્ર વગેરેએ સ ૧૬૬૮ના જેઠમાસે ખંભાતથી વિહાર કરી તે વર્ષનુ ચાતુર્માસ અન્યત્ર કર્યું હતુ અને તે સ૦ ૧૬૬૮ના ચાતુર્માસમા તેઓશ્રીને અમદાવાદના સુબા મારફત મોકલાએલુ આગરા આવવાનુ જહાંગીરનુ આમંત્રણ અમદાવાદથી તેમના ચાતુર્માસ સ્થલે મળ્યુ અને તેથી તેઓશ્રીએ તે સ૦ ૧૬૬૮નુ ચાતુર્માસ

પૂર્ણ થયે સં૦ ૧૬૬૯ના પ્રાયઃ માગશરમાસે આગરા ભણી વિહાર કર્યો (૨) પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીએ, સ ૧૬૪૯ના મા૦ શુ૦ ૩ ના રોજ વિહાર કર્યો તે દિનેજ (નૂતનદીક્ષિત બાલમુનિ) શ્રી સિદ્ધિચંદ્રજીએ ગુજરાતમાથી લાહોર જવા તેઓશ્રીની સાથે વિહાર કર્યો છે (૩) શ્રી સિદ્ધિચંદ્રજીએ મહો. ભાનુચંદ્રજીના ચરિત્રમાનુ મથાળે જણાવેલુ લખાણ તેઓ શ્રી દેવસૂરગચ્છમાથી ખસીને અણસૂર ગચ્છીય બન્યા તે પછી જ કર્યું છે. (૪) આ૦ શ્રી વિજય હીરસૂરિજીએ શ્રી સિદ્ધિચંદ્રજીને પાંચમે વર્ષે દીક્ષા આપી છે:

## પ્રા...સં...ગિ...ક...

## તે અરસામાં દીક્ષાપ્રેમી લેખાવીને દીક્ષાદ્રોહીપણે જીવનારાઓનો ઉદ્ગમ જ સંભવતો નથી.

"ઉપર જણાવ્યા મુજબ સં. ૧૬૪૯મા જેમ પૂ૦ જગદ્ગુરુએ સિદ્ધિચંદ્રને પાંચમે વર્ષે દીક્ષા આપી છે તેમ (**'જૈનપરંપરાનો ઈતિહાસ'** ભા૦ ૩ પૃ૦ ૮૫૧ ઉપરના- કનોડાગામની શ્રી **સૌભાગ્ય દેવીએ** પં૦ નયવિજયજીને સં૦ ૧૬૫૬-૫૭માં પોતાના પાચ વર્ષના પુત્ર જસુ (ને) વહોરાવ્યો જે મોટો થતાં ન્યાયતીર્થ-ન્યાયવિશારદ-ન્યાયાચાર્ય મહો૦ શ્રી યશોવિ૦ મ૦ થયા' એ ઐતિહાસિક પૂરાવા મુજબ) તે પૂ૦ જગદ્ગુરુના પ્રયશિષ્ય પં૦ નયવિજયવિબુધે પણ તે અરસામા પાચ વર્ષના 'જસુ'ને દીક્ષા આપી છે તે જોતા તે અરસામા- 'પોતાને દીક્ષાના પ્રેમી લેખાવતા રહીને 'ગર્ભાષ્ટમ' તથા 'જન્માષ્ટમ'ની શાસ્ત્રાનુસારી દીક્ષાનો પણ બેધડક વિરોધ કરતા રહેવા રૂપે **દીક્ષા દ્રોહી** પણે જીવનારા પાખંડીઓનો ઉદ્ગમ જ સભવતો નથી."

## સિદ્ધિચંદ્રજીના મૂલ લખાણમાંની ચાલબાજીની નંબરવાર સમાલોચના

શ્રી સિદ્ધિચદ્રગણિના લખાણમાના **ન ૧ વાળા 'વાચક'** શબ્દથી લેખકશ્રીએ પૂ૦ મહો૦ શ્રી ભાનુચદ્રગણિ જણાવેલ છે, **નં. ૨ વાળા 'શ્રીનૃપને'** વાક્યથી 'જહાગીરને' એમ જણાવેલ છે. **નં ૩ વાળો 'ત્રેવીશ વર્ષને'** શબ્દ અસત્યમિશ્ર લખેલ છે, (કારણકે અન્ય ઇતિહાસ મુજબ ભાનુચદ્રજી સ ૧૬૩૯મા નહિ પણ ૧૬૪૩મા આગરા ગયા છે અને શ્રી સિદ્ધિચદ્રજી તો સ૦ ૧૬૪૯મા દીક્ષા લઈને તે જ વર્ષે લાહોર પધાર્યા હતા તેથી શ્રી ભાનુચદ્રજી તે પછીના સ૦ ૧૬૬૨ સુધીના ૧૯ વર્ષ અને શ્રી સિદ્ધિચદ્રજી તેર વર્ષ જ તે મોગલ દરબારમાં રહ્યા હતા) **નં. ૪ વાળા -'તેમની'** શબ્દથી 'પૂ૦ વિજયસેનસૂરિની' જણાવેલ છે **નં. ૫ વાળુ 'ત્યા'** (અમદાવાદમા) **'પોતે ચોમાસુ કર્યું'** એ પક્તિ ઉપજાવી કાઢીને લખેલ છે (કારણ કે- **'જૈનપરપરાનો ઇતિહાસ'** ભા૦ ૩ પૃ૦ ૭૮૪ પેરા ૬ તથા ૭માનો- '+++ પ૦

સિદ્ધિચંદ્ર વગેરે પરિવાર સાથે સં૦ ૧૬૬૮માં ગુજરાત અમદાવાદ પધાર્યા તેઓ ખંભાતમાં આ૦ વિજયસેનસૂરિને વંદન કરી મેસાણા થઈ પાટણ પધાર્યા + + + પાટણમાં ચોમાસું રહ્યા ' એ ઐતિહાસિક ઉલ્લેખ, તે સં૦ ૧૬૬૮નું ચોમાસું તેઓએ પાટણ કર્યું હોવાનું સ્પષ્ટ જણાવે છે ) **નં ૬વાળા 'તે દેશના સ્વામી'** વાક્યથી પોતે તે વર્ષે અમદાવાદમાં ચોમાસું કર્યું હોવાનું જે કલ્પિત જણાવ્યું છે, તે 'અમદાવાદવાળા ગુજરાત દેશના |સ્વામી' જણાવેલ છે **નં. ૭ વાળો– 'વિક્રમાર્કે'** શબ્દ વાચકોને ભ્રમમાં નાખવા કૃત્રિમ યોજેલ છે, ( કારણ કે– જૈન પરંપરાનો ઇતિહાસ ભા૦૩ પૃ૦ ૫૬ થી ૬૦ મુજબ તે મોગલયુગનો ગુજરાતનો સ્વામી 'હેમુ વિક્રમાદિત્ય' નામનો હિંદુરાજા છ મહિનાજ દિલ્હીની ગાદી ભોગવીને અકબર બાદશાહના હાથે સં૦ ૧૬૧૩ ના રોજ યુદ્ધમાં હણાઈ જવા પામેલ હોય ત્યારથી દિલ્હીનો બાદશાહ અકબર બનેલ હોવાથી તે સં૦ ૧૬૬૮ના સમયે ગુજરાતનો સ્વામી વિક્રમાર્ક ન્હોતો, પરંતુ અકબરના પુત્ર જહાંગીરે સં૦ ૧૬૬૧માં રાયરાયન પત્રદાસને માત્ર રાજા વિક્રમાદિત્યનો ઇલકાબ આપેલો તે સુબો હતો **તે નં ૭થી નં. ૮ (સુધીની– વિક્રમાર્કે ઉપાશ્રયમાં સિદ્ધિચંદ્ર સહિત આવી સાદર જિન પ્રભુની પૂજા કરાવવી–ભણાવી અને સર્વત્ર અમારીપડહ વજડાવ્યો.'** એ પંક્તિવાળી વાત તો તે ખિરૂદધારી વિક્રમાર્ક સુબાએ જહાંગીરના કોટ–દરબારમાં રહ્યા રહ્યા અમદાવાદના તે જૂઠા લખેલા ચોમાસે શ્રી સિદ્ધિચંદ્રજીની કાયામાં પ્રવેશ કરીને શ્રી સિદ્ધિચંદ્રજીના હાથે લખાવી હોવાનું શ્રી વિજયહીરગુરુજી ખુદ આવીને જણાવે તો પણ વિચાર માગે તેવી ભ્રામક છે **નં. ૯વાળી– 'ગુરૂનિર્દેશથી મહીશાનપુર (મહેસાણા)માં રહી' શ્રી દેસાઈએ** એ વાતને તે શ્રી સિદ્ધિચંદ્રજીએ સંસ્કૃતમાં રચેલા– **શ્રી ભાનુચંદ્રગણિચરિત્રમાંના** 'ततश्च गुरुनिर्देशात् पर्ज्जन्यावस्थिर्ति पुन । निर्माय श्री महीशानपुरे पत्त–नमाययु ॥१८७॥ મા શ્લોકના ' ગુરૂ આજ્ઞાથી મહેસાણામાં ચોમાસું રહી ' એમ સાચા અર્થમાં જણાવી હોત તો પણ તે વાત કપોલકલ્પિત છે, (કારણકે ઉપર નં ૫ વાળી– ' સં૦ ૧૬૬૮નું ચોમાસું આચાર્યની આજ્ઞાથી અમદાવાદ કર્યું, હોવાની વાત, જેમ 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પૃ૦ ૭૮૪ ઉપરના ઉલ્લેખના આધારે અસત્ય ઠરી છે તેમ **તેજ ઉલ્લેખના આધારે** ( તે ચરિત્રમાં તે સંસ્કૃત શ્લોકથી જણાએલી ) આ ' સં૦ ૧૬૬૯નું ચોમાસું ગુરૂ ભાનુચંદ્રજીની આજ્ઞાથી મહેસાણે કર્યું, હોવાનું જણાવાતી વાત પણ અસત્ય ઠરે છે

**નં૦ ૧૦વાળી–'અહીં (પાટણમાં) શ્રી વિજયદેવસૂરિની ઉન્નતિથી મત્સર પામી'** એ વાત, શ્રી સિદ્ધિચંદ્રજીએ સં૦ ૧૬૪૨માં પાટણમુકામે રાજસભામાં પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીએ ખરતરોને હરાવીને પ્રાપ્ત કરેલા જ્વલંત વિજયવાળી તપાગચ્છોન્નતિકારક ઐતિહાસિક બીનાને ગૂંચવી નાખવાના દુર્હેતુથી ચીતરી મારી જણાય છે,

( કારણ કે-"તે લેખકશ્રીએ આગળ જતા તે સ૦ ૧૬૪૨નો વિજય પોતાના નામે ચઢાવવા કોશિષ કરી છે, 'પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીની તો તે ૧૬૪૨ના વખતે દીક્ષા (સં૦ ૧૬૪૩મા થયેલ હોઈને ) પણ થઈ ન્હોતી આમ છતા લેખકશ્રીએ, 'તે પૂ૦ આ૦ શ્રીની ઉન્નતિથી મત્સર પામી ' એમ લખ્યું છે તે "સ. ૧૬૩૯માં (ફત્તેપુર જતા) પાટણ પધારેલા પૂ૦ જગદ્ગુરુની સાથેના (સ૦ ૧૬૧૭માં પાટણ તથા સં૦ ૧૬૨૭મા જેસલમેર દુર્ગે ખરતરોને રાજસભામા પરાભવિત કરી વિજયી બનનાર) સમસ્ત પૂ૦ વાચકવરોમા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ને 'વાચક શેખર' તરીકે પૂજાતા અને સ્તવાતા દેખવારૂપે તેઓશ્રીની ઉન્નતિથી મત્સર પામીને' એમ લખવાને બદલે લખ્યું માનવું રહે છે " જુઓ- 'જગદ્ગુરુ કાવ્ય' પૃ૦ ૨૧ શ્લોક ૧૪૨-૪૩-૪૪)

**નં. ૧૧વાળી-'અન્યગચ્છના ઘણા આચાર્યો'** એ વાતથી (પહેલા જણાવાયુ છે તે મુજબ પૂ મહો શ્રી સોમ વિ મ ના સંપર્કથી તેજીમા આવેલા ખરતરોની સાથે જોડાઇને તપગચ્છ સામે આદરેલા ઉગ્ર આક્રમણમા પૂ મહો, શ્રી ધર્મસા મ ના હાથે સ્થલે સ્થલે પરાભવિત થઈને સ ૧૬૩૭ સુધીમાં તો અવાચકપ્રાય. બની જવા પામેલા) 'ખરતર-પાયચંદ-આંચલિક-લુંપક-કડવામતી-વિજામતી-પૌર્ણમિક-સાદ્ધપૌર્ણમિક વગેરે અન્ય ગચ્છના આચાર્યો એમ જણાવેલ જણાય છે **નં. ૧૨વાળા 'તે સૂરિ'** વાક્યથી 'પૂ આ. શ્રી વિજયસેનસૂરિજી' જણાવેલ છે.

**નં. ૧૩વાળો- 'દ્રંગે ગોપુરે'** શબ્દ પ્રયોગ, "પાટણમાં ખરતરો સાથે સ ૧૬૪૨ મા થયેલ વાદ રાજસભામા થયો હોવાનુ 'વિજયપ્રશસ્તિ' કારે ભલે કહ્યુ પરંતુ વાસ્તવિકતયા તો તે વાદ, શહેરમાં તે માટે કોઇએ જગ્યા જ ન આપવાથી શહેરના દરવાજે થયો હતો!" એમ લોકોમા પ્રચાર કરવા સારૂ કર્યો જણાય છે

**નં. ૧૪ વાળા 'અનગચ્છીયે'** શબ્દથી 'વાદાર્થે એકઠા થયેલા તે તે અન્યગચ્છીય આચાર્યોમાના એક ખરતર ગચ્છીય શ્રી જિનચંદ્રસૂરિએ' એમ સૂચવેલ છે **નં. ૧૫-વાળા 'તે આચાર્યને'** શબ્દથી 'પૂ આ શ્રી વિજયસેનસૂરિજીને' જણાવેલ છે **નં. ૧૬વાળા 'તેમણે'** શબ્દથી 'આ. શ્રી વિજયસેનસૂરિજીએ' જણાવેલ છે.

**નં. ૧૭વાળી 'તેઓ સાથે વાદ કરવા સિદ્ધિચંદ્ર શક્તિમાન છે એમ ધારી'** એ શ્રી સિદ્ધિચંદ્રજીની પંક્તિને તો (પૂ મહો. શ્રી ભાનુચંદ્રગણિના જીવન ચરિત્રમા શ્રી સિદ્ધિચંદ્રજીએ, પોતે પોતાની કરેલી-"જહાંગીરે મને વ્રત તજાવવા સારૂ સુંદર સ્ત્રી, પાંચ હજારી અધિકારીપણું, અશ્વ, હાથી વગેરે આપવાનુ કહ્યું. છતા મે તજવાની ના કહી. ત્યારે રોષે ભરાએલા તે બાદશાહે મને હાથીના પગતળે ચગદી નાખવા મારી સામે હાથી ખડો કર્યો, છતા પણ હુ અકંપ રહ્યો!" એ પ્રકારની પંડિતમૂર્ખ-ત્વખ્યાપક) આત્મશ્લાઘાર-સિકતામાથી ફુટેલી સરવણી તરીકે જ માનવી રહે છે. (કાર-

ણુકે- તે સ. ૧૬૪૨ની ચર્ચા બાદ બે વર્ષે તેઓશ્રીનો જન્મ થયેલ, ૧૬૪૯મા દીક્ષા પામી લાહોર પધારેલ, ત્યાથી સ. ૧૬૬૨મા ગુજરાત આવ્યા પછી પણ છ વર્ષે એટલે કે– ૧૬૬૮મા પૂ વિજયસેનસૂરિજી મ. ને વદન કરવા ખભાત જઈને તેઓશ્રીએ તે જ સ ૧૬૬૮નુ ચોમાસુ ગુજરાતમાં–પટાણ મુકામે–પહેલુ જ કર્યું હતુ તે સ.૧૬૬૮ મા પૂ સેનસૂરિજી મ પણ પાટણ ન્હોતા, તેમજ તે વખતે પાટણમા ખરતરોએ શ્રી સિદ્ધિચદ્રજીની સામે પણ કોઇ ચર્ચા ઉપાડી હોવાનુ ઇતિહાસ કહેતો નથી· તેથી આચાર્યશ્રીએ પાટણમા તે વખતે–'તેઓ સાથે વાદ કરવા સિદ્ધિચદ્ર શક્તિમાન છે' એમ કહ્યુ હોવાનુ મૂર્ખજને પણ માનવું રહેતું નથી )

**નં. ૧૮વાળી 'તેને સાથે લઈ'** એ પંક્તિ પણ ન. ૧૭વાળી પંક્તિની જેવી નિર્મૂળ છે **નં. ૧૯વાળી 'તે બધાને'** પંક્તિથી ' મૂલવાદી ખરતરીય શ્રી જિનચંદ્ર સૂરિ સિવાયના તેઓ સાથે જોડાએલા પૂર્વોક્ત સમસ્ત અન્યાન્યગચ્છોના સર્વ આચાર્યોને' જણાવેલ છે

**ન. ૨૦ વાળી 'તે સર્વે ચાલી ગયા'** પક્તિ, "તે અન્યગચ્છીય સઘળાય આચાર્યોની સાથે શ્રી જિનચદ્રસૂરિજી (એકલા ત્યા રહે નહિ તેથી) પણ સાથે જ ગયા ગણાય અને તેથી "આ શ્રી વિજય સેનસૂરિજીએ પાટણની રાજસભામા ૧૪ દિવસ સુધી ચર્ચા કરીને 'પ્રવચન પરીક્ષા' ગ્રથને સાચો ઠરાવ્યો " એમ વિજયપ્રશસ્તિકાર ભલે કહે, 'પરતુ તે બધા ચાલ્યા ગયા પછી આચાર્યશ્રીએ કોની સાથે ચર્ચા કરીને તે ગ્રથને સાચો ઠરાવ્યો માનવો ? ' એ પ્રકારના પ્રચાર અર્થે લખી જણાય છે

**ન. ૨૧વાળી** 'આચાર્ય જયશ્રી પ્રાપ્ત કરી ઉપાશ્રયે પધાર્યા' એ અતિમ પક્તિ– "તે સઘળા વાદીઓ તર્ક અને યુક્તિથી જ પરાભવિત થાય તેવા હોવાથી તેઓને પરાભવિત કરવામા શાસ્ત્રની જરૂર નથી' એમ જાણીને તો મે તેઓનો તર્ક અને યુક્તિથી જ પરાભવ કર્યો હતો અને તેમ કરીને મે પ્રાપ્ત કરેલા તે વિજયને ગચ્છમર્યાદાનુસાર મારે આ વિજયસેનસૂરિજીના વિજય તરીકે લેખાવવો રહે " એ પ્રકારના પ્રચાર અર્થે લખી જણાય છે

**નોંધ :—** સ ૧૬૪૨ના જણાતા આ ચર્ચા પ્રસગને પૂ મહો શ્રી ભાનુચદ્રના જીવન ચરિત્રમા શ્રી સિદ્ધિચદ્રજીએ, (ઉપર સમાલોચના કરી ખોધી બતાવેલા અર્થ-વાળી ) તે લખાણની પંક્તિઓમા તેમજ શબ્દોમા એવી તો ચાલબાજીથી ગુચવી નાખેલ છે કે તેમના તે લખાણને ઉપલક દૃષ્ટિએ વાચી જનાર **ઈતિહાસકારને** તો "તે સં ૧૬૪૨ની પાટણની ચર્ચા, ખરતરો વગેરેએ મળીને પૂ૦ મહો શ્રી ભાનુચદ્રગણિ અને શ્રી સિદ્ધિચદ્રજીના સ ૧૬૬૮ના પાટણના ચોમાસામા ઉભી કરી છે, અને તેની સાથેના વાદમા શ્રી સિદ્ધિચદ્રજીએ તેઓ સર્વનો પરાભવ કરીને વિજય પ્રાપ્ત કરેલ છે'

એમ જ ખ્યાલમાં આવે

**તે પછીના શ્રી સિદ્ધિચંદ્રજીએ લખેલા—** " ત્યાર પછી કેટલાક દિવસે ત્યાં લાલી નામની શ્રાવિકાએ બિંબપ્રતિષ્ઠા મહોત્સવ શરૂ કર્યો. અનેક ગામથી સંઘો જોવા આવવાથી પાટણ વિસ્તીર્ણ છતા સાંકડું પડયું જલયાત્રા વખતે અકસ્માત + + × આચાર્યે વાચકને કહ્યું + + + સિધ્ધિચંદ્ર તે સુબાને ત્યા ગયા + + મિથ્યા દૃષ્ટિ-ઓએ ઉપજાવેલું વિઘ્ન ટળ્યું (નં. ૨૨ થી ૨૪) વટપ્રદ (વડોદરા) તથા ગંધારમા જયેષ્ઠસ્થિતિ કરી વાચકશ્રી પાટણમા ચાતુર્માસ કરવા રહ્યા હતા. " **એ બીજા પેરા-માંની કૂટરચનાની આ નીચે સમાલોચના કરવામાં આવે છે,**

## ચર્ચા તેમજ જયેષ્ઠ સ્થિતિ કરવાનો અવકાશ જ ન્હોતો.

[ એ પહેલા પ્રથમ જણાવેલી " એ વગેરે ઐતિહાસિક નોંધો નકકી કરી આપે છે કે (૧) પૂ મહો શ્રી ભાનુચંદ્ર સિધ્ધિચંદ્રજી વગેરે સં ૧૬૬૮ના જેઠમાસે ખંભાતથી વિહાર કરી તે વર્ષનું ચાતુર્માસ ( શ્રીસિધ્ધિચંદ્રજીએ ઉપરના લખાણમા અમદાવાદ કર્યું હોવાનું જણાવ્યુ છે, તેમ નહિ. પરંતુ ) અન્યત્ર કર્યું હતુ અને તે ચાતુર્માસ બાદ તેઓશ્રીએ ત્યાથી સં ૧૬૬૯ના પ્રાયઃ માગસરમાસે આગરા ભણી વિહાર કર્યો " તે સ્પષ્ટતા મુજબ " તેઓશ્રીએ, ખંભાતથી સં ૧૬૬૮ના જેઠ માસે વિહાર કરી તે માસની વદમા કે અષાઢ શુદમા પાટણ પધારીને તે સં ૧૬૬૮નુ ચાતુર્માસ પાટણ કર્યું અને તે ચાતુર્માસ ઉતર્યે સં ૧૬૬૯ના માગશર માસે આગરા ભણી વિહાર કરેલ હોવાથી તે પાંચ માસના ગાળામા તેઓશ્રીને પરપક્ષી સાથે જાહેર રીતે ચર્ચા કરવાનો તેમજ તે પછીથી જ તે સં. ૧૬૬૯ના વર્ષમા જયેષ્ઠ સ્થિતિ (ચાતુર્માસ) ગુજરાતના કોઈ જ ગામે કરવાનો અવસર કે અવકાશ જ હતો નહિ " એ વાત, ઉકત સમાલોચના સાથે સંબંધ ધરાવતી હોવાથી અત્ર પ્રાસંગિક જણાવાય છે )

## શ્રી સિધ્ધિચંદ્રજીના દ્વિતીય પેરાની સમાલોચના

બીજા પેરાની **નં. ૨૨ વાળી ' ત્યાર પછી કેટલાક દિવસે ત્યાં લાલી નામની શ્રાવિકાએ બિંબ પ્રતિષ્ઠા મહોત્સવ શરૂ કર્યો '** એ પહેલી પંક્તિમા લેખકશ્રીએ ' કયાર પછી ? કોના ઉપદેશથી ? અને કોની અધ્યક્ષતામા ? ' એ વાત જણાવી જ નહિ હોવાથી તે પંક્તિને આપણે ઉપરના પ્હેલા પેરાના અનુસંધાનમા " સં ૧૬૪૨ની પાગણની ચર્ચા પછી ત્યા કેટલાક દિવસે પૂ૦ આ૦ **શ્રી** વિજયસેનસૂરિજીના મ૦ના ઉપદેશથી તેઓશ્રીની અધ્યક્ષતામા લાલી નામની શ્રાવિકાએ બિંબપ્રતિષ્ઠા મહોત્સવ શરૂ કર્યો ' એ પ્રમાણે ફરજીયાત સમજવી રહે છે

કારણ કે- તેઓશ્રીનુ ગુજરાત-પાટણમા સં ૧૬૬૮નું પહેલુ જ ચાતુર્માસ હોવાથી

તે ચાતુર્માસ બેસવાના લગભગ ટાઈમે તેઓ પાટણ પધાર્યા હોવાથી તે પાટણ ક્ષેત્રે તેઓશ્રીનુ અપરિચિત હોઈ ત્યાનો સૂબો પણ તેઓનો અપરિચિત હોવાથી તેમજતેઓશ્રી જેમની આજ્ઞામા છે તે આચાર્ય શ્રી વિજયસેનસૂરિજી પણ ત્યા સાથે નહિ હોવાથી તે સ ૧૬૬૮મા પાટણમા ઉકત લાલી શ્રાવિકાએ, શ્રી સિદ્ધિ-ચદ્રના ઉપદેશથી કે તેમની અધ્યક્ષનામા તે પ્રભુપ્રતિષ્ઠા મહોત્સવ ઉજવ્યો હોવાની તો સભાવના માત્ર પણ થઇ શકે તેમ નથી વળી શ્રી સિધ્ધિચંદ્રજીએ, પોતાના તે લખાણમા આગલ જતા– ‘આચાર્યે વાચક (ભાનુચદ્ર)ને કહ્યુ’ + + + ‘આચાર્યે કહ્યુ બહુ સારૂ’ એમ પોતાનીસાથે ત્યા ચોમાસામા આચાર્યશ્રી નહિ જ હોવા છતા–બે વાર લખ્યુ છે, ત “સં૦ ૧૬૪૨મા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ હસ્તે તે પાટણમાં ઉજવાએલ જણાતો લાલી શ્રાવિકાકૃત પ્રતિષ્ઠા મહોત્સવ, સ૦ ૧૬૪૨મા નહિ, પરંતુ સં. ૧૬૬૮મા પાટ-ણમા તે પૂ૦ આ૦ શ્રીની અધ્યક્ષતામા અમારા હસ્તે ઉજવાએલ છે” એમ લેખાવ-વાના કુટ આશયસૂચક ગણવુ રહે છે

અહી કોઈ ભદ્રિકજને ‘તે સં૦ ૧૬૬૮મા પૂ૦ આ શ્રી વિજયસેનસૂરિજી મ૦ને તેઓશ્રીએ તે મહોત્સવ પ્રસગે આમત્રયા હોય અને તેથી તે પૂ૦ આચાર્યશ્રી કદાચ તે પ્રસગ પૂરતા ઉપસ્થિત થયા હોય’ એવી શકા કરવી પણ અસ્થાને છે કારણ કે– ‘સ ९६६९ वर्षे अषाढ शुदि २ शनो सा जसराजकारित चैत्ये श्री सोमचिंतामणिपार्श्वनाथ परिकर प्र त श्री विजयसेनसुरिभिः ॥ એ શ્રી ખભાતનો અષાઢ શુદ ૨ નો શિલાલેખ, પૂ આ વિજયસેનસૂરિજી મ તે સ ૧૬૬૮ના જેઠમાસ પ્હેલાથી ખભાત હોવાનુ તેમજ ચાતુર્માસ પણ તેઓશ્રીએ ખભાત જ કર્યુ હોવાનુ માનવા પ્રેરે છે

વસ્તુસ્થિતિ તેમ જ છે, એમ સમજવા છતા શ્રી સિધ્ધિચદ્રજીએ, પોતાના પ્રસ્તુત લખાણમાના ન ૨૩ થી ૨૪ સુધીના લખાણમાની ન ૨૨ થી ૨૪ સુધીની પક્તિઓમા “તે પ્રતિષ્ઠા અગેના જલયાત્રા વખતે ત્યાના સૂબા સાદુલ્લાએ કરેલા નિષેધને ‘મે આમ શમાવ્યો અને તે સુબાને મે આમ નમાવીને વિઘ્ન ટાળ્યુ” ઈત્યાદિ અબુધજનો ચિત શબ્દોથી ભરેલુ જે નિજની શેખાઈ ગાતુ લખાણ કર્યુ છે, તે ઉપલક દૃષ્ટિવાળા ઇતિહાસકારો, પોતાનુ તે લખાણ વાચીને તે સ ૧૬૪૨મા પૂ આ શ્રી વિજયસેન સૂરિજીના હસ્તે ઉજવાએલ પ્રતિષ્ઠા મહોત્સવને સં ૧૬૬૮મા પોતાના હાથે થયેલો લેખાવવાના કામે લાગી જાય, એ આશયથી કર્યુ માનવુ રહે છે. અને એ માટે તો શ્રી સિદ્ધિચદ્રજીએ તે લખાણને છેડે જણાવવુ આવશ્યક એવું– ‘**તે પ્રભુપ્રતિષ્ઠા કોણે કરી?**’ એ લખાણ તો જણાવ્યુ પણ નથી

(તેઓશ્રીની તે બને લખાણમાની ચાલબાજીનુ વર્ષોના વર્ષો વીત્યા બાદ તેવા ઉપલ-કીયા ઈતિહાસકારોના હાથે તેઓશ્રીની ધારણા મુજબનું ફલ ઇતિહાસમા બેઠુ પણ

જણાય છે જે આ નીચેની તેઓશ્રીની છેલ્લી પંક્તિની ઓળખાણ કરાવ્યા બાદ સ્પષ્ટતયા વિવરીને જણાવેલ છે )

એ લખાણ પછી શ્રી સિદ્ધિચંદ્રજીએ, **નં. ૨૫વાળી** જે 'વડોદરા તથા ગંધારમા જયેષ્ઠસ્થિતિ કરી વાચકશ્રી પાટણમાં ચાતુર્માસ કરવા રહ્યા હતા' એ પંક્તિ લખેલ છે, તે પંક્તિને તો (ઉપર જણાવ્યું છે તેમ તેઓશ્રી, તે સં૦ ૧૬૬૮ના જેઠમાસે ખંભાતથી વિહાર કરીને તે માસની વદમાં કે અશાડ શુદમા પાટણ આવી તે સં. ૧૬૬૮નુ ચોમાસુ ત્યાં-પાટણમાં રહ્યા હોવાથી તેમજ આ સમસ્ત લખાણના અગ્રભાગે જણાવેલા કાટખૂણામાના લખાણના પેરા બીજામા જણાવ્યા મુજબ તે સં૦ ૧૬૬૮નુ ચોમાસુ ઉતર્યા બાદ સં૦ ૧૬૬૯ના માગશરમાસે તો આગરા ભણી વિહાર કરી ગયા હોઈને વડોદરા તથા ગંધારમા તેઓશ્રીને પાટણના ચોમાસા પહેલા કે પછી પણ જયેષ્ઠસ્થિતિ કરવાનો અવસર જ મળેલ નહિ હોવાથી) તદ્દન અસત્ય માનવી રહે છે

## શ્રી સિદ્ધચંદ્રજીનો શાસ્રાર્થ તેમજ મોટી પ્રભુ પ્રતિષ્ઠા!

જૈન પરંપરાનો ઈતિહાસ ભા૦ ૩ પૃ૦ ૭૮૪ + + + "બાદશાહની સંમતિથી વિહાર કરતા ઉપા૦ ભાનુચદ્ર ગણિ, પં૦ સિદ્ધિચદ્ર વગેરે સં૦ ૧૬૬૮મા અમદાવાદ ગુજરાત પધાર્યા **શાસ્રાર્થ**-તેઓ ખભાતમા આ૦ વિજયસેન સૂરિને વંદન કરી મ્હેસાણા થઈ પાટણ પધાર્યા. ત્યાં પં૦ સિદ્ધિચદ્રે ખરતરગચ્છવાળાને શાસ્રાર્થમાં હરાવ્યા તેમણે પાટણમાં મોટી જિન-પ્રતિષ્ઠા કરાવી, તેઓ વડોદરા ગધાર જઇ પાટણમાં આવ્યા અને પાટણમાં સં૦ ૧૬૬૮-૬૯મા ચોમાસુ રહ્યા."

## ઇતિહાસકારે જણાવેલા 'શાસ્રાર્થ'ની સમાલોચના

(૧) ઉપર **ઈતિહાસકારે** જણાવેલ 'શાસ્રાર્થ' અંગેની બીનામાં-"તેઓ ખંભાતમાં આ૦ વિજયસેનસૂરિજીને **વંદન કરી પાછા મ્હેસાણા થઇ પાટણ પધાર્યા** એ બીનામ ની વચલી-"(તે શ્રી સિદ્ધિચદ્રજીના જ આ લેખના અગ્રભાગે જણાવેલ પ્હેલા લખાણમાંની) **'વંદન કરી તે સૂરિજીની આજ્ઞાથી તે સં૦ ૧૬૬૮નું ચોમાસું તેઓએ અમદાવાદ કર્યું'** એ એક વાત તેમજ **'મ્હેસાણે થઇ'** એ વાકય પછીની ( તે શ્રી સિદ્ધિચંદ્રજી કૃત-મહો૦ શ્રી ભાનુચદ્રગણિ ચરિત્ર 'ततश्च गुरुनिर्देशात्' એ ૧૮૭મા શ્લોકના આધારવાળી ) **'તે સં૦ ૧૬૬૯નું ચોમાસું તેઓએ મ્હેસાણે કર્યુ'** એ બીજી વાત મળીને તે બને ઐતિહાસિક વાતને અસત્ય માનીને જ તે ઐતિહાસિક શાસ્રાર્થવાળી બીનાની વચ્ચે જણાવી નહિ હોય; પરન્તુ તેમ કરવા જતા **અસ્તુત ઇતિહાસકારને**- (તે પૂ૦ મહો૦ શ્રી ભાનુચદ્ર- સિદ્ધિચદ્રજીએ, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીની આજ્ઞાથી સં૦ ૧૬૬૭નુ ચાતુર્માસ આગરા કર્યા બાદ આગરાથી સં ૧૬૬૮

ના માગશરમા વિહાર કરી જેઠમાસે ખંભાત આવી પૂ૦ વિજયસેનસૂરિજીને વંદન કરી તેજ વર્ષના જેઠ વદ કે અષાઢ શુદમા) '**પાટણ પધાર્યા**' પછીની સ૦ ૧૬૬૮ના સાચા ચોમાસા વાળી– '**અને તે સં. ૧૬૬૮નુ ચોમાસું તેઓશ્રીએ પાટણ કર્યુ**' એ સાચી વાતને પણ ઉડાવી દેવી પડી છે!

(૨) **શ્રી સિદ્ધિચંદ્રજીએ**, પોતાના અગ્રભાગોક્ત પહેલા પેરાવાળા લખાણુમા આગળ જતા "મેં બધા ઉદ્ધત પ્રતિવાદીઓને (શાસ્ત્રથી નહિ, પરંતુ) તર્ક અને યુક્તિથી જીત્યા–ચૂપ કરી દીધા" એમ જણાવ્યુ છે, ત્યારે **ઈતિહાસકારે** ઉપર્યુંકત **શાસ્ત્રાર્થ** અંગેની ખીનામાં–'**સિદ્ધિચંદ્રે** (બધા ઉદ્ધત પ્રતિવાદીઓને નહિ માત્ર) **ખરતરગચ્છ-વાળાને** તર્ક અને યુકિતથી નહિ, પરતુ) **શાસ્ત્રાર્થમાં હરાવ્યા.**' એમ મૂલવાતથી ઉલટું લખ્યુ છે.!

(૩) **શ્રીસિદ્ધિચંદ્રજીએ** પોતાના અગ્રભાગોકત લખાણુના બીજા પેરામા '**લાલી** નામની શ્રાવિકાએ આચાર્ય પાસે પ્રભુ પ્રતિષ્ઠા કરાવી' એ ભાવદર્શક લખાણ કર્યું છે, ત્યારે **ઈતિહાસકારે** તે શાસ્ત્રાર્થ અંગેની ખીનામા **તેમણે પાટણમાં** (લાલી શ્રાવિકા અને આચાર્ય જણાવ્યા વિના) **મોટી પ્રતિષ્ઠા કરાવી,** એમ લખ્યુ છે!

(૪) **શ્રી સિદ્ધિચંદ્રજીએ,** પોતાના તે બીજા પેરામા આગલ જતા–' વડોદરા તથા ગંધરમા જયેષ્ઠસ્થિતિ કરી વાચકશ્રી પાટણમાં (સં૦ ૧૬૬૮નું) ચોમાસું રહ્યા ' એમ લખ્યું છે, ત્યારે **ઈતિહાસકારે** તે 'શાસ્ત્રાર્થ' અંગેના ખીનામા–' **તેઓ વડોદરા ગંધાર** (મા જયેષ્ઠસ્થિતિ કરી એમ જણાવ્યા વિના) **જઈ પાટણ આવ્યા અને પાટણમાં સં૦ ૧૬૬૮–૬૯માં** (એમ તે બે વર્ષમાં એક) **ચોમાસુ રહ્યા.**' એમ જણાવ્યુ છે! જ્યારે બીજી બાજુથી તેજ ઇતિહાસને પ્રસિદ્ધિ આપનાર પૂ૦ મુનિશ્રી દર્શનવિજયજી ત્રિપુટીએ, 'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પૃ૦ ૯૪ -પેરા–૩મા **તેઓશ્રીનું સં૦ ૧૬૬૯નુ ચોમાસુ આગરા થયુ**' એમ લખી આગરાનું ચોમાસુ અલગ જણાવેલ છે

(૫)-'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦૩ પૃ૦ ૭૮૪ ઉપર જણાવેલી ઉપર્યુંકત '**શાસ્ત્રાર્થ**' અંગેની ખીનામા ઇતિહાસકારે, "તે શ્રી સિદ્ધિચદ્રે ખરતરગચ્છવાળાઓને શાસ્ત્રાર્થમા હરાવ્યા,' એમ જણાવ્યુ, પરંતુ એ સાથે–"તેમણે તે-શાસ્ત્રાર્થ, તે વખતે ત્યા વિદ્યમાન પોતાના ગુરુ પૂ૦ મહો૦ ભાનુચંદ્રગણિની સમતિથી કર્યો હતો કે સ્વત-ત્રપણે પોતે કર્યો ? કયા સ્થલે કર્યો ? ખરતરગચ્છીયો સાથે જાહેરસભામા કર્યો હતો કે–ખાનગીમા ? કેટલા દિવસ સુધી તે શાસ્ત્રાર્થ કરીને તેઓને હરાવ્યા ? તે શાસ્ત્રાર્થ પોતાના ગુરૂની અધ્યક્ષતામા કર્યો હતો કે વ્યકિતગતપણે ? તે શાસ્ત્રાર્થમા પોતે વાદી હતા કે પ્રતિવાદી ?" એ વગેરે જણાવવી જરૂરી ખીના તો કયાંઈપણથી ઉપલબ્ધ નહિ થવાથી જ

જણાવેલ ન હોય.

**નોંધ**– પૂર્વે જણાવાયું છે કે–પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજીએ, પોતાની પાટે (પોતાના જ કોઈ શિષ્યને આચાર્ય તરીકે સ્થાપવાને બદલે) પોતાના ગુરૂ પૂ૦ વિજયદાનસૂરિજીના શિષ્ય મુનિ જયવિમલજીને 'વિજયસેનસૂરિ' નામ આપી આચાર્ય તરીકે સ્થાપ્યા ત્યારથી દુભાયેલા પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજીના શિષ્ય પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિની નિજ ગુરુવર પરત્વેની આંતરિક ભિન્ન પ્રવૃત્તિ પરથી– પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ શ્રીનું માનવું અને કહેવુ આ હતું કે–"પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી મહારાજે–મુનિશ્રી જયવિમલને આચાર્ય બનાવ્યા ત્યારથી પૂ૦ ગુરુદેવશ્રીના તે વલણથી દુભાએલા મહો૦ શ્રીસોમવિ૦ વગેરે પૂજ્ય આ૦ શ્રી વિજયસેનસૂરિ પ્રત્યે અ તરથી ભિન્નભાવ ધરાવતા બનીને વખત આવ્યે પૂ૦ વિજય હીર ગુરુની પાટે પોતાના બીજા આચાર્ય સ્થાપવાના વિચારવાળા બની જવા પામ્યા હતા"

જ્યારે પોતાના જાહેર વર્તનમા પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિ પૂ૦ મુનિવરોનું કહેવું એ હતું કે "અમારે તો પૂ૦ ગુરૂદેવશ્રીએ પટ્ટધર બનાવ્યા તે પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ અ તરથી પૂજ્ય જ છે અને તેથી તો તેઓશ્રીએ (જીવનની અંતિમ પળોમાં પોતાના પટ્ટધર વિજયદેવસૂરિજીને સાગરનો પક્ષ છોડી દેવાનુ ઘણા પ્રયાસો કરીને પણ જણાવ્યુ છતા તેઓ ન જ માન્યા એટલે) અમોને પોતાની પાટે બીજા પટ્ટધર સ્થાપવાની આજ્ઞા કરી હતી કે જે આજ્ઞાનું અમે તેઓશ્રીની પાટે આ૦ વિજયતિલકસૂરિજીને બીજા પટ્ટધર સ્થાપવા દ્વારા આજે પણ પાલન કરી રહ્યા છીએ" તેઓશ્રીના આ બાહ્યવર્તનથી તેઓનું અભ્યંતર વર્તન પ્રસિદ્ધિમાં આવવા પામેલ નહિ.

## સિદ્ધિચંદ્રજીનું લખાણ, પૂ૦ મહો૦ ધર્મસા૦ મ૦ ના મંતવ્યને સાચું ઠરાવે છે.

**શ્રી આત્માનંદ જન્મશતાબ્દિસ્મારક** ગ્રંથના ચોથા ગુજરાતી વિભાગના પૃ ૨૩૭ થી ૨૩૮ ઉપરના શ્રી સિદ્ધિચંદ્રજીના બે મોટા પેરાવાળા લખાણના નિષ્કર્ષ સ્વરૂપે મારા આ વિસ્તૃત લેખનો ઉદ્દગમ થવા પામેલ છે. શ્રી સિદ્ધચંદ્રજીનું તે અનેક ચાલબાજીથી ભરેલુ બે પેરાવાળુ અટપટુ લખાણ કે જેને આ વિસ્તૃત લેખના અગ્રભાગે યોજવામા આવેલ છે તે પ્રકારના તે લખાણના લેખક શ્રી સિદ્ધિચંદ્રજી ગણિ, ઉપરોક્ત બીજા બાહ્યઐકયતા–દર્શક મંતવ્ય વાળા પૂ૦ મહો૦ સોમવિ૦ મ ના પક્ષકાર પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રગણિના વિદ્વાન શિષ્ય છે તેઓશ્રીએ પોતાના સ. ૧૬૬૮ના પાટણના ચાતુર્માસમા પાટણવાસી જૈનોના મુખે સ૦ ૧૬૪૨મા પૂ૦ આ૦ શ્રીવિજયસેનસૂરિજીએ ખરતરો સામે વિજય પ્રાપ્ત કર્યો તે અ ગેના ગવાતા દીલભેર ગુણગાનોની ખટકને લીધે એ લખાણને જન્મ આપ્યો સ ભવે છે તે અંગેના પ્રસ્તાવમા આપેલા અનેક ઐતિહાસિક પૂરાવાઓના અ ધારો સહિત જાણી શકાયું તે જ રજુ કરેલ છે કે એ પૂ૦ શ્રી

સિદ્ધિચંદ્રજીએ, પોતાના ઉકત લખાણુ દ્વારા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીને સં૦ ૧૬૪૨માં પાટણમાં ખરતરો સામેનો વિજય, તેમની તો તે વખતે દીક્ષા પણ થઈ ન હતી છતાં 'મે પ્રાપ્ત કરાવી આપેલ હોઈ તેઓશ્રીએ તે વખતે કશું જ કરેલ નથી' એવો ભાસ ખડો કર્યો છે! પાટણ મુકામે તે સં૦ ૧૬૬૮મા જૈનો પાસેથી જાણી લીધેલા જણાતા પૂ૦ આ૦ મ૦ શ્રીના તે જવલત વિજયખ્યાપક પ્રસંગના બનાવો અને તે પૂ૦ આ૦ શ્રીએ તે વિજય પછી ત્યાં ઉજવાવેલ જણાતા પ્રભુ પ્રતિષ્ઠા મહોત્સવ અંગેની જાહોજલાલીની નોંધ કરી લઈને તેના ઉપરથી આલેખેલા જણાતા એ ઉપરછલ્લા અધિકારમાંથી પૂ૦ શ્રી૦ સિદ્ધિચંદ્રજીએ તે પૂ૦ આ શ્રી વિજયસેનસૂરિજીમ૦નું નામ જ લુપ્ત કરી નાખેલ છે તેઓશ્રીએ તે સઘળો કુટ પ્રયાસ, 'પૂ૦ આ૦ શ્રીવિજયસેનસૂરિજી મ૦ના તે તે મહાન શાસન પ્રભાવક કાર્યો વખત જતા પોતાના નામે ગવાય' એ આશયે કર્યો જણાય છે

પોતાના તે સમસ્ત લખાણમા પ્રસંગે-પ્રસંગે આવતા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના નામને સ્થાને તેમણે અનુક્રમે 'સૂરિશ્રીને તેમની આજ્ઞાથી, તે સૂરિ, તે આચાર્યને, તેમણે, આચાર્ય જયશ્રી૦, આચાર્યે વાચકને તથા આચાર્યે', એમ અનાદર અને અપમાન ભર્યા ઈતરાજી દર્શક શબ્દો લખવાનુ રાખીને તેઓશ્રીનુ નામ જ નહિ લેવાની કાળજી રાખેલ છે! તે વગેરે બીના, તે તે સંભાવના મજબુતપણે સાચી હકીકત રૂપે માનવા પ્રેરે છે. આ સઘળી હકીકત "પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ ના પક્ષકારો પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ ની આજ્ઞામા છીએ એમ પોતાના બાહ્ય ઐકયતાદર્શક વર્તન દ્વારા કહેતા રહીને પણ પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ પ્રતિ અંતરથી તો તથા પ્રકારના તીવ્ર પણ મનોભેદવાળા હતા" એ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના મંતવ્ય અને કથનને યથાર્થ લેખાવનારા સજજડ પૂરાવારૂપે છે (આ હકીકતની વિશેષ પુષ્ટિ માટે જુઓ સં૦ ૨૦૧૧મા પ્રતાકારે સસ્કૃતમા સાનુવાદ પ્રસિદ્ધ થયેલ '**કુમતાહિવિષજાંગુલીમત્રતિમિરતરણિ**' મૂલ પૃ૦ ૧૪ પં૦ ૧૧ થી ૧૬)

## પ્રકરણ ૬

### પૂ૦ સેનસૂરિજી પ્રતિ અંતરથી ભેદ રાખતા હોવાનો ખુદ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ હસ્તકનો સજ્જડ પૂરાવો !

### (નં ૨)

ઉપરોક્ત પૂરાવા નં ૧ મા જણાવ્યા મુજબ પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રજી તથા પૂ૦ સિદ્ધિચંદ્રજી, જહાગીરના આમંત્રણથી સં૦ ૧૬૬૯ના માગશર માસે ( પૂ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી વિજયસેનસૂરિજીમ૦ની આજ્ઞા મગાવવાય થોભ્યા સિવાય) પાટણથી વિહાર કરી આગરા તો ગયા હતા; પરંતુ આગરા ગયા પછી તે સં. ૧૬૬૯ની આખરે જહાગીરના કોપવશાત શ્રી સિદ્ધિચંદ્રજીને આગરાથી કરવા પડેલ વિહાર અંગે-' **જૈન પરંપરાનો ઇતિહાસ** ' ભા૦ ૩ પૃ૦ ૭૮૫ ઉપર જે-' તેમણે (સિદ્ધિચંદ્રજીએ) સં૦ ૧૬૬૯ થી સં૦ ૧૬૭૩ સુધી આગરાથી વિહાર કરી **મારવાડ તરફ** વિહાર લબાવ્યો હતો ' એ પ્રમાણે ઉલ્લેખ છે, તે ઉલ્લેખ ઇતિહાસમાંની-' કોઇ એક વખતે એટલે કે ૧૬૭૧-૭૨મા જહંગીરે ભાનુચંદ્રજીને ઉદાસીનતાનું કારણ પૂછતાં ભાનુચંદ્રજીએ સિદ્ધિચંદ્રજીના વિયોગને જ ખિન્નતાના કારણ તરીકે જણાવતા જહાંગીરે સિદ્ધિચદ્રને આગરા લાવીને તેનો મેળાપ કરી આપ્યો.' એ વાત સાથે સુસગત જણાતો નથી.

તે ઉલ્લેખ ઉપરાત તે જ ' **જૈ. પ. ઈ.** ' **ભા૦ ૩ પૃ૦ ૭૯૭** ઉપર જે-" મહો૦ ભાનુચંદ્રગણિ અને પં સિદ્ધિચદ્ર વગેરે આગરાથી વિહાર કરી સ૦ ૧૬૭૨માં જાલોર ચોમાસુ કર્યું. સ૦ ૧૬૭૩માં ૨૧ ભાઇ બ્હેનોને દીક્ષા આપી શીરોહી પધાર્યા ભ૦ વિજયસેનસૂરિ સ્વર્ગગમન બાદ સ૦ ૧૬૭૨મા તપાગચ્છમા બે પક્ષો પડયા, ત્યારે ભાનુચંદ્રગણિ વગેરે વિજયાનંદસૂરિના પક્ષમા દાખલ થયા " એ પ્રમાણે બીજો ઉલ્લેખ છે તે ઉલ્લેખ, ઇતિહાસમાની ' જહાગીરે શ્રી ભાનુચદ્રજીને શ્રી સિદ્ધિચદ્રનો મેળાપ કરી આપ્યો ' એ વાત સાથે સુસગત છે

અને તે એ રીતે કે-" આગરાથી જહાગીરે સ૦ ૧૬૬૯ની આખરે વનવાસ કરાવેલા શ્રી સિદ્ધિચદ્રજીનો શ્રી ભાનુચદ્રજીની ઇચ્છાને માન આપીને ' ભેળા થાય તે પછી બને એ અહિથી વિહાર કરી જવો ' એ શરતે સં ૧૬૭૧ની આખરે કે સં૦ ૧૬૭૨મા આગરા મુકામે મેળાપ કરાવ્યો હોય અને મેળાપ થયા બાદ પૂ મહો શ્રી ભાનુચંદ્રજીએ આગરાથી તે જ સ૦ ૭૬૭૨માં પૂ૦ શ્રી સિદ્ધિચદ્રજી વગેરે સહિત મારવાડ તરફ વિહાર કરી તે સં૦ ૧૬૭૨નું ચાતુર્માસ જાલોર કર્યું હોય "

'જૈન પરં૦ ઇ૦' ભા૦ ૩ના પૃ૦ ૭૯૭ ઉપરના ઉપરોક્ત બીજા પેરામાં બીજી પણ એક મહત્વની વાત છે કે—'ભ૦ વિજયસેનસૂરિજીના સ્વર્ગગમન બાદ સં૦ ૧૬૭૨માં તપાગચ્છમાં બે પક્ષો પડયા ' આ વાતનો અર્થ સ્પષ્ટ છે કે— પૂ આ૦ શ્રી વિજયસેન-સૂરિજીમ૦ સં૦ ૧૬૭૧ના જે૦ શુ૦ ૧૧ના દિને સ્વર્ગે સીધાવ્યા ત્યારથી જ પૂ૦ મહો. શ્રી સોમ વિજયજીમ૦, પૂ૦ મહો૦ શ્રી ભાનુચંદ્રજી વગેરેએ પૂ૦ ગચ્છાધિપતિ આ૦ મ૦ શ્રી વિજયદેવસૂરિજીમ૦ની સામે પોતાના ઉપાધ્યાયોના પક્ષ તરીકે બીજો પક્ષ ઉભો કર્યો અને તે પછી (પ્રસ્તુત ઇતિહાસના ઉપરોક્ત બીજા ઉલ્લેખ પછીના "વડગચ્છના આ૦ વિજયસુંદરસૂરિએ સં૦ ૧૬૭૩ના પોષ શુદિ ૧૩ને બુધવારે શિરોહીનગરમાં પ૦ રામવિજયજી ગણિને આચાર્ય બનાવી વિજયતિલકસૂરિ બનાવ્યા અને પં૦ સિદ્ધિચંદ્ર-ગણિને તેમના ઉપાધ્યાય સિદ્ધિચદ્રગણિ બનાવ્યા." એ) ત્રીજા ઉલ્લેખ મુજબ ૧।। વર્ષ બાદ તે પક્ષે પૂ૦ આ૦ શ્રી વિજય તિલકસૂરિ નામે પોતાના અલગ આચાર્ય બનાવ્યા. પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીમ૦ના સ્વર્ગવાસ બાદ તે પક્ષ એ પ્રમાણે ૧।। વર્ષ અને 'જૈ૦ પ૦ ઈ૦' ભા૦ ૩ના પૃ૦ ૭૨૫ ઉપરના—" **પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મહારાજે ગચ્છનાયક સાથે સં૦ ૧૬૬૯–૭૦માં મોટો મતભેદ ઉભો કર્યો.**" એ ઉલ્લેખ મુજબ **પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ એ પણ** પૂ૦ મહો૦ ભાનુચંદ્રજીની જેમ **સં૦ ૧૬૬૯થી પૂ૦ આ૦ શ્રી સેનસૂરિજીમ૦ની આજ્ઞા તજી દીધાના** ગચ્છનાયકના સ્વર્ગગમન પહેલાના **૨।। વર્ષ** મળીને ૪ વર્ષ સુધી તે પૂ૦ ઉપાધ્યાયજી મહારાજનો પક્ષ, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીમ૦ શ્રીની વિદ્યમાન પાટ પરંપરાની સામે **નિર્નાયક પક્ષ** તરીકે રહ્યો

આ સ્પષ્ટ ઇતિહાસથી પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ના હાથે જ એ વસ્તુ સ્પષ્ટ થઈ જાય છે કે— "તેઓશ્રી બાહ્યવર્તન દ્વારા —'પૂ૦ આ૦ શ્રી વિજયસેન-સૂરિજી મ૦ની આજ્ઞામા જ છીએ અને તેથી તો તેઓશ્રીએ અમોને અન્ય આચાર્ય સ્થાપવાની આજ્ઞા કરી હતી અને તેઓશ્રીની તે આજ્ઞાનું પણ અમોએ સં૦ ૧૬૭૩ માં અન્ય આચાર્ય બનાવીને પાલન કરી બતાવ્યું છે' એમ કહેતા હતા તે દાભિક હતુ અને **પૂ૦ મહો૦** શ્રી ધર્મસાગરજી મ૦, તેઓને સં૦ ૧૬૨૮ થી જ પૂ૦ આ શ્રી વિજયસેનસૂરિજી મ૦ સાથે આંતરભેદવાળા માનતા હતા તે સાચું હતું."

## નવા આચાર્ય અંગે પૂ૦ મુની શ્રી વિદ્યાવિ૦ મ૦નું અસ્પષ્ટ પર્યાલોચન.

**'ઐતિહાસિક રાસ સંગ્રહ'** (વિજયતિલકસૂરિ રાસ) **ભા૦ ૪ ની** શરૂઆતમાં 'નિરીક્ષણ' શીર્ષકતળેના ઉપક્રમના પ૦ ૨૨ થી ૨૩ સુધીમાં ઇતિહાસવેત્તા પૂ૦ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે વિજયતિલકસૂરિ રાસમાથી ઉપરોક્ત પ્રસંગના

દોહનરૂપે જણાવેલ છે કે'–"××× સોમવિજય વગેરે ઉપાધ્યાયોએ મળીને નવા આચાર્ય સ્થાપન કર્યા. આ નવા આચાર્ય તે વિજયતિલકસૂરિ, જેમનું નામ રામવિજય હતું. સં૦ ૧૬૭૩ ના પોષ શુદિ ૧૨ ના દિવસે 'આચાર્યપદ' આપવામા આવ્યું હતું.

આ પ્રસંગે એટલું વિચારવું પડશે કે – રામવિજયજી તે વખતના પ્રસિદ્ધ વિદ્વાન્ સાધુઓ પૈકીના એક ન્હોતા. તે વખતે સોમવિજયજી, ભાનુચંદ્રજી, સિદ્ધિચંદ્રજી વગેરે ઘણા વિદ્વાન્ ઉપાધ્યાયો અને સાધુઓ હતા ખાસ કરીને સોમવિજયજી ઉપાધ્યાય કે–જેઓને કવિ (દર્શન વિ૦)એ પોતાના પક્ષના એક આગેવાન તરીકે ઓળખાવ્યા છે, મુખ્ય હતા, છતા તેઓને આચાર્યપદવી ન આપવામાં આવી અને રામવિજયજી નામના અપ્રસિદ્ધ સાધુને શોધી કાઢયા, એનો હેતુ શો હશે, એ રાસ ઉપરથી (સીધું) વ્યક્ત થતું નથી વળી ગચ્છના નાયક વિજયસેનસૂરિજીની અન્તિમ ભલામણો, કે જહે રાસકાર કવિએ ઉલ્લેખી છે, તે ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે પણ એમ જ જણાય છે કે **રામવિજયજીને** આચાર્યપદવી આપવામા ત્હેમનો કંઈ પણ ગુપ્ત સંકેત હોવો જોઈએ. કારણ કે ગચ્છનાયકે અંતિમ ભલામણોમાં કહ્યું છે કે–

**'સોમવિજય વાચકપતિ, મુજ મનિ જિમ ગુરુ હીર; તિમ સહુ સંઘ આરાધયો, થાયો સાહસ ધીર રે ૬૬૧'** ગચ્છનાયક જહેઓને આટલું બધું માન આપે, તેઓને આચાર્યપદવી નહિ આપવામાં શું સંકેત હશે, એ કંઈ કહી શકાતું નથી'

## નવા આચાર્ય અંગે આ લેખકનું સ્પષ્ટ પર્યાલોચન

વિ૦ સં૦ ૨૦૧૧મા મારા તરફથી સંસ્કૃતમા પ્રતાકારે સાનુવાદ પ્રસિદ્ધ થયેલ શ્રી कुमताहिषजागुलिमत्रतिमिरतरणि' ગ્રંથના પૃ૦ ૪૬ ઉપર કવિ શ્રી દર્શનવિ૦ ગણિકૃત **શ્રી વિજયતિલકસૂરિરાસ'** ના દોહન રૂપે "પૂ૦ વિજયસેનસૂરિજીએ, પૂ૦ હીરગુરૂમ૦ના વિદ્વાન શિષ્ય પૂ૦ મહો૦ શ્રી સોમ વિ૦ મ૦ને આચાર્યપદ નહિ દેતા પૂ૦ પં૦ શ્રી વિદ્યાવિ૦મ૦ને વિજયદેવસૂરિ નામ સ્થાપીને આચાર્યપદ આપ્યું ત્યારથી જ અંદરખાનેથી પૂ૦ ઉપા૦ શ્રી સોમવિજયજી વગેરે અનેક મહર્ષિઓ ગચ્છનાયક પૂ૦ વિજયસેનસૂરિજી મ૦ની પણ વિરૂદ્ધ રહેતા હતા" એમ પ્રસિદ્ધ થએલ છે.

સં૦ ૨૦૧૧ની તે પ્રસિદ્ધિને આ ઉપર દર્શાવેલ પૂરાવા નં૦ ૨ને છેડે જણાવેલ 'પૂ૦ સેનસૂરિજી મ૦ સામે પૂ૦ મહો૦ શ્રી સોમવિજયજી મહારાજે સં૦ ૧૬૬૯માં મોટો મતભેદ ઉભો કર્યો, એ ઐતિહાસિક બીના, સત્ય ઠરાવે છે. પૂ૦ શ્રી સેનસૂરિજીમ૦ના સ્વર્ગગમન (સં૦ ૧૬૭૧ના જે. શુ. ૧૧)થી ૨॥ વર્ષ પહેલા પૂ૦ મહો૦ શ્રી સોમવિજયજી મહારાજે પૂ૦ ગચ્છનાયક સામે ઉભા કરેલા મોટા મતભેદને લીધે 'તેઓશ્રી સેનસૂરિજીમ૦થી અંતરથી ભિન્ન હતા' એ હકીકત તેઓશ્રીના હાથેજ બહાર આવી

ભેદ, જહાંગીર બાદશાહના કાને પહોંચતો કરીને પૂ. ભાનુચંદ્રજી, (કોઈ સ્થળે માંડવગઢ ગયાનું કથન છે. પરંતુ આ ઇતિહાસ મુજબ તે ભ્રામક ઠરતું હોઈને) માંડવગઢ નહિ જતાં મારવાડ ગયા; અને માંડવગઢથી પૂ ઉપા શ્રી સિદ્ધિચંદ્રજીએ બાદશાહના ફરમાનથી પૂ ઉપા. શ્રી ભાનુચંદ્રજીને મારવાડથી આગરા મુકામે તુરત આવવાનું જણાવવાથી પૂ ઉપા શ્રી ભાનુચંદ્રજીગણિ સં ૧૬૭૪માં મારવાડથી આગરા આવ્યા અને આગરાથી થએલા ફરમાનથી તેઓશ્રીને તે સં ૧૬૭૪ થી અનુમાને સં. ૧૭૨૫ સુધીનો જીંદગીનો મોટો ભાગ એટલે કે જીવનના શેષ ૫૧ વર્ષ ગુજરાતના 'સંઘપુર' નામના એક ગામડામા જ રહેવું પડ્યું છે ”

પ્રસ્તુત ઇતિહાસ, પ્રસિદ્ધાપ્રસિદ્ધ સાધનોના સારરૂપે વિસ્તારથી આ પ્રમાણે સમજી શકાય કે “સં ૧૬૭૩માં પોતાના નવા આચાર્ય સ્થાપવાની વાત, પૂ. ઉ શ્રી ભાનુચંદ્રજીએ, ઉ શ્રી સિદ્ધિચંદ્રજી દ્વારા માંડવગઢ મુકામે બાદશાહના કાને જે પ્રકારે પહોચાડી હતી, તે પ્રકારની વાત શ્રી સિદ્ધિચંદ્રજીના મુખેથી સાભળીને તે જહાગીર બાદશાહ (પોતાના સદંતર અપરિચિત એવા) પૂ આ. શ્રી વિજયદેવસૂરિજી મ. ઉપર અત્યંત રોષે ભરાયો અને તેથી તે સં ૧૬૭૩ના ચોમાસામા જ તેમણે 'ખંભાતથી માંડવગઢ આવીને પોતાની પદવીમા તેમજ બીજી શાસ્ત્રીય બાબતોમા પોતે નવા આચાર્ય વિજયતિલકસૂરિ કરતા સાચા છે, એમ મારી રૂબરૂ સાબિત કરવું' એ પ્રકારનું તાકીદનું ફરમાન, પૂ. આ શ્રી વિજયદેવસૂરિજી મહારાજને ખંભાત મોકલ્યું ।

આથી પૂ. આ શ્રી વિજયદેવસૂરિજી મને ખંભાતથી ચોમાસામાં જ સસમુદાય વિહાર કરીને માંડવગઢ પધારવું પડ્યું અને ત્યા તે બાદશાહની રૂબરૂજ નવા આ શ્રી વિજયતિલકસૂરિજીની સાથે ચર્ચામા પણ ઉતરવું પડ્યું !! પરિણામે નવા આચાર્ય, પદવી વગેરે તમામ બાબતોમા ખોટા ઠર્યા અને તે સાથે પૂ૦ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજી પણ —બાદશાહને શીરોહીથી આવીને પ્રથમ જણાવેલી વિજયદેવસૂરિની અયોગ્યતાની —વાતમા ખોટા ઠર્યા !!!

એથી બાદશાહને મન એમ નક્કી વસ્યું માનવું રહે કે— 'આ બંને સંતો, પોતાની ખોટી વાતને મારી મારફત સાચી ઠરાવવા સારૂ દેવસૂરિજી જેવા સત્યનિષ્ઠ મહાસંતને મારા જ હાથે કષ્ટમા ઉતરાવવા સુધીની મારી સાથે પણ ઠગાઈ કરનારા છે' પરિણામે બાદશાહે 'ભાનુચંદ્રને જ્યાં હોય ત્યાથી આગરા મુકામે તુરત હાજર કરો' એમ પણ પૂ૦ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજીને જણાવ્યું હોય અને તેથી ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજીએ પૂ૦ ઉપા૦ ભાનુચંદ્રજીને તે મુજબ મારવાડપ્રદેશસ્થિત સ્થાને જણાવ્યુ હોય અને તેથી જ પૂ૦ મહો૦ ભાનુચંદ્રજી આદિ સો મારવાડથી પાછા સં૦ ૧૬૭૪ ['વિજયતિલકસૂરિરાસ'ના કર્તા પૂ૦ [illegible] ગણિસ્થિત બુરહાનપુર થઈને] આગરા આવ્યા

કે તુરત જ બાદશાહે તેમની સામે ('प्ररुपणाविचार' ગ્રંથમા જણાવ્યા મુજબ) નવા આચાર્ય વિજયતિલકસૂરિની કફોડી સ્થિતિ કરી તેમનું આચાર્યપદ ફોક કર્યું હોય અને પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રગણિના લાગલાગટ ૨૫ વર્ષના ઉપકારને લક્ષમાં લઈને તેઓશ્રી બંનેને એટલે કે- પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્ર ગણિ તથા પૂ૦ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજી ગણિને 'નિર્વાહ થાય તેવા કોઈ એક અપ્રસિદ્ધ ગામમા જ હવે પછીનું તમારૂં જીવન તમારે વ્યતીત કરવુ' એમ આજ્ઞા ફરમાવી હોય; અને તેથી જ તે સ૦ ૧૬૭૪ થી ૧૭૨૫ સુધીનું માની શકાતું ૫૧ વર્ષનું શેષ જીવન તેઓશ્રીએ, સંઘપુરમાં જ વીતાવવું પડ્યું હોય

'કાવ્ય પ્રકાશ ખંડન' વગેરે અનેક ગ્રંથો, સં૦ ૧૭૨૨ સુધીમા પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્ર ગણિવરની વિદ્યમાનતામા 'સઘપુર' ગામે રચાયેલ હોવાનુ પૂ૦ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજીએ, તે તે ગ્રંથોની પ્રશસ્તિમા જણાવ્યું હોઈને તેના આધારે ઉપર્યુક્ત લખાણમા ઉપા૦ શ્રી ભાનુચંદ્રજી ગણિવરની વિદ્યમાનતા અનુમાને સં૦ ૧૭૨૫ સુધી જણાવેલ છે પૂ૦ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજીની વિદ્યમાનતા તો કદાચ તે કરતાં પણ વધુ વર્ષો પર્યંત હોઈ શકે

## શ્રી તિલકસૂરિરાસમાંની બીનાઓ અશ્રદ્ધેય ઠરે છે.

ઉપર જણાવેલ-પૂરવણી નં૦ ૨ વાળા-'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ પેજ ૭૯૭ ઉપરના પ્રસ્તુત ઇતિહાસના પેરા ત્રીજામાંની ઐતિહાસિક બીનાગત ભેદપ્રભેદમય વિસ્તૃત લખાણવડે એ વાત સ્પષ્ટ થઈ જવા પામેલ છે કે- સં૦ ૧૬૭૩ માં શીરોહી મુકામે પૂ૦ ઉપાધ્યાયજી મહારાજોએ પોતાના નવા આચાર્ય સ્થાપ્યા પછી તે સં૦ ૧૬૭૩ મા શીરોહીથી માંડવગઢ મુકામે બાદશાહના કાન ભભેરવા કેવલ પૂ૦ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજી જ ગયેલ છે, પરંતુ પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્ર ગણિવર ગયા નથી.

આથી કવિ દર્શનવિ૦ ગણિકૃત-'શ્રી વિજયતિલકસૂરિરાસ'માંની-'તાસ આદેશ લહી કરી, શ્રી નંદિવિજય ઉવજ્ઝાય, માલવદેસિ સિધાવીઆ, માડવી મન ઉચ્છાય.' એ ૧૩૦૦ મી ગાથાથી પ્રારંભીને- 'અહેદીને સમજાવી ચલાવઈ, તવ અહેદી માંડવિ આવઈ; ભાણચંદનઈ પાયે પ્રણમઈ, તબ ભાણચંદ હજરતનેં વીનવઈ.' એ કડી ૧૩૬૦ સુધીમાં જણાવેલી બીનાઓ શ્રદ્ધેય ઠરી શકતી નથી.

## અને તે આ પ્રમાણે—

**કડી ૧૩૦૦**-"વિજયતિલકસૂરિની આજ્ઞાથી નંદિવિજય વાચક ઉલ્લાસથી વિહાર કરી માલવદેશે માડવગઢ ગયા"

જવા પામી! અને તે સાથે 'સં૦ ૧૬૨૮માં તેઓશ્રીને બદલે અન્યને આચાર્ય બનાવ્યા તેથીજ તેઓશ્રી અંતરથી ગચ્છનાયકની વિરૂદ્ધ રહેતા.' એ વાત પણ સુજ્ઞ મુનિરાજોની સમજમા અર્થાપત્તિથી વસી જવા પામેલ!

ત્યારબાદ અઢી વર્ષે પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મહારાજ સ્વર્ગે સીધાવ્યા કે તરતજ **પૂ૦ મહો૦** શ્રી સોમવિ૦ મ૦ના નેતૃત્વતળે પૂ૦ મહો૦ શ્રી ભાનુચદ્રગણિ, સિદ્ધિચંદ્રગણિ, રત્નચદ્રગણિ, ઉ૦ કીર્ત્તિવિ૦ગણિ, નદિવિજયગણિ, શ્રી ધર્મવિજયજી, શ્રી નયવિજયજી વગેરેના બનેલા **ઉપાધ્યાય પક્ષે** પૂ૦ સ્વ૦ આ૦ શ્રી સેનસૂરિજીમ૦ના પટોધર ગચ્છાધીશ્વર પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ની આજ્ઞા તજી દઇને તેઓશ્રીની સામે પોતાના અલગ પક્ષ સ્થાપ્યો

ઇતિહાસના હેતુગર્ભિત સાર મુજબ—"તે ઉપાધ્યાય પક્ષે પોતાના નેતા પૂ૦ ઉપા સોમ વિ૦ મ૦ ને પક્ષના આચાર્ય થવા સતત પણ વીનવેલ, પરતુ તે વિનતિના સ્વીકારમા પોતાની પૂર્વોક્ત સૂરિપણાની વર્ષો જુની ભાવનાને છેલ્લા અઢી વર્ષથી સમજી જવા પામેલા સુજ્ઞ મુનિરાજોની તે મનોગત સમજ, પોતાના જ હાથે સાચી ઠરતી હોવાના ભયે તેઓશ્રીએ તે વિનતિનો સ્વીકાર તો ન જ કર્યો, પરંતુ 'પોતાને તો તેવી ભાવના છે જ નહિ' એ પ્રકારની છાપ બેસાડવા સારૂ સ્હામેથી પક્ષના સહુ ઉપાધ્યાયો આદિ મુનિરાજો સામે 'આપણામાના કોઈપણ મુનિરાજના ગુરૂ-કાકાગુરૂ-ગુરૂભાઈ--વડિલ શિષ્ય કે પ્રશિષ્યાદિ કહેવાતા ન હોય તેવા કોઇ વિદ્વાન મુનિને આપણે આપણા આચાર્ય બનાવવા' એ મુજબનો પ્રસ્તાવ રજુ કર્યો હોય, અને તે સાથે જ પૂ સહુ મુનિઓએ તે પ્રસ્તાવને સાદર સ્વીકારી લઈને તદનુસાર વિદ્વાન મુનિની ચોમેર તપાસ કરવા માડેલ હોય અને તે તપાસમા ૨ાા વર્ષ પસાર થઇ જવા પામ્યું હોય એટલે છેવટે સૌને સમત એવા એક અપ્રસિદ્ધ સાધુ મળી જવા પામ્યા જેનુ નામ **પ૦ રામવિજય** હતુ તે મુનિરાજને તે પક્ષે, સ૦ ૧૬૭૩ ના પોષ શુદિ ૧૨ના દિવસે શીરોહી મુકામે મુસલમાન સુબાની ઘણી પોલીસના સખત બદોબસ્ત વચ્ચે '**શ્રી વિજયતિલકસૂરિજી**' નામ આપીને પોતાના જુદા આચાર્ય સ્થાપ્યા"

૧ સ્ફુટનોટ— **'પટ્ટાવલી સમુચ્ચય'** ભા ૨ (પૂરવણી) પૃ૦ ૨૬૪ (૬૦) **વિજયતિલકસૂરિ** વીસનગરના વીસા પોરવાડ શા, દેવજી અને તેની પત્ની જયવતીને ૬પજી અને રામજી નામે બે પુત્રો હતા આ ચારે જણે આ૦ શ્રી સેનસૂરિજીના હાથે ખીમપમા (ગુરૂ કર્યા વિના) દીક્ષા લીધી તે પૈકીના પુત્રોનુ નામ ૧ રત્નવિજય, ૨ રામવિજય ગણ્યુ **મુનિ રામવિજયનો** જન્મ સ૦ ૧૬૫૧, દીક્ષા સ ૧૬૬૨, રામવિજયજી બુદ્ધિશાલી હતા એટલે (સ્વયં) શાસ્રો ભણી સં ૧૬૬૩મા (સ્વય ?) પન્યાસ થયા હતા તેમને ઉપા. સોમવિ વગેરે એ સ ૧૬૭૩માં શિરોહી વડગચ્છના ભ વિજય-

સુંદરસૂરિના વાસક્ષેપથી સૂરિપદ આપ્યું, આ. શ્રી વિજયસેનસૂરિની પાટે સ્થાપ્યા અને તેમનું નામ **વિજયતિલકસૂરિ** રાખ્યું તેઓ સં ૧૬૭૬મા સ્વર્ગે ગયા

**પૂરવણી નં૦ ૧–'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ પૃ૦ ૯૧–**" તે બાદશાહ (જહાંગીર) સ. ૧૬૭૪માં માંડવગઢ રહ્યો **પં૦ સિદ્ધિચંદ્રગણિ (સં૦ ૧૬૭૩ માં) શિરોહીમાં ઉપાધ્યાય બની ત્યાં પહોંચી ગયા. અને તેમણે બાદશાહને ભંભેર્યો** કે આ. વિજયસેનસૂરિની ગાદીએ વિજયદેવસૂરિ ગચ્છનાયક બન્યા છે, પણ પોતાના સ્થાનની જવાબદારીનુ ભાન નથી. આથી બીજા મુનિવરોએ તેમની આજ્ઞા તજી નવા ગચ્છનાયક બનાવ્યા છે. વગેરે વગેરે "

એ ઇતિહાસનો ઉકેલ આ તરી આવે છે કે " સ. ૧૬૪૯મા અકબર બાદશાહની સભામા બ્રાહ્મણોને વાદમાં પરાભવિત કરવાથી પ્રસન્ન થએલા તે બાદશાહે જેઓશ્રીને જગદ્ગુરુ પૂ. વિજયહીરસૂરિજીમ. કરતાંયે સવાયા માનીને '**સવાઈ હીર**'નું બિરૂદ આપવા પૂર્વક પોતાના દિલમા જેઓશ્રી પ્રતિ પૂ૦ હીરસૂરિજી કરતાયે સવાયા સત તરીકેનો પ્રેમ વસાવ્યો હતો તે પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી પ્રતિનો પ્રેમ, તે બાદશાહના પુત્ર જહાગીર બાદશાહના હૃદયમા પણ વારસામા જેવોને તેવો જ હતો. તે બાદશાહ જહાંગીરના કાને જો–'આ રીતે શ્રી ભાનુચદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ તે પૂ આ. શ્રી વિજયસેનસૂરિજી મહારાજે પોતાની પાટે સ્થાપેલા આ૦ શ્રી વિજયદેવસૂરિજીનો એકાએક અનાદાર કરવા રૂપે પોતાના બીજા આચાર્ય સ્થાપેલ હોવાની વાત, આ શ્રી દેવ સૂરિજીમ તરફથી પ્રથમ પહોચી જશે તો જહાગીર પાસે પોતાનુ સ્થાન જ નહિ રહે.' ઈત્યાદિ વિચારીને (શિરોહીમાં તે તિલકસૂરિ નામે પોતાના નવા આચાર્ય કર્યા કે તુરતજ) ઉ શ્રી ભાનુચદ્રજીએ, બાદશાહના કાને મુખ્યત્વે પહેલી–' અમે તેમની આજ્ઞા તજીને નવા ગચ્છનાયક બનાવ્યા છે, એ સાચી વાત નાખવાને બદલે ' બીજા મુનિવરોએ તેમની આજ્ઞા તજીને નવા આચાર્ય બનાવ્યા છે ' એ વાત નાખવા સારૂ શિરોહીથી ઉપા. સિદ્ધિચંદ્રજીને માડવગઢ મોકલ્યા હતા."

**પૂરવણી નં૦ ૨–'જૈ. પ. ઈ. ભા૦ ૩ પૃ૦ ૭૯૭'** ઉપરના એ અધિકાર-સંબંધક ઇતિહાસના પેરા ત્રણમા જણાવેલ–" તે પછી ઉપા ભાનુચંદ્રગણિવરે સં. ૧૬૭૩ મા ઉપા સિદ્ધિચદ્રને માંડવગઢ મોકલી પોતે મારવાડ ગયા અને તે સૌ સં. ૧૬૭૪મા બુરહાનપુર આગરા જઈ આવ્યા અને તે પછી તેઓએ જીવનનો મોટો ભાગ ગુજરાતના વીજાપુર પાસેના 'સંઘપુર' ગામમા વીતાવ્યો અને ત્યા રહીને તેઓએ વિવિધગ્રથો બનાવ્યા "

એ ઇતિહાસનો ઉકેલ પણ આ સ્પષ્ટ છે કે–'સ. ૧૬૭૩માં શિરોહીથી પૂ. ઉપા શ્રી સિદ્ધિચંદ્રજી મારફત માંડવગઢ મુકામે ઉપરોક્ત પુરવણી નં. ૧ વાળા ઇતિહાસમાંનો

**સમાલોચના**-ઉપા૦ ભાનુચંદ્રજી, જહાંગીરના ચિરપરિચિત હતા, તેમણે સં૦ ૧૬૭૩ માં ઉપા૦ સિદ્ધિચંદ્રજીને શીરોહીથી માંડવગઢ મોકલ્યા તે નવા આચાર્ય વિજયતિલકસૂરિજીની આજ્ઞા લઈને જ મોકલ્યા હોય. એ પછી 'વિજયતિલકસૂરિરાસ' કારના કથન મુજબ ઘડીભર માની પણ લઈએ કે- તે નવા આચાર્ય અમદાવાદ આવ્યા, તો પણ તેઓશ્રી તો શીરોહીથી ઉપા૦ સિદ્ધિચંદ્રજી માંડવગઢ ગયા હોવાનું જાણતા હોવાથી તેમ જ તેઓશ્રી, જહાગીરના સદંતર અપરિચિત હોવાથી તે નૂતન આચાર્યશ્રીને તો અમદાવાદથી નંદિવિજય વાચકને જહાગીરના મીલન અર્થે માંડવગઢ મોકલવાનો વિચાર થવો પણ અસંભવિત લાગે છે અને તેથી કવિ દર્શનવિજયજીએ જણાવેલી ઉપરોક્ત ૧૩૦૦ મી "તેઓશ્રીએ નંદિવિજય વાચકને માડવગઢ મોકલ્યાની વાત" લવલેશ શ્રધ્ધેય બની શકતી નથી

**કડી૧૩૦૧ થી ૪**– "ત્યાં નંદિવિ૦ વાચકને જહાંગીર બહુ આદરથી ભેટચો અને કહ્યું કે-'કિરતારને આપકા મિલન કરાયા વહુ ભલા[1] કિયા, ઔર આપકો દેખનકે સાથ મેરે ચિત્તમેં ભાણચંદ[2] આયા. ઉનકો[3] યહા અબી બુલાઓ, કિ જિસે ઉનકો દેખ કર બ્હોત આનંદ પાવે (૧૩૦૧-૨) કાર્ય કરવાને સમર્થ એવા બે મેવડા[4] (કાસદ) બાદશાહનુ ફરમાનપત્ર લઈને અમદાવાદ આવ્યા, ત્યા મકરૂબખાનને ફરમાનપત્ર આપ્યું, મકરૂબખાન તે પત્ર વાચી ગુરૂ (વિજયતિલકસૂરિ) પાસે આવ્યા ગુરૂએ સિરોહીથી[5] ભાનુચંદ્રને બોલાવ્યા અને શિરોહી ધર્મવિજયજી વાચકને મોકલ્યા. તેજપાલ મેતા મનમા ખુશી થયા"

**સમાલોચના**- (૧)-ઉપરની વાતમા બાદશાહે તો નંદિવિ૦ વાચકને-'ક્યાથી **અને કેમ આવાગમન થયુ ?**' એ વગેરે કાંઈ જ પૂછ્યુ નથી, તે બનવાજોગ નહિ **હોવાથી** નંદિવિ૦ વાચક ત્યા ગયાની વાત શ્રદ્ધેય જણાતી નથી, (૨)-ઉપરની વાતમા-'શ્રી વિજયતિલકસૂરિએ જહાગીરના કાને નાખવા જે વાત જણાવી હોય તે વાત, નંદિવિ૦ વાચકે તો જહાગીરના કાને નાખી હોવાની ગંધ પણ નહિ હોવાથી' નંદિવિજય વાચક ત્યા ગયા હોવાની વાત શ્રધ્ધેય ઠરતી નથી (૩)-**અગાઉ પૂરવણી નં. ૨ ગત ઇતિહાસ મુજબ**-'સં૦ ૧૬૭૧ ની આખરે જહાંગીરે ઉપા૦ ભાનુચંદ્રજીને જે શરતે શ્રી સિદ્ધિચંદ્ર ગણિનો મેલાપ કરી આપેલ, તે શરતના પાલનરૂપે ઉપા૦ ભાનુચંદ્રને શ્રી સિદ્ધિચંદ્રગણિ સહિત સં૦ ૧૬૭૨ મા આગરા છોડી મારવાડમા ઝાલોર ચોમાસુ કરવું પડયુ હતું. એ સ્થિતિમા એ જ જહાગીર, નંદિવિ૦ વાચકને-'ભાણચંદકો યહા અબી બુલાઓ, કિ-જિસે ઉનકો દેખકે મુઝે બ્હોત આનંદ પાવે' એમ જણાવે તે સંભવિત નહિ હોવાથી પણ નંદિવિ૦ વાચક ત્યા ગયા હોવાની વાત શ્રધ્ધેય લેખાવા પામતી નથી (૪)-જહાગીરે ઉપા૦ ભાનુચંદ્રને આગરા બોલાવવાનું નંદિવિ૦ વાચકને કહ્યુ હોઈ ઉપા૦ ભાનુચંદ્રને નંદિવિ૦ વાચકે 'બોલાવવા ઘટે, તેના બદલે છે રાસગત ઉપરોક્ત

કડીની વાતમા જે- 'જહાંગીરે બે મેવડા (કાસદ) મોકલીને તેમને બોલાવ્યા' એમ જણાવેલી વાત સગત નહિ હોવાથી તેમ જ નંદિવિ૦ વાચકને 'ઉપા૦ ભાનુચંદ્રજી મારવાડમાં છે' તે વાત ધ્યાનમાં હોય જ, તેથી નદિવિ૦ વાચકે જ જહાંગીરને 'મેવાડને મારવાડ મોકલવાનું' જણાવવું રહે. છતાં તેમ કેમ જણાવ્યું નહિ? વળી 'ઉનકો યહાં અબી બુલાઓ' એવી (રાસકારના કહેવા મુજબની) ભાનુચદ્રજીને મળવાની તીવ્ર ઉત્કંઠાવાળા જહાગીરે, મેવડાઓને (મારવાડ મોકલવાને બદલે) પોતાના તદ્દન અપરિચિત એવા નવા આચાર્ય તિલકસૂરિજી પાસે મોકલવાનુ કોઈ પ્રયોજન નહિ હોવાથીં પણ નંદિવિ૦ વાચક માડવગઢ ગયા હોવાની વાત શ્રધ્ધેય ઠરે તેમ નથી તેમ જ (૫)-અગાઉ જણાવેલ પૂરવણી નં૦ ૨ ગત ઇતિહાસ મુજબ-સં૦ ૧૬૭૩ મા શિરોહીથી ઉપા૦ સિદ્ધિચદ્રજીને માંડવગઢ મોકલી ઉપા૦ ભાનુચંદ્રજી તો મારવાડ ગયા હોવાથી 'વિજય તિલકસૂરિએ ઉપા૦ ભાનુચંદ્રજીને શિરોહીથી (માડવગઢ નહિ મોકલતા અમદાવાદ) બોલાવ્યા' એ વગેરે વાત પણ અસંભવિતને સંભવિત લેખાવતી હોવારૂપે અશ્રદ્ધેય જણાય છે, અને તેથી તે કડી ૧૩૦૧ થી ૧૩૦૪ મની અમદાવાદથી શ્રી ધર્મવિજય વાચકને શિરોહી મોકલવાની તથા તેજપાલ મેતા મનમા ખુશી થયા વગેરેની વાતો તો આકાશકુસુમવત્ જ સમજવી રહે છે

એ પ્રમાણે રાસકાર શ્રી દર્શનવિ૦ ગણિએ '**વિજયતિલકસૂરિરાસ**'મા જણાવેલી ત્રણ વાચકો અંગેની પાંચેય બીનાઓ યથાર્થ ઠરતી નહિં હોવાની સાથે વિજયતિલકસૂરિએ- '૧ અમદાવાદથી નંદિનિ૦ વાચકને માંડવગઢ મોકલ્યા, ૨-ભાનુચંદ્રવાચકને શિરોહીથી અમદાવાદ બોલાવ્યા અને ૩-ધર્મવિ૦ વાચકને શિરોહી મોકલ્યા' એ ત્રણેય વાતો તો આપોઆપ જ અયથાર્થ ઠરી જવા પામે છે

**કડી ૧૩૦૫ થી ૧૩૦૮**- (૧) ભાનુચદ્રજીએ તેજપાલ મહેતાની સહાયથી પોતાના ગુરુ (વિજયતિલકસૂરિ)ની આજ્ઞા પ્રવર્તાવી, અધિકારીઓની સહાયથી સર્વ દેશ હાથ કર્યો અને (૨)-તે દેશ ધર્મવિ૦ વાચકને ભળાવી પોતે (૩)-૧૦૧ મુનિના સમૂહ સાથે (૪)-અમદાવાદ આવાગમન કરીને ગુરૂ (વિજયતિલકસૂરિ)ને વંદના કરી XXX કડી ૧૩૦૫-૬ વિજયતિલકસૂરિએ તેમને ગુરૂવચનકારીનુ બહુમાન આપ્યુ (૫) 'વાચક આવ્યા છે' એમ મકરૂબખાનને મેવડે (કાસદે) ખબર આપ્યા. (૬)-ખાન આવીને વાચકને મળ્યા, અને 'આપને બાદશાહ ખંતથી બોલાવે છે, અને એટલે માટે તેમણે આગરાથી આવેલ તે મેવડા (કાસદ) સાથે આ ફરમાન મોકલ્યું છે' એમ ઉલ્લાસભેર જણાવ્યુ કડી ૧૩૦૭ાા (૭)-એટલે ભાનુચંદ્રજી અમદાવાદથી સિદ્ધિચદ્રજીને સાથે લઈ શીઘ્રપણે માડવગઢ આવ્યા અને બાદશાહને પોતે આવ્યાના ખબર આપ્યા. કડી ૧૩૦૮"

**સમાલોચના** -(૧)આ શિરોહીનિવાસી તેજપાલ મ્હેતા, મહામત્રી વસ્તુપાલ તેજપાલ જેવા સમર્થ અને દાનેશ્વરી તથા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મના અનન્ય

ભક્ત તરીકે ઇતિહાસ પ્રસિદ્ધ સુશ્રાવક છે આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ને 'પોતાનું **સામર્થ્ય બતાવી આપવા સારૂ તેઓશ્રીનાં સ્થાને તેઓશ્રીના તે સમર્થ ભક્ત શ્રાવક દેખતા રહે અને શિરોહીમાં પોલીસના કડક બંદોબસ્ત પૂર્વક પોતાના જુદા આચાર્ય સ્થાપનાર** આ ઉપા૦ ભાનુચંદ્રજીને તેમના તે જુદા સ્થાપેલ આચાર્યની આજ્ઞા પ્રવર્ત્તાવવામાં તે મહેતા સહાય કરે અને અધિકારીઓ દ્વારા તે સર્વ દેશ તેમને હાથ કરાવી દે, તે પ્રાણાંતેય બનવું સંભવિત જણાતું નથી. (૨)–અગાઉ ૧૩૦૪ મી કડીના અર્થની સમાલોચનામા સ્પષ્ટ કરી આપ્યા મુજબ –તે સમગે ઉપા૦ શ્રી ભાનુચંદ્રજી મારવાડ હોવાથી અમદાવાદથી ધર્મવિ૦ વાચકને શિરોહી જવું જ રહેતુ નહિ હોઈને તેઓ શિરોહી ગયા જ સંભવતા નથી અને તેથી તે દેશ, તે વખતે મારવાડ બિરાજતા શ્રી ભાનુચંદ્રજીએ તેઓને ભળાવ્યાની વાત પણ અસ્થાને જણાય છે (૩) –સં૦ ૧૬૩૯ થી ૬૨ સુધી બાદશાહ પાસે રહ્યા હોવાથી પૂ૦ ભાનુચંદ્રજીને પાટણના સં૦ ૧૬૬૮ના ચોમાસા સુધીમાં શિષ્યોની સંખ્યા ઇતિહાસના અનુમાને સાત –આઠ લેખાતી હતી અને સં૦ ૧૬૬૯ થી ૭૨ સુધી આગરા રહ્યા તે દરમ્યાન અને પછી સં૦ ૧૬૭૪ ના માલપુરના ચાતુર્માસ સુધીમા થવા પામેલ જણાતો વીશક શિષ્યોનો વધારો તે સંખ્યામા જણાવવાને બદલે ૯૩નો વધારો તો કવિ દર્શનવિ૦ ગણિને સ્વપ્નમાં ભાસ્યો લાગે છે. (૪) રાસકારના કથન મુજબ શ્રી વિજયતિલકસૂરિજી શિરોહીથી સં૦ ૧૬૭૩ માં અમદાવાદ આવ્યા હોવાથી અને આગળ જણાવેલા અન્ય ઇતિહાસ મુજબ ઉપા૦ ભાનુચંદ્રજી, તે વર્ષે શીરોહીથી મારવાડ ગયા હોવાથી રાસકારની –'તે વર્ષે શિરોહીથી ભાનુચંદ્રજીએ અમદાવાદ આવીને ગુરૂને વંદન કર્યું અને ગુરૂએ અમદાવાદમા તે વાચકનુ બહુમાન કર્યું' એ વગેરે વાત પણ આકાશકુસુમવત્ જણાય છે. (૫)–જહાંગીરે માંડવગઢથી મોકલેલ મેવડો, શિરોહીથી વાચક આવ્યાની અમદાવાદના ખાનને ખબર આપવા સારૂ પંદરેક દિવસ સુધી અમદાવાદ રોકાયેલ હોવાનુ જણાવતુ કવિનુ આ આલેખન, પક્ષમોહને કારણે યદ્વાતદ્વા હાકયે જ રાખવાની ધુનમાં થયું લાગે છે (૬)–અમદાવાદના ખાન, 'મારવાડસ્થિત શ્રી ભાનુચંદ્રને તે સં૦ ૧૬૭૩ મા અમદાવાદ મળે અને તેઓશ્રીને બાદશાહના આમંત્રણની વાત જણાવે' એ વાત સંગત નથી (૭)–જૈન પરંપરાના ઇતિહાસ ભાગ–૩ માના પૂર્વોક્ત કથન મુજબ જે ઉપા૦ શ્રી ભાનુચંદ્રજી. સં૦ ૧૬૭૩ મા શિરોહીથી જ ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજીને માંડવગઢ મોકલે છે તે જ શ્રી સિદ્ધિચંદ્રજીને તે સં૦ ૧૬૭૩ની સાલમા અમદાવાદથી સાથે લઈને શ્રી ભાનુચંદ્રજી માંડવગઢ ગયા હોવાનું જણાવતી વાત તો પોતે જ પોતાનુ કૃત્રિમપણુ સૂચવે છે

**કડી ૧૩૦૯–૧૦**–"મિલ્યા ભૂપનઇ ભૂપ આનંદ પાયા, ભલઈ તુમ્હે ભલઇ અહીં ભાણચંદ આયા, તુમ પાસિથિઈ મોહિ સુખ બહુત હુયઇ, સહરિયાર ભણવા તુમ વાટ

જોવઈ ॥૧૩૦૯॥ પઢાંઓ અમ્હ પૂતકું ધમ્મ વાત, જિઉં અવલ સુણુતા તુમ્હ પાસિ તાત; ભાણુચંદ કદિ મ તુમ્હ હો હમારે, સબહિં થકી તુમ્હ હો હમ્મહિ પ્યારે ॥૧૩૧૦॥

**અર્થ** :- (૧) ભાનુચંદ્રજી જહાંગીરને મળ્યા, (૨)- આથી જહાંગીર ખુશી થયો, (૩) અને કહ્યુ કે- 'અચ્છા તુમે ભાણુચંદ! અહિ આયા સો અચ્છા કીયા, તુમેરે પાસ મુઝે બહોત સુખ હોતે હે (૪)- હમારે પુત્ર સહરિયર પઢનેકે લિયે તુમેરી રાહ દેખતે હે (૫) જૈસે હમારે પિતા તુમેરે પાસ ધમ્મકી અચ્છી બાત સુનતે થે ઐસી ધર્મકી બાત હમારે પુત્રકું પઢાઓ: **ભાણુચદ કભી મ (ભી) તુમ્હે હમારે હો, (૬)- હમારેકો તુમ્હ સબસે (જયાદા) પ્યારે હો."**

**સમાલોચના :** —(૧) આ પહેલાની ગાથામા રાસકારે જણાવ્યુ છે કે-"ભાનુચંદ્રજીએ, 'પોતે માડવગઢ આવી પહોંચ્યા છે' એમ જહાગીરને ખબર આપ્યા." તો તે ખબર મળ્યેથી ખાસ આમંત્રણથી બોલાવનાર જહાગીર, સં૦ ૧૬૬૯ની જેમ પોતે જ આવીને ભાનુચંદ્રજીને મળવો જોઇએ; પરતુ રાસકાર આ કથન મુજબ તેને બદલે સામેથી ભાનુચંદ્રજી પોતે જહાંગીરને જઇ મળ્યા છે! કે જે વાત બને માટે લઘુકારી હોઇને બનવી જ અસંભવિત હોવાથી શ્રદ્ધેય નથી. (૨) –રાસકારના કથન મુજબ જો વાચક, ખાસ આમત્રણથી આવેલ છે, તો તે વાચકને પોતાની પાસે માનભેર લાવવા તેઓની સામે જહાંગીર, પોતાના અબુલફઝલ જેવા શેખોનેય ન મોકલે અને માત્ર મ્હેલમા બેઠો જ ખુશી થાય, એ વાત કોઇ અશેય ગ્રાહ્ય થઇ શકે તેમ નહિ હોવાથી રાસકારે ઉપરની વતની જેમ વાતને પણ ઉપજાવી કાઢેલ માનવી રહે છે (૩)- સ૦ ૧૬૬૯ મા પોતાના ફરમાનથી ભાનુચંદ્રજી પાટણથી આગ્રા આવેલ ત્યારે પણ જહાગીરે વાચક તો, આ સ૦ ૧૬૭૩ નું 'ભલઈ તુમે ભલઇ અહીં ભાણુચદ આયા' એ જ બોલીને આનંદ વ્યક્ત કર્યો હતો, પરંતુ તે સાથે તેઓશ્રીનું ભારી આડબરમય સામૈયું પણ કર્યું હતું. જયારે આ સ૦ ૧૬૭૩ માં પોતાના ખાસ ફરમાનથી તે જ વાચકશ્રી પોતાને પુન: આવી મળે ત્યારે જહાગીર, સં૦ ૧૬૬૯ માના પોતાના તે જ વાકયને ઉચ્ચારીને માત્ર આનદ વ્યક્ત કરે તે જેમ અસભવિત છે, તેમ ને પછી સ૦૧૬૬૯ના અનુકરણે તરીકે તેઓશ્રીનું બાદશાહી સ્વાગત ન કરે એ પણ અસભવિત હોવાથી રાસકારની આ વાતમા લેશમાત્ર તથ્યાશ જણાતો નથી (૪)–આ પહેલાની કડીમા–નંદિવિ૦ વાચકને જહાગીરે જણાવેલી 'હમણા જ ભાનુચંદ્રજીને અહીં બોલાવો, કે- જેથી તેમના દર્શનથી મને બહુ આનદ થાય' એ વાત, પોતાને ભાનુચદ્રજીના દર્શનની જ પિપાસા હોવાની સૂચક છે અને કવિ દર્શનવિ૦ના કથન મુજબ શ્રી ભાનુચંદ્ર પણ જહાંગીરની તે ભાવનાની જ પુષ્ટિ અર્થે કવિના કહેવા મુજબ અમદાવાદથી માડવગઢ શીઘ્ર પધાર્યા હોય: ઉભયની એ લાગણી પ્રવર્ત્તતી હોય તેમા ભાનુચદ્રજી માડવગઢ આવે કે તરત જહાગીરે તે વાચકને એ રીતે (દૂરથી બોલાવેલા વેતનઅર્થી ધાર્મિક શિક્ષકને જણાવવાની જેમ) સીધી પોતાના

પુત્રને ભણાવવાની સ્વાર્થપોષક વાત જણાવી હોવાની આકાશકુસુમ સમી બીના તો આ ગસકાર જ આલેખી શકે! (૫)–શ્રી ભાનુચન્દ્રે અકબરને ધર્મોપદેશ આપેલ તેવો ધર્મોપદેશ અન્યને સંભળાવી શકાય; પરંતુ ભણાવી શકાય નહિ' એમ સમજનાર જહાંગીરે, શ્રી ભાનુચન્દ્રને તેવો ધર્મોપદેશ પોતાના પુત્રને ભણાવવાનું કહ્યુ હોવાનું રાસકાર કવિનું આ કથન મનસ્વી માનવું રહે છે. (૬) આગળ જણાવ્યુ છે તેમ પૂર્વ શરત મુજબ સં૦ ૧૬૭૨ મા તો જહાગીરે શ્રી સિદ્ધિચન્દ્રજી સહિત ભાનુચંદ્રજીને આગરાથી વિદાય પણ કર્યા હોવાથી રાસકારે જહાગીરનાં મુખમાં મૂકેલું 'હમારે તો તુમ સબસે પ્યારે હો' તે સ૦ ૧૬૭૩ નું વાકય કલ્પિત ઠરે છે

## રાસકારે સત્ય ઇતિહાસની આડે અંધારુ જ પાથર્યું છે.

શ્રી વિજયતિલકસૂરિ રાસમાની ૧૩૦૦ થી ૧૩૧૦ કડીઓની ઉપર્યુક્ત સમાલોચનાનું અવલોકન કર્યા બાદ વિદ્વાન વાચકોને એ વાત સ્વીકાર્ય બનશે કે "સ૦ ૧૬૭૩માં શિરોહીથી મારવાડ ગએલા શ્રી ભાનુચન્દ્રજીને, મારવાડને બદલે માડવગઢ ગયા લેખાવવા સારૂ તે રાસકાર કવિ શ્રી દર્શનવિ૰એ પ્રસ્તુત રાસમા પૂર્વોક્ત વિસવાદી ૧૦ ગાથાઓ જેવી અસત્ય ઇતિહાસ રજુ કરનારી સેંકડો વિસંવાદી ગાથાઓને તત્કાલીન સત્ય ઇતિહાસને ગળે ટુંપો દેવા સ્વરૂપે ઉપજાવી કાઢેલી જોવાય છે! કે– જેના પરિણામે તે ગાથાઓની જ મુખ્યતાએ પ્રવર્તેલી આધુનિક બહુસંખ્ય ઇતિહાસકારોના હાથે તત્કાલીન સત્ય ઇતિહાસની આડે ઘોર અધારપટ સર્જાવા પામ્યો છે!!

**કડી ૧૩૧૧ થી ૧૪**–"કહુ કાજ કછુ હોઈ હવઈ જે તુમારઈ, કરૂ તેહ એમ કહી હવઈ સોહ વધારઈ, ભૂપતિ પ્રતિ તવ ભણઈ ભાણુચંદ, એક વાત સુણો પ્રભુ ટલઈ **બહોત દંદ** ॥૧૩૧૧॥ તુમ તાતનઈ પાસિ ગુરુ હીર આવ્યા, જગગુરુ કરી નૃપિ તે બોલાવ્યા, હૂઆ તેહનઈ પાટિ શ્રી વિજયસેન, તેણઈ જાસ ટીકો દીઓ મોહવસેન ॥૧૩૧૨॥

**અર્થ :**–(એમ જણાવીને તે બાદશાહે ભાનુચંદ્રજીને–) (૧)–'તુમારેકું જો કુચ્છ કાર્ય હોવે સો કહીએ, મે કરૂંગા' એમ કહીને ભાનુચન્દ્રની હતી તે શોભામા વૃદ્ધિ કરી, એટલે (૨)–ભાનુચન્દ્રજીએ જહાગીરને કહ્યું કે, હે સ્વામી! એક વાત સાભળો કે–જેથી ઘણો કલેશ દૂર થવા પામે (તે વાત એમ છે કે–) "તમારા પિતાની પાસે હીરગુરુ આવ્યા હતા કે જેઓને અકબરે જગગુરુ તરીકે સબોધ્યા હતા તે જગગુરુની પાટે શ્રી વિજયસેન આવ્યા તેમણે મોહાધીનપણે જેઓને (વિજયદેવસૂરિને) પોતાની પાટે આચાર્ય તરીકે સ્થાપ્યા (૧૩૧૧–૧૨) તે આચાર્ય, સેનસૂરિના વચનો લોપીને સાગરોની સાથે મળી ગયેલ છે, અને ઘણો કલેશ કરીને કોપી થયો થકો હવે મોટા ગુરુ હીરસૂરિના વચનોને પણ માનતો નથી તેણે ગુરુના હુકમ વિના સૌથી અજાણુ એવો એક જુદો જ માર્ગ લીધો છે (૧૩૧૩) તેણે પ્રભુની સઘળી પરપરા લોપી છે,

તેણે પોતાની સૌથી વિપરીત વાતને ખ્હેકાવી છે; આથી તે આચાર્યને છોડીને (અમે) બીજા આચાર્ય, સેનસૂરિનો હુકમ ચલાવવા સારૂ સ્થાપ્યા છે અને તે દેવસૂરિને ઉથાપ્યા છે (૧૩૧૪)"

**સમાલોચના:**-'જૈન પરંપરાનો ઇતિહાસ' ભાગ-૩, પૃષ્ઠ ૭૯૭ ઉપરના ઉલ્લેખ મુજબ-'સં૦ ૧૬૭૨ માં આગરાથી શ્રી ભાનુચંદ્રજી, શ્રી સિદ્ધિચંદ્ર સહિત મારવાડ વિહાર કરી ગયા પછી (સં૦ ૧૬૭૪ મા એકવાર આગરા આવ્યા બાદ) પોતાની સં૦ ૧૭૨૫ સુધીની મનાતી જીંદગી સુધી આગરા આવી શકયા નહિ હોવાથી વિજયતિલકસૂરિ-રાસકારે, ગત ૧૩૧૦ મી ગાથામાં જહાંગીરને નામે જણાવેલી-'ભાનુચંદ! તુમારે પર મુઝે સબસે જ્યાદા પ્યાર હૈ' એ વાતને જેમ તે રાસકારે જહાગીરનાં મુખમાં પદ્દરની ગોઠવી દીધી છે તેમ આ-'તુમારેકો જો કુછ કાર્ય હોવે સો કહીએ. મૈં કરૂંગા' એ વગેરે વાત પણ તે જહાગીરનાં મુખમાં તે કવિએ જ ગોઠવી દીધેલી હોવારૂપે સ્પષ્ટ જણાઈ આવે છે (૨)-એ ગાથા ૧૩૧૦ાા થી માંડીને ગાથા ૧૩૧૪ પર્યંતની સમગ્ર વાત, જહાગીરને શ્રી ભાનુચંદ્રજીએ જણાવી નથી, પરંતુ **'જૈન પરંપરાનો ઇતિહાસ'** ભાગ ૩, પૃષ્ઠ ૯૧ ઉપરના-'પં૦ સિદ્ધિચદ્રગણિ શિરોહીમાં (નવા સ્થાપેલા આ૦ શ્રી વિજયતિલકસૂરિના હસ્તે તેમના) ઉપાધ્યાય બની ત્યાં (માંડવગઢ) પહોચી ગયા, અને તેમણે બાદશાહ જહાંગીરને ભભેર્યો કે-આ૦ વિજયસેનસૂરિની ગાદીએ આ૦ વિજયદેવસૂરિ ગચ્છના નાયક બન્યા છે, પણ તેમને પોતાના સ્થાનની જવાબદારીનુ ભાન નથી; આથી બીજા મુનિવરોએ તેમની આજ્ઞા તજી નવા ગચ્છનાયક બનાવ્યા છે વગેરે વગેરે" એ ઉલ્લેખ મુજબ તે સમયે શ્રી સિદ્ધિચંદ્રજીએ જહાંગીરને જે વાત સંક્ષેપથી જણાવેલી, તે પોતાની જ ટુંકી વાતને-રાસકાર શ્રી દર્શનવિજયજીએ (પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિને પણ **મોહાંધ** તથા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીને આ૦ શ્રી સેનસૂરિજી તેમજ હીર-સૂરિજીના વચનોના લોપક લેખાવવાથીયે આગળ વધીને પ્રભુ મહાવીરની સઘળી પરંપરાના લોપક લેખાવવાની હદ્દ સુધીનો આતરદ્વેષ ઠાલવવા પૂર્વક) પોતે રચેલા તે રાસમાની પ્રસ્તુત ગાથાઓ દ્વારા-વિસ્તારીને પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રજીના નામે ચડાવી દેવાપૂર્વક પુન ગાયેલ હોવાનું સ્પસ્ટ જણાઇ આવે તેમ છે"

આ સમાલોચના વાંચ્યા બાદ હરકોઈ મધ્યસ્થ વિદ્વાનને કબૂલ કરવુ પડે તેમ છે કે-"શ્રી વિજયતિલકસૂરિ રાસકારે કવિ શ્રી દર્શનવિ૦એ તેવી કૂટ રચના દ્વારા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરીશ્વરજી મ૦શ્રીને પ્રભુ શ્રી મહાવીર પરમાત્માની સઘળી પરંપરાના લોપક લેખાવવા વડે-ત્યારથી માંડીને આજે પણ વિદ્યમાન એ પૂ૦ વિજયદેવસૂરિજી મ૦ના જ ગણાતા-શ્રી દેવસૂર ચતુર્વિધ સંઘને વીરવિભુની સઘળી પરંપરાનો લોપક લેખાવનારૂ, પ્રચલિત પ્રભુ શાસનની અવહેલનાકારી ઘોર ભવાભિનંદીપણું જ દાખવ્યુ છે"

## તેવા મુનિકવિ માટે આ ઓછું શોચનીય ન ગણાય.

પૂ૦ મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી મ૦ જેવા-શ્રી હીરગુરુના અવિચલ રાગી સમર્થ શાસનભક્તની સતત સાવધાનતાને લીધે-'પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ અને શ્રી સિદ્ધિચંદ્રજી વગેરે મુનિવરોની જેમ તેમના પગલે ચાલનારા-આ રાસકારશ્રીએ પણ પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ને જ ઉથાપીને તેઓશ્રીના સ્થાને પોતાના જુદા આચાર્ય સ્થાપવાની હાથ ધરેલી તથાપ્રકારની કાર્યવાહીમા પૂ૦ શ્રી સેનસૂરિજી મ૦ની હયાતિ સુધી સફલ થવા ન પામ્યા ' તેના આતરવેદનાથી જ આ રાસકાર કવિ શ્રી દર્શનવિ૦ ગણિને તે તે શાસનધોરી મહાપુરુષો પ્રતિ આ પ્રકારના ઉપજાવી કાઢેલા ધોગ પણ આક્ષેપો કરવાની અધમ હદે જવુ પડયુ છે, એમ ઇતિહાસના તાત્પર્યથી જોઈ શકાય છે તેવા મુનિ ગણાતા કવિ માટે આ ઓછું શોચનીય ન જ ગણાય

## આચાર્યપદ રદ અને બંને ઉપા૦ને એકત્ર વાસ.

**પ્રસ્તુત પ્રકરણ અંગે તત્કાલીન ઇતિહાસનો સંક્ષિપ્ત સાર આ છે કે-** "પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી મહારાજે, પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ની સલાહને અગ્રપદ આપવા દ્વારા પૂ૦ મહો૦ શ્રી રાજવિમલજીને આચાર્યપદ આપવાની પોતાની ઇચ્છાને સુમેટી લઈને પૂ૦ મહો૦ હીરહર્ષ ગણિને આચાર્ય પદવી આપી વિજયહીરસૂરિજી બનાવ્યા અને તે પછી તેઓશ્રીના પટ્ટધર પૂ૦ હીરસૂરિજીએ પણ પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ના પ્રોત્સાહનથી પૂ૦ આ૦ શ્રી દાનસૂરિજી મ૦ના શિષ્ય 'જયવિમલ'ને શ્રી વિજયસેનસૂરિજી બનાવ્યા (ઐતિહાસિક રાસસંગ્રહ ભાગ ૪-વિજયતિલકસૂરિ રાસના 'નિરીક્ષણ' ના પેજ ૧૬ ઉપરના પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિ૦ મ૦ના ઉલ્લેખ મુજબ-'× × × તેઓ એમ પણ સમજતા હતા કે-આવી-મહો૦ ધર્મસા૦ ગણિવર જેવી-મહાન શક્તિશાળી વ્યકિતથી જ ગચ્છની શોભા છે') એ પ્રકારે પૂ૦ ગચ્છનાયકોને પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરની સલાહ મુજબ વર્તતા જોઈને પૂ૦ હીરગુરુના શિષ્યો-પૂ૦ ઉપા૦ શ્રી સોમવિ૦ મ૦ વગેરે એક બાજુથી તે તે વડિલો પાસેનુ પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦નુ ચલણ રૂધવાની પેરવીમા પડેલ, અને બીજી બાજુથી-તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ ગણિવરે, ખરતરો સામે સ૦ ૧૬૧૭ની પાટણની રાજસભામા અને પૂ૦ ગચ્છાધિપતિ શ્રી વિજયહીરસૂરિજી મ૦ની આજ્ઞાથી સ૦ ૧૬૨૭ની આસપાસમા જેસલમેરની રાજસભામા જગજાહેર રીતે તપગચ્છનો વિજય પ્રાપ્ત કર્યો એ વગેરે તે પૂ૦ મહો૦ શ્રીના પ્રાચીન પરંપરાગત તપગચ્છ સંરક્ષક ગુણથી તેઓશ્રીના (મુનિપણેથી જ) ગાઢ અનુરાગી બનેલા શ્રી સેનસૂરિજી મ૦ને ઉથાપીને તેમના સ્થાને પોતાના જુદા આચાર્ય સ્થાપવાની પેરવીમા પડેલ! તેવામા પૂ૦ હીરગુરુજીની જેમ પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦

મ૦ વિરચિત સમસ્ત ગ્રંથોને પ્રમાણિક માનનારા પૂ આ શ્રી સેનસૂરિજીએ સં. ૧૬૪૨ માં પાટણમાં અને સં૦ ૧૬૪૩ માં-પોતાના વિદ્વાન શિષ્યો દ્વારા-અમદાવાદમા ખરતરો સામે રાજસભામાં તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ ગણિકૃત **'પ્રવચન પરીક્ષા'** ગ્રંથ અંગે જાહેર ચર્ચા કરીને તે ગ્રંથને પ્રમાણિક ઠરાવવાપૂર્વક તે ગ્રંથનું બાદશાહી વરઘોડા દ્વારા રાજનગરમાં સર્વત્ર ફેરવાવીને બહુમાન કરાવેલ: તેથી તો એટલે કે-પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી વિરચિત તે ગ્રંથનુ એ પ્રકારે તે પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયસેનસૂરીશ્વરજી હસ્તક પણ બહુમાન થવાથી તો ખૂબ જ અમર્ષવાન બનેલા તે પૂ૦ ઉપા૦ શ્રી સોમવિ૦ મ૦ આદિ મુનિવરોએ પૂ૦ મહો૦શ્રીની વિરૂદ્ધ અન્ય ગચ્છીઓને પણ ઉશ્કેરીને પૂ હીરગુરૂ હસ્તક મહો શ્રી અંગે સં ૧૬૪૬ મા પાટણ મુકામે ૧૨ બોલનો પટ્ટક કરાવ્યા બાદ ખરતર આદિનો પણ સાથ લેવા પૂર્વક પોતાની ભિન્ન આચાર્ય સ્થાપવાની ચાલુ પેરવીને તીવ્ર વેગ આપેલ

**નોટ** સં ૧૯૯૪મા **'સિંધી જૈન ગ્રંથમાળા'** તરફથી પ્રસિદ્ધ થયેલ દેવાનદાભ્યુદયમહાકાવ્યમાના 'किंचित्प्रास्ताविक' શીર્ષક તળેના લખાણના પૃ૦ ૨ના પેરા ૪માં સાક્ષર જિનવિજયે પણ જણાવેલ છે કે- 'हीरविजयसूरिके समयमे ही, उनके शिष्योमे परस्पर कुछ विचारभेद उत्पन्न हो गया और वह धीरे धीरे वढता गया। विजयसेनसूरिके सामने कछ उसने उग्र रुप धारण कीया और फिर इन विजयदेवके सभयमे वह पूर्णरुपसे वृद्धिगत होकर आखिरमे इनके गच्छमे तीन भेद पड गये

તે પૂ૦ પ્રતિસ્પર્દ્ધિ મુનિવરો પોતાની તે તીવ્ર વેગવાળી પેરવીને પણ ધાર્યું ફલ ન બેગાડી શકે એ સારૂ પૂ૦ જગદ્‌ગુરૂના અવિહડ રાગી એવા તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરે તેઓશ્રીની તે કાર્યવાહીના ઔષધરૂપે સં૦ ૧૬૪૯મા **સ્વોપજ્ઞ તપગચ્છ પટ્ટાવલી'** રચીને તેને છેડે **'પૂ૦ વિજયહીરગુરુની પાટે વિજયસેનસૂરિ'** એમ સ્પષ્ટ જણાવ્યુ અને તે ઉપર પૂ૦ વિજયહીરસૂરિજી મ૦ની આજ્ઞાથી સંશોધનના બ્હાને પોતાના મુખ્ય શિષ્ય મહો૦ શ્રી લબ્ધિ સાગરજી ગણિદ્વારા પૂ૦ હીરગુરૂના મુખ્ય શિષ્ય ઉપા૦ શ્રી વિમલહર્ષ ગણિ બીજા શિષ્ય ઉપા૦ શ્રી કલ્યાણવિ૦ ગણિ **અને** ત્રીજા તે વિરોધી ઉપાધ્યાય વર્ગમાના પૂ૦ ઉપા૦ શ્રી સોમવિ૦ ગણિના હાથ દસ્કત પણ કરાવી લીધા।

પરિણામે-શ્રી સેનસૂરિજીને ઉત્થાપીને તેમના સ્થાને બીજા આચાર્ય સ્થાપવા અંગેના પૂ૦ મહો શ્રી સોમવિ૦ મ૦ અને તેઓશ્રીના સાથીદારો પૂ૦ મહો૦ શ્રી કીર્તિવિ૦ મ૦, પૂ૦ મહો૦ શ્રી રાજવિમલજી, પૂ૦ મહો૦ શ્રી સકલચંદ્રજી વગેરે ઉપાધ્યાયજી મહારાજો આદિના ધ્યેયને ફલ બેસાડવાનો મુખ્યત્વે પ્રયત્ન કરનારા શ્રી ભાનુચંદ્ર ગણિ, શ્રી સિદ્ધિચંદ્ર ગણિ, શ્રી રત્નચંદ્ર ગણિ, શ્રી સિંહવિમલ ગણિ, પં૦ શ્રી સિંહવિજય ગણિ,

(શ્રી વિજયતિલકસૂરિ રાસના કર્તા) શ્રી દર્શનવિ૦ ગણિ તથા શ્રી ઋષભદાસ કવિ વગેરેનો સં૦ ૧૬૨૮થી પ્રારંભીને સ૦ ૧૬૪૯ પર્યંતનો ૨૧ વર્ષનો પ્રચ્છન્ન સતત પ્રયાસ વ્યર્થ થયો, અને વધુમા શ્રી વિજયસેનસૂરિગચ્છના સમસ્ત મુનિઓ વચ્ચે સં૦ ૧૬૬૦ લગભગ તો તેઓ સૌ પ્રતિસ્પર્દ્ધિ મુનિઓ તરીકે ખુલ્લા પણ થઈ જવા પામ્યા ! આ સ્થિતિમાં પણ તેઓ પોતાની ચાલુ હીલચાલમાં પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦શ્રીના ૧૬૭૧ ના જેઠ શુદિ ૧૧ સુધીની હયાતિ પર્યંત તો પૂ૦ વિજયસેનસૂરિ ગચ્છનું કશું નોંધપાત્ર અહિત તો કરી શકેલ જ નહિ !

પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ની પાટે સ૦ ૧૬૫૮ મા આચાર્યપદે સ્થાપન થયેલ પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ પણ વડદાદા ગુરૂ વિજયદાનસૂરિજી–દાદા ગુરૂ વિજયહીરસૂરિજી અને ગુરૂદેવ વિજયસેનસૂરિજી મ૦ની જેમ ગચ્છના (સં૦ ૧૬૫૩ મા સ્વર્ગવાસી થએલ પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ના વિદ્વત્ શેખર સમર્થ શિષ્ય-પ્રશિષ્યો) મહો૦ શ્રી નેમિસાગરગણિ–ઉપા૦ મુક્તિસા૦ ગણિ, પં૦ ભક્તિસાગરગણિ, પં૦ વિમલસાગરગણિ–પ૦ પદ્મસાગર ગણિ વગેરે મહાન શક્તિશાલી સાગરમુનિરાજોથી ગચ્છની શોભા માનતા જ હતા અને તેઓની પ્રરૂપણાઓને પણ સં૦ ૧૬૮૬ સુધી તો શાસ્ત્ર, પરંપરા અને ગુરૂ દાદાગુરુ વગેરેને પણ સંમત માનતા જ હતા, એ વાત આ ગ્રંથમા પ્રસિદ્ધ કરેલ તેઓશ્રીના હસ્તાક્ષરના પટ્ટકથી સિદ્ધ છે

આથી પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીને ઉત્થાપવાના પ્રયાસમા હતાશ થએલા તે પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિ પ્રતિસ્પર્દ્ધિ મુનિવરોએ પૂ૦ આ૦ શ્રી વિજયસેન-સૂરિજી મ૦ની આજ્ઞાના કૃત્રિમ બ્હાને સ૦ ૧૬૭૩મા તે શ્રી વિજયદેવસૂરિજી મ૦ના સ્થાને શીરોહીમાં (જૈન પરંપરાનો ઇતિહાસ ભા૦ ૩ પૃ૦ ૭૨૮ની કલમ બાજી મુજબ) પોલીસના સખત બંદોબસ્ત વચ્ચે પોતાના 'વિજયતિલકસૂરિ' નામના જુદા આચાર્ય સ્થાપ્યા અને તરત તે પક્ષના ઉપા૦ શ્રી સિદ્ધિચંદ્રજીએ ત્યાથી બાદશાહ જહાગીર પાસે માડવગઢ પહોચી જઇને બાદશાહને 'સેનસૂરિની ગાદીએ આવેલા દેવસૂરિ, ગુરૂવચનલોપી અને પોતાના સ્થાનના ભાનવગરના હોઇ બહુ કલેશ કરતા હોવાથી સાધુઓએ નવા આચાર્ય સ્થાપ્યા છે, તો તેઓ ગુરૂ વચન લોપતા અટકે તેવો આપ બંદોબસ્ત કરો' એ પ્રકારની ભ્રામક વાત કરી !

આથી ભરમાએલા બાદશાહે શ્રી દેવસૂરિજી મ૦ અને તેના પક્ષકાર સાધુઓને તથા નવા આચાર્ય તિલકસૂરિ અને તેના સાધુઓને પોતાની સન્મુખ સાચા વફાદાર આચાર્ય નક્કી કરવા સારૂ તે સ૦ ૧૬૮૩ના ચોમાસામા જ માડવગઢ તાકીદે બોલાવ્યા અને વચ્ચે ૫ દિન રાખીને તેઓની (સ૦ ૧૬૭૨ ના શ્રી કુમતાહિવિષજાંગુલી ગ્રંથમાના ઉલ્લેખ મુજબ) શ્રી સર્વજ્ઞશતક ગ્રંથ અંગેની ચર્ચા સાભળી.

તેમાં શ્રી વિજયદેવસૂરિજીમ૦ અને તેમના પક્ષકારો સાચા અને શ્રી વિજયતિલક-સૂરિજી તથા તેમના પક્ષકારો ખોટા ઠરાવાથી બાદશાહ જહાંગીરે પૂ૦ આ૦ શ્રી વિજયદેવ સૂરિજીને 'સવાઈ મહાતપા' ('જહાંગીર મહાતપા') તથા મહો૦ શ્રી નેમિસા૦ ગણિને 'જગજીપક'નું બિરૂદ આપી બાદશાહી વાજીંત્રો સહિત વાજતે ગાજતે ઉપાશ્રયે પહોંચાડીને ('प्ररूपणाविचार' ગ્રંથના કથન મુજબ) નવા આચાર્ય વિજયતિલકસૂરિનું આચાર્યપદ રદ કર્યું ! જહાંગીરે મારવાડથી પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રજીને પણ માંડવગઢ બોલાવ્યા હોવા છતા ચોમાસામાં બુરહાનપુર જવાથી માંડવગઢ ન આવી શક્યા અને (જૈન પર પરાનો ઇતિહાસ' ભા૩ના પૃ૦ ૭૯૭ ઉપરના 'તે પછી ઉપા૦ ભાનુચદ્રગણિવરે સં૦ ૧૬૭૩મા ઉપા૦ સિદ્ધિચંદ્રગણિને માંડવગઢ મોકલી પોતે મારવાડ ગયા અને (ત્યાથી) તે સૌ સં૦ ૧૬૭૪માં બુરહાનપુર આગરા જઈ આવ્યા અને તે પછી **તેઓએ જીવનનો મોટો ભાગ (એટલે કે શેષ ૫૧ વર્ષ) ગુજરાતમાં વીજાપુર પાસેના સંઘપુર ગામમાં વીતાવ્યો** અને ત્યાં રહી તેઓએ વિવિધગ્રથો બનાવ્યા ' એ ઉલ્લેખ મુજબ) સં૦ ૧૬૭૪મા આગરા આવી બાદશાહને મળ્યા, એટલે જહાંગીરે તેઓશ્રીને શ્રી વિજયદેવ-સૂરિજીમ૦ જેવા મહાપુરૂષની ખોટી રીતે બદનામી કરી નવા આચાર્ય સ્થાપ્યા તે બદલ **'હવે પછીની જીંદગી તમારે બંનેએ ગુજરાતના કોઈ એક ગામડામાં જ પસાર કરવી'** એ પ્રમાણે ફરમાન કર્યું હોય એમ જણાય છે

આ પ્રસગે તે ઉપાધ્યાયપક્ષના આગેવાન પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦મ૦ને થએલા આઘાતનુ સંક્ષિપ્ત વર્ણન, પૂ૦ વિજયહીરગુરૂના ગુરૂ પૂ૦ વિજયદાનસૂરિજી મ૦ના વિદ્વાન અને ઉગ્ર તપસ્વી વાચક પ્રવર પૂ૦ વિદ્યાસાગરજી ગણિવરના વિદ્વાન પ્રશિષ્ય મુનિરાજ શ્રી કૃપાસાગરજીએ સં૦ ૧૬૭૪મા રચેલા 'પૂ૦ ઉપા૦ શ્રી નેમિસાગરનિર્વાણ રાસમાની ) 'કુટિલ કલકી બાપડુ, દોષાકર એ **ચદ્ર**, નારીમુખ ઉપમા લહી, દિનદિન થાયે મંદ' એ ગાથાદ્વારા જણાવેલ છે

### અછતા ઇતિહાસનું સર્જન અતિ શોચનીય છે.

આ લેખકના નમ્ર મતવ્ય પ્રમાણે **વિજયતિલકસૂરિરાસકર્તા** શ્રી દર્શનવિજયજી ગણિવરે, (પોતાના દાદાગુરુ પૂ૦ મહો૦ શ્રી ગજવિમલ ગણિનુ આચાર્યપદ થતુ અટકાવવામા મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવરને જ વિઘ્નકર્તા માની લેવાની ધૂનમા) શ્રી વિજયતિલકસૂરિપક્ષે ભળી જઈને શ્રી વિજયસેનસૂરિગચ્છની વિરૂદ્ધમા પ્રવૃત્તિઓ આદરી તેના તે સં૦ ૧૬૭૩મા જહાંગીર બાદશાહની સન્મુખ દુખદ અંજામ અનુભવ્યા પછી પણ જો પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિગચ્છ પ્રતિની મત્સરબુદ્ધિ તજીને તેઓશ્રીના પટ્ટધર પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ને જ પોતાના આચાર્ય માન્યા હોત તો તેઓશ્રીને પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦, તેઓશ્રીના પટ્ટધર વિજયદેવસૂરિજી મ૦ અને

ગચ્છની શોભારૂપ સાગરમુનિરાજો માટે જે અછતા અવર્ણવાદોભરી સેંકડો ફૂટવાતોના ભંડારરૂપ 'તિલકસૂરિ રાસ' ખડો કરવાનુ અસદ્ આચરણ કરવું પડેલ છે તે ન જ કરવું પડ્યુ હોત.

પરંતુ તેમ વિચારી ઉપશાંત થવાને બદલે વધુ રોષે ચડેલા તેઓશ્રીએ, વિજય-તિલકસૂરિ રાસમાની ઉપરોક્ત **કડી ૧૩૧૧ થી ૧૩૧૪** સુધીમા "પૂ૦ ગચ્છાધિપતિ સ્વ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ જેવા શાસન મહારથી પ્રભાવક ગચ્છનાયકને **'મોહાન્ધ'** લેખાવવારૂપે, વર્તમાન શ્રી ચતુર્વિધ સંઘના પણ નિરપવાદ અધીશ્વર પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ જેવા મહાપ્રતાપી ગચ્છનાયક સામે તો તેઓશ્રીને ગુરુ–વડગુરુના વચનના લોપક લેખાવવા ઉપરાત વીરવિભુની સઘળી પરંપરાના લોપક લેખાવવાની નારક-પ્રદ હદે જવારૂપે અને પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી–વિજયહીરસૂરિજી–વિજયસેનસૂરિજી તથા વિજયદેવસૂરિજીએ પણ જેઓશ્રીને તપગચ્છના અજોડ સંરક્ષક માનીને આજીવન અગ્રપદે અપનાવેલ છે, તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦, પૂ૦ ઉપા૦ શ્રી નેમિસા૦ ગણિ, પૂ૦ ઉપા૦ શ્રી મુક્તિસા૦ ગણિ, પૂ૦ પં૦ શ્રી ભક્તિસા૦ ગણિ આદિ જેવા પ્રભુ શાસનને સમર્પિત પ્રાણુસમા સાગર મહર્ષીઓ સામે તેઓશ્રીને **'અસ્પશ્ય મતી'** લેખાવવા રૂપે જે ખલજનોચિત કૃત્રિમ ઇતિહાસ સર્જેલ છે તે ઓછું શોચનીય ન જ ગણાય

જહાંગીરે તે સં૦ ૧૬૭૩ના ચોમાસામા બંને પક્ષના મુનિવરોને **'શ્રી સર્વજ્ઞ-શતક–સટીક'** ગ્રંથ અંગેના વિવાદના નિર્ણય અર્થે માંડવગઢ બોલાવેલ, તેમા માર-વાડથી પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રજીને પણ માંડવગઢ બોલાવેલ જ હોય છતા તેઓશ્રીએ, તે ચોમાસામા માંડવગઢ જવાને બદલે બુરહાનપુર જવાનુ રાખેલ હોવાથી શ્રી તિલકસૂરિ-રાસની **ગાથા ૧૩૧૫ થી ૧૩૬૦ સુધીમાં** રાસકાર શ્રી દર્શનવિ૦ ગણિએ, પૂ૦ ઉપા૦ શ્રી ભાનુચંદ્રજી સંબંધે સં૦ ૧૬૭૩મા માંડવગઢના ચોમાસામા બંનેશ્રી હોવા તરીકે જણાવેલી સઘળી જ વાત (તે વખતે માંડવગઢ હતાજ નહિ તેથી) ચોકખી ઉપજાવી કાઢેલી જ ઠરે છે. તે ગાથાઓમાની "+++ વલી વાત એહવઈ હવી સુણો એક, બરહાનપુરથી દર્શન સાધુ વિવેક ॥૧૩૧૭॥ આવી વાચકાધીશના પ્રણમઈ પાય, તવ પૂછઈ એ શ્રીય વાચકરાય, થયુ આવવુ તુમ્હ ચોમાસામાહી, કસિઉ કારણ તેહ કાં ન લિખિઉ આહી ॥૧૩૧૮॥" એ દોઢ ગાથા (બાદશાહે સં૦ ૧૬૭૩મા માંડવગઢ તેડાવ્યા. પરંતુ મારવાડથી પૂ૦ ઉપા૦ ભાનુચંદ્રજી, ત્યા ન જતા બુરહાનપુર ગયા તેના સંદર્ભમા) અંગે **'જૈન પરંપરાનો ઇતિહાસ'** ભા૦ ૩ પૃ૦ ૭૯૭ ઉપરના ઉલ્લેખાનુસાર "મારવાડથી પૂ૦ ભાનુચંદ્રજી બુરહાનપુર ગયા, ત્યા તેઓશ્રીને વિવેકી શ્રી દર્શનવિ૦ ગણિ મળ્યા ।૧૩૧૭। તેમણે ભાનુચંદ્રજીને અચાનક બુરહાનપુર આવ્યા જોઈ વંદના કરી પૂછ્યુ –'હે વાચકરાય! આપશ્રીને ચોમાસામા (જવાના હતા તો માંડવગઢ, તને બદલે અહિં' કેમ આવવુ થયું? તેવુ જ જો કોઈ કારણ હતુ, તો મને પત્રથી શા માટે

ન જણાવ્યું ? ॥૧૩૧૮॥" એ અર્થમાં જ સુસંગત હોવા છતાં રાસકારશ્રીએ તે ૧।। ગાથા, "તે ચોમાસામા જહાંગીરે બોલાવેલા શ્રી ભાનુચંદ્રજી, મારી પાસે બુરહાનપુર આવ્યા નથી. પરંતુ તે અરસાના મારા બુરહાનપુરના ચોમાસામા સાગરવાળાઓએ અમારી જોડે ઝગડો ઉભો કરીને અમોને બહુ માર્યા, એ વાતની બાદશાહ પાસે રાવ કરવા સારૂ બુરહાનપુરથી હુ માડવગઢ ગયો હતો." એ પ્રકારની (બાદશાહને ભંભેરવા સારૂ) ઉભી કરેલી બનાવટી વાત સાથે બંધબેસતી કરવા સારૂ ઉપર્યુક્ત સાચા અર્થથી ઉલટાજ અર્થમાં રજુ કરેલ હોવારૂપે સ્પષ્ટ છે

## અસત્યવાતોને સત્ય લેખાવવાનો પ્રયાસ હાનિપ્રદ છે.

આ ઉપર વર્ણવેલી અસત્ય અને અસંગત બીનઓને વણી વણીને ગુથેલી ગાથાઓ જેવી સેંકડો કુટ ગાથાઓ તે શ્રી વિજયતિલકસૂરિરાસમા ભરેલી પડી છે પ્રસ્તુત રાસની નિષ્પત્તિ, શ્રી સંઘને તત્કાલીન ઇતિહાસથી વાકેફ રાખવાના શુભ હેતુવાળી જણાતી નથી, પરંતુ માની લીધેલા પ્રતિપક્ષીનો યેનકેનાપિ અપકર્ષ અને અધિકૃતપક્ષનો યેનકેનાપિ ઉત્કર્ષ એકી કલમે બતાવવાના જ અશુભ હેતુથી પરિપૂર્ણ જણાય છે તે પ્રકારના તે શ્રી વિજયતિલકસૂરિ રાસમાંની કંઈક ગાથાઓમાંની સ્પષ્ટ તર્કટી જણાતી બીનાઓને સાચી મનાવી ચૂકેલા પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે પણ 'ઐતિહાસિકરાસ સંગ્રહ' ભા૦ ૪માંના તે રાસના 'નિરીક્ષણ' શીર્ષક તળેના લખાણમાં પૃ૦ ૪ને અંતે આ રાસ માટે-"રાસમાં વર્ણવેલા વિષયોના વિવેચનોમાં કેટલાક સ્થળે અતિશયોક્તિ અને કેટલેક સ્થલે અસંભવિતવાતોનુ પણ સંભવિતપણુ, અને તે ઉપરાન્ત તમામ પ્રસંગોમાં એક જ પક્ષનો-વિજયપક્ષનો જ વિજય બતાવી સાગરપક્ષને નિંદવામા આવ્યો છે" એટલું સત્ય તો ઉચ્ચારવુ જ પડેલ છે એ મુજબ ઇતિહાસપ્રેમી પ્રાય સહુ વિદ્વાનોનું તે રાસ અંગે તેવુ જ મંતવ્ય જણાયુ છે આમ છતાં અદ્યાપિ પર્યંત તેમાના કોઇપણ ઇતિહાસપ્રેમી વિદ્વદ્વર્યે, તે કુટસમ્રાટ રાસમાની તેવી કુટ ગાથાઓના તલસ્પર્શી એવા સંપૂર્ણ અર્થો અને તે અર્થોનુ પૂર્વાપરના સંબંધને અબાધાકારી હાર્દ, શ્રી સંઘની દૃષ્ટિમા લાવવાનો આવશ્યક પ્રયાસ કર્યો હોય તેમ જણાતુ નથી ! જ્યારે—.

પ્રસંગે પ્રસંગે તે રાસમાની તેવી કુટગાથાઓના આધારે ઇતિહાસો તો તેમાના અનેક વિદ્વાનોએ સર્જીને શ્રી સંઘમા તેવી ગાથાઓમાં ઠાસી ઠાસીને ભરેલી અસત્ય બીનાઓને જાણે પૂર્વગ્રહવશાત્ જ હોય તેમ પોતપોતાના રચેલા -'વિજયહીરસૂરિરાસ, હીરસૂરિ બાર બોલનો રાસ, પટ્ટાવલી સમુચ્ચય સોહમકુલરત્નપટ્ટાવલી, કુમતાહિવિષજાંગુલીમંત્ર, ષટ્ત્રિંશજ્જલ્પવિચાર, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, સૂરીશ્વર અને સમ્રાટ શાંત સુધારસ ભા૦ ૨ નો અંતિમ વિભાગ, આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૭ની પ્રસ્તાવના" વગેરે ઐતિહાસિક પુસ્તકો અને લખાણોમા તત્કાલીન સત્ય ઇતિહાસ

તરીકે સાદર અપનાવીને શ્રી સંઘમાં ગ્રાહ્ય બને એ રીતે ખીલવી પણ જોવાય છે! જૈન જેવી લોકોત્તર સમાજના વિદ્વાનોના હાથે પ્રાયઃ પૂર્વગ્રહવશાત્ થવા પામેલો જણાતો એ પ્રયાસ, શ્રી સંઘમાં અસત્ય વાતોને સત્ય લેખાવવા રૂપ હોઈ શ્રીસંઘને ખૂબજ હાનિપ્રદ છે. જો કે-પૂ૦ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે રાસસારમાં તેવી કુટ ગાથાઓનો અર્થ તો આપ્યા છે; પરંતુ તે તે ગાથાઓમાંની ખાસ અસત્ય બીનાઓને બહુધા ઉડાવી દઈને, ગૌણ કરી નાખીને તેમ જ અતિમાત્રાએ સંક્ષેપીને આપેલ છે! આ વસ્તુ પણ ઇતિહાસવેત્તા માટે ઓછી અનુચિત નથી

## રાસકારની કુટ બીના પર રાસસારમાં નખાયેલ પડદો!

'અહેદીને સમજાવી ચલાવઈ, તવ અહેદી માડવિ આવઈ, ભાણચંદના પાયે પ્રણમઈ, તબ ભાણચંદ હજરતને વિનવઈ ।૧૩૬૦।"

આ ગાથાનો અર્થ—"(બાદશાહ તરફથી બુરહાનપુર આવેલ) સીપાઈને સમજાવીને રવાના કર્યો, ત્યારે સીપાઈ માડવગઢ આવ્યો અને (જ્યારે) ભાનુચંદ્રને પગે લાગ્યો, ત્યારે ભાનુચંદ્ર બાદશાહને વિનંતિ કરી', એ પ્રમાણે સ્પષ્ટ છે આ ગાથાના ઉત્તરાર્દ્ધનો **બાદશાહનો સીપાઈ પહેલા ભાનુચંદ્રને પગે લાગ્યો, ત્યારે ભાનુચંદ્રે બાદશાહને વિનંતિ કરી.**' એ અર્થ, તે રાસનો સાર જણાવનાર પૂ૦ ઈતિહાસવેત્તા વિદ્યાવિ૦ મ૦ને પણ અસંભવિતપણું બતાવતો જણાએલ હોવાથી તેઓશ્રીએ '**રાસ-સાર**' પૃ૦ ૭૮ ઉપર તે ગાથાર્દ્ધનો ઉપરોક્ત સ્પષ્ટ અર્થ છૂપાવી દીધો છે અને 'બાદશાહ તરફથી આવેલ સીપાઈને (બુહરાનપુરસંઘે) સમજાવીને માડવ મોકલી દીધો, **અને ભાનુચંદ્રજીને તથા સિદ્ધિચંદ્રજીને** (બુહરાનપુર થયેલ સમાધાનવાળી) **બધી હકીકત જણાવી દીધી.**' એ પ્રમાણે કલ્પિત અર્થ ગોઠવી દેવા પૂર્વક રાસકારની આ ગાથામાંની અસત્ય બીના ઉપર પડદો નાખેલ છે તે તેમણે વૈદ્ય ગાધીના સહીયારા જેવુ કાર્ય કર્યું ગણાય. કે જે ગરબડ, પક્ષપાત સૂચક હોઈ ઇતિહાસકાર માટે શોચનીય છે

'જાણી અનુચિત નૃપ તેડાવઇ, આચારજિ બિહુય આવઈ, પૂછઈ મામલો સ્યો છઈ તુમારઇ, બોલઈ સાગર નૃપ અવધારઈ ॥ ૧૩૬૧ ॥'

એ ગાથાના પૂર્વાર્દ્ધમા રાસકારે જણાવેલી 'બાદશાહે બુરહાનપુરમા આપસમા તોફાનાદિ થયુ તેને અનુચિત જાણીને તેડાવેલા બને આચાર્યો માડવગઢ આવ્યા' એ બીના, ઉપર જણાવેલ ૧૩૬૦મી ગાથાના અર્થની સાથે અસગત જણાવાથી તેમજ તે પ્રસંગની સાથે તો સદતર અસગત હોઈને તે ગાથા સ્વય પણ અસત્ય ઠરતી હોવાનુ જાણવાથી પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે પ્રસ્તુત ગાથાના પૂર્વાર્દ્ધનો થતો ઉપરોક્ત સ્પષ્ટ અર્થ પોતે કરેલા રાસ-સારના પેજ ૭૮ ઉપર ઉડાવી દીધેલ છે અને તે અર્થને સ્થાને (૧૩૬૦

મી કડીના ઉત્તરાર્ધના છૂપાવી દીધેલા અર્થને સ્થાને પોતે ગોઠવી દીધેલ કલ્પિત અર્થની જેમ આ ૧૩૬૧ મી કડીમાં વળી) '**ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ જ્યારે બાદશાહને આ બધી હકીકત જણાવી.**' એ પ્રમાણે તે ગાથા બહારનો સ્વયંકલ્પિત અર્થ પોતે વધારી દઈને રાસકારની આ ૧૩૬૧ મી કડીના ઉપર્યુક્ત ગાથાર્ધમાંની પણ અસત્ય બીના ઉપર પડદો પાડી દીધેલ છે! આ પ્રકારે તેમણે અહીં પણ તે રાસકાર કવિ અંગે વૈદ્ય ગાંધીના સહીયારા જેવું જ નિજનું વલણ દાખવેલ છે, તે ઇતિહાસકાર માટે અત્યત અનુચિત લેખાય

## ઇતિહાસવેત્તાએ કલ્પિત બાબતો ગોઠવી દેવાનો હેતુ.

પ્રસ્તુત રાસની ગાથાઓમાં ઇતિહાસવેત્તાએ કરેલી તે તે પ્રકારની ગોલમાલ ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે કે-' રાસકાર કવિ દર્શનવિ૦એ, ૧૬૭૩ માં શીરોહીથી મારવાડમાં ગએલા ભાનુચંદ્રજીને રાસમા- માડવગઢ ગયા જણાવીને (મારવાડ જતા પહેલાં શ્રી ભાનુચંદ્રજીએ શીરોહીમાથી તે કવિને-બાદશાહને ભંભેરવાની વાત કરી હતી, અને તે વાત સાભળ્યા બાદ બાદશાહે તે રાસકાર કવિ દર્શનવિ૦ને જે કબૂલાત આપી હતી તે સઘળી પોતાના અંગેની બીના તે રાસકાર કવિએ આ પહેલાંની તે રાસ કડી ૧૩૧૧ થી ૧૪ સુધીમાં શ્રી ભાનુચંદ્રજીના નામે જણાવવાનું કૂટ કરેલ છે બાદ બાદશાહે તે કવિ દર્શનવિ૦ને આપેલી તે કબુલાતના સંદર્ભમા બંને આચાર્યોને તે સં૦ ૧૬૭૩ ના ચોમાસામા જ બાદશાહે માંડવગઢ બોલાવ્યા હોઈ રાસકારે એ વાત ૧૩૧૫ મી કડીમા જ જણાવવી સગત હતી; તેને બદલે તેમણે તે વાત, ૧૩૬૧ મી કડીમાં રજુ કરવાની ચાલબાજી કરવી પડી છે! તેનું કારણ, "વચ્ચે-શ્રી વિજયદેવસૂરિજી પ્રત્યે બાદશાહને વધુ ઉશ્કેરવા સારૂ (શ્રી ભાનુચંદ્રજીએ; શીરોહીથી માડવગઢને બદલે ચોમાસામાં બુરાનપુર જઈ તત્રસ્થ આ રાસકાર કવિ દર્શન વિ૦ને બુરાનપુરમાં મળી નીપજાવેલું જણાતું) બુરાનપુરનું કડી ૧૩૧૬ થી ૧૩૬૦ સુધીમાં જણાવેલું તર્કટી-તોફાની પ્રકરણ, બાદશાહને કાને નાખવા ખડુ કર્યુ !" તે જણાય છે.

## આ અત્યંત લજ્જાસ્પદ ગણાય.

આ વસ્તુ ઇતિહાસવેત્તા પૂ૦ મુનિરાજ શ્રી વિદ્યાવિ૦ મ૦ની પણ સમજમાં બરાબર આવી ગયેલ જણાય છે અન્યથા તેઓશ્રીએ, ૧૩૬૧મી કડીમા જે વાતની ગંધ પણ નથી તેવી-'**ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ જ્યારે બાદશાહને આ બધી હકીકત જણાવી.**' એ વાત, પોતાના રાસસારમા તે કડીના અર્થની આદિમાં (કડી ૧૩૧૧ થી ૧૪ ગત બીનાના અનુસંધાન તરીકે) પદરની ઉમેરી દેવાની ચતુરાઈ દાખવી છે તે કેમ બને? રાસસારને બ્હાને આ રીતે રાસકાર કવિ દર્શનવિ૦ના કૂટનું પદરની પંક્તિ

ઉમેરીને પણ સમર્થન કરવું અને તેમ કરીને ઇતિહાસથી પર વાતને ઐતિહાસિક લેખાવવાનું અસત્ય કેળવવુ તે તેવા પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા માટે અત્યંત લજ્જાસ્પદ ગણાય.

## રાસની કડી ૧૩૧૬ થી ૬૦ સુધીના તર્કટી પ્રકરણની પૂર્વપીઠિકા.

કવિ શ્રી દર્શનવિજયજીએ તે શ્રી વિજયતિલકસૂરિ રાસની કડી ૧૩૧૬॥ થી ૧૩૬૦ સુધીની ૪૩॥ ગાથામા જણાવેલ બુરાનપુરના તર્કટી પ્રકરણની પૂર્વપીઠિકાના હાર્દપૂર્ણ સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છે:–શ્રી વિજયતિલકસૂરિ રાસની કડી ૧૦૧૮॥ થી ૧૦૩૨॥ સુધીના આ સંક્ષિપ્ત સાર મુજબ અમદાવાદથી મહોપાધ્યાય શ્રી સોમવિજયજીની આજ્ઞા મુજબ ઉપા૦ શ્રી નંદિવિ૦, મેઘવિ૦ અને શ્રી ધર્મવિ૦ના કહેવાથી કવિ શ્રી દર્શનવિ૦એ પ્રથમ ખંભાત જઈને ત્યાથી (ભટ્ટા૦ શ્રી વિજયદેવસૂરિજીના એકછત્રીય સામ્રાજ્યવંત શ્રી બુરાનપુરના સંઘમાં ફાટફૂટ કરવાના જણાઈ આવતા ઈરાદે) બીતા બીતા બુરાનપુર ભણી વિહાર કર્યો! માર્ગમા જંબુસર થઈ સુરત આવ્યા. ત્યાંના વિખ્યાત શ્રાવક નાનજીએ 'જો, વિજયદેવસૂરિજી ઈર્ષ્યા કરશે તો અમો ચારે ભાઈઓ છીએ તેમા તમોને પાચમા ગણીને અમો તમારો (બુરાનપુરમાં) નિર્વાહ કરશુ. માટે બુરાનપુર જતાં ગભરાવ નહિ: ઉછરંગભેર બુરાનપુર જાવ' એ પ્રમાણે પ્રોત્સાહન આપ્યુ એટલે કવિરાજ ત્યાંથી હિંમતભેર આગળ વધી નંદરબાર થઈ બુરાનપુર આવ્યા સં૦ ૧૬૭૩ના વર્ષે બુરાનપુર શહેરના ઉપાશ્રયે શ્રી વિજયદેવસૂરિની આજ્ઞાના વાચક વિજયરાજ (કે જેઓ અંદરપેટે ઉપા૦ સોમવિ૦ના પક્ષકાર હતા) અને શ્રી જસસાગર આદિ છ ઠાણા સાગર મુનિના ચાતુર્માસ રહેલા હતા, તેઓની સાથે તેઓ ઉતર્યા અને વાચક શ્રી રાજવિજયજીને ઝડપભેર આવીને વંદન કર્યા બાદ તેઓને (અમદાવાદમા શ્રી સોમવિ૦ આદિ વાચકોએ નવા આચાર્ય સ્થાપવા અંગે પ્રથમ બુરાનપુર, શીરોહી વગેરે શ્રી વિજયદેવસૂરિજીના એકછત્રીસામ્રાજ્યવાળા શહેરોના સંઘોને યેનકેનાપિ હાથ કરવાની જે યોજનાવાળી) અમદાવાદની હકીકતથી વાકેફ કરી દીધા અને તેમની સહાયથી ક્રમે કરીને ત્યા શ્રાવકોમા પોતાનુ વર્ચસ્વ જમાવ્યા બાદ તેમણે ત્યા શ્રી સંઘની વિનંતિથી ચાતુર્માસ રહેલા શ્રી જસસાગર આદિ સાગરના ૬ ઠાણાને માડલી બહાર કર્યા! આ જોઇ દુઃખી થયેલ શ્રી સંઘે તેમને તેમ નહિ કરવાની ઘણી આજીજી કરી એટલે તેમણે તેઓને અમૂક અમૂક રીતે ન વર્તવાની શરતે તે ચોમાસુ સાથે રહેવા દીધા! અને બન્ને પક્ષે સંઘના શ્રાવકોને પોતપોતાના પક્ષે આકર્ષવાનો પ્રયત્ન જારી રાખ્યો પરિણામે શ્રી બુરાનપુર સંઘમા બે તડા પડ્યા જોઈને કવિ બહુ ખુશ થયા'"

## શ્રી વિજયતિલકસૂરિ રાસની કડી ૧૩૧૬।। થી ૧૩૪૧ સુધીમાં કવિ દર્શનવિ૦એ આળેખેલ તર્કટપૂર્ણ તોફાની પ્રકરણનો સંક્ષિપ્ત સાર.

卐

બુરાનપુરથી કવિ દર્શનવિ૦એ માંડવગઢ આવીને [૧]શ્રી ભાનુચંદ્રજીને વંદના કરી. [૨]શ્રી ભાનુચદ્રજીએ કહ્યું કે-'અહીં કંઈ જણાવ્યું પણ નથી અને ચોમાસામા શે કારણે આવવું થયું ?' દર્શનવિ૦એ કહ્યું કે-'માણસ સાથે આપને બે વાર લખી જણાવ્યું છે; પરંતુ તેણે [૩]એકેય કામ લવલેશ કર્યું નહિ! બુરાનપુરમા ચોમાસું રહેલા સાગરના સાધુ-ઓએ જ્યારે (શિરોહીમાં) [૪]આચાર્યપદ સ્થાપ્યુ હોવાની વાત જાણી ત્યારે મોટું ધીંગાણું કરીને પોતાનો સંઘ અળગો કર્યો [૫]પરિણામે આપણા સાથીઓએ 'વિજયતિલકસૂરિજીનું નામ લીધે જય અને કલ્યાણ થાય' એમ કહેવાપૂર્વક સામનો કર્યો !

વળી સવત્સરીના દિને તે ઉપાશ્રયે બપોરના દેવ વાદીને ગોરીબાઈના ઉપાશ્રય આગળ નીકળ્યા ત્યા તેઓએ બહુ કલેશ કરીને આપણા આખા સંઘને માર્યો ! [૬]વાચક અને સંઘ નાઠો અને તેઓ કાકડી અને રીંગણા મારતા પાછળ દોડયા ! બે ત્રણ જણને ઘણુ વાગ્યુ કુદકા મારતા ઘણા લોકો નાસી ગયા તે લોકોએ આ કલેશ જાણી જોઇને કર્યો હતો. અમે કાંઈપણ જાણતા નહોતા. આ લડાઈમા એક શ્રાવકનો પગ ભાગ્યો, એકનું માથુ ફૂટયું 'ભર્યા શહેરમા શુ ફૂટો છો!' એમ કહેતા લોકો નાસી છૂટયા! આમ તે વિજયદેવવાળાએ આપણને ચોર કહીને બહુ જોર કર્યું છે અમે લોકો કોઇ ન જાણે તેવી રીતે છાનામાના નાસીને [૭]ઉપાશ્રયે આવ્યા

અને વિજયદેવસૂરિવાળા શ્રાવકો [૮]પૌષધ છોડીને ફરીયાદ કરવા કચેરીમાં જઈ તુર્કોને પોષ્યા. એટલે કે તુરકોને લાંચ આપીને પોતાને વશ કરી લીધા એથી આપણા સાથીઓની રાવ તે મ્લેચ્છોએ સાચી માની નહિ. એ પ્રકારે વિજયદેવવાળાઓએ દ્રવ્યથી યવનોને પોષીને આપણને બહુ દોષિત કર્યા ત્યારે આપણા સંઘે વિચાર્યું કે-આ કામ ભાનુચદ્ર સુધારી શકે તેમ છે.

એ પછી તે અગે વિચાર કરવા સારૂ સંઘનાયક શ્રી ઠાકરસિંહજી, ઠાકરહાસજી, રાજમાન્ય શાહ છિતૂ જગજીવન, પીઠના સઘવી વિમળ વીરૂદાસ, સઘમુખ્ય શાહ વીરજી ભીમાના પુત્ર હીરજી, સિઋજી, યાવત્ પારેખ પાન્રી સિવજી વગેરેએ મળીને મને આપની પાસે મોકલ્યો છે.

શ્રી દર્શનવિ૦ પાસેથી એ સઘળી વાતો સાંભળ્યા બાદ બહુ મહત્વનું કામ જાણીને [૯]શ્રી ભાનુચદ્રજીએ શ્રી સિદ્ધિચંદ્ર વાચકને બોલાવીને કહ્યું કે આ કાર્ય તમારે કરવું

કે જેથી બુરાનપુર સંઘની બહુ લાજ વધે. સિદ્ધિચંદ્રજીએ કહ્યું "[૧૦]આપ મારા ગુરૂ છો અને હું આપનો હુકમ કરનારો છું, પણ અત્યારે બહુ મોડું થયું હોવાથી એમને હું કાલે સવારે બાદશાહની પાસે લઈ જઇશ." તે પછી સિદ્ધિચંદ્રજી, દર્શનવિજયજીને સાથે લઇ પહેલાં ચીઠી મોકલી બાદશાહની પાસે ગયા." [૧૧]સિદ્ધિચંદ્રજીએ કહ્યું–સુલતાનજી, આ મારા ગુરૂભાઇ આપની પાસે આવ્યા છે પછી [૧૨]બધી વાત કહેતા સુલતાને પૂછ્યું–'તમે એવો શો ગુન્હો કર્યો હતો, કે–જેથી તમને માર્યા?' દર્શનવિજયે કહ્યું–તહેવારના દિવસે અમે બધાએ રોજા કર્યા હતા અને જ્યારે અમે મંદિરે દર્શન કરવા નીકળ્યા ત્યારે તે લોકોએ તોફાન શરૂ કર્યું અને મારવા લાગ્યા. [૧૩]તેમના જેવા કોઇ અન્યાયી અને લુચ્ચા નથી. તેઓ મ્હોટા ગુનેગાર છે અને [૧૪]ભાનુચંદ્રજીના બધા શિષ્યો શાણા છે ત્યાંથી હું ભાનુચંદ્રજીને કહેવાને માટે આવ્યો પછી તેમની આજ્ઞાથી આપની પાસે આવ્યો"

## રાસની તર્કટી વાતોની અને રાસસાર આલેખક–
## ઇતિહાસકારની પક્ષપાતિતાની સમાલોચના.

ઉપરના લખાણમાનુ નંબરવાર તર્કટ નીચે પ્રમાણે છે: (૧) ઉ૦ શ્રી ભાનુચંદ્રજી શિરોહીથી શ્રી સિદ્ધિચદ્ર વાચકને માડવગઢ મોકલીને મારવાડ ગયા હોવાથી પોતે માંડવગઢ હતા જ નહિ (૨) ભાનુચંદ્રજી ત્યા હતા જ નહિ તેથી તેમણે તેવું જણાવ્યુ હોવાની વાત કલ્પિત છે (૩) હજુએ માણસને એક કામ માટે જ અને એક વાર મોકલ્યો હોય અને તેણે તે વાતનો સંદેશો ત્યા જઈને ન જણાવેલ હોય એ વાત સદતર અસંભવિત ગણાય છતા માની લઈએ કે– તે પ્રમાણે કદાચ બનવા પામ્યુ હોય; પરતુ માણુસ સાથે તે સદેશાવાળુ એક કામ બબ્બે વાર લખી જણાવ્યુ હોવા છતા તેણે એ એક કામમાનુ એકેય કામ લવલેશ કર્યું નથી, એ વાત જ ઘટિત નથી. (૪) તે વખતે શીરોહીમાં શ્રી રામવિજયજી નામના અપ્રસિદ્ધ મુનિને 'આચાર્યપદ' આપેલ હોવાનુ જાણવા છતા પૂ૦ ઇતિહાસવેત્તા મુનિ વિદ્યાવિ૦એ, રાસની કડી ૧૩૧૯ માના 'અનૂચાનપદ' એ શબ્દનો અર્થ 'રાસસાર'ના પેજ ૭૫ ઉપર જે 'વાચક' જણાવેલ છે તે સાગરમુનિઓએ તે તોફાન નિષ્પ્રયોજન કરેલ હોવાનુ લેખાવવાના અશુભ આશયનુ સૂચક છે

(૫) આ અર્થને જણાવનાર (રાસકાર કવિ દર્શનવિ૦ કૃત તે) રાસની કડી ૧૩૨૦ના –'આપણો સાથ તવ કરઈ મડાણ, વિજયતિલકસૂરિ નામ લીધઈ જય કલ્યાણ' એ ઉત્તરાર્દ્ધનો (પોતાના 'રાસસાર' ના પેજ ૭૫ ઉપર) પૂ૦ ઇતિહાસવેત્તાએ અર્થ જ ઉડાવી દીધેલ છે! તે રાસકારના પક્ષને તો તે ઝઘડામા તદ્દન નિર્દોષ જ લેખાવવાના

આશયનું દ્યોતક કહે છે. (૬) અહિં 'વાચક' શબ્દથી (આગળ જણાવેલ છે તે મુજબ **વાચક વિજયરાજ** તો બુરાનપુર નજીકના બાદરપુરમાં ચોમાસુ રહેલ હોઈને સંવત્સરીના આ દિવસે તો તેઓ ત્યા જ હોય, એ હિસાબે') ઇતિહાસવેત્તા, શ્રી ભાનુચંદ્ર વાચક જ સમજેલ હોવા છતાં તેઓએ પોતે કરેલા રાસસારના પેજ ૭૬ ઉપર તે વાચકનું નામ જ જણાવવાનું છોડી દઈને મૂળ કડીમાનો 'વાચક' શબ્દ જ રજુ કર્યો છે, તે સત્ય ઇતિહાસના લોપક પક્ષપાતનું સૂચક છે (૭)-કવિ શ્રી દર્શનવિ૦એ રાસમાં વર્ણવ્યા મુજબ જો વિજયદેવસૂરિવાળાએ ત્યાં તેવું જ જોરદાર તોફાન આદર્યું હોય તો તેવાં ધીંગાણામાથી નાસી છૂટેલા તેઓ ધ્રૂજતા હૈયે અન્યત્ર છૂપાઈ શકયા હોય; પરંતુ બંને પક્ષના જાહેર સ્થાનરૂપ ગણાતા ઉપાશ્રયે તો પાછા આવી જ શકયા ન હોય.

(૮) માની લઈએ કે-સંવત્સરીના દિવસે સાગરપક્ષના શ્રાવકોએ એ ધીંગાણુ શરૂ કર્યું; પરંતુ તેમાં 'તે પક્ષના તે દિનના પોસાતી શ્રાવકોએ પૌષધ છોડી દેવા પૂર્વક કચેરીમા જઈને તુરકોને પોષ્યા' એ વાત તો તે સાગરપક્ષમા પોસાતી શ્રાવકો સિવાયના કોઈ છૂટા શ્રાવકો શહેરમા જ ન હોય તો પણ માની શકાય તેમ નહિ હોવાથી કવિ શ્રી દર્શનવિ૦ની આ આખી વાત સ્વયં કૃત્રિમ જણાઈ આવે છે.

(૯)-જાણી કાજ અધિક મુનિરાય, તેડા સિદ્ધચંદ ઉવઝાય; કહઈ કરવું એ સહી કાજ, બહુ વાધઈ સંઘની લાજ ॥૧૩૩૫॥ **સારાંશ**.– (શ્રી બુરાનપુરમાં થયેલ ઉક્ત તોફાનમાં બાદશાહ પાસે આપણા પક્ષને' આપની દ્વારા નિર્દોષ ઠરાવવા સારૂ ત્યાંના શ્રી સંઘે આ ચાલુ ચોમાસામા પણ મને આપની પાસે મોકલેલ છે, એ મુજબની વાત સાંભળ્યા બાદ) બહુ મહત્ત્વનુ કામ જાણીને શ્રી ભાનુચંદ્રજીએ તે કામ બાદશાહ પાસેથી લેવા સારૂ શ્રી સિદ્ધિચંદ્રજીને બોલાવીને તે અતિ મહત્ત્વનું કાર્ય તેમને ભળાવ્યું ! એ વાત તદ્દન અસંભવિત છે. કારણ કે–શ્રી સિદ્ધિચંદ્રજી કરતાં શ્રી ભાનુચંદ્રજી તો બાદશાહના ઘણા વર્ષો પહેલાના પ્રેમપાત્ર હોઈને બુરાનપુરથી સંઘનું કાર્ય પોતાના હસ્તક જ કરાવવા આવેલા કવિ દર્શનવિજયજીએ પોતાને જણાવેલું અને તે જાણીને પોતે પણ બહુ મહત્ત્વનુ માનેલું કાર્ય, બાદશાહ પાસેથી ધારણા મુજબ કરાવી લેવા શ્રી ભાનુચંદ્રજી પોતે જ ઉજમાળ બન્યા હોત, પરંતુ એમ નથી બનવા પામ્યું એ બીના સ્પષ્ટ જણાવી આપે છે કે–કવિએ રાસમા જણાવેલી 'શ્રી ભાનુચંદ્રજી તે વખતે માંડવગઢ હોવાની' વાત કલ્પિત છે. કારણ કે–ઇતિહાસ મુજબ તે વર્ષે શીરોહીથી શ્રી સિદ્ધિચંદ્રજીને માંડવગઢ ખાતે બાદશાહના કાન ભંભેરવા સારૂ મોકલીને પોતે મારવાડ તરફ વિહાર કરી ગયેલ છે

(૧૦. પ્રસ્તુત રાસની–'સુણી સિદ્ધિચંદ કહઈ ગુરુ મેરા, મિં આદેશ કારી તેરા, દીનકું હજુર કરૂં મિ સબેરા, અબ ભયા બહોત અબેરા, એ ૧૩૩૬મી કડીના થતા આ

નંબરવાળા ઉપર્યુક્ત અર્થમાનુ શ્રી ભાનુચંદ્રજી પ્રત્યેનું શ્રી સિદ્ધિચંદ્રનું—'આપ મારા ગુરુ છો અને હુ આપનો (આજ્ઞા ઉઠાવનાર નહિ પણ) આજ્ઞાકારી છું' એ પહેલું કથન, કથકને અશિક્ષિત લેખાવતું હોવાથી તેમજ તે ગુરુ-શિષ્ય બંનેના તથારૂપે પરિચિત એવા આગતુક કવિ શ્રી દર્શનવિ૦ પાસે તે ગુરુ-શિષ્ય બંનેની તથાપ્રકારે નૂતન ઓળખ રજુ કરતું હોવાથી કલ્પિત ઠરે છે, અને તે અર્થમાનું—'અત્યારે મોડુ થયુ હોવાથી હું તેમને સવારે સુલતાન પાસે લઈ જઈશ.' એ બીજું કથન, શ્રી ભાનુચંદ્રજીને સમયના તથા આજ્ઞાપાત્રના અજ્ઞાત લેખાવતું હોવાથી ઇતિહાસવેત્તા પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિ૦ મ૦ ને પણ તે કડી કલ્પિત સમજાણી હોવાની પ્રતીતિ એ છે કે-પોતે કરેલા 'રાસસાર' ના પૃ૦ ૭૬ ઉપર તે ૧૩૩૬ મી કડીનો થતો ઉપરોક્ત સ્પષ્ટ અર્થ ઉડાવી દઈને તે બે કથનસૂચક સાચા અર્થને સ્થાને—'હું તમારો તાબેદાર છું, આપ જે કાંઈ આજ્ઞા કરો તે કરવાને તૈયાર છુ' એ એક કથનસૂચક એવું તે ગુરૂ-શિષ્ય ઉભયની મહત્વતા દર્શક પક્ષપાતી વાક્ય ઘરનું યોજી દેવું પડ્યું છે!

(૧૧) બાદ તે રાસની—'દર્શનકું સાથિં લેઈ, બાદશાહકુ રૂક્કો દેઈ, રૂક્કો વાંચી પૂછઇ ભૂપ, કુન આયા ચેલા અનૂપ' એ ૧૩૩૭ મી કડી મુજબ શ્રી સિદ્ધિચંદ્રજી, બીજે દિવસે કવિ શ્રી દર્શનવિ૦ને લઇને સુલતાનને પ્રથમ ચીઠી મોકલીને મળ્યા ત્યારે તેમણે સુલતાનને 'મારા ગુરૂ શ્રી ભાનુચંદ્રજી વાચકે મને આપની પાસે મારી સાથેના આ મારા ગુરૂભાઇ કવિ દર્શનવિ૦ ની રાવ જણાવવા મોકલેલ છે' એ ફરજીયાત જણાવવી ઘટતી આવશ્યક વાત જણાવી નથી, એ બીના પણ અર્થાપત્તિથી તે વખતે શ્રી ભાનુચંદ્રજી માડવગઢ નહિ હોવાની સાબિતિ સૂચક છે

(૧૨) કવિ શ્રી દર્શનવિજયજીએ, તે રાસની 'ભૂપ પૂછઇ કયુ તુમ મારે? કયા ગુનહ કીયા તુમ ભારે, કહે દર્શન ચીરજીવો, અકબર કુલદીપક દીવો!' એ ૧૩૩૯ મી કડી મુજબ કવિ દર્શનવિ૦એ, પ્રથમ તકે તો બાદશાહે પોતાને પૂછેલ 'તમને કેમ માર્યા? અને એવો તમે કયો ભારે ગુનો કર્યો હતો?' એ બે પ્રશ્નના જવાબમા બાદશાહ પાસે પોતાની રાવ-ફરીયાદ જ કરવી આવશ્યક હતી, તે રાવ કરી હોવાનુ તો કવિએ જણાવ્યુ જ નથી! અને તેને બદલે તે સુલતાનને તે વખતે પોતે 'અકબરના કુલદીપક દીવો' એ પ્રકારે પોતાનુ પઠિતમૂર્ખત્વ જણાવતા 'દીપક' શબ્દ પછી પણ 'દીવો' શબ્દના વપરેલા વિશેષણથી બીરૂદાવવાપૂર્વક 'હે રાજન્! તમે દીર્ઘકાલ જીવો!' એ પ્રકારનો બ્રાહ્મણીયા આશીર્વાદ આપ્યો!" એ વગેરે બીના, ઇતિહાસવેત્તા શ્રી વિદ્યાવિ૦ને પણ કલ્પિત તથા અનુચિત જણાએલ હોઈને તેમણે પોતાના 'રાસસાર'ના પેજ ૭૬ ઉપર તે કડીનો અર્થ ઉડાવી દઈને તે કડીના ખરા અર્થને સ્થાને—'પછી બધી વાત કહેતા સુલતાને પૂછ્યુ' એ મુજબનો પદરનો અર્થ રજુ કરી દેવા દ્વારા તે કડીની કૃત્રિમતાને આચ્છાદિત કરીને તે જુઠા કવિનો પક્ષપાત કરવાનુ અનૈતિક કાર્ય બજાવ્યુ છે!

(૧૩)-પ્રસ્તુત રાસની-'તહઈવારકે દિન રોજા કીના, ખુતખાના યાતઈ માર દીના; મરીદ બીજે દેવકે જઇસે, લુંદ અન્યાયી નહિ કોઈ તઇસે ॥' એ ૧૩૪૦ મી કડી દ્વારા કવિ દર્શનવિજયજીએ, સુલતાનને રાવરૂપે જણાવ્યુ કે-'તહેવારના દિવસે અમે રોજા કર્યા હતા. તેમા અમે બપોરે દેવ વાદવા મંદિરે જતા હતા તેવામાં તેઓએ (વિજયદેવસૂરિજીના સાગર શિષ્યોએ) અમોને માર્યા, વિજયદેવસૂરિના શિષ્યો જેવા લુચ્ચા અને અન્યાયી છે, તેવા અન્ય કોઈ લુચ્ચા અને અન્યાયી નથી.'

કવિ દર્શનવિ૦એ, સુલતાન પાસે શ્રી વિજયદેવસૂરિજીના (બુરાનપુરસ્થિત) સાગર શિષ્યોએ પોતાના પક્ષ ઉપર જે નિષ્કારણ જ હુમલો કર્યો હોવાની પોતે રાવ કરી, તે રાવને સાંભળ્યા બાદ તે રાવ જો બાદશાહને સાચી લાગી હોય તો કવિએ આ કડીમાં જણાવેલો 'સાગર શિષ્યો અજોડ લુચ્ચા અને અન્યાયી છે' એવો ચૂકાદો હજુયે બાદશાહ આપી શકે છે, પરંતુ તે રાવ સાથે પોતાની એ રાવનો તે મુજબનો ચુકાદો પણ તે કવિએ પોતે જ બાદશાહ પાસે રજુ કરી દીધો! આ વાત મૂર્ખજનને પણ માન્ય થઈ શકે તેમ નહિ હોવાથી કવિની આ કડી માત્ર દ્વેષમૂલક એવી કપોલકલ્પિત ઠરે છે

(૧૪)-'માલ સાહિબ હુઈ બહોતેરે, ગુનહિ હઇ હજરત કેરે, ભાનચદકે મરીદહુ હઈ શ્યાને, હજરતકી દુહાઈ માને.' એ ૧૩૪૧ મી કડીના સીધા થતા-"(વિજયદેવસૂરિના બુરાનપુર રહેલા સાગર શિષ્યો, અજોડ લુચ્ચા-અન્યાયી અને) ઘણા જ માલેતુજાર હોઈને આપ સાહેબના ગુન્હેગાર છે, જ્યારે શ્રી ભાનુચદ્રજીના શિષ્યો શાણા છે કેમકે-તેઓ આપ સાહેબની આજ્ઞા માને છે" એ અર્થમાં કવિ દર્શનવિજયજીએ, બાદશાહ પાસેની પોતાની રાવની સાથે 'વિજયદેવસૂરિજીના શિષ્યો બાદશાહના ગુન્હેગાર છે' એ પ્રમાણે ચૂકાદો પણ પોતે જણાવેલ છે, તે તથા તે સાથે શ્રી ભાનુચદ્રજીના શિષ્યોને બાદશાહના આજ્ઞાંકિત જણાવેલ છે! તે બીના ઇતિહાસવેત્તા પૂ૦ શ્રી વિદ્યાવિ૦ મ૦ને પણ અસંભવિત જણાયાથી તેઓશ્રીએ, 'રાસસાર'ના પેજ ૭૭ના પહેલા પેરામા પ્રસ્તુત ગાથાના જણાવેલા અર્થમાથી તે બન્ને બીના બાદશાહનુ નામ જ ઉડાવી દેવારૂપે કવિનો પક્ષપાત કરેલ છે

તેમ જ પ્રસ્તુત રાસની-'ઠાણા એકાદસસિઉ તેહ, વિજય પાચ-છ સાગર એહ, ચોમાસુ એકઠા તે રહ્યા, નિજ નિજ કરવા બિહુ સામહ્યા॥' એ કડી ૧૧૩૧ મુજબ તે વર્ષે કવિ દર્શનવિ૦એ પન્યાસ શ્રી વીરવિજયજી સહિત બુરાનપુર આવીને બુરાનપુરના બાદરપુર નામના પરામા ઉપા૦ શ્રી સોમવિ૦ના પક્ષકાર વિજયરાજ તથા તેના એક શિષ્યને ચોમાસુ ગોઠવ્યા; બીજા ઈદલપુર નામના પરામાં પોતાની સાથેના પં૦ શ્રી વીરવિજયજી મ૦ તથા તેમના એક શિષ્યને ચોમાસું ગોઠવ્યા અને કવિ પોતે મુનિ શ્રી જસસાગરજી આદિ સાગર મુનિઓના ૬ ઠાણા સાથે (કે-જેઓ, પ્રથમથી જ વિજયરાજ

વાચક સહિત બુરાનપુરમા સાથે જ હતા.) બુરાનપુર શહેરમાં ચોમાસું રહ્યા હતા તે મળી બુરાનપુરસ્થ ૧૧ ઠાણામા શ્રી ભાનુચંદ્રજીના તો એક પણ શિષ્ય નહોતા, છતાં કવિએ બાદશાહની પાસે રજુ કરેલા તે તોફાની પ્રકરણમાં શ્રી ભાનુચંદ્રજીના શિષ્યોનો પણ ઉલ્લેખ કરેલ છે તે જણાવી આપે છે કે–'**મારવાડથી શ્રી ભાનુચંદ્રજી અને તેના શિષ્યો બુરાનપુરનું તે તોફાની પ્રકરણ ઊભું કરવા સારૂં જ ચોમાસામાં પણ વિહાર કરીને આવેલ છે.** અને એ વ્યવસ્થિત રીતની ઉશ્કેરણી ફેલાવવાની પૂર્વ યોજીત યોજના ન હોય તો કવિ દર્શનવિજયજી, પોનાના પક્ષના જ વાચક વિજયરાજની કે ૫૦ વીરવિ૦ મ૦ની સાથે બાદરપુર કે ઇદિલપુરમાં ચોમાસુ નહિ રહેતા પેતાની વિરુદ્ધ પક્ષના સાગર મુનિઓ સાથે બુગનપુરમા ચોમાસું રહે ખરા ?

## રાસની કડી ૧૩૪૨ થી ૧૩૬૦ સુધીમાં તે કવિએ આલેખેલ—

## બુરાનપુરમાં તોફાની પ્રકરણનો કરુણ અંજામ

"ભાનચંદકું કહેનકું આયા, તબ હજરત ચરણ મિં પાયા, સુની બાત કેહઇ સુલતાન, બાંધી લાવો ગુનહી અયાન ॥૧૩૪૨॥ આપ્યો અહદી લખી ફુરમાન, આવી દીધું ખુરમ સુલતાન; ભૂપ હુકમ સહી આપઇ, ગુનહીનઇ બહુ સતાપઈ॥ ૧૩૪૩ ॥

**ભાવાર્થ :**—બુરાનપુરમા થએલા તોફાનની વાત ઉ૦ શ્રી ભાનુચંદ્રજીને જણાવવા સારૂ હુ અહિં આવ્યો ત્યારે આપના ચરણ પામ્યો ॥ ૧૩૪૨ ॥ એ (કડી ૧૩૪૦ થી અહિ સુધીમા જણાવ્યા મુજબની કવિ દર્શનવિજયજીની ફેસલા યુક્ત ફરીયાદ) સાભળીને બાદશાહે 'ગુન્હેગારને બુરહાનપુરથી બાંધીને અહિ પગે ચલાવતા મોકલો' એ પ્રમાણે ખુરમ સુલતાન ઉપર ફરમાન લખીને માણસ સાથે રવાના કર્યું ! કવિ દર્શનવિજયજી સહિત તે માણસે બુરાનપુર આવીને તે ફરમાન ખુરમ સુલતાનને આપ્યું તેમણે ફરમાન ઉપર પોતાની સહી કરી આપ્યા બાદ તે માણસે તે ફરમાનના આધારે ગુન્હેગારોને બહુ સતાપ્યા ॥ ૧૩૪૩ ॥

**નોટ**—આ કડીમા કવિ દર્શનવિજયજીએ, બાદશાહનો મેળાપ કરાવી આપનાર શ્રી સિદ્ધિચદ્રજી (કે જેઓ આ પ્રસગે હાજર છે તે)નો આભાર તો બાદશાહ પાસે રજુ કરવાનુ મોકુફ જ રાખીને પોતે સીધા જ બાદશાહનો મેળાપ પામેલ હોવાનો ભાસ આપેલ છે તે કવિની કૃતઘ્નતાનુ સૂચક છે

આ પ્રકારના વર્તાવવાળા તે પોતાના સદંતર અપરિચિત કવિની ફેંસલા સહિતની ફરીયાદ સાભળ્યા પછી બાદશાહ બીજા પક્ષને સાભળવા પણ થોભ્યા વિના તેવુ કઠોર ફરમાન બુરાનપુર લખી મોકલે તે સભવિત જ જણાતુ નહિ હોવાથી આ વાત અત્ર વધુ સભવિત છે કે–" કવિએ બાદશાહ પાસે રજુ કરેલી તે ફેંસલા યુક્ત એવી પ્રત્યક્ષ

દ્વેષમૂલક ફરીયાદનું બાદશાહના તે અતિપ્રિય એવા શ્રી સિદ્ધિચંદ્રજીએ (મારવાડથી માડવગઢ આવતા બુરાનપુરના તોફાનના કારણે રોકાઇ રહેવું પડેલ છે, એમ જણાવનારો બુરાનપુરનો શ્રી ભાનુચંદ્રજીનો પત્ર બતાવીને) બાદશાહ પાસે હૃદયંગમ વર્ણન કર્યું હોય તો જ બાદશાહે ઉશ્કેરાટમાં આવી તે એક પક્ષીય તેમ જ કઢંગી ફરીયાદ બદલ પણ ખુરમ સુલતાન ઉપર તેવુ કઠોર ફરમાન મોકલવાનું બનવા પામ્યું હોય ”

અહેદી આયો સુણીનઈ ત્રાઠા, જીવ લેઈ લેઇનઇ નાઠા,
અહેદી કબજિં જીવરાજ આયો, ભોજુસોનીને પણિ પાયો ॥ ૧૩૪૪ ॥

અહેદી કહઇ રે કયુ તુમે મારે, ભાનચંદ મરીદ કુ તારે ?
પાદસાકે ગુનહી તુમ ભારે, અબ કયા કરો તુમ નોધારે ? ॥ ૧૩૪૫ ॥

**સારાંશ**— બાદશાહનો સીપાઇ આવ્યો સાભળીને તોફાનીઓ ગભરાયા થકા જીવ લઇ લઇને નાઠા, તેમા જીવરાજ તે માણસને કબજે આવ્યો અને ભોજુસોની પકડાઈ જવા પામ્યો, બાદશાહના તે માણસે તે બંનેને કહ્યુ કે અરે! તમે ભાનુચંદ્રજીના શાણા શિષ્યોને કેમ માર્યા ? તમે બાદશાહના ભારે ગુન્હેગાર એવા હવે કોઇનાય આધાર વિનાના હોઈ શુ કરી શકવાના ? ॥ ૧૩૪૫ ॥

**નોટ**— કવિ દર્શનવિજયજીએ પ્રસ્તુત રાસની “વિજયદેવનઈ મૂકયા પોસા, જઇ દીવાનમા તુરકનઈ પોશ્યા લાચ દેઇ યવન કીધા હાથિ, મ્લેચ્છિ ન માન્યો આપણો સાથ ॥ ૧૩૨૬ ॥ એણઇ આપણનઈ બહુ દોસ્યા, એણઈ દ્રવ્યિ યવનનઇ પોસ્યા૦” એ કડી મુજબ બુરાનપુરથી માડવગઢ જઇ શ્રી ભાનુચંદ્રજીને–“ વિજયદેવસૂરિપક્ષના પોસાતી શ્રાવકોએ પોષા છોડી દઈને કચેરીમા ગયા અને તુર્કોને બહુ દ્રવ્ય આપીને પોતાના કરી લીધા એટલે બુરાનપુરના ખુરમ સુલતાન આદિ મ્લેચ્છોએ આપણા પક્ષની વાત માની નહિ અને ઉલટુ આપણા પક્ષને જ તોફાનમા બહુ દોષિત લેખાવ્યો. ” ઇત્યાદિ વાત જણાવી હોઈ બુરાનપુરના તોફાનમા ત્યાના ખુરમ સુલતાને તો કવિ દર્શનવિ૦ના પક્ષને જ દોષિત લેખાવેલ હેવાથી માડવગઢથી બાદશાહે મોકલેલ ફરમાનવશાત્ તે સુલતાને તો ત્યા ફરમાન લઈને આવેલ બાદશાહનો માણસ, પોતે નિર્દોષ લેખાવેલ શ્રી વિજયદેવસૂરિના શ્રાવકો ઉપર જે કઈ સીતમ ગુજારે તેને દુખાને દિલે જોઈ રહેવાનુ જ બને, પરંતુ પોતે નિર્દોષ ઠરાવેલા શ્રાવકોને પોતાના સીપાઈઓ મારફત પોતે પકડાવીને પીડા ઉપજાવે તે સભવિત નથી આ ૧૩૪૪–૪૫ મી કડીમા કવિ દર્શનવિજયજી પણ–“બાદશાહે માડવગઢથી મોકલેલ અહદી=માણુસને કબજે જીવરાજ અને ભોજુ સોની બન્ને આવ્યા અને તેઓને ‘અરે! ભાનુચંદ્રજીના શાણા શિષ્યોને તમે કેમ માર્યા ?’ એ વગેરે વાત પણ બાદશાહના તે માડવગઢથી આવેલા અહેદી=માણુસે જ જણાવેલ હોવાનુ સ્પષ્ટ કહે છે

## પૂ૦ ઇતિહાસવેત્તાશ્રીનું ઇતિહાસકારિત્વ આ છે.

આ વસ્તુ તથારૂપે જાણવા છતાં પૂ૦ ઇતિહાસવેત્તા મુનિ શ્રી વિદ્યાવિજયજી મહારાજે રાસની તે કડીઓના સાર તરીકે રાસસારના પેજ ૭૭ ઉપરના બીજા પેરાની ૫ક્તિ ૩ થી જે—"ખુરમ સુલતાને સહી કરીને તે **માણસને પકડી લાવવા સીપાઈઓને આજ્ઞા કરી ++++ તેમાં જીવરાજ અને ભોજૂ સોની એ બે સીપાઈઓને કબજે આવી ગયા.** સીપાઈઓએ કહ્યું—'तुमने भानुचद्रजीके शिष्यो को क्यो मारे ? तुम बादशाहके वडा गुनेगार हुए हो।' એમ કહી તેઓને સાથે લીધા માણેકચોકમા લાવીને બરડામા ખૂબ સોટીઓના પ્રહાર કર્યા ઊંચે બાંધીને મારવા માટે દોર નાખવામા આવ્યા" એ મુજબ (કવિએ તે રાસની કડી ૧૩૨૬–૨૭ તથા આ ૧૩૪૪ ૪૫ મા જણાવેલ બીનાથી) ઉલટી જ બીના જણાવેલ છે।

એટલે કે–કવિ દર્શનવિજયજીએ તે તે કડીઓમા જે–'બુરાનપુરના ખુરમ સુધતાનની અદાલતે પોતાના પક્ષને જ દોષિત લેખાવેલ હોવાથી તથા માડવગઢથી બાદશાહનુ ફરમાન લઈને આવેલ અહેદીએ જ બુરાનપુરના તે દેવસૂરસઘના શ્રાવકો જીવરાજ તથા ભોજુસોનીને મારેલ હોવાની, બીનાથી ઉલટી બીના જણાવેલ છે, તે બુરાનપુરમા તે શ્રી ભાનુચદ્રજીએ ઉપસ્થિત કરાવેલા જણાઈ આવતા તે તોફાનમા બુરાનપુરના ખુરમ સુલતાને પણ ત્યાના શ્રી વિજયદેવસૂરસઘના શ્રાવકોને જ દોષિત માનેલ હોવાનું લેખાવવાના બદઆશયનુ સૂચક છે; અને તે આશયનો પણ દુર્હેતુ એ જણાય છે કે–શ્રી ભાનુચંદ્રજીએ 'બુરાનપુરના તે દ્વેષવૃત્તિથી ઉભા કરેલા તે નાટકીયા તોફાનનો કવિ દર્શનવિ૦ મારફત બાદશાહ દ્વારા જે કરૂણ અજામ લવાયો, તે અજામના જવાબદાર પણ શ્રી વિજયદેવસૂર સંઘના શ્રાવકોને જ વાચકો લેખે'

એ દુર્હેતુ સાથે (તે રાસની કડી ૧૧૨૫ થી ૩૦ સુધીમા તે સં૦ ૧૬૭૩ ના બુરાનપુરના ચોમાસામા કવિ દર્શનવિજયજીએ જે ૧૧ સાધુ હોવાનુ જણાવેલ છે, તેમાં શ્રી ભાનુચદ્રજીના તો એક પણ સાધુ હોવાનુ નહિ જ જણાવેલ હોવા છતા માડવગઢ જઈ બાદશાહ પાસે રજુ કરેલી 'તે તોફાનમા વિજયદેવના શ્રાવકોએ આપના આજ્ઞાકિત શ્રી ભાનુચદ્રના શિષ્યોને પણ માર્યા હોવાની' સરાસર અસત્ય વાત મુજબ બાદશાહના તે બુરાનપુર આવેલા અહેદી=માણસે તે જીવરાજ તથા ભોજુસોનીને જણાવેલી–'તમે ભાનુચદ્રજીના શાણા શિષ્યોને માર્યા તેથી તમે બાદશાહના મોટા ગનેગાર થયા છો।". એ વાતને તો ખાસ હિદી અને મોટા ટાઈપમા આકર્ષક ઢબથી રજુ કરવાની ખત દાખવેલ છે। તે પણ) કવિ દર્શનવિજયજીએ, બાદશાહ પાસે રજુ કરેલી 'તે તોફાનમા તોફાનીઓએ આપના આજ્ઞાકિત શ્રી ભાનુચદ્રજીના શિષ્યોને પણ માર્યા' એ વાત દ્વારા 'બુરાનપુરના અમારા આ ચાતુર્માસમા અમારી સાથે શ્રી ભાનુચદ્રજીના શિષ્યો હતા.'

એમ બા'શા'હને ગર્ભિતપણે જણાવવારૂપે રજુ કરેલી અસત્યવાતને વાસ્તવિક વાત તરીકે લેખાવવાના દુર્હેતુસૂચક છે. અત્ર તે પ્રખ્યાત ઇતિહાસવેત્તાનું આ ઇતિહાસકારિત્વ છે? કે અસત્યવાદી એવા તે કવિશ્રી પ્રત્યેનુ આલોગિક પક્ષકારિત્વ છે? તે સુજ્ઞોએ નક્કી કરી તે શ્રી ઇતિહાસવેત્તાનિષ્પન્ન ઇતિહાસો પર વિશ્વાસ સ્થાપવો રહે છે

જબ બાંધી લેઈ જાવા લાગા, તવ તે નૃપભયથી ભાગા,
સંઘપાયે લાગા નહિ તાડો–કહઈ હવઈ તુમે અમ્હ જીવાડો ॥ ૧૩૪૭ ॥

**નોટઃ**—બાદશાહનો હુકમ- 'ગુન્હેગારોને બાંધીને બુરાનપુરથી પગે ચલાવીને અહિં લાવો' એ હતો; પરંતુ 'ત્યાં જઈ ગુન્હેગારોને પ્રથમ ખુબ મારીને પછી બાંધીને અહિં લાવો' એમ ન હતો. તેને બદલે કડી ૧૩૪૬ મુજબ તે હુકમ લાવીને ખુરમ સુલતાનને સોપનાર તે અહેદીએ, પકડાએલા બે ગુન્હેગારોને (તે તોફાનમાં પોતાની અદાલત દ્વારા નિર્દોષ ઠરાવનાર ખુરમ સુલતાનની સામેજ) પ્રથમ તો માણેકચોકમા લઈ જઇને 'કાકડી અને રીંગણા મારેલ' તેનું વૈર યાદ રાખીને બરડામા સોટીઓના ખૂબ પ્રહારો કરવા આદિ રૂપે બાદશાહના હુકમની ઉપરવટ થઇને સ્વય કાયદો બજાવ્યો હોય તે સંભવિત જ નહિ હોવાથી કવિ દર્શન વિજયજીની તે ૧૩૪૬ મી કડી તો અર્થાપત્તિથી નિજના તે વિપક્ષીઓ પ્રત્યેના હૃદયગત વૈરના સંતોષપ્રદ વસુલાતની ખડી થયેલી તૈયારીજન્ય પ્રમોદગર્ભિત ઝલકસૂચક છે, અને આ- "જયારે બાંધીને લઈ જવા લાગ્યા ત્યારે તે બને બાદશાહના ભયથી ભાગ્યા, સંઘને એટલે (દેવસૂરસંઘને નહિ પરંતુ) તે વર્ષે મકરૂબખાનની લશ્કરી સહાય મેળવીને શીરોહીસંઘના દેખતે ડોળે શીરોહીમા 'શ્રી વિજયતિલકસૂરિ' નામે નવા આચાર્ય સ્થાપનાર શ્રી ભાનુચંદ્રજી તથા શ્રી દર્શવિ૦ એ ત્યાના વિજયદેવસૂરસંઘમા તડું પાડીને પોતાના પક્ષકાર બનાવેલા શ્રાવ-પગે લાગી 'મારો નહી' એમ કહેવા પૂર્વક 'હવે તમે અમને જીવાડો' એમ કહેવા લાગ્યા" એમ જણાવતી ૧૩૪૭ મી કડી કવિએ અર્ધ ખોટી અને અર્ધ સાચી એવી અર્ધદગ્ધ ઉભી કરી જણાય છે! કારણકે 'બાદશાહના અહેદીએ ઝકડીને બાંધેલા આકરા બંધનમાંથી તે બંને શ્રાવકો ભાગે તો શું; પરંતુ ભાગવાનો પ્રયાસ પણ કરે એ સંભવિત નથી અને ત્યાના શ્રી વિજયદેવસૂરિના એકછત્રીય સંઘમાં તડુ પાડીને ઉભા કરેલા પોતાના પક્ષકાર શ્રાવકોને સંઘ લેખાવવો તે મૂળ સંઘને નિહ્નવવાના જુઠાણારૂપ છે

કર જોડીનઈ મીનતિ માગઇ, તવ સંઘનઈ કરૂણા જાગઈ,
સંઘ ગિરૂઓ પુણ્યવિભાગી, તે માટિ એ કરૂણા જાગી ॥ ૧૩૪૮ ॥

**સારાંશઃ**—આ કડી દ્વારા તે બંને ગુન્હેગારો હાથ જોડીને મીણ માગવા લાગ્યા ત્યારે અમારા વર્ગને દયા જાગી કારણકે તે વર્ગ ગિરૂઓ અને પુણ્યવિભાગી હતો તેથી તેઓ ઉપર તેમને દયા જાગી! અર્થાત્ અન્યથા તો તે વર્ગ તેઓ પ્રતિ દયાવિહીન જ હતો

પણ ગુરુ આદેશ મુજબ માંડવગઢ પહોચી જઈને 'જૈન પરંપરાનો ઇતિહાસ'ના ઉપરના પેરાના કથન મુજબ વિજયદેવસૂરિજી અને સાગરપક્ષ વિરૂદ્ધ જે રજુઆત કરી હતી અને તેના પરિણામે ઉશ્કેરાએલ બાદશાહે વિજયદેવસૂરિજી તથા વિજયતિલકસૂરિજી અને તેમના પક્ષકારોને ભર ચોમાસે વિહાર કરીને પોતાના દરબારમા હાજર થવાના જે ફરમાનો છોડયા હતા અને તેનું અંતે જે પરિણામ આવેલુ તે બધા પ્રત્યક્ષ પૂરાવા તથા પ્રમાણોપેત ઇતિહાસથી વિરૂદ્ધ જઇને રાસકાર કવિએ 'તિલકસૂરિરાસ' ની કડી ૧૩૬૧ થી ૧૩૭૪ સુધીમા જે અવળી રજુઆત કરી છે તે નીચે મુજબ:—

## 'વિજયતિલકસૂરિરાસ' કડી ૧૩૬૧ થી ૭૪ નો સારાંશ.

"બાદશાહે પૂછ્યું કે 'તમારે પરસ્પર શું તકરાર છે?' તે જણાવો? સાગરે (મહો૦ નેમિસાગરે) કહ્યુ:-'પોતાના ગુરૂએ સ્થાપેલા પટ્ટધર આચાર્યને આ સાધુઓ માનતા નથી' ત્યાં તો ભાનુચંદ્રજી બોલી ઉઠયા કે 'બોલો નહિ પટ્ટધર તો ને કહેવાય કે-જેઓ હીરગુરૂની પરંપરાને માન આનત હોય ॥૧૩૬૧-૬૨॥ [1]શ્રી હીરવિજય-સૂરિએ ગ્રથને ખોટા કર્યા, એ વાતને નહિ માનવાનું જ આ પરિણામ છે.' નેમિસાગરે કહ્યુ:- 'તે ગ્રથ સાચા છે, (તમો કહો છો એમ) શ્રી હીરવિજયસૂરિનું વચન નથી' ॥૧૩૬૩॥ બાદશાહે વિજયદેવસૂરિને પૂછ્યું -'કેમ વિજયદેવસૂરિ! શું વાત છે?' વિજયદેવ-સૂરિએ કહ્યુ-([2]હીરવિજયસૂરિએ) ગ્રથને ખોટો કર્યો, એમ (આ સાધુઓ) શીરજોરીથી કહે છે [વાત પણ સાચી જ છે કારણ કે-હીરસૂરિજીની હયાતિમા તે ગ્રથ પ્રસિદ્ધિમા પણ આવ્યો નથી તો તે અંગે 'ખોટો છે' એવી જાહેરાત પૂ૦ હીરસૂરિજી મ૦ કરે પણ ક્યાથી?] બાદશાહે કહ્યુ - [3] જેઓ આખા જગતના ગુરુ થયા છે, તેઓ ગ્રથની શીરજોરીથી મના કેમ કરે?' ॥૧૩૬૪॥

[4](માનીએ કે) 'કદાચ હીરગુરુએ શીરજોરીથી જુઠા કહ્યા હોય તો પણ તેઓ તમારા પીર તરીકે પ્રસિદ્ધ છે, તેને તમે જો પીર માનતા હો તો તેમને સાચા માનો, અને તેને જો સાચા માનો તો તે ગ્રથ ખોટો છે, ॥૧૩૬૫॥ છતા જો તે ગ્રથને સાચો કહેશો તો ગુરુવચનમા નહિ રહો' સાગરે (નેમિસાગરે) કહ્યુ - 'જો ગ્રથમાથી કોઈ વાત (આ સાધુઓ તરફથી) ખોટી બતાવી આપવામા આવે તો તેને સુધારવાને માટે અમે તૈયાર છીએ' ॥૧૩૬૬॥

બાદશાહે કહ્યુ -'શુ ગુરુથી પણ તમારૂ જ્ઞાન વધી ગયુ? ગુરુથી અધિક જ્ઞાન મેળવ્યુ કયાથી? ગુરુએ ગ્રથને **જાણીને** અશુદ્ધ કર્યો તેવા ખોટા ગ્રથની પકડ ન રાખો. ॥૧૩૬૭॥ વળી તમે જો ગુરુનુ વચન નહિ માનો તો તમારી શોભા કેમ વધશે? માટે જે પ્રકારે તમે બૂઝો તે પ્રકારે પોતપોતાનું કરો, હવેથી કોઈ કલેશ કરશો નહિ.' ॥૧૩૬૮॥ (તિલકસૂરિનો પરિચય કરાવતા) બાદશાહે કહ્યુ કે - [5]'ભાનુચંદ્રજી કહે તે

-સાચા પીર, અને વિજયહીરસૂરિજીના એ જાત્યવંત ટીકાયત છે, જેમનું નામ વિજય-તિલકસૂરિ છે અને તેમનાં નેત્રોમાં જ્ઞાન પાકું છે ' ॥૧૩૬૯॥ એમ કહેતાંની સાથે સાગરો ભોઠા પડ્યા! વસ્તુત તો ત્યાં તેમને કર્મે જ ઝાટકો માર્યો! તત્કાલ તેઓ (નેમિસાગર) ઉપર તાવ ત્રાટક્યો! તેની વેદનાથી બરાડા પાડવા માંડ્યો ॥૧૩૭૦॥ રાજસભા બરખાસ્ત થઈ! ત્યારે તેઓ પણ ઊઠી ગયા, લથડતા પોતાને સ્થાને ગયા અને અંતકાલને ભજ્યા! ॥૧૩૭૧॥ બાદશાહની સભાના અધિષ્ઠાયક સાવધાન હોય છે +++ ॥૧૩૭૨॥ પૃથ્વીના માલિક વસુરાજાને જેમ ઉચ્છેદી નાખ્યો તેમ સભાના અધિષ્ઠાયકે નેમિસાગરને ઉચ્છેદી નાખ્યો. ॥ ૧૩૭૩ ॥ વિજયવાલાએ પોતાના ગુરુને આરાધ્યા તેથી તેઓ વિજયને વર્યા અને દુર્ધરવાદીને જીતવા રૂપે જગમાં જસ વધ્યો એ પ્રકારે તેઓ વિજયસેનસૂરિની પાટે શોભા પામ્યા ॥૧૩૭૪॥ '

## તે કડી ૧૩૬૧ થી ૭૪ સુધીની વાતોની સમાલોચના.

રાસકાર કવિએ (૧)-'શ્રી હીરવિજયસૂરિએ ગ્રંથને ખોટા કર્યા ' એ પ્રમાણેની જે વાત રજુ કરી છે, તે વાત પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦, પૂ૦ મહો૦ ભાનુચંદ્રજી આદિ નિર્ણાયક ઉપાધ્યાય વર્ગે પૂ૦ હીરગુરુની પરંપરામાં આવેલા ખરા પટ્ટધર વિજયદેવસૂરિજીને તથા સાગર મહર્ષીઓને સમાજમાં ઉતારી પાડવા તેમ જ 'હીરસૂરિજીએ જે ગ્રંથને ખોટો જાહેર કર્યો તેને આ લોકો સાચો કરી બતાવવાની કોશીષ કરી રહ્યા છે અને તેમ કરીને હીરગુરુના વચનોનો ભંગ કરી રહ્યા છે' એવું બાદશાહ જહાંગીરના દિલમાં ઠસાવીને વ્યુદ્ગ્રાહિત બનાવવા માટેની જ છે

૨-આ૦ શ્રી વિજયતિલકસૂરિએ તથા તેમના પક્ષકારોએ-'પૂ૦ હીરસૂરિજી મહારાજે પોતે આ ગ્રંથને ખોટો કહ્યો છે' એવી રીતની વાત લોકો આગળ તેમ જ બાદશાહની પાસે પણ રજુ કરી એટલે બાદશાહના પૂછવાથી તેના ખુલાસામાં આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ-'આ સાધુઓ પોતાની આપખૂદી સત્તાથી=શીરજોરીથી તે પૂ૦ હીરસૂરિજીના ખોટા નામે નામે તેનો પ્રચાર કરે છે, એટલે કે-તેઓ, હજુરની સન્મુખ જે ફરીઆદ કરે છે તેમાં કાંઈ જ તથ્ય નથી એમ સ્પષ્ટ જણાવ્યું

૩-પૂ૦ વિજયદેવસૂરિજી સ્પષ્ટ શબ્દોમાં 'હીરવિજયસૂરિએ ગ્રંથને ખોટો કર્યો છે, એમ આ સાધુઓ શીરજોરીથી કહે છે' એમ જણાવે છે એટલે કે-'આ૦ શ્રી હીર-સૂરિજીએ શીરજોરીથી ગ્રંથ ખોટો કર્યો છે' એમ નથી જણાવ્યું, પરંતુ હીરસૂરિજીના નામે આ સાધુઓ શીરજોરીથી કહે છે ' એમ જણાવ્યું હોવાનું દીવા જેવું જાણવા છતાં જૂઠમૂર્ત્તિ રાસકાર કવિએ પોતાના રાસમાં રજુઆત કરીને 'બાદશાહે કહ્યું કે-જેઓ આખા જગતના ગુરુ થયા છે તેઓ ગ્રંથની શીરજોરીથી મના કેમ કરે? (માનીએ કે)

છોડાવ્યા ગુનહી પ્રસિદ્ધા, અવગુણિ ગુણ કરી જસ લીધા;
એ તો જગત્ર(ય) પ્રસિદ્ધ થયું કામ, જગમાહી વાધી બહુ મામ ॥૧૩૪૯॥

**સારાંશઃ**—(સ્થાનિક ખુરમ સુલતાનની અદાલતે જેઓને નિર્દોષ ઠરાવ્યા હતા, તેઓને શ્રી ભાનુચંદ્રની સલાહ અને સીપારસથી મે બાદશાહ પાસે જઇને તેમનું ફરમાન લાવવાદિ દ્વારાએ ખુરમ સુલતાનની સામે જ ગુન્હેગાર લેખાવી આપ્યા તેથી) તે ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ થએલાઓને અમારા તે વર્ગે છોડાવ્યા અને તે પ્રકાર તે અવગુણીઓ ઉપર ગુણ કરી જસ લીધો! અમારા વર્ગનું આ કામ તો ત્રણ જગતમાં પ્રસિદ્ધ થવાથી તે વર્ગની આબરૂ જગમાં બહુ વધી!

**નોટઃ**—બાદશાહનું દબાણ લાવીને તે દ્વારા બુરાનપુરના મૂળ શ્રી દેવસૂરસંઘના ભયગ્રસ્ત બનાવી દેવાના હીણપત ભર્યા કરેલા કાર્યની બુરાનપુરનો શ્રી દેવસૂરસંઘ, ત્યાંના ખુરમ સુલતાનની બીકથી પણ કદી યાદી ન દેવડાવી શકે એ અંગેની કવિની આ કડી કુટિલ કુનેહપૂર્ણ હોઇને ટકાઉ નથી કારણકે શ્રી ભાનુચંદ્રજી તથા કવિએ ત્યા બુરાનસંઘમા વિક્ષેપ પાડીને ઉભા કરેલા તે નવીન વર્ગની તે સં૦ ૧૬૭૩ ના ચાતુર્માસ સુધી તો બુરાનપુરમા હસ્તિ જ નહોતી એ વાત તો ઇતિહાસ પ્રસિદ્ધ છે જ પછી 'એ વર્ગની આગળ મીણ માગ્યુ અને અમારા સંઘે ગુન્હેગારોને છોડાવ્યા તથા ત્રણ જગતમા પ્રસિદ્ધ (?) અમારા વર્ગની આબરૂ જગતમા બહુ વધી' વગેરે વાહિયાત વાતોને સ્થાન જ કયા રહે છે?

વળી જે બાદશાહે પોતાના અહેદીને 'ગુન્હેગારોને બાધીને પગે ચલાવતા અહી લઈ આવો' એ રૂપનો તાકીદનો હુકમ લખી આપવા પૂર્વક રવાના કરેલ છે, અને જે બુરાનપુરનો હાકેમ ખુરમ સુલતાન કે- જે કવિના કથન મુજબ ગુન્હેગારોને પોતાની અદાલતમા નિર્દોષ ઠરાવે છે તેમ જ ફરીયાદ કરનાર ભાનુચંદ્રજી અને કવિના નવા વર્ગને દોષિત ઠરાવે છે તે ખુરમ સુલતાન પણ તે માંડવગઢના બાદશાહના ફરમાન વશ થઈને પોતાની રહેમ નજરવાળા દેવસૂર સંઘના કહેવાતા ગુન્હેગારોને પકડાયેલા તથા કવિના કથન મુજબ માણેકચોકમા સોટીઓના માર ખાતા રોકી શકેલ નથી તો તે બાદશાહના હુકમ ઉપરવટ થઈ તે વર્ગે ગુન્હેગારોને છોડાવ્યા શી રીતે? અને 'બાધીને બાદશાહ હજુર સન્મુખ ગુન્હેગારોને રજુ કરવાનુ' ખાસ ફરમાન લઈને માંડવગઢથી બુરાનપુર સુધી આવેલા તે અહેદીએ ગુન્હેગારોને છોડી પણ કેમ દીધા? વાચકોને આ વસ્તુસ્થિતિ વિચારતા જણાશે કે-કવિએ અને શ્રી ભાનુચંદ્રજીએ મયૂરકલા જેવુ ઉભુ કરેલું આ એક તર્કટ જ છે

આ પછીની કવિ દર્શનવિ૦એ તે 'વિજયતિલકસૂરિરાસ'મા લખેલી—

'દર્શન વિજય કહઇ તિમ કીજઇ, અહેદીનઇ અનુમતિ દીજઇ;
સંઘ આવી કહઇ સ્યું કરવું ? એહ સાથનુ દુઃખ મનિ ધરવું.'

એ કડી ૧૩૫૦ માંડીને—

અહેદીને સમજાવી ચલાવઈ, તવ અહેદી માંડવિ આવઇ,
ભાણુચંદનઇ પાયે પ્રણુમઈ, તમ ભાણુચંદ હજરતને વિનવઈ'

એ ૧૩૬૦મી કડી પર્યંતનું વર્ણન શ્રી ભાનુચંદ્રજીની લાગવગથી પ્રાપ્ત કરેલ બાદશાહના પીઠબળના જોરે વાપરેલી કાકચતુરાઇપૂર્વક બુરાનપુરના મૂળ સ્થાનિક **જૈન** સંઘની માલીકીના ઉપાશ્રયો, છોઠ, ભંડાર વગેરે શ્રી સંઘ પાસેથી ધાડપાડુની જેમ પડાવી લઇને તે સઘળી વસ્તુનો માલિક પોતના નવા વર્ગને બનાવી દીધેલ હોવાના કરેલા અતિઘોર દુષ્કૃત્ય સૂચક હોઇને તેના સ્વરૂપવિસ્તારથી સર્યું! ૧૩૬૦મી કડીમાં કવિની કલમે, બાદશાહનો અહેદી બુરાનપુરથી માંડવગઢ આવ્યો ત્યારે પ્રથમ બાદશાહને પ્રણામ કરેલ હોવાનુ ઉચિત જણાવવાને બદલે ભાનુચંદ્રજીને કરેલ હોવાનું નિતરાં અનુચિત જણાવાઇ ગયું છે, તે તો બુરાનપુરના તોફાન વખતે 'શ્રી ભાનુચંદ્રજી બુરાનપુરમા નહોતા, પરંતુ માડવગઢમાં હતા' એવુ તર્કટી પુરાવો ઉભો કરવા માટે લખેલ છે, પરંતુ તેવી રીતે મોરની કલા કરવા જતાં તો અનુચિત અને સંયુક્ત જે લખાઈ જવા પામ્યુ છે તે જ વાત, શ્રી ભાનુચંદ્રજી બુરાનપુર જ હોવાની સુદૃઢ ખાત્રીપ્રદ છે

વળી '**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભા૦ ૩ પૃ ૯૧ પેરા ૨.—"

"તે બાદશાહ (જહાગીર) સં૦ ૧૬૭૪મા માડવગઢ રહ્યો પં૦ સિદ્ધિચંદ્ર ગણિ (સં૦ ૧૬૭૩મા) શીરોહીમા ઉપાધ્યાય બની ત્યા પહોચી ગયા **અને તેમણે બાદશાહને ભંભેર્યો કે**- આ૦ વિજયસેનસૂરિની ગાદીએ વિજયદેવસૂરિ ગચ્છનાયક બન્યા છે, પણ પોતાના સ્થાનની જવાબદારીનુ ભાન નથી આથી (અમે કહેવાને બદલે) બીજા મુનિવરોએ તેમની આજ્ઞા તજી નવા ગચ્છનાયક બનાવ્યા છે વગેરે વગેરે"

ઉપરના પેરામાની ઐતિહાસિક બીના વાચ્યા પછી સુજ્ઞ વાચકોને સવિશેષ ખાત્રી થશે કે- મહો૦ શ્રી ભાનુચંદ્રજીએ બુરાનપુરમા રહી મૂળ દેવસૂરસંઘમા વિક્ષેપ પડાવવા માટે જ ઉશ્કેરણી ફેલાવવા પૂર્વક તોફાન કરાવેલ હતુ અને બીજી બાજુથી '**વિજયદેવસૂરિજી અને સાગરપક્ષ જ બધે તોફાન અને અશાંતિનું વાતાવરણ સરજી રહેલ છે અને વિજયતિલકસૂરિજી કે જે અમારા પક્ષના આગેવાન આચાર્ય છે તેમને તથા અમારા પક્ષને તેઓ ખુબ જ રંજાડે છે**' એવી ભંભેરણી કરવા પૂર્વક બાદશાહને ઉશ્કેરવા માટે જ શ્રી ભાનુચંદ્ર ગણિએ પોતાના શિષ્ય શ્રી સિદ્ધિચંદ્ર ગણિને માડવગઢ રવાના કરી દીધા!! અને સિદ્ધિચંદ્રજીએ

'કદાચ હીરગુરૂએ શીરજોરીથી જુઠા કહ્યા હોય તો પણ × × ×' એમ પાઠફેર રજુઆત કરીને જહાગીર બાદશાહના મુખમા તે શબ્દો મૂકે છે! રાસકાર કવિ શ્રી દર્શનવિજયજીની આ કેવી ખલજનોચિત વર્ણુક ગણાય?

૪–માનીએ કે–કદાચ હીરગુરૂએ શીરજોરીથી જુઠા કહ્યા હોય તો પણ × × × જો સાચા માનો તો તે ગ્રથ ખોટો છે' ઇત્યાદિ બાદશાહના નામે રાસકાર કવિએ જે વાત જણાવી છે તેમા વિચારવા જેવી હકીકત એ છે કે-શીરજોરીથી જુઠો કયારે કહેવો પડે! અને શીરજોરીથી જેને જુઠો તરીકે જાહેર કરાય તે શુ વસ્તુતઃ ગ્રથ ખોટો હોઈ શકે ખરો?' અર્થાત્ આ કથન દ્વારા કવિ પોતે પણ **'સર્વજ્ઞશતક ગ્રથ, શાસ્ત્રસંમત અને યુક્તિયુક્ત હોવા છતાં પોતાના મમત્વને લઈને શીરજોરીથી અમોએ ખોટો ઠરાવ્યો છે.** એમ સ્પષ્ટ કબુલાત આપે છે.

બીજી વિચારણીય બીના એ પણ છે કે–મધ્યસ્થ તરીકે રહેલા બાદશાહ જહાગીરે બને પક્ષની હજુ મુદ્દામ વાતો તો સાભળી પણ નથી ત્યા જજમેંટ ચુકાદો આપતા હોય તેવી રીતે વિજયદેવસૂરિજીને–'જેઓ આખા જગતના ગુરુ થયા છે તેઓ ગ્રથની શીરજોરીથી મના કેમ કરે? (માનીએ કે–) કદાચ હીરગુરૂએ શીરજોરીથી જુઠા કહ્યા તો પણ તેઓ તમારા પીર તરીકે પ્રસિદ્ધ છે, તેને તમે જો પીર માનતા હો તો તેમને સાચા માનો અને તેને જો સાચા માનો તો ગ્રથ ખોટો છે, છતા જો તે ગ્રથને સાચો કહેશો તો ગુરુ વચનમા નહિ રહો' જણાવી દે છે, તે શુ મધ્યસ્થનુ લક્ષણ છે કે પક્ષપતીનું?

૫–રાસકાર કવિએ જે-'બાદશાહે કહ્યુ કે ભાનુચદ્રજી કહે તે સાચા પીર અને વિજયહીરસૂરિજીના એ જાત્યવત ટીકાયત છે જેમનુ નામ વિજયતિલકસૂરિ છે અને તેમના નેત્રમા પાકું જ્ઞાન છે' એમ બાદસાહના નામે વિજયસેનસૂરિજીને ઉડાવી દઇને વિજયતિલકસૂરિજીને ગોઠવી દેવાની ચાલાકી તો કરી છે, પરતુ પ્રશ્ન એ છે કે શુ બાદશાહ જહાગીર, ઉપા શ્રી ભાનુચદ્રજીનુ ખરીદી લીધેલુ પાત્ર હતુ? કે જેથી યોગ્યાયોગ્યની પોતે તો ચકાસણી કર્યા સિવાય જ 'ભાનુચદ્રજી કહે તે સાચા પીર ' એ પ્રમાણે જ જણાવી દીધુ? અને જો એ પ્રમાણે જ જણાવવુ હતુ તો ખભાત વિજયદેવસૂરિજીને તેમજ રાધનપુર ઉ૦ શ્રી નેમિસાગરજીને માડવગઢથી આજ્ઞાપત્ર બહાર પાડી બાદશાહે કેમ જણાવ્યુ નહિ અને સાધુઓને ભર ચોમાસે માડવગઢ બોલાવી આમ જણાવ્યુ હશે? વાચક મહાશયો! એમ નથી લાગતુ કે રાસકાર કવિ દર્શનવિજયજીએ બીજું મહાવ્રત તદ્દન ખીટીએ મૂકીને જ રાસ રચના કરી હોય?

૬–'વસ્તુત તો ત્યા તેમને કર્મે જ ઝાટકો માર્યો! તત્કાલ તેઓ (નેમિસાગર) ઉપર તાવ ત્રાટકયો! તેની વેદનાથી બરાડા પાડવા માંડયો! રાજસભા બરખાસ્ત થઇ! ત્યારે તેઓ પણ ઉઠી ગયા, લથડતા પોતાને સ્થાને ગયા અને અતકાલને ભજ્યા!

બાદશાહની સભાના અધિષ્ઠાયક સાવધાન હોય છે + + + પૃથ્વીના માલિક વસુરાજાને જેમ ઉચ્છેદી નાખ્યો તેમ સભાના અધિષ્ઠાયકે નેમિસાગરને ઉચ્છેદી નાખ્યો." આમ રાસકાર કવિ દર્શનવિજયજી, મહોપાધ્યાય શ્રી નેમિસાગરજી મ૦ પ્રતિ જાણે અનંતાનુબંધીના કષાયને આધીન બન્યા હોય તેમ પવિત્ર ઉપાધ્યાયપદની લઘુતા કરવા પૂર્વક હુંકારે અને તુંકારે વાત કરે છે અને તેમનું મૃત્યુ થયું જોઇને આનંદ પ્રમુદિત બને છે ત્યારે તેમને જૈન સંપ્રદાયના અનુયાયી સાધુ માનવા કે શૈવ સંપ્રદાયી આદ્ય શંકરાચાર્યના અનુયાયી ગણવા? એ એક અણ ઉકેલ કોયડો વાચકો માટે બની જાય તેમ છે

આવી રીતના દ્વેષાગ્નિમાં સપડાઈને કવિ, ભાન ભુલી જઈ અઘટિત એવું 'જેમ વસુરાજા અસત્ય બોલ્યા કે તુરંત રાજ્યાધિષ્ઠાયકે તેમને પરચો બતાવ્યો તેમ બાદશાહના રાજ્યાધિષ્ઠાયક નેમિસાગરજી ઉપાધ્યાય ઉપર કોપ્યા અને તેથી તેમની ઉપર તાવ ત્રાટક્યો અને ત્યાંથી લથડતે પગે સ્થાનકે–ઉપાશ્રયે આવી નેમિસાગર અંતકાલને પામ્યો. એમ જણાવ્યું તો છે, પરંતુ પ્રશ્ન એ થાય છે કે–મહો૦ શ્રી નેમિસાગરજીએ તો રાસકાર કવિના ૧૩૬૬ મી કડીના કથન મુજબ '**જો ગ્રંથમાંથી કોઈ વાત (આ સાધુએ તરફથી) ખોટી બતાવી આપવામાં આવે તો તેને સુધારવા માટે અમે તૈયાર છીએ.**' એટલા જ શબ્દો બોલેલ છે આ સિવાય કાંઈપણ બોલ્યા હોવાનું પરતેજોઅસહિષ્ણુ ગુણવાળા રાસકાર કવિ પણ જણાવતા જ નથી તો પછી મહો૦ શ્રી નેમિસાગરજી મહારાજ આ વાક્યમાં એવું તો કયું વચન વસુરાજાની જેમ અસત્ય બોલ્યા હતા કે જેથી બાદશાહના રાજ્યના અધિષ્ઠાયક એકદમ કોપાયમાન બની જઈને તુરંત પરચો બતાવી દીધો?

આ પ્રમાણે ખોટું તર્કટ ઉભું કરવા જતાં આનંદની વાત એ છે કે રાસકાર કવિથી એક નક્કર સત્ય જણાવાઈ ગયું છે અને તે એ કે રાસકારના કથન મુજબ વિજયદેવસૂરિજીએ જ બાદશાહના પ્રશ્નના જવાબમાં–'હીરવિજયસૂરિએ ગ્રંથને ખોટો કર્યો છે, એમ આ સાધુઓ શીરજોરીથી કહે છે' એમ જણાવ્યું છતાંય તે બાદશાહના રાજ્યના અધિષ્ઠાયકો વિજયદેવસૂરિજી ઉપર કોપાયમાન થઈને કોઈ ચમત્કાર બતાવ્યો હોય એમ પ્રતિસ્પર્દ્ધિ રાસકાર કવિ પણ જણાવતા નથી. એટલે કે—'**સર્વજ્ઞશતક મહાગ્રંથને હીરસૂરિજીએ કે સેનસૂરિજીએ ખોટો કહ્યો જ નથી; પરંતુ તે તે વડિલોના પ્રતિસ્પર્દ્ધી એવા તિલકસૂરિજી અને તેમના પક્ષકારોએ શીરજોરીથી જ પ્રચારવા માંડયું છે.**' એ વિજયદેવસૂરિજીની વાત તદ્દન સત્ય હોવાથી જ રાજ્યના અધિષ્ઠાયકો કોપ્યા ન્હોતા એ વાત રાસકાર કવિને પણ અર્થાપત્તિથી અક્ષરશઃ સત્યતયા શિરોમાન્ય થયા એ શું ઓછા આનંદના વિષય ગણાય?

## રાસકારની આ વાતો બદલ ઇતિહાસકાર પૂ૦ વિદ્યાવિ૦ મ૦ શું કહે છે?

ઇતિહાસકાર પૂ૦ વિદ્યાવિજયજી મહારાજ 'નિરીક્ષણ'ના પૃ ૨૪ થી ૨૭ ઉપર રાસકારની આ વાતો અંગે નીચે મુજબ લખે છે કે—

"આ પ્રસંગ બહુ ગંભીરતાપૂર્વક વિચારવા જેવો છે રાસકાર એ તો કબૂલ જ કરે છે કે—**તપાગચ્છમાં ચાલતા આ મહાન ક્લેશની સંપૂર્ણ હકીકત બાદશાહના કાન સુધી ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ પહોંચાડી હતી.** અને ત્હેના પરિણામે બાદશાહે બન્ને પક્ષના આચાર્યો વિજયદેવસૂરિ અને વિજયતિલકસૂરિને તેમ જ બીજા આગેવાન સાધુઓને બોલાવ્યા હતા બાદશાહની પાસે બને પક્ષકારોના ભેગા થયા પછી જે પરિણામ આવ્યુ તે, રાસકારના શબ્દોમા કહીએ તો–'આપ આપણા કરો જિઉ, બૂઝો અબ થિ કાંઈ મત ઝૂઝો' ॥ ૧૩૬૮ ॥ એટલું જ આવ્યુ છે અર્થાત્ **બાદશાહે હવેથી ઝઘડો નહિ કરવાની ભલામણ કરી હતી.** આ પરિણામ ઉપર કાંઈક વિશેષ નિરીક્ષણ કરી લઈએ

વિદ્યાસાગર વાચકના શિષ્ય કૃપાસાગરે સં૦ ૧૬૭૪ મા **નેમિસાગર નિર્વાણરાસ** બનાવ્યો ત્હેમા આ સંબંધી હકીકતનો સાર આ પ્રમાણે આપ્યો છે —

જહાંગીરના તેડાવવાથી વિજયદેવસૂરિ ખંભાતથી માંડવગઢ ગયા અને વિજયદેવસૂરિના પત્રથી રાધનપુરથી નેમિસાગર માંડવગઢ ગયા વીરસાગર, ભક્તિસાગર, કુશલસાગર, પ્રેમસાગર, શુભસાગર, શ્રીસાગર, શાંતિસાગર અને ગુણસાગર પણ સાથે ગયા હતા પરિણામ આ આવ્યુ —

'નેમિસાગર વાચકવરૂ એ, તેડે શ્રી જહંગીર કે, નવેસર નિરખવા એ, શ્રી ઉવજ્ઝાય સુધીર કે જય૦ ૯૨ પાદસાહ પૂછે તિહાં એ, પુસ્તક કેરી વાત કે–ભટ્ટ કહી ભલુ એ આણી રાય અવદાત કે....જય૦ ૯૩ **પુસ્તક સાચુ છે સહીએ ક્રુડું ન કહો કોઈ કે; સહુ કો વાંચ્યો એ સાચુ ક્રુડ ન હોય કે**...જય૦ ૯૪ **વાચકવર જયજય લહીએ દુશ્મન પડીઆ જૂઠ કે;** માન મુહુત ગયુ એ, વળતા ન શકે ઊઠી કે.. જય૦ ૯૫'

આ કવિના કથન પ્રમાણે તો **ધર્મસાગરજીના બનાવેલા ગ્રંથને બાદશાહે સાચો બતાવ્યો હતો અને વિજયતિલકસૂરિના પક્ષને અસત્ય ઠરાવ્યો હતો.** કવિ વધુમાં એમ પણ જણાવે છે કે–વિજયદેવસૂરિ ઉપર પ્રસન્ન થઇને બાદશાહે ન્હેમને **'સવાઈ મહાતપા'**ના બિરૂદથી નવાજ્યા હતા.—

'વિજયદેવસૂરિ પ્રતે એમ બોલે જહાંગીર 'સવાઈ મહાતપા'એ હરખ્યા મીર હમીર . જય૦ ૮૬'આવી જ રીતે બાદશાહે પ્રસન્ન થઈ નેમિસાગરને પણ **'જગજીપક**

સવાઈ'ની પદવી આપી હતી :–'શ્રી જિનશાસન ભાણુ નેમિસાગર ઉવજ્ઝાય; અકબર સુત આગે લીઓ જગજીપક સવાય....૯૬'

+ + + + + + + + + + + **આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે–ચોમાસામાં જ ત્હેમનો વિહાર થએલો અને શરદીના લીધે ત્હેમને તાવ લાગુ પડેલો.**

બીજું 'વિજયદેવસૂરિ'ને બાદશાહે આપેલા 'મહાતપા' બિરૂદની વાત પણ શ્રદ્ધેય જ છે **વિજયદેવસૂરિને બાદશાહે માંડવમાં 'મહાતપા'નું બિરૂદ આપ્યું હતું તે વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે. એમાં કોઈથી ના પાડી શકાય તેમ નથી.**

હવે વિચારવાની બાબત એ છે કે–એક તરફથી 'વિજયતિલકસૂરિ રાસ'ના કર્ત્તા એમ જણાવે છે કે–બાદશાહની આગળ અમારો (વિજયપક્ષનો) જય થયો અને સાગરોનો પરાજય થયો. જ્યહારે બીજી તરફથી સાગરપક્ષીય ગ્રંથોમાં સાગરોની જીત અને વિજયોની હાર બતાવવામા આવી છે એટલું જ નહિ પરંતુ વિજયદેવસૂરિને 'સવાઈ મહાતપા'નુ બિરૂદ આપ્યાનુ પણ જણાવવામા આવે છે કે–જહે હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે

**આ ઉપરથી આપણે એટલુ તો અનુમાન અવશ્ય કરી શકીએ તેમ છીએ કે–જો વિજયદેવસૂરિના પક્ષ તરફ અર્થાત્ સાગરપક્ષ તરફ બાદશાહને અરૂચિ જ થઈ હોય તે પક્ષ, ખોટી જ તકરાર કરે છે એવુ તેના હૃદયમાં પ્રતિભાસ્યુ હોય તો–તે જ વખતે 'સવાઈ મહાતપા'ના બિરૂદથી આચાર્ય-શ્રીને નવાજે જ કેમ?** જો કે–એ વાત પણ કબૂલ કરવા જેવી છે કે–વિજયપક્ષના ઉપાધ્યાય ભાનુચન્દ્રજી અને સિદ્ધિચન્દ્રજી સાથે પણ બાદશાહનો કંઈ ઓછો સંબધ નહિ હતો **પરંતુ પરિણામ જે જોવાય છે તે ઉપરથી વધારે નહિ તો એટલું અનુમાન તો અવશ્ય કરી શકાય છે કે–વિજયતિલકસૂરિ રાસના કર્ત્તા કહે છે તેમ વિજયદેવસૂરિના પક્ષને ખોટો બતાવવાનું સાહસ તો બાદશાહે નથી જ કર્યું. બલ્કે એક પ્રબલ પ્રમાણના આધારે એમ કહ્યા સિવાય નથી જ રહી શકાતુ કે–વિજયદેવસૂરિ સાથેનો આ સમાગમ બાદશાહને ચિરસ્મરણીય રહ્યો હતો. × × × × ×"**

આ ગ્રંથરત્નમા પૂર્વે અમોએ ઇતિહાસોની સાક્ષીઓ આપવા પૂર્વક તેમ જ પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ના પણ પટ્ટકના આધારે શાસન માન્ય પૂ૦ મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી મહારાજની માન્યતાઓને તથા તેમના બનાવેલા સર્વજ્ઞશતક ગ્રંથને સાચો ઠરાવ્યો હોવાનુ પૂરવાર કરી આપેલ છે તેમ ઇતિહાસકાર પૂ૦ વિદ્યાવિ૦ મહા-

રાજે પોતાના આ ‘ નિરીક્ષણ ’માં જણાવેલી વાતો જોતાં સહેજે જણાઈ આવે તેમ છે કે- “ જો પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ અને સાગરમહર્ષીઓએ તે પ્રતિસ્પર્દ્ધી ઉપાધ્યાય વર્ગને બાદશાહની રાજસભામા વાદવિવાદ કરી પરાભવિત બનાવવા પૂર્વક ‘ શ્રી સર્વજ્ઞશતક ’ ગ્રંથને નગારાની દાંડીએ સાચો ઠરાવી આપ્યો હોય તો જ પ્રસન્ન થએલા જહાગીર બાદશાહે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીને **‘ જહાંગીરી મહાતપા ’**નુ અને મહો૦ શ્રી નેમિસાગરજીને **‘ જગજીપક સવાઈ ’**નું બિરૂદ આપ્યુ હોય ”

આથી નક્કી થાય છે કે- તેજોદ્વેષી કવિ દર્શનવિજયજીએ પૂ૦ વિજયદેવસૂરિજી મ૦ની તેમ જ પૂ૦ સાગરમહર્ષીઓની ઉજ્જવલ કારકીર્દીને મલીન બતાવવાની જ દુષ્ટ બુદ્ધિથી આવી અનેક જુઠી અને ઇતિહાસ વિરુદ્ધ બીનાઓથી સભર એવા ‘ વિજયતિલકસૂરિરાસ ’ની રચના કરી છે અહી સુધીમાં વિજયતિલકસૂરિરાસમાની કુટિલનીતિવાળા જુઠા લખાણોની સમાલોચના જોયા પછી વાચકોને વિનતિ છે કે–‘ વિજયતિલકસૂરિરાસ ’નો બીજો અધિકાર કે-જે ઘણો જ દ્વેષપૂર્ણ અને અસત્યના ખજાનારૂપ છે તેને અમોએ બતાવેલી સત્યાવગાહિની સમાલોચક દૃષ્ટિથી તપાસે વિસ્તારના ભયથી અમો તેની સમાલોચના કરવાનુ સુજ્ઞવાચકો ઉપર છોડીએ છીએ



## પ્રકરણ ૭

### મો. દ. દેશાઈના ઐતિહાસિક અંધારા પર સર્ચલાઈટ.

**'આનંદ કાવ્ય મહોદધિ'** મૌક્તિક ૭-સં૦ ૧૯૮૨ **'કવિવર સમયસુંદર'** શીર્ષકતળે પેજ ૧ થી ૧૧૨ સુધીમા શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈનો એક નિબંધ છપાએલ છે પ્રસ્તુત **શ્રી** દેસાઈએ ઘણા ઐતિહાસિક નિબંધો, લેખો અને પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે તેમાં પ્રાય: સહુથી મોટું 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' નામનું પુસ્તક છે તે પુસ્તકમાં તેમણે સેંકડો વર્ષો પૂર્વે થયેલા પણ પૂ. **શ્રમણ ભગવંતોનો** ઇતિહાસ, ભારે શ્રમ વેઠીને પ્રાય સાલવાર પણ રજુ કરેલ છે

તેમણે તે પુસ્તકમાં રજુ કરેલી પૂ. શ્રમણ ભગવંતો અંગેની બીનાઓને તથ્ય માનીને પોતે રચેલા ઐતિહાસિક પુસ્તકોમા પૂ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મ૦, પૂ મુનિરાજ શ્રી દર્શનવિ૦ મહારાજ (ત્રિપુટી) આદિ જેવા ઇતિહાસ નિષ્ણાત ગણાતા ચતુરપુરૂષોએ પણ કોઈ કોઇ સ્થળે આધાર તરીકે રજુ કરેલ જોઈને આશ્ચર્ય થાય છે

શ્રી દેશાઈએ પોતાના તે "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પુસ્તકમા-ઘણા ભાગે "સં૦ ૧૬૮૫માં પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ના પક્ષીય શ્રી ઋષભદાસ કવિ જેવા ગૃહસ્થે રચેલા-'**શ્રી હીરવિજયસૂરિ રાસ**'માની બીનાઓને તથા તે જ પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ના ખુલ્લા પક્ષકાર અને પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના ખુલ્લા તેજોદ્વેષી એવા પૂ૦ દર્શનવિજયજીએ સ્વીકૃતપક્ષના અંધરાગથી રંગાઈને રચેલા -'**વિજયતિલકસૂરિ રાસ**'માંની લગભગ બેવજુદ બીનાઓને" વાસ્તવિક બીનારૂપે સ્થાન આપ્યુ છે, તે તેના જેવા ઇતિહાસકારને ખુલ્લા એકપક્ષીય લેખાવવા સ્વરૂપ છે

### 'શ્રી તિલકસૂરિ રાસ' દ્વારા મહો૦શ્રીને ખરડવાનું જ ધ્યેય છે.

પ્રાચીન ઇતિહાસના સૂક્ષ્મ નિરીક્ષણથી સ્પષ્ટ છે કે-' તે બને રાસના કર્તા મહાશયો, પ્રથમ પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી મ૦ના અનુરાગી હતા તેમાના પહેલા **ઋષભદાસ,** પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ પાસેથી શ્રાવકોચિત જ્ઞાન મેળવીને પ્રકરણ ગ્રંથોમાં પ્રવિણ થયેલ તેમા કોઈ એક દિવસે તે ઋષભદાસે ઉપાશ્રયમાં સૂતા-એક શિષ્યને "તને વેગે જ્ઞાન ચઢે, તેવો અનેક ઔષધિમિશ્રિત લાડુ અમુક સ્થળે મૂકેલ છે, તે તુ કાલે સવારે વાપરજે" એમ પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીએ હળવેથી જણાવેલી વાતને

સાંભળીને તે લાડુ, પૂ૦ આ૦ મ૦શ્રીથી છૂપી રીતે ઉઠાવી લઈને પોતે આરોગી ગયેલ. તેના પ્રભાવે પોતે કવિ બનવાથી તે ઋષભદાસ ત્યારથી પૂ૦ શ્રી સેનસૂરિજી મ૦ના પરમ ભક્ત બનેલ અને **બીજા કવિ પૂ૦ દર્શનવિજયજી,** (પૂ૦ ગુરુદેવ શ્રી વિજયહીરસૂરિજી મ૦ના હસ્તે સં૦ ૧૬૨૮ મા–મારે બદલે પ૦ શ્રી જયવિમલને આચાર્ય (વિજયસેનસૂરિજી) બનાવવામા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ની જ સલાહે મુખ્ય ભાગ ભજવેલ છે એમ માની લઈને તે) સ૦ ૧૬૨૮ થી પૂ૦ મહો૦ શ્રી ધર્મ૦સા૦ મ૦ પ્રતિ દ્વેષ અને પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ સાથે આતરભેદ ધરાવનાર પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ના પક્ષમાં જોડાઈ ગયેલ, અને ક્રમે કરીને તે પક્ષમા ઋષભદાસ કવિ પણ જોડાઇ ગયેલ

બાદ તે પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિ ઉપાધ્યાયજી મહારાજોએ, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦શ્રીના સં૦ ૧૬૭૧ ના જેઠ વદ ૧૧ ના સ્વર્ગવાસ બાદ સ૦ ૧૬૭૩ મા પોતાના 'વિજયતિલકસૂરિ' નામે જુદા આચાર્ય ઊભા કરી ગચ્છ ભેદ કર્યો ત્યારથી તે પૂ૦ દર્શનવિ૦ અને તે ઋષભદાસ કવિ બને, તે નિર્યામક' લેખાવા પામેલા નવા ગચ્છમા જોડાઈ ગયેલ તે પછીથી તે પૂ૦ દર્શનવિ૦નુ કાર્યક્ષેત્ર, તે 'વિજયતિલકસૂરિ રાસ' આદિ દ્વારા સાગર સમુદાયને યેનકેનાપિ કુમતિ લેખાવી સર્વત્ર હડધૂત થયા રૂપે બતાવવાનું મુખ્ય બન્યુ હતુ.

પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ના આતરિક ભેદવાળી ઉપર્યુક્ત બીનાઓથી અનેક ઇતિહાસનાં પાનાંઓ વારવાર અને તે પણ વર્ષો પર્યંત ઉથલાવી નાખનાર તે શ્રી મોહનલાલ દેશાઈ અજ્ઞાત હોવાનુ માનવા કોઈ કારણ નથી

## દેશાઈનુ જૈનત્વ, પૂ૦ મુનિવરોથી પણ મિત્રોને વિશિષ્ટ લેખનારૂં છે.

અરિહતાદિ પાચેય આરાધ્ય પરમેષ્ઠીઓના નામોની પહેલા નમો બોલીને જ પ્રવર્ત્તવામાં જૈનપણુ માનનારા **જૈન** કુળના નબીરા આ શ્રી દેશાઈએ પોતાના–'**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**'ના પેજ ૨૨–૩૨ આદિ અનેક પૃષ્ઠોમા–"ગણધર ભગવતો, શ્રુતકેવલી ભગવતો, પૂર્વધર શ્રમણ ભગવતો અને શ્રી હરિભદ્રસૂરિજી–શ્રી સિદ્ધસેનસૂરિજી–કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરિજી આદિ પૂ૦ બહુશ્રુત ગીતાર્થ ભગવતોને–'ગૌતમ, ઇંદ્રભૂતિ, સુધર્મા, ક્ષત્રિય પ્રભવ, શય્યભવ, યશોભદ્ર, સભૂતિવિજય, ભદ્રબાહુ, હરિભદ્ર, સિદ્ધસેન, હેમાચાર્ય' આદિરૂપે સબોધવા દ્વારા પોતે તે તે પૂજ્ય પ્રવરોના પણ ગુરુ હોવાનો ભાસ કરાવેલ છે તે, તે **જૈન** કુળના નબીરા શ્રી દેશાઇના જૈનત્વની વિશિષ્ટતા છે!

તેમના તે પુસ્તકમાના નિવેદનના પેજ ૧૧ ના પેરા ૭–૮ વગેરેમાં તે શ્રી દેશાઈએ પોતાના મિત્રોને–"પડિત લાલચંદ ભ૦ ગાધી, પડિત શ્રી બેચરદાસ, રા મોહનલાલ

ભ ઝવેરી, રા રસિકલાલ્ર છો કાપડીઆ" ઇત્યાદિ પ્રકારે વિશેષણોથી વિશિષ્ઠપણે સંબોધવા દ્વારા નક્કી કરી આપ્યુ મનાય કે-પોતાનુ જૈનત્વ, મહાન્ મુનિવરો કરતાં પણ મિત્રોને વિશિષ્ઠ લેખનારૂં છે.

## જે દેશાઈએ अर्हत्‌ને પણ પૂજવા યોગ્ય માનેલ નથી!

'अर्ह' ધાતુ જ 'પૂજા' અર્થમા છે, તે ધાતુના 'अर्ह घञ्'થી બનતા 'अर्ह' શબ્દનો અર્થ 'પૂજવા યોગ્ય' થાય છે અને તે 'अर्ह' ધાતુને કૃદતનો 'अत्' પ્રત્યય લાગ્યા પછી તેનો બનતો 'अर्हत्' શબ્દ, તીર્થંકર નામ વાચક બને છે આ अर्हत् શબ્દનો શબ્દ ચિંતામણિ' કોષમા 'પૂજવા યોગ્ય' અર્થ જણાવેલ છે કલિકાલ સર્વજ્ઞ આ૦ ભ૦ શ્રી હેમચદ્રસૂરિજીએ પણ 'અભિધાન ચિતામણિ'મા તે 'अर्हत्' શબ્દના-'अर्हज्जिन पारगतस्त्रिकालवित्, क्षीणाष्टकर्मा परमेष्ठयधीश्वर । शभु स्वयभूर्भगवान् जगत्प्रभस्तीर्थकस्तीर्थकरोजिनेश्वर ॥' એ પ્રમાણે જિનેશ્વર નામવાચક અનેક શબ્દો જણાવ્યા છે

આ વસ્તુ જાણવા છતા જે મોહનલાલ દેશાઈએ, "તે अर्हत् શબ્દના જૈન શાસ્ત્ર અને વ્યાકરણસિદ્ધ એવા 'તીર્થંકર' નામવાચક અર્થને તેમજ 'પૂજવા યોગ્ય' અર્થને પણ અવગણીને 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' નામના પુસ્તકના પેજ પાચના પ્હેલા પેરાની પંક્તિ ૬મા તે 'अर्हत्' શબ્દનો ઋગ્વેદ જેવા લૌકિકશાસ્ત્રમાંથી 'યોગ્ય' અર્થ ખોળી કાઢીને આગળ કર્યો છે, તે પછી પણ આગળ વધીને : 'અર્હત્' નામ એ (યોગ્ય) અર્થમા યથાર્થ આપવામા આવે છે" એમ જણાવ્યુ છે અને તે अर्हत् શબ્દની નીચેની ન ૨ ની સ્ફુટનોધમા એ સર્વથી પણ આગળ વધીને પૂ૦ આ૦ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે શ્રી અભિધાન ચિતામણિમા જણાવેલ તીર્થંકર વાચક 'अर्हत्' શબ્દના શ્રી જિનેશ્વર વાચક જણાવેલા-'શ્રી જિન, પારગત-ત્રિકાલવિત્' વગેરે શબ્દોનો તે દેશાઈએ માનેલા ઋગ્વેદમાના 'યોગ્ય' અર્થસૂચક પર્યાયો લેખાવલ છે" તેવા જ્ઞાની તે તે શ્રી દેશાઈ, તે અર્હત્' ભગવતના શ્રમણોને તો ઉપર જણાવ્યા મુજબ 'પૂજવા યોગ્ય' તો નહિ જ, પરતુ પોતાના મિત્રોની તુલ્ય પણ ન લેખાવે એમા તેમને માટે નવુ પણ ન ગણાય

## દેશાઈના વ્યાકરણ અને શાસ્ત્રજ્ઞાનનો નમુનો.

શ્રી દેશાઈએ, પોતાના 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' નામના પુસ્તકના પેજ ૪૬ ઉપરના પ્રકરણ પાચમાના અગ્રભાગે 'श्री जबू प्रभवप्रभुर्गतभव० ॥ श्यामाचार्यसमुद्रमगुसमिता० ॥' એ આદ્ય આદ્યચરણવાળા બે શ્લોકો રજુ કરેલા છે તેમાંના (૧)-પહેલા શ્લોકના ચોથા ચરણમાના 'वो मगलम्' એ અતિમ વાક્યનો અર્થ તેમણે તે શ્લોકની નીચે 'તમારૂં'ને બદલે 'અમારૂં રક્ષણ કરો' એમ જણાવેલ છે

(૨)-બીજા શ્લોકના પ્રથમ ચરણમાં રહેલા 'समिता' પદનો અર્થ 'આર્યસમિત' કરવાને બદલે 'સર્વે' અર્થ કરેલ છે.

(૩)-તે બીજા શ્લોકના પણ ચોથા ચરણમાના 'वो मगलम्' એ વાકચનો અર્થ તેમણે એ રીતે બીજી વાર પણ 'અમારૂં રક્ષણ કરો' એમ જણાવેલ છે શ્રી દેશાઈની તેમના પ્રશસકોમા મનાએલી વિદ્વત્તામા વ્યાકરણજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાન આ પ્રકારના હતા:

## 'અભયદેવસૂરિ, ખરતરના નથી' એ વાત સાચી ઠરી છે

ઉપર્યુક્ત પ્રકારનુ જૈનત્વ અને તે પ્રકારની વિદ્વત્તાના અભિનિવેશમા તે શ્રી દેશાઇએ, **'આનદ કાવ્ય મહોદધિ'** મૌક્તિક ૭ માના તેમના નિબધના પેજ ૧૫ ની ફ્રુટ-નોટમા લખ્યુ છે કે- "વિ૦ સ૦ ૧૬૧૭ મા અભયદેવસૂરિ, ખરતર હતા કે નહિ તે સબધી પાટણમા જ તપાગચ્છના ધર્મસાગર અને ખરતરગચ્છના ધનરાજ ઉપાધ્યાયને જબરો ઝગડો થયો હતો"

**જ્યારે તે અગે વાસ્તવિક જણાતો ઇતિહાસ આ છે કે-**"મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી મ૦ ત્યાથી (નાગોરથી સ૦ ૧૬૧૭મા) ચિતોડ ગયા ત્યા રહેલા ખરતર ગચ્છના ઉપા૦ ધનરાજને ખરતર ગચ્છની ઉત્પત્તિ બાબત મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ સાથે ચર્ચા કરવા શ્રાવકોએ તે ઉપા૦ ધનરાજને વિનતિ કરતા તેમણે-'જેસલમેર કે વિકાનેરમા મોટા ગ્રથભડારો છે, ત્યા ચર્ચા કરીશુ' એમ કહીને પાટણ તરફ વિહાર કર્યો મહો૦ શ્રી ધર્મસાગરે- 'તે પાટણ પહોચે ત્યારે તેમને રોકી રાખજો' એમ સમજાવી વિમલ-સાગરને તેની પાછળ પાછળ મોકલ્યા મહોપાધ્યાયજી (ધર્મસાગરજી) સ૦ ૧૬૧૭ મા જાલોરમા ૩ દીક્ષા આપી પાટણ પધાર્યા સ૦ ૧૬૧૭ મા પાટણમા ખરતર ગચ્છના ભ૦ આ૦ જિનચદ્રસૂરિ વગેરે ચાતુર્માસ હતા આ જ સમયે ભ૦ વિજયદાનસૂરિજી તેમ જ આ૦ હીરવિજયસૂરિ વગેરે ખંભાત ચાતુર્માસ હતા ઉપા૦ ધનરાજે પાટણ આવી બધી પોપાળોના ભટ્ટારકોને 'જેસલમેરી કાબળી" આપી સૌના વચન લીધા કે-"તમારે આ૦ અભયદેવસૂરિ બાબતં માગ પક્ષમા સંમતિ આપવી' તે બધા ભટ્ટારકો-ઉપાધ્યાય-પડિ-તોએ તેને 'હા' કહી (**'યુગપ્રધાન જિનચદ્રસૂરિ'** પેજ ૩૭ થી ૪૫) મહો૦ ધર્મસાગર અને ઉપા૦ ધનરાજે પાટણમા ચર્ચા શરૂ કરી[1] 'આ૦ અભયદેવસૂરિ, જો ખરતર ગચ્છમા હોય તો ખરતર ગચ્છની સામાચારી સાચી, નહિતર ખરતર ગચ્છની સામાચારી ખરી નહિ' એવો નિર્ણય (કરાર) થયો

**નવો ગ્રથ**-સૌએ પ્રથમ તપાગચ્છ લઘુપોપાળનો ગ્રથભડાર જોયો, અને પછી તપ-ગચ્છની વડીપોપાળનો ગ્રથભડાર જોયો, તો તેમાથી સંસ્કૃત ભાષનો **'કુમતિકુદ્દાલ'** નામે ગ્રથ 'સસ્કૃત ટીકા સાથેનો' મળી આવ્યો તેમા પુનમીયા, આચલિક, ખરતર,

સાર્ધપુનમીયા, આગમિયા એ પાચેનો અસલી ઇતિહાસ નીકળ્યો તેમાં તે બધાને નિહ્નવ જેવા બતાવ્યા હતા આ ગ્રંથનુ બીજું નામ 'ગુરુતત્ત્વપ્રદીપ' પણ હતુ જેમા વિશ્રામ ૮, શ્લોક ૨૨૧, વિવરણ ગ્રંથ ૧૯૫૨ હતું ××××

મહો૦ ધર્મસાગરજીએ પાટણમાં (ખરતર ગચ્છના આ૦ જિનચદ્રસૂરિ સાથે) આ૦ અભયદેવસૂરિ ખરતરના નથી, ખરતર ગચ્છની સામાચારી ખોટી છે વગેરે ચર્ચા ચલાવી (એ વાત સાબિત કરી આપી) જૈન શાસનની ઉન્નતિ કરી અને તે જ વર્ષે ત્યા 'ઔષ્ટ્રિકમતોત્સૂત્રપ્ર દીપિકા' ગ્રથ બનાવ્યો

ફુટનોટ-૧ "(૨)-ખરતર ગચ્છના મહો૦ સમયસુદર ગણિવરે પોતાના સામાચારી શતક પ્રકરણમાં 'આ૦ અભયદેવસૂરિ ખરતર ગચ્છમાં થયા' એવી ૮૪ ગચ્છની માન્યતા બતાવવા બધા ગચ્છના યતિઓની સહીઓ આપી છે. તે લખાણ સાચું છે કે નહિ તેનો ખુલાસો ઉપરના લખાણથી થઇ જાય છે. ('આત્માનંદ પ્રકાશ' વર્ષ ૧૪ [૧૫ સ. ૧૯૭૪ કાર્ત્તિકનો] અક ૪)" જુઓ —

('જૈન પરંપરાનો ઇતિહાસ' ભાગ ૩, પેજ ૭૦૭ થી ૭૧૧).

## સત્યની સિદ્ધિ માટેની ચર્ચાને આત્માર્થી, 'ઝગડો' ન કહે.

સ૦ ૧૬૧૭ નો એ મુજબનો વાસ્તવિક ઇતિહાસ સ્પષ્ટ કરી આપે છે કે-એ ઇતિહાસને મથાળે રજુ કરેલ શ્રી મો૦ દ૦ દેશાઈના લખાણ મુજબ-સં૦ ૧૬૧૭ માં આ૦ અભયદેવસૂરિ ખરતરના હતા કે નહિ એ સબધી પાટણમા તપાગચ્છના તથા ખરતર ગચ્છના ઉપાધ્યાયોને જબરો ઝગડો તો શુ; પરતુ સામાન્ય ઝગડો પણ નહોતો. માત્ર તે વિષય નક્કી કરવા ચર્ચા જ થઈ હતી અને તે ચર્ચાનો અજામ પણ 'આ૦ અભયદેવસૂરિ ખરતર ગચ્છના નથી' એ જ આવ્યો હતો.

ખરતર ગચ્છના ઉત્પત્તિકાળ વિ૦ સં૦ ૧૨૦૪થી ખરતરોએ જૈન સમાજમા-'આ૦ અભયદેવસૂરિ અમારા ગચ્છના છે' એમ ચારસો ને બાર વર્ષ સુધી પ્રસારેલા અસત્યોમાં અવરાઈ જવા પામેલા 'આ૦ અભયદેવસૂરિ તેમના નથી જ' એ સત્યને પ્રસિદ્ધિમા લાવવાના સત્યોપાસક પૂ૦ મહો૦ ધર્મસાગરજી મ૦ના સતત પ્રયાસના ફલરૂપ તે શાસ્ત્રાનુસારી ચર્ચાને શ્રી દેસાઈએ એ રીતે- 'જબરા ઝગડા'મા ખપાવી, તે તો દહીમા ઓતપ્રોતપણે મળી રહેલા માખણને પ્રસિદ્ધિમા લાવવા માટેના વલોણાકારના-વલોણું કરવારૂપ-પ્રયાસને કેવલ ઘમઘમાટ કે ઘોઘાટમા ખપાવવા જેવી બાલિશતા જ જણાય: કે-જે પ્રભુશાસનથી પરવારેલાઓની પારાશીશીરૂપ છે

## શ્રી દેશાઇના અનેક ઐતિહાસિક અસત્યોનું ઉદ્ઘાટન.

(૧)–'**આનંદકાવ્ય મહોદધિ**' મૌક્તિક ૭-'**સમયસુંદર કવિવર**' શીર્ષક-વાળા શ્રી મો. દ દેશાઇના નિબંધના પેજ ૧ ના શરૂની બે પંક્તિમાં–"જૈન સાધુઓ ભારતની એક ધાર્મિક સંસ્થા છે અને પોતાના આચાર–નિયમ પ્રમાણે ભ્રમણશીલ પરિવ્રાજક છે." એમ લખીને જૈન શ્રમણોને 'પરિવ્રાજક' લેખાવ્યા છે, તે જોતાં લેખકનું જ્ઞાન, જૈન સાધુઓનુ શ્રી જિનોપદિષ્ટ સર્વવિરતિત્વ અને પરિવ્રાજકોનું વેદોક્ત વાનપ્રસ્થત્વ યા સન્યાસત્વ એ બંનેને સમાન ધર્મ લેખનારૂ છે! કે–જે જ્ઞાન, જૈનને જૈન કહેવડાવી શકતુ નથી

(૨)–તે પેજ ૧ ની પંક્તિ ૬ થી ૮ મા જે–"મહાવીરના અનુયાયી શ્રમણોની સસ્કૃતિ **સમયધર્મ** પ્રમાણે અનેક ઉદય અને અસ્તના હિંડોળે હીંચીને હજુ સુધી પણ અખંડપણે ચાલી આવી છે" એમ લખાયુ છે તે મિથ્યા છે સમયધર્મ એટલે કાલ-ધર્મ, અને તેનો અર્થ–'જે કાળે જે માર્ગે ગમન કરવાથી સમાજશાંતિ ભાસે તે કાલે તે માર્ગનુ અનુસરણ કરવુ' એ છે જૈન શ્રમણોની આજે પણ અખંડ ચાલી આવેલી જણાતી સસ્કૃતિ જો તે પ્રકારના સમયધર્મના અનેક ઉદય અને અસ્તના હિંડોળે હીંચવાની ગુંચમા અટવાઈ જવા પામી હોત તો તે કયારનીયે નામશેષ બની જવા પામી હોત; તે સસ્કૃતિ, આજે પણ જે અખંડ ચાલી આવતી જણાય છે તે તો જે સર્વજ્ઞ પ્રભુએ પોતાના જ્ઞાનમા ત્રણેય કાળના સમયો જોઈને તેમાનો કોઈ પણ કાળનો કોઇ પણ સમય જે ધર્મને બાધક ન થઈ શકે તે પ્રકારના ઉપદેશેલ ત્રિકાલાબાધિત સાધુ ધર્મનુ આરાધન, શાસ્ત્રાજ્ઞા મુજબ શ્રમણોએ, યથાસહનન અને યથા દ્રવ્ય–ક્ષેત્ર–કાલાનુસારે અવિરતપણે અદ્યાપિ પર્યંત આદરે રાખ્યુ છે તેની ફલશ્રુતિરૂપ છે

(૩)–"**પેજ ૨ ની છેલ્લી બે પંક્તિમાંનુ**–'ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચે લાબા વખતથી સ્પર્દ્ધા અને વિખવાદ ચાલ્યા આવતા હતા એ વિખવાદ સત્તરમા શતકના પૂર્વાર્દ્ધમા વધી પડયો હતો" એ લખાણ, સત્તરમી સદીના પૂર્વાર્દ્ધમાના પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે વાદમા ખરતરોને સર્વત્ર ચૂપ કરી નાખ્યા હોવાથી બન્ને ગચ્છ વચ્ચેના વિખવાદનુ નિમિત્ત પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ને લેખાવવાની અશુભ વૃત્તિથી કર્યું જણાય છે કારણ કે–"ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચેના-ખરતરગચ્છની ઉત્પત્તિ કાળ સ૦ ૧૨૦૪ થી સોળમા સૈકા સુધી-જે સ્પર્ધા અને વિખવાદ (તપાગચ્છને ચેનકેનાપિ પ્રકારેણ પરેશાન કર્યે રાખવા પૂર્વક) ચાલ્યા આવતા હતા, તે પ્રમાણમા સત્તરમા સૈકાના પૂર્વાર્ધમાના સ્પર્ધા અને વિખવાદ તો (પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ સાથેના વાદમા ખરતરનુ ખમીર સર્વત્ર નિઃસત્વ થઇ જવા પામેલ હોવાથી) રૂપિયા પાસે રતિતુલ્ય પણ નહોતા, એ વાત ઇતિહાસ સિદ્ધ છે"

(૪-૫)-**પેજ ૩, પંક્તિ ૨ થી ૪ માંના**-' સં૦ ૧૧૭૬ માં સિદ્ધરાજના દરબારમાં વાદિદેવ નામના શ્વેતાંબરસૂરિએ કુમુદચંદ્ર નામના દિગંબરાચાર્યને શાસ્ત્રાર્થમાં હરાવી દિગંબરોને ગુજરાતના રાજ્યની હદપાર કરાવ્યા " તે લખાણમાં (૧)-બારમી સદીના પૂર્વાદ્ધમાં થયેલા અભયદેવસૂરિજીની જેમ બારમી સદીના ઉત્તરાર્ધમાં થયેલા તે તપગચ્છના વાદિ શ્રી દેવસૂરિજીને પણ સં૦ ૧૨૦૪મા નીકળેલા ખરતરગચ્છના ગણાવવાની બદવૃત્તિથી तपागच्छના જણાવાયા જણાતા નથી અને (૨)-તે (તપગચ્છના) 'શ્વેતાંબર આ૦ વાદિ દેવસૂરિએ દિગંબરાચાર્યને હરાવી દિગંબરોને ગુજરાતના રાજ્યની હદપાર કરાવ્યા ' એ વાત મનસ્વીપણે જ હાંકી છે **'તપગચ્છ પટ્ટાવલિ'** પેજ ૧૧૮—" પ્રભુની ૪૦મી પાટે થયેલા પૂ૦ આ૦ શ્રી મુનિ ચંદ્રસૂરિના શિષ્ય વાદિ શ્રી દેવસૂરિએ અણહિલપુર પાટણમા સિદ્ધરાજ જયસિંહની સભામાં-दिगंबरचक्रवर्त्तिन वादलिप्सु कुमुदचन्द्राचार्य वादे निर्जित्य श्रीपत्तने दिगंबरप्रवेशो निवारित " એ શાસ્ત્રીય હકીકતથી સ્પષ્ટ છે કે -' શ્રી વાદિ દેવસૂરિએ દિગંબરોને ગુજરાતની હદ બહાર નથી કરાવ્યા, સિદ્ધરાજે હદપાર કર્યા છે અને તે પણ દિગંબરોનો (માત્ર) પાટણમાં પ્રવેશ બંધ કર્યો હતો '

(૬)-**પેજ ૩, પંક્તિ ૪ થી ૬** માનુ - ' તે પછી એ (તપગચ્છ અને દિગંબર) બંનેના કાર્ય કરવાના ક્ષેત્રો બહુધા જુદા પડી ગયા હતાં ને તેથી એમના વચ્ચેનો વિરોધ પણ મોળો પડી ગયો હતો ' એ લખાણ, ' પોતાને બધા પ્રાચીન ઇતિહાસના આમૂલ-ચૂલ જ્ઞાતા લેખાવવાના ' अहं 'માં કપોલકલ્પિત જ લખેલ છે કારણકે-તપગચ્છ પટ્ટાવલી-કારના કથન પ્રમાણે ' દિગંબરોનો માત્ર પાટણમા પ્રવેશ બંધ થયો હતો ' ગુજરાતભરમાં તો નિવાસ હતો જ; એ સ્થિતિમા તે બંનેના કાર્ય કરવાના ક્ષેત્રો બહુધા જુદા પડી ગયા હોવાનું તેમ જ તે બન્ને વચ્ચેનો વિરોધ મોળો પડી ગયા હોવાનુ પોતાને ઇતિહાસકાર મનાવતા આ શ્રી મો૦ દ૦ દેશાઈ, પૂર્વાપરનો વિચાર કર્યા વિના જ ફેંકે રાખે, તે તેમના જેવા ખ્યાત ગણાતા ઇતિહાસકાર માટે ઓછું શોચનીય ન ગણાય.

(૭)-**પેજ ૩, પંક્તિ ૬ થી ૮**-પૂર્વની વાતના અનુસંધાનમા જે- " પણ બીજી બાજુએ શ્વેતાંબર મૂર્ત્તિપૂજકમાથી જુદા પડી લુંકામત અને બીજામત નીકળ્યા પછી તેમની સાથેનો વિરોધ પ્રબળ થઈ પડ્યા હતો ' એમ લખાયુ છે, તે યથાર્થ ઇતિહાસના અનભિજ્ઞપણામા પણ યથાર્થ ઇતિહાસજ્ઞપણાના રહેના ' अहं '-વશાત્ લખાયુ જણાય છે. અન્યથા જે લેખકે બારમા સૈકામા દિગંબર સાથેનો વિરોધ મોળો પડ્યો હોવાનુ જણાવ્યુ છે, તે જ લેખક અહી ' પણ ' કહેવા દ્વારા તે જ વાતના અનુસંધાનમા એટલે કે-તે બારમા સૈકાના જ અરસામા- સં૦ ૧૫૩૩ મા નીકળેલા લોંકામત અને સં૦ ૧૫૭૦ મા નીકળેલા વીજામત સાથેનો વિરોધ પ્રબળ થઈ પડ્યો હતો એવુ સદંતર અસંગત લખાણ કેમ કરે?

(૮ થી ૧૨) **પેજ ૩. પંક્તિ ૮ થી ૧૩** મા લેખકે તે શ્વેતાંબર મૂર્ત્તિપૂજકથી જુદા

પડવાવાળી વાતના અનુસંધાનમા જે-" [1]શ્વેતાંબરમતના ખરતર અને તપાગચ્છ વચ્ચેની મતામતી પણ પ્રબળ થઈ પડી હતી અને [2]તેમાં ધર્મસાગર ઉપાધ્યાયજી નામના તપાગચ્છીય વિદ્વાન-પણ- [3]ઉગ્રસ્વભાવી સાધુએ [4]કુમતિકદ્દકુદ્દાલ (યાને પ્રવચન પરીક્ષા) નામનો ગ્રંથ બનાવી તપાગચ્છ સિવાયના [5]અન્ય સર્વ ગચ્છ અને મતો સામે આક્ષેપ મૂકયા " એ પ્રમાણે લખ્યુ છે, તેની અજ્ઞાનમૂલકતા સમજવા સારૂ આ નીચે અપાયેલી સમાલોચનાને નબરવાર તપાસવી ઠીક છે

## સ મા લો ચ ના.

૧ લેખકે, ઉપર નં૦ ૬ વાળી- 'બારમી સદીના ઉત્તરાર્દ્ધમા દિગંબરો સાથેનો વિરોધ મોળો પડી ગયો હતો ' એ વાતના અનુસંધાનમાની નં૦ ૭ વાળી બીનામા (તે પછી લગભગ ૩૦૦ વર્ષો બાદ થયેલ) લોકામત અને વીજામત અંગેના પ્રબળ વિરોધને ઉક્ત બારમા સૈકાના પૂર્વાર્દ્ધના અરસામા જ લેખાવ્યો અને આ નં૦ ૮ થી ૧૨ વાળી વાતમા શ્વેતાબર મૂર્તિપૂજકમાથી જુદા પડવાવાળી વાતના અનુસંધાનમા 'પણ' શબ્દ લખવા દ્વારા તે અરસામા એટલે કે-૧૨ મી સદીના ઉત્તરાર્દ્ધમા ખરતર અને તપગચ્છ વચ્ચેની મતામતીની પ્રબળતા થઈ પડી હોવાનુ લેખાવ્યું છે, તે પણ ખરતરગચ્છની ઉત્પત્તિ સં૦ ૧૨૦૪થી એટલે કે તેરમી સદીથી જ થઇ હોવાની વાત શાસ્ત્રથી સ્પષ્ટ હોવાથી ખોટુ છે અને તપગચ્છ તથા ખરતરની જણાવેલી મતામતીની પ્રબળતા પણ સં૦ ૧૨૦૪મા ખરતગચ્છ નીકળ્યો તે પછીથી થઈ હતી

૨ એ પછી એડવોકેટ ગણાતા તે શ્રી દેશાઈએ-'તેમાં=ને મતામતીની પ્રબળતા ચાલુ જ હતી તેમા ધર્મસાગર ઉપાધ્યાયજી નામના તપાગચ્છીય૦' એમ લખવા દ્વારા લેખકે અંતર્ધ્વનિ જે- 'ખરતરગચ્છ નીકળ્યો તે સં૦ ૧૨૦૪થી માડીને સત્તરમા સૈ । સુધી બીજા કોઈ તપગચ્છીય આચાર્યોએ મતામતી તો ચાલુ રાખેલ; પરંતુ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ની જેમ અન્ય ગચ્છ અને મતો સામે કોઈએ આક્ષેપ મૂકેલો નથી ' એમ પ્રકટ કરેલ છે, તે દ્વેષમૂલક છે કોઇ પણ નવા મત સામે આક્ષેપો મૂકયા સિવાય નવા મતનો પ્રતીકાર કોઇએ પણ કર્યા હોવાનો દાખલો નથી

૩ શ્રી મહાવીર પ્રભુને મનસ્વીપણે છ કલ્યાણકવાળા લેખાવીને નિજના બીનપાયાદાર મતની શરૂઆત 'ખ્યાત મહાપુરુષથી છે' એમ લેખાવવા સારૂ નવાગીવૃત્તિકાર પૂ૦ શ્રી અભયદેવસૂરિજીને ખોટી રીતે પોતાના ગચ્છના લેખાવીને તેમ જ શ્રાવિકાવર્ગને પ્રભુ પૂજાનો જ નિષેધ કરાવીને કલ્યાણકામીજનોને સન્માર્ગથી ચ્યૂત કરવા પૂર્વક નિજના કલ્પિત માર્ગે દોરી જવાની બદવૃત્તિવાળા ઉન્માર્ગગામીઓની આડે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે એકલા હાથે જ '૩૬ જાવ'ની વજ્રસમી દીવાલ ખડી કરીને અવિચ્છિન્ન પરંપરાગત તપગચ્છનુ રક્ષણ કર્યું, તેના શીરપાવમા તે શ્રી તપગચ્છના રક્ષણ-

કર્તા એટલે પ્રભુશાસનના રક્ષણ કર્તા પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને આ લેખક એડવોકેટે '**ઉગ્રસ્વભાવી સાધુ**' લેખાવ્યા છે. એ જોતા માનવું થાય છે કે-આ લેખક, 'તપગચ્છમાથી સં૦ ૧૨૦૪ મા અલગ થઈને સ્વચ્છદે જ પોતાને ખરા લેખાવવા લાગી જનારા અને શ્રી જેસલમેરમા તો નિજના કલ્પિત મતને બાધક એવા પ્રાચીન પ્રતોમાના વચનો પર પણ પારો-હરતાલ ફેરવીને શાસ્ત્રના સાચા પાઠોને લોપનાર તરીકે જગજાહેર પણે સાબિત થનારા' શાસન અને શાસ્ત્રપ્રત્યનીકોને જ '**શાંતસ્વભાવી સાધુ**' તરીકે દેખવાની-લેખવાની અને લેખાવવાની દૃષ્ટિવાળા હોવા જોઈએ

૪ તે પ્રકારના ઇતિહાસકાર તે દેસાઈએ, "(તેવા તે સાધુએ) કુમતિકદકુદ્દાલ (યાને પ્રવચન પરીક્ષા) તામનો ગ્રંથ બનાવી" એમ લખીને તો પોતાની ઐતિહાસિક અજ્ઞાનતા જ પ્રકટ કરેલ છે કારણ કે-'તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે તો તે નામનો કોઈ ગ્રંથ બનાવ્યો નથી; પરંતુ અન્ય કોઈએ પણ તે નામનો ગ્રંથ, તે સત્તરમી શતાબ્દિથી માડીને આ ૨૧ મી શતાબ્દિ સુધીમા બનાવ્યો નથી અને તેથી જ કોઇ પણ સ્થલના જ્ઞાનભંડારોમાં તે નામનો ગ્રંથ ઉપલબ્ધ નથી' એથીયે આગળ વધીને તેમણે તે કહેવાતા 'કુમતિકદકુદ્દાલ'નુ અપર નામ 'પ્રવચન પરીક્ષા' જણાવેલ છે, તે પણ કોઈએ નથી જણાવ્યુ તેવુ જણાવનારી તેમની ઐતિહાસિક અજ્ઞાનતાનુ પ્રતીક છે સહુ કોઈ તે 'પ્રવચન પરીક્ષા' નામ 'કુપક્ષકૌશિક સહસ્ર કિરણ' ગ્રંથનું અપરનામ હોવાનુ જાણે છે પરંતુ 'કુમતિકુદ્દાલ'નુ અપરનામ 'પ્રવચન પરીક્ષા' હોવાનુ જણાવવાની તો આ શ્રીમાન દેશાઇએ જ પહેલ કરી છે!

૫ તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે તે કુમતિકંદકુદ્દાલ નામનો ગ્રંથ જ બનાવ્યો નહિ હોવાથી એડવોકેટની 'તે ગ્રંથમા અન્ય સર્વ ગચ્છ અને મતો સામે આક્ષેપો મૂક્યા' એ વાત પાયા વિનાના ઘર જેવી બોગસ છે મૂલ તે ગ્રંથ જ નથી તેને તેવી શાખાઓ ફુટી હોવાનુ તો તે એડવોકેટ જેવા 'घट भिद्यात्पट छिद्यात्कुर्याद्वा रासभध्वनिं। येनकेन प्रकारेण प्रसिद्ध पुरुषो भवेत् ॥' ઉક્તિને સાર્થક ઠરાવનારા વિદ્વાન જ દર્શાવી શકે

(૧૩)-**પેજ ૩, પંક્તિ ૧૬ થી ૨૮**મા તે પ્રકારનો ઇતિહાસ લખનાર તે દેશાઇએ તે પ્રકારની નિરાધાર વાતો ઉપર મદાર બાધીને ગતાનુગતિકપણે જે-"તેથી તપાગચ્છાચાર્ય વિજયદાનસૂરિએ ઉપરોક્ત ગ્રંથ પાણીમા બોળાવી દીધો અને તેને અપ્રમાણ ઠેરવ્યો તેમણે જાહેરનામુ કાઢી સાત બોલની આજ્ઞા કાઢી" એવુ પણ લખી નાખ્યું છે, તે બદલ વિ૦ સ૦ ૨૦૨૪ મા પ્રસિદ્ધ થયેલ-"પંડિત શ્રી અમૃતસાગર ગણિ વિરચિત બાલાવબોધ સમેત स्वोपज्ञवृत्तिसमलङ्कृतम्-श्री सर्वज्ञशतकम्" સંજ્ઞક અભૂતપૂર્વ મહાગ્રંથના ઉપોદ્ઘાતના પેજ ૧૪ ઉપર તેવી નિરાધાર વાતોને પ્રચારનારા લેખકોને તેવી ભૂલ કરતા

બચાવી લેવા સારૂ વિદ્વાન મુનિરાજ શ્રી પુણ્યોદયસાગરજી મહારાજે કરેલી તલસ્પર્શી સ્પષ્ટતામાંનો દેશાઈના ઉપરોક્ત લખાણની વિષમતા દર્શાવતો સાર આ પ્રમાણે છે:—

"મોહનલાલ દલીચંદ દેશાઈ 'આનંદકાવ્ય મહોદધિ' મૌક્તિક ૭ની પ્રસ્તાવનામા (કવિવર સમયસુંદર) હેડીંગથી ત્રીજા પાનામા ××× આગળ જણાવે છે કે–'તપાગચ્છાચાર્ય વિજયદાનસૂરિજીએ ઉપરોક્ત ગ્રંથ પાણીમા બોળાવી દીધો અને તેને અપ્રમાણ ઠેરવ્યો.' (એવુ લખનાર તે દેશાઈએ ધ્યાન રાખવુ ઘટે કે–) આ પ્રવચન પરીક્ષાની રચના આ૦ શ્રી વિજયદાનસૂરિજીની અવિદ્યમાનતામા થયેલ છે કારણ કે–આ ગ્રંથનું 'પ્રવચન પરીક્ષા' એવુ નામ શ્રી જગદ્ગુરૂ આપે છે તેમ જ તેઓશ્રીની આજ્ઞાથી વિજયસેનસૂરિ મહારાજાએ (તે જ ગ્રંથના આધારે સં૦ ૧૬૪૨–૪૩ મા) પાટણ અને અમદાવાદની રાજસભામા વાદ કરી વિજય પ્રાપ્ત કર્યો હતો જો વિજયદાનસૂરિજી મહારાજા હયાત હોત (અને આ ગ્રંથની રચના થઈ હોત) તો જગદ્ગુરૂ, આનુ નામ 'પ્રવચન પરીક્ષા' આપે અને (તે ગ્રંથના આધારે) વાદ કરવાની આજ્ઞા આપે તે વાત સંભવે નહિ મુખ્ય વાત તો એ છે કે–પૂજ્ય ભટ્ટારક વિજયદાનસૂરિજી મહારાજા વિ. સં. ૧૬૨૨ મા (વડાવલી મુકામે) સ્વર્ગે સીધાવે(લ) છે, જ્યારે આ ગ્રંથની રચના વિ સં ૧૬૨૯ ની છે તો પછી વિજયદાનસૂરિજી આ ગ્રંથને જલશરણ કરે ક્યાથી? કારણ કે–આ ગ્રંથ (તેઓશ્રીના સ્વર્ગગમન) પછીથી રચાયેલ છે અને વિજયદાનસૂરિજીએ જલશરણ નથી કર્યો તો તેને માટે (તેઓશ્રીએ) સાત બોલનો પટ્ટક બનાવવાની વાત તો આકાશકુસુમની માફક કલ્પિત જ ઠરે છે આ ઉપરથી આ મહાશય, ક્યા સુધી કલ્પનાના ઘોડા દોડાવે છે તેનો સ્હેજે ખ્યાલ આવી શકે છે"

(૧૪ થી ૨૦) **'આનંદકાવ્ય મહોદધિ' મૌ૦ ૭–શ્રી મો૦ દ૦ દે૦ નિબંધ–પેજ ૧૬ ઉપર**-પેજ ૧૫થી આગળ જતા શ્રી દેશાઈએ જે– "ધર્મસાગરે એવુ પ્રતિપાદન [1]કરવા માગ્યું હતુ કે– ખરતરગચ્છની ઉત્પત્તિ, જિનેશ્વરસૂરિથી નહિ, પણ જિનદત્તસૂરિથી થઈ છે, અભયદેવસૂરિ ખરતરગચ્છમા થઈ શકતા નથી, જિન દત્તસૂરિએ શાસ્ત્ર વિરુદ્ધ પ્રરૂપણા કરી છે વગેરે ચર્ચાના વિષયો પોતાના ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકા નામના સં૦ ૧૬૧૭ના ગ્રંથમા મૂક્યા [2]આ ગ્રંથનુ બીજુ નામ પ્રવચન પરીક્ષા છે યા બંને જુદા હોય– [3]બંનેમા વિષયો સરખા છે તેમાના [4]એકનુ નામ કુમતિકંદકુદ્દાલ છે [5]આથી બહુ હોહાકાર થયો [6]બે ગચ્છ વચ્ચે અથડામણી અને અંતે પ્રબળ વિખવાદ ઉત્પન્ન થતા તે ક્યા અટકશે એ વિચારવાનુ રહ્યુ જોખમદાર આચાર્યોને વચ્ચે પડ્યા વગર ચાલે નહિ, તેથી [7]તપાગચ્છના વિજયદાનસૂરિએ ઉક્ત કુમતિકંદકુદ્દાલ ગ્રંથ સભા સમક્ષ પાણીમા બોળાવી દીધો હતો અને તે ગ્રંથની નકલ કોઈની પણ પાસે હોય તો તે અપ્રમાણ ગ્રંથ છે માટે તેમાનુ કથન કોઈએ પ્રમાણભૂત માનવુ નહિ, એવુ જાહેર

કર્યું હતું ” એ પ્રમાણે ઇતિહાસ રજુ કરેલ છે, તે ઈતિહાસમાં **શ્રી** દેશાઈનું નીચે મુજબ નબરવાર અજ્ઞાન છૂપાયેલું છે

(૧)–શ્રી દેશાઈએ ‘**કરતા હતા**’ એમ યુક્ત લખવાને બદલે ‘**કરવા માગ્યું હતું**’ લખ્યું તે વાકય, તેમના હૃદયના–‘પરંતુ તેવુ પ્રતિપાદન તેઓ કરી શકયા ન્હોતા’ એ ઉદ્ગારના ધ્વનિરૂપ હોઈ ભ્રામક છે. કારણ કે–પૂ૦ મહોપાધ્યાયજીએ, પાટણ મુકામે સં૦ ૧૬૧૭મા ખરતરગચ્છના આ૦ શ્રી જિનચદ્રસૂરિની સામે–‘ખરતરની ઉત્પત્તિ જિનદત્તસૂરિથી થઈ છે, અભયદેવસૂરિ તેમના ગચ્છના નથી અને જિનવલ્લભસૂરિએ શાસ્ત્ર વિરુદ્ધ પ્રરૂપણા કરી છે’ એ વગેરે બીના જાહેરસભામા પણ સાબિત કરી આપેલ હોવાની વાત ઈતિહાસ પ્રસિદ્ધ હોવા છતા તે વાત બદલ તેવુ ભ્રામક લખાણ કરવું તે ઇતિહાસ-કારિત્વને બદલે સત્ય પ્રત્યેનું અપ્રિયત્વ દર્શાવવા જેવુ છે

(૨) શ્રી દેશાઈએ, (આ પહેલા ‘કુમતિકદકુદ્દાલ’નુ અપરનામ ‘પ્રવચન પરીક્ષા’ હોવાનુ લખ્યુ ! અને અહી વળી)–‘(ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકા) ગ્રથનુ બીજું નામ પ્રવચન પરીક્ષા છે યા બંને જુદા હોય’ એવુ જુદું જ જણાવ્યુ ! આ લખાણ તો તેમણે–‘મારૂ નામ મોહનલાલ અને બીજુ નામ દલીચદ છે યા બને જુદા હોય’ એ પ્રકારનુ એહુંદું કર્યું હોઇને ‘મા મૂળો અને બાપ ગાજર અથવા બને જુદા હોય, એવી વાત જેવું સ્પષ્ટ બેવજુદ કર્યું હોઇને સદંતર વાહિયાત છે આના કરતા તે ગ્રથના ખરા એક નામથી પણ અપરિચિત એવા આ શ્રીમાન્ દેશાઈએ ‘તે ગ્રથ અગે પણ હું જાણુ છુ’ એમ બતાવનારૂ એ લખાણ જ કરવુ ઉચિત ન્હોતુ

(૩) (ઉપરની ન૦ ૨ વાળી અસ્પષ્ટ પક્તિદ્વારા અર્થાપત્તિથી શ્રી દેશાઈએ જ સ્પષ્ટ કરી આપ્યુ છે કે-‘ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા અને પ્રવચન પરીક્ષા’ એ બને ગ્રથો પોતે જોયા પણ નથી, છતા તે પક્તિની જોડે જ તેઓએ જે–) ‘તે બનેમા વિષયો સરખા છે’ એમ લખ્યુ છે તે પણ નિજના તે બંને ગ્રથોના અજાણપણાને જાણપણામાં ખપાવનારૂ સ્પષ્ટ દાભિક છે.

(૪) શ્રી દેશાઈએ જે–‘તે (બને ગ્રથ,માના એકનું નામ કુમતિકંદકુદ્દાલ છે’ એમ (તેપણ ઉપર નં૦ ૨ વાળા વાકયમા ‘યા બન્ને જુદા હોય’ એમ લખવા દ્વારા તે બન્ને ગ્રથોનાં ‘ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા અને પ્રવચન પરીક્ષા’ એમ બન્ને નક્કી કરી આપેલા નામો પછી પાછુ) લખ્યુ, તે વદતો વ્યાઘાતરૂપ તો છે જ, પરંતુ ‘તે બન્ને ગ્રથમ થી કયા ગ્રથને કુમતિકદકુદ્દાલ માનવો ?’ એ વિમાસણ પેદા કરનારૂ ભ્રામક પણ છે. (વાસ્તવમા તો તે કાળે અને આજે પણ તે નામનો કોઈ ગ્રંથ જ વિદ્યમાન નહોતો અને નથી )

**પછી જે–" ખરતર ગચ્છવાળાએ પોતાના મતનુ પ્રતિપાદન કરવા ભગીરથી પ્રયત્ન સેવ્યો હતો: એ વાતના પ્રમાણમાં જણાવવાનું જે–આપણા નાયક સમયસુંદર ઉપાધ્યાયજીના સં૦ ૧૬૭૨ માં સ્થાપેલા સામાચારી શતકમાં સં૦ ૧૬૧૭ માં પાટણમાં થએલા એક પ્રમાણપત્રની નકલ આપેલી છે. કે–જેમાં એવી હકીકત છે કે–અભયદેવસૂરિ ખરતર ગચ્છમાં થએલા છે એ વાત પાટણના ૮૪ ગચ્છોવાળા માને છે. અને એ પ્રમાણપત્ર સાચું જણાય છે."** એ પ્રમાણે લખાણ કર્યું છે તે, '**શ્રી આત્માનંદ પ્રકાશ**' માસિક વર્ષ ૧૫ સં૦ ૧૯૭૪ના કાર્તિક માસના ચોથા અંકમા ઇતિહાસજ્ઞ શ્રી જિનવિજયજીએ પ્રાચીન પત્રોને પ્રસિદ્ધિ આપીને તેમ જ આ જ લખાણના પહેલા રજુ કરેલ '**જૈન પરંપગનો ઇતિહાસ**' ભાગ–૩ના પેજ ૭૦૭ થી ૭૧૧ ઉપરના પ્રાચીન ઇતિહાસની નોધ આપીને–"તે કહેવાતા ૮૪ ગચ્છના યતિઓને ખરતરના ઉ૦ ધનરાજે 'જેસલમેરી કાબળીઓ' આપવા દ્વારા ફોડીને પોતાના મતમા તેઓની સહીઓ કરાવી લીધેલ હોવાનુ સ્પષ્ટ થાય છે" એ ભાવને વ્યક્ત કરતી તત્કાલીન ઐતિહાસિક લખાણવાળી જાહેરાતને જાણ્યા પછી તો શ્રી દેશાઈએ પોતાના આ સં૦ ૧૯૮૨ ના નિબંધમાની તે સર્વથા અસત્ય ઠરેલી વાતને રદ કરવી અથવા તે વાતની નીચે '**આ ૮૪ સહીઓવાળુ પ્રમાણપત્ર કૃત્રિમ ઠરેલ છે**' એમ ફૂટનોટ કરવી એ એમને માટે ઇતિહાસકારની ફરજ બજાવવાનુ જ ઔચિત્ય દાખવવુ રહેતુ હતુ, પરંતુ તેમણે તે પોતાની તે ફરજ ચૂકીને એ અસત્ય ઠરેલા સહીઓવાળા પત્ર ઉપર 'સાચુ જણાય છે' એમ કહીને મહોરછાપ મારવા વડે નિજના ઇતિહાસકારિત્વને ખરેખર એકપક્ષીય લેખાવીને કલંકિત જ કર્યું છે

## દેશાઈના ઇતિહાસરૂપી કાર્યનું કારણ મહો૦ની નિંદાનો રસ છે.

શ્રી મોહનલાલ દેશાઈએ પૂર્વાચાર્યો આદિના પ્રાચીન ઇતિહાસને વિવિધ સાધનો દ્વારા પ્રસિદ્ધિ આપવામા વર્ષોના વર્ષો સુધી પરિશ્રમ તો નોધપાત્ર સેવ્યો છે, પરંતુ તે પરિશ્રમમા તેમણે મુખ્યત્વે–'ખરતર ગચ્છના આ૦ શ્રી જિનચંદ્રસૂરિ આદિને સત્તરમા સૈકામા વાદમા વારંવાર પરાભવિત કરીને નિસ્તેજ બનાવી દેનાર તપગચ્છના સમર્થ સંરક્ષક મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ને યેનકેનાપિ ખરડવા પ્રતિ ખાસ લક્ષ્ય રાખ્યુ જણાય છે તે પૂ૦ મહોપાધ્યાયશ્રીના પ્રતિસ્પર્દ્ધિ વર્ગમાની કોઈ પણ વ્યક્તિના રચેલા સાહિત્યના લખાણમાથી તે મહોપાધ્યાયજીની અવહેલનાકારક અલ્પ પણ બીના પ્રાપ્ત થઈ જાય એટલે તે બીનાની પ્રમાણિકતા કે અપ્રમાણિકતા વિચારવા થોભ્યા વિના તેવી બીનાને આધારે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ને શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘમા યેનકેનાપિ મહાન્ વિપ્લવકારી તરીકે ઓળખાવવામા રસ હતો" એમ તેમનુ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ સંબંધીનુ તે તે સાહિત્ય જોતા વાચકને સ્હેજે જણાઈ આવે તેમ છે

એ તારણનો મુખ્ય મુદ્દો પણ આ છે કે "તે વિક્રમની સત્તરમી સદીના પૂર્વાર્દ્ધમાં થએલા તે પૂ૦ મહો૦શ્રીના કટ્ટર પ્રતિસ્પર્દ્ધિ પૂ૦ મહો૦ શ્રી સોમવિજયજી મ૦ આદિ સમસ્ત પૂ૦ ઉપાધ્યાયોએ, પૂ૦ વિજયસેનસૂરિ તપગચ્છમાથી ખસીને તે સત્તરમી સદીના ઉત્તરાર્દ્ધમાં પોતાના જુદા આચાર્ય તરીકે સ્થાપીને શરૂ કરેલા પૂ૦ આ૦ શ્રી આણંદ-સૂરિ તપગચ્છ શાખામાના પણ આજે એક પણ મુનિ વિદ્યમાન નથી: અર્થાત્ ઉક્ત બન્ને શાખા પ્રાયઃ છેલ્લાં સો વર્ષ થયાં નામશેષ બની જવા પામી છે આમ છતાં આ શ્રી એડવોકેટ દેશાઈએ પૂ૦ મહો૦ ધર્મસા૦ મ૦ના તે તે પ્રતિસ્પર્દ્ધિ મહાશયોના એક તરફી સાહિત્યને પોતાના ઇતિહાસમા સત્ય તરીકે સ્થાન આપેલ છે અને પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ પક્ષીય નક્કર ઇતિહાસને તો બહુધા સ્થાન જ નહિ આપવાની કાળજી રાખેલ છે!" કે-જે ઇતિહાસકારનું નહિ; પરન્તુ પક્ષકારનું લક્ષણ છે.

## સત્યને દૂર કરનારૂં અને અસત્યને સ્થિર કરનારૂં

### શ્રી દેશાઈનું નાટક.

(૧)-'**આનંદકાવ્ય મહોદધિ**' મૌ૦ ૭ માની પોતાના-'**કવિવર સમયસુંદર**' નિબધના પેજ ૩ ઉપર શ્રી દેશાઈએ પ્રથમ '**તાત્કાલીન સ્થિતિ**' શીર્ષક તયેના ગચ્છોની યદ્વાતદ્વા સમયસ્થિતિ ચી-રીને પણ તે બ્હાને પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને '**ઉગ્રસ્વભાવી સાધુ**' તરીકે નવાજ્યા. તેઓશ્રીએ નહિ જ રચેલા 'કુમતિકંદકુદ્દાલ' ગ્રંથને તેઓશ્રીનો રચેલો જણાવ્યો, 'તે ગ્રથદ્વારા તેઓશ્રીએ અન્ય સર્વ ગચ્છો અને મતો સામે આક્ષેપો કર્યા' એ મુજબનો તેઓશ્રી ઉપર નિરાધાર આક્ષેપ કર્યો! અને તે કુમતિકંદકુદ્દાલ ગ્રથને આ૦ શ્રી વિજયદાનસૂરિજીએ પાણીમાં બોળાવી દીધો હોવાનો ગોળો પણ ગબડાવ્યો!

(૨)-શ્રી દેશાઈએ પોતાના તે નિબધના પેજ ૧૫ ઉપર શ્રી સમયસુંદરજીના રજુ કરેલા ઉલ્લેખમાંની "તેના શિષ્ય શ્રી જિનેશ્વરસૂરિએ સ૦ ૧૦૮૦ મા પાટણમાં દુર્લભ-રાજની સભામા શ્વેતપટ સાથે વાદ કરી તેનો પરાભવ કરવા પૂર્વક ખરા ઠરવાથી તેઓશ્રીને દુર્લભરાજે 'ખરતર' એવુ બીરૂદ આપ્યુ" એ ભાવની મનાતી પક્તિઓને રદ કરીને તેના સ્થાને-'તેના શિષ્ય જિનેશ્વરે ગુજરાતના રાજા દુર્લભરાજ (સ૦ ૧૦૬૬ થી ૧૦૭૮) ની રાજ્યસભામા શ્રી અણહિલ્લપુર (પાટણ)નગરે શ્વેતપટ (ચૈત્યવાસી) સાથે વાદ કરી તેઓનો પરાભવ કર્યો' એ, પોતાના શબ્દોમા પોતાનું સક્ષિપ્ત લખાણ ચોજી દેવા દ્વારા શ્રી સમયસુદરજીના પ્રસ્તુત ઉલ્લેખમાની-'સ૦ ૧૦૮૦ મા વાદ કર્યો' એ બે વર્ષના તફાવતવાળી એક ભૂલનો બચાવ કર્યો -ને ईर्यापथिकीषट्त्रिंशिका પેજ ૪૨ ઉપરની (ખરતરની તે વાતને મુદ્દાસર અસત્ય ઠરાવતી) સત્ય હકીકતને ધ્યાનમાં લઈને] બીજી -'સ૦ ૧૦૮૦ મા તે દુર્લભરાજે ખરતર એવુ બિરૂદ આપ્યુ' એ અસત્ય વાતને ઉડાવી

(૫) શ્રી દેશાઈએ લખેલું–'આથી બહુ હોહાકાર થયો' એ વાકય પણ તેમણે 'ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકા અપરનામ કુમતિકંદકુદ્દાલથી બહુ હોહાકાર થયો કે પ્રવચન પરીક્ષા અપરનામ કુમતિકંદકુદ્દાલથી બહુ હોહાકાર થયો?' એ આવશ્યક સ્પષ્ટતા કરવી છૂપાવીને મોઘમ લખ્યુ હોવાથી ભ્રામક છે ખરી વાત એ છે કે– "ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકાનો રચનાકાળ સ૦ ૧૬૧૭ છે અને તે, તે વર્ષે પૂ૦ મહોપાધ્યાયજીએ પાટણમા ખરતરોનો પરાભવ કરીને પ્રાપ્ત કરેલા તપાગચ્છના વિજયના સ્મારક તરીકેનો છે, જ્યારે પ્રવચન પરીક્ષાનો રચનાકાળ સ૦ ૧૬૨૯નો છે એટલે શ્રી દેશાઈ જો–'**ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકાથી બહુ હોહાકાર થયો**' એમ લેખાવે તો "તે વખતે તો પૂ૦ મહો૦શ્રીએ તપાગચ્છના બન્ને પૂજ્ય નાયક આચાર્યશ્રીઓને ખરતરોની ગેબી જાળમાં ફસાતા, સમય-સર ઉગારી લીધેલ હોવાથી તે બન્ને પૂ૦ ગચ્છનાયકપ્રવરો તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ પ્રતિ તે વર્ષે તો અતીવ સુપ્રસન્ન હતા" એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ હોઇને પોતાની તે વાતમા પોતાના હાથે જ પોતે ખોટા ઇતિહાસકાર તરીકે લેખાઈ જવા પામે, અને જો–'**પ્રવચન પરીક્ષાથી બહુ હોહાકાર થયો**' એમ લેખાવે તો તે ગ્રથની રચનાના સ૦ ૧૬૨૯ પછી કઈ સાલમા 'તે ગ્રથથી બહુ હોહાકાર થયો?' એમ સાલવાર સ્પષ્ટ જણાવી જ શકે તેમ નહિ હોવાથી તે બીજી વાતમા પણ પોતે પોતાના હાથે ખોટા ઇતિહાસકાર તરીકે લેખાઇ જવા પામે એમ ન બને માટે દેશાઇએ તે વાકયમા તે બને ગ્રથોના નામમાથી એક નામ સ્પષ્ટ જણાવ્યા વિના '**આથી**' એમ મોઘમ લખવાનુ રાખીને પણ તે 'હોહાકાર'નુ નિમિત્ત પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને લેખાવવાના ગર્ભિત આશયથી માત્ર તે 'હોહાકાર' શબ્દ રજુ કરી દીધેલ છે સિવાય તે હોહાકારનુ કોઈ વ્યવસ્થિત કારણ તો જણાવી જ શકેલ નથી, આથી તે 'હોહાકાર' શબ્દ દેશાઇના કલમમાથી ટપકી પડયો જ માનવો રહે છે

(૬) શ્રી દેશાઈએ, તે વાકય પછી જે–"બે ગચ્છ વચ્ચે અથડામણી અને અતે પ્રબળ વિખવાદ ઉત્પન્ન થતાં કયા અટકશે એ વિચારવાનુ રહ્યુ" એ પ્રમાણે લખ્યુ છે, તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને તે વાતના નિમિત્તભૂત લેખાવીને તેઓશ્રીને એ બ્હાને જૈન સઘમા ઉતારી પાડવાના મલીન આશયસૂચક છે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦થી પૂર્વે પણ 'બે ગચ્છ વચ્ચેની પ્રબળ મતામતી થઇ પડી હતી' એમ તો તે દેશા-ઈએ પોતે જ અગાઉ લખ્યુ હોવા છતા તે અથડામણી અને પ્રબળ વિખવાદની ઉત્પત્તિ પૂ૦ મહોપાધ્યાયજીથી ગણાવવામા દેશાઈનો એ સિવાય બીજો આશય પણ શુ લેખાવી શકાય? પોતાને ઇતિહાસવેત્તા જણાવનાર તેઓ પોતેય જાણે છે કે–'સ૦ ૧૨૦૪થી ઉત્પન્ન થયેલા ખરતર ગચ્છીઓએ, પોતાના રક્ષણમા જ સદા ઉદ્યત રહેલા નિષ્પ્રતિકારી તપાગચ્છ સામે પોતાના તે ઉત્પત્તિકાળથી જ અથડામણનો કઠોર પ્રારભ કરેલ છે, તેમા આગળ વધીને સાધિત કાળા=ગોરા ભૈરવો દ્વારા સેકડો તપાગચ્છીય મુનિઓનો વિનાશ

વેરતાં પણ તે પાષાણ હૃદયીઓ ખચકાયેલ નથી, અને તેઓના એ ત્રાસને છેવટે વિ૦ સં૦ ૧૫૭૦ માં થયેલા મહાપ્રભાવક પૂ૦ તપાગચ્છાધિપતિ આ૦ શ્રી આનંદવિમલસૂરિજી મહારાજાએ પોતાનો સ્વયસિદ્ધ થયેલ 'મણિભદ્ર વીર'ના હાથે (કોઇ તેમાંના કઠોરતરને તો નહિ જ; પરંતુ) તે કઠોરતર આત્માસાધિત તે તે ભૈરવોને પરાભવિત કરાવવા વડે દૂર કર્યો, ત્યારે જ તપાગચ્છના રહ્યા સહ્યા મુનિવરો આદિ શ્રી તપાગચ્છસંઘ શાંતિ અનુભવી શકેલ છે: એ આજે પણ મોજુદ ઇતિહાસ નક્કર છે." આમ છતા તે બે ગચ્છો વચ્ચેની અથડામણ જનિત વિખવાદના હેતુ તરીકે તેમણે એ પ્રકારે તપાગચ્છીય મહા-પુરુષને લેખાવવા તરફ ઇતિહાસને ઢોળાવ આપેલ છે તે તેવા પ્રસિદ્ધ ઇતિહાસકાર માટે ઉચિત ન ગણાય.

આથી બે ગચ્છ વચ્ચેની અથડામણ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના વખતથી જ નથી; પરતુ કાળજુની છે. અને તે કાળજુની અથડામણ અને કાળજુના ભીષણ વિખવાદરૂપ સમુદ્ર પાસે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના સમયનો બે ગચ્છ વચ્ચેનો કહેવાતો વિખવાદ તો બિંદુમમાન જ છે કારણ ઇતિહાસ પોકારીને કહે છે કે-'તે વખતે તો ખરતરો, તે મહાજ્ઞાનભાનુ અને સમર્થવાદી પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના હાથે પાટણ-જેસલમેર-આગરા વગેરે સ્થલોની રાજસભામા અને પૂ૦ આ૦ શ્રી વિજયસેન-સૂરિજી મ૦ના હાથે સં૦ ૧૬૪૨ મા પાટણ તથા ૧૬૪૩ માં અમદાવાદ રાજસભામા એમ વારવાર જગજાહેરપણે પરાભવિત થઈને દ્વિવેલપાનકૃત મુખધારી બની જવા પામેલ હતા અને તેથી શ્રીમપાત્તગચ્છ સાથે પૂર્વની જેમ ઉદીરણા કરીને પણ અથડામણમાં આવવા અને વિખવાદ ઉત્પન્ન કરવાની તેઓ હિંમત પણ કરી શકતા ન્હોતા' અને તેથી પોતાના રક્ષણમા જ ઉજમાલ રહેનારા તપગચ્છીય મહાપુરુષોને તેઓનો બહુધા પ્રતીકાર કરવાનો પરિશ્રમ ઓછો કરવો પડતો હતો.' આથી પૂ૦ મહો૦ શ્રી ધર્મ૦ના૦ મ૦ના સમયે પ્રસ્તુત બન્ને ગચ્છ વચ્ચે અથડામણી અને અંતે પ્રબળ વિખવાદ ઉત્પન્ન થયો હોવાની શ્રી દેસાઈની વાત પ્રતિસ્પર્દ્ધિઓએ ઉપજાવી કાઢેલી ઠરે છે

(૭) શ્રી દેશાઈએ તે છઠ્ઠી કલમ પછી લખેલી- 'તપાગચ્છના વિજયદાનસૂરિએ ઉક્ત '**કુમતિકંદકુદ્દાલ**' ગ્રંથ સભા સમક્ષ પાણીમા બોળાવી દીધો અને તે ગ્રંથની નકલ કોઈની પણ પાસે હોય તો તે અપ્રમાણ ગ્રંથ છે માટે તેમાનુ કથન કોઈને પ્રમાણ-ભૂત માનવુ નહિ એવુ જાહેર કર્યું હતુ" એ બીનાને તો-ઉપર નં૦ ૪વાળી વાતની સમાલોચનામા જણાવ્યા મુજબ-તે કાળે કે આજે પણ તે કુમતિકંદકુદ્દાલ નામનો ગ્રંથ જ વિદ્યમાન નહિ હોવાથી અજ્ઞાનવશાત્ અસંભવિત વસ્તુને સંભવિત લેખાવનારી બાલ ચેષ્ટાસ્વરૂપ જ ગણવી રહે છે

**'આનંદકાવ્ય મહોદધિ' મૌક્તિક** ૭ માના પોતાના પ્રસ્તુત નિબંધના પેજ ૧૬ ઉપરના ઉપર્યુક્ત ફકરામા શ્રી દેશાઈએ પૂર્વોક્ત સાત ઐતિહાસિક અસત્ય નીપજાવ્યા

દીધી; પરતુ તેમ ડહાપણ ડોળવા જતા શ્રી દેશાઈને ખરતર ગચ્છની પટ્ટાવલીમાં જણા વેલ ખરતર ગચ્છની ઉત્પત્તિનો સ૦ ૧૦૮૦ના બદલે મનસ્વીપણે જ ૧૦૬૬નો લેખાવવા દ્વારા સ્વેષ્ટપક્ષ ખરતરને પણ તે પટ્ટાવલી લખવામા ખોટા લેખાવવાની ભૂલનો ભોગ બનવુ પડયું!

આવા તે શરાફ ઇતિહાસકાર શ્રી દેશાઈ, આત્માનંદ પ્રકાશ, વર્ષ ૧૫ સ૦ ૧૯૭૪ ના કાર્તિક માસના ચોથા અંકમા શ્રી જિનવિજયના હસ્તે પણ પ્રસિદ્ધ થવા પામીને નક્કી કરેલી–'આ૦ શ્રી અભયદેવસૂરિ ખરતર નથી' એ વાતને જાણતા હોવા છતાં શ્રી સમયસુંદરજીએ પોતાના તે ઉલ્લેખમા (તે જ પેજ ૧૫ ઉપર) આગલ જતાં જણાવેલી–'શ્રી જિનચંદ્રસૂરિ થયા અને તેના પછી પટ્ટધર, ખરતર ગણનાયક, જૈન સિદ્ધાંત શાસ્ત્રો પૈકી નવ અંગ-આગમ પર સંસ્કૃતમા ટીકા રચનાર અભયદેવસૂરિ થયા' **એ અસત્ય વાતને ઇતિહાસકારની ફરજ તરીકે તેમણે અસત્ય જણાવવી જોઈતી હતી તે તો ન જણાવ્યુ; પરંતુ તે શ્રી સમયસુંદરજીએ જણાવેલી અસત્ય વાતની નીચે નં૦ ૧૧ ની કરેલી ટિપ્પણીમાં**–(તે વાતને ખરતર ગચ્છના ઉક્ત આ૦ શ્રી જિનચંદ્રસૂરિજીની સાથેના સ૦ ૧૬૧૭ પાટણ આદિના જાહેર સભાના વાદમા અનેક શાસ્ત્રાધારોથી અસત્ય ઠરાવી આપનાર) પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને ઉતારી પાડનારૂં લાબુલચ વાહિયાત લખાણ કરીને છેવટે **'આપણા નાયક** સમયસુંદર ઉપાધ્યાયજીના સ૦ ૧૬૭૨ના રચેલા સામાચારી શતકમા સં૦ ૧૬૧૭મા પાટણમા થયેલા એક પ્રમાણ-પત્રની નકલ આપેલી છે કે–જેમા એવી હકીકત છે કે–'અભયદેવસૂરિ ખરતર ગચ્છમા થયેલા છે એ વાત પાટણના ૮૪ ગચ્છોવાળા માને છે **અને એ પ્રમાણપત્ર સાચુ જણાય છે'** એમ ઈરાદાપૂર્વક પુન જુઠું લખીને તે 'અભયદેવસૂરિ ખરતરમા થયા' એમ કહેનારી સરાસર અસત્ય વાતને સત્યમાં ખપાવવાનુ ખરેખર નાટક જ કર્યું છે! શ્રી દેશાઈનુ આ કઈ પ્રકારનુ ઇતિહાસકારિત્વ?

(૩)–તપગચ્છાધિપતિ આ૦ શ્રી વિજયહીરસૂરિજીના શિષ્ય પૂ૦ મહો૦ શ્રી વિમલ-હર્ષ વાચકના શિષ્ય પૂ૦ મુનિશ્રી મુનિવિમલજીના શિષ્ય (શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની વૃત્તિના કર્તા) પૂ૦ મહો૦ શ્રી ભાવવિજયજી મ૦ સ૦ ૧૬૭૧ સુધી તો પૂ૦ આ૦ શ્રી વિજય-સેનસૂરિજી મ૦ને જ ગચ્છાધિપતિ માનતા હતા અને સ૦ ૧૬૭૬ થી જ પૂ૦ આ૦ શ્રી વિજયાણંદસૂરિને ગચ્છાધિપતિ તરીકે માનતા થયેલ હોવાની બીના ઇતિહાસ પ્રસિદ્ધ હોવા છતા શ્રી દેશાઈએ, શ્રી સમયસુંદરજી અંગેના પ્રસ્તુત નિબંધના પેજ ૧૧૪ની ફુટ નોટમા જે–'આ ભાવવિજયે વિજયાણંદસૂરિને જ ગચ્છાધિપતિ સ્વીકારેલ છે' એમ (તેઓશ્રીએ સ૦ ૧૬૮૯મા રચેલ ઉત્તરા૦ વૃત્તિની પ્રશસ્તિના આધારના બ્હાને) જણાવ્યુ છે, તે અર્થાપત્તિથી પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ અને તે પૂ૦ મહો૦ શ્રી ભાવવિ૦ મ૦ એ બન્ને પૂજ્ય તપાગચ્છીય મહાપુરુષોની લઘુતા દર્શાવનારૂ છે

(૪)-શ્રી દેશાઈએ '**શ્રી સમયસુંદરજી**' લખાણમાંનાં ઇષ્ટસ્થળો પર ફુટનોટો કરીને તેમા તપાગચ્છના -પૂ૦ સમર્થ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦શ્રીની તોછડી અને કટુ-ભાષામા પેટપુર નિંદા કરી લીધા પછીય સંતોષ નહિ થવાથી તે 'આનંદકાવ્ય મહોદધિ' મૌ૦ ૭ના પેજ ૧૧૩ થી શરૂ થયેલા 'પંડિત જયવિજય' શીર્ષક લખાણ તળે તેમની પરંપરા જણાવવાને બ્હાને પેજ ૧૧૫ના પ્હેલા પેગને અંતે વિના પ્રસંગે જ-'આ ધર્મસાગરજીને સં૦ ૧૬૧૭ માં જૈન શાસનમાંથી બહિષ્કૃત કર્યા' એ પ્રકારનુ કટુ નિંદાકારી લખ્યું છે, તે જોતા લાગે છે કે-શ્રી દેશાઈને પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ પ્રત્યે કોઈ પૂર્વભવનું નસેનસમા વ્યાપેલ દ્વેષનુ ઝેર ચઢેલુ હોવુ જોઈએ અન્યથા તે સં૦ ૧૬૧૭ મા 'પૂ૦ આ૦ શ્રી દાનસૂરિજી મ૦ તથા પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી મ૦' એ બન્ને તપગચ્છના આચાર્ય પ્રવરો તો પોતાને પાટણ બેઠા બેઠા પણ ખરતર-ગચ્છીઓની ગેબી જાળમાંથી ભારી સમયસૂચકતા વાપરીને આબાદ ઉગારી લેનારા તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ ઉપર આભારદર્શક સુપ્રસન્ન દૃષ્ટિમાથી અમીના ઝરણાની વૃષ્ટિ કરનારા બની ગયા હોવાની બીના ઇતિહાસ પ્રસિદ્ધ હોવાનુ જાણવા છતાં તે પૂ૦ મહો-પાધ્યાય શ્રી માટે દેશાઈ તે પૂજ્ય મહાપુરુષોને નામે તે જ સં૦ ૧૬૧૭નુ તેવુ વાહિયાત લખાણ કરી શકે નહિ! શ્રી દેશાઈએ, તે લખાણમા '**તે પૂ૦ મહો૦શ્રીને કોણે જૈન શાસનમાંથી બહિષ્કૃત કર્યા? કયા કારણે બહિષ્કૃત કર્યા?**' એ વગેરે જણાવવી જરૂરી વિગતને ચોક્કસાઈથી તપાસીને જણાવ્યા વિના તેવો નિંદ્ય આક્ષેપ કરેલ છે, તે પૂ૦ મહો૦ શ્રી પ્રતિના પૂર્વભવીય દ્વેષ વિના સંભવે પણ નહિ વળી કોઈ તથાપ્રકારના અપ-રાધે કોઈ શિષ્યને ગચ્છનાયકોએ ગચ્છ બહિષ્કૃત કરવાનુ તો (શક્ય હોવાથી) જોવાય છે, પરંતુ જૈન શાસનમાથી બહિષ્કૃત કરવાનુ તો ખુદ ગણધરદેવો માટેય શક્ય નહિ હોવાથી આ શ્રી દેશાઈએ પોતાના તે પ્રકારના દ્વેષના નશામા જ એ વિષમતર ઉદ્ગારો કાઢવા વડે અશક્યને શક્ય તરીકે જણાવ્યુ જણાય છે.

(૫)-પૂ૦ મહો૦ શ્રી ધર્મ સા૦ મ૦ પ્રતિ દેશાઈએ એટલુ ઝેર ઠલવ્યા છતા તેમણે વળી પાછો ઉમળકો આવવાથી તે પેજ ૧૧૫ના બીજા પેરામા ચર્વિતચર્વણની જેમ લખ્યુ કે-"ધર્મસાગર સંબંધમા થોડું ઘણુ 'કવિવર સમય સુંદર' પરના નિબંધમાં કહેવાઈ ગયુ છે, થોડુંક અહિં પ્રસ્તુત લઈએ તો 'ધર્મસાગર ઉપાધ્યાયે કુમતિકુદ્દાલ નામનો એક નવો ગ્રંથ બનાવી નવો પંથ માંડવા પ્રયત્ન કર્યો તેઓ પોતાના વખાણ અને બીજા પક્ષની નિંદા કરવા લાગ્યા તેમના ગ્રંથમા ધર્મથી ઘણુ વિપરીતપણુ જોવામા આવ્યુ અને તેવી પ્રરૂપણા પણ કરવા લાગ્યા આ વાતની વિજયદાનસૂરિને જ્યારે ખબર પડી ત્યારે તેમણે વીસનગર આવીને નગરના ઘણા લોકોની સાક્ષીએ તે ગ્રંથને પાણીમા બોળાવી દીધો ગુરુ આજ્ઞાથી આ ગ્રંથ સૂરચંદ્ર પંન્યાસે પાણીમા બોળ્યો હતો.' આમ સામા પક્ષના દર્શનવિજય પોતાના તિલકસૂરિરાસમા જણાવે છે"

શ્રી દેશાઇ તરફના પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ શ્રી ઉપરના એ પુનરપિ પુનઃ પ્રહારને વિદ્વાન્ મુનિરાજ શ્રી પુણ્યોદયસાગરજી મહારાજે, સં. ૨૦૨૪મા પ્રસિદ્ધ થએલ સવૃત્તિ-બાલાવબોધ 'श्रीसर्वज्ञशतक' નામના ટંકશાળી ગ્રંથરત્નના મનનીય ઉપોદ્ઘાતના પેજ ૧૫થી ૧૬ સુધીમા જે પ્રકારે ટકાઉ પ્રતીકાર દ્વારા અસત્ય ઠરાવેલ છે તે પ્રતીકારને યથોચિત સંક્ષિપ્ત અને સંકલાનાબદ્ધ કરીને આ નીચે પ્રસંગ પૂરતો રજુ કરવામા આવે છે

## મુનિરાજ શ્રી પુણ્યોદયસાગરજી કૃત પ્રતીકાર.

[ "આવા ગપગોલાવાળી સર્વ હકીકતોની માહિતી માટે જિજ્ઞાસુજનોએ પં૦ દર્શનવિજયજી કૃત 'विजयतिलकसूरिरास' વાચવો આવશ્યક છે. તે રાસ વાચવાથી માલુમ પડશે કે-"રાસકારે તેમા પૂજ્ય મહામહોપાધ્યાયજી મ૦, કે-જેઓ શાસનને અને સમુદાયને સદા વફાદાર રહ્યા છે જેઓએ પ્રભુશાસનને અર્પેલી સેવાઓ શાસનના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાએલી છે-જેમણે શાસ્ત્રાનુસાર તપાગચ્છને જ સાચો માની પોતાનો પ્રાણ માન્યો છે તેઓના ઉપર કેવો કુટિલ હલ્લો કર્યો છે? તથા તપાગચ્છના ઉદય સમાન એવી જે સાગરશાખા છે તેના પ્રત્યે કેવી ઘૃણા વર્ષાવી છે? અને અત્યારે જેમા શાસનની વિદ્યમાનતા રહેલી છે એવા શ્રી તપાગચ્છના જેઓ અધીશ્વર હતા તે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજા ઉપર પણ કપટ કર્યાના-કારસ્થાનો કર્યાના કેવા ભીષણ આક્ષેપો કર્યા છે?" દુનિયનો ધૂર્ત તો શું પણ મહાધૂર્ત પણ તેવી ભયંકર બનાવટી હકીકતો ઊભી કરીને દુનિયાને છેતરવાનો ભવવર્ધક પ્રયત્ન ન કરી શકે + + + તે રાસમા એવી તો ઘણી વિષમ હકીકતો છે કે જેનુ સ્પષ્ટીકરણ કરતાં એક નવો ગ્રથ જ તૈયાર થઈ જવા પામે તે પ્રકારના તે રાસમાની માત્ર એકાદ હકીકત તપાશીએ.—

આપણે ઉપર ઘણી વખત જણાવી ગયા કે કુમતિમતકુદ્દાલ કે કુમતિકુદ્દાલ નામનો કોઈ ગ્રથ પૂજ્ય ધર્મસાગરજી મહો૦ એ બનાવ્યો નથી છતા પ્રસ્તુત રાસમા આ (कुमतिकुदाल) નામ આવે છે, અને તેના કર્તા ધર્મસાગરજી મહો૦ છે તેમ તે રાસકાર જણાવે છે જુઓ – 'ધરમસાગર તે પડિત લગઈ કર્યો, નવો એક ગ્રથ રે, નામથી કુમતિકુદ્દાલડો માંડયો અભિનવ પથો રે ॥૧૧૫॥ આપ વખાણ કરઈ ઘણુ નિદઇ પરતણો ધર્મ રે, એમ અનેક વિપરીતપણુ ગ્રથમાહિ ઘણા મર્મ રે ॥ ૧૧૬ ॥' ઉપર જણાવી ગયા કે-આ ગ્રથ પૂજ્યશ્રીએ બનાવ્યો નથી છતા તે નહિ જ બનેલા ગ્રથમાંની વાત રાસકાર લખે છે કે-'આપ વખાણ કરઇ ઘણુ' તો તે બદલ રાસકારને પૂછીએ કે તે પક્તિમાના 'આપ' એટલે શુ? પોતાના' એમ અર્થ કરવા માગેલ હોય તો પોતાના વખાણ, પૂજ્યશ્રીએ પોતાના કોઈ પણ ગ્રથમા કર્યા નથી, અને જો 'આપ' એટલે પોતાનો ગચ્છ અર્થાત્ તપાગચ્છ એમ અર્થ કરવા માગેલ હોય તો તે અર્થ સુસગત

પણ લાગે છે, પરંતુ તે અર્થ પણ તે અકૃત ગ્રંથમા 'આપ' શબ્દ જ આકાશકુસુમવત્ હોઈ કયા 'આપ' શબ્દનો કરવો? પૂજ્યશ્રીએ તેવા અકૃતગ્રંથ સિવાયના દરેક ગ્રંથોમાં તપાગચ્છના વખાણ જરૂર કર્યા છે, પરંતુ તેમા તે તપાગચ્છના રાસકારને ખોટું શું લાગ્યું? તપાગચ્છના વખાણ થાય તેમાં તો જો રાસકાર તપાગચ્છને પણ વફાદાર છે, તો તેમના મનમાં હર્ષ થવો જોઈએ તેને સ્થાને આ રાસકારને તેમા પણ દુઃખ થતું હોય તેમ આ ઉપરથી લાગે છે.

વળી રાસકાર લખે છે કે- નિંદઈ પરતણો ધર્મ રે' કોઇ પણ કુમતનુ યુક્તિ પુરસ્સર ખંડન કરવુ તે નિંદા નથી જો તેને નિંદા કહેવામા આવે તો આપણા પૂર્વજોએ જે પરવાદીઓ સાથે વાદો કર્યા તે પણ નિંદા ગણાશે ખરી વાત તો એ છે કે-પૂજ્યશ્રીએ પોતાના ગ્રંથોમા તપાગચ્છના યથાર્થ વખાણ કર્યા છે અને કુમતિઓનું યુક્તિ પુરસ્સર ખંડન કર્યું છે અને તેમ કરવામા શાસન સેવા સિવાય તેઓશ્રીનો બીજો કોઇ જ સ્વાર્થ હતો નહિ વળી આગળ રાસકાર જણાવે છે કે-'વિજયદાનસૂરિજીએ તે ગ્રંથને જલશરણ કર્યો.' આ વાતની અસત્યતા પહેલા આપણે જણાવી ગયા છીએ કે-જે ગ્રંથ જ બન્યો નથી તેને જલશરણ ક્યાંથી કર્યો? આવી તો ઘણી હકીકતો તેમાં છે કે-જે કેવલ આકાશકુસુમની માફક કલ્પના છે"

**'સર્વજ્ઞશતક' ઉપોદ્‌ઘાત પેજ ૧૨**-"આજે કહેવાતા વિદ્વાનો 'ગુરુતત્ત્વ પ્રદીપ'ના તેઓશ્રીને કેવલ કર્તા તરીકે માને છે એમ નહિ તેઓ તો એમ પણ કહે છે કે-'આ ગુરુતત્ત્વ પ્રદીપ ગ્રંથને જલશરણ કર્યો, ધર્મસાગરજી મ૦ને ગચ્છ બહાર કર્યા' વિગેરે જુઓ-'આચાર્યશ્રીએ उत्सूत्रकदकुदाल અને तत्त्वतरंगिणी ગ્રંથને પંડિત સૂરચંદ્ર ગણિ પાસે પાણીમા બોળાવ્યા અને મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિને પરિવાર સહિત ગચ્છમા દાખલ કર્યા' (જૈન પરંપરા૦ પત્ર ૭૧૬) પૂજ્ય વિજયદાનસૂરિજી મ૦ આ બંને ગ્રંથો જલશરણ કરે તે વાત માનવામા આવે તેવી નથી કારણ કે-તે બન્ને ગ્રંથોમા અપ્રમાણિક ગણાય તેવુ કશુંય લખાણ નથી જો કોઈ એમ કહે કે-'તેમા-ગુરુતત્ત્વ પ્રદીપમા દરેક કુમતિઓને નિહ્નવ કહ્યા માટે અપ્રમાણિક છે માટે આ ગ્રંથો જલશરણ કર્યા' તો એ વાત પણ ખોટી છે કારણ કે- + + + +' ]

શ્રી દેશાઈએ **'જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ'** પેજ ૫૬૧, પારા ૮૪૨ મા ('જેસલમેરમા વાદમા ખરતર ગચ્છના સાધુઓ પરાજિત થયા' એ સત્ય હકીકત છૂપવીને) જે- + + + "આણંદવિમલસૂરિએ દૂર કર્યો અને ત્યા (જેસલમેરમા) તેમના શિષ્ય વિદ્યાસાગર ઉપાધ્યાયે (ધર્મસાગરના ગુરુ) ખરતર ગચ્છવાળા સાથે વાદ કર્યો તથા અન્ય સ્થળોએ બીજા પક્ષીઓ સાથે વાદ કર્યો" એ પ્રમાણે સંક્ષેપીને ઇતિહાસ રજુ કરેલ છે, તો શુ પોતાના ઇતિહાસને 'સંક્ષિપ્ત' વિશેષણ તેમણે આ રીતે

પોતાનુ ઇતિહાસકારિત્વ વેચીને પણ પક્ષકારિત્વ જાળવવા આવ્યું હશે? એ પ્રકારનું પક્ષકારિત્વ જોતા —

**'તપગચ્છ પટ્ટાવલી' પેજ ૨૧૦, પેરા ૩**—"આણંદવિમલસૂરિએ જેસલમેર તરફ પોતાના વિદ્વાન શિષ્ય વિદ્યાસાગરને મોકલ્યા જ્યા તેમણે ખરતરના સાધુઓ સાથે વાદ કરીને તેમને પરાજિત કર્યા + + + જેસલમેર ઉપરાત મેવાડદેશમા વીજામતીઓને, મોરબી વગેરે ગામોમા લુંકામતવાળાઓને તેમણે વાદમા પરાજય કર્યો હતો." એ શ્રી વિદ્યાસાગરજી ઉપાધ્યાયજી હસ્તક (તે ખરતરની કોઠીરૂપ ગણાતા જેસલમેરમા) થએલા ખરતરના મુનિઓના પરાજયને અને શ્રી તપગચ્છના વિજયને જણાવનારા સત્ય ઇતિહાસે તેમના દિલમા કેટલો રજ પેદા કર્યો હશે?

**શ્રી દેશાઈએ તેમના ઉપરોક્ત ૬૪૨મા પારામાં**—પૂ૦ મહો૦ શ્રી ધર્મ-સાગરજી ગણિવરને ઉપાધ્યાય વિદ્યાસાગરજીના શિષ્ય લેખાવેલ છે અને બીજી બાજુથી તેમના તે જ 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' પેજ ૫૬૧, પારા ૮૧૯—"**ધર્મ-સાગર**—મૂલ લાડોલના ઓસવાલ તેમણે સં૦ ૧૫૯૫મા ૧૬ વર્ષની ઉમરે મેસાણામા જીવરાજ પડિત પાસે પોતાના નાના બધુ સહિત દીક્ષા લીધી + + +" એમ પૂ૦ શ્રી ધર્મસા૦ રાસમાથી મળ્યુ, તેને પૂર્વાપરના પ્રસગોથી નસ્કાર્યા વિના જ લખીને પૂ૦ મહોપાધ્યાયજીને જીવરાજ પડિત (ગૃહસ્થ)ના શિષ્ય લેખાવેલ છે! એ જોતા તેમણે મહાપુરુષ મહોપાધ્યાયજીને હવામાં આચકા ભરીને પણ ખરડવામાં જ પોતાનુ ઇતિહાસ-કારિત્વ માન્યુ લાગે છે! એમા જ આત્મશ્રેય માન્યું લાગે છે! અન્યથા 'પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર, તે ઉપા૦ શ્રી વિદ્યાસાગરજીના તો શિષ્ય કે પ્રશિષ્ય પણ નથી જ, પરતુ પૂ૦ આ૦ શ્રી આણદવિમલસૂરિજી મ૦ના હસ્તદીક્ષિત હોઈને પૂ૦ આ૦ શ્રી વૃદ્ધિસાગરસૂરિજીના શિષ્ય છે' એમ ઐતિહાસિક પ્રસિદ્ધ વાતને તેઓ તે પ્રકારે વિરૂપના શુ કામ આપે?

ઉક્ત **પેજ ૫૬૧, પેરા ૮૧૯માં** તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને ઉક્તપ્રકારે ગૃહસ્થના શિષ્ય લેખાવ્યા પછી આગળ જતા શ્રી દેશાઈએ,—"તેઓ ઘણા વિદ્વાન પણ અતિ ઉગ્રસ્વભાવી અને હઠાગ્રહી હતા" એમ લખ્યુ છે તે "પૂ૦ મહોપાધ્યાયજીએ ('પ્રવચન પરીક્ષાની મહત્તા' સજ્ઞક ટકશાલી પુસ્તકના પેજ ૨૩–૨૪ ઉપરના લખાણ મુજબ) પુસ્તકોમા ગોલમાલ કરનાર ખરતરના સાધુને જેસલમેરમા પકડી પાડયો અને 'તે તે પુસ્તકોમાની મૂલ પક્તિઓને મે જ પલટી નાખી છે' એમ જાહેર સભામા તે સાધુના મોઢે જ બોલાવરાવીને કબૂલ કરાવવાપૂર્વક ખરતરના મુનિને તથાપ્રકારના શાસ્ત્ર-લોપક અને ખોટા ઠરાવીને 'તપગચ્છ જ સાચો છે' એમ કબૂલ કરાવ્યુ હતું" તેની પીડાથી લખ્યુ સંભવે છે. અન્યથા આ નીચે જણાવાતા તેમના તે ઇતિહાસના પેજ ૫૬૨ ના પારા ૮૬૦માનુ લખાણ પણ તે પ્રકારનુ દ્વેષમૂલક ન જ કર્યું હોત

**'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પેજ ૫૯૨, પારા ૮૬૦ ઉપર-**
"+ + + ધર્મસાગરે તત્ત્વતરંગિણી-પ્રવચન પરીક્ષા અને કુમતિમતકુદ્દાલ ગ્રંથો રચી તેમાં તપગચ્છ સિવાયના બધા ગચ્છોને ખોટા જણાવી તેના પર ઉગ્ર ભાષામા ઘણા પ્રહારો કર્યા." એમ લખનાર દેશાઈએ, ૧-તત્ત્વતરંગિણી ગ્રંથ અંગે તો 'આગેસે ચલી આતી' એ હિસાબે પૂર્વ વિરોધીના ચીલે તે ગ્રંથ જોયા વિના જ ફેંક્યું લાગે છે, તે ગ્રંથના પરિચિત મહાશયોને તો તે ગ્રંથમા મુખ્યત્વે ખરતર સાથેના પર્વતિથિ અંગેની આરાધના પૂરતો મતભેદ દર્શાવેલ હોઈ બીજા ગચ્છો અંગે કોઈ ખાસ વાદ કે તેવી ઉગ્ર ભાષામા ઘણા પ્રહારો જોવા જ મળ્યા નથી આ સ્થિતિમા તેમને આ ગ્રંથની ભાષાનો શુ અનુભવ હોય?

૨-"જે ગ્રંથને 'પ્રવચન પરીક્ષા' એવું નામ જ તે 'કુપક્ષકૌશિક સહસ્રકિરણ' ગ્રંથને જોઈને પ્રસન્ન થયેલા શાંતિપ્રિય પૂ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી વિજયહીરસૂરિજીએ આપેલ છે" તે ગ્રંથમા તે લેખક કહે છે તેમ બીજા બધા ગચ્છો પર ઉગ્ર ભાષામા પ્રહારો થયા દીઠા હોય તો તે શાતિપ્રિય પૂ૦ ગચ્છાધિપતિ શ્રી હીરસૂરિજી તે ગ્રંથને સર્વત્ર પ્રચારવાની સમતિ જ કેમ આપે? તે ગ્રંથમા તપાગચ્છની સત્યતા સાબિત કરવાના હેતુથી અન્ય ગચ્છોને સૈદ્ધાતિક પાઠો સહિત ખોટા ઠરાવ્યા સિવાય ઉગ્ર ભાષામા પ્રહારો કર્યા હોવાનુ કહેવાયુ છે તે લેખકની તે ગ્રંથ અંગેની અનભિજ્ઞતા અથવા તો સં૦ ૧૬૪૨ તથા ૪૩ મા પૂ૦ આ૦ શ્રી સેનસૂરિજી મ૦ના હાથે ખરતરોનો રાજસભામાં તે ગ્રંથના આધારે જ પરાભવ થવા પામ્યો તેના પીડા સૂચવે છે.

૩-'કુમતિમતકુદ્દાલ' નામનો ગ્રંથ, પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મહારાજે તો રચેલો જ નથી; પરંતુ અદ્યાપિ પર્યંત કોઈએ પણ રચેલ નથી અર્થાત્ જૈન સમાજભરમા તે નામનો ગ્રંથ ભૂતકાળમા નહોતો અને વર્તમાનમા વિદ્યમાન નથી છતા આ મોહનલાલ દેશાઈને તે આકાશકુસુમવત્ ગ્રંથમા બધા ગચ્છો ઉપર ઉગ્ર ભાષામા પ્રહારો થયેલા ભાસ્યા! તે દ્વેષબુદ્ધિનુ દ્યોતક ગણાય કે-જે બુદ્ધિએ તે ઇતિહાસકારના હાથે આ પ્રકારે સાચા ઇતિહાસનુ ખૂન કરાવીને ખોટો ઇતિહાસ ખડો કરવાનુ દુષ્કૃત્ય કરાવેલ છે

**પ્રસ્તુત પારામા તે પછી શ્રી દેશાઈએ-** 'ખરતર સાથે પાટણમા સં૦ ૧૬૧૭ મા 'અભયદેવસૂરિ ખરતરના નહોતા' એવો પ્રબળ વાદ કર્યો" એમ અધુરી બીના જણાવી છે, તેની સાથે જો-'અને તેમા ખરતર ગચ્છના આ૦ જિનચંદ્રસૂરિને પરાભવિત કરીને પોતે વિજય પ્રાપ્ત કર્યો હતો' એ સત્ય હકીકત યોજીને તે બીનાને સંપૂર્ણ જણાવી હોત તો તે ઐતિહાસિક લખાણ, તેમણે ઇતિહાસકારની ફરજ ચૂકીને અધુરૂ લખ્યુ ન ગણાત પરંતુ પૂર્ણ લખ્યું ગણાત.

**તે ૮૬૦ મા પેરામાં તે પછી દેશાઈએ જે**-"તે વર્ષે તેમને જુદા જુદા સંપ્રદાયોના જુદા જુદા ગચ્છના આચાર્યોએ ઉત્સૂત્રપ્રરૂપણાના કારણે જિનશાસનથી બહિષ્કૃત કર્યા" એમ લખ્યુ છે, તે "તે વર્ષે ખરતર ગચ્છીય આ૦ શ્રી જિનચંદ્રસૂરિએ તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦થી પ્રાપ્ત કરેલ પરાભવની કારમી પીડાના ઉપચાર તરીકે જેમ તેમાગ ઉપાધ્યાય ધનરાજ હસ્તક તે ૮૪ ગચ્છના યતિઓને લાલચ અપાવવા પૂર્વક ફોડીને તેઓના હાથે પોતાની જીતમા સહીઓ કરાવી લીધી હતી, તેમ જુદા જુદા સંપ્રદાયના જુદા જુદા ગચ્છના આચાર્યોને આવર્જીને કદાચ તેવું લખાણ કરાવી લીધુ હોય અને તે લખાણ સેંકડો વર્ષો પછી પ્રસિદ્ધિ અર્થે પ્રાપ્ત થયુ હોય તે ઉપરથી દેશાઈએ લખ્યુ હોય એમ લાગે છે" સિવાય જૈનશાસ્ર અને પરંપરાની દૃષ્ટિએ તો એ રીતે જુદા જુદા ગચ્છના આચાર્યો પણ જો તેઓ જ જૈન શાસનથી બહિષ્કૃત હોય તો જ અન્યને "જૈન શાસનથી બહિષ્કૃત કર્યા' એમ ગણાવી કે કહી શકે કારણ કે-જૈન શાસનની શાસ્ત્ર અને પારંપરિક મર્યાદામા પ્રવર્તતા જૈન શાસનના એક ગચ્છનાયક પણ પોતાના તથા-પ્રકારના દૂષિત સાધુને પોતાના ગચ્છ બહાર કરી શકે, પરંતુ જૈન શાસનથી તો બહિષ્કૃત કરી શકતા જ નથી

**તે પેરામાં તે પછી દેશાઈએ જે**-"તપાગચ્છના નાયક [1]વિજયદાનસૂરિએ કુમતિમતકુદ્દાલને જલશરણ કરાવ્યો, [2]સાત બોલની આજ્ઞા કાઢી, અને [3]જેમ ચાલે છે તેમ ચલાવવાની આજ્ઞા કરી" એમ લખ્યુ છે તે સઘળુ ઉન્મત્તના પ્રલાપ જેવુ છે કારણ કે-૧ કુમતિમતકુદ્દાલ નામનો કોઈ ગ્રંથ જ નહિ હોવા છતા 'તે ગ્રંથને પાણીમાં બોળ્યો' એમ ઉન્મત્ત જ કહી શકે ૨ તે નામનો કોઈ ગ્રંથ જ નથી, તેથી તે ગ્રંથ અંગેનો વિરોધ શમાવવા 'સાત બોલની આજ્ઞા કાઢી' એ વાત પણ કોઈ તેવા જ માણસે (સં૦ ૧૬૮૪મા ઋષભદાસ કવિએ બાર બોલના રાસ'મા દ્વેષથી ઉપજાવી કાઢેલ હોવાની જેમ) ઉપજાવી કાઢેલ માનવી રહે છે અને ૩ તે જ સં૦ ૧૬૧૭ના વર્ષે તે જ પૂ૦ આ૦ શ્રી દાનસૂરિજીએ અભયદેવસૂરિજી ખરતરના છે' એમ લખાવી લેવા માગતા ખરતરોને તેવુ હરગીજ લખી નહિ આપેલ હોવાની વાત ઇતિહાસ પ્રસિદ્ધ હોવાથી તેઓશ્રીના નામે લખેલી 'જેમ ચાલે છે તેમ ચલાવવાની આજ્ઞા કરી' એ વાતને તો તેઓશ્રીની પણ આશાતના કરતા ન ખચકાય તેવા કોઈ ગાઢ ઉન્મત્તપણામા લખાઈ હોવારૂપે માનવી રહે છે

**તે પછી દેશાઈએ તે પેરામાં** છેલ્લુ સં૦ ૧૬૨૧નુ લખાણ- "ધર્મસાગરે સૂરિશ્રીને સંઘ સમક્ષ મિચ્છામિ દુક્કડં આપ્યો-તેમની માફી માગી" એમ ગોળગોળ ભાષામા લખીને તે પૂ૦ મહો૦શ્રીને ગુન્હેગાર લેખાવ્યા તે જો સાચુ જ હોત તો 'તેઓ-શ્રીએ કયે ગામે? અને શી ભૂલ બદલ માગી?' એ લખવુ ન જ છૂપાવ્યુ હોત, અત્ર તેમને જ પૂછીએ કે-આ બધુ શું ઇતિહાસકારિત્વ છે?

**નોંધ:**—૧. ઉપરના સં૦ ૧૯૮૯ના 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પુસ્તકમાના લખાણમા **શ્રી દેશાઈએ,** સાત બોલની આજ્ઞા સં૦ ૧૬૧૭મા કાઢી હોવાનું જણાવ્યુ છે

૨ સં૦ ૧૬૭૪ના દીવાલી દિને **મુનિ સિંહવિજયજીએ** લખેલી 'સાગરબાવની' રૂપ ગપપુરાણમાં તે સાત બોલનો પટ્ટો થવાની વાત લખી પણ તેનો સંવત્ જ જણાવી શકેલ નથી, અને—

૩ સ૦ ૧૬૮૪મા **ઋષભદાસ કવિએ** (સાગર પ્રત્યે દર્સનવિજયજીની જેમ દ્વેષ ઠાલવી દર્શનવિજયજીની કર્ણકટુ ભાષામા) લખેલ 'હીરવિજયસૂરિ બાર બોલ રાસ' મા તે સાત બોલનો પટ્ટો સ૦ ૧૬ ૯ના માગશર માસે લખ્યાનું જણાવ્યુ છે

દેશાઈએ જણાવલા ઉપરના ત્રણેય લેખકો, એ પટ્ટો બન્યા અગેનુ વર્ષ જણાવવામા પણ દ્વિધામાં છે કે-જે દ્વિધાપણું તે પટ્ટો જ નહિ બનેલ હોવાનુ દ્યોતક છે એ કહેવાતો પટ્ટો જો પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજીએ કર્યો જ હોત તો "તેઓશ્રીના સ૦ ૧૬૨૨ સુધીના વિદ્યમાન કાળમા કોઈ પણ મુનિના હાથે તે લખાયો હોત અને પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી મ૦ના સ૦ ૧૬૫૨ સુધીના વિદ્યમાન કાળમા તેઓશ્રી મુખે તેઓશ્રીના સમુદાયમા પ્રવર્તતો પણ હોત, પરતુ પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજીએ કરેલો તેવો કોઇ પટ્ટક બન્યો હોવાની સં૦ ૧૬૭૧ના પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ સુધીના પણ સમય સુધીના તે તે શાસનનાયકોએ કદીયે તે પટ્ટકની જાહેરાત કરી જણાતી નથી"

આ દરેક હકીકત જોતાં—"પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦ આદિએ સ૦ ૧૬૭૩મા ગચ્છભેદ કરવારૂપે પૂ૦ આ૦ શ્રી વિજયતિલકસૂરિજીને સ્થાપ્યા ત્યારથી તે પૂ૦ આ૦ શ્રી વિજયતિલકસૂરિના પક્ષમા પ્રતિસ્પર્દ્ધિપણે જોડાયેલા **મુનિ સિહવિજયજીએ** સ૦ ૧૬૭૪મા લખેલી '**સાગરબાવની**'મા પૂ૦ દાનસૂરિજીએ તેવો કહેવાતો પટ્ટો કર્યો હોવાની વાત, પૂ૦ દાનસૂરિજી મ૦ના નામે તેઓશ્રીના પટ્ટોધર પૂ૦ શ્રી હીરસૂરિજી મ૦ના પણ પટ્ટોધર પૂ૦ આ૦ શ્રી સેનસૂરિજી મ૦ના પણ સ્વર્ગવાસ પછી બે વર્ષ બાદ વહેતી જ મૂકી લાગે છે"

**'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' પેજ ૫૬૨, પારા ૮૨૧**મા શ્રી દેસાઈએ, પોતાના પુસ્તકના નામમા રાખેલ 'સક્ષિપ્ત' શબ્દને—"ધર્મસાગરે પછી વિહાર કરતા અનેક સ્થળે વાદવિવાદ કરતા જેસલમેર જઈ ત્યાના હરરાજ (સ૦ ૧૬૧૮ થી ૩૪) ની રાજસભામા વાદીઓ સાથેના વાદમા જય પ્રાપ્ત કર્યો" એ પ્રમાણે (સત્ય ઇતિહાસમાથી સક્ષેપીને) ટુકો ઇતિહાસ જણાવવા દ્વરા પણ સાર્થક કર્યો ત્યારે લેખાત કે—

તે સંક્ષેપને બ્હાને પણ જો તેમણે "રાજસભામાં ખરતરગચ્છીય વાદીઓ સાથેના" એ વાક્યમાંના (તે ઇતિહાસના પ્રાણસમા) 'ખરતરગચ્છીય' શબ્દને જ ઉડાવી ન દીધો હોત!

**તે જ પારામાં આગળ જતાં દેશાઈએ જે**–'આ૦ શ્રી હીરસૂરિજી, અકબર પાસે (સં૦ ૧૬૩૯ થી ૪૨) રહ્યા **તે દરમ્યાન વિરોધ વધતાં** વળી પાછા ગુજરાતમાં આવ્યા પછી" એ પ્રમાણે સંક્ષેપીને ઇતિહાસ રજુ કરેલ છે, તે મૂળ વિશાલ ઈતિહાસમાંના–'**તે દરમ્યાન**' વાક્ય પછીનો અને અંતિમ '**વિરોધ વધતાં**' એ વાક્યની પૂર્વેનો "ખરતરગચ્છીય આ૦ શ્રી જિનચંદ્રસૂરિનો તપાગચ્છીય પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના હાથે રાજસભામાં સં૦ ૧૬૪૨માં પાટણમાં અને સં૦ ૧૬૪૩માં અમદાવાદમાં સજ્જડ પરાભવ થવા પૂર્વક 'પ્રવચન પરીક્ષા' ગ્રંથ સાચો ઠરવાથી ખરતર ગચ્છવાળાઓના" એ મુજબના (તે બે વાક્યની વચ્ચેના ૧૦૦ અક્ષર પ્રમાણ)-તે ઈતિહાસના પ્રાણસમા વિશાળ ઇતિહાસને સંક્ષેપ કરવાને બ્હાને ઉડાવી દઈને 'તે દરમ્યાન વિરોધ વધતાં' એટલો ૧૧ અક્ષર પ્રમાણ જ ઇતિહાસ રજુ કરેલ છે. તે જોતાં દેશાઈએ, આ રીતે પ્રસંગ પડયે સતે ઈષ્ટપક્ષને બાધક હોય તેવો અતિ મહત્ત્વનો ઘણો પણ ઇતિહાસ વચ્ચેથી ઉડાવી દેવાના ઈરાદે પોતાના પુસ્તકના આ 'જૈન સાહિત્યનો ઇતિહાસ' નામમાં 'સંક્ષિપ્ત' શબ્દ યોજ્યો હોય એમ માનવું થાય છે એટલા બધા મહત્ત્વના વિશાળ ઇતિહાસમાંથી માત્ર '**તે દરમ્યાન વિરોધ વધતાં**' એટલા જ શબ્દોને ઇતિહાસ જણાવવામાં શ્રી દેશાઈનો આશય, તે વિરોધ વધવાનો આરોપ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજ ઉપર મૂકવાનો હોય એમ પણ તરી આવે છે! કે–જે આશય, ઇતિહાસકારને ઇતિહાસકાર તરીકે લેખાવવાને બદલે ખુલ્લા પક્ષકાર લેખાવી રહેલ છે!

**તે પારામાં એ મલીન આશય સૂચક સંક્ષિપ્ત ઇતિહાસ પછી** [ઐતિહાસિક રાસ સંગ્રહ (વિજયતિલકસૂરિરાસ) ભા૦ ૪ થો, સં૦ ૧૯૭૭ માંના '**નિરીક્ષણ**' શીર્ષક તળેના લખાણના પેજ ૧૩ના પેરા બીજામાં ઇતિહાસવેત્તા મુનિ શ્રી વિદ્યાવિજયજીએ, બાર બોલનો પટ્ટક બન્યાનું ગામ, સંવત, માસ અને વાર 'આ બાર બોલ સં૦ ૧૬૪૬ના પોષ વદિ ૧૩ના દિવસે **પાટણ**માં બહાર પડયા હતા.' એ પ્રમાણે ઋષભદાસ કવિના નામે જણાવેલ હોવા છતાં] શ્રી દેશાઈએ,-'**અમદાવાદ**માં હીરવિજયસૂરિએ × × × બાર બોલરૂપી આજ્ઞાઓ જાહેર કરી, સં૦ ૧૬૪૬' એમ લખીને તે 'બાર બોલ' બન્યાનું સ્થળ પાટણને બદલે અમદાવાદ જણાવેલ છે અને બન્યાનો માસ તથા વાર જણાવેલ નથી, તે બદલ તેમણે તેવો કોઈ આધાર આપીને તેવી ફેરફારી જણાવેલ હોત તો તે મનસ્વી ન ગણાત

**પેજ ૫૮૫, પારા ૮૫૨માં દેશાઈએ જે**–"આ સમયમાં ધર્મસાગર ઉપાધ્યાય–એક પ્રખર સ્વસંપ્રદાયી થયા, અને તે તરીકે બીજા સંપ્રદાયોના ખંડનાત્મક ગ્રંથો

તેમણે બનાવ્યા." એ પ્રમાણે લખ્યું છે, તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજને અને તેઓશ્રીએ રચેલા સિદ્ધાંત સંરક્ષક ગ્રંથોને ખોટી રીતે જ કલેશકારી લેખાવવાના બદહેતુ સૂચક છે.

કારણ કે "ખરતર ગચ્છીઓએ પોતાના સં૦ ૧૨૦૪થી નીકળેલા મતને પ્રાચીન અને સિદ્ધાંતાનુસારી લેખાવવા સારૂ પૂર્વપક્ષ તરીકે જ્યારે વાસ્તવિકતયા પ્રાચીન અને સિદ્ધાંતાનુસારી એવા શ્રી તપાગચ્છ અને રાજરાજેશ્વર પૂજ્ય તપાગચ્છાધિપતિ આ૦ શ્રી જગચ્ચંદ્રસૂરિજી, વાદિદેવસૂરિજી, હેમચંદ્રસૂરિજી મહારાજાદિ શાસનસ્તંભોની પણ પોતાના રચેલા-'સિદ્ધાંતસામાચારી, પર્યૂષણાનિર્ણય, ગણધરસાર્ધશતક, સંદેહદોલાવલી, તપોટમતકુટ્ટન,-વિધિપ્રપા, સંઘપટ્ટક' વગેરે ગ્રંથોમાં નિંદા કરીને પણ પોતાની અસત્ય પ્રરૂપણાઓને સૈદ્ધાંતિક લેખાવવા સારૂ તપાગચ્છની સાચી માન્યતાઓનું ખંડન કર્યું છે, ત્યારે જ ઉત્તરપક્ષ તરીકે મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી મહારાજે પોતાના રચેલા-'પર્યુષણાદશશતક, ઉત્સૂત્રપદોદ્દ્ઘાટનકુલક, ઈર્યાપથિકીષટ્ત્રિંશિકા, તત્ત્વતરંગિણી, પ્રવચનપરીક્ષા, ઔષ્ટ્રિકમતોત્સૂત્ર પ્રદીપિકા' વિગેરે સિદ્ધાંતાનુસારી ગ્રંથોમાં તે તે નિંદક ખરતર ગચ્છીઓની અને તેમની પ્રરૂપણાઓની તથાસ્વરૂપે ઓળખ કરાવવા પૂર્વક તપાગચ્છ અને તે તે તપાગચ્છીય મહામહર્ષીઓએ અપનાવેલી માન્યતાઓનું સિદ્ધાંતાનુસારિત્વ જ્ઞાપક મંડન કરવું આવશ્યક બનેલ છે, એમ તે લેખક દેશાઇ પણ જાણે છે, છતાં તેમણે તે તે ગ્રંથકર્તા ખરતર ગચ્છીઓને સ્વસંપ્રદાયવાદી અને તેમના તે તે ગ્રંથોને ખંડનાત્મક લેખાવવાને બદલે તે પૂ૦ મહોપાધ્યાયશ્રી અંગે તેમ જ તેઓશ્રીના તે તે મંડનાત્મક ગ્રંથો અંગે તેવા કૂટ આક્ષેપો કર્યા છે!"

તદુપરાંત ખરતર ગચ્છીઓએ રચેલા પૂર્વોક્ત ગ્રંથોમાંની તથાપ્રકારની અસત્ય પ્રરૂપણાઓનું ખંડન તો (આ શ્રી દેશાઈએ પ્રસિદ્ધ કરેલ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ૨ ના પેજ ૭૩૪ ઉપરના ઉલ્લેખ મુજબ) તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ની પહેલા થયેલા આ૦ શ્રી ક્ષેમકીર્તિસૂરિજી મ૦ના શિષ્ય શ્રી નયપ્રભજી આદિ તપાગચ્છીય મહર્ષિઓએ પોતાના રચેલા-'ગુરુતત્ત્વપ્રદીપ, શ્રાદ્ધવિધિવિનિશ્ચય, અવિધિવિષૌષધિ, ઉત્સૂત્રોત્ખનન=કુમતકુટ્ટન, કુપાક્ષિકસપ્તતિ તથા આચરણામહોદધિ' વગેરે ગ્રંથોમાં પણ કરેલું હોવાનું જાણવા છતાંય શ્રી દેશાઈએ તે તે પૂર્વ મહર્ષિઓને સ્વસંપ્રદાયવાદી અને તેઓશ્રીના રચેલા તે તે પ્રાચીન ગ્રંથોને તો ખંડનાત્મક લેખાવ્યા જ નથી અને તે તે મહર્ષીઓની પછી થયેલા પૂ૦ મહોપાધ્યાય શ્રી અને તેઓશ્રીના રચેલા તે તે મંડનાત્મક ગ્રંથો અંગે જ તેવા કૂટ આક્ષેપો કરેલ છે, તે વસ્તુ પણ તે પૂ૦ મહોપાધ્યાયશ્રીને અને તેઓશ્રીના તે તે ગ્રંથોને ખોટી રીતે જ કલેશકારી લેખાવવાના બદહેતુસૂચક છે.

આ વસ્તુ ત્યારે જ બને કે-'તે દેશાઈ મહાશય જો-સત્યના સંરક્ષણ માટે અસત્યનું ખંડન કરનાર શાસનપ્રાણ મહાપુરુષ કરતાં અસત્યના જ સંરક્ષણ માટે સત્યનો

સર્વનાશ વેરનારા શાસનશોષક કાપુરુષોને જ શાસન અને લોકોત્તર સમાજ માટે સંરક્ષક અને શાંતિકારક તરીકે લેખવાની મતિ ધરાવનારા હોય. અને તો જ તે શ્રી દેશાઈને તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે રચેલા–'શ્રી કલ્પકિરણાવલિ, શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ અને શ્રી તપગચ્છ પટ્ટાવલી' જેવા કેવલ મંડનાત્મક ગ્રંથો તો સૂઝયા જ ન હોય!'

**પેજ ૫૮૫, પારા ૮૫૨ માં** આગળ જતા દેશાઈએ, (પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મહારાજે રચેલા 'શ્રી તત્ત્વતરંગિણી અને ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા' એ બન્ને ગ્રંથોનો આ પહેલાની પંક્તિમા જણાવેલ 'ખંડનાત્મક ગ્રંથો'મા સમાવેશ કરેલ હોવા છતા તેમાંથી પ્રથમ)–'સં૦ ૧૬૧૭ મા ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા અને તત્ત્વતરંગિણીની વૃત્તિ રચી' એમ લખવા દ્વારા [તે બે ગ્રંથોને પુનઃ અલગ બતાવીને] તત્ત્વતરંગિણી વૃત્તિ પણ સં૦ ૧૬૧૭ મા રચી હોવાનુ જણાવ્યુ છે તે તેમને એ તત્વતરંગિણી વૃત્તિના રચના સંવત્ (૧૬૧૫)ની માહિતી જ નહિ હોવાનું સૂચક છે

આથી જ તેમને તે 'તત્વતરંગિણી' ગ્રંથની સાથે જેની રચનાના સંવતની ખબર હતી તે 'ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકા' ગ્રંથનુ પણ નામ રજુ કરવુ પડેલ છે સિવાય તેમનો આશય તો એ બન્ને ખંડનાત્મક ગ્રંથોમાથી માત્ર એક 'તત્વતરંગિણી' ગ્રંથને જ અલગ બતાવવાનો હતો અને તે એટલા જ માટે કે તેમણે તે ગ્રંથની રચના અંગેની જણાવેલી વાત ઉપર લખેલ નં૦ ૫૧૦ વાળી ફુટનોટમા ઉતારા તરીકે જણાવેલ "આ તત્વતરંગિણી વૃત્તિની સં૦ ૧૬૧૭ની લિખિત પ્રત પાટણના વડી પાર્શ્વનાથ ભંડાર દા૦ ૧૫ મા છે તેમાં જણાવ્યુ છે કે–'આ ગ્રંથનો કર્તા સર્વ ગચ્છસૂરિઓથી ઉત્સૂત્રપ્રરૂપણા માટે બહિષ્કૃત કરેલ ધર્મસાગર છે" એ (તે પૂ૦ મહો૦શ્રીના પ્રકટદ્વેષી જણાતા દૃષ્ટિરાગી એવા પઠિતમૂર્ખજને લખેલી ઢંગધડા વગરની અને મહોપાધ્યાયશ્રી પ્રતિ દ્વેષાનલ વેરતા તોછડી ભાષામય) ઉતારાને તે બહાને પ્રસિદ્ધિ આપવાની ઇષ્ટ તક સાધી લાગે છે એ સ્થિતિમા દેશાઈએ તો–"ફુટનોટમા પોતે પ્રસિદ્ધ કરેલો તે ઉતારો, ઇતિહાસ છે? કે–પૂ૦ મહો૦ શ્રી જેવા મહાપુરુષ પાસે તે સં૦ ૧૬૧૭ માં અને તે પાટણમા જ વાદમા પરાભવિત થવાને લીધે શ્રી જિનચંદ્રસૂરિના ઉ૦ ધનરાજ જેવા અધરાગી માનવીના કાજલશા હૈયામાથી ઝરેલુ અધરંગનુ સુસંબદ્ધ કાજલ છે?" એમ વિચારવા થોભ્યા વિના જ તે નિંદ્ય લખાણને પણ પ્રસિદ્ધ કરવામા ઇતિહાસકારિત્વ માનેલ છે! શ્રી દેશાઈનુ આ તે કેવુ ઇતિહાસ-કારિત્વ?

'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પેજ ૬૩૩ પારા ૯૨૯ ઉપર શ્રી દેશાઈએ પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ અંગે જે– પોતે (યશોવિ૦) [1]શ્વેતાંબર તપગચ્છમાં શ્રી હીરસૂ૦ શિષ્ય **કલ્યાણવિ૦ શિષ્ય** જીતવિ૦ના ગુરુભાઈ નયવિ૦ના શિષ્ય હતા ××× [2]પોતાના સમયમા ચાલતા અન્ય સંપ્રદાયો નામે દિગંબરમત, સ્વશ્વેતાંબરમાથી નીકળેલ

નામે પાર્શ્વચંદ્ર ગચ્છ, કડવાનો મત અને બીજાનો મત હતો [3]તદુપરાંત ધર્મસાગરે અનેક પ્રરૂપણાઓ કરી આખા શ્વે૦ ગચ્છના તંત્રને હલાવી મૂક્યું હતું અને પછી તેના શિષ્યવર્ગે તે પ્રરૂપણા ચાલુ રાખી હતી, [4]આ સર્વના મતોનો નિરાસ કરવા માટે પ્રમાણો આપવા ઉપરાત તેમની સખ્ત શબ્દોમાં ઝાટકણી કરી છે. + + + [5]ધર્મસાગર સામે પ્રતિમા શતકમાંના ૯ શ્લોક, પ્રા૦ ધર્મપરીક્ષા અને તે પર સસ્કૃતટીકા, આ ખડના ત્મક ગ્રંથો રચવામા પ્રેરણાત્મક પોતાનો દૃઢ 'દર્શન પક્ષ' છે" એ મુજબ ઇતિહાસ લખેલ છે તેની—

## નંબરવાર સમાલોચના—

૧—'કલ્યાણવિ૦ના શિષ્ય ૫૦ લાભવિ૦ના શિષ્ય જીતવિ૦ના ગુરુભાઈ૦ એમ પાટ પરપરા હોવાની સમજ વિહોણી દેશાઈની આ વાત છે

૨—તે બીજી વાતને બદલે દેશાઈએ—પૂ૦ યશોવિ૦ મ૦નો સમય તો વિક્રમની ૧૮ મી સદી છે અને દિગબર મત, પાર્શ્વચદ્ર વગેરે જણાવેલા સપ્રદાયોની ઉત્પત્તિનો સમય તો અનુક્રમે વિક્રમની બીજી અને સોળમી સદી હોવાથી "પૂર્વધર મહર્ષીઓના સમયથી માડીને પૂ૦ આ૦ શ્રી મલ્લવાદિ, વાદિ દેવસૂરિ, હેમચંદ્રસૂરિ, આણદવિમલસૂરિ, ઉપા૦ વિદ્યાસાગરજી ગણિ યાવત્ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર આદિના હાથે સજ્જડ પરાભવ પામતા પોતાના સમયમા જર્જરિતપણે રહેલા અન્ય સંપ્રદાયો નામે દિગબર મત, સ્વતપગચ્છ શ્વેતાબરમાથી નીકળેલ નામે ખરતર ગચ્છ—પાર્શ્વચદ્ર ગચ્છ૦" એમ સાચુ લખવું જોઈતુ હતુ તે ઈરાદાપૂર્વક લખ્યું નથી

૩—તે ત્રીજી વાતને બદલે દેશાઈએ—"તદુપરાંત તપાગચ્છાધિપતિ આ, શ્રી વિજયદાનસૂરિ તથા આ૦ શ્રી વિજયહીરસૂરિજી આજ્ઞાથે મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે અનેક સૈદ્ધાતિક પ્રરૂપણાઓ વડે કરીને ખરતરગચ્છ, અચલગચ્છ, કડવામતી, વીજામતી, પાર્શ્વચંદ્રગચ્છ, લુકામત વગેરે શ્વે૦ ગચ્છમાંથી મનસ્વીપંથે પળેલાઓના આખા તત્રને હલાવી મૂકીને તપગચ્છનુ પ્રાચીનત્વ સ્થાપ્યુ હતુ અને પછી તેના શિષ્યવર્ગે તે પ્રરૂપણા ચાલુ રાખી હતી" એ પ્રમાણે સલગ્ન અને હકીકતરૂપે સત્ય ઇતિહાસ રજુ કરવો જોઈતો હતો, તે ઈરાદાપૂર્વક રજુ કરેલ નથી

૪—એ ચોથી વાતને બદલે દેશાઈએ—'આ સર્વ મતોનો નિરાસ કરવા માટે પ્રમાણો આપવા ઉપરાંત તેમની સખ્ત શબ્દોમા (ઝાટકણી કરનાર મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને તો મે મારા 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' પેજ ૫૬૧, પારા ૮૧૯ વગેરેમા 'ઉગ્રસ્વભાવી, હઠાગ્રહી, ઉગ્રભાષામા પ્રહારો કરનાર' તરીકે બીરૂદાવ્યા છે ;પરતુ આ એક યશોવિ૦ને જ મે મારા ઇતિહાસમા 'સુધારક સાધુ' જણાવીને મારા લખા-

ણોમા '**પૂજ્યપાદ્-પ્રાતઃસ્મરણીય**' વિશેષણોથી સન્માનેલ હોવાથી તેમણે કરેલી તે ઝાટકણી બદલ આ યશોવિ૦ને તેવા શિરપાવો આપવાનુ મોકુફ રાખીને માત્ર એટલુ જ લખુ છુ કે–) 'ઝાટકણી કરી છે ' કારણ કે-તેમણે ખરતર ગચ્છનું ખંડન કર્યું નથી તેથી મને તેમના પ્રત્યે બહુમાન છે " એમ સાચુ લખવું જોઈતું હતુ

૫–તે પાચમી વાતને બદલે દેશાઈ એ–"હું ખડનાત્મક ગ્રથોને કલેશકારી જ લેખાવતો રહ્યો હોવા છતા ખરતર આદિ ગચ્છો સામે તેવા ગ્રથો લખનાર મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ સામે શ્રી યશો૦વિએ 'તેમને **પાસત્થો** વગેરે શબ્દોમાં ગાળો દેનારા નવ શ્લોકો પ્રતિમા શતકમા લખીને તેમ જ ધર્મપરીક્ષામાં તેમની સૈદ્ધાતિક પ્રરૂપણાઓને પક્ષમ-મત્વાદિના કારણે અસત્ય જણાવવા દ્વારા ખરતરો આદિને ખુશ કરનારા' ખડનાત્મક ગ્રથો લખ્યા તેથી જ યશોવિજયજી માટે મેં '**તે ગ્રથો રચવામાં પ્રેરણાત્મક વસ્તુ પોતાનો દૃઢ 'દર્શનપક્ષ' છે.**' એમ લખેલ છે સિવાય વાસ્તવમા તો સત્યના મડન માટે મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિએ ખંડનાત્મક ગ્રથો રચવામાં પ્રેરણાત્મક '**તેઓશ્રીના દૃઢ દર્શનપક્ષનો તો કોઈ જોટો જ નથી**' એમ તેમના માર્ગે તો અન્ય સમગ્ર વિદ્વાનોનુ માનવુ છે." એમ નક્કર સત્ય લખવુ જોઈતુ હતુ

'**જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ**' **પેજ ૬૩૧ પારા ૯૨૭** મા દેશાઇએ. ['પટ્ટાવલી સમુચ્ચય' સસ્કૃત-બૂકાકાર પેજ ૧૦૬ ઉપર જણાવેલ પૂ૦ યશોવિ૦ મ૦નો જન્મ સ૦ પ્રાય ૧૬૫૦, દીક્ષા સ૦ ૧૬૫૮, વાચકપદ સ૦ ૧૭૧૮ અને સ્વ૦ સ૦ ૧૭૪૫' એ ઐતિહાસિક વાતની ઉપેક્ષા કરીને ('સુજસવેલી ભાસ'મા પ્રાય પર્યાયછેદ પછીની જણાવેલી જણાતી) સ૦ ૧૬૮૮ની દીક્ષાવાળી વાતને યેનકેનાપિ જ સાચો ઇતિહાસ લેખાવવા દ્વારા] પૂ૦ યશોવિ૦ મ૦નો જન્મ સ૦ ૧૬૮૦ જણાવીને તેઓશ્રીનુ આયુષ્ય અનુમાને ૫૩ વર્ષનુ જણાવેલ છે તે આયુષ્ય, તે ઉપા૦ મ૦ કૃત '**ગુરુતત્ત્વ-વિનિશ્ચય**' નામના ગ્રથમાના '**કર્તાનો પરિચય**' શીર્ષક તળેના પેજ ૧૦ ઉપરના લખાણમા દર્શાવવામા આવેલા–'**ઉપાધ્યાયનું જીવન શરદાંશતથી જરા પણ ન્યૂન નથી જ**' એ ઉલ્લેખ આદિને હિસાબે ૪૭ વર્ષ ઓછુ જણાવેલુ જણાતુ હોઈને શ્રી દેશાઈનો તે ઇતિહાસ પણ કયા કયા આધારે આદરપાત્ર નથી, તે બીના અવસરે જણાવવા પર રાખુ છુ હાલ તુરત માટે તો સને ૧૯૫૭ (વિ૦ સ૦ ૨૦૧૧)મા પ્રસિદ્ધ થયેલ 'શ્રી યશોવિજય સ્મૃતિગ્રથ' ગત પૂ૦ વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી પુણ્યવિ૦ મ૦ લિખિત 'આમુખ' જોવા જ સૂચવુ છુ આવા ઇતિહાસોને સમજુજનો વાસ્તવિક ઇતિહાસ શ્યે માને? કે-જેમણે સ૦ ૧૯૮૭ના આસોથી ૧૯૯૮ પોષ સુધીના 'આત્માનદ પ્રકાશ'ના અંકોમા છપાવેલા તે પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ના રાસને મથાળે પણ તેઓશ્રીની જૂઠી જ ઓળખ આપેલ છે!

**'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પેજ ૬૨૨ પારા ૯૧૩મા શ્રી** મો૦ દ૦ દેશાઈએ, [ પોતાના તે પુસ્તકની પ્રસિદ્ધિના સં૦ ૧૯૮૯મા પૂ૦ દર્શનવિજયજી ત્રિપુટીએ પ્રસિદ્ધ કરેલ **'શ્રી પટ્ટાવલી સમુચ્ચય'** ભા૦ ૧ના પેજ ૧૦૫ ઉપર (સં૦ ૧૯૬૯ના **'જૈનશાસન'** પત્ર અંક ૮મા પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે પ્રસિદ્ધ કરાવેલ 'क्रियोद्धारक योगीश्वर श्रीसत्यविजयजी पन्यासका [1]आत्मजीवन' શીર્ષક તળેના વિશાલ લેખમા 'एव'કાર પૂર્વક શ્રી આનંદઘનજીને ખરતરગચ્છના લેખાવતો કરેલો ઉલ્લેખ ખટકવાથી ) જે-"श्री आनन्दघन । ये तपागच्छे वैराग्यपूर्णं निस्पृहीएस्तत्त्ववेदिनोऽध्यात्मशेखरा उपाध्यायशोविजयकृतबहुमानस्तवा योगिराजोऽभुवन् ।" એ પ્રમાણેના અન્યના ઉલ્લેખને પ્રસિદ્ધ આપેલ છે, તે પ્રસિદ્ધિને માન્ય નહિ કરવારૂપે—એટલે કે-તે પ્રસિદ્ધિ મુજબ શ્રી આનંદઘનજીને તપગચ્છના નહિ લેખવા દેવા સારૂ ] જે-'આનંદઘન, યશોવિજયના સમકાલીન પણ તેમના કરતા જ્યેષ્ઠ શ્રી લાભાનંદ નામના **શ્વેતાંબર સાધુ** થયા' એમ મોઘમ લખ્યુ, પરંતુ તેમાં 'શ્રી લાભાનંદ (આનંદઘન)જી નામના **ખરતરગચ્છીય શ્વેતાંબર સાધુ** થયા' એમ સ્પષ્ટ ન લખ્યુ તે ઇતિહાસકારિત્વમા ભીરૂતાસૂચક દૂષણરૂપ છે

જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'ની તે કલમ ૯૧૩મા આગળ જતા શ્રી દેશાઈએ જે-"શ્રી હેમચંદ્રાચાર્યે લોકાનુગ્રહમાં આત્મા અર્પણ કર્યો ( અર્થાત્ તેમણે લોકોપકારી સાધનપ્રવૃત્તિને મુખ્ય કરી અને આત્મહિત સાધન પ્રવૃત્તિને ગૌણ કરી! જયારે) શ્રી આનંદઘનજીએ આત્મહિત સાધનપ્રવૃત્તિને મુખ્ય કરી' એમ લખ્યુ છે તે, તે લૌકિક લોકોત્તર પ્રસિદ્ધ આચાર્યના જ્ઞાનાદિ પાચ આચારના પાલનયુક્ત એવી પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ શ્રી પ્રવચનમાતાના પાલનમય ગચ્છવાસના વ્યવહાર ચારિત્રના પાલનથી જ પ્રાપ્ત થતા અને નીભતા શુદ્ધ ચારિત્રજીવન પ્રત્યેના અનાદરનુ સૂચક છે

## આવાં લેખકને શીખામણ શું કરે ?

અત્ર લેખક શ્રી દેશાઈ શ્રી આનંદઘનજી મ૦ના વસતિત્યાગ, સાધુક્રિયા અને ગચ્છનિરપેક્ષ એવા આધ્યાત્મિક યોગીપણામા જ સમસ્ત પ્રકારે આત્મકલ્યાણ દેખવા તરીકેની અજ્ઞાનદૃષ્ટિ ધરાવનાર તરીકે ખુલ્લા પડી જવા પામેલ છે આ અજ્ઞાનતાના પ્રતાપે તેઓ આ૦ શ્રી હેમચંદ્રસૂરિજીએ રચેલા શ્રી સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન, અભિધાનચિંતામણિ વગેરે લોકોપકારી ગ્રંથરચના અંગેની તેઓશ્રીની પ્રવૃત્તિને જ મહાન્ આચાર્યશ્રીની મુખ્યપ્રવૃત્તિ તરીકે જોઈ શકેલ છે, પરંતુ તેઓશ્રીએ, આત્મહિતના મુખ્યસાધન તરીકે રચેલા પ્રૌઢાતિપ્રૌઢ એવા યોગશાસ્ત્ર, દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા, વીતરાગસ્તોત્ર,

---

[1] આ લેખ ઐતિહાસિક અનેક બીનાઓ ઉપર પ્રકાશ પાડતો હોઈ ને તેને લેખશ્રીના જ શબ્દોમા આ પછી યોગ્ય સ્થળે પ્રસિદ્ધ કરવામા આવશે

ધર્મમા પ્રસારેલી ભારે વિષમતાને ઉપર્યુક્ત શાસનપ્રાણ મહોપાધ્યાયજીના અજોડ શાસન-રંગી અને સમર્થ વિદ્વાન્ શિષ્ય–પ્રશિષ્યો, મહો૦ શ્રી નેમિસાગરજી ગણિ, મહો૦ શ્રી શ્રુતસાગરજી ગણિ, શ્રી ભક્તિસાગરજી ગણિ, શ્રી શાંતિસાગરજી ગણિ તથા એ જ શ્રી સાગરગચ્છે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ના હસ્તે પ્રથમ આચાર્યપદથી વિભૂષિત બનનાર પ્રખરવાદી મહામહોપાધ્યાય શ્રી મુક્તિસાગરજી ગણિવરાદિ શ્રી વીતરાગ ધર્મના અજોડ સંરક્ષક શ્રમણ ભગવંતોએ, તે આણસૂરગચ્છજન્ય વિષમતાને જહાંગીર પાદશાહની સભા આદિ દ્વારા પણ નિર્માલ્ય બનાવી દેવાપૂર્વક લોકોને વીતરાગ ધર્મની સન્મુખ કર્યા હોવાની બીના ઇતિહાસ પ્રસિદ્ધ છે. કે જે સમય અધ્યાત્મયોગી શ્રીમદ્ આનંદ-ઘનજીનો જ હતો

આમ છતા ઇતિહાસ પ્રસિદ્ધ એવી તે ગઘળી બીનાના સુમાહિતગાર શ્રી મો૦ દ૦ દેશાઈએ શ્રી આનંદઘનજી મ૦ના વનવાસ ગમનના બતાવેલા કારણો તરીકે જે-'તે સમયે વીતરાગ ધર્મની વિમુખતા, વિષમતા બહુ વ્યાપી ગઈ હતી' એમ ઓઘે જણાવ્યુ છે, તેમા તેમણે તપાગચ્છને પણ સંડોવવાની ઈરાદાપૂર્વક ભૂલ કરી જણાય છે

**વસ્તુતઃ તો**–"શ્રી લાભાનંદજી સ્વીકૃત ખરતરગચ્છના આચાર્યો આદિએ ગચ્છવ્યા મોહમાં અંધ બનીને–'ભૈરવદ્વારા તપગચ્છના ૭૦૦ સાધુઓને હણાવવા, નવાંગીટીકાકાર પૂ૦ આ૦ શ્રી અભયદેવસૂરિજી મ૦ને પોતાના ગચ્છના લેખાવવા સારૂ પાટણસ્થિત ચોરાશીયે ગચ્છના યતિઓને જેસલમેરી કામળીઓ આપીને પણ પોતાના પક્ષે ઊભા કરવા, પોતાના **'સામાચારીશતક'** ગ્રંથમા યતિઓની ૧૦૦ કૃત્રિમ સહીઓવાળું પત્રક ઘુસાડી દેવા, દુર્લભરાજે પોતાને ખરતર બિરૂદ આપેલ હોવાનો અસત્ય પ્રચાર કરવો, પ્રાચીન હસ્ત-લિખિત પ્રતોમાના પોતાને ખોટા લેખાવતા દસ્કતો ઉપર હરતાલ લગાવીને તેના સ્થાને 'खरयर' શબ્દો ગોઠવી દેવા' ઇત્યાદિ પ્રકારની આચરેલી દુષ્પ્રવૃત્તિથી શ્રી લાભાનંદજી માહિતગાર થયા હોય અને તેના પરિણામે તેઓશ્રીએ, 'તેવી પ્રવૃત્તિમા તો સ્વીકૃત આત્મકલ્યાણી શ્રી વીતરાગ ધર્મથી ખુલ્લી વિમુખતા રહેલી હોઈને તેમા તો આત્મનુ નિશ્ચયે અધઃપતન સમાયેલુ છે' ઇત્યાદિ પ્રકારે નિજના ગચ્છવાસી આચાર્યાદિઓને ભલી લાગણીથી વારંવાર પણ કહ્યુ હોય, છતા તે તે આચાર્યાદિ દ્વારા વ્યુદ્ગ્રાહિત બનાવાએલા લોકોએ, તે સ્વપર આત્મહિતસ્વી એવા શ્રી લાભાનંદજીને ગચ્છદ્રોહી લેખાવીને સાભળ્યા જ ન હોય, એ બીના સંભવિત જણાય છે"

(૫)-શ્રી આનંદઘનજી મ૦ જેવા મહાન્ અધ્યાત્મયોગી અંગે અહી શ્રી દેશાઈએ જે-'લોકો ધર્મને કે આનંદઘનજીને પીછાણી ન શક્યા પરિણામે આનંદઘનજીને લાગ્યુ કે પ્રબળ વ્યાપી ગયેલી વિષમતાને યોગે પરમાર્થપ્રકાશ કારગત નથી" એ પ્રમાણે કલમ લખી છે તે શ્રી આનંદઘનજી મ૦ને અધ્યાત્મીપણાથી તો ખરા જ, પરંતુ સામાન્ય મુનિપણાથી પણ દૂર લેખાવતી હોવારૂપે શ્રી દેશાઈને કેમ ન ભાસી? તે આશ્ચર્ય ગણાય

**હા, શ્રી દેશાઈની તે કલમનાં સ્થાને એમ હોવું જરૂર સંભવિત છે કે-**
"ઉપરની કલમ ૪ માં જણાવ્યા મુજબ તે સમયે પોતાના ખરતરગચ્છને વિષે વ્યાપેલી શ્રી વીતરાગધર્મની વિમુખતાના ભોગ બનેલા ભદ્રિક લોકોને નિઃસ્પૃહી મહાત્મા શ્રી આનંદઘનજીએ ધર્મસન્મુખ કરવા સતત પણ પ્રયાસ કર્યો હોય અને તેઓશ્રીના તે આત્મહિતકર પ્રયાસને તે ગુરુવ્યુદ્ગ્રાહિત લોકોએ, વિરોધીના પ્રયાસ તરીકે માનીને કારગત થવા ન દીધો હોય"

તે સમયને સંગત એવી ઉપર્યુક્ત સંભાવનાને પણ વિચાર્યા વિના-[ચારિત્રના અસંખ્યાત ભેદવાળા છઠ્ઠા ગુણસ્થાનકે વિરાજતા મુનિઓમાના કોઈ કોઈ મુનિને છેવટ ઉક્ત ગુણસ્થાનકના અસંખ્યાતમા ભેદેય ચારિત્ર લાભતું હોય છે, એ શાસ્ત્રીય બીના સામે લગભગ આંખમીંચામણા કરીને પોતાના ઇતિહાસોના પાને પાને તેવા તારતમ્યમય ચારિત્ર-જીવનવાળા સઘળા મુનિઓના ચારિત્રજીવનની જાણે કે પોતે પારાશીશી હોય, એ પ્રકારે વિવિધ મૂલ્યાંકનો રજુ કરવા દ્વારા ભૂત અને વર્તમાનકાલીન પૂ૦ ગીતાર્થપ્રવરો કરતાંયે પોતાને વિશિષ્ઠ જ્ઞાની લેખાવવાનો આડંબર કરનાર] આપણા આ સમયધર્મને વરેલા એડવોકેટ લેખકશ્રી, જો "જૈન મુનિને ઉપદેશદ્વારા અપાતા શ્રી વીતરાગના ધર્મને કે પોતાને લોકો ઓળખે કે ન ઓળખે, વ્યાપી ગયેલી પ્રબળ વિષમતાના યોગે પોતે ધારાબંધ ઉપદેશદ્વારા પણ રજુ કરવામા આવતો પરમાર્થ પ્રકાશ લોકોમા કારગત નીવડે કિંવા ન પણ નીવડે. છતાં તેઓના ઉપકાર અર્થે મુનિએ કરાતી તે ઉપદેશ પ્રવૃત્તિમા જૈન મુનિ પોતાને તો એકાંત નિર્જરાનો લાભ જ માનનારા હોય છે" એ જૈન મુનિના ચારિત્રધર્મથી સામાન્ય પણ જ્ઞાત હોત તો તેમણે શ્રી આનંદઘનજી મ૦ જેવા અધ્યાત્મ યોગી અંગે તે પાંચમી અજૈની જણાતી કલમ હરગીજ ન લખી હોત

(૬)-'શ્રી વીતરાગ પરમાત્મા મહાવીર ભગવંત પ્રરૂપિત પહેલી દેશનાનો સર્વાંગ સંપૂર્ણ એવો આત્મજ્યોતિર્મય પરમાર્થ પ્રકાશ, વિશાલ લોકપર્ષદૂમાના એકાદ પ્રાણીને પણ કારગત ન થયો, તેમા તે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ આત્મહિત ગૌણ થયુ માન્યું કે લેખાવ્યુ નથી.' એમ શાસ્ત્રાવબોધ ધરાવનાર શ્રી આનંદઘનજી મ૦ને 'પોતાનો પરમાર્થ પ્રકાશ લોકોમા કારગત ન નીવડે તેમા આત્મહિત ગૌણ થઈ તેમા બાધા આવે છે.' એમ લાગ્યું હોવાની આ કલમ લખનાર શ્રી દેશાઈએ, તે કલમદ્વારા તેવા અધ્યાત્મી મહાપુરુષની લઘુતા જ કરી હોવાનુ નમ્ર મંતવ્ય છે

(૭,-'ક્રમે યથાખ્યાત ચારિત્રના શિખરે સ્થાપનાર છઠ્ઠા ગુણસ્થાનકવાળા ગચ્છ-નિર્વાહક એવા વ્યવહાર ચારિત્રધર્મનુ અષ્ટપ્રવચનમાતાનુ યથાર્થ જ્ઞાન ધરાવનાર શ્રી ગણધર ભગવંતોએ પણ કૈવલ્યની પ્રાપ્તિ પર્યંત નિરતિચારપણે પાલન કર્યું છે' એ પ્રકારનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર શ્રી આનંદઘનજી માટે-"તેઓ (આ કલમના ' ' એ

મહાદેવસ્તોત્ર, યોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા આદિ સેંકડો મહામૂલા આધ્યાત્મિક ગ્રંથો અને શ્રી કુમારપાલ જેવા રાજવીને પરમાર્હત્ બનાવીને તે ગ્રંથોના કરાવેલા અનેક ભંડારો વગેરે અંગેની વિદ્વદ્વર્યોને જણાઈ આવતી તેઓશ્રીની અસ્થિમજ્જામય આધ્યાત્મિકપ્રવૃત્તિની મુખ્યતાને નીહાળવાની આતરદૃષ્ટિથી તો આજીવન વેગળા જ રહ્યા જણાય છે

આ સ્થિતિમા આ લેખક ભાઇ દેશાઇને "કયા વસતિવાસમય એવો સહજ આત્મકલ્યાણી ગુરુકુલવાસ અને કયા શાસ્ત્રીયરીતે ચારિત્રપાલન અને રક્ષણના સાધનોના અભાવવાળો પંચમકાલીય વનવાસ? આથી જ શ્રીતીર્થંકરભગવંતો, ગણધરભગવંતો અને પૂર્વધરભગવંતો વગેરેએ શુદ્ધચારિત્રના પાલનને યોગ્ય તો વસતિવાસ અને ગચ્છવાસ જ દીઠેલ છે, માનેલ છે અને આજીવન સેવેલ છે" એ બધી સમજણ વસાવીને પછી એ સંબંધમા બોલવાનુ રાખવાની કોઇ શિખામણ આપે તોપણ તે શિખામણ આવા લેખકને હિતકારી શ્યે બને?

**શ્રી દેશાઈએ, ઇતિહાસરૂપે લખેલી ઉપર્યુક્ત ૯૧૩મી કલમ સંલગ્ન આ પ્રમાણે છે:**—"શ્રી આનંદઘનજીએ સ્વપરહિતબુદ્ધિથી લોકોપકારી [1]પ્રવૃત્તિ શરૂ કરી આ મુખ્ય પ્રવૃત્તિમા આત્મહિત ગૌણ[2] કર્યું પણ વીતરાગધર્મવિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઇ[3] હતી કે—લોકો ધર્મને કે આનંદઘનજીને પીછાણી ન શકયા—ઓળખી ન [4]શકયા પરિણામે શ્રી આનંદઘનજીને લાગ્યુ કે—પ્રબળ વ્યાપી ગયેલી વિષમતાના યોગે લોકોપકાર, પરમાર્થપ્રકાશ કારગત થતો[5] ‚થી અને આત્મહિત ગૌણ થઈ તેમા બાધા આવે[6] છે, માટે આત્મહિતને મુખ્ય કરી તેમા પ્રવર્ત્તવું યોગ્ય[7] છે આવી વિચારણાએ પરિણામે તે લોકસંગ તજી દઇ વનમા ચાલી[8] નીકળ્યા વનમા વિચરતા છતાં અપ્રકટપણે રહી ચોવીશી, પદ આદિવડે લોકોપકાર તો કરી જ[9] ગયા નિષ્કારણ લોકોપકાર એ મહાપુરુષોનો ધર્મ [10]છે પ્રગટપણે લોકો આનંદઘનજીને ઓળખી ન [11]શકયા, પણ આનંદઘનજી અપ્રગટ રહી તેમનુ હિત કરતા ગયા"

શ્રી દેશાઈએ આ કલમ લખતા માન્યુ હોય કે-પોતે શ્રી આનંદઘનજીના ગુણાનુવાદરૂપે ઇતિહાસ લખી રહેલ છે, પરંતુ તે કલમગત તેમનુ ઉક્ત ધ્યેય કદાચ—પોતાના સમકાલીન લગભગ મુનિરાજોને સાધુ નહિ લેખવા દેનારા સમયધર્મના ચેપથી વાસિત એવા નિજના સુધારકપણાના રંગે રંગાયેલુ જણાય છે અન્યથા શ્રી દેશાઈએ, તે કલમ દ્વારા શ્રી આનંદઘનના ગુણાનુવાદને બ્હાને તેઓશ્રીને આ નીચે નંબરવાર જણાવાતી ૧૧ સ્ખલનાદ્વારા તેઓશ્રીના અધ્યાત્મની ન્યૂનતા બતાવવાની ભૂલના ભોગ ન બન્યા હોત

(૧) શ્રી તીર્થંકરપરમાત્માના ગણધરભગવંતોએ, જે સ્વપરહિતબુદ્ધિથી લોકોપકારી પ્રવૃત્તિ શરૂ કરી તે પ્રવૃત્તિને જેઓ આચરતા હોય તેઓ જ વીતરાગના સાધુ કહેવાય છે, એવી સમજ ધરાવનારા શ્રી આનંદઘનજીએ, જૈનમુનિની ઉક્ત સ્વપરહિતબુદ્ધિવાળી

શાસ્ત્રોક્ત પ્રવૃત્તિને ત્યજી દઈ ને પોતાની **સ્વપરહિતબુદ્ધિથી લોકોપકારી** પ્રવૃત્તિ શરૂ કરી હોવાનું લેખાવવામા શ્રી દેશાઈએ, તેઓશ્રીને પરંપરા શુદ્ધ એવા અધ્યાત્મયોગી ઓળખવાના દ્વાર બંધ કરી દેવાની સ્ખલના વહોરી છે

(૨)-શ્રી દેશાઇનાં આ કથન મુજબ શ્રી આનંદઘનજીએ શરૂ કરેલી તે **મુખ્ય પ્રવૃત્તિમાં** તેઓશ્રીએ જો આત્મહિત ગૌણ કર્યું હોત તો ઉપર જણાવેલી કલમમાં તે દેશાઈ એ જ જણાવેલા-'**સ્વપરહિતબુદ્ધિથી લોકોપકારી પ્રવૃત્તિ શરૂ કરી**' એ વાકયને અર્થશૂન્ય માનવુ રહે કારણ કે-આ વાકયવડે દેશાઇએ અર્થાપત્તિથી-'તેઓશ્રીએ સ્વપરહિતબુદ્ધિ ધરાવી નહોતી' એમ લેખાવવાદ્વારા શ્રી આનંદઘનજીના અધ્યાત્મને મનસ્વી લેખાવવાની ભૂલ કરી ગણાય કારણકે-શાસ્ત્રે, સ્વપરહિતબુદ્ધિથી કરાતી પ્રવૃત્તિમા મુનિને આત્મહિતની મુખ્યતા ગણાવી છે

(૩)-શ્રી દેશાઈની-'પણ વીતરાગધર્મની વિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઇ હતી' એ વાત વિક્રમના તે ૧૭-૧૮મા સૈકામા થએલા શ્રી આનંદઘનજીના સમયે તો ગચ્છાધિપતિ શ્રી વિજયસેનસૂરિજીના સામ્રાજ્યે પ્રવર્ત્તતા અને વિ૦ સ૦ ૧૬૭૩મા તો માંડવગઢ મુકામે શ્રી જહાંગીર જેવા મોગલબાદશાહે પણ ખરા નાયક તરીકે દાંડી પીટીને પ્રશંસાપૂર્વક પ્રસિદ્ધ કરેલા ગચ્છાધિપતિશ્રી વિજયદેવસૂરિજીના એકછત્રી સામ્રાજ્યે ૩૦૦ પંડિત મુનિવરો આદિ સેંકડો ઉત્તમ ચારિત્રવંત મુનિવરોના સજાગનેતૃત્વતળે આખો શ્રી ચતુર્વિધ સંઘ પ્રવર્ત્તતો હોઈને તેમા શ્રી વીતરાગધર્મની સન્મુખતા તો સર્વત્ર પ્રવર્ત્તતી હતી એ બીના ઈતિહાસપ્રસિદ્ધ પણ છે આ વસ્તુ શ્રી દેશાઇના પણ ખ્યાલમા જ હોય છતાં પણ તેમણે 'તે વખતે વીતરાગધર્મની વિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઈ હતી' આ કથન કથેલ છે, તે તે સમયની પ્રશંસનીય ધર્મસન્મુખતાનુ તથા ઇતિહાસનુ લોપક એવુ મનસ્વી છે શ્રી આનંદઘનજીને વનવાસ જવામા આ પ્રકારે મનસ્વી કારણો જણાવવામા તો દેશાઈ એ શ્રી આનંદઘનજીનુ વનવાસ-ગમન પણ પ્રકૃતિજન્ય લેખાવ્યુ ગણાય

(૪)-વિક્રમના ૧૭મા સૈકામા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના સામ્રાજ્યે પણ વીતરાગ ધર્મની સર્વાંગ સન્મુખતાધારી અને સર્વદિગ્વિજયી તરીકે શાસ્ત્ર અને ઇતિહાસ પ્રસિદ્ધ મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિવરે, પારંપરિક શ્રી તપાગચ્છમાથી ઉદ્ભવેલા-પૂનમીયા, આચલિક, સાર્દ્ધપૂનમીયા, આગમીયા, લોકા, વીજામતી, કડવામતી વગેરેએ વીતરાગ ધર્મમા પ્રસારેલી વિષમતાને અતિપ્રાચીન એવા '**ઉત્સૂત્રકંદકુદ્દાલ**' ગ્રંથના આધારે ડામી દેવાપૂર્વક લોકોને વીતરાગ ધર્મની સન્મુખ કર્યા બાદ -

વિક્રમના ૧૭-૧૮મા સૈકામા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિ સામ્રાજ્યે પણ મૂળ શ્રી તપાગચ્છમાથી જ પ્રતિસ્પર્દ્ધિપણે ઉદ્ભવેલા શ્રી આણસૂરગચ્છીઓએ શ્રી વીતરાગ

કોમામાં જણાવ્યા મુજબ ક્રમે આધ્યાત્મિકપણાથી છલાછલ ભરપૂર એવા યથાખ્યાત ચારિત્રને પણ પ્રાપ્ત કરી આપનાર વ્યવહારનય આશ્રિત ૧૭ પ્રકારના સંયમવાળા) વ્યવહાર ચારિત્રરહિત એવા કેવળ આધ્યાત્મિક ધર્મમા આત્મહિત માનીને તેમાં પ્રવર્ત્યા" એવુ અસંગત લખાણ કરવા વડે દેશાઈએ શ્રી આનંદઘનજી મ૦ને 'ઉક્ત વ્યવહાર-ચારિત્ર ધર્મમા અધ્યાત્મધર્મ તો સમાવિષ્ટ છે જ' એ શાસ્ત્રીય સમજથી પર લેખાવવાનુ દુઃસાહસ કર્યું જણાય છે

(૮) કોઈ કોઇ જૈન મુનિઓ આગમવિહારી દશપૂર્વધર શ્રી વજ્રસ્વામીના સમય સુધી લોકસંગ તજીને વનવાસનુ સેવન કરતા હતા, પરંતુ તે પછી સાધુઓ માટે તે વર્તન અહિતકર લેખાવા પામીને સ્થગિત થયું હોવાનુ જાણવા છતાં શ્રી દેશાઈએ, તેમના ઇતિહાસની ૯૨૩ મી કલમમાની ઉપર્યુક્ત નંબર સાતવાળી પેટા કલમના અનુસંધાનમા જે–'આવી વિચારણાએ પરિણામે તે લોકસંગ ત્યજી દઈ વનમા ચાલી નીકળ્યા' એમ લખ્યુ છે તે, શ્રી આનંદઘનજી જેવા અધ્યાત્મયોગીને શ્રી ઉમાસ્વાતિ વાચક વિરચિત 'શ્રી પ્રશમરતિ' ગ્રંથમાના लोक खलु आधार सर्वेषा धर्मचारिणाम्' એ વચન અનુસાર જૈન મુનિના પણ આધારભૂત લોકસંગ અને નિજનુ મુનિપણુ ક્રમે શુદ્ધ–શુદ્ધત્તર બનાવવામા પ્રબળ આલંબનની આત્મકલ્યાણી મહત્તા પાસે મુનિનુ ચારિત્ર, સહજતયા ડોળાય તેવા સ્ત્રી–શત્રુ–શ્વાનાદિ તરફના ઉપઘાતના સંભવવાળા નિર્જન પ્રદેશસ્વરૂપ વનવાસમા આ કાળે વધુ શુદ્ધ થતુ હોવાની લૌકિકમાન્યતાને પ્રધાનપદે સ્થાપીને ચાલનાર અન્યદર્શનીય મુનિ જેવા જણાવનારૂં હોઈ તે પૂ૦ અધ્યાત્મી પુરૂષની અસહ્ય હેલનાકારી જણાય છે જો મુનિનુ અધ્યાત્મમય ચારિત્ર, લોકસંગ ત્યજીને વનવાસના સેવનથી જ અધ્યાત્મપૂર્ણ એવુ ટોચનુ શુદ્ધ થતુ હોત તો ઉત્કૃષ્ટ છઠ્ઠા ગુણસ્થાનકે વિરાજતા પૂ૦ ગણધર ભગવંતો અને શ્રુતકેવલી ભગવંતો આદિ પરમ આધ્યાત્મિક મહર્ષીઓએ લોકસંગ ત્યજીને આજીવન વનવાસનુ જ સેવન કર્યું હોત. તેમ જ વનવાસ ત્યજીને વસતિવાસ સ્વીકાર્યો ન હોત અરે! છતી શક્તિએ વનવાસીપણાવાળા શ્રી જિનકલ્પનું પણ સેવન નથી કર્યું, એ ન જ બન્યુ હોત

(૯)–એ પછી લેખકશ્રીએ જે–'વનમા વિચરતા છતા અપ્રકટપણે રહી ચોવીશી પદ આદિવડે લોકોપકાર તો કરી જ ગયા' એમ લખ્યુ છે તે, સદંતર અસંબદ્ધ અને અસંગત છે કારણ કે–'વનમાં વિચરતા મુનિનુ અપ્રકટપણુ તો દેશાઇ જ લેખાવી શકે! વળી તેઓશ્રીના જણાવેલા નિર્જનપણાના સૂચક અપ્રકટપણામા તેઓશ્રીએ, અશન–પાનાદિ, લોક સિવાય કોનાથી પ્રાપ્ત કર્યાં? ચોવીશી–પદ વગેરે રચવા સારૂ જોઈતા ખડીયો–શાહી –કાગલ-કલમ વગેરે સાધનો પણ તેઓશ્રીએ લોકસંગ સિવાય શુ દેવ સાધીને પ્રાપ્ત કર્યા હતા? જો તેઓશ્રી તથાપ્રકારની લબ્ધિવાળા હતા તો તેઓશ્રી, લબ્ધિના પ્રયુજકપણાથી પર ગણાતા જૈન મુનિ નહોતા? એવા અધ્યાત્મી નહોતા? વળી લોકોપકાર માટે

તેઓશ્રી તે સાહિત્ય લખતા ગયા તો પોતાના તે લોકોપકારના ધ્યેયને ફલીભૂત કરે તેવા રાગી લોક સિવાય તે સઘળું સાહિત્ય કોને સુપ્રત કરતા ગયા ?

તથા લેખકે અહીં તેઓશ્રી અંગે જે-'લોકોપકાર કરતા ગયા' એમ જણાવ્યું તે તેમણે જ પ્રથમ જણાવેલી-'તેઓશ્રી લોકસંગ ત્યજી આત્મહિતને મુખ્ય કરી વનમાં પ્રવર્ત્યા' એ વાતને બાધક કેમ નહિ ? કારણ કે-વનમાં ગયા છતાં ત્યાંયે તેઓશ્રીના મનમાં તો લોકસંગ બેઠો હતો. એમ 'લોકોપકાર તો કરી જ ગયા' એ તેમની પંક્તિ નક્કી કરી આપે છે ! તેમ જ તેઓશ્રીએ, લોકોપકાર કરવા માટે ચોવીશી-પદ વગેરેની રચના કરવામા જેટલો કાલક્ષેપ કર્યો, એટલો ટાઇમ તો તેઓશ્રીએ વનવાસમાં પણ લોકોપકારને મુખ્યતા આપીને આત્મહિત તો ગૌણ કર્યું લેખાવ્યું હોવાથી લેખક દેશાઇની-'આત્મહિતને મુખ્ય કરી . વનમા ચાલી નીકળ્યા' એ વાત પણ ક્યાં રહી ?

(૧૦)-લોકોના નિષ્કારણ ઉપકારનુ ધ્યેય, મુનિને ચોવીશી, પદો વગેરેની રચના કરતાં તો કેઇ ગુણો નિષ્કારણ લોકોપકાર ગચ્છવાસના સેવનપૂર્વકના લોકસંગથી થતો હોવાનું સમ્યગ્જ્ઞાન ધરાવનાર શ્રી આનંદઘનજી જેવા જ્ઞાની મહાત્માએ જે સ્થાનમા તે પ્રકારનો સહજ લોકોપકાર થવો દુર્લભ છે તેવા વનવાસનુ સેવન કરવામા તેઓએ ભૂલ જ કરી એમ લેખકે લેખાવ્યુ કેમ ન ગણાય ?

(૧૧)-શ્રી દેશાઇની આ વાત સ્થિરમગજની જણાતી નથી કારણકે-'શ્રી આનંદઘનજી મ૦ વનમા અપ્રકટપણે રહ્યા તેથી તેઓશ્રીને લોકો ઓળખી ન શક્યા' એમ લખી નાખવામા દેશાઇને-'લોકોમા તેઓશ્રી તો શ્રી લાભાનંદજીના નામે જ પ્રગટ હતા, અને તે પછી વનવાસના અપ્રકટપણામા પણ લોકોને પોતાના સ્તવનો-પદો આપવા આદિમા લોકોના પરિચયથી જ લોકોમા તેઓશ્રી, અધ્યાત્મયોગી લેખાવા લાગીને 'શ્રી આનંદઘનજી' એવા નામે પ્રસિદ્ધિ પામ્યા હોવાની વાતથી 'ઓળખી ન શક્યા' એ વાત ઉપસ્થિત રહી જણાતી નથી

## <u>ક્રિયોદ્ધારક પૂ૦ પં૦ શ્રી સત્ય વિ૦ મ૦ની જીવનસૌરભ.</u>

[ પૂ૦ પંડિતવર્ય શ્રી સત્યવિજયજી ગણિનુ જીવનચરિત્ર અદ્યાપિ પર્યંત અનેક હસ્તે સંક્ષિપ્ત છતા વિવિધતયા પ્રસિદ્ધ થએલ છે, જ્યારે વીર સં૦ ૨૪૩૯ (વિ૦ સં૦ ૧૯૬૯)ના શ્રા૦ શુદિ ૧૨ને બુધવાર '**જૈનશાસનપત્ર**' અંક ૮ પેજ ૫૭ થી ૬૦ ઉપર આ નીચે જણાવાએલ શીર્ષકતળે ઇતિહાસવેત્તા પૂ૦ મુનિશ્રી વિદ્યાવિજયજી મ૦નો હિંદી ભાષામા પ્રસિદ્ધ થએલ વિશાલ લેખ, પૂ૦ પં૦ શ્રીના અખંડ ઇતિહાસના જિજ્ઞાસુજનોને સંતોષ ઉપજાવે તેવો જણાય છે

પૂ૦ વિદ્યાવિ૦ મહારાજે પ્રસ્તુત લેખ મુખ્યત્વે શ્રી બુદ્ધિસાગરજી ગ્રંથમાલા તરફથી પ્રસિદ્ધ થએલ '**જૈનરાસમાલા**' ભા૦ ૧ ગત '**શ્રી સત્યવિજયજીરાસ**' તથા તે રાસના અગ્રભાગે શ્રી મો૦ દ૦ દેશાઈએ **શ્રેષ્ઠીવર્ય શ્રી શાંતિદાસ** આદિનો પરિચય-દર્શક લખાણમાની ઉપયોગ પૂરતી બીનાઓ વગેરેને અવલંબીને ઉપસંહારયુક્ત આધાર લખેલ હોયને પ્રસ્તુત (**શ્રી મો૦ દ૦ દેશાઈની અણસમજને પણ ઉકેલતા**) લેખને-લેખશ્રીના અક્ષરશ. શબ્દોમા અત્ર પ્રસંગોપાત રજુ કરવો આવશ્યક માનેલ છે

ઉપા૦ હંસસા૦ ગણિ ]

## क्रियोद्धारक योगीश्वर श्री सत्यविजयजी पन्यासका आत्मजीवन.

(लें विद्याविजयजी व्यावर)

યદ્યપિ ઉપર્યુક્ત નામવાલે પ્રભાવિક પુરુષ આજ ઇસ સંસારમેં નહીં હૈ, પરંતુ જૈન સમાજ તો અવશ્યહી આપકે નામસે પરિચિત હી હૈ। આપ 'સપાદલક્ષ' દેશકે 'લાડોલ'નામકે ગ્રામકે રહનેવાલે થે। આપકે પિતાજીકા નામ શેઠ વીરચંદ થા। ઔર માતાકા નામ વીરમદે। વીરચંદ શેઠકા ગોત દૂગડ થા। ઉન દિનોમેં લાડોલ ગામ આજકલ જૈસા નહીં થા। બડે બડે ધની વહા રહતે થે। વ્યાપાર–રોજગારમે યહ ગામ કુછ કમ નહી થા। યે દોનો (વીરચંદ શેઠ ઔર વીરમદે શેઠાની) ઉત્તમોત્તમ ગુણોકે ભંડાર થે। જૈસે ગુણોમે યે આલે દરજ્જે કે થે વૈસે રૂપમે ભી। મધુર ભાષણ બોલને મે ભી દક્ષ થે। જિનેશ્વરકે ધર્મમે પૂર્ણ શ્રદ્ધાવાલે થે। ઇનકે વહા **શિવરાજ** નામક પુત્ર હુવા। શિવરાજ પર માતાપિતાકા બડા હી પ્રેમ થા। છોટપનહી સે ઇસકો ધર્મ પર બડા પ્રેમ હુઆ કિસી એક દિન ઉસ ગાવમે મુનિરાજ પધારે। મુનિરાજકે ઉપદેશસે શિવરાજકે હૃદયમે વૈરાગ્યને ઔર નિવાસ કીયા। ઇસને જાન લિયા :–"સંસારમે માતા પિતા વગૈરહ કોઈ કિસીકે નહી હૈ। સબ સ્વાર્થકે સગે હૈ। ઔર જિતને યે સંબંધ લગે હુવે હૈ। વેભી સબ નિરર્થક હી હૈ। કિસીસે કુછ અપની કાર્યસિદ્ધિ હોનેવાલી

૧—પૂજ્યપાદ શ્રી પન્યાસજી સત્યવિજયજીકા જીવનચરિત્ર, સંક્ષેપમે ગુજરાતી ભાષામે શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇને અપની 'જૈન રાસમાલા' નામક પુસ્તકમે ઔર મુનિશ્રી બુદ્ધિસાગરજીને અપને 'વચનામૃત'નામક ગ્રંથમે (ગુજરાતીભાષામે) લિખા હૈ। ઉન દોનો મહાશયોને 'સપાદલક્ષ' દેશ 'માલવા' દેશકો ગિના હૈ, પરંતુ વહ ભૂલ હૈ। 'સાપાદલક્ષ'દેશકો આજકાલ 'માલવા' કહતે હૈ, યહ બાત (ઠીક) નહી હૈ। ઇસકે વિષયમે બહુત અચ્છા પ્રમાણ યહ હૈ –'શિરોહી રાજ્યકા ઇતિહાસ'નામક ગ્રંથકે ૧૯૨વે પૃષ્ઠકી નોટમ લેખકને લિખા હૈ–'સપાદલક્ષ' જોધપુર રાજ્યકા નાગોરપરગના ઇસસમય 'સાવલક' યા 'શ્વલક' કહલાતા હૈ. જો 'સપાદલક્ષ'કા અપભ્રંસ હૈ। પહિલે સાભંદ તથા અજમેરકે ચૌહાનોકે આધીનકા સારા દેશ સપાદલક્ષ' કહલાતા થા। જિસ સમય ચિતૌડકે પૂર્વકે મેવાડકે ઇલાકોપર ચૌહાનોકા રાજ્ય થા, ઉસ સમય માંડલગઢ (મેવાડમે)કા હિસ્સા ભી 'સપાદલક્ષ'મે ગિના જાતા થા। ઐસા લિખા મિલતા હૈ।"

નહીં હૈ। બસ! અગર સચ્ચા કોઈ સગા હો તો વહ 'ધર્મ'હી હૈ।" ઈસ પ્રકાર વિચાર કરકે શિવરાજ મકાન પર આયા, ઔર માતા-પિતાસે દીક્ષા લેનેકી આજ્ઞા માગી। માતાને બહુત કુછ સમઝાયા કિ-'હે પુત્ર! અભી તું છોટા હૈ। તું અભી વ્રતમેં કયા સમઝતા હૈ। તેરી દેહ જૈસી કોમલ હૈ વૈસે વ્રત નહી હૈ। વ્રત બહુત કઠીન હોતે હૈ। તેરા વિરહ હમ લોગોંસે એક ક્ષણભર ભી સહ્ય નહી હોગા। સયમકો પાલના તરવારકી ધારપર ચલના બરાબર હૈ। ચારિત્રકા પાલના કયા હૈ? મેરૂકો શિરપર ઉઠાના હૈ। નિરતિચારસે વ્રતકો પાલન કરના, બેતાલીસ દોષોસે રહિત આહાર લેના, બાઈસ પરિસહોકો જીતના, શીરકે બાલોકા લોચ કરના, ખૂલે પાઉસે ચલના, હમેશા શાતિમે રહના, ઉગ્ર તપસ્યાએ કરની વગૈરહ સાધુપનેમેં પ્રધાનક્રિયાએં કરની પડતી હૈ।" ઇત્યાદિ માતાને વિલાપયુક્ત શિવરાજસે બહુત કુછ કહા; પરંતુ શિવરાજને ઇસકે પ્રત્યુત્તરમે અપની દૃઢતા ઔર વીરતા હી દિખલાઈ। જબ માતા પિતાકી એક ભી ન ચલી, તબ ઉન્હોનેં (માતાપિતાને) બડી ઉદાસીનતાસે કહા:-"હે વત્સ! યદિ તૂ દીક્ષા હી લેના ચાહતા હૈ ઔર માતાપિતાકી આજ્ઞા માનના ભી ચાહતા હૈ તો તૂ 'લુકા' ગચ્છકે આચાર્યકો બુલાવે, ઔર ધૂમધામકે સાથ તુમ્હે દીક્ષા દિલાવે'।" શિવરાજને કહા -'સુવિહિત શુદ્ધસામાચારી જિનમે હૈ ઔર જિસમે જિનેશ્વરકી પૂજા દિખલાઈ હુઇ હૈ ઉસ ગચ્છમે મૈં દીક્ષા લૂગા। ઇસ લિયે હે માત! ઐસી અનુમતિ દો જિસસે મુઝે સુખ હો।' શિવરાજકી બુદ્ધિ તપાગચ્છમે હી દીક્ષા લેનેકી થી (કયોંકિ ઉન્હે પહિલે મુનિરાજ મિલ ચૂકે થે) ઇસલિયે માતાને ભી આગ્રહકો છોડ દિયા ઔર તપગચ્છનાયક શ્રી વિજયસિંહ-સૂરીશ્વરજીકો બુલાનેકા નિશ્ચય કીયા।

વીરચંદશેઠ સઘકી આજ્ઞા લેકર શ્રી વિજયસિહસૂરીશ્વકો બડે આડંબરકે સાથ અપને ગ્રામમે લાએ। આપને યહા આકર બહુત અચ્છા ઉપદેશ દિયા, જિસસે શિવરાજકા મન દીક્ષા લેનેમે ઔર ભી પ્રોત્સાહિત હુઆ। આચાર્ય મહારાજસે શિવરાજને દીક્ષાકે લીયે વિનયપૂર્વક પ્રાર્થના ભી કી। વીરચદશેઠને અપને પુત્રકી દીક્ષાકા સમારભ શુરૂ કીયા। શિવરાજકો નાના પ્રકારકે આભૂષણસે અલકૃત કિયા। દૂર દૂરકે શ્રી સંઘકો નિમંત્રણ કિયા। સાત આઠ વરઘોડે નિકાલે। ઉત્સાહકે સાથ સારે ગામકો જિમાયા। ઉનકે વહા મગલગીન હોને લગે। બહુત પ્રકારકે બાજે બજને લગે, ઈસ પ્રકાર ધામધૂમકે સાથ ગુરુચરણમે આએ।

માતાકી આંખોમેસે અશ્રુધારા બહને લગી। માતાને ગુરુ મહારાજસે પ્રાર્થનાપૂર્વક અનુરોધ કિયા-"મહરાજ! મે આપકો શિષ્યકી ભિક્ષા દેતી હું। આપ ઇનકો બખૂબી દીક્ષા દીજીયે। પરતુ હે ભગવન્! આપસે મે વિનતિ કરતી હુ કિ-યહ મેરે હૃદયકા હાર હે। અબ મુઝસે પૃથક્ હોતા હે। અબ યહ આપકી ગોદમે આયા હે। આપ ઈન્હે અચ્છી તરહ રખિયેગા। શિક્ષાકે વચન મિષ્ટતાસે કહિયેગા। ઈન્હેં બહુત તપસ્યા કરનેસે

રોકિયેગા। વિશેષ આપસે કયા કહું? અબ યહ આપહીકા હૈ। બસ! આપહી ઉનકે માતાપિતા હૈ। સાર–સભાલ રખનેવાલે આપહી હૈ। ઈનકે અવગુણોંકા દેખકરકે ભી આપ ઈસકો દુઃખ હો એસા જરા ભી ન કરિયેગા। હે પ્રભો! થોડેહીમેં આપ સબ સમઝ લિજીયેગા ઔર મેરે વચનો પર આપ બૂરા ભી ન માનીયેગા।"

બસ! ચૌદહ વર્ષકી ઉમ્રમેં શુભ દિન ઔર શુભ સમયમે શ્રી વિજયસિંહસૂરિને શિવરાજકો દીક્ષા દી। ઔર ઉસકા નામ 'સત્યવિજય' રખા। ઈસ સમય શિવરાજ (સત્યવિજય) આનદસે ફૂલે નહી સમાતે થે। મનહી મન યહ વિચાર કરને લગે.– 'આજ મુઝે જિનેશ્વરકા ધર્મ ઉદય આયા! પુણ્ય સયોગસે મૈને આજ ચિંતામણીરત્ન પ્રાપ્ત કિયા, દુખ–દાવાનલસે આજ મે બાહર હુવા। મેરે ઘરપર આજ સુરતરુ ફલિત હુઆ।' ઇત્યાદિ

સબ લોક સૂરીશ્વરકો ઔર નયે મુનિજીકો વદના કરકે બિદા હુએ। સત્યવિજયજી ભી ગુરુજીકે સાથ અપ્રતિબધ વિહાર કરતે હુએ વિચરને લગે। ગુરુ મહારાજકા વિનય કરનેમે આપ જરા ભી પીછે નહીં રહતે થે। ઈસસે શીઘ્ર હી આપને અનેક શાસ્ત્રોકા અભ્યાસ કર લીયા ઔર જૈનશાસનકે ગુઢાર્થોમેં, ભેદોમેં ભી ગોતા મારકર થાહ લે લી।

ઉન દિનોમે આપકો યહ વિદિત હો ગયા કિ 'પંચમઆરેકે યતિ લોગોમેં સિથિલતા બઢતી જાતી હૈ ઔર વે લોગ પ્રમાદકે પૂજારી હોતે ચલેજા રહે હૈ' ઐસા દેખનેસે આપકા વિચાર ક્રિયોદ્ધાર કરનેકા હુઆ। કયોકિ આપ ખુદ વિદ્વાન્ થે, ઉત્કૃષ્ટી ક્રિયા કરતે થે। પંચમહાવ્રતકો સમ્યક્ પ્રકારસે પાલતે થે ઔર સચ્ચે વૈરાગ્યમેં લીન થે।

ઈસ ક્રિયોદ્ધારકે વિચારકો આપને મનહી મન નહીં રક્ખા। કિંતુ ઉસકી સફલતા કરનેકે લિયે ગુરુ મહારાજસે ઇસ તરહ કહા–'હે ગુરુવર્ય! યદિ આપ અનુમતિ દે તો મે ક્રિયોદ્ધાર કરૂ ઔર દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવાનુસાર સયમ પાલુ।'

ગુરૂજીને કહા–'**જૈસે સુખ હો વૈસે કરો** ઔર અપને જન્મકો સફલ કરો'

બસ! ગુરુવર્યકી આજ્ઞા પાતે હી ધર્મમાર્ગકો દીપાને કે લીયે **પૃથક્ વિચરને લગે।** મમત્વ માયાકો ત્યાગ કર ક્ષમા–સમતાકા આદર કીયા। આપને મેવાડમે વિહાર કરકે ઉદેપુરમે ચૌમાસા કીયા। લોગોકો ધર્મકી પ્રાપ્તિ કરાઈ, છઠ છઠ (દો–દો ઉપવાસ)કા પારણા, ઐસી ઉગ્ર તપસ્યાએ કી। ઔર અપની કાયાકો કૃશ કર દી। વહાંસે આપ મારવાડમેં આયે। યહા ભી લોગોકો સમક્તિવાસી બનાકર મિથ્યાત્વરૂપ અધકાર દૂર કિયા। મેડતે મેં ચૌમાસા કર આપ નાગોર પધારે, આપને નાગોરમે ચાતુર્માસ કિયા। વહાસે જોધપુરમે ચાતુર્માસ કિયા। ઇસ તરહ અપ્રતિબધ વિહાર કરતે હુએ આપ 'સોજત' ગ્રામમે પધારે, યહા પર ૧૭૨૯કી સાલમે આપકો શ્રીવિજયપ્રભસૂરીશ્વરને 'પંન્યાસ' પદ દીયા। વહામે આપને 'સાદડી' આકર ચાતુર્માસ કિયા। ક્રમશ: વિચરતે હુએ આપ ગુજરાતકે

પાટનશહેરમેં પધારે, અહમદાબાદકે શ્રાવકોંકે આગ્રહસે આપ અહમદાબાદ પધારે। અહમદાબાદકે લોગોંને બડે સત્કારપૂર્વક પંન્યાસજી મહારાજકા ચાતુર્માસ કરવાયા। યહાં પર આપકી બહુત મહિમા હુઈ। સમસ્ત ગચ્છોમેં ઈસ મહાપુરુષકા માન હૂઆ। પાટણકે શ્રી સંઘને વિનતિ કર આપકો પાટન લાએ। પાટણમેં ગુરુમહારાજકે મુખારવિંદસે સબ લોગ વ્યાખ્યાનકા લાભ લેને લગે। યહાપર આપને વૃદ્ધાવસ્થાકે કારણવિશેષ ચાતુર્માસ કિએ। ક્રોધ માન માયા મમતાસે આપ રહિત થે। આપકે મનમેં વિકારભી નહી થા। સમતા કે આપ સાગર હી થે। આપકે મનકે પરિણામ સરલ ઔર સુંદર થે ઔર ક્રિયાભી આપકી ઉત્કૃષ્ટ થી। ઈસ પ્રકારકે ગુરુમહારાજકે આચાર વિચારકો દેખકર શ્રાવકોં કે મન ધર્મમે ઔર દૃઢ હુએ। આપને ચારિત્ર બહુતહી નિર્મલ ઔર નિરતિચારસે પાલન કીયા। યહા પર અહમદાબાદસે સોમકરણ શાહકે પુત્ર સુરચંદ શાહ આએ હુએ થે। સુરચંદ શાહ પ્રતિદિન શ્રી પન્યાસજી મહારાજકો વંદણા કરણેકો આયા કરતે થે। ઈસિ તરહ સંયમ પાલતે હુએ પંન્યાસજી મહારાજકો એક દિન બહુત બિમારી હુઈ। યહ બિમારી ચાર પાંચ દિન રહી। એસી બિમારીમે ભી આપને ધર્મધ્યાનમે લીન રહકર કઈ કર્મોંકો નષ્ટ કિયે। પન્યાસજીમહારાજકી બીમારીકા સમાચાર જાનકર બહુત લોગ વંદણા કરનેકો આએ। ઔર પન્યાસજીકે દર્શનોસે અપની આત્માકો નિર્મલ કરને લગે। લોગોંને રૂપયે આદિસે ગુરુમહારાજકી પૂજા કી। લોગ નાના પ્રકારકે નિયમ લેને લગે। ઈસ પ્રકાર ધર્મકા ઉદ્યોત બહુત હુઆ। ઈસ સમય આપકી ઉમ્ર ૮૨ વર્ષકી થી, ઈસ વર્ષમે આપને પોષ શુકલા દ્વાદશી શનિવારકે દિન સિદ્ધિયોગમેં ઈસ માનુષી સરીરકા ત્યાગ કર દેવલોકકો અલંકૃત કિયા। સુરચંદશાહને ઈસ સમય બહુત બંદીવાનોકો છૂડવાએ। દેવવિમાન સમાન અનુપમ વિમાન બનાકર ઉસમે પન્યાસજી મહારાજકે મૃત શરીરકો સ્થાપિત કીયા। સારે શહેરમે હાહાકાર છા ગયા। પ્રાતઃકાલમે જય જયનંદા જય જય ભદ્દાકી ધ્વનિ કે સાથ આપકે શરીરકો વાડીમેં લેકર અગ્નિસંસ્કાર કીયા। ઈન શ્રાવકોંમેં પ્રધાન સુરચંદશાહ થે। આપહી વિમાનકે આગે ચલતે થે। જિસ સ્થાન પર આપકા અગ્નિસંસ્કાર હુઆ ઉસ સ્થાન પર એક સ્તુપ ભી શ્રાવકોંને બનવાયા।

## ઉપસંહાર

ઈસમે તો કોઇ શક હી નહીં કિ શ્રી સત્યવિજયજી પંન્યાસજી જૈસે શાસનકે પ્રભાવિક પુરુષ ઈસ કાલમેં હોને બહુત દુર્ઘટ હૈ। આપકી શાસનપ્રિયતા પ્રથમ શ્રેણિકી થી। વહ સમય હી એસા તેજસ્વી થા કિ ઉસ સમયમે સુપ્રસિદ્ધ મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજીમહારાજ, શ્રીવિનયવિજયજી ઉપાધ્યાય, ઉપાધ્યાય શ્રી માનવિજયગણિ, શ્રી જ્ઞાનવિમલસૂરિ આદિ દિગ્ગજ વિદ્વાન્ જૈનશાસનમે મૌજુદ થે।

શ્રી પન્યાસજી મહારાજકે જીવનકાર્યોંમે 'ક્રિયોદ્ધાર'કા કાર્ય પ્રધાન ગિના જાતા હૈ। **ઇસ ક્રિયોદ્ધારકે કાર્યમેં શ્રી યશોવિજયજી મહારાજને સહાયતા કી હૈ**

**યહ વાત** [૮૭]**નિર્વિવાદ હૈ।** શ્રીમાન્ બુદ્ધિસાગરજી 'વચનામૃત' કે ૧૫૯ વે પૃષ્ઠ પર લિખતે હૈ–'તેમણે (યશોવિજયજીએ) પણ ક્રિયોદ્ધાર સંબંધી કંઈ હકીગત જણાવી હોય એમ જણાતું નથી' યહ આપકી ભૂલ હૈ। બેશક સત્યવિજયજી પંન્યાસકે નિર્વાણ-રાસ કે કર્તા પં૦ જિનહર્ષને ઈસ બાતકા ઉલ્લેખ, રાસમે નહી કિયા હૈ। પરંતુ પંડિત વીરવિજયજીને દી હુઈ પ્રશસ્તિમે સાફ લિખા હૈ–'વાચક જશ તસ પક્ષીજી.' ઈસિસે એક પ્રબલ પ્રમાણ ઔર ભી મિલ સકતા હૈ। દેખીયે ખુદ યશોવિજયજી અપને ૩૫૦ ગાથાકે સ્તવનમે લિખતે હૈ–'જાસ હિત શીખથી માર્ગ એ અનુસર્યો જેહથી સવિ ટલી કુમતિ ચોરી' બસ! ઈન બાતોસે સિદ્ધ હૈ કિ શ્રી યશોવિજયજી મહારાજને ભી ક્રિયોદ્ધાર કિયા હૈ। ઉસી ગાથાકે ટબેમે શ્રી પદ્મવિજયજી અર્થ પૂરતે હુએ કહતે હૈ "વલી તેઓની પાટે શ્રી વિજયદેવસૂરિ થયા તેમની પાટે શ્રી વિજયસિંહસૂરિ ગચ્છનો ભાર વહેવાને વૃષભ સમાન ધોરી થયા તેઓની હિતશીખ આજ્ઞા પામીને મેં એ સંવેગ માર્ગ આદર્યો" અર્થાત્ શ્રી યશોવિજયજી મહારાજને ભી શ્રી વિજયસિંહસૂરિજીકી આજ્ઞા લેકર ક્રિયોદ્ધાર કિયા।

આજકે ચરિત્રનાયક શ્રી પંન્યાસજી મહારાજ શ્રી સત્યવિજયજી ઔર શ્રીમાન્ આનંદઘનજીકે સંબંધમે કુછ 'કિંવદન્તી' પ્રકાશિત હોતી હૈ। બહુત લોગોકા યહ કહના હોતા હૈ–"સત્યવિજયજીકે ક્રિયોદ્ધાર કરનેકે બાદ આનંદઘનજી ઔર સત્યવિજયજી મ૦ દોનો બહુત વર્ષ પર્યન્ત વનવાસસે રહે થે। તથા બહુત તપસ્યાએ ઔર યોગાભ્યાસ કિયા।" **ઔર ઈસી બાતકા ઉલ્લેખ, શ્રીયુત દેશાઈને રાસમાલાકે ૩૯ વે પૃષ્ઠ પર ભી કિયા હૈ।** મુઝે આશ્ચર્ય હોતા હૈ કિ યહ ઘટના કિસ આધારસે ઉપસ્થિત હુઈ? મિ૦ દેશાઈને ઉસકે પ્રમાણમે નિર્વાણરાસકી ગાથાએ દી હૈ। પરંતુ ઈનમેસે એક શબ્દ ભી ઉપર્યુક્ત બાતકી પુષ્ટિકા નહી નીકલતા। જો ગાથાએ દેશાઈને ઉધ્ધૃત કી હૈ, ઉનમે ન આનંદઘનજીકે સમાગમકી બાત હૈ ઔર ન વનવાસકી। યહ બાત મુઝે સરાસર અસંભવિત દિખાઈ દેતી હૈ। ઈસમે કઈ એક કારણ હૈ અવલ તો પાઠક ઈસ બાતકો અચ્છી તરહ જાન ગયે હોગે કિ–પંન્યાસજી મહારાજ શ્રી સત્યવિજયજી એક સચ્ચે શાસનપ્રેમી પુરુષ થે। શાસન કી ચિંતા આપકે મસ્તિષ્કમે બરાબર ગુંજ રહતી થી। ઔર ઈસીસે આપને ક્રિયોદ્ધારકા

---

૮૭ સં૦ ૧૯૯૨ મા પ્રસિદ્ધ થયેલ '**શ્રી આત્માનંદ જન્મશતાબ્દિ સ્મારક ગ્રંથ**'ના સંપાદક શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈએ તે પુસ્તકના ગુજરાતી વિભાગ ૪ના પેજ ૨૨૧ થી ૨૨૪ ઉપર '**શ્રીમદ યશોવિજયજી સાધુ મર્યાદા પટ્ટક**' પ્રસિદ્ધ કરેલ છે કે જે પટ્ટક શ્રીમદ્ મહોપાધ્યાયજી અને અન્ય સંવેગી સાધુઓએ શ્રી વિજયદેવસૂરિજી મ૦ની વિદ્યમાનતાના તેમના જ રાજ્યે રહીને તેમના પ્રવર્ત્તતી પટ્ટકગત **વિજયદેવસૂર સામાચારીથી** ભિન્ન સામાચારીસ્થાપક હોઇને તે પટ્ટકને આ પછી અક્ષરશઃ રજુ પણ કરવામા આવેલ છે તે પટ્ટકને સાદ્યંત વાચી જનાર સુજ્ઞ વાચકોને સ્પષ્ટ સમજાય તેમ છે કે–તે ક્રિયોદ્ધારમા પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજ માત્ર સહકારી જ નહોતા પરંતુ અગ્રપદે હતા

મહત્કાર્ય ઉઠાયા। યદિ ઉન્હે વનવાસમે જાકર યોગાભ્યાસ હી કરના થા, તો વે કયોંકર ઇસ કાર્યકો ઉઠાતે? જો ઉઠાતે હૈ વે ઉઠાનેકે બાદ ભી ઐસી ઉપેક્ષા નહીં કર સકતે હૈં જૈસી ઉપર દીખલાઇ ગઇ હૈ। ઔર ભી દેખીએ। ઈસ બાતકો તો પ્રાય સબ કોઈ જાનતે હોગે કિ-શ્રી જિન્હર્ષ ખરતરગચ્છકે થે। જિન્હોંને ગુણાનુરાગી હોકર તપગચ્છકે પ્રધાન પન્યાસજી શ્રી સત્યવિજયજીકા નિર્વાણરાસ બનાયા। યદિ આનંદઘનજીકો સગ કર પન્યાસજી વનવાસમેં ગએ હોતે તો જિનહર્ષ કવિ ઈસ બાતકા ઉલ્લેખ કરનેમે કયોં પીછે રહતે? ઉન્હે કયા એકાદ ઔર ગાથા બના દેનેમે તકલીફ હોતી થી? હરગીજ નહિ। **ફીર ભી આનંદઘનજી તો ખરતરગચ્છકે હી થે**। જિસમે ઔર ઉનકા ઉલ્લેખ હોના ચાહિયે થા, પરતુ કહિં આનદઘનજીકે નામકા ઉલ્લેખ ભી નહી માલુમ હોતા। ઇસમે જહા તક મેરા ખ્યાલ હોતા હૈ યહ બાત સરાસર ઝુઠી માલુમ હોતી હૈ। ઔર ભી કોઈ પ્રમાણ નહી મિલતા જિસસે ઇસ બાતકો માનનેકે લિયે હમ તત્પર હો·

પ્રિય પાઠક! દેખીયે શ્રી જિનહર્ષને ખરતરગચ્છકે હોને પર, તપાગચ્છકે પંન્યાસજીકા નિર્વાણરાસ બનાયા। ઐસે બહુતસે દૃષ્ટાન્ત મિલેગે કિ પહિલે કે જમાનેમેં કેવલ ગુણગાનસે હી એક દૂસરેકી સ્તુતિ કરનેમે લોગ કટિબદ્ધ રહતે થે। ફિર વે ભિન્ન ગચ્છકે વા ભિન્ન સમુદાયકે કયોં ન હો? અફસોસકી બાત હૈ આજકલકે લોગ ભિન્ન ગચ્છકી બાત તો દરકિનાર રહી, એક હી ગચ્છકે, એક હી સમુદાયકે ઔર એક હી ગુરુકે શિષ્ય ભી આપસમે એક દૂસરેકી સ્તુતિ કરનેમે મહા પાપ સમઝતે હૈં। કયા હી અચ્છા હો, પહિલે લોગોકી તરહ આજકલકે પ્રધાન પુરુષ ભી ઉદાર વૃત્તિવાલે હો જાય।

૧ શ્રીયુત મોહનલાલ દેશાઇ રાસમાલાકે ૨૮ વે પૃષ્ઠ પર લિખતે હૈ –'મેડતા ગામમા કે જ્યા શ્રી આનંદઘનજી પણ તે પ્રસગે રહેલા[૮૮] હતા ...' યહા પર 'તે પ્રસગે' લિખનેંકા કયા મતલબ હૈ? સમઝમે નહી આતા કયા જિસ સમય ચરિત્રનાયક મેડતામે પધારેં ઉસ સમય આનદઘનજી રહતે થે? યદિ ઐસા હિ મતલબ હો તો કિસ પ્રમાણસે યહ બાત માની જા સકતી હૈ? પ્રમાણ દીયા હોતા તો ઔર અચ્છા હોતા

卐

૮૮ શ્રીયુત્ મોહનલાલ દેશાઇએ 'રાસમાલા'મા જણાવેલી આ બીના, તેમના **'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ'** નામના પુસ્તકમા શ્રી આનદઘનજી મ૦ અગે તેમણે જ જણાવેલી– **'આનદઘનજી લોકોપકાર કરવામાં આત્મહિત ગૌણ બની જતુ જાણવાથી લોકસંગ તજીને વનવાસ ગયા હતા'** એ બીનાથી વિસવાદિ છે

# પ્રકરણ ૮

## ‘યશોવિજયજી યુગ’ની ઐતિહાસિક સમીક્ષા

### પૂ૦ પં૦ શ્રી સત્યવિજયજી મ૦ અંગે

### તત્કાલીન પૂ૦ પં૦ શ્રી મોતીવિજયજી ગણિ શું કહે છે?

ઇતિહાસજ્ઞ પૂ૦ મુનિરાજશ્રી વિદ્યાવિજયજીએ ૧૯૬૯ના શ્રા શુ ૧૨ બુધવારના ‘જૈનશાસનપત્ર’મા પૂ૦ પ૦શ્રી સત્યવિજયજી મ૦ના જીવનચરિત્રનુ ઉપર મુજબ વિસ્તૃતપણે અલકારીભાષામા અતિશયોક્તિભર્યું આલેખન કરેલ છે એ પ્રમાણે પૂ૦ ઇતિહાસજ્ઞ મુનિરાજ શ્રી દર્શનવિજયજી ત્રિપુટીએ પોતાના ‘પટ્ટાવલીસમુચ્ચય’ ભા૦ ૧ ના પેજ ૧૦૫ ઉપર—“જન્મ સં૦ ૧૬૮૦, દીક્ષા સ૦ ૧૬૯૪, પંન્યાસપદ સ૦ ૧૭૨૯ અને સ્વર્ગવાસ સં૦ ૧૭૫૬–૫૭”નો જણાવવાપૂર્વક પૂ૦ પં૦શ્રી સત્યવિ૦ મ૦નુ ટુક જીવન-ચરિત્ર આપેલ છે તેમજ ‘ઉ૦ શ્રી યશોવિ૦ મ૦ અને ઉ૦ વિનયવિ૦ મ૦ના સાહચર્યથી **ગુરુઆજ્ઞા** પામીને ક્રિયોદ્ધાર કર્યો’ હોવાનું પણ વિશેષમા જણાવેલ છે

જ્યારે પૂ૦ પ૦શ્રી સત્યવિજયજી મહારાજ પછી એકસો ત્રીશ જ વર્ષે લખાયેલી એટલે કે–સ૦ ૧૮૮૬ના ફાગણવદિ ૧૪ના રોજ પ૦ શ્રી મોહનવિ૦ ગણિ (લટકાળા)ના શિષ્ય પૂ૦ પ૦ શ્રી મોતીવિજયજી ગણિએ મુનિશ્રી ધનવિજયજીના વાચનાર્થે લખેલી ૧૦૪ પાનાની ‘તપગચ્છ બૃહત્ પટ્ટાવલી’મા પૂ૦ પ૦ શ્રી સત્યવિજયજી મહારાજ માટે નીચે પ્રમાણેનો અધિકાર જણાવેલો છે —

‘સવત્ સોલ બ્યાસીયાને ૧૬૮૨ વરસે । **શ્રી વિજયસિંહસૂરિને** થાપીને । ગુજરધરામાહે વીહાર કરાવ્યો । તે વીહાર કરતા **ગધાર** સેહેરમાહે ચઉમાસુ રહ્યા । તિહા **સાંતિદાસ** નામેં । શ્રાવક સાધર્મિ રહે છે । સર્વસિદ્ધાતની કુંચીનો જાણ । ઉપા(સ) ગમાહે રહે છે । શ્રાવક પોતે પ્રભાતે । નુંહતરું (નોતરૂ) દેઈને જિમે । અને ગીતાર્થોના સીષ્યોને તથા શ્રાવક શ્રાવિકાને ભણાવે । જ્ઞાનગુણ દ્વેષી આચાર્યે (વિજયસિંહસૂરિએ) કહ્યુ । જે હે સાંતિદાસ! તુમો દીક્ષા લ્યો તો તુમારૂ જ્ઞાન દેસે પરદેસે ઘણા જીવને ઉપગારનુ કારણ થાય । **તિવારેં સાંતિ (સાંતિદાસે) કહ્યું જો દીક્ષા**

**તો તો હુ લેઉ તુમ્હે કહો છો તો તુમ્હારી પાસે પિણ મુઝને તુમો આચારય પદવી આપો તો હું ચારિત્ર લ્યું।** તિવારે આચાર્ય કહે જે માહરા ગુરુ (વિજયદેવ સૂરિજી) વિદ્યમાન બેઠા છે। તેહોને પાટે જિવારે બેસીસ્યુ તિવારે તુમને આચાર્યપદ દેઉ। અને ગુરુ વિજયદેવસૂરિ બેઠાં (અમારો) કાલધર્મ થયા તો અમારે તમારે લેવા દેવા નહી। ઈમ બધોબસ્તી કરીને સા સાતે દીક્ષા લીધી। **સત્યવિજય** નામ। પન્યાસ નામ દીધો। શ્રી વિજયસિંહસૂરીશ્વર। પદ સત્યાવીસ વરસ પદ ભોગવીને ગુરુ વિદ્યમાન બેઠા જ સંવત્ સત્તર નવલતરે ૧૭૦૯। તે વરસમાહે કાલધરમ પામ્યા. ×××××"

## —પૂ૦ મુનિશ્રી વિદ્યાવિજયજીએ લખેલા—
## પં૦ સત્યવિ૦ના જીવનચરિત્રમાંથી ઉદ્ભવતા પ્રશ્નો.

પૂ૦ પં૦ શ્રી મોહનવિજયજીગણિના શિષ્ય પંન્યાસપ્રવર શ્રી મોતીવિજયજી ગણિએ સ્વહસ્તે લખેલી આ 'તપગચ્છ બૃહત્ પટ્ટાવલી'માંનો ઉપર મુજબનો ઉલ્લેખ વાચતા પૂ૦ મુનિરાજ શ્રી વિદ્યાવિ૦ મહારાજે અલંકારિક રીતે લખેલા પૂ૦ પં૦ શ્રી સત્યવિજયજી મ૦ના જીવનચરિત્ર અંગે પ્રશ્ન પરંપરા ખડી થાય છે. જે આ પ્રમાણે—

૧ પૂ૦ મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજ, પૂ૦ ત્રિપુટીજીમ૦ આદિ ઇતિહાસકારો જણાવે છે કે-૧૪ વર્ષની નાની ઉમરે દીક્ષા લીધી! જ્યારે આ તે વખતના સમકાલીન ગણાતા પૂ૦ પં૦શ્રી મોતીવિ૦ મહારાજ પોતાના ઇતિહાસમા પ્રૌઢ વયે દીક્ષા લીધી હોવાનું જણાવે છે! તો બે વાતમા કઈ વાતને સાચી ગણવી?

૨ અદ્યતન ઇતિહાસકારો–'માતા-પિતાએ વહોરાવ્યાનું તેમજ મોટા મંડાણે ઓચ્છવો કર્યા' હોવાનું જણાવે છે, ત્યારે પૂ૦ પં૦ મોતીવિ૦ મ૦નો આ ઉલ્લેખ તેનો સ્પષ્ટ નિષેધ જણાવે છે તો બે માથી કઈ વાતને સાચી માનવી?

૩ સાપ્રતકાલીન ઇતિહાસજ્ઞો-'ગુરુમહારાજનો વિનય કરવામાં જરાય પાછી પાની કરતા ન્હોતા, અનેક શાસ્ત્રોનો અભ્યાસ તેમજ ગૂઢ પદાર્થોની કુંચીઓ દીક્ષા બાદ ગુરુદેવ પાસેથી પામ્યા' હોવાનુ કહે છે, જ્યારે પુરાતનકાલીન ઇતિહાસજ્ઞ પૂ૦ પં૦ શ્રી મોતીવિ૦ મહારાજ– ગૃહસ્થીપણામા જ સિદ્ધાતના જાણ અને સાધુ-સાધ્વી આદિને ભણાવનાર અને આચાર્ય પાસે બોલી કરીને પછી જ દીક્ષા લેનાર' તરીકે પૂ૦ પં૦શ્રી સત્યવિજયજી મ૦ને જણાવે છે તો બેમાથી કોને સાચા માનવા?

૪–આજના ઇતિહાસકારો જણાવે છે કે–'ગુરુદેવની આજ્ઞાથી પૂજ્ય પંન્યાસશ્રીએ ક્રિયોદ્ધાર કર્યો હતો' તો પ્રશ્ન ઉદ્ભવે છે કે– ગુરુદેવે જ્યારે એમને આજ્ઞા આપી અને તેઓએ ક્રિયોદ્ધાર કર્યો તો શુ પૂ૦ આ૦ શ્રી વિજયસિંહસૂરિજી મ૦ને પોતાને ક્રિયોદ્ધાર કરી '**ક્રિયોદ્ધારક**'નું બિરૂદ કે યશ લેવાનુ સૂઝ્યુ નહિ હોય?

૫–ગુરુઆજ્ઞાથી જ જો ક્રિયોદ્ધાર કર્યો હોય તો ગુરુની સાથે નહિ રહેતા આજના ઇતિહાસકારોના કથન મુજબ ગુરુથી જુદા પડી વિચરવા કેમ માંડ્યુ હશે ?

૬–'સં૦ ૧૭૧૦માં ગોલા ગામે પૂ૦ ઉ૦ શ્રીયશોવિજયજીએ ક્રિયોદ્ધાર કર્યો હતો' એમ ઇતિહાસ જણાવે તો છે જ ! તો પછી એક જ વર્ષના ટુંકા ગાળામા એવી કઈ જાતની શીથિલતા સાધુ સમાજમા વ્યાપી ગઈ હતી કે-જેથી પૂ૦ પં૦ શ્રીસત્યવિજયજી મહારાજને વળતે જ વર્ષે એટલે કે સં૦ ૧૭૧૧મા પાટણમુકામે ફરી ક્રિયોદ્ધાર કરવો પડચો ? અને તેમા પણ પૂ૦ ઉ૦ શ્રી યશોવિ૦ મ૦ તથા પૂ૦ ઉ૦ શ્રી વિનયવિ૦ મહારાજને સાથ પૂરાવવો પડચો ?

૭–પૂ૦ મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ, પૂ૦ પં૦ શ્રી સત્યવિજયજી મ૦ની વય ૮૨ વર્ષની જણાવે છે, જ્યારે પૂ૦ દર્શનવિજયજી મહારાજ (ત્રિપુટી), તેમની ઉમર ૭૬ વર્ષની જ જણાવે છે આમ બંનેની ભિન્નવાક્યતા કેમ ?

૮-સાંપ્રતકાલીન ઇતિહાસકારો ઉપર જણાવ્યા મુજબ 'ગુરુઆજ્ઞાથી જ ક્રિયોદ્ધાર કર્યો હોવા'નુ જણાવે છે, જ્યારે તત્કાલીન ઇતિહાસકાર પૂ૦ પં૦ શ્રી મોતીવિજયજી ગણિ પોતાની લખેલી આ 'તપગચ્છબૃહત્પટ્ટાવલી'ના પેજ ૯૯ની પંક્તિ ૭ થી ૧૧ અને પેજ ૧૦૦ની પંક્તિ ૧-૨ સુધીમાં– 'સુભમુહૂરત લગન ચંદ્રમાનો જોગ આવ્યે થકે પંન્યાસ વિરવિજયગણીનેં તિહાં આચાર્યપદનો વાસખેપ કરવા માંડ્યો। એતલેં (વીરવિજય) કહેં જે અમારે બોલી છે તે વાસ્તે પ્રથમ પંન્યાસ લાવન્યવિજયગણીને ઉપાધ્યાયપદ આપો। પ્રથમ ઓપાધ્યાયપદ અપાવીને પછે પંન્યાસ વીરવિજયગણીઈ આચાર્યપદનો વાસખેપ કરાવ્યો। પિણ કોઈ વાદણામહોચ્છવ ન કરે। તિવારે શ્રીજીઈ (વિજયદેવ સૂરિજીએ) પોતેં ઉઠીનેં વાદણામહોચ્છવ કર્યો। એતલે ચતુર્વિધસંઘે સર્વજીવે વાદણા-મહોત્સવ કર્યો। **પિણ એક સત્યવિજયગણીઈ ન વાંદ્યા। તિહાંથી બાહીર નીસરીને કાથીયાં કર્યાં। માયાવીપણું આદર્યું।** × × ×" ઈત્યાદિ જણાવીને સ્પષ્ટ પ્રતિપાદન કરે છે કે "ગચ્છનાયક પૂ૦ આ૦શ્રી વિજયદેવસૂરિજી મ૦ના હસ્તે પોતે બહુશ્રુત હોવા છતા પોતાને બદલે પંન્યાસ વીરવિ૦ મ૦ની આચાર્યપદવી થઇ તેથી રોષે ભરાયેલા પૂ૦ પં૦શ્રી સત્યવિ૦ મહારાજે માયાવીપણુ ધારણ કરીને સ્વચ્છંદતયા ગચ્છમાથી બહાર નીકળીને જ કાથીયા કપડા કર્યા"

પ્રશ્ન સહેજે ઉદ્ભવે છે કે–આવી રીતે પોતાની ધારણા સિદ્ધ ન થાય એટલા ખાતર ગચ્છનિશ્રા ફેંકી દઈને સ્વેચ્છાએ કાથીયા કપડા જે કર્યા તેને જ આજના ઇતિહાસકારો **ક્રિયોદ્ધાર** કર્યો હોવાનુ જણાવતા હશે ? અને આવી રીતે સ્વેચ્છાએ આદરેલ કાર્ય ઉપર 'ગુરુઆજ્ઞાથી કર્યો' હોવાની મહોરછાપ મારતા હશે ?

## આ પ્રાચીન પટ્ટાવલીના ઉલ્લેખોથી ફલિત થતી બીનાઓ.

૧-પૂ૦ પં૦ શ્રી સત્યવિજયજી મહારાજે-૧૪ વર્ષની નાની ઉંમરે દીક્ષા લીધી નથી, ૨-માતા-પિતાએ વહોરાવેલ નથી, ૩-માતા-પિતાએ ઓચ્છવ-મહોચ્છવો કરી ધામધૂમથી દીક્ષા અપાવી નથી. ૪-'આચાર્યપદ આપો તો દીક્ષા તમારી પાસે લઉં' એવી બોલી કરીને પછી જ દીક્ષા લીધી હતી, ૫-ક્રિયોદ્ધાર ગુરુઆજ્ઞાથી નહિ પણ સ્વતંત્ર અને આપમતિથી કર્યો હતો ૬-ગુરુદેવની નિશ્રામા રહીને ક્રિયોદ્ધાર કર્યો નથી, પણ વિજયદેવસૂરગચ્છમાથી બહાર થઈ ગયા પછી કર્યો હતો, ૭-વિદ્યમાન ગચ્છાધિપતિ વિજયદેવ સૂરિજી મ૦નું પણ માન સાચવેલ નથી ઇત્યાદિ બીનાઓ, પૂ૦ પં૦ શ્રી મોતીવિ૦ મ૦ લિખિત આ બૃહત્ તપગચ્છપટ્ટાવલી'માના ઉલ્લેખોથી ફલિત થાય છે

જેમ આ પટ્ટાવલિથી ઉપર લખેલી બીનાઓ સ્પષ્ટ થાય છે, તેમ હવે પછી આગળ ઉપર રજુ કરાશે તે ઉલ્લેખથી-'તે કાલે વિજયદેવસૂરગચ્છાધિપતિ પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ અને તેમના જ સ્થાપેલા પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજી મ૦ તથા વિજયસિંહસૂરિજી મહારાજ પ્રતિના દ્વેષને લઈને જ પૂ૦ ન્યાયાચાર્ય ઉ૦ શ્રી યશોવિ૦ મ૦, પૂ૦ ઉ૦ શ્રી વિનયવિજયજી મહારાજે અને તેમના પક્ષકાર સાધુઓએ સાધુ મર્યાદા પટ્ટક બનાવ્યો, તેમ જ મહો૦શ્રી એ તો તે તે ગચ્છનાયકો પ્રતિ ૧૨૫-૧૫૦-૩૫૦ ગાથાના સ્તવનો, અન્યાન્ય સાહિત્યો, આદિ સાહિત્યો રચવા દ્વારા તથા ક્રિયોદ્ધારના નામે કેવું બંડ ઉઠાવેલ ? તેની વિસ્તૃત ચર્ચા કે ઉલ્લેખ હાલના તબક્કે કરવામા સાર નહિ દેખાતો હોવા છતા પણ ટુંકમા એટલુ જ જણાવીશુ કે-પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મહારાજ, પૂ૦ ઉ૦ શ્રી વિનયવિજયજી મ૦ તથા પૂ૦ પં૦ શ્રી સત્યવિ૦ મ૦ની બનેલી ત્રિપુટીએ પૂ૦ ગચ્છનાયકોની જે વગોવણી કરવા માડી હતી અને તેના પરિણામે તે પૂ૦ ત્રિપુટી ભગવતોની જે સ્થિતિ, જૈનસમાજમા થવા પામી હતી તેનુ વર્ણન, તત્કાલીન પૂ૦ મહો૦ શ્રી મેઘવિજયજી મહારાજને પોતાની સંસ્કૃત '**તપગચ્છ પટ્ટાવલી**'મા एवु च गुरुवु विपक्षभाघमावहन्त केचिद्बालिशा स्वत एव लोकापवादविडविता अधुना दश्यते' એ પ્રમાણેના સ્પષ્ટ શબ્દોમા જણાવવુ પડેલ છે

શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઈ સંપાદિત '**શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારકગ્રંથ**'ના ૪ **ગુજરાતી** વિભાગના પેજ ૨૨૧ થી ૨૨૪ સુધીમા પૂર્વોક્ત પૂ૦ મહો૦શ્રી યશોવિજયજીવાચકે પૂ૦ આ૦ દેવશ્રી વિજયદેવસૂરિજી મહારાજના સમુદાયની બહાર થયા પછી સં૦ ૧૭૧૦મા ગોલાગ્રામે જે 'સાધુમર્યાદાપટ્ટક' બનાવ્યો હતો તે પટ્ટક, સંપાદકશ્રીએ નોંધ લખવાપૂર્વક નીચે પ્રમાણે છાપેલ છે

# સાધુ મર્યાદા પટ્ટક.

## શ્રી યશોવિજયજી

[ [1] પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિક્રમની [2] ૧૭મી સદીના અન્તે અને ૧૮મી સદીના પૂર્વાર્દ્ધમા એક મહાન્ વિભૂતિ થએલ છે. તે દરમ્યાન આચાર્ય શ્રી હીરવિજયસૂરિની પટ્ટપર પરામા વિજયદેવસૂરિના સ્વર્ગવાસ પછી અને તેમના પહેલાં યુવરાજ આચાર્ય શ્રી વિજયસિંહસૂરિનો સ્વર્ગવાસ થઈ ગએલ હોવાથી વિજયપ્રભનામના આચાર્ય ગચ્છનાયક હતા તેઓ [3]બહુશ્રુત કે વિદ્વાન્ નહોતા તેમની સાથે [4]મતભેદ રહેતો સાધુસમુદાયની સ્થિતિ છિન્નભિન્ન થઈ હતી વિજયદેવસૂરિના સમયમા જ બીજા આચાર્ય વિજયતિલકસૂરિ સ્થપાયા ને તેમના વિજયાણંદસૂરિ સં૦ ૧૭૧૧ સુધી હતા અને દેવસૂરિગચ્છ અને આણંદસૂરિગચ્છ એમ બે ગચ્છભેદ થયા હતા બીજી અનેક ઘટના બની હતી તેવા સમયમા **શ્રીમાન્ યશોવિજયજી અને સંવેગી સાધુઓએ મળીને સાધુઓ માટે** મર્યાદાપટ્ટક કર્યો હતો તે મને વીજાપુરના શ્રી બુદ્ધિસાગર સૂરિસ્થાપિત જૈન જ્ઞાનમંદિરમાથી હમણા પ્રાપ્ત થવાથી અને તે અત્યાર સુધી અપ્રકટ રહેલ હોવાથી અત્ર પ્રસિદ્ધ કરવામા આવે છે —સંપાદક ]

## ૧૦ ॥ श्रीवीतरागाय नमः ॥

### સંવેગી સાધુસમુદાય યોગ્ય વ્યવહાર—મર્યાદાના બોલ લિખિયે છીઈ યથા —

૧ [1]પદસ્થ આચાર્ય, ઉપાધ્યાય વિના નાણે અંગપૂજા ન કરવી

૨ પદસ્થ વિના સોનેરી રૂપેરી સાજના ઝરમર ચંદુઆ બંધાવવા નહિ

૩ જેણે પ્રતિબોધ્યો હોય તેણે શિષ્ય તેહને દેવો પદસ્થને પૂછીને

૪ કોઈ શિષ્ય ગુરુથી દુમણો થઈ પરસંઘાડામાહે જાય તિવારે તેહના ગુરુની આજ્ઞા વિના તેણે ન સંગ્રહવો અને વડેલહુડે વ્યવહારિ વાદવો પણ નહિ અને ગુરુના અવર્ણવાદી પ્રત્યનીકતા કરીને જાય તિવારે વેષ લેઈને કાઢી મુકવો

૫ આચારિયા યોગ વિના વ્યવહારી ગીતાર્થે આહારપાણી આણ્યો ન લેવો, રોગાદિ કારણે જયણા

૬ સામાન્યયતિએ અધિક વસ્તુનુ પુઠીયુ ન રાખવુ, પદસ્થે પણ યથાયોગ્યપણે કારણ જાણિ ૪ માસ ઉપરાતે ન રાખવુ, પર્વદિને દષ્ટિપડિલેહણ કરવી

૭ માસકલ્પ પાલટવો તેજિહાં ગોચરી વસતિ સ્થંડિલ ભૂમિકા પલટાઈ તિમ પાલટવો, રોગાદિક કારણે જયણા

૮ હાજાપટેલની પોલે નવા ફ્તાની પોલમધ્યે કારણ વિના ચોમાસુ ન રહેવું, બીજે સ્થાનક પણ ત્રસજીવાદિવિશેષ હોય તિહા ન રહેવું

૯ તથા એક સામાચારીએં એક માડલીના એક પરિણુતિને ઘેર ઉપરા ઉપરી ન જવું.

૧૦ તથા સામાન્ય યતિએ સ્ત્રિયાદિકને ઘરે જઈ ભણાવવું નહી, આલાપસંલાપ ન કરવો, જો અક્ષરાદિક પૂછે તો ઉપાશ્રયમધ્યે કહેવો.

૧૧ તથા સામાન્ય યતિએ ૧૦૦૦ શ્લોકથી અધિક લખાવવું નહી, તે પિણ લેખકને ઘરે જાવુ આવવું નહી. પુસ્તક વેચાતા લેવા આશ્રી પણ ક્રયવિક્રય ગૃહસ્થ હાથે કરવો કગવવો પણ સ્વયં સયતે ન કરવો

૧૨ તથા વયોવર્ષ ૬૦ દીક્ષાપર્યાય વર્ષ ૨૦ તથા ૧૨ વય વિના એકલે જાવુ આવવુ, સ્ત્રિયાદિકને ભણાવવુ નિષેધ રોગાદિ કારણે જયણા ઉપાશ્રય મધ્યે આવ્યાને બોલાવવાની જયણા

૧૩ તથા થાપનાઘર કલ્પીત હોય તિહા નિત્યે આહાર અર્થે ન જાવું

૧૪ તથા પરિણાતીનો (પરજ્ઞાતિનો) સઘવી થઈ સચિત્તપરિહારી પ્રમુખ છ રી પાલતો ન હોય તે સાથે યાત્રાએ ન જાવું, કારણે જયણા.

૧૫ સ્થલભંડારનું પુસ્તક પરગામેં લેઇ ન જાવુ, કારણેં લેઈ જાય તો ૪ ગૃહસ્થને પૃછીને લેઇ જાવુ, વર્ષ ૨ મધે પોહચાડવું.

૧૬ સામાન્ય યતિએ સ્ત્રીને આલોયણ ન દેવી.

૧૭ તથા વડલહુડાઈ વ્યાવરનવિધિ સાચવવો અને જો કદાચિત્ વ્યાનાદિક ૨૬નો વડેરાને કર્યાની જયણા,

૧૮ પરણાતિ (પરજ્ઞાતિ)મા સમથ ઘર (જૈન?) થયા વિના સાધારણાદિ ન લેવું, પર-સમવાયી ગુણાનુરાગે આવે તો તે સમવાયની સ્થિતિ મર્યાદા દાનાદિક છડાવવુ નહિ

૧૯ તથા જે આવીને ક્રિયાવ્યવહારમા ભલાઈ તેહને નિ પરિગ્રહપણું અને યોગાદિ ક્રિયા સકલવિધિ મોટા મર્યાદાપટ્ટક પ્રમાણે સાચવતો જાણીએ તો એકમાડલે આહારાદિ વિધિ સાચવવો. અન્યથા તેહને આહારાદિ દેવો પણ તે પાસે અણાવવો નહિ

૨૦ જિવારલગે (જ્યા સુધી) ગચ્છનાયકનો દિગ્બધાદિ કરીએ તેણે સંબધ ટાળ્યો ન હોય તિવારલગે (ત્યાસુધી) તે ગચ્છનાયક મીલ્યે સજાયમાડલી અને શય્યા અને પાખિ ખામણાદિક વ્યવહાર સાચવવો અને ક્ષેત્રાદિ શયણસ્ય વયવહાર ગોચરી પ્રમુખ

આર્દ્રા નક્ષત્ર પહેલાં જવાઇ ઇત્યાદિ વ્યવહાર સાથે આદેશ સાચવવો અને ગચ્છનાયક ગામ મધ્યે છતે પ્રભાતે વ્યાખ્યાન ન માંડવું, કારણે પાછલે પ્રહરે માંડે તો ના નહિ

૨૧ અને ગચ્છનાયકે ગચ્છ સંબંધ ટાલ્યા પછી માંડલી વ્યવહાર નહિ મીલ્યે ફેટાવંદાંન (ફેટાવંદન) વ્યવહાર કરવો, લોકસમક્ષ અવર્ણવાદ ન કહેવો, પૂછે તેહને કહેવું જે અમ્હોને ભિન્ન કર્યા છે તે માટે અલગા રહીએ છે

૨૨ તથા પાત્રે બેઠા આહારાદિકાર્યે તથા અકુદિપણે થંડિલાદિકાર્યે તથા અગાઢ કારણે એકલા જાવું પણ અન્યથા એકલાં જાવું નહિ.

૨૩ તથા સામાન્ય યતિએ વાટે વોલાવવો (વોળાવો) ન લેવો, વિશેષ કારણે જયણા, ગૃહસ્થાદિક સાથે આવીને (વજન) લીએ તો ના નથી

૨૪ તથા સંવચ્છરી પડીકમ્યોઇ સંવછરીદાને સ્વસમવાયી પરસમવાયી ટાળવો નહી અને તીર્થંકરની ભક્તિની સ્વગચ્છી પરગચ્છી ન જોવો, ગુણાનુરાગ બંધનઈ અંગીકાર કરવો

૨૫ તથા દેવદ્રવ્ય જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્યની વિશુદ્ધતા જાણીએ તેહનું સાહમી-વચ્છલ લેવું કરાવવું જ્ઞાતિ વિવાહાદિક તો જિનધર્મની શોભા દિસે તિમ વર્ત્તવું ગૃહસ્થને એ રીતે પણ તિહાં સાધુએ જાણી અંધલ સામલ કરી પક્ષપાત ન કરવો

૨૬ અને કોઈ યતિએ ગૃહસ્થને છંદે પ્રવર્તીને ગછ ગછનાયકથી વિપરીતપણે કરી પોતાના પક્ષપાતે ન કરવા અને ગુણાનુરાગે રાગી યથા ગૃહસ્થ તે પણ પોતાનો ધર્મ રહે તે તેહને જણાવવું પણ તેહની વૃત્તિ ભાજે એમ વ્યુદ્ગ્રાહિત ન કરવા

૨૭ તથા રાત્રે ધર્મજાગરિકાની થતી હોય તિહાં યતિએ ન રહેવું, ગૃહાંતરે શ્રાવક ધર્મ જાગે તો સાંભલે, ઉદેરી જાવું નહિ અને દિવસે શ્રાવિકા ગીતગાનાદિ કરે તો સાંભલે અને રાત્રે શ્રાવક ધર્મજાગરિકા કરે તો સાંભલે અને માસકલ્પાદિ ગૃહે પાલટતે પદસ્થાદિકને પણ અવિકાર ધર્મજાગરિકા ગૃહાંતરે કરે પણ એક વસતિમાં ન કરે અને કોઈ વિશેષકાર્યે લાભાલાભ દેખીને તો ના નહિ

૨૮ સામાચારી ગુરુપરંપરાગત શ્રાવકને ઉપધાન વહ્યા વિના માંડલીમધ્યે આદેશ વિશેષ પર્વે ન દેવો, સાહમીવછલાદિ વિશેષયોગે ના નહી

૨૯ સાધ્વી ન કરવી, કદાચિત્ સ્વયંબંધિની હોય તો ૪૦ વર્ષ પછી દેવાની જયણા અને પરગચ્છી આવે તો વડેરાને પૂછીને રાખવી

૩૦ ગીતાર્થ વિના વ્યાખ્યાન ન કરવું, જઘન્યથી સમવાયાંગસૂત્ર ગમા મેલવી જાણે સંસ્કૃતભાષા નિપુણ, શ્રદ્ધાવંત, શુદ્ધપ્રરૂપક, ભાષા કુશીલ નહિ, સુશીલ ગચ્છનાયકનો દિગ્બંધી તે ગીતાર્થ વ્યાખ્યાન કરવાનો અધિકારી એકલી શ્રાવિકાની પર્ષદા આગલે વ્યાખ્યાન ન કરવું રોગાદિક કારણે જયણા

૩૧ વિશેષ કારણ વિના પહેલી ૬ ઘડી દિન પાછલી ૪ ઘડીમધ્યે આહાર ન કરવો, વસતિ બાહિર ન નીકળવુ, કારણવિશેષે વડાને પૂછીને જાવાની જયણા

૩૨ માંડલી વિના વિગયાદિ સરસ આહાર ન કરવો, પારણાદિકને કામે શીતલભક્તાદિની જયણા

૩૩ ષટ્પર્વીએ વિગય ન લેવી, વિશેષ તપાદિકની જયણા

૩૪ વસતિ પોતાની નિશ્રાએ ન કરવી અને બીજાને ઉતરવાનો એક સામાચારીનાને બાધ ન કરવો, પાત્રાદિધર્મોપકરણ નવદીક્ષિત મનોરથે વેચાતાં લીએ પણ પોતાની નિશ્રાએ ન લેવાં

૩૫ શિષ્યાદિક લેતા ધનાદિકની સહાય કરવી તે દીક્ષા લીધા પછી તે ગુણવત થયો જાણી તેહના સબધો (ધી) શ્રાવકને શાસન શોભા માટે ધર્મરૂચિ પ્રાણી તે સહાય કરે પણ યતિએ તેહની ઉદીરણા ન કરવી અને પહેલા સાહાય દ્રવ્યનુ કરાવીને દીક્ષા ન દેવી; નવદીક્ષિત શિષ્યને ગૃહસ્થ ગૃહસ્થિણી સાથે આલાપસલાપ ન કરવો, ગૃહસ્થગૃહે ભણવા-ભણાવવાદિકે જાવાનો પ્રસગ ન કરવા દેવો

૩૬ વસ્ત્ર-પાત્રાદિકનો ખપ હોય તિવારે (ત્યારે) જે પ્રવર્ત્તક હોય તેહને કહેવુ, વઠલહુહાઇ વસ્ત્ર કગાવવી કલ્પક ૧, કાબલી ૧, ચોલપટ ૧, સથારીયુ ઉત્તરપટ્ટો ૧, લુછણો ૧, મુહપત્તિ ૨, અને પાત્રાના ઉપગરણ પાત્રા સામાન્ય યતિને ઢાકણા સહિત ૫ તથા ૭ પટ્ટ (પદ)સ્થને વિશેષકામે અધિકની જયણા પાત્રા પણ કાલા રોગાન વિના રાખવા પદસ્થને આહારનુ તથા પાણી પીવાનો ચેતનો સફેદ વર્ણે રાખવો

૩૭ તથા નવદીક્ષિત શિષ્યને વિશેષ જ્ઞાન તપ વેયાવચાદિ કલા ગુણ નિપના વિના સસારીયામધ્યે વિહાર ન કરવો

૩૮ તથા અવધા (ધ્યા) દિક દ્રવ્ય એકના ગૃહથી લેઇ સ્વનિશ્રાએ ગૃહાતરે ન મુકવો

૩૯ તથા કુણે (કોઈએ) સ્વસમાચારીના ગીતાર્થ તથા સ્વપરિણુતિ સમુદાય મુકીને અપરમતગચ્છના યતિ પાસે ભણવા ન જવુ

૪૦ સાત ક્ષેત્રમાને નામે દ્રવ્ય જે શ્રાવકે કર્યા (ર્હ્યા) હોય તિહાથી લઇ અપર શ્રાવક પોતાનો મેલાપી હોય તિહાને ઘેર યતિએ ઉદીરણા કરી મુકાવવો નહિ, ગૃહસ્થ મલિ મૂકે તે વારુ, તીર્થાદિકને ઠામે વિશેષ કારણે જયણા

૪૧ તથા વિદ્યમાન ગચ્છનાયકે સબધ ટાલ્યો હોય તોહે પણ અપરગચ્છનાયકને ન આશ્રયા હોય તિહા લગે (ત્યા સુધી) ગચ્છ તથા ગીતાર્થની નિશ્રા ન મુકવી, દિગ્બધ

તેહનો રાખવો અને જો અપર ગચ્છનાયક કરે (કરાય) તે (અ૦ગ૦) પણ પોતાના ગુરવાદિકના અનુયોગ (યુક્ત) હોય તે પરંપરાનો ગચ્છનાયક (કે—જે) પંચસંમત સૂરિમંત્રના પીઠ સસ્થાપનયુક્ત (હોય, તેવા અપર ગચ્છનાયક) કરીને (પછી) તેહ ગચ્છ તથા ગીતાર્થની) નિશ્રા પણ વર્જવી

૪૨ તથા એક સામાચારીના ગીતાર્થ એક વસતિમધ્યે હોય તો વડલહુડાઇએ પટીઉં આપવું પણ ગૃહસ્થને પક્ષપાતે કલેશ ઉદીરવો નહી, તેહની આજ્ઞાથી વ્યાખ્યાનાદિકનો વ્યવહાર સાચવવો

ઇત્યાદિક મર્યાદાપટ્ટક સર્વસંવેગી સમુદાયે પાલવા—પલાવવા વિશેષ બોલ શ્રીજગચ્ચંદ્રસૂરકૃતિ મોટા પદાથી જાણવા, તદનુસાર શ્રી આણંદવિમલસૂરિપ્રસાદીકૃત ૫૭ બોલ, ભ૦ શ્રી હીરવિજયસૂરિપ્રસાદીકૃત ૩૬ બોલ, ભ૦ શ્રી વિજયદાનસૂરિપ્રસાદીકૃત ૩૫ બોલ એવં ભલી રીતે મર્યાદા પાલવી અત્ર પ૦ જયસોમગણીમત, પ૦ જસવિજયગણી મ૦, સત્યવિજય ગ૦, ઋદ્ધિવિમલ ઋ૦ માણીચંદ ઋ૦, વીરવિજય

卐

**નોટ નં૦ ૧:**—ઉપરની નોંધના તે સંપાદક શ્રી મો૦ દ૦ દેશાઈએ, પોતાના ઐતિહાસિક પુસ્તકો—નિબંધો—લેખો અને આ પ્રકારની નોંધો વગેરેમા ખ્યાલ છે ત્યા સુધી પૂ૦ ગણધરો અને બહુશ્રુત આચાર્યભગવંતો આદિ શ્રમણભગવંતોને—'ગૌતમ, સુધર્મા, ક્ષત્રિય પ્રભવ, સ્થૂલભદ્ર, હરિભદ્ર, સિદ્ધસેન, હેમાચાર્ય" ઇત્યાદિપ્રકારે ઉપાસકભાવને બદલે ગુરુભાવે સંબોધ્યા જોવાયા હોવાથી તેમાના છેલ્લા આ પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ને અહી 'પ્રાત સ્મરણીય, પૂજ્યપાદ' તરીકે શિષ્યીભાવે સંબોધ્યા છે એ અચ્છેરૂ માનવું રહે છે

૨—સત્તરમી સદીના ઉત્તરાર્દ્ધના પ્રારંભમા

૩—જેઓને માટે પૂ૦ મહો૦ શ્રી મેઘવિજયજી ગણિ, પોતાની 'તપગચ્છપટ્ટાવલી'મા —"तदा तत्क्षणादेव मन्त्रराजाधिष्ठायको देव समेत्य निवेदितवान्—'हे स्वामिन ! पंडित श्री वीरविजयनामा सौभाग्यनिधि विद्यामहोदधि निरुपधि चारित्रगुणानामवधि अजिह्मब्रह्मविधि ઇત્યાદિ સ્વરૂપે સૂરિમંત્રાધિષ્ઠાયકદેવે વર્ણવેલા બતાવેલ છે તે વીરવિજયજીને પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજીએ પોતાના પટોધરપણાને યોગ્ય જાણીને પોતાના પદધર બનાવેલા છે તે પૂ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજી મ૦શ્રીની 'તેઓ બહુશ્રુત કે વિદ્વાન્ નહોતા' એ પ્રકારે ઓળખ કરાવવા જતા શ્રી દેશાઈએ, ચતુર કાગડાની જેમ બે ખરડયા ! એક તો જે વિજયપ્રભસૂરિજીની સેવામા જોધપુરથી ૧૩૧ પ્રૌઢ શ્લોકોથી ઓપતુ 'ઇંદુદૂત' કાવ્ય ભક્તિપૂર્ણ હૃદયે સુરત મુકામે હૃદયંગમ રચનારૂપે પાઠવનાર પૂ૦ સમર્થ વિદ્વાન્ મહો૦ શ્રી વિનયવિજયજી મ૦ને અર્થાપત્તિથી અજ્ઞાની લેખાવ્યા ! અને બીજું ઉપરની

નોંધમા જેઓશ્રીને તેમણે 'પ્રાતઃસ્મરણીય પૂજયપાદ' કહી શિષ્યીભાવ બતાવેલ છે તે પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦મ૦ને પણ અર્થાપત્તિથી અજ્ઞાની લેખાવ્યા ! કારણ કે-'પૂ૦ યશોવિજયજી મહારાજને પોતાની ગભીર ભૂલો બદલ તે પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજીમ૦ની બબ્બે વાર લેખિત માફી માગવી પડેલ' હોવાની શ્રી મોતીચદ ગીરધરલાલે '**શાંત સુધારસ**' ભાગ બીજામા જણાવેલી હકીકતથી તો શ્રી દેશાઈ વાકેફ જ હોય

૪-ઉપર આપેલા 'સાધુમર્યાદા પટ્ટક'ને છેડે પૂ૦ યશોવિજયજી મહારાજે, પૂ૦આ૦ શ્રી જગચ્ચદ્રસૂરિજી મ૦થી માડીને પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી મ૦ના પણ પટ્ટકોનું પાલન કરવાની કરેલી ભલામણ સાથે સ૦ ૧૬૭૭માં બનાવેલા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ના ૫૮ બોલવાળા પટ્ટકનુ પાલન કરવાની ભલામણ કરી નહિ ! તેમા વિદ્યમાન તપાગચ્છાધિપતિ પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦નુ ખુલ્લુ અપમાન જાણનાર શ્રી દેશાઇએ '(શ્રી યશોવિજયજી મ૦ને) **તેઓ** (પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજી) **સાથે મતભેદ રહેતો**' એટલું જ જણાવેલ છે, તે 'પૂ૦ ઉપાધ્યાય મહારાજે, તેઓશ્રીના ગુરૂ મ૦નુ તો (તેમનો પટ્ટક ઉડાવી દેવા તરીકે) ખુલ્લુ અપમાન કર્યું હતુ' એ વાતને છૂપાવવાના હેતુદર્શક જણાય છે

શ્રીયુત્ મોહનલાલ દેશાઇએ 'સાધુમર્યાદા પટ્ટક-શ્રી યશોવિજયજી' એમ શીર્ષક કરવા દ્વારા-આ પટ્ટક બનાવ્યાનો અને ક્રિયોદ્ધાર કર્યાનો યશ, મુખ્યતાએ મહો૦ શ્રી યશોવિજયજી મ૦ને આપવા ઇચ્છેલ જણાય છે જ્યારે પૂ૦ મુનીશ્રી જ્ઞાનવિજયજી ત્રિપુટી સપાદિત 'પટ્ટાવલી-સમુચ્ચય' ભા ૨ ના 'પૂરવણી' વિભાગના પૃ૦ ૨૭૧ ઉપર પૂ૦ મુનિશ્રી દર્શનવિ૦ ત્રિપુટી સ્પષ્ટ શબ્દોમા-"તેમના દાદાગુરુ પ૦ ઋદ્ધિવિમલગણિ મહાતપસ્વી હતા તેમણે ધાણધાર મધ્યે પાલણપુર પાસે ગોલા ગામમા ભ૦ મહાવીરસ્વામીના દેરાસરમા સ૦ ૧૭૧૦મા મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજની સહાયથી ક્રિયોદ્ધાર કર્યો," એમ જણાવીને આ પટ્ટકમાની ચોથી સહીવાળા '**પ૦ ઋદ્ધિવિમલગણિને જ ક્રિયોદ્ધારક તરીકે જણાવેલ છે.** પૂ૦ મહો૦ યશોવિ૦ મ૦ ઉપરના પક્ષપાતને લઇને આવી અછતી રીતે યશ આપવા જવુ તે સત્ય ઇતિહાસની વચના જ ગણાય.

## સાધુ મર્યાદા પટ્ટકના ઘડવૈયા ગણાવાયેલ પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજશ્રીની અનેક રૂપતા

પ્રભુ મહાવીરદેવના શાસનમા લગભગ પોણીત્રણસો વર્ષ પૂર્વે થએલા મહાન્ વિદ્વદ્વર્ય શ્રીમદ્ પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મ૦શ્રીનો પુણ્યજન્મ, વિવિધ ઇતિહાસના એદપર્ય રૂપે વિક્રમ સંવત્ ૧૬૪૭-૪૮ લગભગમા માની શકાય તેમ છે.

'જૈન પરંપરાનો ઇતિહાસ' ભા૦ ૩ના પૃ૦ ૮૫૧ મુજબ—પાંચ વર્ષની વયે પૂ૦ પં૦ શ્રી નયવિ૦ મ૦ના હસ્તે દીક્ષા લીધા બાદ તેઓશ્રીની વડી દીક્ષા પાટણ મુકામે પૂ૦ ગચ્છનાયક આ૦ શ્રી વિજયદેવસૂરીશ્વરજી મ૦શ્રીના પવિત્ર હસ્તે થએલ અને પ્રાય તે જ પ્રસંગે તેઓશ્રીના વડિલબંધુ ધર્મસિંહને પણ દીક્ષા આપી મુનિ પદ્મવિજયજી નામ અપાએલ

સં૦ ૧૭૪૩ માં ડભોઇના સ્વર્ગવાસ દરમ્યાનના લગભગ ૯૦ વર્ષના દીર્ઘકાલીન દીક્ષાપર્યાયમાં તેઓશ્રીને ચડતીપડતીના અનેક અટપટા સંજોગો અનુભવવા પડેલ હોવાનું ઇતિહાસથી જોઈ શકાય છે

જૈનશાસનની અવિચ્છિન્ન પરંપરાને ધારણ કરનારા શ્રી દેવસૂરતપાગચ્છમાંના કોઈ પણ મુનિવરે કે શ્રાવક પંડિતે આ શ્રી દેવસૂરતપાગચ્છના જ મહાન્ જ્યોતિર્ધર સમર્થ મહા પુરુષનું જીવનચરિત્ર તેઓશ્રીની વિદ્યમાનતામાં તો આલેખ્યું જણાતું નથી!

માત્ર સં૦ ૧૬૭૩ થી ભિન્નગચ્છ તરીકે ઉભા થયેલા શ્રી આણસૂરગચ્છના પૂ૦ માનનીય વિદ્વદ્વર્ય ઉપા૦ શ્રી માનવિજયજી ગણિવરે સં૦ ૧૭૩૧માં રચેલા **'શ્રીધર્મસંગ્રહ'** સંજ્ઞક પ્રૌઢગ્રન્થની પ્રશસ્તિમાં તેઓશ્રીની 'सत्तार्ककर्कशधियाखिलदर्शनेषु, मूर्द्धन्यतामधिगतास्तपगच्छधुर्या ॥ काश्यां विजित्य परयूथिकपर्षदो ङ्ग्या (न्)— विस्तारितप्रवरजैनमतप्रभावा' એ શ્લોક દ્વારા—'ઉત્તમ તર્કમયી તીક્ષ્ણબુદ્ધિવડે સમસ્ત દર્શનોમાં શિરોમણિપણું પામેલા, તપગચ્છમાં અગ્રેસર, કાશીમાં અન્યદર્શનીઓની સભાના અગ્રગણ્ય પંડિતોને જીતીને (જે ઉપાધ્યાય યશોવિજયજીએ) શ્રેષ્ઠ એવા જૈનમતનો પ્રભાવ વિસ્તાર્યો છે' એ અર્થમાં અને તે પછીના—'तर्कप्रमाणनयमुख्यविवेचनेन, प्रोद्बोधितादिममुनिश्रुतकेवलित्वा । चक्रुर्यशोविजयवाचकराजिमुख्या, ग्रथेऽत्र मय्युपकृति परिशोधनाद्यैः ॥ [પ્રશસ્તિગત ૧૩ મા શ્લોક મુજબ આ ગ્રંથનું પરિશોધન, શ્રી લાવણ્યવિજયવાચકેન્દ્રે કરેલું હોવાથી] = किल योजनाद्यैः ॥ ૧૧ ॥' એ શ્લોક દ્વારા 'તર્ક, પ્રમાણ અને નયની મુખ્યતાવાળા વિવેચનવડે પૂર્વમુનિઓનું શ્રુતકેવલીપણું વિકસિત કરાયું છે જેના વડે અને પાઠકશ્રેણિમાં મુખ્ય એવા શ્રી યશોવિજયજીએ આ ગ્રંથરચનાના કાર્યમાં મને યોજવાથી મારા પર ઉપકાર કર્યો છે' એ અર્થમાં સ્તુતિ કરેલ છે

આણસૂરગચ્છીય પૂ૦ ઉપા૦ શ્રી માનવિજયજી ગણિવરે ઉપર્યુક્ત કરેલી સ્તુતિ પણ અનેક પ્રકારે વિચારણીય છે. જેમ કે—પહેલી સ્તુતિમાં તેઓએ શ્રી દેવસૂરતપાગચ્છીય મહો૦ શ્રી યશોવિ૦ ગણિવરને તપગચ્છના અગ્રેસર જણાવીને ઉક્ત દેવસૂર તથા આણસૂર એ બંને તપગચ્છના અગ્રેસર તરીકે લેખાવેલ છે તે અઘટિત છે તે સમયે શ્રી દેવસૂર તપાગચ્છમાં પણ તેઓ અગ્રેસર ન્હોતા, પરંતુ પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ તથા વિજયપ્રભસૂરિજી જ અગ્રેસર હતા તેમજ 'તેઓશ્રીએ કાશીમાં અન્યદર્શનીઓની સભા-

માના મુખ્ય પંડિતોને વાદમા જીતીને જૈનમતનો પ્રભાવ વિસ્તાર્યો' એમ જે જણાવ્યું છે, તે બાબત પણ તે પ્રકારની કિંવદન્તી સિવાય કોઈ મૌલિક આધાર જોવામા આવતો નથી. ખુદ મહોપાધ્યાયજી મહારાજે પોતાના રચેલા–'पूर्वं न्यायविशारदत्वविरुदं काश्यां प्रदत्तं बुधै–र्न्यायाचार्यपदं ततः कृतशतग्रन्थस्य यस्यार्पितम् ।।' એ શ્લોકાર્ધ દ્વારા પણ 'કાશીમા પંડિતોએ પોતાને પહેલું ન્યાયવિશારદનું બિરુદ આપ્યું અને ત્યારબાદ સો ગ્રંથો રચ્યા તે બદલ ન્યાયાચાર્યપદ આપ્યુ' એમ જ જણાવ્યું છે, પરંતુ 'પરદર્શનીની ત્યાની સભાના અન્યવિદ્વાનોને પોતે જિત્યા' હોવાનું જણાવ્યુ જ નથી ખુદ મહોપાધ્યાયજીના એ કથન બદ્દલ પણ "તેઓશ્રીના સમકાલીન **પૂ૦ આ૦ શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ** રચેલા આઠદષ્ટિની સજ્ઝાયના ટબામા જણાવેલા '**શ્રી નયવિજયપંડિતના વાચકોપાધ્યાય શ્રી યશોવિજય ગણી કાશીમાં ન્યાયવિશારદ એવું બીરૂદ પામ્યા એમ તેહના વચનથી જાણવું.**' એ વાક્ય મુજબ" તે સમયના વિદ્વાનો 'ન્યાયવિશારદ' જેવા બિરૂદમા પણ શંકાશીલતા બનાવે છે ત્યા 'અન્યદર્શનીઓની સભામાના મુખ્ય પંડિતોને વાદમા જીતીને જૈનમતનો પ્રભાવ વિસ્તાર્યો' એ કથનને કિંવદન્તીનું જ સ્થાન આપ્યા સિવાય કેમ ચાલે? વસ્તુસ્થિતિ આમ હોવાથી આ તત્કાલીન પૂ૦ ઉપા૦ શ્રી માનવિ૦ ગણિ જેવા સમર્થ ગીતાર્થે તેઓશ્રીની એ પ્રમાણે અછતી મહત્તા સ્તવી છે, તે તેઓશ્રી પ્રતિના અંગત અતિશય રાગ સિવાય સંભવિત નથી.

એ ઇત્યાદિ કારણોસર જ પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી ગણિવરની તે પૂ૦ ઉપા૦ શ્રી માનવિજયજીગણિ કૃત તે અછતી મહત્તાવાળી સ્તુતિ પછી પણ લગભગ બસોથી વધુ વર્ષો સુધી પણ શ્રી દેવસૂરતપગચ્છના તો શુ? પરંતુ તે પૂ૦ ઉપા૦ શ્રી માનવિ૦ ગણિના શ્રી આણસૂરતપગચ્છના પણ કોઇ વિદ્વાન્ મુનિ કે શ્રાવકે તે સ્તુતિનુ આંશિક પણ અનુસરણ કર્યું હોય તેમ જોવાતુ નથી.

આ વાતમા એક અપવાદરૂપે પાટણમુકામે પૂ૦ પં૦ મુનિશ્રી કાંતિવિજયજીએ સંભવત ૧૭૫૦ લગભગમા રચેલ જણાતી એક '**સુજસવેલી**' ગણાય; પરંતુ તેમાં તેના કર્તાએ પોતાના ગુરૂનુ નામ રચનાનો સંવત્. મહો૦જીની જ્ઞાતિ, તેઓશ્રીનો જન્મસંવત્, દીક્ષાસમયની વય વગેરે જણાવવી જોઈતી આવશ્યક બાનાઓ છૂપાવી છે અને કેટલીક વાતો તેમા સંદિગ્ધ જણાતી હોવાથી તે સર્વપ્રકારે ગ્રાહ્ય અને પ્રમાણ લેખાવા પામેલ નથી જ

## (૧) 'સુજસવેલીભાસ' અંગે બીજાઓ શું કહે છે?

વિક્રમ સં૦ ૨૦૧૩મા 'યશોભારતી પ્રકાશન સમિતિ' વડોદરા તરફથી બહાર પડેલ '**શ્રી યશોવિજય સ્મૃતિગ્રંથ**' નામના દળદાર ગ્રંથના '**આમુખ**'ના પૃ૦ ૧૧ ની ૧૩ ઉપર સાક્ષરવર્ય **સુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ** નીચે પ્રમાણે લખે છે કે– "सुजसवेलीभास–શ્રી યશોવિજયજી મ૦ના જીવનચરિત્રને લગતી ટૂંક માહિતી આપણને

મુનિશ્રી કાંતિવિજયજી (અનુમાન મહોપાધ્યાયશ્રી વિનયવિજયજીના ગુરુભાઈ) એ રચેલી ચાર ઢાલ અને ૫૨ ગાથા પ્રમાણ સુજસવેલીભાસમાંથી મળી આવે છે જેનો ટૂંક સાર આ પ્રમાણે છે

"ગુજરાતમાં કનોડુ નામે ગામ, નારાયણ નામે વ્યાપારી અને તેની પત્ની સોભાગદે તેમને-પદ્મસિંહ અને જસવંત નામે પુત્રો હતા સં૦ ૧૬૮૮ માં શ્રી નયવિજયજી પંડિતે કુણગેરમાં ચોમાસુ કર્યું ત્યાંથી કનોડે ગયા એમના ઉપદેશથી જસવંતે અણહિલપુર પાટણમાં શ્રી નયવિજયજી પાસે દીક્ષા લીધી. નામ યશોવિજય રાખ્યુ મોટાભાઇ પદ્મસિંહે પણ સાથે જ દીક્ષા લીધી અને નામ પદ્મવિજય રાખ્યુ યશોવિજયજીએ (ગુરૂ પાસે) અભ્યાસ કર્યો વિ સં ૧૬૯૯ માં અમદાવાદમાં સંઘસમક્ષ આઠ અવધાન કર્યાં એમની પ્રતિભાથી પ્રસન્ન થઈ શા. ધનજી સૂરા નામના શેઠે શ્રી નયવિજયજી મ૦ને કહ્યુ કે— આ સાધુ (યશોવિજયજી) ઘણા સુયોગ્ય છે, ભણશે તો હેમાચાર્યજી જેવા થશે એ શેઠની પ્રેરણાથી યશોવિજયજીએ કાશી જઈ છએ દર્શનનો અભ્યાસ કર્યો અને ન્યાયવિશારદ થયા ધનજી સૂરાએ યશોવિજયજીના પઠન માટે બે હજાર સોનામહોરનુ ખર્ચ કર્યું ભણીને પાછા અમદાવાદ આવ્યા શ્રી સંઘે તેમનો સત્કાર કર્યો નાગોરીશાળામાં ઉતર્યા મહબતખાંનની સભા સમક્ષ અઢાર અવધાન કર્યાં એથી પ્રસન્ન થઈ યશોવિજયજીને ઉપાધ્યાય પદવી આપવા માટે મહબતખાને જાતે જ શ્રી વિજયદેવસૂરિને વિનંતિ કરી અને સં૦ ૧૭૧૮ માં તેમની ઉપાધ્યાયપદવી થઈ સં૦ ૧૭૪૩ માં ડભોઇમાં ચોમાસુ કર્યું અને ત્યાંજ સ્વર્ગવાસી થયા ત્યાં સીત તલાવડી પાસે તેમનુ થૂભ કરાવ્યુ છે".

ઉપાધ્યાયજીના સમકાલીન (?) મુનિવરે સુજસવેલીભાસમાં આટલી વિગત રજૂ કરી છે, **પરંતુ આજે આપણા સામે બીજા પુરાવાઓ વિદ્યમાન છે તે જોતાં ભાસમાંના સંવતો ગમે તે કારણે વિસંવાદિત ઠરે છે**

૧—ભાસમાં 'ઉપાધ્યાયશ્રી કનોડામાં જન્મ્યા હતા' એ અને માતપિતાના નામ આપવામાં આવ્યા છે, પણ જન્મસંવત અને દીક્ષા સમયે ઉપાધ્યાયશ્રીની વય કેટલી હતી? તે વિષે ભાસકાર મૌન છે

૨—ભાસકારે ઉપાધ્યાયશ્રીની દીક્ષાનુ વર્ષ સં૦ ૧૬૮૯ (?) જણાવ્યુ છે, પરંતુ આજે આપણા સામે શ્રી નયવિજયજી મહારાજે શ્રી જસવિજયજી મ૦ માટે સં૦ ૧૬૬૩ માં લખેલ મેરુપર્વતનો ચિત્રપટ, તેમજ શ્રી યશોવિજયજી મહારાજે સં૦ ૧૬૬૫ માં લખેલ હૈમધાતુપાઠની પ્રતિ અને સં૦ ૧૬૬૯ માં લખેલ ઉન્નતપુરસ્તવન આદિ વિદ્યમાન છે એ સ્થિતિમાં ભાસકારે આપેલા દીક્ષાસંવતનો મેળ કેમ બેસે? એ એક કોયડા જેવી બીના છે.

૩—સં૦ ૧૬૯૯ માં અમદાવાદમાં આઠ અવધાન કર્યા પછી યશોવિજયજી દર્શનગ્રંથોના, ખાસ કરી નવ્યન્યાયના અભ્યાસ માટે કાશી જવાનુ ભાસકારે જણાવ્યું છે. જ્યારે

સ્યાદ્વાદરહસ્ય જેવા સમર્થ ગ્રંથની રચના સં૦ ૧૭૦૧ માં કપડવણજ પાસેના આતરોલી ગામમા કરી છે અને તે પહેલાં પ્રમારહસ્ય, શ્રીપૂજ્યલેખ, વાદમાલા આદિ સંખ્યાબંધ સમર્થ દાર્શનિક આદિ ગ્રંથોની રચના તેઓ કરી ચૂકયા છે એટલે એ પ્રશ્ન ઉભો થાય છે કે-તેઓ કાશી પહોચ્યા ક્યારે? અધ્યયન કેટલો સમય કર્યું? અને ન્યાયાચાર્યપદ મેળવવા પહેલા જે સો ગ્રંથોની રચના કરી તે કયારે કરી? આ બધો વિચાર કરતાં ૧૬૯૯ માં કાશીએ જવુ અસંગત જ ઠરે છે

૪-સ્વર્ગવાસને લગતું અંતિમ ચોમાસુ ઉપાધ્યાયજીએ ડભોઇમા કર્યું, પરંતુ એનુ વર્ષ ભામકારે ૧૭૪૩ આપ્યું છે એ વિચારણીય છે કારણ કે-ઉપાધ્યાયશ્રીએ **પ્રતિક્રમણ હેતુગર્ભ સ્વાધ્યાયમા**–'સુરતિ ચોમાસુ રહી રે, વાચક જસ કરિ જોડી, વઇ૦। યુગ યુગ મુનિ વિધુ વત્સરઇ રે દેગો મંગલ કોડી વઇ૦ ॥ ૬ ॥' પ્રમાણે ૧૭૪૪ નુ ચાતુર્માસ સુરત કર્યાનું જણાવ્યું છે **'અગીયાર અંગની સજ્ઝાયો'**ને અંતે પણ 'યુગ યુગ મુનિ વિધુ વચ્છરઇ રે, શ્રી જસવિજય ઉવજ્ઝાય, ટોડ૦ ×××

આ રીતે વિચાર કરતા એકંદર ભામકારની સંવતને લગતી વાતનો કોઈ મેળ મળતો નથી. **એટલે ઉપાધ્યાયના જીવનચરિત્ર અંગેના આ પ્રશ્નો વિદ્વાનોએ પુનઃ ગંભીર રીતે ચર્ચવાના જ રહે છે.**

(૨)

'યશોવિજયસ્મૃતિગ્રંથ'ના **'સંપાદકીય નિવેદન'**મા સંપાદક **મુનિશ્રી યશોવિજયજી.** 'સુજસવેલીભાસ' અંગે નીચે મુજબના ઉદ્ગારો રજુ કરે છે

સુજસવેલીભાસ અગે – પૂ૦ ઉપાધ્યાયજી ભગવાનના જીવનની ટૂંકી નોધ માત્ર 'સુજસવેલીભાસ' નામની ચાર ઢાલમા વિભક્ત થએલી, ૫૨ કડીઓમા પૂર્ણ થતી એક નાનકડી ગુજરાતી પદ્યકૃતિ રજુ કરે છે (જે કાવ્યકૃતિ આજ અંકના ૨૩૫મા પેજમા છે) આપણા દુર્ભાગ્યે આ કૃતિ સિવાય એમના જીવન અંગે બીજી કોઈ વ્યવસ્થિત નોધો, વિવિધ ઘટનાઓ, વિહારપ્રદેશો શિષ્યસંપત્તિ અને ગ્રંથનામો વગેરે બાબનો અંગે કોઈ ખાસ સામગ્રી મલતી નથી ઘણી ઘણી બાબતો ઉપર અંધારપટ જ પથરાએલો છે ×××

ઉપાધ્યાયજીનો જન્મ સમય ક્યો? અહિં એક વાત વિચારવાની છે **સુજસવેલીકારે** જન્મની સાલ કે તિથિ જણાવી નથી માત્ર દીક્ષા વડીદીક્ષા ને ઉપાધ્યાયપદની સાલો જ જણાવી છે, પણ તિથિ જણાવી નથી સ્વર્ગગમનની સાલ પણ સ્પષ્ટ જણાવી નથી, તિથિ પણ જણાવી નથી દીક્ષાની સાલ ૧૬૮૮ જણાવ્યા બાદ ૧૦ વરસના ગાળા બાદ ૧૬૯૯ની અવધાન કર્યાની સાલ નોંધે છે અને ત્યાર પછી કાશીગમન સૂચવે છે, પણ તે ક્યારે? તે વિષે મૌન સેવે છે. **આગળ ચાલતાં કાશી અને આગ્રામાં [૪+૩] સાત વર્ષ રહ્યાનો ઉલ્લેખ કરે છે. પણ તે માટે ચોક્કસ સાલનિર્દેશ નથી કરતા;**

**ગુજરાતમાં પુનરાગમન ક્યારે થયું ? વગેરે હકીકતો ઉપર પણ સંપૂર્ણ અંધારપટ છે.**

૧૬૮૮ની દીક્ષા જણાવીને સીધો ૧૬૯૯નો, ને ત્યાંથી સીધા ઉપાધ્યાય પદાર્પણનો ૧૭૧૮નો, ને છેવટમા ડભોઇ ચાતુર્માસ કર્યાનો ૧૭૪૩નો, આમ ચાર સંવતોનો એ ઉલ્લેખ કરે છે આ સિવાય બીજી કોઈ તવારીખ કે સાલ નોંધી નથી

સુજસવેલીકાર, [૮૯]**ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજીના ગુરૂભ્રાતા જ હોય તો.** તેઓ તેમના સમયના કવિ હોવા છતાં તેઓએ પ્રસ્તૃત કૃતિમા મહત્વની હકીકતોની કેમ કશી નોંધ ન લીધી ? તે ઘટના ખરેખર ! એક કોયડો બની જાય છે

અને [૯૦]ઉપાધ્યાયજી તો ખરેખર ! ત્યાગમય અને નિસ્પૃહ જીવન જીવતા જૈન મહર્ષિઓની પરંપરાને જ અનુસર્યા છે એટલે સ્વજીવનની નોધ અંગે તો તેમણે કેવલ ઉપેક્ષા જ સેવી છે

आयुष्य केटलु ? **સુજસવેલીની સંવતોની સચ્ચાઈને ઉપલબ્ધ અન્યાન્ય ઉલ્લેખોએ પડકારી છે.** સુજસવેલીના આધારે ઉપાધ્યાયજીની આવરદા ૬૦ થી ૭૦ વર્ષની અંદાજી શકાય, જ્યારે અન્ય સાધનો ૯૦ થી ૧૦૦ વચ્ચેનુ આયુષ્ય નક્કી કરી આપે છે સુજસવેલીકારે દીક્ષા ૧૬૮૮માં જણાવી છે, તેઓશ્રીને બાલદીક્ષિત ગણીને, દીક્ષાની વય આઠેક વર્ષની જો કલ્પીએ તો જન્મ સંવત ૧૬૮૦ આસપાસ અંદાજી શકાય

---

૮૯ 'યશોવિ૦ સ્મૃતિગ્રંથ' પૃ ૧૫૫ની ફુટનોટ ૩ મા જણાવેલ આ૦શ્રી વિજયપ્રભસૂરિજી (સ્વ. સ૦ ૧૭૪૯-ઊના, ઉ૦ યશોવિ૦ પછી ૬ વર્ષે)ના શિષ્ય પ્રેમવિજયના શિષ્ય કાંતિવિજય, (સ૦ ૧૭૬૯ મા ડભોઈ ચોમાસુ, સ૦ ૧૭૭૫ મા પાટણ ચોમાસુ હતો તે) સુજસવેલીના કર્તા કેમ ન સભવે ? કારણ કે-એ જ સ્મૃતિગ્રંથના પૃ ૨૫૩ ની ફુટનોટ ૭૦ના પેરા બીજામા જણાવ્યા મુજબ–' પૂ૦ ઉપા૦ મ૦ના ડભોઈના સમાધિસ્થલ પાસે ઉનામા સ્વર્ગવાસ પામેલા તપાગચ્છાધિપતિ શ્રી વિજયપ્રભસૂરિજી મ૦ અને તેમના જ શિષ્ય–પ્રશિષ્યોની પાદુકાઓ પણ ત્યાં ડભોઇના તે સ્થળે આ જ પ્રેમવિ૦ના શિષ્ય કાંતિવિ૦એ સ્થપાવી હોય તે બનવા જોગ છે' અને જો તેમજ હોય તો તેમને મહો૦ પ્રતિ પૂર્ણ ગુણાનુરાગ હોવાનુ તે સૂચક પણ ગણાય

૯૦ લેખકની આ વાત જો યથાર્થ જ હોય તો–"મને ન્યાયવિશારદનુ બિરૂદ આપ્યુ છે, મને ન્યાયાચાર્યનુ બિરૂદ મળ્યુ છે, મે ન્યાયના સો ગ્રંથો બનાવ્યા છે, મારી રચના કોઈપણ નય-નિક્ષેપા આદિથી અધૂરી નથી ' ઇત્યાદિ અહંકાર તથા ગર્વતાસૂચક શબ્દો, પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ના મુખના જે છે તે સ્વજીવનની નોધ અંગે કેવલ ઉપેક્ષાભાવના દર્શક છે કે સ્વજીવનની મહત્તાને આગળ કરનારા છે ? તેમજ ત્યાગમય અને નિઃસ્પૃહજીવન જીવનાર જૈનમહર્ષિઓની પરંપરાનુ જ અનુસરણ કરનારા છે કે કેમ ? તે સુજ્ઞો વિચારે

આ વાતની સાક્ષી ઉપાધ્યાયજીના ગ્રંથોની અનેક પ્રશસ્તિઓ આપે છે

હવે વિ૦ સં૦ ૧૬૬૩માં ખુદ ઉપાધ્યાયજીના ગુરૂજી શ્રીનયવિજયજીએ ઉપાધ્યાયજી માટે ચીતરેલા મેરૂપર્વતની આકૃતિવાળા પટમા ઉપાધ્યાયજીને એ વખતે 'ગણિ' તરીકે ઉલ્લેખ્યા છે, ત્યારે તેમની દીક્ષા ક્યારે ગણવી? જન્મ ક્યારે કલ્પવો? વળી તર્કભાષા, દશાર્ણભદ્રસજ્ઝાય વગેરેની પ્રતિઓને અતે મળેલા ઉલ્લેખો જોતા તેઓશ્રીનો જન્મ સમય સાહજિક રીતે પાછળ જાય. એટલે કે-૧૬૪૦ થી ૧૬૫૦ વચ્ચેનો કલ્પી શકાય. સ્વર્ગ-ગમન તો ૧૭૪૫ પહેલા જ થયુ છે એ હકીકત નિર્વિવાદ છે એથી તેઓશ્રીને શતાયુ માનવામા કોઇ બાધ જણાતો નથી

૧૬૯૯મા રાજનગરમા અવધાન-ધારણશક્તિના પ્રયોગો કર્યા પછી જ કાશી ગયાની વાત સુજસવેલીકાર કરે છે, પણ તેથી તે તુરત જ ગયા છે કે બે ચાર વરસો બાદ? તે સૂચવતા નથી આના અચૂક નિર્ણય માટે અન્ય સાધનો ગવેષવા જોઈએ

\+ \+ \+ \+ \+

સુજસવેલિકારે ગાએલા-'સત્તરત્રયાલિ ચોમાસુ રહ્યા, પાઠક નગર ડભોઇ રે, તિહાં સુરપદવી અણુસરી, અણસણિ કરિ પાતિક ધોઇ રે' આ પદ્ય, ઉપાધ્યાયજી ડભોઈમાં ચોમાસું રહ્યાનું સ્પષ્ટ જણાવે છે, પણ સ્વર્ગગમન ચાતુર્માસમાં થયુ કે તે પછી? તે વિષે સપૂર્ણ મૌન છે **જો કે-આ કૃતિની સાલોએ ભારે શંકા ઉભી કરી છે, તેથી તેને કેટલું વજન આપવું તે મુંજવણનો વિષય છે.** × × × × ×

**પાનું ૨૧ પેરો ૩-૧** "[૧]ઉપાધ્યાયજી કાશી * ગયા ત્યારે વિનયવિજયજી તેમની સાથે ગયા હતા, ત્યાના બ્રાહ્મણ આ ચાર [૨]મુનિને ભણાવે તેમ ન હતા, તેથી તે બંને સાધુઓ નામાંતર અને વેષાંતર કરીને રહ્યા 'ચિંતામણિ' નામનો ન્યાયગ્રંથ ગુરુની ગેરહાજરીમાં ગુરુની પત્ની પાસેથી માગીને એક રાતમા બને જણાએ કઠસ્થ કરી લીધો" [૩]આવી જે કિંવદન્તીઓ ચાલી આવી છે તે તદ્દન ખોટી છે શ્રી [૪]યશોવિજયજીની સાથે તેમના ગુરૂ નયવિજયજી જ ગયા હતા પણ 'નય'ની આગળ 'વિ' વધીને 'વિનય' વિજય બની ગયું છે [૫]અન્ય સ્થળે પણ 'શ્રી નયવિજય'માંનો 'શ્રી' બરાબર નહિ વચાવાથી, ભ્રમણા કે પ્રમાદથી 'શ્રી'ને ઠેકાણે 'વિ' વાચીને વિનયવિજય કરી નાખ્યુ છે [૬]બાકી અનેક પુરાવાઓથી હકીકત નિશ્ચિત છે કે-ઉપાધ્યાયજી સાથે નયવિજયજી જ હતા [૭]વળી વિનયવિજયજીની ગ્રંથરચનાદિકની સાલવારીથી પણ વિનયવિજયજી ન હતા એ સુનિશ્ચિત બીના છે. એટલે આવી દતકથાઓ લખવી કે બોલવી બંધ થવી જોઈએ

[૮]બીજુ કાશીગમનમા ગુરુ, શિષ્ય સાથે અન્ય કયા કયા મુનિવરો હતા?

૨-ઠવણીના ચાર છેડે તેઓ [૯]પાંડિત્યના ગર્વસૂચક ચાર ધ્વજાઓ બાધતા હતા, એમણે સુવર્ણસિદ્ધિ મેળવી હતી તે, [૧૦]માફીપત્ર લખ્યાની વાત યતિ સાથેના સબધની

કે–'**શાંતસુધારસ**' ભા ૨ (સ૦ ૧૯૯૪) માં મહો૦ વિનયવિજયજી મ૦ ની સ્થિતિનું તાદૃશ ચિત્ર ખડું કરતા મોતીચદભાઈ ગીરધર કાપડીઆ પૃ૦ ૫૩ ઉપર આ પ્રમાણે લખે છે કે-"વિનયવિ૦, યશોવિ૦ બને કાશીએ જઈ સાધુપણાના વસ્ત્રો દૂર કરી ક્રમે વિનુલાલ અને જસુલાલ નામ ધારણ કરી ગુપ્તવેશે રહી બ્રાહ્મણપંડિત પાસે ૧૨ વર્ષ ન્યાયનો અભ્યાસ કર્યો ગુરુ અભ્યાસથી રાજી હતા. પણ ગુરુ ન્યાયનો એક વિશિષ્ટ ગ્રંથ પોતાના કુલપુત્રો સિવાય કોઈને બતાવતા નહિ એક વખત ગુરુ તે ગ્રંથનો પોતાના પુત્રને અભ્યાસ કરાવતા હતા, અમુક કોટિ લગાવતા હતા ત્યારે જસુલાલે એને બીજી રીતે બરાબર લગાવી ગુરુને એના જ્ઞાન અને બુદ્ધિની તીવ્રતા માટે માન થયું. એણે જણાવ્યુ કે–સદર ગ્રથ તેઓ માત્ર એકવાર જસુલાલ અને વિનુલાલ પાસે વાચી જશે +++"

**નયકર્ણિકા** બૂકના પૃ૦ ૩૮ ના છેલ્લા પેરગમાં ઇતિહાસજ્ઞ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ પણ જણાવે છે કે–"આ રીતે શ્રીમદ્ યશોવિજયજી અને વિનયવિજયજી બને સમકાલીન હતા, એટલુ જ નહિ પરતુ બનેએ કાશીમા જઈ અન્ય સર્વદર્શનનો અભ્યાસ સાથે કર્યો હતો, તે સબધે નીચેની દંતકથાઓ છે, તે પર સત્યતાનું કેટલું પ્રમાણ મૂકવુ તે તોલનશક્તિવાળા વાચકોને શિરે છે

(પાનુ ૩૯) દતકથા ન. ૧-બનેએ જૈનદર્શનનો અભ્યાસ પોતપોતાના ગુરુ પાસે પૂર્ણ કર્યા પછી કાશીમા જઈ ત્યાના બ્રાહ્મણ પંડિતો પાસેથી અન્ય સર્વદર્શનનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. સ્વગુરુ પાસેથી આજ્ઞા લીધી અને પદવિહારે કાશીમા ગયા. **આ સમયે પણ બ્રાહ્મણો જૈનદર્શનપ્રત્યે અતિશય તીવ્રવિરોધ ધરાવતા હતા અને તેથી તેઓ જૈનધર્મીઓને જ્ઞાન આપવાનું કલ્પાંતકાળે પણ સ્વીકારે તેમ ન હતુ.** બનેએ વિચાર્યું કે–જૈનસાધુવેષનો અભ્યાસદશા સુધી પરિહાર કરી જૈન તરીકે બહાર ન પડાય તો જ ઇષ્ટ કાર્ય સાધી શકાય તેમ છે તેથી ત્યાની એક જૈનપેઢી પર પોતાના સાધુવસ્ત્ર રાખી અન્ય વસ્ત્રનુ પરિધાન કર્યું જસુલાલ અને વિનયલાલ એવા બનારસી નામો પોતાના નામ ઉપરથી ઉપજાવી ધારણ કર્યા, ઉત્તમમા ઉત્તમ ગણાતા એક ન્યાયવિત્ વૃદ્ધ બ્રાહ્મણના વિદ્યા અર્થે શિષ્ય થયા બનેએ અભ્યાસ પૂર્ણ થયા પહેલા ગુરુને જાણવા ન દીધુ કે પોતે જૈન છે બને ગુરુનુ બહુમાન અને શુશ્રુષા કરી તેમને સતોષ પમાડતા આથી તેમની પ્રીતિ સંપાદન કરી એનુ કહેવાય છે કે–કુલક્રમાગત એક ૧૨૦૦ શ્લોકના ગ્રથનુ જ્ઞાન ગુરુએ તેમને આપ્યુ નહિ આથી બનેએ વિચાર્યું કે–જ્યા સુધી તે ગ્રંથનુ જ્ઞાન મેળવવુ બાકી રહે છે ત્યા સુધી તેઓએ ગુરુ પાસેથી જ્ઞાન સપાદન કર્યું કહેવાય નહિ, અને નિશ્ચય કર્યો કે-તેનુ જ્ઞાન અવશ્ય મેળવવુ ગુરુ તે ગ્રથનુ જ્ઞાન કુલાચાર પોતાના પુત્રને શીખવાડના હતા, ત્યારે જશુલાલ ત્યા બેઠા હતા ગુરુએ અમૂકનો અમૂક અર્થ કર્યો, ત્યારે જશુલાલ તેનો બીજો અર્થ કરી એકદમ વિનય-પૂર્વક બોલી ઉઠ્યા કે–'મહારાજ! તેનો આ અર્થ ન થઈ શકે?' ગુરુ તે અર્થ સાભળી

દિગ થઇ ગયા અને જશુલાલને ધન્યવાદ આપી કહ્યુ કે-'તુ હમેશા મારી પાસે જ્યારે આ ગ્રથ શીખવુ ત્યારે બેસજે, હું તને તે શીખવીશ. ત્યારે જશુલાલે નમ્રતાથી કહ્યુ-'મહારાજ! એક દિવસને માટે એ ગ્રથ જોવા આપો તો મોટી કૃપા.' ગુરુએ પ્રસન્નતા પૂર્વક તે ગ્રથ એક દિવસ માટે આપ્યો આ ગ્રથ જશુલાલે (પાનુ ૪૦) વિનયલાલને બતાવ્યો, અને બનેએ એક દિનમા તે મ્હોડે કરી નાખવાની સતલસ કરી જશુલાલે ૭૦૦ શ્લોક અને વિનયલાલે ૫૦૦ શ્લોક મ્હોડે કરી બીજે દિવસે તે ગ્રથ ગુરુજીને આપી દીધો ત્યાર પછી જશુલાલને સાથે લઈ જૈનસાધુવેષ પુન પહેરી ત્યા આવેલ પ્રબલવાદીને જીતે છે, તે વાત યશોવિજયજીના ચરિત્રમા સમય આવ્યે જોઈશુ

**બંનેએ કાશીમાં બાર વર્ષ સુધી અભ્યાસ કર્યો કહેવાય છે; અને સ૦ ૧૭૧૦-૧૧માં કાશીમાં તેઓ બને સાથે હતા, એમ 'જૈન કાવ્યસાર સગ્રહ'** (પ્રસિદ્ધકર્તા-નાથાભાઈ લલ્લુભાઈ સ૦ ૧૯૩૮)મા જણાવેલુ છે, પરતુ આ વાત જ્યારે લોકપ્રકાશ ૧૭૦૮મા જીર્ણદુર્ગ (જુનાગઢ)મા પૂરો કર્યો, એ તેની પ્રશસ્તિ પરથી સ્પષ્ટ જણાય છે ત્યારે બધબેસતી નથી. કદાચ ૧૭૦૮ પહેલા કાશી છોડી વિહાર કરતા ૧૭૦૮મા જુનાગઢ પવિત્ર શ્રી ગિરનાર પર યાત્રા અર્થે આવ્યા હોય એમ માની શકવાનો સંભવ છે કાશીમા અધ્યયન પૂર્ણ કરી બને સ્વસ્વગુરુ પાસે આવે છે અને જુદે જુદે સ્થલે વિહાર, ચોમાસા કરી જિનોપદેશામૃતનુ પાન કરાવે છે"

ઉપરના બને ઇતિહાસજ્ઞ લેખકોએ આ બધી વાતોને 'દતકથા' તરીકેનુ સ્થાન આપીને રજુ કરી છે, કારણ કે-'જૈનમુનિઓ એવી રીતે નામાતર અને વેષાતર કરી અભ્યાસ કરે' એ વાત લોકોના ગળે ઉતારવી મુશ્કેલ બને છે, એટલે એવી સત્ય વાતને પણ 'દતકથા' નામ આપી રજુ ન કરે તો બીજું કરે પણ શું? પરતુ આ લેખકોએ પૂ૦ આ૦શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના શિષ્યોએ બૌદ્ધોની પાસેથી જ્ઞાન કેવી રીતે સપાદન કર્યું હતુ?' એ લક્ષ્યમા રાખીને લખ્યુ હોત તો તેઓને 'દતકથા,' 'કિવદંતી' આદિનુ રૂપક આપવુ ન જ પડત

આવી રીતના બીજા પણ ઉલ્લેખોથી પૂરવાર થાય છે કે તે બને પૂજ્યોએ વિદ્યા-સંપાદન માટે નામાતર અને વેષાતર કરીને તેમજ વિદ્યાગુરુની પ્રીતિસપાદન કરવા માટે તેમના ઘરના પણ કામો સતત કરીને વિદ્યાગુરુના પ્રીતિપાત્ર બન્યા હતા તેમજ પૂર્ણ વિદ્યાસપાદન કરેલ એટલું જ નહિ, પરંતુ વિદ્યાગુરુ, તેમની ભક્તિ, વિનય અને શુદ્ધ બ્રાહ્મણત્વથી એટલા તો પ્રસન્ન થએલ હતા કે—

'પટ્ટાવલીસમુચ્ચય' ભા૦૧ ગત **'ગુરુમાલા'** પેજ ૧૦૭ ઉપરનો 'पंडितदीयमानो-द्भिन्नयौवना सुरुपाकन्यायाः परित्यागिणः 'એ ઉલ્લેખાનુસાર :-'ખીલેલ પુષ્પની કળી સમાન અને પૂરબહાર યૌવનમા ઝુલતી એવી પોતાની પુત્રી પણ પરણાવવા તૈયાર થઈ ગયેલ!'

વાંતો, તેમના જીવન સાથે અઘટમાન લાગતી અતિશયોક્તિભરી અન્ય કિંવદન્તીઓ સમ્યગ્ આલોચના માગી રહી છે

૩-(૧) ન્યાયવિશારદ, (૨) ન્યાયાચાર્ય અને (૩) ઉપાધ્યાય-આ ત્રણ પદવીઓનો શ્રીમદે સ્વયં ઉલ્લેખ કર્યો છે. ૧-૩ આ બે પદવી કોણે ને ક્યાં આપી તેનો તો તેઓશ્રી તેમ જ ભાસકાર ઉલ્લેખ કરે છે. પણ [11]નબર બે વાળી પદવી કયા સ્થળે અને કોને મળી? તેનો નિર્દેશ નથી મળતો, તેમ જ [12]તેમણે જે સો ગ્રથો રચ્યા તે કયા? તે પણ ગભીર વિચારણા માગી લે છે

## સંપાદક મુનિશ્રીના ત્રણેય પેરેગ્રાફની સમાલોચના.

પૂર્વના પૂજ્ય મહાપુરુષોની ક્ષતિઓ બતાવે, મહત્તા ઘટાડે યા તો લઘુતા દર્શાવે તેવા પણ બનાવો બન્યા હોય અને તે ઇતિહાસમા કડાગયા પણ હોય છે! પરંતુ ઇતિહાસના પ્રેમીઓએ તેવા પ્રસંગોને ઇતિહાસમાથી રદ નહિ કરતા યથાવત્ સ્થાન આપેલ દષ્ટિગોચર થાય છે જ જ્યારે મુનિરાજ શ્રી યશોવિજયજીએ પોતાના 'સપાદકીય નિવેદન' ના ઉપરના ત્રણ પેરાઓમા 'પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મ૦ અંગેની તેવી વાતોને 'કિંવદન્તી'નુ રૂપ આપવાપૂર્વક ખોટી જ છે' એમ એવકારપૂર્વકનુ વિધાન કરીને ઉપરના ત્રણ પેરાઓમા મહો૦શ્રી અગેની ઐતિહાસિક સત્ય બીનાઓને કેવી રીતે ઉડાવી દીધી છે? તેની મુદ્દામ રીતે રજુઆત કરવાપૂર્વક ક્રમશ· આ નીચે નબરવાર સમાલોચના કરવામા આવે છે.

૧-૧) મુનિ શ્રી બુદ્ધિસાગરજી કૃત-'**યશોવિજય જીવન નિબધ**'ના પેજ ૧૩ ઉપર ઉલ્લેખ છે કે-"તેમના ગુરુ નયવિજયજી અમદાવાદમા વિશેષ રહેતા હતા બાલ્યાવસ્થામા જ તેમણે (યશોવિ૦એ) તથા શ્રી વિનયવિજયજીએ જૈન ધર્મના ઘણા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો તે બન્નેની અપૂર્વ બુદ્ધિનુ અવલોકન કરીને **તે બંનેને વ્યાકરણ અને ન્યાયનો પરિપૂર્ણ અભ્યાસ કરવા કાશીમાં મોકલાવ્યા.** (ત્યા જઈને) તે બન્નેએ બ્રાહ્મણ વિદ્વાન્ની પાસે અધ્યયન શરૂ કયુ વિનયવિજયજીએ વ્યાકરણનો મુખ્ય વિષય લીધો અને ન્યાયના વિષયને ગૌણપણે ગ્રહણ કર્યો શ્રીમદ્ યશોવિજયજીએ ન્યાયના વિષયનુ મુખ્યપણે અધ્યયન કર્યુ અને વ્યાકરણ સાહિત્યનુ ગૌણપણે ગ્રહણ કર્યું **તે બન્નેએ બાર વર્ષ પર્યંત શાસ્ત્રોનુ અધ્યયન કરીને અપૂર્વ વિદ્વત્તા પ્રાપ્ત કરી.**"

(૨) વિ૦ સ૦ ૧૯૬૬ મા બહાર પડેલી અને ફતેહચદ કર્પૂરચદ લાલને તથા મોહનલાલ દલીચદ દેશાઈએ જે બૂકમા પૂ૦ ઉપા૦ શ્રી વિનયવિજયજીનુ જીવનચરિત્ર આલેખેલ છે, તે પૂ૦ મહો૦ શ્રી વિનયવિજયજી વિરચિત '**નયકર્ણિકા**' બૂકના પેજ ૩૯ ઉપર શ્રીયુત્ દેશાઈ લખે છે કે- "**આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે કે-**

સંવત્ ૧૭૩૮ માં (વાચક વિનયવિજયજી) ચોમાસું રાંદેરમાં હતા **આ (ઉપરોક્ત) ગાથાઓના રચનાર કાશીમાં શ્રી વિનયવિજયજીના સહાધ્યાયી અને સમકાલીન યશોવિજયજી છે."**

(૩) પોતે જ સંપાદિત કરેલા–'**યશોવિજય સ્મૃતિ ગ્રંથ**'ના પેજ ૭૯ થી ૮૮ સુધીમાં–'**શ્રીમાન્ યશોવિજયજી**' શીર્ષકનળે ડો. શ્રીયુત્ ભગવાનદાસ મનસુખભાઈ મહેતા એમ બી બી એસ નો લેખ પ્રગટ થયેલ છે તે લેખમાં પૃ૦ ૮૨ ના ત્રીજા પેરામા લખેલ છે કે– તેમના સમકાલીનોમા ઉપાધ્યાયજી વિનયવિજયજી, આનદઘનજી, સત્યવિજયગણી માનવિજય ઉપાધ્યાય આદિ વિશિષ્ટ વિદ્વદ્મંડલી હતી. તેમાય ખાસ કરીને શાતસુધારસનુ અનુપમ સગીત કરનારા શાતમૂર્તિ મહામુમુક્ષુ **શ્રી વિનયવિજયજી તો એમના સહાધ્યાયી પરમાર્થસુહૃદ્ હતા. આ વિનયવિજય અને યશોવિજયની જોડી સુપ્રસિદ્ધ છે. બંને ગાઢ પરમાર્થમિત્ર અને ઉત્તમકોટિના શાંતમુમુક્ષુ હતા.** × × ×"

(૪) આ૦ **શ્રી** વિજયધર્મસૂરિજીએ ત્રણેક વર્ષ પૂર્વેના એક જાહેર પ્રસંગે મુબઈમાં જેમને '**બહુશ્રુત**' તરીકે લેખાવેલ હતા તે શ્રીયુત્ ફતેહચંદ ઝવેરચંદનો તે જ સ્મૃતિ-ગ્રંથના પૃ૦ ૧૧૨ થી ૧૧૮ સુધીમા '**મહાન્ જ્યોતિર્ધર ઉપા૦ શ્રી યશોવિજયજી**' શીર્ષક જે લેખ પ્રસિદ્ધ થએલ છે તેના પૃ૦ ૧૧૪ ના પેરા છઠ્ઠામાં લખે છે કે–" ××× શ્રી વિનયવિજયગણિએ 'શ્રી શ્રીપાળરાસ' સ૦ ૧૭૩૮ માં બનાવ્યો તેમાં સાડા સાતસો ગાથા સુધી ગામ રાદેરમાં રાસ રચ્યા પછી તેઓ કાળધર્મ પામ્યા, બાકીના રાસનો વિભાગ કે–જેમાં નવપદજીની પૂજા આવી જાય છે, તે વિભાગ ઉપા૦ શ્રી યશોવિજયજીએ પૂર્ણ કર્યો **આ રીતે સહાધ્યાયીનું ઋણ અદા કર્યું અને જૈન જગતના ઉપકારી બન્યા:"**

ઉપર મુજ ના ઈતિહાસજ્ઞ અને ખ્યાતનામ ગણાતા લેખકોના લેખોના અવતરણોની તેમજ અન્યાન્ય પ્રમાણોથી પણ ગુતરા સિદ્ધ થાય છે કે–'મહો૦ શ્રી યશોવિજયજી અને મહો૦ શ્રી વિનયવિજયજી મ૦ બન્નેએ સાથે જ કાશીગમન કરેલ છે અને બાર વર્ષ સુધી સહાધ્યાયી તરીકે અભ્યાસ પણ કરેલ છે.' આમ સ્વયસિદ્ધ બનતી ઐતિહાસિક બીનાને મુનિશ્રી યશોવિજયજી પોતાના 'સપાદકીય નિવેદન'ના ઉપરના પેરામાં 'ઉપાધ્યાયજી કાશી ગયા ત્યારે વિનયવિજયજી તેમની સાથે ગયા હતા એવી જે કિંવદન્તી ચાલી આવે છે તે તદ્દન ખોટી છે' એમ આધાર આપ્યા સિવાય નિશ્ચયાત્મક વિધાન કરવા પૂર્વક ઉડાવી દે છે તે ઘણું જ શોચનીય ગણાય

૨ મુનિશ્રી યશોવિજયજી આગળ જતા તે પેરામા–'ત્યાના બ્રાહ્મણ આચાર્ય મુનિને ભણાવે તેમ ન હતા, તેથી બને સાધુઓ નામાતર અને વેષાતર કરીને રહ્યા, આવી જે કિંવદન્તી ચાલી આવે છે તે તદ્દન ખોટી છે' એમ જે જણાવે છે તે અગે જણાવવાનુ

કે-'**શાંતસુધારસ**' ભા ૨ (સં૦ ૧૯૯૪) માં મહો૦ વિનયવિજયજી મ૦ ની સ્થિતિનું તાદૃશ ચિત્ર ખડું કરતા મોતીચંદભાઈ ગીરધર કાપડીઆ પૃ૦ ૫૩ ઉપર આ પ્રમાણે લખે છે કે-"વિનયવિ૦, યશોવિ૦ બંને કાશીએ જઈ સાધુપણાના વસ્ત્રો દૂર કરી ક્રમે વિનુલાલ અને જસુલાલ નામ ધારણ કરી ગુપ્તવેશે રહી બ્રાહ્મણપંડિત પાસે ૧૨ વર્ષ ન્યાયનો અભ્યાસ કર્યો ગુરુ અભ્યાસથી રાજી હતા પણ ગુરુ ન્યાયનો એક વિશિષ્ટ ગ્રંથ પોતાના કુલપુત્રો સિવાય કોઈને બતાવતા નહિ એક વખત ગુરુ તે ગ્રંથનો પોતાના પુત્રને અભ્યાસ કરાવતા હતા, અમુક કોટિ લગાવતા હતા ત્યારે જસુલાલે એને બીજી રીતે બરાબર લગાવી ગુરુને એના જ્ઞાન અને બુદ્ધિની તીવ્રતા માટે માન થયુ. એણે જણાવ્યુ કે-અંદર ગ્રંથ તેઓ માત્ર એકવાર જસુલાલ અને વિનુલાલ પાસે વાચી જશે +++"

**નયકર્ણિકા** બૂકના પૃ૦ ૩૮ ના છેલ્લા પેરામા ઇતિહાસજ્ઞ શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઈ પણ જણાવે છે કે-"આ રીતે શ્રીમદ્ યશોવિજયજી અને વિનયવિજયજી બને સમકાલીન હતા; એટલુ જ નહિ પરંતુ બનેએ કાશીમા જઈ અન્ય સર્વદર્શનનો અભ્યાસ સાથે કર્યો હતો, તે સબધે નીચેની દંતકથાઓ છે, તે પર સત્યતાનું કેટલુ પ્રમાણ મૂકવું તે તોલનશક્તિવાળા વાચકોને શિરે છે

(પાનુ ૩૯) દતકથા ન. ૧-બનેએ જૈનદર્શનનો અભ્યાસ પોતપોતાના ગુરુ પાસે પૂર્ણ કર્યા પછી કાશીમા જઈ ત્યાના બ્રાહ્મણ પડિતો પાસેથી અન્ય સર્વદર્શનનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. સ્વગુરુ પાસેથી આજ્ઞા લીધી અને પદવિહારે કાશીમા ગયા **આ સમયે પણ બ્રાહ્મણો જૈનશર્દનપ્રત્યે અતિશય તીવ્રવિરોધ ધરાવતા હતા અને તેથી તેઓ જૈનધર્મીઓને જ્ઞાન આપવાનુ કલ્પાંતકાળે પણ સ્વીકારે તેમ ન હતુ.** બનેએ વિચાર્યુ કે-જૈનસાધુવેષનો અભ્યાસદશા સુધી પરિહાર કરી જૈન તરીકે બહાર ન પડાય તો જ ઇષ્ટ કાર્ય સાધી શકાય તેમ છે તેથી ત્યાની એક જૈનપેઢી પર પોતાનાં સાધુવસ્ત્ર રાખી અન્ય વસ્ત્રનુ પરિધાન કર્યું જસુલાલ અને વિનયલાલ એવા બનારસી નામો પોતાના નામ ઉપરથી ઉપજાવી ધારણ કર્યા, ઉત્તમમા ઉત્તમ ગણાતા એક ન્યાયવિત્ વૃદ્ધ બ્રાહ્મણના વિદ્યા અર્થે શિષ્ય થયા બનેએ અભ્યાસ પૂર્ણ થયા પહેલા ગુરુને જાણવા ન દીધુ કે પોતે જૈન છે બને ગુરુનુ બહુમાન અને શુશ્રુષા કરી તેમને સતોષ પમાડતા આથી તેમની પ્રીતિ સંપાદન કરી એનુ કહેવાય છે કે-કુલક્રમાગત એક ૧૨૦૦ શ્લોકના ગ્રથનુ જ્ઞાન ગુરુએ તેમને આપ્યુ નહિ આથી બનેએ વિચાર્યુ કે-જ્યા સુધી તે ગ્રંથનુ જ્ઞાન મેળવવુ બાકી રહે છે ત્યા સુધી તેઓએ ગુરુ પાસેથી જ્ઞાન સંપાદન કર્યું કહેવાય નહિ, અને નિશ્ચય કર્યો કે-તેનુ જ્ઞાન અવશ્ય મેળવવુ. ગુરુ તે ગ્રથનુ જ્ઞાન કુલાચાર પોતાના પુત્રને શીખવાડતા હતા, ત્યારે જશુલાલ ત્યા બેઠા હતા ગુરુએ અમૂકનો અમૂક અર્થ કર્યો, ત્યારે જશુલાલ તેનો બીજો અર્થ કરી એકદમ વિનયપૂર્વક બોલી ઉઠ્યા કે-'મહારાજ! તેનો આ અર્થ ન થઈ શકે?' ગુરુ તે અર્થ સાભળી

દિગ થઇ ગયા અને જશુલાલને ધન્યવાદ આપી કહ્યું કે-'તુ હમેશા મારી પાસે જ્યારે આ ગ્રથ શીખવુ ત્યારે બેસજે, હું તને તે શીખવીશ. ત્યારે જશુલાલે નમ્રતાથી કહ્યુ-'મહારાજ! એક દિવસને માટે એ ગ્રથ જોવા આપો તો મોટી કૃપા.' ગુરુએ પ્રસન્નતા પૂર્વક તે ગ્રથ એક દિવસ માટે આપ્યો આ ગ્રથ જશુલાલે (પાનુ ૪૦) વિનયલાલને બતાવ્યો, અને બનેએ એક દિનમા તે મ્હોડે કરી નાખવાની સતલગ્ન કરી જશુલાલે ૭૦૦ શ્લોક અને વિનયલાલે ૫૦૦ શ્લોક મ્હોડે કરી બીજે દિવસે તે ગ્રથ ગુરુજીને આપી દીધો ત્યાર પછી જશુલાલને સાથે લઈ જૈનસાધુવેષ પુન પહેરી ત્યા આવેલ પ્રબલવાદીને જીતે છે. તે વાત યશોવિજયજીના ચરિત્રમાં સમય આવ્યે જોઈશુ

**બંનેએ કાશીમાં બાર વર્ષ સુધી અભ્યાસ કર્યો કહેવાય છે; અને સ૦ ૧૭૧૦-૧૧માં કાશીમાં તેઓ બંને સાથે હતા, એમ 'જૈન કાવ્યસાર સગ્રહ'** (પ્રસિદ્ધકર્તા-નાથાભાઈ લલ્લુભાઈ સ૦ ૧૯૩૮)મા જણાવેલું છે, પરતુ આ વાત જ્યારે લોકપ્રકાશ ૧૭૦૮માં જીર્ણદુર્ગ (જુનાગઢ)મા પૂરો કર્યો, એ તેની પ્રશસ્તિ પરથી સ્પષ્ટ જણાય છે ત્યારે બંધબેસતી નથી કદાચ ૧૭૦૮ પહેલા કાશી છોડી વિહાર કરતા ૧૭૦૮મા જુનાગઢ પવિત્ર શ્રી ગિરનાર પર યાત્રા અર્થે આવ્યા હોય એમ માની શકવાનો સંભવ છે કાશીમા અધ્યયન પૂર્ણ કરી બને સ્વસ્વગુરુ પાસે આવે છે અને જુદે જુદે સ્થલે વિહાર, ચોમાસા કરી જિનોપદેશામૃતનુ પાન કરાવે છે."

ઉપરના બને ઇતિહાસજ્ઞ લેખકોએ આ બધી વાતોને 'દતકથા' તરીકેનુ સ્થાન આપીને રજુ કરી છે, કારણ કે-'જૈનમુનિઓ એવી રીતે નામાતર અને વેષાતર કરી અભ્યાસ કરે' એ વાત લોકોના ગળે ઉતારવી મુશ્કેલ બને છે, એટલે એવી સત્ય વાતને પણ 'દતકથા' નામ આપી રજુ ન કરે તો બીજું કરે પણ શુ? પરતુ આ લેખકોએ પૂ૦ આ૦શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના શિષ્યોએ બૌદ્ધોની પાસેથી જ્ઞાન કેવી રીતે સપાદન કર્યું હતુ?' એ લક્ષ્યમા રાખીને લખ્યુ હોત તો તેઓને 'દતકથા,' 'કિવદંતી' આદિનુ રૂપક આપવુ ન જ પડત

આવી રીતના બીજા પણ ઉલ્લેખોથી પૂરવાર થાય છે કે તે બને પૂજ્યોએ વિદ્યા-સંપાદન માટે નામાતર અને વેષાતર કરીને તેમજ વિદ્યાગુરુની પ્રીતિસપાદન કરવા માટે તેમના ઘરના પણ કામો સતત કરીને વિદ્યાગુરુના પ્રીતિપાત્ર બન્યા હતા તેમજ પૂર્ણ વિદ્યાસપાદન કરેલ એટલું જ નહિ, પરતુ વિદ્યાગુરુ, તેમની ભક્તિ, વિનય અને શુદ્ધ બ્રાહ્મણત્વથી એટલા તો પ્રસન્ન થએલ હતા કે—

'પટ્ટાવલીસમુચ્ચય' ભા૦૧ ગત **'ગુરુમાલા'** પેજ ૧૦૭ ઉપરનો 'पडितदीयमानोद्भिन्नयौवना सुरुपाकन्याया परित्यागिण' એ ઉલ્લેખાનુસાર –'ખીલેલ પુષ્પની કળી સમાન અને પૂરબહાર યૌવનમા ઝુલતી એવી પોતાની પુત્રી પણ પરણાવવા તૈયાર થઈ ગયેલ!'

૩-'ચિંતામણિ' નામનો ન્યાયગ્રંથ ગુરુની ગેરહાજરીમાં ગુરુની પત્ની પાસેથી માગીને એક રાતમા બને જણાએ કંઠસ્થ કરી લીધો. આવી જે કિંવદન્તી ચાલી આવે છે તે તદ્દન ખોટી છે.' એમ છાતી ઠોકીને કહેનાર મુનિશ્રી યશોવિજયજી; ઉપર બે નંબરની વાતની સમાલોચનામા જણાવ્યા મુજબ "ગુરુ પાસેથી એક દિવસ માટે મેળવ્યો અને કંઠસ્થ કર્યો' હોવાની ફલિત થતી સત્ય બીનાને ખોટી કહેવા તૈયાર થયા છે, તો પ્રશ્ન એ છે કે-જે ગ્રંથનું પોતે જ સંપાદન કરેલ છે તે 'યશોવિજયસ્મૃતિગ્રંથ'માં એવી વાતોનો જે બીજા લેખકોએ પ્રમાણ આપવા પૂર્વક ઉલ્લેખ કરેલો છે તેની ઉપર નોધ કરવાપૂર્વક કેમ કાઇ પોતે ટીકા ટીપ્પણી નથી કરી?

૪-'ઉપાધ્યાય યશોવિજયજીની સાથે તેમના ગુરુ નયવિજયજી જ ગયા છે, અને વિનયવિજયજી નથી જ ગયા' તે બાબતનો લેખક મુનિશ્રી યશોવિજયજી પાસે કોઈ મૌલિક મુદ્દો છે? જો નથી જ, તો પછી આટલુ બધું ડોળાણ કઇ ઇષ્ટિસિદ્ધિ માટે કરતા હશે?

૫-આ વાત લખીને 'શ્રીનય'નું 'વિનય' થઈ ગયુ હોવાની સિદ્ધિ કરવા માટે જે જહેમત ઉઠાવી અને 'અન્ય સ્થળે પણ.. વિનયવિજય કરી નાખ્યુ છે' એમ મોઘમ લખાણ કરવા કરતા પોતાની તે વાતની પુષ્ટિમા અન્ય સ્થળના એક બે પૂરાવાઓ પણ સપાદકે રજુ કર્યા હોત તો ઉઠાવેલી મહેનત ફલીભૂત થાત અને લોકોમા પોતાની વાતની સચ્ચાઈ પણ પૂરવાર થાત

૬-અહિ પણ 'બાકી અનેક પૂરાવાઓથી હકીકત નિશ્ચિત છે કે ઉપાધ્યાયજી સાથે નયવિજયજી જ હતા' એમ મોઘમ લખનાર સપાદકમુનિ પાસે જો આ બાબતના અનેક પૂરાવાઓ છે તો તેમાનો એકાદ પણ પૂરાવો કેમ રજુ નહિ કર્યો હોય? એ એક વિચારણીય બીના છે

૭-સપાદકશ્રી, આ વાત લખીને એ સિદ્ધ કરી રહ્યા છે કે-'પૂ૦ ઉપા૦ વિનયવિજયજી મહારાજ તેમની સાથે કાશી ગયા જ નથી, તેમના સહાધ્યાયી પણ નથી' પરતુ એ તર્ક અને દલીલ ત્યારે વ્યાજબી ઠરે કે-'પૂ૦ ઉપા૦ શ્રીયશોવિજયજી મ૦ની કાશી અભ્યાસાર્થે ગયાની સાલ પોતાને પણ નિશ્ચિત હોય અને તે કાશીગમનના તે તે વર્ષ દરમ્યાન ઉપા૦ વિનયવિ૦ની અન્ય સ્થળે બનાવેલી કોઈ રચનાની ઉપલબ્ધિ હોય' આમાનું કાઇ જ પ્રમાણ પોતાની પાસે ન હોય અને પોતેય સદેહાન્વિત સ્થિતિમાં હોય ત્યા સુધી આવા ગપગોળા કે કુતર્કો કરવા તે શુ ઇતિહાસપ્રેમીના લક્ષણ ગણાય? સપાદકશ્રી પોતે જ '**૧૬૯૯મા રાજનગર અવધાન-ધારણશક્તિના પ્રયોગો કર્યા પછી જ કાશી ગયાના વાત સુજસવેલીકાર કરે છે, પણ તેથી તે તુરત જ ગયા છે કે બે ચાર વરસો બાદ? તે જણાવતા નથી**' આમ આગળ જણાવીને કાશી-

નલગંમની સામાં પોતાની શંકાશીલ સ્થિતિની રજુઆત પણ કરી જ છે ને? પછી આવી રીતે મારી-મચડીને પણ સત્ય અને વાસ્તવિક ઐતિહાસિક બીનાને છૂપાવવા પ્રયત્ન કરવામા શ્રી ઇષ્ટસિદ્ધિ સંપાદકની છે તે જ સમજાતું નથી.

૮-સંપાદકશ્રી, આ કથન કરીને 'ગુરુ-શિષ્ય બે જ કાશી ગયા નથી પણ બીજા બીજા મુનિઓ પણ તે વખતે સાથે હતા જ' એમ જણાવવા માગે છે, તો તેવું પૂરવાર કરવા જતાં ઉપા૦ વિનયવિજયજીનુ નામ પણ સાથે આવનારા મુનિઓમાં આવી જાય તો શું વાંધો આવે છે કે-જેથી 'શ્રી'નો 'વિ' થઇ ગયો ઇત્યાદિ વાતોની ભ્રમજાળ ઉભી કરવી પડી?

૯-સ્ફુટનોધ ન. ૯૦માં જણાવ્યા મુજબ જે મહોપાધ્યાયજી શ્રી યશોવિ૦ મહારાજ, પોતે છદ્મસ્થ હોવાનું જાણવા છતા જાણે પોતે 'સર્વજ્ઞ' જ હોય એવી રીતે 'વાણી વાચક યશ તણી, કોઈ નયે ન અધૂરી રે' ઇત્યાદિ અભિમાન દશાસૂચક અને 'હું ન્યાયવિશારદ છું, મેં ૧૦૦ ગ્રથો રચ્યા છે, મને ન્યાયાચાર્યનું બિરૂદ મળ્યુ છે' એવા ગર્વિલા શબ્દો પણ ઉચ્ચારી શકયા જ છે, તો પછી કિવદન્તી પ્રમાણે પાડિત્યના ગર્વસૂચક ચાર ધ્વજાઓ ઠવણીને છેડે કદાચ બાધતા હોય તો તેમા આશ્ચર્ય જેવુ પણ શું છે?

૧૦-ભવભીરૂ અને મહાવ્રતોની ખેવનાવાળા જૈનમુનિઓ તો કદાપિ અસત્ય બોલી સત્ય વસ્તુનો ઇન્કાર કરે જ નહિ છતાં આશ્ચર્યની વાત છે કે-પૂ૦ મહોપાધ્યાયશ્રીએ બબ્બે-ત્રણ ત્રણ વખત લેખિત માફીઓ આપ્યાનું ઇતિહાસના પાને અકિત થએલી વાતોની પણ જૈનમુનિ એવા આ સપાદક યશોવિજયજી હડહડતુ જુઠું બોલવા પૂર્વક સદતર ઇન્કારી કરી રહ્યા છે! જે અતિ શોચનીય ગણાય

જેમ 'વિજયતિલકસૂરિરાસ'ના કર્તા દર્શનવિજયજીએ પૂર્વના શાસનસરક્ષક મહા-પુરુષના સત્ય ઇતિહાસને છૂપાવી, કૌભાડ ખડુ કરીને વિકૃત ઇતિહાસ કરી નાખ્યો તેમ આવી રીતના અડપલાઓથી વિકૃતદશાને પામેલ ઇતિહાસ પણ ભવિષ્યમા સત્ય ઇતિહાસનુ સ્થાન ન મેળવી બેસે એ એક જ શુભાશયથી અમારે પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજીમ૦ને જે કારણોને લઈને માફીપત્રો લખી આપવાની શોચનીયદશામા મૂકાવુ પડ્યુ હતુ તે કારણો, પૂ૦ મહો૦શ્રીની લઘુતાદર્શક હોવાથી રજુ કરવાની જરાય ઇચ્છા નહિ હોવા છતા વ્યથિત દિલે પ્રાપ્ત ઐતિહાસિક પ્રસગોને આધારે રજુ કરવા પડે છે અમારા આ પ્રયાસ અગે વિદ્વાનો તે સંપાદક મુનિને જ જવાબદાર ગણશે અને અમોને ઉદારદિલે ક્ષમા આપશે એમ ઇચ્છીએ છીએ

## પૂ૦ મહો૦શ્રી યશોવિ૦મ૦નું મનસ્વી વર્તન

'ભણ્યો ભૂલે નહિ અને ભૂલે ત્યારે ભીંત ભૂલે' એ કહેવત અનુસાર સમર્થ પડિતો પણ પોતાની વિદ્વત્તાના ગર્વમા, અભિમાનદશામા અથવા કોઈ કોઈ કારણોસર કયારેક જાણીબુઝીને

કે અજાણતા એવું પણ પગલું ભરી બેસતા હોય છે કે-જેના યોગે તેઓ પૂજ્ય પુરુષોના કે વિદ્વાનોના હૈયાના હાર બનવાને બદલે તિરસ્કાર, ઉપહાસ્ય કે ઉપેક્ષાના પાત્ર બની જવા પામતા હોય છે અને ક્વચિત્ શિક્ષાને પાત્ર પણ બની જતા હોય છે

કર્મસત્તાની બલિહારી છે કે—ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય પૂ૦ મહો૦શ્રી યશોવિજયજી મહારાજ જેવા તે કાલના ઉગતા ભાનુ અને સમર્થ તાર્કિકના હાથે પણ તેવું જ પગલુ ભરાઇ જવા પામેલ! જેના પરિણામે તેઓશ્રી, સ્વસમુદાયમા પણ પ્રીતિપાત્ર બની શકયા નહિ!! એટલુ જ નહિ, પરંતુ તેમની જેવા સમર્થ વિદ્વદ્રત્નને માન અને આશ્રય પણ મેળવવા મુશ્કેલ થઈ પડયા હતા એ **દુઃખદ ઘટના આ પ્રમાણે બનવા પામી હતી:—**

પૂ૦ મહો૦શ્રી યશોવિજયજી મહારાજ તથા પૂ૦ મહો૦શ્રી વિનયવિજયજીમહારાજ, વિદ્યાવ્યાસંગીપણાને કારણે કાશીમા બાર-બાર વર્ષ સુધીના અભ્યાસકાલ દરમીઆન જે સાધુવેષ છોડીને, બ્રાહ્મણપંડિતની પ્રીતિસંપાદન કરવા માટે પ્રતિક્રમણ–પ્રતિલેખનાદિ નિરવદ્ય અને આવશ્યક કૃત્યો કરવાનુ છોડી દઈને સાવદ્ય એવા ઘરકામને પણ કરવા માંડેલા. આવી રીતે ફક્ત એક વિદ્યાસંપાદનના જ કાર્ય માટે બીજુ બધુ જ જતુ કરવાની ગંભીર ભૂલ કરી બેસનાર તે સમર્થ જ્યોતિર્ધરો જ્યારે કાશીથી ભણીને ગુજરાતમા આવ્યા ત્યારે દેવસૂરગચ્છના કે આણસૂરગચ્છના નાયકોએ તેઓને પોતાના સમુદાયમા સ્થાન આપ્યુ નહિ

પૂ૦ મહો૦ શ્રી વિનયવિજયજી મહારાજે પોતાની ભૂલો કબૂલી ગચ્છનાયકે આપેલ પ્રાયશ્ચિત્ત કરી લેવાથી તેઓ આણસૂરગચ્છમા ભળી ગયા, પરંતુ ન્યાયવિશારદ પૂ૦ મહો૦શ્રી યશોવિજયજી મહારાજ, વિદ્વત્તાના ગર્વને વશવર્ત્તી બની જવાના પરિણામે આત્મકલ્યાણી એવા પ્રાયશ્ચિત માર્ગનો સ્વીકાર કરી શકયા નહિ! એટલુ જ નહિ પરંતુ—પૂ૦ પં૦ મોહનવિ૦ગણિના શિષ્ય પૂ૦ પં૦ શ્રી મોતીવિજયજી મ૦ની સ્વહસ્તે લખાયેલ **'તપગચ્છબૃહત્પટ્ટાવલી'** ના પેજ ૯૬ પુઠી ૧ પંક્તિ ૮ થી ૧૦ના—"વલી એહોને (પૂ૦ આ૦શ્રી વિજયદેવ સૂરિજીના) વારે। પં૦ જસવિજયગણિ। કાશીથી ભણીને આવ્યા। ઉપાધ્યાયપદ માગ્યુ। શ્રીજીઈ ન આપ્યુ। એતલેં પં૦જસવિજયગણીઇ કાથીયા કપડા કરીને સંવેગપક્ષ આદર્યો। ઇહાથી કાથીયા થયા।×××" એ ઉલ્લેખ અનુસાર સ્હામેથી શ્રાવકો તથા અધિકારીઓ આદિ દ્વારા ઊતીરણા કરવાપૂર્વક ઉપાધ્યાયપદવીની માગણી પણ કરી! અર્થાત્ કાશી ખાતેના પોતાના વર્ત્તન ઉપર કુનેહથી ઉપાધ્યાય પદવી લેવા સ્વરૂપે ગચ્છનાયકની છાપ મરાવ લેવાનો માર્ગ પણ અખત્યાર કરેલ!

પરંતુ શ્રી વિજયદેવસૂરગચ્છનાયકે કે આણસૂરગચ્છનાયકે, **'તેઓ જ્યાં સુધી પોતાની ભૂલોનો એકરાર કરે નહિ યા તો પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધ થાય નહિ ત્યાં સુધી ગચ્છમાં દાખલ નહિ કરવાના લીધેલા પગલાને** તેમજ પોતે સામેથી

કરેલી ઉપાધ્યાયપદની માગણીના અસ્વીકારને પૂ૦ મહો૦શ્રી યશોવિજયજી મહારાજે પોતાનુ ભયંકર અપમાન થવા રૂપે ગણી લીધુ ! અને તેથી તેઓશ્રીએ યતિવર્ગના- અને મત-મતાતરીયોના ખંડનની સાથોસાથ સ્વસમુદાયના સાધુઓનું, ક્રિયાપ્રેમી આત્માઓનુ, અરે ! ખુદ ગચ્છનાયકનુ પણ જગતમા વર્ચસ્વ કેમ ઘટે અને પોતાનુ જ મહત્વ કેમ વધે ? એ રીતનુ વર્ત્તન રાખવા માંડ્યુ અને વિદ્વત્તાનો પણ ઉપયોગ તેમા કરવા માંડ્યો !! એટલુ જ નહિ પણ 'પાસત્થા-કુશીલીયા-કુચારિત્રીયા-વેષવિડંબક-પરિગ્રહધારી-અજ્ઞાની-ઉત્થાપક' આદિ વિશેષણોથી નવાજવાપૂર્વક તેઓશ્રી પ્રતિ વિરુદ્ધ સાહિત્યનુ સર્જન પણ ખૂબ ઉગ્ર ભાષામા કરવા માંડ્યુ !!! જેના પરિણામે તેઓ પ્રતિ કે તેઓની વિદ્વત્તા પ્રતિ સમુદાયના કોઈપણ આરાધક અને સંયમી સાધુઓને માન રહ્યુ નહિ

## ગચ્છનાયકો અને વડિલો પ્રતિ—

## ન્યાયવિશારદ મહો૦શ્રીએ કરેલા કટુવાક્પ્રહારોના નમુનાઓ.

**૧ દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા. માર્ગદ્વાત્રિંશિકા :—**

**निवर्त्तमाना अप्येके, वदन्त्याचारगोचरम् ॥**
**आख्याता मार्गमप्येको, नोच्छजीवीति च श्रुतिः ॥२७॥**

" निवर्त्तमाना इति-एके मयमान्निवर्त्तमाना अपि । आचारगोचर यथावस्थित वदन्ति 'वयमेव कर्तुमसहिष्णव, मार्ग पुनरित्थभूत एवेति । ×××× अत्र सघमाल्लि गाद्वा निवर्तमाना वाशब्दादनिवर्तमानाश्च लभ्यते । उभयथाप्यवसीदन्त एव योजिता यथास्थिताचारोक्त्या हि तेषामेकैकबालता भवति आचारहीनतया न तु द्वितीयापि । ये तु हीना अपि वदति 'एवभूत एवाचारोस्ति, योऽस्माभिरनुष्ठीयते साप्रत दुपमानुभावेन बलाद्यपगमात् मध्यभूतैव वर्तनी श्रेयसी, नोत्सर्गावसर इति' तेपा तु द्वितीयापि बालता बलादापतति, गुणवदोपानुवादात् । +++ ॥२७॥" અર્થાત્ 'સંયમથી પાછા ફરેલા હોય છતા પણ યથાસ્થિત આચારનુ પ્રતિપાદન કરતા હોય 'અમે જ કરવાને માટે અસહિષ્ણુ છીએ, પરંતુ માર્ગ તો આમ જ છે' **એમ કહીએ છીએ.** તેવાઓ 'સંયમથી કે લિંગથી નિવર્ત્તમાન અથવા અનિવર્ત્તમાન' ગણાય. એટલે કે-તેઓ એકપદથી હીણા ગણાય, પરંતુ જેઓ (બધી રીતે) હીણા છતાય 'અમારાવડે જે આચરાય છે તે આચાર એ જ પ્રકારે છે કારણ કે સાપ્રતકાલે બલ-સંહનન આદિના અપગમથી મધ્યમ માર્ગ શ્રેયસ્કર છે, ઉત્સર્ગનો અવસર નથી' એમ કહે છે તેઓ તો બંનેથી નિવર્તમાન-પાછા હઠેલા ગણાય છે" એમ કહેવા દ્વારા પોતાના વર્ત્તનનો બચાવ અને ગચ્છની લઘુતા કરેલ છે

**૨ માર્ગદ્વાત્રિંશિકા શ્લોક ૧૨ થી ૧૬ :—**'तेपा निन्दाल्पसाधूना बहवाचरण-मानिनाम् । प्रवृत्तागीकृतात्यागे, मिथ्थादग्गुणदर्शिनी ॥१२॥ એ શ્લોક દ્વારા-'બહુ મુનિઓએ

આચરેલુ અમે આચરીએ છીએ અને **આ અલ્પ હોઈને સંવિગ્નપણાનુ અભિમાન ધરાવનારા દાંભિકો છે.**' એ પ્રમાણે સંવિગ્નમુનિઓની 'બહુ સંખ્યા'ને બ્હાને અભિમાન ધરાવનારા મુનિઓ તરફની નિંદા પ્રવર્તી છે તે સ્વીકારેલ બહુ આચરેલ મિથ્યાભૂતના પણ સ્વીકારમા મિથ્યાત્વીઓના ગુણને દેખાડનારી છે" એ પ્રમાણે ઉભરો ઠલવ્યા પછી–

'इद कलिरज पर्वभस्म भस्मग्रहोदय । खेलन तदसविग्न–राजस्यैवाधुनोचितम् ॥१४॥ इदमिति व्यक्त ॥१४॥ એમ કહીને ટીકા જ નહિ કરેલ એ ચૌદમા શ્લોક દ્વારા–"આ બનાવ કલિકાલની રજ અને હુતાશની પર્વની ભસ્મ (મળીને બનેલ) ભસ્મગ્રહનો ઉદય છે. તેથી હાલ ખેલી લેવુ એ અસંવિગ્નોના રાજા (ગચ્છાધિપતિ)ને જ ઉચિત છે" એ પ્રમાણે ગચ્છાધિપતિ માટેય કલમ ચલાવ્યા બાદ–

'समुदाये मनाग्दोष–भीतै स्वैच्छाविहारिभि । सविग्नैरप्यगीतार्थै, परेभ्यो नातिरिच्यते ॥१५॥ એ શ્લોકની–'समुदायेति–समुदाये मनागदोषेभ्य ईषत्कलहादिरुपेभ्यो भीतै । स्वेच्छाविहारिभि । सविग्नैरपि बाह्याचारप्रधानैरपि। परेभ्योऽसविग्नेभ्यो नातिरिच्यते नाधिकीभूयते ॥' એ ટીકા દ્વારા તત્કાલીન ક્રિયાઉદ્ધારક અને પંડિતપણે ખ્યાત પૂજ્ય સંવિગ્નમુનિપ્રવરને અંગે જણાતી–'સમુદાયગતકલહાદિ અલ્પ દોષોથી ગભરાઈને સ્વચ્છંદપણે વિચારનાર સંવિગ્ન-મુનિઓ પણ (ઉક્ત) અસંવિગ્નમુનિઓ કરતા વધતા નથી અર્થાત્ એ પણ અસંવિગ્ન છે ॥૧૫॥ એ અર્થમા ટીકા કરી છે· અને તે પછી પણ—

'वदन्ति गृहिणा मध्ये, पार्श्वस्थानामवद्यता । यथाच्छदतयात्मान–मवद्य जानते न ते ॥१६॥ એ શ્લોકની થતી–'જેઓ ગૃહસ્થીઓની વચ્ચે પાર્શ્વસ્થોનુ અવદ્યપણુ કહી રહ્યા છે તેઓ (પોતાની સ્વેચ્છાએ સમુદાય છોડીને જે સ્વછંદે વર્ત્તે છે તે યથાછંદી હોવાને લીધે તેઓ પોતાને અવદ્ય જાણતા નથી' એ અર્થજ્ઞાપક ટીકા કરવી છોડીને वन्दति–परदोष पश्यति, स्वदोष च न पश्यन्तीति महतीय तेषा कदर्थनेति भाव ॥१६॥ એ ભાવજ્ઞાપક ટીકા કરીને તેઓને યથાચ્છન્દી તરીકે જણાવેલ છે (પંડિત સત્યવિ૰ગણિએ જે ગુરુઆજ્ઞા સિવાય જ ક્રિયોદ્ધાર કર્યો તેને આશ્રયીને આ લખાણ છે)

**૩ અધ્યાત્મસાર પ્રકરણ પૃ૰ ૧૩૫ પુંઠી ૧**–'अधीत्य किंचिच्च निशम्य किंचिदसद्ग्रहात् पडितमानिनो ये०॥' એ ૧૫૦મા શ્લોકની ટીકામા–'ગ્રંથના અગ્રભાગ આદિ કિંચિત્ લેશમાત્રને ભણીને અને વળી કાઇક જેવુ તેવુ ભાવશૂન્ય એવુ શબ્દાર્થ માત્રને સાંભળીને જે કોઈ અનિર્દિષ્ટ નામવાળા પંડિતમાનીઓ છે તેઓએ ગ્રંથના એક દેશને અને વાણીના મુખને ફક્ત ચુંબન કર્યું છે બાકી વાસ્તવિકવસ્તુસ્વરૂપગ્રાહિ એવા જ્ઞાનના વિનોદને કે વાણીસાર પરિણમન રૂપ રમણવિલાસને તેઓ પામ્યા નથી" એમ કહીને ये केचनानिर्दिष्टनामान રૂપે મોઘમ જણાવવાપૂર્વક પૂ૰ ગચ્છનાયક આદિને 'શાસ્ત્રના લેશમાત્રના ફક્ત જાણકાર તેઓ છે, સર્વાંગ પરિપૂર્ણ તો અમે જ જાણીએ છીએ' એ પ્રમાણે ભાવ જણાવ્યા બાદ—

'असद्ग्रहात्पामरसगति ये कुर्वन्ति तेषा न रतिर्बुधेषु । विष्टासु पुष्टा किल वायसा नो, मिष्टान्ननिष्टाः प्रसभं भवन्ति ॥१५८॥' એ શ્લોક અને તેની ટીકા કરીને–'ઉપર જણાવેલા પંડિતમાની અને ધર્મધૂર્ત્ત એવા તે પામરોની સંગતિ કરનાર તથા પક્ષકારને વિષ્ઠા ચૂંથનાર કાગડાની' ઉપમાથી પણ નવાજેલા છે!

૪–'**દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા**' ગત બીજી 'દેશના દ્વાત્રિંશિકા'ના 'अनुग्रहधिया वक्तुर्धर्मित्व०' ॥३॥ અને 'कोऽय पुरुष इत्यादि' ॥४॥ એ બંને શ્લોકો, 'જે મુનિને પુરુષ આદિ અને દેશ આદિનું જ્ઞાન હોય તે મુનિ દેશનાનો અધિકારી છે' એ અર્થના અધિકારવાળા છે તે ચાલુ અધિકારમા તે પછીના 'જે મુનિ, વચનના વિવેક વગરનો હોય અને પંડિતપણાનું અભિમાન ધરાવતો હોય તે મુનિની વાચામા જે ઝેર વર્તે છે તે ઝેર આશીવિષ સર્પના મુખમાં નથી' એ અર્થને જણાવનારો 'अज्ञातवाग्विवेकाना, पडितत्वाभिमानिना । विषं यद्वर्तते वाचि, मुखे नागीविषस्य तत् ॥ ५ ॥' (તત્કાલીન ક્રિયા ઉદ્ધારક પૂજ્ય પંડિત મુનિને ઉદ્દેશીને રચાયેલ જણાતા) એ પાચમા શ્લોકને સંગત શી રીતે માન્યો હશે? અને તે શ્લોકગત વાણીને પૂ૦ વાચકજીએ કયા નયથી પૂરેપૂરા નયવાળી ગણી હશે? એ જ સમજાતુ નથી!

૫–જગદ્‌ગુરુ પૂ૦ આ૦ શ્રી હીરસૂરિજી મ૦શ્રી પણ જેઓનુ બહુમાન સાચવતા હતા તે શાસનસ્તભ, સમર્થ તાર્કિક શિરોમણિ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજશ્રીના સિદ્ધાતનુ ખડન કરતા '**પ્રતિમાશતક**' **ગ્રંથના ૭૭ મા શ્લોકમાં**–'पार्श्वस्थस्तु भवान् पार्श्वस्यमध्यवर्त्ती एतद् निर्दिष्ट असती सतीचरित्रवत् सतीचरित्र नो वक्तु प्रभु', એ પ્રમાણે જણાવીને ઉગ્ર ચારિત્રવાન્–દૃઢદર્શનપક્ષવાળા પૂ૦ મહામહોપાધ્યાયશ્રીને આવેશાધીન બનીને 'પાસત્થો' પણ જણાવી શકયા! પરંતુ કામાન્ધ, રાગાન્ધની જેમ ક્રોધાન્ધ આત્મા પણ અન્ધત્વના યોગે યુક્તાયુક્તની વિચારણાશૂન્ય બની જાય છે તેમ પૂ૦ ઉપા૦ શ્રી યશોવિજયજી મહારાજ માટે પણ અહિ બનવા પામેલ છે કારણ કે–પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજના ઇતિહાસમા એવા કોઈ દાખલો નથી કે–તેઓ આ૦શ્રી વિજયદાનસૂરિજીમ૦, પૂ૦ આ૦શ્રી વિજયહીરસૂરિજીમ૦ને મૂકી કોઈ બીજાની સાથે રહ્યા હોય! તો પછી पार्श्वस्यमध्यवर्त्ती એ વિશેષણથી તે તપગચ્છના પ્રતિભાસપન્ન અને પ્રભાવશાલી નાયકોને પણ 'પાસત્થા' ગણાવવાની શુ અનધિકૃત ચેષ્ટા પૂ૦ મહોપા૦શ્રીએ કરી હોય એવુ નથી લાગતુ?

૬–**સવાસો ગાથાના સ્તવનમાં** મતમતાતરવાદીઓ, શિથીલાચારીઓ અને યતિઓની સાથોસાથ પોતાના તારક અને પૂજનીય એવા વિદ્યમાન ગચ્છનાયકો તથા વડિલોને પણ લોકભોગ્ય ગીતો–પદો આદિનુ રૂપક આપી ખુબ ચાબખા મારેલા જણાય જ છે. દાખલા તરીકે—

"જ્ઞાન-દર્શન-ચરણગુણ વિના, જે કરાવે કુલાચાર રે, લૂટીયા તેણે જન દેખતાં, કિહાં કરે લોક પોકાર રે.. સ્વામી૦ ॥૩॥ જેહ નવિ ભવ તર્યા **નિર્ગુણી**, તારશે કેણીપેરે તેહ રે, એમ અજાણ્યા પડે ફંદમાં, પાપબંધે રહ્યાં તેહરે . સ્વામી૦ ॥૪॥ કામકુમ્ભાદિક અધિકનું, ધર્મનું કો નવિ મૂલ્ય રે દોકડે **કુગુરુ** તે દાખવે, શું થયું એહ જગશૂળ રે . સ્વામી૦ ॥૫॥ અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે, પરમપદનો પ્રગટ **ચોર** તે તેહથી કિમ વહે પંથ રે . સ્વામી૦ ॥૬॥ વિષયરસમાં ગ્રહી માચિયા, નાચીયા કુગુરુ મદપૂર રે ધૂમધામે ધમાધમ મચી, જ્ઞાનમારગ રહ્યો દૂર રે . સ્વામી૦ ॥૭॥ **કલહકારી કદાગ્રહભર્યા**, થાપતા આપણા બોલરે, જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે.. સ્વામી૦ ॥૮॥ કેઈ નિજદોષને ગોપવા, રોપવા કેઈ મતકંદરે, ધર્મની દેશના પાલટે, સત્ય ભાખે નહિ મંદ રે . સ્વામી૦ ॥૯॥" ઇત્યાદિ

ઉપરના સંસ્કૃત-પ્રાકૃત તેમજ ગુજરાતી કૃતિવિધાનોમાં પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજે મોઘમ રીતે એટલે કે-સ્પષ્ટ નામ નિર્દેશ કર્યા સિવાય [પોતાના આત્મનિસ્તારક એવા ગચ્છનાયક અને વડિલો પ્રતિ] જે વાગ્બાણો છોડયાં છે, તેથી કેટલાક સુજ્ઞવાચકોને એમ પણ શંકા થશે કે-"આ બધા ઉપાલંભો અને વચનપ્રહારો, અન્ય કુમતવાદીઓની સ્હામે કે શિથીલાચારીઓ સ્હામેના કેમ ન હોય? ગચ્છાધીશો પ્રતિ તો બહુમાનવાળા ગણાતા હતા તો તેઓની સામેના કલ્પી લેવાની ઉતાવળ ન થતી હોય તેની શી ખાત્રી?" તો તેના ઉત્તરમાં જણાવવા માટે પૂ૦ મહો૦શ્રી યશોવિ૦ મહારાજે ગચ્છનાયક સામે કેવા ખુલ્લા નામથી અને શબ્દોથી બંડ ઉઠાવેલ હતું તેમજ માઝા મૂકીને પણ વર્ત્તન ચલાવેલ? તેનો સ્પષ્ટ ચીતાર ખડું કરતું એવું તેઓશ્રીનું જ બનાવેલું નીચેનું એક ગીત પર્યાપ્ત માનું છું કે-જેથી આ બધા ઉપર દર્શાવેલા પૂરાવાઓ, 'વડિલો સામેના જ છે' એમ અમારી જેમ વાચકોને પણ નિઃશંક ખાત્રી થશે

"ધન્ન **વિદ્યા** કુવિદ્યા કરી અબજીઈ, પાટણિ પાટવી આવી બઈઠો,
વાચકા પૂછિ વિણ સાગરા લેઅતા, જોઅતા સાલ તપગચ્છિ પઈઠો,
સેનવિજયસેનરુ વાચકા દલ મેલિ રાજનગર હુ મદહ માચી,
હીરરા પોત પુત્ર જેસિંગગ, કાં કરઇ તુ હવિ બુદ્ધિ કાચી ॥૧॥

ઇણ પાટિ મોટા હુઆ, વિજય હીર જેસિંગ
તેણિ જે દૃષ્ટિ કર્યા, તે સ્યુ કેહો સંગ ॥૨॥

સંગ જેસિંગજી જેહનો પરિહરઇ, તેહસ્યુ રંગ **રૂપાઈકુંયર** કરઈ।
કહુનઈ કિમ ખીસનઇ રીસ તે નવિ ચડઇ। આપ સાગર થઈ કે વિજય સાથિં લડઈ।
કાલ જાઇં અનઇ જગત્ કહાણી રહઇ, એણિ સંસારિ કો થિરપણું નવિ લહઈ।
એ આભ તલિ પડત થોભણ દેઅતા, હીર જેસંગ ગણધાર એહવા હતા ॥૩॥

તેહ જો એહ જગિ આવિ નવિ થિર રહ્યા, અવર કુણમાત્ર જગિ માનવી થિર કહ્યા ।
કુ યર થિરાતણા એણિં જગિમાં નરા, નામથી થિર પણિ કોઇ થિર થઈ ફર્યા ॥૫॥
કરત કરતા કર્યું હવિ કરિ પાધરૂ, હજીઅ તુઝ આજતા રાજ એ નવિ ફર્યું ।
હોઈ સહુ રંગ જેસંગજી બોલ રહઈ । તિમ કરો જિમ વલી **સુજસ** જગિમા લહઈ ॥૬॥"

**(શાસનકંટકોદ્ધારક જ્ઞાનમંદિર હ. લિ. પ્રાચીન પત્ર.)**

વાચકો જોઇ શકશે કે-પૂ૦ ન્યાયાચાર્ય શ્રી યશોવિ૦ મહારાજ પોતે ગચ્છના નાયક કે કોઇ વડિલસ્થાને નહિ હોવા છતાં પોતે જ જાણે ગચ્છાધિપતિ હોય તેવી રીતે પૂ૦ ગચ્છનાયક વિજયસેનસૂરિજી મ૦શ્રી જેઓને પોતાની પાટના પટ્ટધર તરીકે સ્થાપન કરેલા છે તે પૂ૦ શ્રી વિજયદેવસૂરિજીમ૦શ્રીને હુંકારા અને ટુકારા કરવા પૂર્વક શિખામણ આપે છે અને પૂ૦ શ્રી વિજયદેવસૂરિજીમ૦ને **'તપગચ્છનાં સાલ'** તરીકે બિરૂદાવેલ છે! આવા તો તેઓશ્રીએ અનેક લોકગીતો, ગચ્છનાયક અને વડિલો વિરૂદ્ધના બનાવ્યા છે તેથી ઉપર મુજબની શંકાને કોઈ સ્થાન નથી જ

આ પ્રમાણે પૂ૦ મહોપાધ્યાયશ્રીએ ઉપર મુજબ એક બાજુથી પોતાના તારક અને આધારભૂત એવા પૂ૦ ગચ્છનાયકો આદિ પ્રતિ પણ યથાછંદતયા નિંદાત્મક કલમ, ફક્ત પોતાને ઉપાધ્યાય પદવી માગવા છતા નહિ મળવા જેવા નજીવા કારણથી ચલાવવા માડી! અને તેની કલમદ્વારા તે પૂજ્યોને સમાજમા-'અજ્ઞાની, કુગુરુ, પાસત્થા શીથિલાચારી, પરિગ્રહધારી' ઇત્યાદિરૂપે બીરૂદાવવા માડયા! અને બીજી બાજુથી 'પોતે જ ઉત્કૃષ્ટસયમી-જ્ઞાની-અધ્યાત્મયોગી-સમતા સુખભોગી છે' એમ આત્મશ્લાઘાસૂચક કાવ્યો-દુહાઓ આદિ રચીને જનપ્રવાહમા વહેતા કરી દીધા હતા આ વાતના સમર્થનમા **'શ્રી મહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ'** ગ્રંથના પૃ૦ ૨૧૩ ઉપરનો ઇતિહાસજ્ઞ શ્રીયુત્ મો૦ દ૦ દેશાઈકૃત ઉલ્લેખ જ પર્યાપ્ત થશે એમ માનુ છુ. જે નીચે મુજબ —

"એમની આત્મસ્થિતિ એમના જ શબ્દમાં જોઈશુ સમ્યગ્દૃષ્ટિ દ્વાત્રિંશિકામા કહેલુ છે કે-

मिथ्यादृष्टिगृहीतं हि, मिथ्या सम्यगपि श्रुतम् ।
सम्यग्दृष्टिगृहीतं तु, सम्यग् मिथ्येति नः स्थितिः ॥

—મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલુ સમ્યગ્શ્રુત હોય તો પણ મિથ્યા થાય છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલુ મિથ્યાશ્રુત હોય તો પણ સમ્યક્ થાય છે **અને તેવી અમારી સ્થિતિ છે.** એટલે પોતે મિથ્યાશ્રુતો અવગાહેલા તે પોતે સમ્યગ્દૃષ્ટિ હોઇ **પોતાને** સમ્યક્‌પણે થયા છે-પરિણમ્યા છે

શાસ્ત્રના સમ્યક્ પરિચયથી, ધીમાનોના સંપ્રદાયને અનુસરી અને પોતાના અનુભવ-યોગથી રચેલા પોતાના અધ્યાત્મસાર નામના સદ્ગ્રંથમાં નીચેના (પ્રબંધ ૩ શ્લોક ૪૦) પરથી જણાય છે કે-તેમને સમભાવ હતો ને તેનું સુખ પોતે જોએલું હતું

दूरे स्वर्गसुखं मुक्ति-पदवी सा दवीयसी।
मनःसंनिहित दृष्टं, स्पष्टं तु समतासुखम् ॥

—સ્વર્ગનું સુખ તો દૂર છે અને મોક્ષપદવી તો વળી અતિ દૂર છે, પરંતુ મનની સમીપે જ રહેલું સમતાનું સુખ તો **(અમે)** સ્પષ્ટ રીતે જ જોયેલું છે

शोकमदमदनमत्सरकलहकदाग्रहविषादवैराणि ।
क्षीयन्ते शांतहृदामनुभव एवात्र नः साक्षी ॥

—શાંત હૃદયવાળાના-શમયુક્ત ચિત્તવાળાના શોક, મદ, કામ, મત્સર, કલહ, કદાગ્રહ, વિષાદ અને વૈર એ (સર્વે) ક્ષીણ થાય છે, એ બાબતનો સાક્ષી અહીં **અમારો** અનુભવ જ છે (પ્રબંધ ૭ શ્લોક ૧૮)"

ઉપરના શ્લોકોમાંથી 'અમે સમતાના સુખને જોએલું છે, અમે શોક-મદ-કામ-મત્સર-કલહ-કદાગ્રહ-વિષાદ અને વૈરભાવથી મુક્ત થએલા છીએ, અમે સમ્યગ્દૃષ્ટિ છીએ' વગેરે આત્મશ્લાઘાના ઉદ્ગારો પૂ૦ મહોપાધ્યાયશ્રીના સ્પષ્ટ દેખાઈ આવે છે.

આમ પરનિંદા અને આત્મશ્લાઘાના અવગુણના લીધે અત્યંત જ્ઞાની, નૈયાયિક અને તાર્કિકશિરોમણી હોવા છતાંય પૂ મહોપાધ્યાયશ્રી, સર્વને પ્રીતિપાત્ર નહિ બનતા અપ્રીતિના ભાજન બની ગયા! એટલું જ નહિ, પરંતુ એ અવગુણના કારણે મહો૦શ્રી તરફ ધિક્કારની દૃષ્ટિથી જોનારા પ્રતિસ્પર્દ્ધિઓ તરફથી જે અસહ્ય યાતના મહો૦શ્રીને ભોગવવી પડતી હતી અને તેના યોગે જે પોતાને દુઃખ કે ગ્લાનિ થતી હતી તેનો મહો૦શ્રીએ પોકાર કરેલ પણ છે એ માટે શ્રીયુત્ દેશાઈ **'મહાવીર વિદ્યાલય રજત મહોત્સવ'** ગ્રંથના પૃ૦ ૨૧૨ ઉપર જણાવે છે કે —

"આનંદઘન જેવા પારસમણિ મળવાથી પોતે લોહ તે કંચન થયેલ છે, યા આનંદઘન સમાન થયેલ છે એમ યશોવિજયે કહેલ છે એટલે અધ્યાત્મરસિકમાંથી અનુભવી-અધ્યાત્મજ્ઞાની બનેલ છે આ બંનેને લોકોએ પૂરા પીછાન્યા ન હોતા 'કોઉ આનંદઘન છિદ્રહી પેખત' એવું આનંદઘન માટે યશોવિજયે કહેલ છે, તેમ પોતાને માટે તે યશો-વિજય ઘણે સ્થળે નિંદક દુર્જનો સામે પોકાર વ્યક્ત કરે છે દા ત.

"પ્રભુ! મેરે અયસી આઈ બની, મનકી વ્યથા કુનપેં કહીએ? જાનો આપ ધની. પ્રભુ!
ચિત્ત તુ ભઇ દુરજનકે બચના, જૈસે અર અગની
સજ્જન કોઉ નહિ જાકે આગે, બાત કહું અપની પ્રભુ! (પૃ૦ ૧૧૯)
અબ મેરી ઐસી આય બની.

કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરણી,
નામ જપું જલધાર તિહા તુજ, ધારૂ દુખહરણી—અબ૦
મિથ્યામતિ બહુ જન હે જગમે, પદ ન ધરત ધરની;
ઉનતે અબ તુજ ભક્તિપ્રભાવેં, ભય નહિ એક કની-અબ૦ (પૃ૦ ૧૦૦-૧૦૧)

મુજ તુજ શાસન—અનુભવકો રસ, કયું કરી જાણે લોગ?
અપરિણીત કન્યા નવિ જાણે, જયું સુખ દયિત-સયોગ. (પૃ૦ ૮૭)
દુરજનશુ કરી જે હુઓ દૂષણ, હુએ તસ શોષણ ઈહા,
એહવા સાહિબના ગુણ ગાઈ, પવિત્ર કરૂં હુ જીહા (પૃ૦ ૭૦)

—જૂઓ મારો સપાદિત શ્રી યશોવિજયરચિત-ગુર્જરસાહિત્યસંગ્રહ-૧

આવા ખલ અને દુર્જન તરફથી થયેલા આક્ષેપો, વગોણા વગેરે બતાવતા અનેક અવતરણો યશોવિજયજીની ગુજરાતી તેમજ સંસ્કૃત કૃતિઓમાથી મળે છે કે-જે હુ અત્ર સ્થાનાભાવે ઉતારતો નથી ઉપગ્ના થોડા ઉતારા પરથી જણાશે કે-**એ નિન્દાથી પોતાને બહુ લાગી આવતુ, તેનું શોષણ-નિરાકરણ-નિવારણ કરવાની ઇચ્છા રહેતી. ક્રોધ ઉપજતો પણ પ્રભુની ભક્તિ અને ગુણગાન કરીને આશ્વાસન લેતા અને હૃદયનો ક્રોધ અને ખેદ નિવારતા.** શ્રી આનંદઘન એટલા મસ્ત અને ઉચ્ચ કોટિના હતા કે-તેમને કોપ થાય નહિ અને નિદાની કે માનની પરવા હોય નહિ આટલો બનેમા અતર લાગે છે છતા યશોવિજયની આત્મદશા ઉત્તરોત્તર ચડતી ગઈ છે"

આવી જ રીતના ઉદ્‌ગારોદર્શક બીજા બીજા પણ અનેક અવતરણો છે, પરતુ તે બધા ટાંકીને ગ્રથનુ કદ વધારવાની તેમજ પૂ૦ પૂર્વપુરુષોની લઘુતાદર્શક સાહિત્ય રજુ કરવાની જરાય ઇચ્છા નહિ હોવાથી વિસ્તારથી સર્યું

## પૂ૦ મહો૦શ્રીના ઈર્ષ્યા—અહંકારે સર્જેલું ગંભીર પરિણામ

**'યશોવિજયસ્મૃતિગ્રથ'ના** પૃ૦ ૨૨ ઉપર શ્રી દેવસૂરગચ્છ બહાર થએલા નવામતી આ૦ શ્રી વિજયરામચદ્રસૂરિના શિષ્ય પ૦ શ્રી કનકવિજયજી લખે છે કે—"આટઆટલા મનોભેદ સઘર્ષણ તેમજ વિક્ષેપો હોવા છતા શ્રી સઘનું, શ્રમણ સમુદાયનુ બધારણ તે અવસરે અતિશય વ્યવસ્થિત હતુ સેંકડો સાધુઓના નાયક ગચ્છપતિ તરીકે શ્રમણસઘમા આચાર્ય (શ્રી વિજયદેવસૂરિજી) એક જ હતા એક જ આચાર્યની

આજ્ઞાનુસાર તેઓશ્રીની સંમતિ મુજબ ગચ્છની સઘળી વ્યવસ્થાઓ તે કાળમા નિયમિત પણે ચાલતી હતી ગચ્છમા અનેક સમર્થ વિદ્વાનો, પ્રભાવકો, સંયમધન ત્યાગી, ચારિત્રશીલ સાધુ મહાત્માઓ આ બધાય એકજ આચાર્યશ્રી (વિજયદેવસૂરિજી મ૦) ની મર્યાદામા શિસ્તપૂર્વક રહી તેઓશ્રીની આજ્ઞાને શિરસાવદ્ય કરતા"

જૈનસંઘમા આવુ વર્ચસ્વ અને પ્રભુત્વ ધરાવનારા તેમજ બાદશાહ જહાંગીરનું પણ બહુમાન પામવાને કારણે જૈનેતરોમા પણ ખ્યાતનામ થએલા પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયદેવસૂરિજી મ૦ સામે અને તેમના સમુદાયના સાધુઓ સામે પણ સમર્થ તાર્કિક શિરોમણિ એવા પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજે જે અમર્યાદ રીતે સતત કલમ ચલાવવા માડી હતી તેનુ પરિણામ, આપણે ઉપર જોઈ ગયા એટલુ જ આવીને અટકયું ન્હોતું, પરંતુ આ જ લેખકના એ પછીના પેરામાંના—'આ જ એક મહત્વનુ કારણ, પૂ૦ ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી ઠેઠ સુધી આચાર્યપદ પર પ્રતિષ્ઠિત ન થઈ શકયા એમા હોય એમ અનુમાન થઈ શકે છે' એ નિષ્કર્ષ પ્રમાણે આચાર્યપદવી તો ન જ મેળવી શકયા, પણ સુજસવેલિકારના કથન મુજબ—'અમદાવાદના સુબા મહોબતખાનની લાગવગ લગાડવા છતા તેમજ અમદાવાદ શ્રીસંઘની વિનંતિ કરાવી હોવા છતાય ખેદની વાત છે કે-તે પૂ૦ ગચ્છનાયક આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ કે-જેમની ઉપર અતિ આદરભાવ પોતાને હતો તે પૂ૦ આ૦ શ્રી વિજયસિંહસૂરિજી મ૦ના વરદ હસ્તે ઉપાધ્યાય પદવી પણ ન મેળવી શકયા!!

## પ્રશંસકોએ કરેલી પૂ૦ મહો૦શ્રીની અમર્યાદ પ્રશંસા

પૂ૦ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ, સમર્થ તાર્કિક અને ન્યાય વિશારદ હોઈને ૧૭ મી શતાબ્દિના તેમના સમકાલીન વિદ્વાનોમા અજોડ જ્ઞાની અને વિદ્વાન ગણાતા હતા તેમા બે મત નથી જ, પરંતુ તે તર્કશક્તિ-જ્ઞાનશક્તિ તેમજ પ્રભુત્વને જ્યારે અતિશયોક્તિભર્યા વર્ણનોથી બિરૂદાવવામા આવે છે ત્યારે તેમના કરતા કોટિગુણા પ્રભુત્વને ધરાવનાર પૂર્વના મહાપુરુષોની લઘુતા કેટલી થાય છે? તેનુ પ્રશંસકોને ભાન ન્હેતુ નથી આવા અક્ષમ્ય આશાતનાકારી લેખકોની અક્ષમ્ય ભૂલો ભવિષ્યમા ભયંકર અનર્થોની પરંપરા ખડી કરે છે પૂ૦ મહો૦શ્રીની ગુણસ્તવના કરવામા વધુ પડતા દોડી જનારા તેમના ગુણપ્રશંસકોએ પણ એવી જ અક્ષમ્ય ગંભીર ભૂલો કરીને અનર્થપરંપરાઓ ખડી કરી છે દાખલા તરીકે—

(૧) **સુજસવેલીભાસમાં**—"કૂર્ચાલી શારદ તણોજી, બિરૂદ ધરે સુવિદિત, બાલ પણે અલવે જિણેજી, લીધો ત્રિદશગુરુ જીત ॥ લઘુ બાધવો હરિભદ્રનો રે, કલિયુગમાં એ થયો બીજો રે, (પહેલો કોણ?) છતા યથારથ ગુણ સુણી, કવિયણ બુધ કો મત ખીજો રે + + + પ્રભવાદિક શ્રુતકેવલીજી આગે હુઆ ષટ જેમ; કલિમાહે જોતા થકાજી,

એ પણ શ્રુતધર તેમ " એ પ્રમાણે કવિ કાંતિવિજયજી જણાવી તો શકયા, પરંતુ 'કયાં એ ૧૪૪૪ ગ્રંથોના પ્રણેતા સુગૃહીતનામધેય ગીતાર્થપુંગવ હરિભદ્રસૂરિજી મહારાજ ? અને તે પૂજ્યની ચરણરેણુની પણ યોગ્યતાએ પહોચવા અસમર્થ એવા પૂ૦ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ ?' મેરૂ-સરસવના અતર જેટલા તફાવતનોય વિચાર કરવા સુજસવેલીકાર કેમ થોભ્યા નહિ હોય ? અને હરિભદ્રસૂરિજીનો બીજો લઘુબાંધવ યશોવિજયજી તો પહેલો કોણ ? તેનો ખુલાસો તે લેખકે કર્યો હોત તો ઠીક ગણાત

બીજું-અગાઉ અમો જણાવી ગયા તેવું સ્વૈચ્છિક અને આપખુદ વર્તન કરનાર તથા માફીપત્રો પણ લખી આપવાની સ્થિતિમા મૂકાનારા પૂ૦ મહો૦શ્રીને પ્રભવસ્વામી-શય્યભવસૂરિ-ભદ્રબાહુસ્વામી આદિ ૬ શ્રુતકેવલીની સમકક્ષામાં મૂકતા પહેલાં સુજસવેલિકારને પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦નુ વર્તન અને વાણી શ્રુતકેવલીની હરોળનું છે કે નહિ ? એ વિચાર કેમ નહિ આવ્યો હોય ?

(૨)-(પૂ૦ રત્નશેખરસૂરિજી કૃત ટીકાવાળા '**વંદિતુસૂત્ર**'નાં ભાષાતરમા અક્ષમ્ય એવી દલતરથી પણ વધુ ભૂલ જેઓએ કરી છે અને જેમની ભૂલોનું પરિમાર્જન, આ લેખકને સં ૨૦૦૫મા કરવું પડેલ છે તેવા પ્રખર (?) વિદ્વાન્) આ શ્રી વિજયધર્મસૂરિજી, '**યશોવિજયસ્મૃતિગ્રંથ**'ના પૃ૦ ૧૪ ઉપર—

"પૂજનીય ઉપાધ્યાયજી મહારાજાને મળેલા અનેક બિરૂદો પૈકી **લઘુહરિભદ્ર**નુ પણ બિરૂદ છે જો કે-આરાધ્યપાદ આચાર્યભગવંત હરિભદ્રસૂરિ મહારાજ એટલે તે કાળે જૈનશાસનના એક સમર્થ પ્રાણવાન અજોડ મહાપુરુષ **એમ છતાં વર્તમાનકાળના જીવો માટે હરિભદ્રસૂરિ મહારાજની અપેક્ષાએ પૂ૦ ઉપાધ્યાયજી મહારાજ વધુ ઉપકારી હતા એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. હરિભદ્રસૂરિ મહારાજાએ ચૈત્યવાસિઓ વગેરેનાં તથા બૌદ્ધોના પ્રબલ આક્રમણમાંથી જૈન શાસનનો બચાવ કર્યો** અને ભવિષ્યની પ્રજાના કલ્યાણ માટે સસ્કૃત-પ્રાકૃત ભાષામા વિશાલ સાહિત્યનું અનુપમ સર્જન કર્યું **જ્યારે ઉપાધ્યાયજી મહારાજે પરદર્શનોના એકાન્તવાદી સિદ્ધાંતોથી જૈન શાસનનુ સરક્ષણ કરવા ઉપરાંત જૈન ધર્મના ઓઠા નીચે મિથ્યાત્વનો ઝેરી પ્રચાર કરનારા અનેક કુમતિઓથી જૈન શાસનને બચાવી લીધુ અને ભોળવાઈ જતા ભદ્રિક વર્ગને શુદ્ધ શ્રદ્ધા તેમ જ સંયમમાર્ગમાં ટકાવી રાખ્યા.** સસ્કૃત તથા પ્રાકૃત ભાષામા રચાયેલા વિદ્વદ્ભોગ્ય સખ્યાબધ ગ્રંથોના સર્જન ઉપરાત આબાલગોપાલ સર્વ કોઈને સમજ પડી શકે અને જૈન ધર્મના નિશ્ચય વ્યવહાર વગેરે સર્વ સિદ્ધાતોનો સુગમતયા બોધ થાય, તેમ જ પ્રભુભક્તિમા ભાવોલ્લાસની વૃદ્ધિ થાય તે પ્રકારનુ મિશ્ર (હિદી-ગુજરાતી) તથા ગુર્જર ભાષામા સખ્યાબધ સ્તવનાદિ સાહિત્યનું સર્જન કરી ભાવિપ્રજાને અવર્ણનીય શ્રુતજ્ઞાનનો ખજાનો સોપી ગયા " એ પ્રમાણે લખેલ છે

સુજ્ઞ વાચકો! આ પ્રમાણે મહો૦શ્રીની અઘટિત ગુણસ્તવના કરવાના રસીયા પ્રશંસકોમાંના આ એક પૂ૦ આ૦ શ્રી વિજયધર્મસૂરિજીએ પૂજ્ય ૧૪૪૪ ગ્રંથોના પ્રણેતા—યુગપ્રધાન આ૦ શ્રી હરિભદ્રસૂરિજી મ૦ની ઉપરના પેરામા મહત્તા બતાવી કે લઘુતા? એ વિચારશો

(૩)–'**યશોવિ૦ સ્મૃતિ ગ્રંથ**' પેજ ૩૨ થી ૫૦ સુધીમા લેખ લખનાન નવામતી આ૦ શ્રી વિજયપ્રેમસૂરિજીના શિષ્ય (કે–જેઓ, 'વાળાકુંચીના શાસ્ત્રીય વિધાનને ચાલુ વ્યાખ્યાને 'જતિઓની પરંપગ'થી ચાલુ થયાનુ બેધડક કહેનાર અને તાજેતરમા 'ભુવનભાનુસૂરિજી' નામે પ્રખ્યાત થયા છે તે) મુનિ શ્રી ભાનુવિજયજી, ઉપરના બે નબરમા જણાવેલા આ૦ શ્રી ધર્મસૂરિજીના લખાણનેય સારૂ કહેવગવે તેવી રીતનુ પેજ ૪૧ ઉપર લખાણ કરતા જણાવે છે કે–"+ + + **તદન્તર્ગત ચૌદ પૂર્વોના પણ અસાધારણ વિદ્વાન શ્રી ઉપાધ્યાયજી** મહારાજ પણ એવી અસાધારણ વ્યાપક વિદ્વત્તા ધરાવતા કે–લગભગ કોઈ પણ વિષયમા એમને પ્રશ્ન પૂછો તો એમ થઈ આવે કે–ઉપાધ્યાયજી મહારાજ શુ નથી જાણતા એ શોધવાનું કામ અશકય બની જાય"

આ પ્રમાણે લખનાર અને પોતાને શાસ્ત્રપ્રેમી મનાવનાર મુનિ શ્રી ભાનુવિજયજીને પ્રશ્ન છે કે-વિક્રમની છઠ્ઠી શતાબ્દિમા થયેલા યુગપ્રધાન શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના કાળે એક પૂર્વનુ જ્ઞાન હતુ તો પછી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પછી એક હજાર વર્ષથી પણ અધિક કાળ ગયા પછી થનાર પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ **૧૪ પૂર્વોના પણ અસાધારણ વિદ્વાન્** થયાનુ જણાવતો શાસ્ત્રપાઠ કોઈ સ્થળે દીઠો છે?

વળી અછતી ગુણપ્રશસારૂપે ઉપર મુજબનો પેરો નવામતી મુનિરાજ શ્રી ભાનુવિજયજી લખીને પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ને 'ચૌદપૂર્વી' તરીકે અને સમગ્ર વાઙમયના પારગત તરીકે ઠસાવવા કોશિષ કરી રહેલા છે, ત્યારે એ જ શાસ્ત્ર અને પરપરાલોપક નવામતના મુખ્ય સચાલક વયોવૃદ્ધ આ૦ શ્રી સિદ્ધિસૂરિજીના શિષ્ય પં૦ કલ્યાણવિજયજી, પોતાના '**નિબધનિચય**' નામના પુસ્તકમાના ૧૫મા નિબધના પેજ ૮૬ થી ૮૮ સુધીમા તે મહો૦ શ્રી યશોવિ૦ મ૦ને માટે નીચે પ્રમાણેના 'જ્ઞાની અને વાઙ્મય પારગામી' તરીકેની ઓળખ આપે છે —

"ગ્રથમે ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકે પરિષ્કાર કહી–કહી દીયે ગએ હૈ। ઇન પરિષ્કારોકી ઇસકે (ધર્મસગ્રહકે) અતર્ગત કરનેકી આવશ્યતા થી ઐસા કોઇ કારણ પ્રતીત નહી હોતા, **કયોં કિ ઐસા એક ભી પરિષ્કાર હમારે દૃષ્ટિગોચર નહી હુઆ કિ જિસકે ન દેને પર ગ્રંથકા વહ સ્થલ અશુદ્ધ અથવા તો અસ્પષ્ટ રહતા,** + + + ઉપાધ્યાય શ્રી યશોવિજયજીને મૈત્ર્યાદિ ચારે ભાવનાઓકા જો અપને પરિષ્કારમે અર્થ કિયા હૈ, **વહ હમારી રાયમેં વાસ્તનિક નહી હૈ,** કયો કિ મૈત્ર્યાદિ ભાવના

ચતુષ્ટય મૂલમેં જૈનોંકે ઘરકી ચીજ નહીં હૈ + + + + + + આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ આદિ પિછલે લેખકોંને ભી અપને ગ્રંથોંમેં ઇન ભાવનાઓંકી ચર્ચા કી હૈ, **પરન્તુ શ્રી યશોવિજયજી મહારાજને ઈન ભાવનાઓંકી વ્યાખ્યા કી હૈ, વહ કિસી ગ્રંથસે મેલ નહીં ખાતી,** ઉદાહરણ સ્વરૂપ આચાર્ય શ્રી હેમચંદ્ર મૈત્રી ભાવનાકી વ્યાખ્યા નિમ્નપ્રકાર સે કરતે હૈં —

"मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखितः ।।
मुच्यतां जगदप्येषा, मति-मैंत्रीं निगद्यते । "

અર્થાત્ :—કોઇ ભી પાપ ન કરે, કોઈ ભી દુઃખી ન હો, સારા જગત કર્મોંસે મુક્ત હો. ઈસ પ્રકારકી બુદ્ધિકો 'મૈત્રીભાવના' કહતે હૈ ।

અબ ઉપાધ્યાયજીકી મૈત્રીભાવનાકી ભી વ્યાખ્યા પઢિયે :—

'तत्र समस्तसत्त्वविषयः स्नेहपरिणामो मैत्री'

અર્થાત્ :—"ઉન ભાવનાઓમે મૈત્રીભાવનાકા લક્ષણ હૈ–તમામ પ્રાણી વિષયક સ્નેહ પરિણામ ।"

પાઠકગણ દેખેંગે કિ શ્રી હેમચંદ્રાચાર્ય કૃત મૈત્રીકી વ્યાખ્યામે ઔર ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ કૃત મૈત્રીકી વ્યાખ્યામે દિનરાત જિતના અંતર હૈ। **ઉપાધ્યાયજી મૈત્રીભાવનાકો 'સ્નેહ'રૂપ બતાતે હૈં, જો જૈન સિદ્ધાન્તસે મેલ નહીં ખાતા.** ઈસી પ્રકાર દૂસરી ભાવનાઓંકે સંબંધમે ભી જાન લેના ચાહિએ।

વિશેષગૃહીધર્માધિકારકે અંતમે ગ્રંથકાર (ઉપા૦ માનવિ૦)ને 'જિનબિંબ પ્રતિષ્ઠાકા પ્રકરણ' દિયા હૈ, ઉસકા સમાપ્તિમે જો મંગલગાથાએ ્દી હૈ **વહાં ભી ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજને** 'सिद्धाण पइट्ठा' **ઈસ પર અપના સંશોધન કર** 'पइट्ठा' **કે સ્થાન પર** 'पसिद्धा' **યહ શબ્દ રક્ખા હૈ જો ઠીક નહીં,** પ્રત્યેક 'પ્રતિષ્ઠાકલ્પ' મે પ્રતિષ્ઠા કે અંતમે કિયે જાનેવાલે 'મંગલઘોષ' મે 'पइट्ठा' અગર 'पतिट्ठा' શબ્દ હી આતે હૈં, 'पसिद्धा' નહિ ઉપાધ્યાયજી મહારાજકે દિમાગમે કુછ ઐસી બાતે જચ ગઇ હૈ કિ સિદ્ધ આદિકી પ્રતિષ્ટા શાશ્વત હૈ, જિસકી ઉપમા અશાશ્વત પ્રતિષ્ઠાકો નહી દી જા સકતી, **પરંતુ ઉપાધ્યાયજીકા ઉક્ત સંશોધન વાસ્તવમે સંશોધન નહી બલ્કિ 'શુદ્ધ'કો 'અશુદ્ધ' કરનેવાલા પાઠ હૈ।++++"**

વાચકગણ! કહેવાતા ઇતિહાસવેત્તા અને નવા તિથિમતના સંચાલક પ૦ શ્રી કલ્યાણવિજયજી પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજને સમસ્ત વાઙ્મય પારગામી તરીકે કે ચૌદ પૂર્વના જ્ઞાતા તરીકે આ ઉપરના ઉલ્લેખમા તો જણાવતા કે માનતા જ નથી, પરંતુ 'અચ્છા

સંશોધનકાર' તરીકેય સ્વીકારવા તૈયાર નથી! એટલું જ નહિ પણ 'શુદ્ધ' પદાર્થને 'અશુદ્ધ' બનાવનાર તરીકેની ઓળખાણ કરાવે છે! ત્યા આ મુનિ શ્રી ભાનુવિ૦ શું જોઈને ઉપર મુજબનો ઉલ્લેખ કરતા હશે? આમા વ્યક્તિરાગ સિવાય બીજું કંઈ હોય તેમ લાગતું નથી.

(૪)–'**યશોવિ૦ સ્મૃતિગ્રંથ**'ના પેજ ૧૯ થી ૨૪ સુધીમાં 'ઉપા૦ શ્રી યશોવિ૦ મ૦નુ અદ્ભુત વ્યક્તિત્વ' રજુ કરનાર નવામતી આ૦ શ્રી રામચંદ્રસૂરિના શિષ્ય પં૦ કનકવિજયજી, પેજ ૨૨ ના ત્રીજા પેરામાં–"તે અવસરે સર્વ કોઈ શ્રમણવર્ગનો તેઓના પ્રત્યે પરિપૂર્ણ આદરભાવ હતો સાધુ સાધ્વી સમુદાય ઉપરાંત શ્રાવક-શ્રાવિકા સંઘનો પણ અત્યધિક પૂજ્યભાવ તેઓ પ્રત્યે વર્તતો રહ્યો આ બધુ તેઓના પ્રબલ પુણ્ય પ્રકૃતિનાં પરિણામરૂપ કહી શકાય, નજીકના કાલમા જગદ્ગુરુ શ્રી વિજયહીર-સૂરીશ્વરજીના સાધુ-સમુદાયમાં જે ગંભીર ભેદ ઊભો થયો હતો, તે આ અવસરે સંધાઈ જતા પૂ૦ આચાર્ય શ્રી વિજયદેવસૂરીશ્વરજીના પટ પર તે કાલે પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરીશ્વર વિદ્યમાન હતા તેઓશ્રીના વરદ હસ્તે પૂજ્ય શ્રી યશોવિજયજીને વાચકપદ-ઉપાધ્યાયપદથી શ્રી સંઘે વિભૂષિત કર્યા" આ પ્રમાણે લખે છે

જોકે– આ પેરો વિસ્તૃત સમાલોચના માગે તેમ છે, પરંતુ તેમ નહિ કરતા હાલ તો એ લેખકને એટલું જ પૂછીશુ કે–આ અગાઉ અમે પૂ૦ મહોપાધ્યાયશ્રી અંગેની તત્કાલીન પરિસ્થિતિની જે વિશદ સમીક્ષા કરી અને તેમા તે વખતના શ્રમણો-શ્રમણીઓ –શ્રમણોપાસકો અને શ્રમણોપાસિકાઓનો પૂ૦ મહોપાધ્યાયશ્રી પ્રતિના પૂજ્યભાવ તથા આદરભાવનો જે તાદશ ચીતાર આપેલ છે તેમા તેમજ 'યશોવિ૦ સ્મૃતિગ્રંથ'ના સંપાદક મુનિએ પોતાના 'સંપાદકીય નિવેદન'મા–"વીતરાગદેવના સન્માર્ગને સુરક્ષિત રાખનાર આ મહાપુરુષના જીવન અને મૌલિક વિશેષતાઓની નોંધ તેઓશ્રીના સમકાલિન અનેક મિત્રમુનિવરો, વિદ્વાનો હોવા છતા કેમ કોઇએ ન કરી?" એ પ્રમાણે જણાવેલી વાતમા તેઓ સંમત છે કે વિરુદ્ધ? જો સંમત જ હોય તો પછી 'તેઓના પ્રત્યે પરિપૂર્ણ આદરભાવ હતો, અત્યધિક પૂજ્યભાવ તેઓ પ્રત્યે વર્તતો રહ્યો, આ બધુ તેઓના પ્રબલ પુણ્યપ્રકૃતિના પરિણામરૂપ કહી શકાય, વિજયહીરસૂરીશ્વરના સાધુસમુદાયમા જે ગંભીરભેદ ઉભો થયો હતો તે આ અવસરે સંધાઇ ગયો' ઇત્યાદિરૂપે ભાટ બારોટની જેમ ખોટા વખાણો કે પ્રશંસા કરી શુ કામ ખોટી મહત્તા વધારવા મથતા હશે?

આવી રીતની અમર્યાદ અને અછતી પ્રશંસાઓ કરનાર પ્રશંસકો, પ્રશસ્ય મહા-પુરુષોની મહત્તા કે શોભા વધારતા નથી જ, બલ્કે તેમના વિદ્યમાનગુણોને પણ હીણપત પહોચાડી રહ્યા હોય છે સાથોસાથ તેમના સમકાલીન તથા પૂર્વકાલીન પૂજ્ય મહાપુરુષોની પણ લઘુતા કરાવી રહ્યા હોય છે! જે અતિ શોચનીય છે આવુ અછતુ અને ઇતિહાસ વિરુદ્ધનુ લખવા કરતા ચૂપચાપ બેસતા હોય તો શુ ખોટુ?

વિક્રમ સંવત ૨૦૧૩માં પ્રગટ થએલ અને મુનિ શ્રી યશોવિજય સંપાદિત 'યશોવિ૰ સ્મૃતિગ્રંથ'માના લેખકોએ આવી આવી તો ઘણીએ અછતી ગુણવર્ણનાઓ કરી છે તેમ જ શાસ્ત્ર વિરુદ્ધ પણ ઘણું ઘણું આલેખન કરેલ છે! જેનું શુદ્ધીકરણ જો કરવામાં આવે તો એક દળદાર ગ્રંથ થવા પામે તેમ છે; પરંતુ તે કાર્ય અવસરે કરવાનું રાખી પ્રસંગોપાત આટલું ચીમકીરૂપે જણાવીને પૂ૰ મહો૰શ્રી અંગેના પ્રસ્તુત વિષયને ચર્ચીશું.

## પૂ. મહો.શ્રીની જીવન નોંધોથી વંચિત રહેલ જૈન સમાજ.

આગળ જણાવી ગયા તેમ પૂ૰ મહો૰ શ્રી યશોવિજયજી મ૰શ્રી માટે આવેલું ગંભીર પરિણામ એટલેથી અટકવા પામ્યું નથી, પણ એથીય આગળ વધેલ જે નીચેના ઉલ્લેખોથી સુજ્ઞવાચકોના દૃષ્ટિપથમાં આવશે.

**'યશોવિ૰ સ્મૃતિગ્રંથ'**માંના **'સંપાદકીય નિવેદન'માં** મુનિશ્રી યશોવિ૰એ "ઉપાધ્યાયજી મહારાજે પોતાના જીવનના બધાય વર્ષો, જીવનનું સઘળું સુખ, જીવનની તમામ કમાઇ જૈન શાસનને અર્પણ કરી દીધા હતા. જીવનના અંતિમ વર્ષ સુધી સાહિત્ય સર્જન, શાસનસેવા અને ધર્મરક્ષાના શ્વાસ લેનાર એ વીરપુરુષ આપણી સમક્ષ સેવા, સ્વાર્પણ અને પુરુષાર્થનો આદર્શ નમુનો મૂકતા ગયા છે શાસનમા બુદ્ધિમાનો ઘણા પાકે છે, પરંતુ કર્તવ્યપરાયણો અને નવ્યસર્જકો ગણ્યાગાંઠયા જ પાકે છે. ઉપાધ્યાયજી એક સર્જન અને ક્રાંતિકારી પુરુષ હતા" એ પ્રમાણે જણાવ્યા મુજબના જીવનની અંતિમ ક્ષણ સુધી નવનવુ સર્જન કરી શાસનને વારસો સોંપી જનાર તે પૂ૰ મહોપાધ્યાયશ્રીનું ઐતિહાસિક મહત્વ જળવાય રહે તેવી કોઇ પણ મૌલિક જીવન નોંધો, તે પૂજ્યશ્રીના સમુદાય પ્રતિના ઉગ્ર પ્રહારો અને આપખુદ જેવા વર્તનથી ત્રાસી ગયેલા તે કાલના દેવસૂરસંઘ કે આણસૂરસંઘના કોઈ મુનિઓએ નોધવી યોગ્ય નહિ લાગતા નોધી નહિ હોય!

આથી તે 'સંપાદકીય નિવેદન'ના પૃ ૨૨ ઉપર **ખેદજનક ઘટના'** એ શીર્ષકતળે સંપાદક મુનિશ્રી યશોવિજયજીને પણ લખવુ પડેલ છે કે–'બાકી શાસનના આવા એક પરમ પ્રભાવક, અસાધારણ વિદ્વાન, મહાન સર્જનકાર, કૂર્ચાલશારદ, અવિરતજ્ઞાનોપાસના અને અખંડ તત્ત્વચિંતનના પરિપાકરૂપે જ્ઞાનનિધિની સમૃદ્ધ અને અણમોલ ભેટ આપનાર++ જૈન સિદ્ધાંતો અને તેની પરંપરાના જાગરૂક રખેવાલ નિશ્ચય અને વ્યવહારની તુલાના સમધારક, મૂર્તિ અને મૂર્તિપૂજા પ્રત્યેના વિરોધી આંદોલનો, ક્રિયાશૂન્ય અધ્યાત્મવાદીઓની માન્યતા અને તેના પ્રચાર સામે શાસ્ત્ર અને તર્ક બંને દ્વારા બુલંદ સિંહનાદ કરનાર, **વીતરાગદેવના સન્માર્ગને સુરક્ષિત રાખનાર આ મહાપુરુષની જીવન અને મૌલિક વિશેષતાની નોંધ, તેઓશ્રીના સમકાલીન અનેક મિત્ર મુનિવરો,**

વિદ્વાનો હોવા છતાં કેમ કોઇએ ન કરી? એ ઘટના એક પ્રશ્નાર્થક બની રહે છે. +++”

પોતાના પરમ ઉપકારી અને સંયમપ્રાણાધાર એવા તારકપૂજ્યો પ્રતિનાય ઇર્ષ્યા–અસૂયા આદિના પ્રતાપે સમર્થ શક્તિશાલી અને પ્રતિભાસંપન્ન આત્માઓને પણ કેવું શોષવુ પડે છે અને કેવી વિકટ પરિસ્થિતિના ભાજન બનવું પડે છે? તેનુ જવલંત ઉદાહરણ આપણને પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજશ્રીએ પૂરૂ પાડ્યું છે એમ કહીએ તો જરાય અતિશયોક્તિ જેવુ નથી

પોતે સમર્થ જ્યોતિર્ધર, ન્યાયવિશારદ, સમર્થજ્ઞાની તેમ જ પ્રતિભાસંપન્ન હોઇને જૈનસંઘમાં આગવુ સ્થાન મેળવી શકે તેવી યોગ્યતાવાળા હોવા છતાં સ્વવર્ત્તણુકના કારણે જૈનસંઘમાં પોતાનુ સ્થાન નહિવત્ થયાનુ અને તેને કારણે તપગચ્છના કટ્ટરશત્રુ એવા ખરતર ગચ્છના ઋષિ મણિચંદ્રજી આદિના સતત સંપર્કમા આવીને પક્ષબળ વધારવાની સ્થિતિમા મૂકાવવુ પડ્યાનુ પોતાને અનુભવસિદ્ધ હોવા છતા તેમજ પૂર્વે જણાવી ગયા તેમ લાગવગ અને વિનંતિ થવા છતાં પૂ૦ ગચ્છનાયકશ્રી તરફથી ‘ઉપાધ્યાય પદવી’ પણ નહિ મળેલ હોવાનુ ય સ્વાનુભવગમ્ય હોવા છતા પૂ૦ મહોપાધ્યાયશ્રી, પોતે અપનાવેલ માર્ગથી રંચમાત્ર પાછા હટયા નહિ! એટલુ જ નહિ પંરતુ પોતે ગચ્છનાયક નહિ હોવા છતા તે મણિચંદ્રાદિના સાથથી પૂ૦ ગચ્છનાયક શ્રી વિજયપ્રભસૂરિજીમ૦ની પણ અવગણના કરવાપૂર્વક અગાઉ જણાવ્યા મુજબના ‘**સાધુમર્યાદા પટ્ટક**’ ઘડીને પ્રચારવા પણ લાગ્યા!!

## અંતે પૂ૦ મહો૦શ્રીએ સ્વીકારેલ આત્મશુદ્ધિનો માર્ગ.

આમ પૂ૦ મહોપાધ્યાયશ્રી, જ્ઞાનગર્વે ચડી જઇને પૂ૦ ગચ્છનાયકની પણ સામે જેટલુ બની શકયુ તેટલુ સામે પૂરે ચાલ્યા! પણ તેથી પૂ૦ ગચ્છનાયકશ્રીની મહત્તા કે પ્રતિભા ઘટવાને બદલે વધુ સતેજ થતી જોઇને અને પોતાની જ મહત્તા ઘટતી જતી જોઇને અંતે બુદ્ધિશાળી એવા તે પૂ૦ મહો૦શ્રીએ સમય વરતી જઈને તદ્દન નમ્ર બની તત્કાલીન ગચ્છનાયક વિજયસિંહસૂરિજી મ૦ના શરણે આવ્યા અને પોતે કાશીવાસ દરમ્યાન કરેલા અને તે પછીના પણ મુનિઓના શિથિલાચાર અંગે સખત કલમ ચલાવવા પૂર્વકના કરેલા વર્તનોનુ પ્રાયશ્ચિત કરવા ઇચ્છયુ

પૂ૦ગચ્છનાયકશ્રીના પટ્ટધર પૂ૦ આ૦ શ્રી વિજયસિંહસૂરિજી મહારાજે પણ સ્વયં વિનમ્ર બનીને સામેથી આવેલા મહો૦શ્રીના પૂર્વના જીવન અંગે સહજ પણ ટકોર કર્યા સિવાય ધીરે ધીરે યોગ્ય હિતશિક્ષાઓ આપવાપૂર્વક સ્થિર કર્યા, અને તેમની ગચ્છવાસી સાધુઓની શિથિલતા આદિ અંગેની ભ્રમણાઓ દૂર કરી ઉપકાર કર્યો પૂ૦ ગચ્છનાયક

શ્રીના આવા ઉદાર વર્તનથી પ્રભાવિત થએલા પૂ૦ મહોપાધ્યાયશ્રીને મનમાં પોતાના અહંકાર-ઈર્ષ્યા-અસૂયા આદિને લઈને લેવાઈ ગયેલાં પગલાઓ ઉપર તિરસ્કાર છૂટયો. એટલું જ નહિ પણ પોતાના તે પાપોનું જાણે પ્રાયશ્ચિત્ત કરતા હોય તેમ ૩૫૦ **ગાથાના સ્તવનમાં**- "તાસ પાટે વિજયદેવસૂરીસરૂ, પાટ તસ ગુરૂ વિજયસિંહ ધોરી; જાસ હિતસીખથી માર્ગ એ અનુસર્યો, જેહથી સવિ ટલી કુમતચોરી...આજ૦ ॥૧૦॥" એમ ગાથાઓ પણ રચી હતી

૩૫૦ ગાથાના સ્તવનની આ ૧૭મી ઢાળનો ટબાર્થ, પૂ૦ આ૦ શ્રી જ્ઞાનવિમલસૂરિજી મ૦ (કે જેઓ પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મ૦ના સમકાલીન હતા તેઓ)એ આ પ્રમાણે કરેલ છે કે-"તસ પટ્ટપ્રભાવક શ્રી વિજયદેવસૂરિ થયા તેહનઈ પાટઈ શ્રી વિજયસિંહસૂરિ ગચ્છભારધુરિધર વા ધોરી સમાન થયા, જેહની હિતશિષ્યાથકી આજ્ઞા પામીનઈ એ સંવેગમાર્ગ શુદ્ધકથન યથાસમયઈ શક્તિનઇ અનુસારઇ સંવેગમાર્ગ પાલવાનો ખપ તે સંવેગમાર્ગ આદર્યઉ; જેહ સંવેગમાર્ગ અંગીકરણથી કુમત કુગુરુકથન-શ્રવણરૂપ ચોરી તીર્થંકર અદત્તાદિની ટળી-મીટી ગઈ ॥૧૦॥"

યથામતિ તત્કાલીન સંયોગયુક્તિ સ્પષ્ટ ભાવાર્થ એ છે કે-"**જાસ હિતશીખથી**-'શીથિલયતિને શાસ્ત્રદષ્ટિએ શુદ્ધચારિત્રી જોવા સારૂ તેમના પર પ્રહારો કરવાથી તેનું ચારિત્ર તો સુધરે નહિ; પરંતુ સામેથી આપણને કર્મબંધ થાય એમ ન બનવા પામે એ સારૂ સાત્વિક શાસ્ત્રદષ્ટિ એ છે કે-"તમારા જેવા સમર્થ વિદ્વાને તેવા યતિને સુધારવા સારૂ તેમની સાથે પણ સમભાવે વર્ત્તીને તેમની શિથિલતાને સૌમ્યપણે જ દૂર કરવાનો પ્રયાસ જારી રાખવો આત્મહિતકર છે તેમા જ તેમનો સુધાર છે અને પ્રયાસકને કર્મનિર્જરા છે' ઈત્યાદિ આત્મહિતકારી શિખામણ પ્રાપ્ત થવાથી '**માર્ગ એ અનુસર્યો**'-અભ્યાસી ચારિત્રથી ઉંચે ચડાવનાર પરંપરાગત ચારિત્રમાર્ગ તેને હું પામ્યો '**જેહવી સવિ ટળી કુમતિચોરી**'-કે જે માર્ગ પામવાથી (ખરતરગચ્છના અધ્યાત્મ-યોગી મહાત્માઓએ ગચ્છવ્યવહારને તજીને સ્વીકારેલા) વનવાસી માર્ગને આત્મકલ્યાણકર માની તેવા અધ્યાત્મયોગીઓના સંપર્કમા લાભ માનતી થએલી મારી સત્યમાર્ગની ચોરી રૂપ કુમતિ દૂર થવા પામી" એમ સ્પષ્ટ શબ્દોમા એકરાર કરેલ છે

વળી-'अम्हारिसा वि मुक्खा, पंतीए पंडिआण पविसंति॥ अण्णं गुरुभत्तीए, किं विलसिअमब्भुअं इत्तो।'-અમારા જેવા મૂર્ખાઓ પણ આજે પંડિતોની પંક્તિમાં પ્રવેશ કરે છે, એનાથી અધિક ગુરુભક્તિનો પ્રભાવ બીજો કયો હોઈ શકે?' એમ જણાવી ગુરુના ગુણ ગાયા છે

તેમ જ 'બીજા-બીજા મુનિઓને અજ્ઞાની-શિથિલાચારી-પાસત્થા-કુચારિત્રીયા' તરીકે જે લેખાવતા હતા તેના પ્રાયશ્ચિત્તરૂપે-'अस्मादृशां प्रमादग्रस्तानां, चरणकरणही-

नाना । अन्यौ पोत इव प्रवचनराग एव तरणोपाय. ।' એમ જણાવીને પોતાને પોતે ચારિત્ર અને ક્રીયાહીણ તરીકે ગણાવેલ છે.

## પૂ૦ મહો૦ શ્રીની આમ વારંવાર પલટાની સ્થિતિ.

પૂ૦ આ૦ શ્રી વિજયસિંહસૂરિજી મ૦ દ્વારા પૂ૦ મહોપાધ્યાયશ્રીએ મુનિઓના શિથિલાચાર આદિ અંગે કરેલા વર્તનોનુ શુદ્ધીકરણ ચાલુ હતું, તેમા અચાનક પૂ૦ આ૦શ્રી વિજયસિંહસૂરિજી મ૦નો સં ૧૭૦૯મા સ્વર્ગવાસ થતાં પૂ૦ ગચ્છનાયક આ૦શ્રી વિજયદેવસૂરિજી મહારાજે પોતાની પાટ ઉપર વિજયપ્રભસૂરિજીને સ્થાપ્યા હતા આ વાત પોતાના માનીલા સ્વભાવને રૂચિકર ન બનતા પૂ૦ મહોપાધ્યાયશ્રીએ અગાઉ જણાવી ગયા તેવુ તે બને ગચ્છનાયકો પ્રતિનું વર્તન ફરી ચાલુ રાખ્યું અને ઉગ્ર તથા કટુભાષાના ઘણાય તીક્ષ્ણ પ્રહારો પણ કર્યા હતા ! અને તેના પ્રતાપે પોતે આચાર્યપદની યોગ્યતા ધરાવતા હોવા છતા ઉપાધ્યાયપદથી પણ વંચિત રહેલા કે-જે અધિકારથી વાચકો માહિતગાર જ છે આમ વારંવાર પલટાતી પોતાની પરિસ્થિતિથી ત્રાસી ઉઠેલી જૈન સમાજના ઉકળાટને શમાવવાની અને પોતાના અસ્થિર સ્થાનને સ્થિર બનાવવાની ફરજ મહો૦શ્રીને માથે આવી પડી.

## પૂ૦ ગચ્છનાયકશ્રીને લખી આપવું પડેલ માફીપત્ર

આથી એ અસહ્ય પરિસ્થિતિમાંથી ઉગરી જવા માટે બુદ્ધિશાળી અને જ્ઞાની એવા મહોપાધ્યાયજીને ગચ્છનાયક આ૦ શ્રી વિજયપ્રભસૂરિજી મ૦ને શરણે ફરજીયાત જવું પડયુ અને પોતાના આજસુધીના મનસ્વી વર્તનોનું પ્રાયશ્ચિત્ત પણ માગવુ પડયુ ! ઉદાર-મના ગચ્છનાયકે તેઓશ્રીના વડિલો પ્રતિના અમર્યાદ વર્ત્તાવને તેમ જ તેઓશ્રીની પ્રતિભાને ધ્યાનમા રાખી તેમની આત્મવિશુદ્ધિ અર્થે વિધિપૂર્વક વીશસ્થાનક તપારાધનનુ પ્રાયશ્ચિત આપ્યુ ! જે મહો૦શ્રીએ પણ સહર્ષ સ્વીકારી પ્રાયશ્ચિત્ત કરવા માડયુ અને બીજી બાજુ ખરતરના મણિચંદ્ર આદિનો સાથ-સહકાર લઇને-જુદો સંવેગીપક્ષ સ્થાપીને ગચ્છનાયકના દાવે ગચ્છનાયકની પણ મર્યાદાનો ભંગ કરીને જે 'સાધુ મર્યાદા પટ્ટક' બનાવ્યો હતો અને શ્રાવકો આદિને ઉશ્કેર્યા હતા અને તેને અંગે જૈન સમાજમા ખુબ ઉહાપોહ થવાથી સંઘના મોવડીઓએ મહો૦ શ્રી ઉપર દબાણ લાવી તેઓશ્રીને અંકુશમા લાવવા પડયા અને તેના પરિણામે ભીષ્મપ્રતિજ્ઞા પૂર્વકનુ માફીપત્ર પણ પૂ૦ ગચ્છનાયકશ્રીને મહો૦શ્રીએ લખી આપવુ પડયુ હતુ જે માફીપત્ર આ પ્રમાણે :—

**"ૐ નત્વા સં૦ ૧૭૧૭ વર્ષે ભ૦ શ્રી વિજયપ્રભસૂરીશ્વર ચરણાનુશિશુલેશઃ પં૦ નયવિજયગણિ શિષ્ય જસવિજયો વિજ્ઞપયતિ. અપરં આજ**

પહિલાં જે મઇં અવજ્ઞા કીધી તે માપ(ફ), હવિ આજપછી શ્રી પૂજ્યજી થકી કસ્યૂં વિપરિતપણું કરૂં, તથા શ્રી પૂજ્યજી થકી જે વિપરીત હોઈ તે સાથિં મિલું તો, તથા મણિચંદ્રાદિકનિં તથા તેહોના કહિણથી જે શ્રાવકનિં શ્રી પૂજ્યજી ઉંપરિ, ગચ્છવાસી યતિ ઉપરિં, અનાસ્થા આવી છઈ તે અનાસ્થા ટાલવાનો અને તેહોનિ શ્રી પૂજ્યજી ઉપરિં રાગ વૃદ્ધિવંતો થાઈ તિમ ઉપાય યથાશક્તિં ન કરૂં તો, શ્રી પૂજ્યજીની આજ્ઞા રુચિમાંહિં ન પ્રવર્તું તો, માહરિ માથઈ શ્રી શત્રુંજયતીર્થ લોપ્યાનું, શ્રી જિનશાસન ઉત્થાપ્યાનું, ચૌદરાજલોકનઈ વિષઈ વર્તઈ તે પાપ."

પૂ૦ મહો૦શ્રીએ લખી આપેલા ઉપર મુજબના માફીપત્રમા "૧ આજસુધી મે ગચ્છનાયકશ્રીની ઘણી અવજ્ઞા કરી છે, ૨-મણિચદ્ર આદિ ખરતરીય સાધુઓનો સાથ મેળવી અને તેમના કહેવા પ્રમાણે ચાલીને મે ગચ્છનાયક અને ગચ્છના સાધુઓની અવહેલના કરી, એટલુ જ નહિ પરંતુ શ્રાવકોને ભભેરીને અનાસ્થા, ગચ્છ અને ગચ્છનાયક ઉપર કરાવી છે, ૩-હવે ગચ્છનાયકથી વિપરીત ચાલીશ નહિ, ૪-ગચ્છનાયકની વિરૂદ્ધના પક્ષની સાથે મલીશ નહિ, ૫-તેઓની સાથે આલાપ સંલાપ કે મેળાપ રાખીશ નહિ, ૬ શ્રાવકોને ઉશ્કેરીને ગચ્છ તથા ગચ્છનાયક ઉપર અનાસ્થા ઉભી કરાવી હતી તે જેટલી શક્તિ હશે તેટલી ખર્ચીને ટાળવાનો પ્રયત્ન કરીશ, ૭-પ્રયત્ન કરીશ એટલું જ નહિ, પણ અનાસ્થા ટાળીને ગચ્છ તથા ગચ્છનાયક ઉપર જેમ વિશેષ રાગવાળા થાય તેવો પ્રયત્ન કરીશ, ૮-ઉપર મુજબની ૭ પ્રતિજ્ઞાઓમાની કોઇપણ પ્રતિજ્ઞાનો ભગ થાય તો શત્રુંજયતીર્થ લોપ્યાનુ, જિનશાસન ઉત્થાપ્યાનુ જે પાપ લાગે તે પાપનો ભાગીદાર હુ છુ' એ પ્રમાણેનો સ્પષ્ટ એકરાર કરેલ છે

## આ માફી પત્ર અગે શ્રીયુત્ દેશાઈ શું કહે છે ?

આવી રીતે ફરજીયાત લખી આપવા પડેલા માફીપત્ર અગે ઇતિહાસજ્ઞ શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઈ 'મહાવીર જૈન વિદ્યાલય રજત મહોત્સવ' ગ્રથના પૃ૦ ૨૧૧ ઉપર લખે છે કે—

"તેઓ પ્રખર પ્રકાડ તાર્કિક હતા ને તેમણે અનેક ખંડનાત્મક કૃતિઓ રચી. પ્રતિભા અને વિપુલ બુદ્ધિ વૈભવથી ચિંતામણિ જેવા ગહન ન્યાય ગ્રથને અભ્યાસી અવગાહી પછી દર્શન ગ્રથો અને પૂર્વાચાર્યોના યોગ અધ્યાત્મ આદિ વિષયના પુસ્તકોનુ સૂક્ષ્મ અધ્યયન કરી ઘણા ગ્રથોની રચના કરી આવા ઉપાધ્યાયના ઉપાધ્યાય એવા, ગચ્છનાયક અને આચાર્ય પદને શોભાવે એવા, બલ્કે વણિક્પુત્ર મહાન જ્યોતિર્ધર હેમચંદ્રાચાર્યની કોટિમાં આવે એવા આ બીજા વણિક્પુત્ર યશોવિજયને 'ઉપાધ્યાય' જેવુ પદ આપવું એ તપાગચ્છના નાયક શ્રી

**વિજયદેવસૂરિને અને તેમના સ. ૧૭૧૩માં સ્વર્ગવાસ પછી વિજયપ્રભસૂરિને ઠીક ન લાગ્યું.** અન્યના તેજના દ્વેષ ઘણા સહન કરી શકતા નથી; છતા તેજસ્વી તે તેજસ્વી રહે છે. **યશોવિજયને શાસ્ત્રાગમના પ્રમાણથી ગચ્છનાયકની ઘણી પ્રવૃત્તિઓ અનિષ્ટ લાગી હતી** તે માટે સામાન્યપણે પણ સ્પષ્ટ કથન કરવામાં +તેમણે હિંમત બતાવી હતી, **પણ પરંપરાગત સાધુસંઘવ્યવસ્થાના બલ અને લોકમાં વસેલા ગચ્છનાયક પ્રત્યેના પ્રબલ આદરભાવને કારણે આખરે આ તેજસ્વી યશોવિજયજીને પણ તેજહીન થવું પડયું.** વિદ્વત્તાની દૃષ્ટિએ નહિ, પણ પોતા પ્રત્યેની અનન્ય ભક્તિથી પ્રેરાઇને વિજયદેવસૂરિએ પોતાની પાટ પર બેસવા નિયુક્ત કરેલા અને પછી પટ્ટધર થયેલા વિજયપ્રભસૂરિ સામાન્યકોટિના હતા **તેમના પ્રત્યે યશોવિજય જેવાને અતિ આદરભાવ ન હોય તે સ્વાભાવિક છે.** વળી દુર્ભાગ્યે ગચ્છાચાર્ય થવા યોગ્ય અને જેમના પ્રત્યે પોતાનો બહુ પૂજ્ય ભાવ હતો તે વિજયસિંહસૂરિ સ. ૧૭૦૯માં સ્વર્ગસ્થ થયા તેમ જ બીજી (અમોએ અગાઉ ટુંકમા જણાવી ગયા તેવી પૂ૦ મહો૦શ્રી માટે) અનેકગણી વિષમ પરિસ્થિતિ હતી કે જેમાં અત્ર સ્થાનાભાવે ઉતરવુ યોગ્ય નથી **યશોવિજયજીને નીચેના (માફી પત્રમાં જણાવ્યા મુજબના) શબ્દોમાં તેમની આત્મપ્રતિષ્ઠા ઘવાય તે રીતે માફી માગવી પડી"**

મહો૦ શ્રીને પોતાની આત્મપ્રતિષ્ઠા ઘવાય 'એ રીતે માફી પત્ર આપવુ પડયુ' એ બીનાથી ઉપરનો પેરો લખનાર શ્રી દેશાઈના હૃદયને આઘાત લાગ્યો હોવાનુ સ્પષ્ટ જણાઈ આવે છે તો જેઓશ્રીને એ પ્રમાણે માફી પત્ર લખી આપવુ પડેલ છે તે પૂ૦ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજને તે માફીપત્ર લખી આપતા શુ શુ થયુ હશે? તેની કલ્પના કરવાનુ સુજ્ઞવાચકો ઉપર છોડુ છુ

## શ્રીયુત્ દેશાઈના તે પેરાની સમીક્ષા

જે ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજી મ૦ માટે ઉ૦ શ્રી વિનયવિજયજી 'લોકપ્રકાશ'ના ૩૭મા સર્ગમાં–'तदनु पट्टपतिर्विहितोऽधुना, विजयदेवतपागण भूभृता। गुणगणप्रगुणोऽनण भाग्यभू–र्विजयते गणभृद्विजयप्रभ ॥' એ પ્રમાણે અને ઉ૦ શ્રી રવિવર્દ્ધન ગણિ, પોતાના 'પટ્ટાવલી સારોદ્ધાર'મા 'सप्रतिकाले अभिनवगौतमावतारा साक्षात्कल्पतरूरूपा सकलपरिवारविराजमानाश्च सकलसंघकल्याणमालाभ्युदयप्रदा भवतु।' એ પ્રમાણે, ગુણસ્તવનાઓ કરે છે, જ્યારે વિજયપ્રભસૂરિ પ્રતિ દ્વેષને લઇને અને મહો૦ શ્રી યશોવિ૦

+ વિષય રસમા ગ્રહી માચીયા, નાચીયા કુગરૂ મદપૂર રે, ધૂમધામે ધમાધમ મચી, જ્ઞાન મારગ રહ્યો દૂર રે કામ કુંભાદિક અધિકનુ, ધર્મનું કો નવિ મૂલ રે, દોકડે કુગુરૂ તે દાખવે, શુ થયુ એ જગે શૂલ રે અર્થની દેશના જે દીએ ઓલવે ધર્મના ગ્રંથ રે, પરમપદનો પ્રગટ ચોર તે, તેહથી કિમ વહે પંથ રે? —સીમંધરસ્ત૦ ૧લી ઢાળ, જીમ જીમ બહુ શ્રુત બહુ જનસંમત, બહુલ શિષ્યનો શેઠો, તિમ તિમ જિન શાસનનો વૈરી, જો નવિ અનુભવ નેઠોરે —શ્રીપાલરાસ ૪થા ખંડ અંતે.

મ૦ પ્રતિના અતિ રાગના કારણે શ્રી દેશાઈ સત્ય ઇતિહાસનીય બેપરવા દાખવવા પૂર્વક પૂ૦ ગચ્છનાયકને 'જ્ઞાનહીન અને સામાન્ય કોટિ'ના પાત્ર તરીકે લેખનીમાં ઉતારી શક્યા છે તે અતિશય શોચનીય ગણાય ખરેખર કાલિકાલસર્વજ્ઞશ્રીએ 'दृष्टिरागस्तु पापीयान्' કહેલ છે તેને શ્રીયુત્ દેશાઇએ ચરિતાર્થ કરી બતાવેલ છે.

શ્રીયુત્ મોહનલાલ દેશાઈ પોતાના ઉપર મુજબના લખાણમાં-" વિદ્વત્તાની દૃષ્ટિએ નહિ, પણ પોતા પ્રત્યેની અનન્ય ભક્તિથી પ્રેરાઇને વિજયદેવસૂરિએ પોતાની પાટ પર બેસવા નિયુક્ત કરેલા અને પછી પટ્ટધર થયેલા વિજયપ્રભસૂરિ સામાન્ય કોટિના હતા તેમના પ્રત્યે યશોવિજય જેવાને અતિ આદરભાવ ન હોય તે સ્વાભાવિક છે" એ પ્રમાણે પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મ૦ની જ ઉત્કટતા બતાવવા ખાતર પૂ૦ ગચ્છનાયક વિજય-પ્રભસૂરિજી મહારાજને અજ્ઞાની અને સામાન્ય કોટિના માનવી તરીકે ગણાવાવની અધમ હદે પણ પહોચી ગયા છે! જયારે—પૂ૦ આ૦ શ્રી વિજય પ્રભસૂરિજી મહારાજના એક વખતે અવર્ણવાદ બોલવામા જેઓ અગ્રેસર હતા તે જ પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મ૦ ઉપર મુજબના માફીપત્ર બાદ સ્વસમુદાયમા જોડાયા પછી તે ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજીના જ્ઞાનગુણની અને ચારિત્રગુણની મુકતકંઠે નીચે મુજબ પ્રશંસા કરે છે!

॥ श्री विजयप्रभसूरिस्वाध्याय: ॥

( कडखो )

श्री विजयदेवसूरीशपट्टाम्बरे, जयति विजय प्रभसूरिरर्कः ॥
जैनवैशिष्टयसिद्धिसंगादिना, निजगृहे योगसमयाय तर्कः ॥ श्री विजय० ॥१॥
ज्ञानमेकं भवेद्विश्वकृतकेवलं, दृष्टबाधा तु कर्तरि समाना ॥
इति कर्तृलोकोत्तरे संगते, सगता यस्य धीः सावधाना ॥ श्री विजय० ॥२॥
ये किलोपोहशक्तिं सुगतसूनवो, जातिशक्तिं च मीमांसका ये ॥
संगिरन्ते गिरं ते यदीय नय-द्वैतपूतां प्रगह्य सहन्ते ॥ श्री विजय० ॥३॥
कारण प्रकृतिरंगीकृतं कापिलैः, क्वापि नैवात्मनः क्वापि शक्तिः ॥
बंधमोक्षव्यवस्था तदा दुर्घटे-त्यत्र जागर्ति यत्प्रौढशक्तिः ॥ श्री विजय० ॥४॥
शाब्दिकाः स्फोटसंसाधने तत्परा, ब्रह्मसिद्धौ च वेदान्तनिष्ठाः ॥
सम्मतिप्रोक्तसंग्रहरहस्यान्तरे, यस्य वाचा जितास्ते निविष्ठाः ॥ श्री विजय० ॥५॥
ध्रौव्यमुत्पत्तिविध्वंसकिर्मीरित, द्रव्यपर्यायपरिणतिविशुद्धम् ॥
विस्रसायोगसंघातभेदाहित, स्वसमय स्थापित येन बुद्धम् ॥ श्री विजय० ॥६॥
इति नुतः विजयप्रभो भक्तित-स्तर्कयुक्त्या मया गच्छनेता ॥
श्री यशोविजयसंपत्करः कृतधिया-भस्तु विघ्नापहः शत्रुजेता ॥ श्री विजय० ॥७॥

આ પ્રમાણેની પ્રગટ ગુણસ્તવનાએ સ્તવાએલા ગચ્છનાયક પૂ૦ આ શ્રી વિજય પ્રભસૂરિજી મ૦ને માટે ઉપર પ્રમાણેની તોછડી કલમ ચલાવનાર શ્રીયુત્ દેશાઈ, સૂર્ય સામે ધૂળ ઉરાડનાર મૂર્ખ માનવીથી ઉતરતા હોય એમ કયો શાણો માને ? અસ્તુ.

## આમ છતાંય તુરતમાં તો ઉપાધ્યાય પદવી ન જ મળી !

આવી ભીષ્મપ્રતિજ્ઞાવાળું માફીપત્ર સંઘ સમક્ષ લખી આપવાની આકરી કસોટીમા મૂકાયા છતાંય અને ઉપર મુજબ પૂ૦ ગચ્છનાયકની પ્રશંસાત્મક સ્તુતિ સ્તોત્રોની રચના કરવા છતાંય પૂ૦ ગચ્છનાયક વિજયપ્રભસૂરિજી મહારાજે તે વર્ષે તો તેમને ઉપાધ્યાયપદ ન જ આપ્યુ ! કારણ કે પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મહારાજ, આટલુ થવા છતાંય હજુ 'પોતાને જ સંવેગી સાધુ' તરીકે ગણાવવાનો જે આગ્રહ હતો તે છોડયો નહોતો જે વાત આપણુને પૂ૦ પ૦ શ્રી મોતીવિ૦ મ૦ની લખેલી 'તપગચ્છ બૃહત્ પટ્ટાવલી' પૃ૦ ૧૦૦ પંક્તિ ૫ થી ૮ માનો નીચેનો ઉલ્લેખ સ્પષ્ટ કરી બતાવે છે:—

"××× શ્રી વિજયપ્રભસુરીસ્વર અનુક્રમે વીહાર કરતા। શ્રી રાનેર સહેર આવ્યા। શ્રાવકે ઉચીતઃ સાચવ્યો। શ્રી સંઘના કહ્યા થકી પ૦ જસવિજયગણીના કાથીયા ઉતરાવીને ઓ શ્રીપદ (ઉપાધ્યાયપદ) આપીને ગચ્છમાહે લીધા। વળી શ્રી વીજયદેવસુરીને વારે પં૦ વીનયવિજયગણી પણ રીસાઇને સાગરગચ્છમા ગયા હતા। તેહોણે પણ વાચક પદ આપીને ગચ્છમાં લીધા ×××" સુજ્ઞ વાચકો ! વિચારશો કે—પૂ૦ મહોપાધ્યાયશ્રીએ પોતાના જ્ઞાનગર્વે ચડીને ગચ્છનાયકની અને ગચ્છના સંયમીઓની કેટલી ઘોર અવહેલના અને આશાતના કરી હશે ? કે—જેથી પ્રાયશ્ચિત્ત કરવા છતા, જગતમા ઉન્નત મસ્તકે ન ફરી શકે તેવું માફીપત્ર લખી આપવા છતા, ગુણસ્તુતિઓ પણ કરવા છતાય પૂ૦ ગચ્છનાયક તો નહિ પરંતુ કોઈપણ વડિલો તેમને વરસ થવા છતાય સમુદાયમા લેવાની ઇચ્છા ધરાવતા નથી તેમ જ અન્ય ગચ્છના આચાર્યો આદિ પણ તેમને પદવીથી નવાજતા નથી ! રાદેરના શ્રી સંઘને કયારે ખોળા પાથરવા પડયા હોય ? વિચારશો.

## અંધપક્ષપાતી સંપાદક મુનિ ખુલાસો કરશે કે ?

અગાઉ સ્પષ્ટ જણાવી ગયા તેમ 'યશોવિજયસ્મૃતિગ્રંથ'ના સંપાદક મુનિશ્રી યશોવિજયજી, પૂ૦ મહો૦શ્રી અંગેની ઐતિહાસિક બીનાઓને જેમ 'કિંવદન્તી', 'ખોટી', 'અતિશયોક્તિભરી' આદિના ટાઈટલો આપવા પૂર્વક પોતાના 'સંપાદકીય નિવેદન'મા ઉડાવી દીધી છે તેમ ઉપરના પૂ૦ મહો૦શ્રીની ઉજ્વલ પ્રતિષ્ઠાને કલંક સ્વરૂપ ગણાતા એવા આ માફીપત્રની ઐતિહાસિક બીનાને પણ ઉડાવી દેવા માટે અંધરાગને વશ થયેલા તે સંપાદક મુનિ લખે છે કે—

"૨-ઠવણીના ચાર છેડે તેઓ પાંડિત્યના ગર્વસૂચક ચાર ધ્વજાઓ બાંધતા હતા, એમણે સુવર્ણસિદ્ધિ મેળવી હતી તે, માફીપત્ર લખ્યાની વાત, યતિ સાથેના સંબંધની વાતો, તેમના જીવન સાથે અઘટમાન લાગતી અતિશયોક્તિભરી અન્ય કિંવદંતીઓ સમ્યગ્ આલોચના માગી રહી છે."

આ પ્રમાણે લખનાર મુનિ શ્રી યશોવિજયજીને પ્રશ્ન છે કે-આ આઠમા પ્રકરણની અંદર પૂ૦ મહો૦શ્રીના ૧૭૧૮ સુધીના આપેલા જીવનવૃત્તાંતમાંની ઐતિહાસિક વિગતોથી-**'પૂ૦ મહો૦શ્રી પોતે ગર્વિષ્ઠ હતા, યતિઓ અને ખરતરો સાથે સંબંધ રાખતા હતા. માફીપત્ર લખી આપ્યું હતું, અને અવ્યવસ્થિત વિચાર તથા વર્ત્તનવાળા હતા'** એ વિગેરે ફલીભૂત થતી બીનાઓ 'કિંવદન્તી' સ્વરૂપ છે કે નક્કર ઇતિહાસરૂપે યથાર્થ સ્વરૂપ છે? તેનો જાહેર ખુલાસો કરશે કે?

## 'યશોવિજયજી યુગ'ની ઐતિહાસિક સમીક્ષાનો ટુંક સાર.

શ્રીમદ્ બુદ્ધિસાગર ગ્રંથમાલા-ગ્રથાંક ૨૪ **'ઐતિહાસિક રાસમાલા'** ભા૦ ૧ પ્રસિદ્ધિ સં૦ ૧૯૬૯, તદ્ગત 'શ્રી કલ્યાણવિજયગણિ-રાસ'ના પૃ૦ ૨૩૯માં જણાવેલ 'સંવત સોલ પંચાવન, વત્સર આસો માસ૦' એ ૬૮મી ગાથા મુજબ તે રાસની રચના સં ૧૬૫૫ મા થયેલ છે અને 'ઐતિહાસિક રાસસંગ્રહ' ભા-૪ (વિજયતિલક સૂરિરાસ) ની ગાથા ૩૮૪ થી ૪૧૬ ગત અધિકાર મુજબ-તે પૂ૦ મહો૦ શ્રી કલ્યાણ-વિ૦ મ૦, સં૦ ૧૬૫૬ના સુરતના ચાતુર્માસમા સાગર પક્ષના શ્રાવકોને નિર્બલ કર્યા બાદ ૧૬૫૭ ના પ્રાય પોષમાસ સુધી સુરત અને એક ખંભાતના પ્રતિષ્ઠાના શિલાલેખ મુજબ સં ૧૬૫૮ સુધી તો વિદ્યમાન જણાય છે, પરંતુ તે પછીથી તેઓશ્રીએ કઈ કઇ ભૂમિને પાવન કરી અને કયે ગામે તથા કયા વર્ષે સ્વર્ગધામ સાધ્યું? તે જાણવા કોઈ સાધન પ્રાપ્ત થયું નથી

છતા સાગરપક્ષના વિરોધની મુખ્યતાએ પૂ૦ ગચ્છાધિપતિશ્રી વિજયદેવસૂરિજી પ્રતિના જારી રાખેલા વિરોધના ફલરૂપે સં૦ ૧૬૭૩ માં પોતાના જુદા આચાર્ય સ્થાપનારા પૂ૦ ઉપાધ્યાયજી મહારાજોનાં નામોમા તેઓશ્રીનુ નામ ઉપલબ્ધ નહિ થતું હોવાથી તેઓશ્રીનુ સ્વર્ગગમન કદાચ તે સં૦ ૧૬૭૩ના પ્રસગ પૂર્વેના વર્ષોમા કલ્પી શકાય. એ જ પ્રમાણે તેઓશ્રીના શિષ્ય પૂ૦ લાભવિજયજી વિબુધવરનો પણ કોઈ જીવનવૃત્તાત ઉપલબ્ધ નહિ હોવાથી તેમ જ તે સં૦ ૧૬૭૩ના ગચ્છભેદી પ્રસંગવાળા અધિકારોમા તેઓશ્રીનુ પણ નામ ઉપલબ્ધ થતુ નહિ હોવાથી તેઓશ્રીના સ્વર્ગગમન અંગે પણ એ જ કલ્પના ઉપર આવવુ રહે છે શોધકો નવું અજવાળું પાડે તો તે વાત નિશ્ચિત-રૂપેય કહી શકીએ

જો ઉપર્યુક્ત બીના નિશ્ચિત ઠરે તો સં૦ ૧૬૭૩ માં પૂ૦ ઉપાધ્યાયજી મહારાજોએ

પોતાના ભિન્ન આચાર્ય સ્થાપવાની સં૦ ૧૬૫૩ થી તો ખુલ્લી રીતે પણ હાથ ધરેલી કાર્યવાહીમા પૂ૦ મહો૦શ્રી કલ્યાણવિ૦ મ૦ તથા પૂ૦ શ્રી લાભવિ૦ વિબુધવરને વધુમા વધુ સં૦ ૧૬૭૦ સુધી જ સહચારી માની શકીએ અને તે પછીથી ઈતિહાસ મુજબ પૂ૦ શ્રી લાભવિ૦ વિબુધવરના પંડિતપ્રવર શિષ્યો પૂ૦ શ્રી જીતવિ૦ મ૦ અને (મહોપાધ્યાય શ્રી યશોવિ૦ મ૦ના ગુરુ) શ્રી નયવિ૦મ૦ અને તેઓશ્રીના પણ વિદ્વદ્વર્ય શિષ્ય પૂ૦ મુનિ શ્રી જસવિ૦ મ૦ને શ્રી દેવસૂરરાજ્યે રહ્યા થકા સહચારી માની શકીએ

પૂ૦ મહો૦ શ્રી કીર્તિવિ૦ મ૦ તો પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજીમ૦ના સ્વર્ગવાસ બાદ વિજયદેવસૂરિરાજ્યે પણ પોતાને શ્રી સેનસૂરિજી મ૦ની આજ્ઞાના ગણાવતા અને પૂ૦ ઉપા૦ શ્રી સોમવિ૦ મ૦ આદિના તે ગચ્છભેદી કાર્યવાહીમા પ્રથમથી જ સહચારી તરીકે પ્રસિદ્ધ હોઇ પોતાના મુખ્ય શિષ્ય મુનિ શ્રી કાંતિવિજયજી તેમજ અનુમાને વિ સં ૧૬૫૦–૫૧ માં દીક્ષિત લેખવા રહેતા દ્વિતીય શિષ્ય મુનિ શ્રી વિનયવિ૦ મ૦ અને તેઓશ્રીના પણ પંડિત શિષ્ય મુનિ શ્રી નયવિ૦ મ૦ સહિત પ્રથમથી જ સહચારી હોવાનુ ઈતિહાસ પ્રસિદ્ધ છે સં૦ ૧૬૭૩ મા તે તે ઉપાધ્યાયજી મહારાજોએ સ્થાપેલા પોતાના તે નવા આચાર્ય પૂ૦ વિજયતિલકસૂરિજી મ૦ની પાટે સં૦ ૧૬૭૬ મા સ્થપાએલા પૂ૦ આ૦ શ્રી વિજયાનંદસૂરિજી મ૦ની આણસુરગચ્છશાખામા **પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦, પૂ૦ મહો૦ શ્રી વિનયવિજયજી મહારાજ** પ્રાય સં૦ ૧૬૭૩ થી ૧૬૮૫ સુધીના કાળમા કાશી અભ્યાસ કરીને આવ્યા પછી સં૦ ૧૬૮૫ લગભગ જોડાયા સંભવે છે.

તે પહેલા તો તે સહુ પૂજ્ય મુનિભગવંતો, સં ૧૬૭૨ સુધી પૂ૦ ગચ્છાધિપતિ આ૦ શ્રી વિજયસેનસૂરીશ્વરજી મ૦ શ્રીની જ આજ્ઞા ધરાવતા હતા તે સમય દરમ્યાન પૂ૦ યશોવિ૦ મ૦ના ગુરુ પૂ૦ શ્રી નયવિ૦ વિબુધવરને તેઓશ્રીકૃત 'મેરુપર્વત' ના પટમા જણાવ્યા મુજબ 'ગણિપદ'નુ પ્રદાન પ્રથમ શિષ્ય થયા બાદ સં૦ ૧૬૫૪ લગભગ થયુ હોવા સિવાય પંન્યાસપદપ્રદાન 'અમુક' વર્ષે થયુ હોવાનુ પ્રસિદ્ધ નથી છતા 'વિજયત્તિલકસૂરિરાસ' ગત કડી ૪૩૮ ના–'નંદરબારથી નયવિજય પંન્યાસ, નેરથકી ગુણવિજય વિદ્વાસ૦' એ પૂર્વાર્દ્ધમા પૂ૦ યશોવિ૦ મ૦શ્રીના ગુરુ શ્રી નયવિ૦ મ૦ને સં ૧૬૬૮ મા 'પંન્યાસ' તરીકે સંબોધેલ છે તે જોતા સામુદાયિક વિકટ સંજોગો વશાત્ તેઓશ્રીને તે પંન્યાસપદ જેમ તેમ કોઈ અપ્રસિદ્ધ પ્રકારે વધુમા વધુ સં૦ ૧૬૬૦ લગભગ તો પ્રાપ્ત થયુ માનવુ રહે છે, તેમ પ્રાય તેજ અરસામા તેઓશ્રીના સમર્થ વિદ્વાન શિષ્ય પૂ૦ મુનિશ્રી યશોવિ૦ મ૦ને પણ તે પટમા લખ્યા મુજબનુ ગણિપદ પણ તેવા જ કોઈ પ્રકારે પ્રાપ્ત થયુ માનવુ રહે છે, અને તે પણ તેઓશ્રીએ રચેલા 'અધ્યાત્મસાર' ગ્રંથની પછી કારણ કે–તે ગ્રન્થના સાતેય પ્રબંધને અંતે પોતે પોતાને પંડિત' લેખાવેલ છે તેઓશ્રીના ગાઢસ્નેહી પૂ૦ મુનિશ્રી વિનયવિ૦ મ૦શ્રીને 'ગણિ–

પંન્યાસપદ' એ જ સં૦ ૧૬૬૦ના અરસામા તથાપ્રકારના સામુદાયિક વિકટ પ્રસંગો વશાત્ તેવા જ કોઈ પ્રકારે પ્રાપ્ત થયું હોય એમ સભવે છે. કારણ કે-તે બંને પૂજ્ય મુનિવરોના તે તે પદપ્રદાનો અમૂક વર્ષે અને પ્રસિદ્ધ રીતે થયા હોવાનું કોઇ જ સાધન ઉપલબ્ધ નથી. અને પ્રાયઃ તે અવસરથી તો તેઓશ્રી ક્રમે 'ગણિ' તેમ જ પંન્યાસ તરીકે ઇતિહાસમાં સંબોધાતા જ રહ્યા હોવાનું જણાય છે

શ્રી 'વિજયતિલકસૂરિરાસ'ની કડી ૪૨૧ના-'સાઠિઈ શ્રી નયવિજય ઉવજઝાય સુરતિ ચોમાસું તે જાય;' એ પૂર્વાર્દ્ધમાં સં. ૧૬૬૦મા સુરત ચોમાસા તરીકે નિર્દેશેલા પૂ૦ શ્રી નયવિ૦ ઉપાધ્યાય, તે **'જૈન ગૂર્જર કવિઓ'** ભા૦ ૨ના પૃ૦ ૩૯૨ની ગાથા ૪૧ મુજબ પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ના શિષ્ય હોવાથી કવિ દર્શન-વિ૦એ તે રાસની કડી ૪૩૮માં જણાવેલા શ્રી નયવિ૦ પંન્યાસ, તે પૂ૦ મુનિ શ્રી યશોવિ૦ ગણિવરના ગુરુ જ છે. તે સદીમાં તપાગચ્છમા થયેલા ત્રીજા નયવિજયજી તો સામાન્ય મુનિ જ લેખાયેલ છે.

આશા છે કે- ઉપર્યુકત સાર વાંચ્યા બાદ મધ્યસ્થ એવા ઇતિહાસપ્રેમી સુજ્ઞ શોધકો અને વાચકો એ નિર્ણય ઉપર સુખે આવી શકશે કે-"પૂ૦ પ્રખર વિદ્વાન્ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ શ્રીનો જન્મ, વિ૦ સ૦ **૧૬૪૫** લગભગ તો હોવો જોઇએ અને **'જૈન પરંપરાનો ઇતિહાસ'** ભા૦ ૩ ના પૃ૦ ૮૫**૧** ઉપરનો-"કનોડા ગામની શ્રી સૌભાગ્યદેવીએ ૫૦ નયવિ૦ને સં૦ **૧૬૫૬**-૫૭મા પોત.ના પાંચ વર્ષનો પુત્ર જસુ વહોરાવ્યો, જે મોટો થતા ન્યાયતીર્થ ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ થયા!' (ઈતિ૦ પ્ર૦ ૫૮) એ ઉલ્લેખ, તેઓશ્રીની દીક્ષા પાંચ વર્ષની વયે થયેલ હોવાનું પણ જણાવે છે, તે મુજબ દીક્ષા સં૦ ૧૬૫૦ અને બીજો ઉલ્લેખ, ૮ વર્ષે દીક્ષા જણાવેછે તે મુજબ દીક્ષા સ૦ ૧૬૫૩ હોવો જોઇએ" 'સંસ્કૃત પટ્ટાવલી' બૂકાકાર પૃ૦ ૧૦૬ ઉપર તેઓશ્રીનો જન્મ સ૦ પ્રાય ૧૬૫૦ અને દીક્ષા સ૦ ૧૬૫૮ શું હિસાબે જણાવે છે તે સમજી શકાતુ નથી

દીક્ષા બાદ તેઓશ્રીએ, પોતાના સમર્થજ્ઞાની પૂ૦ ગુર્વાદિ વડિલ મહાપુરુષોના સાન્નિ-ધ્યમા વ્યાકરણ-તર્કશાસ્ત્ર-પ્રકરણો તેમ જ સિદ્ધાંતોનો અભ્યાસ પ્રાય સત્તરેક વર્ષ પર્યંત સતત પણે કરી તેમા પારંગતતા પ્રાપ્ત કરેલ હોય એમ તેઓશ્રીના આગમો વગેરે શાસ્ત્રોના ઉંડા અભ્યાસને આધારે માની શકીએ

દરમ્યાન ગચ્છમા ઉપસ્થિત થએલા કડવા-મીઠા અનેક પ્રસગોજ્ઞાપક પ્રાપ્ત સાધ-નોના યથામતિ તારણરૂપે કહી શકીએ કે-"તે ક્લેશનાં ફલ રૂપે પૂ૦ ઉપાધ્યાયજી મહારાજેએ સ૦ ૧૬૭૩માં પોતાના જુદા આચાર્ય સ્થાપ્યા અને તે નવા સ્થાપેલા આ૦ શ્રી વિજય તિલકસૂરિજી મ૦ ને સાચા આચાર્ય તરીકે ઠરાવવા સારૂ તે જ સં૦ ૧૬૭૩

મા તેઓએ બાદશાહ જહાંગીર મારફત પણ પૂ૦ વિજયદેવસૂરિજી મ૦ને ચોમાસામાં માંડવગઢ આપવા ફરજ પાડી ! તે કરેલા તીખા પ્રયાસમા પૂ૦ મહો૦ શ્રી નેમિસાગર મ૦ શ્રીના હાથે તે પૂ૦ આ૦ શ્રી વિજયતિલકસૂરિજી મ૦ આદિ તે તે સમસ્ત સમર્થ વિદ્વાન્ પૂ૦ ઉપાધ્યાયજીઓને બહુ વસમી રીતે પરાભવ ખમવો પડયો ! તે બાબત પૂ૦ આ૦ શ્રી વિજય દેવસૂરિરાજયે રહેલા તે મુનિ શ્રી યશોવિ૦ ગણિને લાગી આવતા તેઓશ્રીએ સાગર પક્ષના સમર્થ વિદ્વાન આદિનીય વિદ્વત્તાને ટપી જાય તેવી નવ્યન્યાયની પણ વિદ્વત્તા, કાશી જઇને પણ પ્રાપ્ત કરવાનુ તરત જ વિચાર્યું સંભવે છે

પોતાની તે વિચારણા, પૂ૦ ગુરૂ શ્રી નયવિ૦ મ૦ ને જણાવતાં તેઓશ્રીએ પણ પોતાના તે વિદ્વાન શિષ્યને તે કાર્યમા દીલભેર સમતિ આપતા અને એ જોઇને પૂ૦ વાચક પ્રવર વિનયવિજયજીએ પણ વધુ અભ્યાસાર્થે તેઓશ્રીની સાથે જ કાશી આવવાની પોતાની ભાવના જણાવતા અતિ ઉલ્લસિત થએલા પૂ૦ યશોવિ૦ ગણિવરે પ્રાય તે જ વર્ષે પોતાના પૂ૦ ગુરુવર પ૦ શ્રી નયવિ૦ મ૦, વડિલ બધુ શ્રી પદ્મવિ૦ મ૦ વગેરે પૂજય મુનિવરોની સાથે વિહાર કદી અભ્યાસાર્થે કાશી બનારસ પધારેલ હોવાનું અને ત્યા ઉપા૦ શ્રી વિનયવિ૦ મ૦ તથા મુનિપ્રવર શ્રી યશોવિ૦ ગણિએ ૧૨ વર્ષ પર્યંત અન્ય સર્વ દર્શનશાસ્ત્રોનો અભ્યાસ કરવા સાથે 'નવ્ય ન્યાય'નો પણ અજોડ અભ્યાસ કરીને સ્વ–પર દર્શનના અજેયવાદીને પણ પરાભવિન કરવાનુ વિદ્વચ્ચિત્તચમત્કારી પ્રકાડ પાડિત્ય પ્રાપ્ત કરેલ "

પરતુ ત્યારબાદ કહેવાય છે કે–સં૦ ૧૬૮૫ લગભગમા સ્વસમુદાયને આવી મળતા અગાઉ જણાવી ગયા તેમ કાશીમા વિનુલાલ અને જસુલાલના નામે અન્યવેષે રહેલ હોવાની લોકમા સર્વત્ર પ્રસરેલ વાતને હકીકત રૂપે માની બેઠેલ પોતાના તે આણસૂરગચ્છના મુનિ સમુદાયે તેઓશ્રીને આશ્રય નહિ આપવાથી તેઓશ્રીએ દેવસૂરગચ્છ અને આણસૂરગચ્છના મુનિઓ અને ગચ્છનાયક પ્રતિ અગાઉ જણાવ્યા મુજબ ઉગ્રભાષામા પ્રહારો કરવા માડયા હતા ! અને તેઓશ્રીએ (શ્રી બુદ્ધિસાગરસૂરિકૃત–'આનદઘનપદસગ્રહ ભાવાર્થ' ગ્રંથના પેજ ૧૫૬ ના બીજા પેરામાના– 'શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે અને વિનયવિજયજી ઉપાધ્યાયે રાદેરમા સાગરગચ્છનો આશ્રય લીધો હતો પછી તેઓને દેવસૂરિના પક્ષમા લેવામા આવ્યા હતા, એવો ઈસારો જુની યતિઓની પટ્ટાવલીમા જોવામા આવે છે " તેમજ અગાઉ જણાવી ગયા તેમ પૂ૦ ૫૦ શ્રી મોતીવિ૦ મ૦ લિખિત '**તપગચ્છ-બૃહત્ પટ્ટાવલી**'ના સાધાર પુરાવા મુજબ) પૂર્વે જણાવ્યા પ્રમાણે ભીષ્મપ્રતિજ્ઞાવાળુ માફીપત્ર દેવસૂરિગચ્છનાયક વિજયપ્રભસૂરિજી મ૦ને લખી આપવા છતા વિજયપ્રભસૂરિજી મહારાજે ગચ્છમા તરત ન લેવાથી તેમ જ ઉપાધ્યાય પદવી પણ ન આપવાથી રાદેરમા સાગરગચ્છનો આશ્રય લીધો હતો ત્યારબાદ ગચ્છનાયક શ્રી રાદેર પધાર્યા અને રાંદેર શ્રીસઘે

ખુબ કાલાવાલા કરી ખોળા પાથર્યા ત્યારે તેઓના કાથીયા કપડા ઉતરાવીને તે બંને પૂજ્યોને ઉપાધ્યાય બનાવી દેવસૂરિગચ્છમા લીધા !!

## 'યશોવિજયજી યુગ સમીક્ષા' પ્રકરણનો ઉપસંહાર

પૂ૦ ન્યાયવિશારદ-ન્યાયાચાર્ય-તાર્કિકશિરોમણિ અને સમર્થજ્ઞાની મહો૦ શ્રી યશોવિ૦ મહારાજ ગચ્છમા દાખલ થયા બાદ અને ઉપાધ્યાયપદથી અલકૃત થયા બાદ પણ આવી રીતે માનહાનિપ્રદ માફીપત્ર આદિના અતિવિકટ પ્રસંગોમા પણ જેના પ્રતાપે મૂકાવા પામ્યા હતા તે અહંકાર-ઈર્ષ્યા-અભિમાન-આવેશ આદિ દુર્ગુણોથી તો સર્વથા મુકત થઇ શકયા ન્હોતા એ એક નિર્વિવાદ હકીકત છે. અને તેના યોગે રહી રહીને પણ પૂ૦ મહો૦ શ્રી યશોવિ૦ મ૦ થી કાઈક જુદુંજ અને અનિચ્છનીય એવું પણ પગલું ભરાઈ જવા પામતું હતું કે-જેના યોગે પોતાને શોષવું પડતું હતું

જેમ કે-પોતે ગચ્છના નાયક નહિ હોવા છતા, ગચ્છની જવાબદારી કે જોખમદારી પોતાની નહિ હોવા છતા, પોતાને સં ૧૭૧૭ માં શિક્ષા કરનાર ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી વિજયપ્રભસૂરિજી મહારાજ વિદ્યમાન હોવા છતાય પોતે પોતાના તરફથી શાસનપત્રો બહાર પાડતા, આજ્ઞાઓ પાઠવતા, મર્યાદાઓ બાધતા અને સ્વસમુદાયના બધારણથી વિરુદ્ધ વર્ત્તન પણ કરી બેસતા હતા આ વાતની યથાર્થતા પણ પૂરવાર કરતુ ખુદ મહોપાધ્યાયશ્રીનું ૧૭૧૭ની આકરી શિક્ષા પછીનુ પણ સ્વહસ્તે લખાયેલુ સ૦ ૧૭૩૮ના વૈ૦ શુ૦ ૭નુ શાસનપત્ર હાલ પણ મોજુદ જ છે

પરંતુ વાત એ છે કે-પૂ૦ મહાપુરુષોના તેવા તેવા અનિચ્છનીય અને અનુદ્ઘાટનીય એવા પ્રસગોને કે વર્ત્તનોને વધુ ઉઘાડા કરવાથી સમાજને શ્યો લાભ ? આ એક જ દૃષ્ટિથી અમો પૂ૦ મહો૦ શ્રી અંગેના આ પછીના તેવા વિકૃત સ્વરૂપના ઇતિહાસમા વધુ ઉડા ઉતરતા નથી· પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજ જેવા સમર્થ વિદ્વાનના મર્મોદ્ઘાટન જેવુ જણાતુ આટલુ પણ કાર્ય જે દુઃખદ દિલે જાહેર કરવુ પડેલ છે તેને માટે સુજ્ઞ વાચકો '**યશોવિજય સ્મૃતિગ્રથ**'ના સપાદક મહાશય **મુનિ શ્રી યશોવિજયજી**ને તેમજ અછતી ગુણુસ્તવનાના પથે વળીને ઇતિહાસને છૂપાવવા મથતા તેના લેખક મહાશયોને જ જવાબદાર ગણુશે એમ ઇચ્છીએ છીએ इत्यल विस्तरेण.

# પ્રકરણ ૯ મું

## પં૦ શ્રી કલ્યાણવિ૦ની અકલ્યાણકર વિદ્વત્તા

**લે:-શાસન કંટકોદ્ધારક-શાસનસ્તંભ-સ્વ૦ પૂ૦ આચાર્યદેવ**
**શ્રી હંસસાગરસૂરીશ્વર ચરણરેણુ પં૦ નરેન્દ્રસાગરગણિ.**

પૂર્વના મહાપુણ્યે જૈનકુલ-જૈનશાસન અને તેમાંય જૈનીદીક્ષા પામીને વડિલો પાસેથી જ્ઞાનસંપાદન કરવા દ્વારા વિદ્વાન તરીકેની ખ્યાતિ લોકોમા પામ્યા પછી ઘોરપાપકર્મના ઉદયે જેઓ તારણહાર અને ભાવપ્રાણસ્વરૂપ શ્રી જૈનાગમ-જૈન શાસન અને જૈનીય ક્રિયાકાંડ આદિમાંથી પણ દોષો જ કાઢવાની અધમહદે પહોંચી જઇને નિંદક અને નાસ્તિકપણાને વરી ચૂકેલા જણાતા આ૦ શ્રી વિજયસિદ્ધિસૂરિજીના સમુદાયના **પં૦ શ્રી કલ્યાણવિજયજીએ** પોતાનું સ્થાન જામતાં સમાજમા જાણે ધીરે ધીરે પોત પ્રકાશવા માંડયું હોય તેમ તેમના સર્જેલા જિનપૂજાપદ્ધત્તિ, નિબંધનિચય, પ્રબંધપારિજાત, કલ્યાણકલિકા આદિ સાહિત્યના અભ્યાસથી આપણ સહુને જણાય તેમ છે.

આ શ્રીમાનનું જ્ઞાન અને વિદ્વત્તા કેવા પ્રકારની છે તે જણાવવા માટે સં. ૨૦૨૮ ની સાલના તલાજા ચાતુર્માસ દરમ્યાન પૂ૦ તારક ગુરુદેવશ્રીની આજ્ઞાથી મે '**કલ્યાણકલિકા ગ્રંથ સમીક્ષા**' નામનો સંક્ષિપ્ત નિબંધ પ્રગટ કરીને તેમા તેમના જ્યોતિષ્ય વિષયક અભ્યાસની અજ્ઞતા દર્શાવી હતી વાચકોની જાણ ખાતર તે નિબંધ ફરીથી અક્ષરશ રજુ કરૂં છુ અને તે પછી આત્મ હિતઘાતક સાહિત્યના સર્જનહાર તે શ્રીમાનનો પૂ૦ પૂર્વાચાર્યો પ્રતિનો સદ્‌ભાવ, શાસનરાગ, શાસ્ત્રપ્રેમ અને શાસ્ત્રનું જ્ઞાન કેવા પ્રકારના છે? તેમજ તેઓશ્રીની વિદ્વત્તા સમાજને માટે કેટલી અકલ્યાણકર છે? તે જાણવા અને સમજવા માટે વાચકોને આ નવમુ પ્રકરણ અવશ્ય વાચવા વિજ્ઞપ્તિ છે.

# કલ્યાણ-કલિકા ગ્રંથ સમીક્ષા

## —યાને—

## પં૦ શ્રી કલ્યાણવિજયજીની વિદ્વત્તાનો આછો પરિચય.

લે :-પૂ૦ ઉપા૦ શ્રી શાસનકંટકોદ્ધારકશિશુ ગણિ નરેન્દ્રસાગર.

**તલાજા** તા. ૨૨-૧૦-૧૯૭૨

**પં૦ શ્રી કલ્યાણવિજયજી**, તેમની હરોળના વિદ્વાનોમાં 'ઇતિહાસવેત્તા' અને 'સમર્થજ્ઞાની' તરીકે પંકાય છે આ ખ્યાતિને લઈને તેઓએ પોતાના સાહિત્યમાં ધીરે ધીરે શાસ્ત્રો અને શાસ્ત્રકારો પ્રતિના આતરિક અસદ્‌ભાવનું દિગ્દર્શન કરાવ્યુ જણાય છે.

તેવા તે ઇતિહાસવેત્તા પન્યાસશ્રી, પોતાના સાહિત્યમા-"શ્રી મહાનિશીથ સૂત્ર, પ્રશ્ન વ્યાકરણ સૂત્ર આદિ આગમિક ગ્રંથોને પણ **'કૃત્રિમ-બનાવટી કૃતિઓ'** તરીકે લેખાવવાનુ દુસ્સાહસ **કરી શકેલ છે!** વિક્રમની ૧૫મી સદીમા થયેલા પૂ૦ આચાર્યભગવત **શ્રી રત્નશેરસૂરિજી મ૦** જેવા શ્રી સઘમાન્ય જ્ઞાની મહર્ષિને 'બનાવટી કૃતિ રચીને પોતાની તે કૃતિને ગણધરભગવંત કથિત સાહિત્ય' તરીકે ખપાવનાર વ્યકિત તરીકે ઓળખાવી શકેલ છે! અરે એટલુ જ નહિ પરતુ વિક્રમની પ્રથમ શતાબ્દિમા થયેલા સમર્થ પૂ૦ સૂરિપુરદર **શ્રી પાદલિપ્તસૂરીશ્વરજી મ૦** જેવા પ્રખર ગીતાર્થ મહર્ષિનેય **'શિથિલાચારી-ચૈત્યવાસી'** જેવા તુચ્છ વિશેષણોથી નવાજવાની અનધિકૃત ચેષ્ટાઓ પોતાના તે વિકૃત સાહિત્યમા કરતા પણ તેઓ ખચકાએલ નથી!"

જેઓ, છેલ્લે છેલ્લે પૂનાના પી એલ વૈદ્યનો ચૂકાદો પોતે લખીને તેમા શ્રી ભગવતી સૂત્ર, જીવાજીવાભિગમ્ સૂત્ર જેવા આગમ-શાસ્ત્રાદિને પણ **'શાસ્ત્રાભાસ'** તથા **'પ્રમાણાભાસ'** લેખાવવાની ધૃષ્ટતા કરી શકેલ છે! ખરેખર શાસન અને સમુદાયથી ખસ્યા બાદ નિરકુશ અને સ્વચ્છદી બની જવા પામતા આત્માઓ, ધીરે ધીરે કેટલી અવનત દશાએ પહોચે છે! તેનો પણ આ એક જ્વલંત દાખલો કેમ ન લેખી શકાય ?

તેવા પ્રકારના ભવભીરૂ (?) એ ઇતિહાસવેત્તા પ૦ શ્રી કલ્યાણવિ૦એ વિ૦ સં૦ ૨૦૧૨મા **'કલ્યાણકલિકા'** નામનુ એક પુસ્તક, બે વિભાગમા **પ્રસિદ્ધ** કરેલ છે. આ પુસ્તકમા પણ તેઓએ પ્રતિષ્ઠાપક આચાર્યશ્રી અગે, પ્રતિષ્ઠા વિધિવિધાનો અગે, પ્રતિષ્ઠા ઉપકરણો, શિલ્પકર્મ, વગેરે વિષયો અગે ઘણું અઘટિત, અચોક્કસ અને આક્ષેપાત્મક લખાણ કરેલ છે કે-જેની સવિસ્તર સમીક્ષા કરવા જતા એક સ્વતત્ર નિંબધ-

રૂપ મહાકાય પુસ્તક બની જવાનું સંભવિત જણાવાથી હાલ તો તે '**કલ્યાણકલિકા**' ગ્રંથ અંતર્ગત માત્ર ૧૬મા પરિચ્છેદમા તેમણે જણાવેલ સર્વમાન્ય વિષય તરીકે ગણાતા 'જ્યોતિષશાસ્ત્ર' વિષયક લખાણમાંના તેમના જ્ઞાનની વિકૃતતા અને વિદ્વતાની સંકુચિત દશાનુ જ અત્ર યથાવબોધ દિગ્દર્શન કરાવવુ પર્યાપ્ત માનેલ છે.

**(૧) 'કલ્યાણ કલિકા' પૃ. ૩૬૨ પેરો ૩**–'જ્યેષ્ઠ, ગૃહારભમાં વર્જિત છે.' એમ જણાવવા વડે ગૃહારભમા જેઠ માસનો તેઓએ સર્વથા નિષેધ જણાવેલ છે, જ્યારે **પીયૂષધારા ટીકાકાર**–'वृषभस्थे रवौ ज्योष्ठेऽपि शुभं । × × × ज्येष्ठो निषिद्धः स मिथुनार्कविषयः એમ કહી વૃષભ સંક્રાતિમા જેઠ માસને ગ્રાહ્ય તરીકે લેખાવે છે તેનું કેમ ?

**(૨) પેજ ૩૬૩**–'पूर्वापरास्य ०'–'युग्मकन्या०' એ બે શ્લોકદ્વારા–"કર્ક–સિંહ–મકર અને કુંભ રાશિના સૂર્યમા પૂર્વાભિમુખ અથવા પશ્ચિમાભિમુખ ગૃહાદિનો આરભ કરવો; મેષ–વૃષભ–તુલા અને વૃશ્ચિકના સૂર્યમા દક્ષિણાભિમુખ અથવા ઉત્તરાભિમુખ ઘરનો આરભ કરવો" એમ **મૂલાધાર** તરીકે પ્રતિપાદન કરેલુ છે, જ્યારે એ જ '**કલ્યાણ-કલિકા' પૃ. ૫૭૪** ઉપર તે જ પંન્યાસશ્રી– घरमारभेन्नोत्तरदक्षिणास्यं०' એ ૭૧૫મા શ્લોકદ્વારા "મેષ–વૃષભ–તુલા–વૃશ્ચિકરાશિના સૂર્યમા ઉત્તરદ્વાર તથા દક્ષિણદ્વારના ઘર અથવા પ્રાસાદનો કાર્યારંભ ન કરવો, એ જ રીતે મકર–કુંભ કર્ક–સિંહ રાશિનો સૂર્ય હોય ત્યારે પૂર્વ–પશ્ચિમમુખ ઘર કે પ્રાસાદનો આરભ ન કરવો." એમ કહી નિષેધ જણાવે છે, ત્યારે તેમના એ પૂર્વ પ્રતિપાદનને અન્ય કયા આધારે સત્ય માનવું ?

**(૩) પેજ ૩૭૧**–"હર્ષપ્રકાશકારે 'वक्री पावो वली सुभो सिग्घो' આ જે લખ્યુ છે તેનો કોઈ આધાર મલે તેમ નથી, લખવુ તો એમ જોઈતુ હતુ કે–'सिग्घो पावो बली सुभो वक्की' અર્થાત્ પાપગ્રહ શીઘ્ર હોય ત્યારે અને શુભગ્રહ વક્રી હોય ત્યારે બલવાન ગણાય છે" આ પ્રમાણે '**હર્ષપ્રકાશ**' ગ્રંથકારશ્રીને ડહાપણ પીરસનાર તે પંન્યાસશ્રીને પ્રશ્ન છે કે–'**પ્રશ્નપ્રકાશ**' નામના ગ્રંથના કર્તાએ 'पाप शीघ्र. १, शुभों वक्री २, वालो ३ वृद्धा ४ ऽरिभा ५ ऽस्तग ६ । नीच ७ पापातरे ८ ऽष्टस्थ ९ इत्युक्तो वल-वर्जित ॥' શ્લોકદ્વારા જે ગ્રહોનુ નવપ્રકારે નિર્બલપણુ કહેલ છે, તેમા 'પાપગ્રહો જો શીઘ્ર હોય અને સૌમ્ય ગ્રહો વક્રી હોય તો તે નિર્બલ–બલહીન છે', એમ સ્પષ્ટ જણા-વેલ છે તેનુ કેમ ? અતિડહાપણ વાપરીને આ 'પ્રશ્નપ્રકાશ' ગ્રંથકારને પણ અજ્ઞાની તો લેખાવશો નહિ ને ?

વળી 'પાપગ્રહ, શીઘ્ર હોય ત્યારે બલવાન થાય છે' એમ તેઓશ્રીએ જે જણાવ્યું, તે પણ કોઈ શાસ્ત્રના આધારે કે આપમતિબળે ? શાસ્ત્રોમા તેવુ વિધાન હોય તો પ્રથમ તકે તે અંગેનો શાસ્ત્રપાઠ તેઓ રજુ કરે

(૪) **પેજ ૩૭૧ પેરો બીજો**– क्रूरा वक्रा वलोद्गता એ પદ–'**અને ક્રૂરગ્રહો વક્રી થતાં બલહીન થઈ જાય છે.**' એમ અર્થ જણાવવા પૂર્વક પોતાના તે ઉપરના ત્રણ નંબરના કથનના ટેકામાં એ 'स्वरोदयशास्त्र'નુ પદ રજુ કર્યું છે અને તે રજુ કરેલ પદની પુષ્ટિમાં પણ તેઓએ-अतीचारगते जीवे वक्रे भौमगनैश्वरे। हाहाभूत जगत्सर्वं रुंड-मुडा च मेंदिनी।। એ ૩૭ મો શ્લોક આપેલ છે, પરંતુ તેઓએ ઉપર જણાવ્યું તેમ જો વક્રી એવા મંગળ અને શનિ, ખરેખર બલહીન થઈ જ જતા હોત તો– 'જગતમા હાહાકાર મચે છે અને પૃથ્વી, ધડ–મસ્તકથી છવાઈ જાય છે' એવું બને તે સંભવિત છે. ખરૂ ? બલહીન ગ્રહો તેવો ઉલ્કાપાત મચાવી શકે ખરા ?

આટલુંય જો વિચારવા તેઓ થોભ્યા હોત તો ખચિત તે પાઠને બદલે 'क्रूरा वक्रा वलोद्गता·' એ પ્રમાણેનો પાઠ હોવાની સત્યસ્થિતિ પ્રતિ તે ઇતિહાસવેત્તાનુ જરૂર ધ્યાન જતે, અને '**ક્રૂર ગ્રહો વક્રી થતાં અત્યંત બલવાન થાય છે**' એમ પણ તેઓ સ્પષ્ટ અર્થ સમજવા પામ્યા હોત

વળી એ 'क्रूरा वक्रा वलोद्गता' ચરણવાળા શ્લોકના આદ્યચરણામા જ 'क्रूरा वक्रा महाक्रूरा' એમ સ્પષ્ટ કથન હોવા છતા આપમતિએ જ ચાલવા ટેવાએલા એ પન્યાસશ્રી; તે પદ ઉપર લક્ષ્ય આપ્યા સિવાય ક્રૂરગ્રહો વક્રી થતા બલહીન થઈ જાય છે અને તેવા બલહીન થએલા વક્રી શનિ–મંગલ, જગતમા હાહાકાર મચાવે છે' એવો અયુક્ત અર્થ કરી શકેલ છે, ત્યારે તેમને કઇ કોટિના વિદ્વાન્ ગણવા ?

(૫) **પેજ ૩૭૭ પેરો બીજો** 'सूर्यस्तदादौ त्रीणि मस्तके' એ પદનો તે પંન્યાસ-શ્રીએ જે – 'જે નક્ષત્ર સૂર્યનુ હોય તેને પહેલુ ગણી ૩ નક્ષત્રો વૃષભના **મુખે**' એ પ્રમાણે અર્થ કરેલ છે! તેમા મૂળમાના 'मस्तके' પદનો 'મુખે' એ પ્રમાણે પોતે પોતાને અદ્વિતીય પંડિત માનનાર પન્યાસશ્રીએ કયા શબ્દકોષના આધારે અર્થ કર્યો હશે ? વળી વાસ્તુપ્રકરણના નામે તેમણે આપેલા તે પાંચેય શ્લોકો બીજા જ્યોતિષ–ગ્રંથોના વચનાનુસારે સંદિગ્ધ જણાય છે તો તેવા સંદિગ્ધ શ્લોકોને અગ્રસ્થાન કેમ આપ્યુ હશે ?

(૬) 'પ્રતિક્રમણ પ્રબોધટીકા'ની 'ईरियावही' ન જોઇએ 'इरियावही' એમ જોઇએ, એવી રીતે સૂક્ષ્માતિસૂક્ષ્મ અશુદ્ધિઓનું પણ શુદ્ધિપત્રક દર્શાવવાવડે પોતાની કેટલી ઝીણ-વટભરી દ્રષ્ટિ છે? એવો સમાજને ભાસ આપનાર તે પન્યાસશ્રીએ, **પેજ ૩૮૯ પેરા** ૪– 'સૂર્યભાત્ ચંદ્રભ–૩ નેo, ૫ શ્રેo, ૮૦, નેo, ૩ શ્રેo' એ પ્રમાણે છપાવેલ છે, તેને સ્થાને 'સૂર્યભાત્ ચંદ્રભ–૩ નેo, ૫ શ્રેo, ૮ શ્રેo, ૮ નેo, ૩ શ્રેo' એ પ્રમાણેનો સુધારો કરવાનો તેમ જ કલ્યાણકલિકાના બંને ભાગની લગભગ ૨૫૦ ઉપરાત જણાતી અશુદ્ધિઓનું શુદ્ધિપત્રક કરવાનુ તેઓને કેમ સૂઝયુ નહિ હોય ?

**(૭) પેજ ૩૮૯ પેરા ૪ શ્લોક ૭૮**માના 'नैरृत्या पारणालाभः' પદનો 'નૈઋત-કોણમાં સતતિનો લાભ' એ પ્રમાણે અર્થ કરનાર આ પંડિતમ્મન્યશ્રીએ તે પદમા 'पारणा' શબ્દ, કયા શબ્દકોષમાથી તે અર્થસૂચક રજુ કર્યો હશે? 'नैर्ऋत्या सततेर्लाभ' આમ પદ રચવામાં તેમણે શું છંદભંગ દીઠો હશે? તેમ જ–'दक्षिणे पतिनाशनम्' એ પદમાં 'ગૃહધણી'ના નાશનુ સ્પષ્ટ લખાણુ હોવા છતાં તેઓશ્રીએ- 'દક્ષિણમા કર્ત્તાનુ મરણુ' અર્થ કરીને આમલસારો ઘડનાર શિલ્પિના મૃત્યુનુ સૂચન કરેલ છે! એ જોતા તો ધન્ય છે એમની વિદ્વત્તાને!' એમ હરકોઈએ પણ કહેવુ જ પડે

**(૮) પેજ ૩૯૫** ઉપર–છઠ તિથિમા વિધેય એવા કાર્યોને જણાવનારો ૯૨ મો શ્લોક છાપ્યા પછી દશમી તિથિવિધેય કાર્યોનો શ્લોક છાપેલ છે તો 'સાતમ–આઠમ' એ બંને તિથિ સબંધી કાર્યોને જણાવનારા શ્લોકો કેમ નથી? એ વિચારવા જેટલોય અવકાશ આ પંન્યાસશ્રીને કે તેના પ્રુફ સશોધક મુનિ ભદ્રંકરવિજયજીને પણ મળ્યો જણાતો નથી. જો મળ્યો હોત તો–'द्वितीयाया तृतीयाया पचम्या कथितान्यपि । तानि सिध्यति कार्याणि सप्तम्या निखिलान्यपि ॥ १ ॥ सग्रामयोग्याखिलवास्तुशिल्प–नृत्यप्रमोदा–खिललेखनानि । स्त्रीरत्नकार्याखिलभूषणानि, कार्याणि कार्याणि महेशतिथ्याम् ॥ २ ॥" આ બંને શ્લોકો અવશ્ય લીધા જ હોત

**(૯) પેજ ૩૯૫ શ્લોક ૯૭** ના છેલ્લુ ચરણુ कार्यं प्रतिष्ठाखिलपौर्णमास्याम्' છાપેલ છે, તેનો અર્થ એ થાય કે–'બધી પૂર્ણિમાએ પ્રતિષ્ઠા કરવી' તો પ્રશ્ન છે કે— પ્રતિષ્ઠાના વર્જ્યમાસની પણ પૂર્ણિમાને દિવસે પ્રતિષ્ઠા થાય ખરી ને? આપમતિએ જેઓ શાસ્ત્રકારનાય શબ્દો ફેરવી નાખે તેઓ તેવી આપત્તિના ભાજન બને તેમા નવાઇ શુ? મૂલ પાઠ-कार्य प्रतिष्ठा खलु पौर्णमास्याम्' છે, તેનુ કેવુ વિકૃત સ્વરૂપ કરી નાખ્યુ?

આવી જ રીતે તે પછીના ૯૮ મા શ્લોકમા 'सदैव दर्शे पितृकर्म मुक्त्वा नान्यत् विधेय शुभपौष्टिकाद्यम्' એ શાસ્ત્રકારના મૂળ શુદ્ધ પાઠને સ્થાને આ પંન્યાસશ્રીએ 'सदैव दर्शे पितृकर्म चैव नान्यत् विधेय शुभपौष्टिकाद्यम्' એ પ્રમાણે 'मुक्त्वा' પદને સ્થાને ઘરનુ 'चैव' પદ મૂકીને અર્થશૂન્ય ફેરફાર કરી નાખેલ છે! આવી રીતની પાઠ ફેરફારી તો ઘણે જ સ્થળે તે શ્રીમાને કરેલી છે! **રામજીપંથના** લગભગ દરેક ત્યાગી અનુયાયીઓ આવી પાઠ ફેરફારી અને કાપકૂપીમા મૂળથી જ પ્રવીણુતા ધરાવતા હોય એમ આવા અનુભવોથી માનવુ રહે છે

**(૧૦) પેજ ૪૦૯ પેરા ૬**–" આ વાર ભોગના નિવેદનનો અર્થ અર્વાચીન ગ્રંથકારોએ પ્રથમ વારની સમાપ્તિ અને નવા વારના પ્રવેશના રૂપમા લગાડી નીચે પ્રમાણે સિદ્ધાત પ્રતિપાદન કર્યો છે" એમ લખીને "વારસમાપ્તિ અને વારસંક્રમણ' નો આ સિદ્ધાત, પ્રાચીન નથી પણ અર્વાચીન છે, એમ જે તેઓએ પ્રતિપાદન કર્યું છે તો તે બદલ

તેઓને પ્રશ્ન છે કે–विच्छिअर्कुंभाइतिए....निसिअते सकमइ वारो એ શ્લોકના રચયિતા પૂ૦ દિનશુદ્ધિગ્રંથકારને તમો પ્રાચીન ગ્રંથકાર ગણો છો કે અર્વાચીન ?

**(૧૧) પેજ ૪૧૩ શ્લોક ૧૩૮ ના** 'लोहाश्मसीसत्रपुरस्त्र (वास्तु) दास०' એ પ્રથમ પાદમાંના શાસ્ત્રોક્ત 'अस्त्र' શબ્દનો અર્થ 'शस्त्र' કરવાને બદલે 'ગૃહકર્મ' એ પ્રમાણે પોતે કૌંસમાં આપેલા 'वास्तु' શબ્દને અનુસરીને કરેલ છે, તે પોતે જે પાઠ સાચો માન્યો તેને જ અગ્રસ્થાન આપવાના દુરાગ્રહનું પ્રતીક માનવું રહે છે

**(૧૨) પેજ ૪૩૯ પેરા ૧**–'उपकुलभेपु च याता, विजय प्राप्नोत्यसशय क्षिप्रम्०' 'એ શ્લોકમાંના याता' શબ્દનો 'યાયી'=ગમનકર્ત્તા' અર્થ કરવાને બદલે ઉપકુલ નક્ષત્રોમા 'पापी' નિઃસંદેહ જલ્દી વિજય થાય છે, 'કુલ' નક્ષત્રોમાં 'પાપી' હારે છે." એમ ચોકખી રીતે 'પાપી' અર્થ બે વખત કરી બતાવેલ છે, એ જોતા તે શ્રીમાનની શાસ્ત્ર અનભિજ્ઞતા આ કરતા બીજી કેવી હોઈ શકે ?

**(૧૩) પેજ ૪૫૨ પેરા ૬**–"दुष्ट ग्रहोदयास्ताभ्या" એટલે જે નક્ષત્રમાં ગ્રહોનું ઉદયાસ્તમન થયુ હોય તે નક્ષત્રને દૂષિતનક્ષત્ર **આરંભસિદ્ધિકારે** કહ્યું છે, પણ આ માન્યતાને કોઈ મહિતાનુ અથવા અન્ય ગ્રથનું સમર્થન મલતું જણાયુ નથી" આમ લખી તે શ્રીમાને, પોતે જાણે સર્વશાસ્ત્રપારંગત હોય યા તો જ્યોતિષશાસ્ત્રના સમસ્ત ગ્રથોનુ તલસ્પર્શી વાચન કરીને પોતે જાણે જ્યોતિષોત્તીર્ણ થયા હોય એવો ભ્રમ ઉભો કરવા પૂર્વક આરંભસિદ્ધિકારના કથનનુ ખડન કરવાનો જે પ્રયાસ કરેલ છે તે કેવો બાલીશતાપૂર્ણ છે ? તે જણાવવા માટે આ નીચે અપાતું એક જ પ્રમાણ બસ થશે, એમ માનું છુ આ રહ્યુ તે પ્રમાણ—

"तथा यस्मिन्नक्षत्रे कुजादयोऽस्तमय वक्रगति कुर्वन्ति यत्र वा उत्पाता द्रश्यते तन्नक्षत्रं शुभकर्मसु त्यजेत । तथा विक्रमसिहः–यद्भुक्त शनिराहुसूर्यरुधिरविद्ध च यच्चाचला–कपोल्कापतनोपरागपरिधिप्रायैरपायैर्हतम् । भुक्त यद्विधुनान्यथान्निरहितज्योतिर्ग्रहास्तोदयों, यस्मिन् यद्ग्रहवक्त्रपीडितमुडु किलष्ट तदाचक्षते ।।' એ કાવ્યમા પંડિત શ્રી વિક્રમસિહ, ग्रहास्तोदयो' એ પદથી શેનુ પ્રતિપાદન કરે છે ? જેની આંખે અજ્ઞાનરૂપ પડલ–મોતીઓ કે અધાપો આવ્યો હોય તે આત્માઓએ આવી રીતે યથા તથા અથડાવાને બદલે દેખતાના પનારે પડી જવામા જ લાભ હોવાનું હજુ પણ તે શ્રીમાનને જણાશે ખરૂ ?

**(૧૪) પેજ ૫૨૦ ઉપરના**–'सप्तपष्ट्यादितिथय सोमवारादिभिर्युता' એ ૪૯૮ મા શ્લોકના કથનાનુસાર **પેજ ૫૨૭ ઉપરના કોઠામાં** 'રવિ ૧, સોમ ૭, મગળ ૬, બુધ ૫, ગુરૂ ૪, શુક્ર ૩, શનિ ૨' એ પ્રમાણે તિથિ–વારના અંકો ગોઠવવાને બદલે–'રવિ ૧૨, સોમ ૬, મંગળ ૭, બુધ ૮, ગુરૂ ૯, શુક્ર ૧૦, શનિ ૧૧' એ પ્રમાણે જે અકો ગોઠવેલ છે તે કોઈ શાસ્ત્રાધારે ગોઠવેલ છે કે મનસ્વીપણે જ ?

(૧૫) તે જ પ્રમાણે પેજ ૫૨૦ ઉપરના ‘ भानुवारादिभिर्युक्तवेताः स्युस्तास्यास्तियो [illegible]’ એ ૪૯૯મા શ્લોકાનુસાર પેજ ૫૨૭ ઉપરના કોઠામાં ‘રવિ ૭, સોમ ૬, યાવત્ શનિ ૧’ એ પ્રમાણે વાર-તિથિના અંકો જણાવવાને બદલે–‘રવિ ૬, સોમ ૭, મંગળ ૮, બુધ ૯, ગુરૂ ૧૦, શુક્ર ૧૧, શનિ ૧૨’ એ પ્રમાણેનો જે વિપર્યાસ જણાવેલ છે તે ક્યા શાસ્ત્રાધારે?

(૧૬) પેજ ૫૨૨ પેરા ૧–‘गुरौ मित्रत्रयोदश्यो’ એ પદનો ‘ગુરૂવારે રોહિણી તેરસ’ એ પ્રમાણે અર્થ કરેલ છે, તેમાં मैत्र’ શબ્દનો અર્થ ‘અનુરાધા’ થાય કે ‘રોહિણી’? તે સમજવામા પણ જેમને જ્ઞાનાવરણીય કર્મના તીવ્ર ઉદયે મુશ્કેલી પડેલ છે તેવા તે પંન્યાસશ્રી કયા ઘોર પાપકર્મના ઉદયે પૂર્વ મહાપુરૂષોની પણ ક્ષતિઓ [illegible] કટિબદ્ધ થયા હશે?

(૧૭) પેજ ૫૪૮ ઉપર–ગ્રહમૈત્રીકોષ્ટકમાં તે પંન્યાસશ્રીએ, ‘બુધ’નો મિત્ર ‘[illegible]’ ગણાવેલ છે અને ‘મ૦ ગુ૦ શુ૦’ આ ત્રણને મધ્યસ્થ ગણાવેલ છે તેમ જ ‘[illegible]’ના મિત્ર તરીકે ‘બુધ અને શુક્ર’ને ગણાવેલ છે અને ‘શનિ’ના શત્રુ તરીકે ‘[illegible]–ચંદ્ર અને ગુરૂ’ એ ત્રણને જણાવેલ છે! આ ત્રણેય વાતો, તેમણે જ આપેલા [illegible] ઉપરના શ્લોકોથી તેમજ અન્ય જ્યોતિષશાસ્ત્રોથી પણ સદંતર વિરૂદ્ધ છે. [illegible] ‘બુધ’ના ‘સૂર્ય અને શુક્ર’ એ બન્ને ગ્રહોને મિત્ર જણાવેલ હોવાની, ‘[illegible]–શનિ’ એ ત્રણેય ને મધ્યસ્થ જણાવેલ હોવાની ‘શુક્ર’ના ‘બુધ અને [illegible]’ને મિત્ર જણાવેલ હોવાની તેમ જ ‘શનિ’ના ‘સૂર્ય–ચન્દ્ર–મંગળ’ એ ત્રણેય [illegible] જણાવેલ હોવાની હકીકતથી આ પંડિતમ્મન્ય શ્રીમાનજી શું સદંતર [illegible]?

[illegible]શાસ્ત્રના અભ્યાસીઓ! આવા બોધથી ભરપુર પ્રસ્તુત પંન્યાસશ્રીના [illegible] ગ્રંથના આધારે અભ્યાસ શરૂ કરતા પહેલા આ ‘કલ્યાણ-[illegible]’ને નજર સન્મુખ રાખવાનુ ચુકશો નહિ એવી મારી વિજ્ઞપ્તિ છે

[illegible] પેજ ૫૭૪ પેરા ૨–धामारभेन्नोत्तारदक्षिणास्य० એ આરંભસિદ્ધિગ્રંથકા[illegible] ‘[illegible]रभेन्नोत्तरदक्षिणास्य०’ એ પ્રમાણે આપમતિએ ફેરફાર કરવા [illegible] સંસ્કૃતભાષાનો ગોઠવ્યો છે કે ગૂર્જરભાષાનો? તેનું ય ધ્યાન તે [illegible] નથી!

[illegible] પેરા ૨–૩ જો [illegible] सिद्धिर्व [illegible]० એ શ્લોકનાં [illegible] મહારાજ ‘मैत्राणि मृदुमानि’ એમ સ્પષ્ટ કહીને [illegible] અને રેવતી’ એ ચારેય મૃદુગણ નક્ષત્રો

લેવાનું પ્રતિપાદન કરે છે. જ્યારે પોતાની કુંઠિતમતિ ઉપર જ મુસ્તાક રહેનાર આ પન્યાસશ્રી, 'मैत्र' શબ્દથી કેવલ **'અનુરાધા'** નક્ષત્ર જ લ્યે છે!

તથાપ્રકારની વિચિત્ર મતિ હોવા છતાં પોતાને 'કુશાગ્રમતિ' માનતા અને મનાવતા તે પન્યાસશ્રીને જ આગળ જતા તો તે જ પૃષ્ઠના પેરા પાચમા-"શિલાન્યાસમુહૂર્ત્તમા ઉક્ત શ્લોકમા જણાવેલ હસ્તાદિ નવ નક્ષત્રો લેવા, **તેના અભાવમાં** ગૃહનિર્માણમાં જણાવેલ **મૃદુ**-લઘુ આદિ અન્ય નક્ષત્રો લેવા" એ પ્રમાણેનુ મૃદુ નક્ષત્રોનુ વિધાન તો કરવુ જ પડયું! વળી તે વિધાનમા તેના અભાવમા' શબ્દ, શાસ્ત્રાકારના કથનવિરુદ્ધનો ઘરનો વાપરવો પડયો તે તો નફામા! શાસ્ત્રમતિ છોડી સ્વમતિએ ચાલનારની આવી અવદશા થાય તેમાં આશ્ચર્ય શું?

(૨૦)-તેવી મતિએ જ ચાલવા ટેવાએલા તે પન્યાસશ્રીએ, **પેજ ૫૮૯ ઉપરના શ્લોક ૭૫૪ ના** ત્રીજા ચરણમાના શુદ્ધ પાઠ તરીકે જે 'शुक्रे' પદ છે તેને સ્થાને 'शुचौ' પદ મૂકી દીધેલ છે! આ પ્રમાણે પાઠ ફેરફારી કરવા જતા ૧ છંદભંગ થાય છે કે નહિ?, ૨ 'शुचौ'નો અર્થ 'અશાડ માસ થાય કે જ્યેષ્ઠ માસ? એ વિચારવા પણ થોભ્યા નથી! જે દુઃખદ છે આવી રીતના શાસ્ત્રકારોના મૂળ પાઠો તો આ 'કલ્યાણ કલિકા'મા અનેક સ્થળોએ તેઓએ ઓળવેલ છે જે અવસરે રજુ કરવાનું રાખેલ છે.

(૨૧) **પેજ ૪૫૨ ઉપરના** આરભસિદ્ધિકારના 'दुष्ट ग्रहोदयास्ताभ्या' એ પદ ઉપર '**પણ આ માન્યતાને કોઇ સંહિતાનુ અથવા અન્યગ્રંથનું સમર્થન મલતુ જણાયુ નથી**" એમ કહી આરભસિદ્ધિકારશ્રી ઉપર આક્રમણ કરેલ છે તે જ પડિતમ્મન્ય પન્યાસશ્રી **પેજ ૫૯૨ના પેરા ૪ ૫માં**-गहणस्थ ग्रहैर्मिन्न उदितास्तमित ग्रह०' એ ૭૬૭ મા શ્લોકમા અને તેના અર્થમા 'વલી ગ્રહણના નક્ષત્રમા ગ્રહોવડે ભેદ કરાયેલ નક્ષત્રમા, **જે ઉપર ગ્રહ ઉગ્યો હોય અથવા આથમ્યો હોય તે નક્ષત્ર.** ક્રૂરગ્રહ વડે ભોગવાયેલ-ભોગવાતુ કે અનતર ભોગવાશે તે નક્ષત્ર, આ બધા નક્ષત્રો પ્રતિષ્ઠાદિ શુભ કાર્યોમા વર્જવા" આ પ્રમાણે સ્પષ્ટ આધાર, શાસ્રપાઠનો આપી લખે છે તેનું શુ? આ કથન, શુ આરભસિદ્ધિ ગ્રંથકારના મતવ્યને વધાવતુ નથી?

તેઓની આ પરિસ્થિતિ જોતા-'અન્યદર્શની જ્યોતિષીઓ જો સિદ્ધાતનુ પ્રતિપાદન કરતા હોય તે તો સ્વીકાર્ય, પરતુ સ્વસપ્રદાયી જ્યોતિર્ધરો જો તેવી જ રીતનુ સિદ્ધાતનું પણ પ્રતિપાદન કરતા હોય તો તેનું ખડન તો પ્રથમ તકે જ કરવુ' એવી તો આ શ્રીમાનની ટેક નહિ હોય ને?

જ્યોતિશાસ્ત્ર અગેના તેમના દ્વારા બતાવાતા પોતાના તીવ્ર અનુભવ અને જ્ઞાનની

આખી ઉપરની કલમોથી સુજ્ઞ વાચકોને થશે જ હવે 'મુદ્રા' અંગેના તેમનું પાંડિત્ય અને અનુભવ જ્ઞાન કેવું છે? તેને અંગે પણ વાચકોનું લક્ષ આ અવસરે ખેંચું છુ.

(૧) પૃ૦ ૬૧૭ ઉપર **'આવાહની મુદ્રા'** શીર્ષક નીચે 'हस्ताभ्यामंजलिं कृत्वा अनामामूलपर्वांगुष्ठसयोजनेनावाहनी ।' એ પાઠ આપીને 'બે હાથો વડે અંજલિ કરીને **કનિષ્ઠાના મૂલપર્વો**મા અંગુઠો જોડવાથી આવાહની મુદ્રા થાય છે' એમ અર્થ કરેલ છે શાસ્ત્રકાર 'अनामामूल' **'અનામિકાના મૂલપર્વમાં'** કહી 'ત્રીજી આગળીના પર્વમા' એમ સ્પષ્ટ જણાવે છે જ્યારે આ શ્રીમાન '**કનિષ્ઠા**'–છેલ્લી આગળીના મૂલપર્વનું વિધાન કરે છે! તે આશ્ચર્ય છે

(૨) **પેજ** ૬૧૭ ઉપરની તે પછીની 'સ્થાપનીમુદ્રા' શીર્ષક નીચે 'इयमेवाधोमुखी स्थापनी' એ પાઠ, ઉપરની જે "આવાહની મુદ્રા' કહી છે તેને જ અધોમુખી કરવી તે સ્થાપનીમુદ્રા" એ સ્પષ્ટાર્થ હોવા છતા, તથા પોતે પણ જે વિપરીત અર્થ ઉપર કર્યો છે તેનાથી પણ જુદો જ એવો "આવાહનીમુદ્રાને જ ઉલટાવી નીચા મુખે કરી અંગુઠા **તર્જની**ના મૂલમા સ્થાપવાથી સ્થાપનીમુદ્રા નિષ્પન્ન થાય છે" એ પ્રમાણે તે શ્રીમાને જણાવેલ છે! 'अनामा' નો અર્થ 'અનામિકા' થાય કે 'કનિષ્ઠા' થાય કે તર્જની'? એટલો પણ જેમને જ્ઞાનનો અવબોધ નથી તેવા તે પન્યાસશ્રી, પ્રતિષ્ઠા આદિના વિધિ–વિધાનોમા આવતી મુદ્રાઓનો ઉપયોગ કેવી રીતે કરતા હશે? અને શાસ્ત્રોક્ત વિધિ–વિધાનો અને મુદ્રા આદિથી શૂન્ય જણાતી એવી તેઓની કરેલી અંજનશલાકાઓ અને પ્રતિષ્ઠાઓ દેવત્વથી કેવીક અધિષ્ઠિત થતી હશે? તે આ ઉપરથી અનુષ્ઠાનોના અનુભવીઓ વિચારશે

ઉપર જણાવ્યા મુજબની પોતાની વિદ્વત્તા, શાસ્ત્રાવબોધતાને જોયા અને જાણ્યા પછી તે ઇતિહાસવેત્તા ગણાતા પં શ્રી કલ્યાણવિજયજી મહારાજ, પૂર્વ મહાપુરૂષોના શાસ્ત્રોના —આચરણાઓના તેમજ વિધિવિધાનો અંગેના અડપલાઓ કરવાનુ છોડી આત્મસંશોધનના કાર્યમા દત્તચિત્ત બનશે એમ ઇચ્છિવાપૂર્વક આ 'કલ્યાણકલિકા'ની વધુ સમીક્ષા કરવાનુ હાલ મુલતવી રાખુ છુ

卐

**વિશેષનોંધ :–** સુજ્ઞવાચકો ! ઉપર મુજબનો 'કલ્યાણકલિકા ગ્રંથ સમીક્ષા' નામનો નિબંધ પ્રસિદ્ધ થતા જ સં ૨૦૨૮ ની સાલમા તલાજાથી તે કહેવાતા ઈતિહાસવેત્તા પં૦ શ્રી કલ્યાણવિ૦ને રજીષ્ટર્ડથી મોકલી આપેલ પોતે પોતાને સમસ્ત વિષયમા પ્રવીણ ગણનાર તેઓશ્રી તે નિબંધમા દર્શાવેલી ભૂલોમાથી એક પણ ભૂલનો ઈન્કાર આજસુધી કરી શક્યા નથી તેમજ તેની સાથોસાથ આચાર્યો–પદસ્થો અને પંડિતોને પણ તે નિબંધ મોકલેલ હતો તેઓ તરફથી પણ 'ખોટીરીતે કોઈ ભૂલ કાઢી' હોવાની ફરીયાદ આજ સુધી આવેલી નથી !

## પં૦ શ્રી કલ્યાણવિ૦ ની પૂજ્યો પ્રતિની પૂજ્યતાના નમુના.

ઉપર મુજબ 'કલ્યાણકલિકા સમીક્ષા' નિબંધમાં શાસ્ત્રપાઠોના આધારો આપવા પૂર્વક તે શ્રીમાનની જ્યોતિષ્ય વિષયક જ્ઞાનની પ્રવિણતાનો પરિચય કરાવ્યા પછી તેઓનો પૂ૦ પૂર્વાચાર્યો પ્રતિની પૂજ્યબુદ્ધિ અને ભક્તિરાગ કેવો છે? તે વિષયની જાણ ખાતર થોડા નમુનાઓ સમાલોચનાપૂર્વક રજુ કરૂં છું જે આ પ્રમાણે :—

(૧)–'**નિબંધનિચય**' **પૃ. ૪૫** "૬–'ॐ अ सि आ उ सा द ज्ञा चा तेभ्यो नमः' विधान लेखकने इसको 'सिद्धचक्र' का मुलमंत्र वतलाया है, कोइ ४००–५०० वर्षोसे पंचपरमेष्ठीके नामोंके आद्याक्षरोंको लेकर श्वेतांवर तथा दिगंवर शिथिलाचारी आचार्योंने, असि आ उ स य नमः' इस प्रकारका मंत्र वनाकर लोगोंको दिया था तब 'सिद्ध-चक्रमहापूजा' विधान लेखकनें ज्ञान–दर्शन–चारित्र–तपशब्दोंके आद्याक्षरोंको उक्त संक्षिप्त मंत्रके पीछे जोडकर 'सिद्धचक्र' का मुलमंत्र वना डाला, मैं समझाता हूं कि लेखक इस प्रकारके कार्यमें अपना समय लगानेकें वदले किसी उपयोगीकार्यमें लगाता तो विशेष लाभके भागी होते॥"

## સ..મા....લો....ચ....ના

પં૦ શ્રી કલ્યાણવિજયજી ઉપરના પેરામાં 'कोई ४००–५०० वर्षोंसे पंचपरमेष्ठीके नामोंके आद्याक्षरोंके लेकर श्वेतांवर तथा दिगंवर शिथिलाचारी आचार्योंने 'असि आ उ सय नमः' इस प्रकारना मंत्र वनाकर लोगोंको दिया था।' એ પ્રમાણે જાણે 'શ્વેતાંબર અને દિગંબર શિથિલાચારી આચાર્યોનું સંમેલન ૪૦૦–૫૦૦ વર્ષ પૂર્વે મળ્યું હોય અને તે સંમેલનમા પોતાની હાજરી હોય' તેવી રીતના ઇતિહાસના રૂપમાં વાત તો લખી શકયા છે, પરંતુ તે શ્રીમાન્ આ વાત લખવામા અને આક્ષેપો કરવામાં કેટલા સાચા છે? તે નીચેના પૂરાવાથી વાચકો સમજી શકશે

**વિક્રમની પ્રથમ શતાબ્દિમાં થયેલા** અને દશપૂર્વધર શ્રી વજ્રસ્વામિભગવંતે પણ જેમની પાસે જ્ઞાન સંપાદન કરેલ તે **દશપૂર્વધર પૂ૦ આચાર્ય પુરંદર શ્રી ભદ્રગુપ્ત સૂરીશ્વરજી મહારાજાએ** ॐ ह्रीँ असिआउसा ह्रीँ नमः' એ મંત્રસિદ્ધિ માટે સ્વરચિત '**અનુભવસિદ્ધ મંત્રદ્વાત્રિંશિકા**'**ના** બીજા અધિકારમાંના–'प्रणवं परमं तत्व मायाबीजविराजितम् । परमेष्ठ्यादिपदं चैव ह्रींकार च नम पदम् ॥' એ ૪૭ મા શ્લોકમા परमेष्ठ्यादिपद એ પદથી 'અરિહંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય અને સાધુપદ'ના આદ્ય વર્ણોને ગ્રહણ કરેલ છે જ

તેમજ તે 'અનુભવસિદ્ધ મંત્રદ્વાત્રિંશિકા'ના ચોથા અધિકારમાંના–"ॐ वाग्बीज माया च, कमलाकामवर्णकौ। सतत्वमादिवर्णाश्च नमोऽन्त. सर्व वेदिनाम् ॥३१॥ एप लोके महा

मत्र., पंचानां परमेष्ठिनाम्। त्रिभुवनस्वामिना नाम पुण्यलभ्या महात्मभिः ॥ ३२ ॥ એ બે શ્લોકોમાં પરમેષ્ઠિપદના આદિવર્ણોથી असिआ उसानुं સ્પષ્ટ સૂચન કરેલ જ છે.

આમ છતાં 'જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ' એ ન્યાયે પોતાની જેમ બીજાઓને પણ 'શિથિલાચારી' દેખે કે કહે તેમા નવાઇ શી? માનુ છુ કે—દશપૂર્વધર યુગપ્રધાન આચાર્યદેવશ્રી ભદ્રગુપ્તસૂરિજી મ૦ને તો પોતે ગણાવે છે તે જાતિ અને શિથિલાચારીની પંક્તિમાંથી આ શ્રીમાન્ બાકાત રાખશે જ

એ પેરામા આગળ જતાં સિદ્ધચક્રના વિધાન લેખકને 'मैं समजता हुं कि..' એ પ્રમાણેની વણમાગી સલાહ દેવાના રસીયા તે પં. શ્રી કલ્યાણવિજયજી પોતે જ 'પૂર્વના તે મહાપુરુષોની જ ટીકા-ટીપ્પણીઓ કરવામાં પોતાની લેખિની અને આત્માને કલંકિત કરવા કરતાં કોઇ ઉપયોગી અને મહત્વના કાર્યમાં લાગી જઈ સ્વજીવનને ધન્ય બનાવે તો કેટલો લાભ ઉઠાવે? એવો કદાપિ સુવિચાર આવ્યો છે ખરો?

(૨) **'નિબંધનિચય' પેજ ૫૭ પેરા ૮ માં** 'શ્રી સિદ્ધચક્રારાધન'ના ફલપ્રતિપાદન અંગે ટીકા કરતા તે પન્યાસજી લખે છે કે "उपरके श्लोकोंमे वर्णितजिनादिपदोंके आराधकपुरुषोंको तथा तन्निमितक तप करनेवाली स्त्रियोंको पौद्गलिक तुच्छफलोंका प्रलोभन देकर परमेष्ठीपदोंकी तथा तपपदकी आराधनाका उपहास किया है।"

આ પેરેગ્રાફ લખીને તે પં૦ કલ્યાણવિજયજી, ક્રિયાકાંડ તપ—ત્યાગાદિના આરાધનના પ્રભાવથી પ્રાપ્ત થતા ઐહિક—પારત્રિક ફલોના સૂચક વર્ણનોની રજુઆત કરનારા 'સિદ્ધચક્રયંત્રોદ્ધારવિધિ'ના રચયિતાને 'પ્રલોભન દેનાર તથા આરાધ્યપદ અને તપાદિના ઉપહાસ કરનાર' તરીકે બેધડક બિરૂદાવી શકે છે

તો તે શ્રીમાનને પ્રશ્ન છે કે શ્રી ઋષિમંડલસ્તોત્ર, ભકતામરસ્તોત્ર, કલ્યાણમંદિર સ્તોત્ર, જયતિહુઅણસ્તોત્ર આદિના રચયિતા અનુક્રમે ગણધર શ્રી ગૌતમસ્વામી, શ્રી માનતુંગસૂરિજી, શ્રી સિદ્ધસેનદિવાકર, શ્રી અભયદેવસૂરિજી આદિ પ્રાચીન મહર્ષિઓએ એ તેમ જ પાર્શ્વનાથ સ્તોત્રમા— 'निंदु पयारविंद, वंदती तुम्ह थिरपया होत्ति ॥ वञ्झा त झायंती झत्ति सुपुत्तो लहइ महिला = હે પાર્શ્વનાથપ્રભુ! આપના ચરણકમલને વંદન કરતી મૃતવત્સા સ્ત્રી, સ્થિર પ્રજાવાળી થાય છે, તમારૂ ધ્યાન ધરનાર વંધ્યા સ્ત્રી, શીઘ્રપણે પુત્રોને પામે છે' એ અર્થ પ્રતિપાદક જિનવલ્લભસૂરિ આદિ ઐદંયુગીન આચાર્યોએ તે સ્તુતિ—સ્તોત્રોમા જે ઐહિક ફલનુ પ્રતિપાદન કરેલ છે તો તે બધાય પૂર્વમહર્ષિઓ પણ પ્રલોભન દેનારા અને પરમેષ્ઠીપદોના ઉપહાસ કરનારા હતા ને? ધન્ય છે તમારી આ ધૃષ્ટતાને બુદ્ધિને અને!!

(૩)-શિલ્પશાસ્ત્રમા પોતાની અનેક સ્ખલનાઓ હોવા છતા 'શિલ્પશાસ્ત્રપારગત

હોવાનું પાખંડ સેવનાર તે શ્રીમાન્, 'ઉપદેશપ્રાસાદ'ના કર્ત્તા શ્રી વિજયલક્ષ્મીસૂરિજી મ૦ની અનાભોગે થવા પામેલી શિલ્પશાસ્ત્ર અંગેની એક સ્ખલનાને આગળ કરીને **નિબંધનિચય**'ના પેજ ૯૦ ઉપર 'इस कथनसे इतना तो ज्ञान हो ही जाता है कि ग्रन्थकर्त्ता श्री विजयलक्ष्मीसूरि शिल्पशास्त्रका एकडा तक नही जानते थें। એ પ્રમાણે લખે છે!

(૪) સત્તરમી શતાબ્દિમાં થએલા આચાર્ય શ્રી હર્ષકીર્ત્તિસૂરિજીએ 'કલ્યાણમંદિર-ટીકા, બૃહચ્છાતિટીકા, સારસ્વતદીપિકા, શારદીયનામમાલા, સેટ્અનિટ્કારિકાવિવરણ, સિંદુર-પ્રકરટીકા, ધાતુપાઠવિવરણ, શ્રુતબોધટીકા, વૈદ્યકસારોદ્ધાર, યોગચિંતામણિ' આદિ અનેક ગ્રંથોની રચના કરવાવડે જૈનસમાજમાં પંડિતપ્રકાંડ તરીકે વિખ્યાત છે તે હર્ષકીર્ત્તિસૂરિજી માટેય '**નિબંધનિચય**'ના પેજ ૧૪૪ ઉપર-'श्री गांधीको शायद खबर न होगी कि श्री हर्षकीर्तिसूरि कोई श्रुतधर या गीतार्थ आचार्य नही थे। किंतु सत्रहवें सैकेके कतिपय यतियोके अग्रेसर आचार्य नामधारी यती थे, जो परिग्रहधारी होकर दवा-दारुका व्यवसाय करते थें" એ પ્રમાણે કલમ ચલાવનારા તે શ્રીમાનને આપણે પૂછીએ કે-"પૂર્વના આચાર્યોને શિથિલાચારી, પરિગ્રહધારી, શાસ્ત્રાનભિજ્ઞ, દવાદારૂ કરનાર આદિ દુર્ગુણોયુક્ત તમો જણાવો છો તે સત્ય છે કે કેમ? એ વાત બાજુ પર રાખીએ, પરંતુ જો તેવા દુર્ગુણો પ્રતિ નફરત જ હોય તો તેવા દુર્ગુણોથીય એક ડગલું આગળ વધીને મંતર-જંતર અને દોરા-ધાગા સુધીય પહોંચી જવા પામેલા તમારા પોતાના જ ઘરના વડિલો આદિને માટે કયા કયા ઈલ્કાબો પાઠવવાનું વિચાર્યું છે? જણાવશો ખરા! તેમ જ તેવા હોવા છતાં જગતમાં પોતાને જ 'સુવિહિત' ગણાવનાર તેઓની સામે કદાપિ કલમ ચલાવી છે ખરી?"

## ઇતિહાસવેત્તા (?) પં૦ કલ્યાણવિ૦નું શાસ્ત્રજ્ઞાન.

પં શ્રી કલ્યાણવિજયની પૂજ્યો પ્રતિની 'પૂજ્યતાબુદ્ધિ'ના ઉદાહરણો જણાવ્યા બાદ હવે તે શ્રીમાનનું શાસ્ત્રજ્ઞાન કેવી ઉચ્ચકોટિનું છે? તે જણાવવા માટે સુજ્ઞવાચકો સ્હામે તેના પણ નમુનાઓ રજુ કરૂં છું જે આ પ્રમાણે -

(૧)-'**નિબંધનિચય**' **પેજ ૩૬ના પેરા ૪ માં**-'यहां पर यह कहना प्रासंगिक होगा कि ११ लाख वर्ष पहले अथवा नेमिनाथके तीर्थकालमे भारतवर्षमे यंत्रमंत्रकी चर्चा तक नही थी।' એ પ્રમાણે લખનાર પં૦ શ્રી કલ્યાણવિજયજીને એટલી તો ખબર હશે જ કે-"દરેક તીર્થંકર દેવો જ્યારે તીર્થની સ્થાપના કરે છે ત્યારે તીર્થ સ્વરૂપ પૂ૦ ગણધરદેવો જે દ્વાદશાંગીની રચના કરે છે તેમાંના બારમા અંગ દૃષ્ટિવાદમાં આવતા ચૌદ પૂર્વમાંના 'વિદ્યાપ્રવાદ' નામનું જે પૂર્વ છે તે એકલું વિદ્યા, મંત્રો, અનુષ્ઠાનો આદિથી

જ ભરપૂર હોય છે" આમ છતાય 'યંત્ર-મત્રની ચર્ચા પણ હતી નહિ' એમ જે લખ્યું છે તે તેમની શાસ્ત્ર અંગેની ભારોભાર અજ્ઞાનતાનુ સૂચક છે

(૨)-આ પછીની જ પંક્તિમા તેઓશ્રી લખે છે કે-'उस समय तो कया, भगवान महावीरके शासनमे भी, जैनोमे आजसे १५०० वर्ष पहले मत्र-तत्रादिकी चर्चा नही थी।' ખરેખર એ પ્રમાણેનું વિધાન કરનાર તે શ્રીમાન્ માટે તો 'પર્યુષણમા કલ્પસૂત્રય વાચતા હશે કે કેમ?' એ પણ શકા ઉભી થાય તેમ છે

કારણકે—જો કલ્પસૂત્ર દરવર્ષે વાંચતા જ હોય તો તે જ કલ્પસૂત્રમા પણ—"પ્રભુમહાવીરદેવના નિર્વાણ પછી ૨૧૫ વર્ષે જ સ્વર્ગે સિધાવનાર શ્રુતકેવલી પૂ૦ શ્રી સ્થૂલભદ્રસ્વામિએ વદનાર્થે આવેલ પોતાની બ્હેનો સામે મંત્રબળથી સિહનુ રૂપ ધારણ કરીને બેઠા હોવાનો તેમ જ દશપૂર્વધર પૂ૦ શ્રી વજ્રસ્વામીએ વિદ્યાબળથી પટ વિકુર્વીને શ્રી સંઘને પૂરિકાપૂરીમાં ક્ષેમકુશળ લઇ ગયા હોવાના" અને તેવા બીજા પણ પૂર્વાચાર્યોના મત્ર-વિદ્યાના ચમત્કારોવાળા દૃષ્ટાતો મોજુદ છે તેમ જ વિક્રમની પ્રથમશતાબ્દિમા એટલે કે આજથી ૨૪૦૦ વર્ષ પૂર્વે થયેલા દશપૂર્વધર પૂ૦ આ૦ શ્રી ભદ્રગુપ્તસૂરિજી મહારાજની **'અનુભૂતસિદ્ધ મંત્રદ્વાત્રિંશિકા'**, 'અદ્ભૂત પદ્માવતીકલ્પ' આદિ વિપુલ મત્રસામગ્રીવાળું પૂર્વાચાર્યોનું રચેલુ સાહિત્ય પણ મોજુદ હોવા છતાંય 'આજથી ૧૫૦૦ વર્ષ પૂર્વે મત્ર-તત્રાદિની ચર્ચા જ ન્હોતી' એમ લખનાર પ૦ શ્રી કલ્યાણવિજયજીને કેવા પ્રકારના શાસ્ત્રવેત્તા માનવા?

'નિબધનિચય' પેજ ૩૬ ના એ ચોથા પેરાના અતમા-ईस स्थितिमे श्रीपालके समकालीन मुनिचद्रमुनिके मुखसे पूर्वाचार्यद्वारा यत्रोद्वारा होनेकी वात कहलाना कहा तक ठीक है, इसका निर्णय मैं अपने पाठको पर छोडता हूँ।' એમ લખનાર પ૦ શ્રી કલ્યાણવિજયજી પોતે જ આ મનકલ્પિત આખો પેરો લખવામા કેટલા સાચા છે। તે ઉપરની પેરાનુ લખાણ વાચનાર સુજ્ઞ પાઠકો પર હુ છોડુ છુ

**(૩) 'નિબધનિચય' પેજ ૩૭ પેરા ત્રીજામાં** 'મત્રશાસ્ત્રના વિષયમા પણ હુ નિષ્ણાત છુ.' એવા ગર્વમા મ્હાલતા તેઓશ્રીએ-"(३) कथाकारनें 'सिद्धचक्रयत्र' के तीन वलयोका निरूपण कर यत्रको ह्रीकारके ईकारद्वारा वेष्टित करक समाप्त कर दिया है, क्योंकि 'यत्र' के 'ह्रींकारवेष्टित' हो जानेंके वाद उसके वहार कोईभी वलय लगाया नही जाता।" એમ વિધાનાત્મક લખી નાખેલ છે।

પરતુ 'યત્રને હ્રીંકારના ઈકારથી વેષ્ટિત કર્યા પછી વલય હોતા જ નથી' એ તે શ્રીમાનની વાત તદ્દન ગલત છે કારણકે- મત્રશાસ્ત્રના આમ્નાયગ્રથો તથા વિધિપ્રતિપાદક ગ્રથોમા એવા પણ યત્રો દૃષ્ટિગોચર થાય છે કે-યત્રો, હ્રીંકારથી વેષ્ટિત થયા

પછી પણ વલયોથી યુક્ત અથવા અષ્ટદલ–ષોડશદલ આદિ પદ્મવલયોથી પણ વેષ્ટિત થયેલાં હોય છે. ઉદાહરણ તરીકે– '**ધરણોરગેન્દ્રસ્તોત્ર**'ની ૨૮ મી ગાથામાની યંત્ર-રચના અંગે શ્લોક છે કે—

'अंत्यांत स्थ सबिंदुप्रवरकमलग नामगर्भं सलेश, ह्रीं क्ष ठवीजवेष्टयं दिशि विदिशि दले लिख्य पद्मोविकल्पम्। सवौपट् यत्र कोष्ठौ तदपि शशिकलायुक्तठेनोपवेष्टय, शान्ति कुर्याद्वश्य गणधरचितं यन्त्रमेतद् गृहस्थम्॥ १॥'

આ શ્લોકમા યંત્રને હ્રૂીકારના ઈકારથી અને ક્રોંકાર અંતથી વેષ્ટિત કર્યા બાદ 'क्ष' નુ દ્વાદશદલવાળુ વલય, તે પછી 'व पद्म'નુ પણ દ્વાદશદલવાળુ બીજુ વલય, ત્યારબાદ 'सवौपट् ठ'નુ દ્વાદશદલવાળુ ત્રીજુ વલય, આમ ત્રણ–ત્રણ વલયોથી વેષ્ટિત કરેલુ પ્રગટ જ છે. માટે પં૦ શ્રી કલ્યાણવિજયજીને મારી આપ્ત સલાહ છે કે જેમા તમારો વિષય ન હોય અથવા તો જે વિષયનું પુરૂ જ્ઞાન કે માહિતી ન હોય તેવા વિષયોમાં ડહાપણ ડોળીને '**મૂર્ખ શિરોમણી**'મા ખપવા કરતા મૌન રહેવું વધુ હિતાવહ છે

**(૪)-'નિબંધનિચય' પેજ ૪૦ ઉપર**– "परतु जहातक मैंनै श्वेताबर-सप्रदायमान्य विविधतपोके विधानो और उनके उद्यापनोकी विधिया पढी है उनमे उक्त-उद्यापनके समान अन्य किसी तपकी उद्यापनविधिमे घी–खाड तथा विविधरत्नोके चढानेंका पाठ नही पढा ××× फल – मेवा – नैवेद्य पूजोत्सवमे रखे जाते हैं, उद्यापनमैं नही" એ પ્રમાણે લખનાર પં૦ શ્રી કલ્યાણવિજયજી, પૂ૦ મહો૦ શ્રી યશોવિજયજી મહારાજ સંશોધિત અને પૂ૦ ઉ૦ શ્રી માનવિજયજી મ૦ વિરચિત '**ધર્મસંગ્રહ**'માનો–" तथा नमस्कारावश्यकसूत्रोपदेशमालादिज्ञानदर्शनविविधतप सवधिपूद्यापने जघन्यतोप्येकैक तत्प्रतिवर्षं विधिवत्कार्य। नमस्कारस्योपधानोद्वहनादिविधिपूर्वकमालारोपणेनावश्यकादिसूत्राणामेव गाथासख्यश्चतुश्चत्वारिशदधिकपचशत्यादिमोदकनालिकेरादिढौकनादिना उपदेशमालादीना सौवर्णादिगर्भदर्शनमोदकलभनादिना दर्शनादिना शुक्लपचम्यादिविविधतपसामपि तत्तदुपवासादिसख्य-नाणकवर्त्तुलिकानालिकेरमोदकादिनानाविधवस्तुढोकनादिनौद्यापनानि कार्याणि" એ પાઠ વાંચેલ છે કે નહિ?

આ પાઠમા મોદક આદિ નૈવેદ્ય, નાલીએર આદિ ફળો અને સોનામહોર–રૂપાનાણું આદિ દ્રવ્ય સમુદાય ઉદ્યાપનમા મૂકવાનુ સ્પષ્ટ વિધાન જણાવેલ છે ખરૂ કે? આ વિધાનનુ પ્રતિપાદન, શ્વેતાબર સંપ્રદાયમાન્ય ગ્રંથનુ જ છે ને? અને તે ગ્રંથ પણ 'સુવિહિત' મુનિનો જ રચેલો છે કે? આમ સ્પષ્ટતયા ફલ–નૈવેદ્ય–સુવર્ણ–દ્રવ્ય આદિ મૂકવાનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રપાઠો વિદ્યમાન હોવા છતાય '**કોઈપણ શ્વેતાંબરસંપ્રદાયમાન્ય વિવિધ તપોના વિધિવિધાનોમાં કે ઉદ્યાપનમાં ઘી–ખાંડ–ફુલ-મેવા–નૈવેદ્ય તથા વિવિધરત્નો આદિ ચઢાવવાનો પાઠ નથી.**' એમ લખનાર તે શ્રીમાનને

શાસ્ત્રનો એકડો પણ નહિ જાણનાર એવા 'મહાઅજ્ઞાની' તરીકે ગણવા સિવાય બીજો શુ રસ્તો હોઈ શકે?

(૫)–પૂ૦ આચાર્યભગવત શ્રી પાદલિપ્તસૂરિજી મહારાજ, પોતાની **'નિર્વાણ-કલિકા'**મા 'બિંબવાસના અધિકાર'મા- 'ओसहिफलवत्थसुवण्णरयणसुत्तयाइव विविहाइं। अन्नाह वि गरुयसुदसणाइ दव्वाइ विमलाइ ॥१॥ चित्तबलिगधमल्लविचित्ताकुसुमाइ चित्तवासाइ। विविहाइ घन्नाइ सुहाइ रुवाइ उवणेह ॥२॥' એમ આગમની સાક્ષીગાથાઓનો પાઠ આપવા પૂર્વક- 'ઔષધિ – ફલ – વસ્ત્ર – સૂવર્ણસૂત્ર – રત્નસૂત્રો – દ્રવ્યો' આદિ યથાવિભવાનુસાર વિશિષ્ટતર દ્રવ્યો જિનેશ્વર દેવની સન્મુખ ધરવાનુ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે જ

તેવી જ રીતે ૧૪૪૪ ગ્રથોના રચયિતા સુવિહતશિરોમણિ પૂ૦ આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ, સ્વરચિત **'પચાશક પ્રકરણ'**ના 'પૂજા વિધાન' નામના પચાશકમા પણ 'गधधूवसव्वोसहीहिं० ॥ १४ ॥ सिद्धत्थयदहिअक्खय० ॥१५॥' એ બને ગાથા દ્વારા જિનેશ્વરદેવની પૂજામા 'સુવર્ણના–મોતીના અને રત્નોના હાર' આદિ સાર સાર દ્રવ્યો વાપરવાનુ જણાવે છે, તેવુ જ પ્રતિપાદન આગળ જતાં 'પ્રતિષ્ઠા વિધિ પચાશક'મા પણ કરેલ છે

આમ સ્થળે સ્થળે પૂજા–પ્રતિષ્ઠા–તપ–ઉજમણામા કિમતી ધાતુઓ, રત્નો તથા રૂપીયા આદિ મૂકવાનુ વિધાન દૃષ્ટિગોચર થતુ હોવા છતા ક્રિયાકાડ–તપ–ઉપધાન–ઉજ-મણાં આદિ ઉપરની પ્રચડ અરૂચિના કારણે તે તે વિધાન પ્રતિપાદન કરનાર પૂર્વના પુરુષો માટે તે પ૦ શ્રી કલ્યાણવિજયજી **'નિબધનિચય'**ના પેરા ૪૦ ઉપર–"पूजा–प्रतिष्ठा –उद्यापनोमे कीमती धातुओके पदार्थ अथवा रुपया पैसा चढानेकी पध्धति शास्त्रीय अथवा सविग्नगीतार्थाचरित नही, किन्तु चैत्योकी व्यवस्था करनेवाले शिथिलाचारी साधुओ, परिग्रहधारी श्रीपूज्यो, यतियो तथा दिगवरभट्टारकोको है।" એ પ્રમાણે લખીને 'પૂજા –પ્રતિષ્ઠા અને ઉજમણામા મૂકાતી કિંમતી ધાતુઓની ચીજો રૂપીયા આદિની પરપરાને શિથિલાચારી સાધુઓની, પરિગ્રહધારી શ્રી પૂજ્યો અને યતિ આદિની પરપરા' તરીકે જણાવી શકેલ છે! ખરેખર! 'જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ' તે આનુ નામ!!

## ઇતિહાસવેત્તા (?) શ્રીમાન પ૦ શ્રી કલ્યાણવિ૦ના ઐતિહાસિક જ્ઞાનનો તેમજ અસત્યપ્રિયતાનો અનેરો પરિચય.

ઉપર જણાવ્યા મુજબ પૂર્વના પૂજ્ય મહર્ષિઓને–'શિથિલાચારી–જતિ–પરિગ્રહધારી –અજ્ઞાની–ચૈત્યવાસી' આદિના ઇલ્કાબો દેવાને જ સર્જાએલા અને શાસન તથા શાસ્ત્ર-માથી પણ અછતા દુષણો જ કાઢવા ટેવાએલા તે ભવાભિનંદી પં૦ શ્રી કલ્યાણવિજયજીની– '૧–પૂજ્યો પ્રતિની પૂજ્યતા કેવા પ્રકારની છે? ૨–જ્યોતિષ્ય વિષયક જ્ઞાન કેવા પ્રકારનુ'

છે? ૩-શાસ્ત્રોનું જ્ઞાન પણ કેવા પ્રકારનું છે?' તેના સમીક્ષાપૂર્વકના નમુનાઓ જણાવ્યા પછી પોતાને '**ઇતિહાસવેત્તા**' ગણાવી રહેલા તે શ્રીમાનનું ઇતિહાસ અંગેનું પણ જ્ઞાન કેવુ છે? તેની પણ સાથેસાથ વાચકોને ઝાંખી કરાવી લઈએ.

(૧)-'**નિબંધનિચય**' પેજ ૬૧ ઉપરના પેરામા- "आचार्य विजयदेवसूरिजीके समयमें उपाध्याय श्री धर्मसागरजीकी परपराके कतिपय साधु धर्मसागररचित 'सर्वज्ञशतक' आदि ग्रथ जो श्वेतांबरसप्रदायके सिद्धातोसे विरोधी वार्तोके लिखनेके आचार्य श्री विजयदानसूरिजी तथा विजयहीरसूरिजीने लेखकको 'गच्छबाहर' कर दिया था એટલે કે-' આ૦ વિજયદેવસૂરિજી મ૦ના સમયમાં ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજીની પરંપરાના કેટલાક સાધુ ધર્મસાગર કૃત 'સર્વજ્ઞશતક' આદિ ગ્રથ (માં) જે શ્વેતાંબર સંપ્રદાયના સિદ્ધાંતોથી વિરોધી વાતો લખવાથી (તે લેખક સાધુઓને) વિજયદાનસૂરિજી તથા વિજયહીરસૂરિજીએ 'ગચ્છબહાર' કરી દીધા" એમ લખનાર તે શ્રીમાન્ કલ્યાણવિ૦ને એટલું પણ ઐતિહાસિક જ્ઞાન નથી કે-પહેલાં વિજયદેવસૂરિજી મ૦ થયા કે પહેલા વિજયદાનસૂરિજી મ૦ અને વિજયહીરસૂરિજી મ૦ થયા?

વિક્રમની ૧૭ મી શતાબ્દિમા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ ના વિદ્વેષિ એવા પૂ૦ ઉપાધ્યાય વર્ગ તરફથી વહેતી મૂકાએલી જૂઠી વાતોને સત્ય ઇતિહાસ રૂપે પ્રચલિત કરવા માટે જ અસત્યોપસક મુનિશ્રી દર્શનવિ૦એ સં ૧૬૭૯માં 'વિજયતિલકસૂરિરાસ'ની રચના કરી આ રાસની બીનાઓનો આધાર લઈને આ પ૦ કલ્યાણવિજયજી, ઇતિહાસ લખવા બેઠા તો ખરા, પરંતુ તે રાસમા-'કોને ગચ્છબહાર' કર્યા? કોણ ગચ્છ બહાર થયેલ? કોણે ગચ્છ બહાર કરેલ? વગેરે વાતોનુ જ્ઞાન તેમને નથી પછી શું જોઇને ઇતિહાસ લખતા હશે?

આમ પાટપરંપરા તથા ઇતિહાસનાય અપૂર્ણજ્ઞાની એવા તે પ૦ શ્રી કલ્યાણવિ૦ એ ઉપરના પેરામા જે વાત લખી તે અગે તે શ્રીમાનને પ્રશ્ન છે કે- સ ૧૬૫૬ મા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મહારાજની પાટે આવેલા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ ના સમયમા પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ ની પરંપરાના કેટલાક સાધુઓએ વિરોધી વાતો લખી તે બન્નેની 'ગચ્છબહાર'ની સજા સ૦ ૧૬૨૨ મા અને સ૦ ૧૬૫૨ મા સ્વર્ગે સીધાવેલા તે પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી મ૦ અને આ૦ શ્રી વિજયહીરસૂરિજી મહારાજે સ્વર્ગમાથી અહિં આવીને કરી હશે?

જૂઠ ઇતિહાસ સર્જન અગે પકાએલા મુનિ શ્રી દર્શનવિ૦ કૃત તે 'વિજયતિલકસૂરિ રાસમાની-'પૂ૦ મહો૦ શ્રી ધર્મસા૦ મ૦ને ગચ્છબહાર કર્યા, તેમના રચેલા ગ્રથો જલશરણ કર્યા, માફી મગાવી, પટ્ટકો કર્યા વગેરે દરેક વાતોનુ પ્રમાણ આપવાપૂર્વક ખડન, પૂ૦ સ્વ૦ શાસનસ્તંભ-શાસનકટકોદ્ધારક આચાર્ય દેવેશશ્રીએ આ '**પ્રાચીન**-

**અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા**' ગ્રંથમાં જ આગળ કરેલ હોવાથી ફરી તે વાતોનું ખંડન કરવાનો કોઈ અર્થ નહિ હોવાથી આ અને આ પછીની તે શ્રીમાનની તેવી બધી જ ગલત વાતોની સમીક્ષા કરવાનું મુલતવી રાખું છું

**(૨)–'નિબંધનિચય' પેજ ૬૧ પેરા બીજામાં–**' कहा जाता है कि उपाध्याय धर्मसागरजी विजयदेवसूरिजींके सासारिक मामा लगते थे। इस सबबसे उपाध्याय धर्मसागरजीकी तरफसे विजयदेवसूरिजीको एक पत्र लिखा था। जिसमें 'अपनेकों गच्छमे लिवानेकी सिफरिश की थी। उस पत्रके उत्तरमे विजयदेवसूरिजीने लिखा था कि 'जब तक गुरुमहाराज विद्यमान है तब तक मै इस विषयमे कुछ नहि कर सकता' देवसूरिजीका यह पत्र किसी सागर–विरोधीके हाथ लगा और आगेसें आगै यह पत्र आचार्यश्री विजय सेनसूरिजीक पास पहूचा।" એ પ્રમાણે લખનાર પં૦ કલ્યાણવિજયજી એટલું પણ વિચારવા કેમ થોભ્યા નહિ હોય કે– "પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજે લખેલ પત્ર, ભાવિ ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી દેવસૂરિજી મહારાજ પાસે પહોચી ગયો છે અને જેનો જવાબ તે પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજે આપેલ છે તે પૂ૦ મહો૦શ્રીનો પત્ર અને વિજયદેવસૂરિજી મ૦નો લખેલો ઉત્તર, એમ બંનેય પત્રો સાગરવિરોધી મુનિના હાથમા આવે ખરા? શુ તે બંને પૂજ્યો વ્યવહારનિપુણતાની એટલી બધી ખામીવાળા હતા કે ચોક્કસ ખેપીઆની સાથે મોકલવાને બદલે જે તેને હાથ પડે તેવા અકુશળ ખેપીઆ સાથે મોકલાવ્યો?"

(૩) આમ અન્ધાનુકરણ કરનાર તે શ્રીમાન્ 'નિબંધનિચય'ના પૃ ૬૧ ઉપર એ જ ચાલુ પેરામાં આગળ જતા "विजयदेवसूरीजीके सबधमे जो अविश्वासकी बात सोची गई थी वह वास्तविक नहीं थी। परतु सागरेंके विरोधीयोंने सागरोके साथसाथ इस तपस्वी आचार्य विजयदेवसूरिजीको भी बदनाम करनेमे उठा नहीं रखा।" આમ સ્પષ્ટ લખીને 'ભાવિ ગચ્છનાયક પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજ, સાગરના પક્ષપાતી હોવાની વાતનો સદંતર ઇન્કાર કરે છે, એટલું જ નહિ પણ **તે આચાર્યશ્રીને ખોટી રીતે બદનામ કરનાર સાગરપક્ષના વિરોધીઓ જ છે**" એમ પણ સાથેસાથ નક્કર સત્ય ઉચ્ચારે જ છે! તો પછી ઉપર નં ૨ વાળી પંક્તિઓ જે લખી છે તેનો કાંઈ પણ અર્થ છે ખરો? તે વાચકો વિચારે

**(૪)–'નિબંધ નિચય' પેજ ૬૫ પેરા ત્રીજામાં–** "परन्तु विजयपरपरामे विजयदेवसूरि, विजयआनदसूरिके नामसे दो परपराएँ प्रचलित हुई। उसी समयमे सागरोंने भी अपनी एक स्वतत्र परपरा उद्घोषित की और उसका सबध विजयसेनसूरिजीसे जोडा।" એમ અવ્યવસ્થિત લખનાર તે પં૦ શ્રી કલ્યાણવિજયજીને–'તે સમયમા સાગરોએ પોતાની સ્વતંત્ર પરંપરા જાહેર કરી જ નથી, પરંતુ આ '**પ્રાચીન–અર્વાચીન ઇતિહાસોની**

**સમીક્ષા'** નામના ટંકશાલી ગ્રંથના પેજ ૧૪૧ ઉપરની સ્ફુટનોંધ ૬૪ મા તેમ જ પૂ૦ ઈતિહાસવેત્તા દર્શનવિ૦ ત્રિપુટીકૃત '**જૈન પરંપરાનો ઇતિહાસ**' ભાગ ૩ ના પ્રકરણ પંચાવનમા જણાવ્યા મુજબ ખુદ ગચ્છનાયક શ્રી વિજયદેવસૂરીશ્વરજી મહારાજે જ આચાર્યપદવી આપીને પોતાની સ્વતંત્ર પરંપરા તરીકે જાહેર કરેલ છે' આ ઐતિહાસિક સ્પષ્ટ અને તથ્ય બીનાની પણ જેમને ગતાગમ નથી, તે શું જોઈને ઇતિહાસો સાથે અડપલાં કરતા હશે?

(૫)–આમ ઈતિહાસનો એકડો પણ નહિ જાણતા હોવાનું ખુલ્લું દેખાઇ રહ્યું હોવા છતાં પોતાને 'ઇતિહાસવેત્તા' તરીકે જગતમાં ગણાવવા મથતા તે પં૦ શ્રી કલ્યાણ-વિજયજી, '**નિબંધનિચય**'**ના પેજ ૨૪૯ ઉપર** "१७ वी शताब्दिमे मूर्तिपूजक जैन-गच्छोमे कलहाग्नि भडकाने वाले उपाध्याय श्री धर्मसागरजीने 'शर्वज्ञशतक' नामक ग्रन्थ बनाकर सभी जैनगच्छोको उत्तेजित किया + + + + वे समी विरूद्धप्ररूपणाएं मुद्रित सर्वज्ञशतकपुस्तकमे आजभी विद्यमान है।" એ પ્રમાણે ૧૩ લીટીનો બીજો આખો પેરો ગતાનુગતિકપણે લખનાર પં૦ શ્રી કલ્યાણવિજયજી નીચે લખેલી બીના-ઓના સ્પષ્ટ ખુલાસાઓ પોતાની સહીથી જાહેર કરે અથવા તો તેવા જુઠી અને ભ્રામક વાતો લખી જનતાને ભરમાવે નહિ તેમજ પોતાના આત્માને ભવકૂપમાં વધુ ન ધકેલે એમ ઇચ્છુ છું

૧–૧૭મી શતાબ્દિમા મૂર્ત્તિપૂજક જૈનગચ્છોમા કલહાગ્નિ, પૂ૦ મહો૦ શ્રી ધર્મ-સાગરજી મહારાજે પ્રગટાવ્યાનુ કોઇ ઐતિહાસિક પ્રમાણ તમારી પાસે છે ખરૂ?

૨–૧૭મી શતાબ્દિમા થએલા તે પૂ૦ મહો૦શ્રી ધર્મસાગરજી મહારાજે કલહાગ્નિ, જૈનસમાજમા પ્રગટાવ્યો કે–તપગચ્છનો વિજયધ્વજ ફરકાવ્યો? એ વાત બાજુએ રાખીએ પરંતુ કલહાગ્નિ પ્રગટાવ્યાનો આરોપ મૂકનાર તમોએ તથા નૂતનમતના સાગ્રીતોએ તો આ વીસમી શતાબ્દિમા શાસ્ત્ર અને પરંપરાના ઉત્થાપક એવા આ૦ શ્રી રામચંદ્રસૂરિના નવા તિથિમતને ખૂબ ખૂબ બ્હેકાવીને, જુઠા સાહિત્યો સર્જીને, વૈદ્યના નામે મનપસંદ નિર્ણય ઘડીને અને આગમશાસ્ત્રોનેય 'શાસ્ત્રાભાસ' કહીને જૈનસમાજમા કલહાગ્નિનો દાવાનલ સળગાવ્યો હોવાનુ તો જગત્ પ્રસિદ્ધ છે ને?

૩ '+++ એટલુ જ નહિ, પરંતુ કેટલીએ શાસ્ત્રવિરુદ્ધ વાતો લખવાને કારણે એમના ગુરુ આચાર્ય પણ નારાજ થયા અને તેમને ગચ્છબહાર જાહેર કર્યા આ ભારી શિક્ષાના કારણે એમની આખો ખુલ્લી અને ગુરુ પાસે માફી માગી એટલુ જ નહિ, પરંતુ સર્વજ્ઞશતક' ગ્રંથનુ સંશોધન કર્યા સિવાય પ્રચાર નહિ કરવાની પ્રતિજ્ઞા જાહેર કરી" ઇત્યાદિ જુઠી વાતો લખતા પહેલા તે શ્રીમાને પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મ૦ શ્રીના કટ્ટર પ્રતિસ્પર્દ્ધી એવા આણસૂરગચ્છના જ મુનિએ બનાવેલી તપાગચ્છ પટ્ટાવલી'ની–

एहवइ सं० १६७१ वर्षे अहिम्मदावादीनगरइ हाजापाटणि चतुर्विध संघसाक्षि उ० धर्म्म (नेमि) सागरउ पांच बोलनो मिथ्यादुःकृत दीधो। पुनः श्रीसूरिनी (विजयसेनसूरिनी) आज्ञा लही समस्तगीतार्थ मिलि सर्वज्ञशतक १ धर्मतत्त्वविचार २ प्रवचनपरीक्षा ३ इरियावहीकुलक ४ प्रमुख ग्रथ...ज्ञानकोशी अहम्मदावादी, खभायति, पाटणि. गंधारी प्रमुख नगरइं थाप्या।" એ ટકશાલી ઉલ્લેખ વાચવાની ખાસ જરૂર હતી કે જેથી તે ઇતિહાસવેત્તા (?) શ્રીમાનને–પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિએ રચેલ સર્વજ્ઞશતક ગ્રથમાની વાર્તા, શાસ્ત્ર વિરુદ્ધ હતી કે શાસ્ત્રસિદ્ધ ?' તે પૂ૦ મહો૦શ્રીની એ ગ્રંથરચનાથી તેમના ગુરુ આચાર્યો નારાજ હતા કે રાજી હતા ? એ ગ્રથને અપ્રમાણ કર્યો હતો કે પ્રમાણિકની મહોરછાપ મારી પ્રચારાર્થે દરેક જ્ઞાનભડારોમા મૂકાવેલ હતો ?" વગેરે ઐતિહાસિક સત્ય ખીના-ઓનુ જ્ઞાન અને ભાન થાત તેમ જ તે તે શાસનસ્તભ પૂજ્યોની નિદાજન્ય પાપના ભાગી બનતા અટકત

પરતુ ખેદની વાત છે કે–પોતાની ઐતિહાસિક અજ્ઞાનતા ઉપર આસુ સારવાને બદલે અને નિદાજન્ય પાપથી બચવાને બદલે વિક્રમની ૧૭મી શતાબ્દિમા થયેલા પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મહારાજ, પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મહારાજ, પૂ૦ મહો૦ શ્રી નેમિસાગરજીગણિ, પૂ૦ પ૦ શ્રી ભક્તિસાગરજી ગણિ, પૂ૦ આ૦ શ્રી રાજસાગરસૂરિજી મહારાજ આદિ શાસનધૌરેય મહાપુરુષો દ્વારા જાહેરસભાઓમા–રાજસભાઓમાં પણ જે સર્વજ્ઞશતક મહાગ્રથ, સોટચના સુવર્ણની જેમ પ્રમાણિક અને સુવિશુદ્ધ ગ્રથ તરીકે જગજાહેર થયેલ તે સર્વજ્ઞશતક મહાગ્રથને પૂ૦ ગચ્છાધિપતિ આ૦ દેવ શ્રી માણિક્ય-સાગરસૂરીશ્વરજી મહારાજા તરફથી વિક્રમની આ ૨૧ મી શતાબ્દિમા મુદ્રિત થઇને બહાર પડતો અને અમર બનતો જોઇને ઇર્ષ્યાગ્નિથી બળી રહેલ છે !

આ ઇર્ષ્યાગ્નિથી પ્રજળી રહેલા તે પ૦ કલ્યાણવિજયજી, એ જ 'નિબંધ નિચય' ના પૃ૦ ૬૬ ઉપર "उपाध्याय धमसागरजी जिन ग्रथोंके प्रचारके अपराधमे गच्छ वहार हुऐ थे और उनकी परपराके सागर साधुओके भी उन्हीं ग्रथोके प्रचार करनेके अपराधमे तपागच्छके आचार्योकी आज्ञाके वाहर ठहराया गया था, उन्ही ग्रथोंका आज सविज्ञशाखाके कतिपय सागर नामधारी प्रचार कर रहे हैं। परतु हमारी सविज्ञशाखाके कहलाने वाले आचार्यो द्वारा इसका कोई प्रतीकार नहि होता, यह आजके हमारे आचार्योकी कमजोरीका प्रमाण है। यदि हम इसी प्रकार हमारी सविज्ञशाखाके आचार्य तथा श्रमणगण प्रतिदिन निर्बल बनते जायँगे, तो पूर्व कालीन 'श्री पूज्य' नामसे पहचाने जानेवाले आचार्यो और 'यति' के नामसे परिचित हुऐ साधुओकी जो दशा हुई थी वही दशा आजके आचार्यो और साधुओंकी होगी, ईसमे कोई शका नही है।" એ પ્રમાણે હૈયાવરાળ ઠલવીને આજના આચાર્યોને 'શ્રી પૂજ્યો' અને સાધુઓને 'જતિઓ' તરીકે પણ ઠરાવવાની કોશિષ કરતાં નિકૃષ્ટ-હૃદયી તેઓ ખચકાયેલ નથી

પં૰ શ્રી કલ્યાણવિજયજીની આવી ભવાભિનંદિતાના પૂર્ણપરિચયી એવા નવા તિથિમતી આ૰ શ્રી રામચંદ્રસૂરિજીએ વિક્રમ સંવત્ ૨૦૧૪ના રાજનગર શ્રમણ સંમેલનમા ૪૫૦ પૂજ્ય સાધુઓ વચ્ચે જે-'પં૰ કલ્યાણવિજયજી, સમુદાય બહાર છે, સિદ્ધિસૂરિજી બાપજીની પાટને કલંકિત કરી છે' વગેરે શબ્દો ઉચાર્યા હતા, તે યથાર્થ જ હતા, એમ આ બધા તે શ્રીમાન્‌ના લખાણના વાચનથી પ્રાજ્ઞપુરુષોને સહેજે સમજાશે

(૬) 'નિબંધનિચય' પૃ૰ ૮૨ના પેરા બીજામા મહો૰ શ્રી મેઘવિ૰ ગણિએ બનાવેલા 'યુક્તિપ્રબોધ' ગ્રંથ અંગે "इससे इतना ज्ञात होता है कि उपाध्यायजीकी यह कृति विक्रम सं० १६८८ के पहलेकी है, क्यो कि आचार्य श्री विजयसिंहसूरिजीको गच्छानुज्ञा १६८४ मे हुई थी और उसके बाद आप ४ वर्षमें ही स्वर्गवासी हो चुके थें, इससे निश्चित होता है कि यह ग्रन्थ विजयसिंहसूरिजीकें जीवनकालमैं ही बना था" એ પ્રમાણે લખીને પં૰ શ્રી કલ્યાણવિજયજી, 'યુક્તિપ્રબોધ' ગ્રંથ રચનાનો સંવત્ ૧૬૮૪થી ૧૬૮૮ની વચ્ચગાળાનો અને પૂ૰ આ૰ શ્રી વિજયસિંહસૂરિજી મ૰ની હયાતિમા જ રચાયો છે' એમ એવકારપૂર્વક જણાવે છે હવે તે જ પં૰ કલ્યાણવિજયજી એ જ 'નિબંધનિચય'ના પેજ ૮૩ ઉપર શું લખે છે? તેનુ પણ અવતરણ આપુ છુ જે આ પ્રમાણે –

"आपने इस युक्तिप्रबोधका निर्माणसमय नही बताया, परंतु प्रशस्तिमे आपने लिखा है-यह 'युक्तिप्रबोध'की रचना आचार्य श्री विजयप्रभसूरि और उनके पट्टधर आचार्यश्री विजयरत्नसूरिके शासनकालमे हुई। इससे ज्ञात होता है कि प्रस्तुत ग्रन्थ विजयरत्नसूरिजीका आचार्यपद विक्रम सं० १७३२ में होने के बाद की हे।"

પાઠકગણ! ઉપરના પેરામાં 'વિજયસિંહસૂરિજીની હયાતિમાં જ અને સં૰ ૧૬૮૪થી ૧૬૮૮ના વચ્ચગાળામા' 'યુક્તિપ્રબોધ' ગ્રંથની રચના જણાવે છે! જ્યારે આ બીજા પેરામા 'આ૰ શ્રી વિજયસિંહસૂરિના પટ્ટધર વિજયપ્રભસૂરિ અને તે પછીના પટ્ટધર વિજયરત્નસૂરિજીની હયાતિમા અને સં૰ ૧૭૩૨ પછી'ની રચના જણાવે છે! આમ એકજ પેજના અંતરે એક જ ગ્રંથની રચના કાળમા ૪૪ વર્ષથી વધારેનો ફેરફાર જણાવનાર અવ્યવસ્થિત ચિત્તવાળા અને ઉન્મત્તપ્રલાપી એવા આ શ્રીમાન્ પં૰ શ્રી કલ્યાણવિજયજી શુ જોઇને પોતાને ઇતિહાસવેત્તા તરીકે ગણાવવામા મગરૂરી ધરાવતા હશે?

પોતાની આવી ડગલે અને પગલે સેંકડો ભૂલો હોવા છતાં તેની સામે નજર કરવાની જેને ફુરસદ નથી તે શ્રીમાન્ ઇતિહાસવેત્તા (?) પૂ૰ સુગૃહીતનામધેય પ્રાતઃસ્મરણીય મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિપ્રવર જેવા શાસનસ્તંભ મહાપુરુષોની તેમ જ સાંપ્રતકાલીન આચાર્ય-ઉપાધ્યાય-મુનિભગવંતો આદિની ટીકા-ટિપ્પણીઓ અને નિંદાઓ કરીને પાપના પોટલાઓ શુ કામ બાંધતા હશે? હજુ પણ ઉવાટ છોડી માર્ગે આવે અને જાણે અજાણે કરેલા પાપોનુ પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાય એ જ એક શુભેચ્છા इत्यलं विस्तरेण.

卐

# ग्र.....न्थ उ.....प..सं...हा.र

જેમ આ વિક્રમની વીશમી શતાબ્દિમા- અજોડ ક્રાંતિકારી આચાર્ય' ગણાવવાની મહત્વાકાંક્ષાને લઇને વિજયરામચંદ્રસૂરિએ સં૦ ૧૯૯૨મા શાસનના મહારથીઓને કે પોતાના ગુરૂ વિજયપ્રેમસૂરિને પણ પૂછયા વિના સ્વચ્છંદનયા તિથિમત કાઢીને શાસ્ત્રો અને પ્રાચીન સામાચારીનેય ઉત્થાપી ઘર ઘર કલેશ-કંકાસની ચિનગારીઓ ચાંપવી શરૂ કરી દીધી હતી, તે વખતે શાસનમા-'પૂ૦ આ૦ શ્રી વિજયનેમિસૂરિજી મ૦, પૂ૦ વિજયહર્ષ-સૂરિજી મ૦, વિજયવલ્લભસૂરિજી મ૦ વિજયમોહનસૂરિજી મ૦, વિજયદર્શનસૂરિજી મ૦, વિજયોદયસૂરિજી મ૦, વિજયનંદનસૂરિજી મ૦, વિજયલાવણ્યસૂરિજી મ૦, વિજયઉમંગ-સૂરિજી મ૦, વિજયસિદ્ધિસૂરિજી મ૦, વિજયઈન્દ્રસૂરિજી મહારાજ' આદિ ઘણા આચાર્યો -ઉપાધ્યાયો અને મુનિભગવંતોની વિદ્યમાનતા હોવા છતા તે પૈકીના કોઇપણ પૂજ્યોએ તે શાસ્ત્ર અને પરંપરા ઉત્થાપક તિથિમતનો ફ્રેંજ કર્યો હોવાનુ તેમ જ તે નવા મતના પ્રરૂપક શાસનદ્રોહી આ૦ શ્રી વિજયરામચંદ્રસૂરિજીને આગળ વધી વધુ વિનાશ વેરતા અટકાવ્યા હોવાનુ જાણેલ નથી.

તેવે ટાઇમે વિજયદેવસૂરતપાગચ્છ સામાચારી સંરક્ષક-આગમોદ્ધારક-પૂ૦ આચાર્ય ભગવંત શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીએ તેમ જ આ '**પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા**' મહાગ્રંથના લેખક-શાસન કંટકોદ્ધારક પૂ૦ આચાર્યદેવેશ શ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીએ જ કોઇની પણ સહાય કે સાથ-સહકારની અપેક્ષા રાખ્યા સિવાય એકલે હાથે અને અણનમ વિજયીપણે આજીવન શાસન-શાસ્ત્ર અને સુવિશુદ્ધ સામાચારીનુ સંરક્ષણ કરવા પૂર્વક તે નવા મતના કુવાદિ નેતા આ૦ શ્રી રામચંદ્રસૂરિને પડકાર ફેંકેલ અને તેમના નવા તિથિમતને ધરાશાયી પણ બનાવવા પૂર્વક તે કહેવાતા જૈનાચાર્ય શ્રી વિજયરામચંદ્રસૂરિજીને 'અલ્ટીમેટમ' આપીને શ્રી વિજયદેવસૂરસંઘ બહાર તરીકે પણ જાહેર કરેલ છે!!

તેમ વિક્રમની સત્તરમી શતાબ્દિમા પણ પૂ૦ આ૦ શ્રી વિજયદાનસૂરિજી મ૦, પૂ૦ આ૦ શ્રી વિજયહીરસૂરિજી મ૦, પૂ૦ આ૦ શ્રી વિજયસેનસૂરિજી મ૦ તથા પૂ૦ આ૦ શ્રી વિજયદેવસૂરિજી મ૦ના સામ્રાજ્યમા- પૂ૦ મહો૦ શ્રી કલ્યાણવિ૦ મ૦, પૂ૦ મહો૦ શ્રી સોમવિ૦ મ૦, પૂ૦ મહો૦ શ્રી સકલચંદ્રજી, પૂ૦ મહો૦ શ્રી કીર્તિવિ૦ મ૦, પૂ૦ મહો૦

શ્રી કનકવિ૦, પૂ૦ મહો૦ શ્રી શાતિચંદ્રજી, પૂ૦ મહો૦ શ્રી ભાનુચંદ્રજી, પૂ૦ મહો૦ શ્રી સૂરચંદ્રજી, પૂ૦ મહો૦ શ્રી સિદ્ધિચંદ્રજી, પૂ૦ મહો૦ શ્રી રત્નચંદ્રજી, પૂ૦ મહો૦ શ્રી માનવિ૦, પૂ૦ મહો૦ શ્રી લાભવિ૦, પૂ૦ ઉ૦ શ્રી જિતવિ૦, પૂ૦ પં૦ શ્રી નયવિ૦, પૂ૦ ઉ૦ શ્રી યશોવિ૦, પૂ૦ ઉપા૦ શ્રી વિનયવિ૦' આદિ પ્રકાંડપંડિતોની વિદ્યમાનતા હોવા છતા ખરતર, પૂનમીયા, અચલીયા, ત્રણ થોયા, પાસચંદ, દિગંબર આદિ કુમતવાદીઓએ જ્યારે જ્યારે માથું ઉચકેલ ત્યારે ત્યારે તે તે મહોપાધ્યાયશ્રીઓમાથી એકપણ મહર્ષીએ તેનો ખાસ પ્રતીકાર કર્યો હોવાની ઇતિહાસ સાક્ષી પૂરતો નથી જ ! !

તે તે કુમતવાદીઓને ડામવાને બદલે ડામવાના પ્રયત્નો કરનાર શાસન મહર્ષીઓને તે ઉપાધ્યાયવર્ગે પોતાનો સાથ-સહકાર પણ આપેલ નથી ! એટલુ જ નહિ; પરંતુ સ્વગચ્છીય કહેવાતા તે ઉપાધ્યાય ભગવંતોએ, શાસનસંરક્ષક મહારથીઓના પ્રતિસ્પર્દ્ધી બનીને તે તે શાસનસંરક્ષક મહાપુરુષોની ગૌરવવંતી પ્રતિભા કેમ નિસ્તેજ દેખાય અને તેઓ સમાજમા કેમ ઉતરી પડે તે માટેના ભગીરથ પુરુષાર્થો આદરી દીધેલ હોવાનું પણ તે કાળનો ઇતિહાસ સાક્ષી પૂરી રહેલ છે ! ! જે બીના, આ '**પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા**' નામક મહાગ્રંથમા પૂ૦ શાસનકંટકોદ્ધારક તારક ગુરુદેવશ્રીએ સ્પષ્ટ કરી બતાવેલ છે

આમ સ્વગચ્છીય પ્રકાંડપંડિત ઉપાધ્યાયોનુ જૂથ પણ જ્યારે વિરોધીઓનું મિત્રરૂપ બની હિતશત્રુઓની ગરજ સારી રહ્યુ હતુ તેવા કાળે પણ શાસનરક્ષા માટે જ આજીવન કમર કસનાર અને માનાપમાન કે પ્રાણની પણ પરવા નહિ કરનાર એવા સુગૃહીત–નામધેય–પ્રાતઃ સ્મરણીય-પૂ૦ મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી ગણિપુંગવે તે તે કુમતવાદીઓનો એકલે હાથે જ સજ્જડ પરાભવ કરવાપૂર્વક તપગચ્છનો વિજયધ્વજ ફરકાવેલ ! અને તે તે પૂ૦ ગચ્છનાયકોએ પણ આ પ્રમાણે વિજયધ્વજ ફરકાવનાર પૂ૦ મહો૦ શ્રીની પીઠ થાબડીને તેમને પોતાના હૈયાના હાર તરીકે અગ્રસ્થાને રાખેલ ! !

વિક્રમની આ ચાલુ વીસમી શતાબ્દિમા નવા તિથિમતરૂપી કુમતને ડામવામાં જેમ આગમમહર્ષીઓએ જ ફાળો આપેલ છે અને તેમ કરીને શાસનસેવાનુ ભગીરથ કાર્ય સાંગોપાંગ પાર પાડીને શાસનપક્ષને સદાયને માટે ઉન્નત મસ્તકે રાખીને શાસનનો વિજયધ્વજ ફરકાવેલ છે, તેવી જ રીતે વિક્રમની ૧૭ મી શતાબ્દિમા પણ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજશ્રીએ તે દસેય કુમતવાદીઓનો કરૂણ ફેંજ કરીને તપાગચ્છનો જે વિજયધ્વજ ફરકાવેલ હતો; તેને નમાવવાના સ્વગચ્છીય અને પરગચ્છીયોના સતત પ્રયાસોને પણ ધૂળમા મેળવવાપૂર્વક અણનમ ફરકતો રાખવાનો સુયશ પણ પૂજ્ય ગચ્છનાયક શ્રી વિજયદેવસૂરિજી મ૦ અને પૂ૦ મહો૦ શ્રી નેમિસાગરજી મ૦, પૂ૦ મહો૦ શ્રી મુક્તિસાગરજી મ૦, પૂ૦ પ૦ શ્રી ભક્તિસાગરજી મ૦, પૂ૦ આ૦ શ્રી રાજસાગરસૂરિજી મ૦ તથા પૂ૦

પં૦ શ્રી અમૃતસાગરજી ગણિ આદિ સાગરમહર્ષીઓના જ ફાળે જતો હોવાનું આજે પણ ઇતિહાસ સાક્ષી પૂરી રહેલ છે

આશ્ચર્યની વાત છે કે-શાસનરક્ષક પુરુષોની તે દિગંતવ્યાપિની ઉજ્વલકીર્તિની અસહિષ્ણુતાના કારણે વિક્રમની ૧૭મી શતાબ્દિના તે પ્રતિસ્પર્દ્ધી પૂ૦ ઉપાધ્યાય ભગવંતો આદિએ વિરોધી પ્રચારો આદરીને જે અસત્ય ઇતિહાસ ખડો કરેલ હતો. તે જુઠ ઇતિહાસને પૂ૦ સિંહવિ૦ ગણિ, પૂ૦ દર્શનવિ૦ ગણિ, પૂ૦ મહો૦ ભાવવિ૦ ગણિ આદિએ રાસા-બાવની આદિના રૂપે વણીને ચિરસ્થાયી બનાવી દીધો! આ જુઠા ઇતિહાસને કસવાને બદલે સાચો જ માનીને ચાલવા ટેવાએલા આજના ઇતિહાસકારો-પૂ૦ મુનિ શ્રી દર્શનવિ૦ ત્રિપુટી, પૂ૦ મુનિ શ્રી વિદ્યાવિ૦, મોહનલાલ દલીચંદ દેસાઈ, મોતીચંદ ગીરધર કાપડીઆ, પં૦ સુખલાલ, મુનિ શ્રી યશોવિ૦ આદિએ પણ તે જુઠા ઇતિહાસને વધુ ઓપ ચડાવીને ચગાવવા માંડયો!!

આ ઓપથી શાસનસંરક્ષક પૂજ્ય પૂર્વ મહર્ષિઓનો જ્વલંત સત્ય ઇતિહાસ અને શાસનરક્ષા કાજેના ભોગો તદ્દન અવરાઈ-ગુંગળાઈ જતા જોઈને શાસનરક્ષા અને સત્યરક્ષા માટે જ આજીવન ભોગો આપનાર એવા તારક ગુરુદેવ **પૂ૦ સ્વ૦ આચાર્યદેવ શ્રી હંસસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીએ** પોતાની નાદુરસ્ત તબિઅતની પણ પરવા કર્યા વિના વર્ષો સુધી અવિરત પરિશ્રમ લઈને જુઠ ઇતિહાસના પડદાઓ ચીરી નાખવાપૂર્વક, તેના સર્જનહારોને પણ તત્સ્વરૂપે જગતમા ખુલ્લા કરવાપૂર્વક આ-'**પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિવર અંગેના પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા**' નામના ટંકશાળી ગ્રંથનું નવનિર્માણ કરીને પૂ આ. શ્રી વિજયહીરસૂરિજી મ૦, પૂ વિજયસેનસૂરિજી મ૦, પૂ૦ વિજયદેવસૂરિજી મ૦, પૂ૦ મહામહો૦ શ્રી ધર્મસાગરજી મ૦, પૂ૦ મહો૦ શ્રી નેમિસાગરજી મ૦, પૂ૦ મહો૦ શ્રી મુક્તિસાગરજી મ૦, પૂ૦ પ૦ શ્રી ભક્તિસાગરજી ગણિ આદિ પૂજ્ય મહર્ષિઓની કીર્તિને અને તેમના સત્ય ગૌરવવંતા ઇતિહાસને અમરત્વ સમર્પી જૈનશાસનની જયપતાકા ફરકાવી ને અજોડ શાસનરક્ષા કરી છે એમ આ ગ્રંથરત્નના સાંગોપાંગ વાચનથી સુજ્ઞવાચકોને જરૂર પ્રતીતિ થશે

બીજી બાજુ પૂ૦ શાંતમૂર્તિ-ગીતાર્થપ્રવર-ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીએ પણ પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી મહારાજ આદિ કૃત ગ્રંથો, જેવા કે-'સર્વજ્ઞશતક સ્વોપજ્ઞવૃત્તિ, સર્વજ્ઞશતક બાલાવબોધ, વ્યાખ્યાનવિધિશતક, ઔષ્ટ્રિકમતોત્સૂત્રપ્રદીપિકા, મહાવીર દ્વાત્રિંશિકા, ઉત્સૂત્રકંદકુદ્દાલ' આદિ ટંકશાળી ગ્રંથોને મુદ્રિત કરાવી અમરત્વ સમર્પેલ છે તેમ જ આ ગ્રંથરત્નને સાંગોપાંગ સૂક્ષ્મદૃષ્ટિએ તપાસીને તેમા યોગ્ય માર્ગદર્શન પણ અવસરે અવસરે આપીને ગ્રંથની ઓજસ્વિતામા જે વૃદ્ધિ કરી આપીને જૈનશાસન ઉપર મહાન્ ઉપકાર કરેલ છે

આમ ૧૭મીથી ચાલુ ૨૧મી શતાબ્દિ સુધીના ઇતિહાસનું સૂક્ષ્મતયા નિરીક્ષણ કરીશું તો જરૂર જણાઈ આવશે કે-"અન્યાન્ય સમુદાયોએ અને ઇતિહાસકારોએ ડગલે અને પગલે 'ઝઘડાખોર છે-તોફાની છે' ઇત્યાદિ વિશેષણોથી જ જેમની સદાય પૂજા કરી છે, તે સાગર મહર્ષિઓએ જ શાસનરક્ષા કાજે ભોગો આપીને-પોતાના પ્રાણપણે-ન્યોછાવર કરીને-વાદવિવાદો કરીને-કુમતવાદીઓને પરાભવિત કરીને પણ બહુધા શાસન જયવંતુ રાખેલ છે." અને તેથી જ श्रीमद्वीरपरंपरासुरलता सरक्षिता सागरै, माधुर्यप्रकरानुकारिवचनैर्व्यालोक्य द्वेषाग्निना। सोमादिविजयेन० ઈત્યાદિ પૂર્વ મહાપુરુષકૃત કાવ્યો સાર્થક થતાં પ્રત્યક્ષ અનુભવાય પણ છે.

પ્રાન્તે સુજ્ઞ પાઠકોને વિજ્ઞપ્તિ છે કે-પૂ સ્વ૦ શાસનપ્રાણ-શાસનકંટકોદ્ધારક આચાર્યદેવ શ્રી હંસસાગરસૂરીશ્વરજી મ૦ વિરચિત આ '**પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા**' ગ્રન્થનું અતિશય મનન પૂર્વક વાચન, પરિશીલન કરશો. જેથી પૂર્વના મહાપુરુષોના સત્ય અને ટકશાલી ઇતિહાસને તત્કાલીન તેમ જ સાંપ્રતકાલીન ઇતિહાસકારોએ કેવી કેવી વિચિત્ર અને કૂટ પદ્ધત્તિથી આલેખ્યો છે તેનો સ્પષ્ટ સાક્ષાત્કાર થવા સાથે સત્ય ઇતિહાસનુ નવનીત પ્રાપ્ત થશે સાથોસાથ જણાવવાનુ કે—

આ સમીક્ષા ગ્રન્થમા જે કોઇ અનાભોગજન્ય ઐતિહાસિક સ્ખલના, દૃષ્ટિગોચર થાય તે જરૂર જણાવશો જેથી આભાર માનવાપૂર્વક બીજી આવૃત્તિમા સુધારો કરી શકાય.

**शुभं भवतु श्री श्रमणसंघस्य। शुभं भवतु लेखकपाठकयोः॥**

પં૦ શ્રી નરેન્દ્રસાગર ગણિ. ૨૦૩૦ અષાઢ શુકલા પંચમી.

ઇતિ શ્રી શાસનકંટકોદ્ધારક સૂરિપ્રવર

શ્રી હંસસાગરસૂરીશ્વર વિરચિત

## પ્રાચીન-અર્વાચીન ઇતિહાસોની સમીક્ષા ગ્રંથઃ

સમાપ્તઃ

# પરિશિષ્ટ

(પૂ૦ મહો૦ શ્રી ધર્મસાગરજી ગણિપ્રવર અંગે ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાય-વિજયજીએ આજથી ૫૧ વર્ષ પૂર્વે એટલે કે–સ૦ ૧૯૭૯ના ભાદરવા શુદ ૬ રવિવારના 'જૈન' પત્રના વર્ષ ૨૧ ના અંક ૩૬ મા વિદ્વદ્ભોગ્ય કલમે નીચે પ્રમાણેના પોતાના વિચારો લેખરૂપે પ્રગટ કરેલા છે; જે અત્રે સાભાર ઉધ્ધૃત કરી રજુ કરવામા આવે છે )

## કલ્પસૂત્ર વાંચતાં ઉદ્ભવેલા વિચારો.

**મરીચિના ઉત્સૂત્ર-વચનની બાબતમાં જે બુદ્ધિ-પ્રયોગ ધર્મસાગરજી મહારાજે કર્યો છે તે યથાર્થ છે.** તત્ત્વદૃષ્ટિથી વિચાર કરતા જણાશે કે–મરીચિનુ વચન ઉત્સૂત્ર નહોતુ, કિન્તુ ઉત્સૂત્રમિશ્રિત હતુ મરીચિનુ વચન એ હતુ કે–"ત્યા પણ ધર્મ છે અને અહી પણ ધર્મ છે" આ વચન શુદ્ધ (કેવળ) ઉત્સૂત્ર ન કહેવાય, કિન્તુ ઉત્સૂત્ર મિશ્રિત કહેવાય એવુ વચન તેમણે ઉચ્ચાર્યુ હોત કે–"અહી જ ધર્મ છે" તો તે વચન શુદ્ધ (કેવળ) ઉત્સૂત્ર કહેવાત ઉપરના બે વચનોમા જે તફાવત છે તે ઉપર ધ્યાન આપવાથી તુરત સમજાશે કે–તે બને વચનોના ઉત્સૂત્રપણામા તફાવત છે એક વચનનુ ઉત્સૂત્રપણુ મિશ્રરૂપ છે જ્યારે બીજા વચનનુ ઉત્સૂત્રપણુ નક્કર છે એકલુ વિષ 'વિષ' કહેવાય, તેમ વિષમિશ્રિત દુધ પણ 'વિષ' કહેવાય, તે વિષના સસર્ગને લીધે એટલે કેવળ વિષમા અને વિષયુક્ત દૂધમા જે ફરક છે, તે ફરક ઉપરના બે વચનોમા સમજવો જોઇએ "ત્યા પણ ધર્મ છે અને અહિ પણ ધર્મ છે" એ વચન વિષમિશ્રિત દૂધના સ્થાને છે, અને 'અહી જ ધર્મ છે' એ વચન કેવળ વિષના સ્થાને છે

આ તો આપણે વસ્તુસ્થિતિ પારખી, પણ તે બને પ્રકારના વિષનુ પરિણામ તો એક જ આવે અર્થાત્ શુદ્ધ વિષ જેમ પ્રાણનાશક નીવડે, તેમ મિશ્રિત વિષ પણ· આ પ્રમાણે ઉપર્યુક્ત બને પ્રકારના વચનોનુ પરિણામ એક જ આવવુ જોઈએ. એમ તર્ક-શાસ્ત્રી કહી શકે બરાબર, પણ બહારના પદાર્થોની અવસ્થા સાથે આધ્યાત્મિક વસ્તુની સ્થિતિની સરખામણી ન કરી શકાય શુદ્ધ વિષ અને વિષમિશ્રિત દૂધ જેમ પેટમા જતાની સાથે જ મારક થાય છે, તેમ કેવુ પણ ધર્મવિરૂદ્ધ વચન મુખમાથી નીકળવા માત્રથી પાપકારક થતુ નથી, કિન્તુ તે વચનમા હૃદયગત વિષ કેટલુ રેડાય છે તેની ઉપર જ તે વચન કર્મબંધક બનવામા આધાર રાખે છે કોઇ પણ વચન બિલકુલ અનુ-

પયોગથી જ બોલાયું હોય તો તે બિલકુલ નજીવું જ કર્મબંધક બને પ્રબલ દુરધ્યવસાયથી બોલાયું હોય તો પ્રબલ કર્મબંધક બને અને પ્રબળતર તથા પ્રબળતમ દુરધ્યવસાયથી બોલાયુ હોય તો પ્રબલતર પ્રબલતમ કર્મબધક બને, એ સીધી વાત છે

પણ અહી તો આપણે એ જ વિચારવાનુ છે કે-મરીચિનું વચન શુદ્ધ વિષના સ્થાનમા છે કે વિષમિશ્રત દુધના સ્થાનમા છે? અને ઉપરના કથનથી એ સમજાઈ પણ ગયું છે કે-મરીચિનુ વચન શુદ્ધ વિષના સ્થાનમાં નહી હોઇ કરીને વિષમિશ્રિત દુધના સ્થાનમાં છે (આથી) સુતરા (કેવળ) ઉત્સૂત્ર નહિ, પણ ઉત્સૂત્રમિશ્રિત તે વચન થયું. ઉત્સૂત્રમિશ્ર પણ ઉત્સૂત્ર ગણાય, એ વાત ખરી, પણ તે એવુ ઉત્સૂત્ર ગણાય કે જેવું વિષયુક્ત દુધ વિષ ગણાય વિષયુક્ત દૂધને વિષ કહેવા કરતા વિષમિશ્ર કહેવામાં જેટલું સ્પષ્ટીકરણ અને વસ્તુસ્થિતિપ્રતિપાદન થાય છે એટલું જ મરીચિના ઉત્સૂત્રમિશ્ર વચનને ઉત્સૂત્ર કહેવા કરતા ઉત્સૂત્રમિશ્ર કહેવામા સ્પષ્ટીકરણ અને વસ્તુસ્થિતિપ્રતિપાદન થાય છે.

પણ મરીચિએ અનત સસારપરિભ્રમણ નથી કર્યું, એટલા માટે તેના પૂર્વોક્ત વચનને 'ઉત્સૂત્રમિશ્ર' જો ધર્મસાગરજી યા તો બીજા કોઇપણ સમજ્યા હોય તો તે ગલત છે કેમ કે ઉત્સૂત્રમાત્રથી પણ અનત-સસાર થાય અને ન પણ થાય તેમ જ ઉત્સૂત્ર-મિશ્રથી પણ થાય, કિન્તુ તેવાને અનત સસાર-ભ્રમણ કરવુ પડે તે અતિદારૂણતમ અધ્યવસાયને અંગે જ, અન્યથા નહિ શરીરથી ગમે તેવુ ક્રૂરકર્મ બાંધ્યાનું અનુમાન કરી શકાય જ નહિ આ તત્ત્વદૃષ્ટિની બાબત છે કર્મમાત્રના બધનો આધાર કેવળ મનના પરિણામ ઉપર જ રહેલો છે વાચિક અને કાયિકપ્રવૃત્તિ વસ્તુત કર્મબધક છે જ નહિ (?) અલબત્ત વાચિક અને કાયિકપ્રવૃત્તિથી માનસિક અધ્યવસાયને ઉત્તેજન મળે છે અને એટલા માટે તે ક્રિયાઓ માનસિક અધ્યસાયને ઉત્તેજનદાતા પૂરતી કર્મબધક કહી શકીએ

આ ઉપરથી સમજી શકાય છે કે શુદ્ધ 'ઉત્સૂત્ર' હો યા 'ઉત્સૂત્રમિશ્ર' હો અથવા દેખાવમા સાદુ ધર્મવિરૂદ્ધ વચન હો, વચન જ નહિ કિન્તુ ભલે તેવી કોઇપણ શારીરિક પ્રવૃત્તિ હો, તો પણ તે અતિદારૂણતમ અધ્યવસાયને (કારણે) અનત સસારક બને છે, અન્યથા નહિ 'શુદ્ધ ઉત્સૂત્ર' વચનયા વર્તન અનંત સસારભ્રમણોપયોગી દુરધ્યવસાયની ગેહાજરીમા અનત સસારભ્રમણજનક ન થઇ શકે, જ્યારે 'મિશ્ર-ઉત્સૂત્ર' વચન યા તેવુ વર્ત્તન અનત સસારભ્રમણોપયોગી દુરધ્યવસાય સાથે સબધ રાખતા અનત-સંસારભ્રમણજનક થાય. સુતરા અધ્યવસાયની માત્રા ઉપર કર્મબધની માત્રાનો આધાર છે

આ સ્થળે પુણ્ય-પાપરૂપ કર્મો આવવાની રીતિ પણ જોઇ જવી પ્રાસંગિક ગણાશે. આપણાથી અજાણતા-અનુપયોગથી કોઈ જીવ બચી ગયો તો તેનું પુણ્ય આપણને ન

મળે, અને આપણાથી અજાણતાં-અનુપયોગથી કોઈ જીવ મરી ગયો તો તેનું પાપ લાગે આ વાત આપણને વિચિત્ર લાગે છે અજાણતાં જીવ મરી જતાં પાપ લાગે તો અજાણતા જીવ બચી જતાં પુણ્ય પણ લાગવું જોઇએ આવો ન્યાય આપણે માગીએ પણ હકીકત એમ નથી કારણ પ્રમાણે કાર્ય સધાય છે, એ જાણીતી વાત છે પુણ્ય-પાપને આવવાના રસ્તા સમજી જતા આ ગાંઠ ટુટી જશે પુણ્યનો રસ્તો ફક્ત એક જ છે, અને તે શુભ પરિણામ એ એક જ રસ્તેથી પુણ્યનુ આગમન છે જ્યારે પાપના બે રસ્તા છે એક 'દુષ્ટભાવના' અને બીજો 'અનુપયોગ' યાદ રહે કે-'દુષ્ટભાવના' અનોખી વસ્તુ છે અને 'અનુપયોગ' એ નોખી વસ્તુ છે હવે જુઓ, ઉપરની સમસ્યા ઉકેલાઇ જાય છે અજાણતા જીવ મરી જતા 'અનુપયોગ'ને લીધે પાપ આવે જ, પણ અજાણતા જીવ બચી જતા શુભ પરિણામની ગેરહાજરીને લીધે પુણ્ય શી રીતે આવે? અસ્તુ

**ઉપર બતાવવા પ્રમાણે મરિચીના વચનને 'ઉત્સૂત્રમિશ્ર' કહેવામાં ધર્મસાગરજીએ જે ડહાપણ વાપર્યું છે તેને અને તેમના "કિરણાવલી"ની અંદરના બીજા ઉલ્લેખોને શ્રી વિનયવિજયજી મહારાજે 'કલ્પસૂત્ર-સુબોધિકા' માં વખોડવાનો જે પ્રયાસ કર્યો છે. તે સંતોષકારક નથી. સુબોધિકાકારે તેઓનાં જે જે વચનો વખોડી કાઢયા છે તે બધા પ્રાયઃ અન્ય અન્ય અપેક્ષાઓનુ અનુસંધાન કરતાં શાસ્ત્રસંગત માલુમ પડે છે. તેમના વ્યાકરણ સંબંધી પ્રયોગોને 'અપ્રયોગ' બતાવવાનો પ્રયાસ પણ સુબોધિકાકારે ફોગટ જ કર્યો છે.**

**આશ્ચર્ય તો એ થાય છે કે-'સુબોધિકા'ને રચવામાં 'કિરણાવલી'નો ઘણા બહોળા પ્રમાણમાં આશ્રય લઈ કરીને પણ તે જ 'સુબોધિકા'ની અંદર કિરણાવલીના કર્તાને વખોડવાનું ઉપાધ્યાયજી મહારાજને કેમ સૂઝયુ હશે? અને તે વળી 'પર્યુષણ' જેવા ઉત્કૃષ્ટ પર્વના વ્યાખ્યાનોની અંદર! ખેર.**

પણ સુબોધિકાની ભાષામા જે સ્પષ્ટતા, સરલતા અને ગૌરવ રહેલા છે તેને તો પ્રશંસ્યા વગર કેમ રહેવાય? પરંતુ સુબોધિકામા બે સ્થળે જે 'કલ્યાણક' અને 'અધિકમાસ' સંબંધી ચર્ચા આવે છે તે ચર્ચા પણ છેડવી ઠીક લાગતી નથી 'કલ્યાણક' સંબંધી બાબત છેડવાનુ કારણ તો કલ્પસૂત્રના પ્રારંભનો ઉલ્લેખ જ તેવા પ્રકારનો છે આપણે તટસ્થદષ્ટિથી જો વિચાર કરીએ તો સાપ્રદાયિક શૈલી પ્રમાણે વર્ધમાનના પાંચ કલ્યાણક માલુમ પડશે બીજા વિકલ્પોને જવા દઇ ફક્ત હરિભદ્રસૂરિકૃત પંચાશકની નવમી પંચાશિકામા ૩૦ થી લઈ ૩૬ સુધી મૂળ ગાથાઓ અને તે ઉપરની અભયદેવસૂરિવિરચિત વૃત્તિ વાચી જવી જોઇએ જુઓ તે ગાથાઓ નીચે આપવામા આવે છે -

पंच य महाकल्लाणा सव्वजिणाणं हुंति नियमेण ॥
भुवणच्छेरयभूआ कल्लाणकरा य जीवाण ॥ ३० ॥

**અર્થ**—સર્વ તીર્થંકરોના અવશ્ય પાચ જ 'કલ્યાણક' હોય છે તે 'કલ્યાણકો' જગતને આશ્ચર્યકારક અને જીવોને કલ્યાણકર હોય છે

આની વૃત્તિમાં અભયદેવસૂરિજીએ 'पंच' (પાચ) નો અર્થ 'पचैव' (પાચ જ) કર્યો છે અને 'नियमेण' નો અર્થ નિયમથી-નિશ્ચયપૂર્વક-અવશ્ય' એવો અર્થ કર્યો છે વિચાર કરવાની વાત છે કે-મહાવીરના જો છ કલ્યાણક હોત તો આ ગાથામાં હરિભદ્ર-સૂરિના વચનને અનુલક્ષીને અભયદેવસૂરિજી-'નિશ્ચે કરીને પાંચ જ કલ્યાણક છે' એમ પાચ કલ્યાણક ઉપર આટલો બધો ભાર શાને દેત ?-અને ભલે તેમ કરીને પણ અપવાદરૂપ મહાવીરસ્વામીના છ કલ્યાણકોની નોધ સાથે ને સાથે લઇ જ લેત. પરતુ એ બાબતનુ ત્યા કઈ નામ-નિશાન નથી

गब्भे जम्मे य तहा निक्खमणे चेव नाण-निव्वाणे ॥
भुवणगुरूण जिणाण कल्लाणा होंति णायव्वा ॥ ३१ ॥

**અર્થ**:—ભુવનગુરૂ જિનવરોના ગર્ભ, જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણના 'કલ્યાણક' હોય છે

तेसु च दिणेसु धन्ना देविंदा पकरिंति भत्तिणया ॥
जिणजत्तादिविहाणा कल्लाणं अप्पणो चेव ॥ ३२ ॥

इय ते दिणा पसत्था ता सेसेहिं पि तेसु कायव्वं ॥
जिणजत्तादि सहरिसं ते य इमे वद्धमाणस्स ॥ ३३ ॥

**અર્થ**:—તે પાચ કલ્યાણકદિનોમા ધન્ય દેવેન્દ્ર વગેરે ભક્તિ નમ્ર બની જિન-યાત્રાદિ ક્રિયાઓ કરે છે અને આત્માનુ કલ્યાણ કરે છે આ માટે તે દિવસો પ્રશસનીય છે બીજાઓએ પણ તે દિનોમા જિન-યાત્રાદિ હર્ષ પૂર્વક કરવાં જોઈએ. વર્ધમાનના તે કલ્યાણક દિવસો આ છે

आसाढ सुद्ध छट्ठी चेत्ते तह सुद्धतेरसी चेव ॥
मगसिरकिन्हदसमी वइसाहे सुध्ध दसमी य ॥ ३४ ॥

कत्तियकिन्हे चरमा गब्भादिदिणा जहक्कमं एते ॥
हत्थुत्तरजोगेणं चउरो तह सातिणा चरमो ॥ ३५ ॥

**અર્થ**—અષાઢ શુદ છઠ, ચૈત્ર શુદ ૧૩, માગશર વદિ ૧૦, વૈશાખ શુદ દશમ અને કાર્તિક અમાવાસ્યા એ અનુક્રમે વર્ધમાનના ગર્ભ આદિના દિવસો છે, ચાર ઉત્તરાફાલ્ગુનીના જોગમા અને છેલ્લો સ્વાતિના જોગમા છે

अहिगयतित्थ विहाया भगवति निदंसिया इमे तत्थ ॥
सेसाणवि एवं चिय णियणियतित्थेसु विण्णेया ॥ ३६ ॥

**અર્થ**—ભગવાન મહાવીર વર્તમાનતીર્થના અધિપતિ છે માટે તેમના આ કલ્યાણક દિવસો બતાવ્યા એ પ્રકારે બીજા જિનવરોના પણ કલ્યાણક દિવસો પોતપોતાના તીર્થમા જાણી લેવા

હવે વાચનારને જણાઇ આવે તેમ છે કે-શ્રી હરિભદ્રસૂરિજી તથા અભયદેવસૂરિજી બનેએ સામાન્યત સર્વ તીર્થંકરોના કલ્યાણકો નિશ્ચયપૂર્વક પાચજ હોવાનુ બતાવીને મહાવીરસ્વામીના તિથિવાર અને વિગતવાર પાચ કલ્યાણકો સ્પષ્ટરીતે બતાવ્યા છે મહાવીરનાં કલ્યાણકો જો છ હોત તો તે બને મહાનુભાવોમાથી એક તો આટલુ વિવેચન કરવા જતાં તે બાબત ટાચણ જરૂર કરી દેત

ઉપરની ગાથાઓને અને વૃત્તિને બરાબર ધ્યાનપૂર્વક વાચતા એ સ્પષ્ટ સમજાઈ જાય છે કે સાપ્રદાયિકશૈલીને અથવા હરિભદ્રાચાર્ય, અભયદેવાદિ શાસનનેતાઓને બીજી (જા) તીર્થકરોની જેમ મહાવીરના પણ પાચ જ કલ્યાણક અભિમત છે

એમ તો તીર્થંકરદેવનુ સપૂર્ણજીવન કલ્યાણકમય છે, તેમના જીવનની પ્રત્યેક ઘડી અને પ્રત્યેક પળ કલ્યાણરૂપ છે આ તો સાપ્રદાયિકમતે કલ્યાણકોનો વિચાર ચાલ્યો છે શ્રી હરિભદ્રજીએ પણ પૂર્વોક્ત ગાથામા 'કલ્યાણક' નહિ પણ 'મહાકલ્યાણક' શબ્દના પ્રયોગ કર્યો છે, અર્થાત્ તીર્થકરની આખી જીવન-ચર્યા કલ્યાણરૂપ છે, પણ આ પાચ પ્રસગો તો વિશેષ મહત્ત્વના હોઈ સપ્રદાયે મહાકલ્યાણક'મા લીધા છે અસ્તુ

'કલ્યાણક' અને 'અધિક-માસ'ની ચર્ચા 'કિરણાવલી' કારે ખુબ લડાવી છે તેમના ગ્રન્થો તેમની ઉદ્‌ભટ વિદ્વત્તાનો ગભીર ખ્યાલ આપે છે તેમની અસાધારણ પ્રતિભાની બરાબરી કરનાર તત્કાલીન મુનિવરોમા બહુ જ થોડા હશે સસ્કૃત-પ્રાકૃત ગદ્ય-પદ્ય રચનાઓ ઉપર તેમનો કાબુ ઉગ્ર જોવાય છે તેમની ધાગવાહીની લેખની તેઓ પ્રૌઢ અને પ્રખર વક્તા' હોવાનો ખ્યાલ આપે છે શાસ્ત્રોમાથી ખુચખાચ કાઢવામા અને ચર્ચાસ્થાનીય વિષયોનું નિરાકરણ કરવા તરફ નતન યુક્તિઓ શોધી કાઢવામા તેમની કુશલતા વિસ્મય જનક છે

છતા એ સ્પષ્ટ છે કે ચર્ચાનાં સ્થળો ચર્ચવામા તેઓ સમભાવ નથી જાળવી શક્યા તેવા સ્થાનોમા તેમનું હૃદય અને લેખિની બંને કર્કશ બની ગયા છે આવેશના

વેગમા તેઓ સભ્યતાથી જરા દૂર પણ ચાલ્યા ગયા જણાય છે આ ખામી તેમની વિદ્વત્તા અને સાધુ-ચરિતનુ માહાત્મ્ય જોતાં આપણને ન ખટકે.

ચર્ચાના સ્થળોમા જો તેમણે સમભાવ જાળવીને કામ લીધુ હોત તો તેમનુ પાડિત્ય અસાધારણ યશસ્વી નીવડત પોતાના અભિમત પક્ષ ઉપર પ્રેમ ઉભરાવો એ અસ્વાભાવિક નથી, બલ્કે તે આત્મગૌરવની ચીજ છે, પણ તે પ્રેમને અવશ્ય જીરવવો જોઈએ. તેમાજ વિદ્વાનને શાબાશી છે તે પ્રેમની માત્રામાં એવો વિકાર ન પેસી જવો જોઇએ કે-જેથી અન્યપક્ષીય સમાજોને ધુતકારવા મ ડી જવાય પોતાને વિરૂદ્ધ જણાતા વિચારોનુ નિરસન કરવામા સમભાવ જાળવવો એ વિદ્વત્તાનો શ્રેષ્ઠતમ અલ કાર છે શ્રી ધર્મસાગરજીની વિદ્વત્તાએ આ અલકારનો લાભ પૂરી રીતે ઉઠાવ્યો જણાતો નથી એમની કૃતિ ઉપરથી એમના સ્વભાવનુ અનુમાન મને તો એમ સ્ફુરી આવે છે કે-તેઓ પ્રાય ઉતાવળીયા અને હઠ પ્રકૃતિવાળા હોવા જોઇએ

પણ મનુષ્યજાતિ વિચિત્ર સ્વભાવવાળી છે છતા શ્રી ધર્મસાગરજીનું આસન, તાત્કાલિન મુનિમ ડલમ મોટુ મહિમશાલી છે એઓની જેમ તત્કાલીન મુનિવર્ગમા બીજા પણ કેટલાક ખટપટથી કયા બચ્યા છે? એ તો કોઈનુ બહાર આવે અને કોઈનું ઢાકયુ રહે જીવનચરિત લખનારા પણ માણસજાત છે અને તેમા સમભાવશીલ તથા તટસ્થ ભાવવાળાઓની સ ખ્યા અલ્પ જ હોય છે **પક્ષાપક્ષીની ખેંચતાણને લીધે પ્રતિયોગીને ગેરઇન્સાફ આપવાનુ સ્હેજ બની જાય છે. એક કાનથી બીજે કાન અથડાતી વાતો ગલત હોઇ કરીને પણ કાગળ ઉપર આલેખાઈ 'ઇતિહાસ'નું રૂપ પકડે છે. 'રજનુ ગજ' કરીને પણ-'મસાલા' ભેળવીને પણ ઘટનાઓ ચીતરવામાં આવે છે.**

આ બધી દિશાઓ ઉપર ખ્યાલ રાખીને આપણુ તો એ જ કર્તવ્ય રહ્યુ કે-એવા મહાત્માના જ્ઞાન-દર્શન-ચારિત્રની ઝળહળતી પ્રભા ઉપર આપણો હર્ષ હ મેશા વિશેષ પ્રફુલ્લિત રાખવો જોઇએ

**—ન્યાયતીર્થ મુનિ ન્યાયવિજયજી, ઉજ્જૈન.**

# શુ....દ્ધિ ...પ....ત્ર.....ક .. મ્

| પૃ | પં | અશુદ્ધ | શુદ્ધ | પૃ | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૨૩ | બાલમિત્ર | બહ્લમિત્ર | ૫૩ | ૧૧ | નિરાધાપણે | નિરાધારપણે |
| ૮ | ૧૩ | નિદ્યાપુર | વિદ્યાપુર | ૫૪ | ૨૯ | માનની | માનીને |
| ૧૨ | ૨૧ | અતિહાસિક | ઐતિહાસિક | ૫૫ | ૨૬ | ગ૰છન યશ્રી | ગચ્છનાયકશ્રી |
| ૧૪ | ૧૪ | આનંદવિલલ૦ | આનદવિમલ૦ | ૫૭ | ૨૩ | ઉ ર | ઉપર |
| ૨૦ | ૨૫ | સદ્દ્વ્યપમય | સદ્વ્યયમય | ૫૯ | ૧૩ | ઐતિહાસિક | અનૈતિહાસિક |
| ૨૧ | ૧ | મુદ્દાવાળા | મુદ્રાવાળા | ૫૯ | ૨૪ | ૪ ૩ | ૪૮૩ |
| ૨૧ | ૧૯ | એ રમાનો | એ ફરમાનો | ૬૦ | ૮ | घड | चड |
| ૨૨ | ૨ | તવગચ્છપ્રાણુ | તપગચ્છપ્રાણુ | ૬૦ | ૧૧ | देख्यो | देज्यो |
| ૨૪ | ૧૮ | ड दश्यत्त | ड दश्यता | ૬૨ | ૧૦ | જણુાવાથેલી | જણુાવાયેલી |
| ૨૪ | ૧૮ | વાદ )મા | વાદમા | ૬૨ | ૩૧ | સિ હવિજજી | સિ હવિજયજી |
| ૨૪ | ૧૯ | આખમીંચાણુા | આખમીચામણુા | ૬૩ | ૪ | ૯સ ધિ | ૯સ ધિ |
| ૨૫ | ૭ | એ ગેની | અ ગેની | ૬૪ | ૩ | ૮૫ | ૮૪ |
| ૨૫ | ૨૨ | એ ગેના | અ ગેના | ૬૪ | ૧૬ | અચ્છાદિત | આચ્છાદિત |
| ૨૮ | ૨૬ | साक्षाग्दुरु० | साक्षाद्गुरु० | ૬૪ | ૨૧ | અ કવિના | એ કવિના |
| ૨૮ | ૨૬ | दष्ट्वा | दृष्ट्वा | ૬૫ | ૯ | આ ાશ્યકગણુા। | આવશ્યક ગણાત। |
| ૨૮ | ૩૨ | वामभ ।' | भवाम ।' | ૬૫ | ૨૮ | મિચ્છ િદુક્કડ | મિચ્છામિદુક્કડ |
| ૨૯ | ૧૭ | ળીજા | બીજા | ૬૮ | ૨૩ | ધર્મસાગજીના | ધર્મસાગરજીના |
| ૨૯ | ૨૧ | वमुना ? | वहुना ? | ૬૮ | ૨૫ | ધર્મસાગરજની | ધર્મસાગરજીની |
| ૩૬ | ૧૬ | व्याखपान | व्याख्यान | ૭૨ | ૨૨ | જાણ્યો નેહનો | જાણ્યો તેહનો |
| ૩૬ | ૧૭ | जवुद्वीपप्रगप्ति | जवुद्वीपप्रज्ञप्ति | ૭૩ | ૫ | 'સાગરબાવની'ના | 'સાગરબાવની'ની |
| ૩૬ | ૨૨ | गहनार्थशास्त्त | गहनार्थशास्त्र, | ૭૪ | ૧૩ | દેવસૂરી | દેવસૂરીય |
| ૩૭ | ૧૯ | વા મા | વાદમા | ૭૫ | ૧ | પર તુ | પ૰ તુ ) |
| ૪૨ | ૧૬ | હોત?" | હોત ?"] | ૭૫ | ૯ | प्रेण्य | प्रेष्य |
| ૪૩ | ૯ | ચાલ્યા ગયા | ચાલ્યા ગયા ) | ૭૬ | ૧૮ | बलादापितम्' | बलादापितम्' |
| ૪૭ | ૧૫ | ગચ્છ ાયકો | ગચ્છનાયકો | ૭૯ | ૧૬ | નામ । | નામના |
| ૪૭ | ૧૯ | કેઇપણુ | કોઈપણુ | ૮૪ | ૩ | ૧રહેશે") | ૧રહેશે" |
| ૫૧ | ૩૦ | ०मज्ञामवाप्य | ०माज्ञामवाप्य | ૮૪ | ૯ | તુચ્છના | તુચ્છતા |

| પૃ | પં. | અશુદ્ધ | શુદ્ધ | પૃ. | પં | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૮૪ | ૨૩ | ભવભીસ | ભવભીરૂ | ૧૨૩ | ૨૪ | એ એ દુષ્કૃત્ય | એ દુષ્કૃત્ય |
| ૮૫ | ૭ | ઉપા૦ શ્રીને | ઉપા૦ શ્રીનો | ૧૨૩ | ૨૮ | સં૦ ૧ ૭૧ના | સં૦૧૬૭૧નાં |
| ૮૮ | ૧૧ | ખડા | ખડી | ૧૨૫ | ૧૯ | प्रधृत्त | प्रवृत्त |
| ૮૯ | ૮ | મહો૦ ન | મહો૦ ને | ૧૨૫ | ૨૦ | વાવને | વાતને |
| ૮૯ | ૨૬ | તદુપરાતત ચર૦ | તદુપરાત તચર૦ | ૧૨૮ | ૧૨ | धर्मतत्व० | धर्म नत्त्व ० |
| ૮૯ | ૨૭ | આમૂલચૂસ | આમૂલચૂલ | ૧૨૮ | ૧૨ | घवचनपरीक्षा | प्रवचनपरीक्षा |
| ૮૯ | ૨૮ | ગચ્ચનાયક | ગચ્છનાયક | ૨૮ | ૧૧૬ | ૧૬૬૧ | ૧૬૭૧ |
| ૯૦ | ૬ | નરસાવતી | વરસાવતી | ૧૨૮ | ૧૭ | ૯૦ | ૬૦ |
| ૯૧ | ૧૨ | અસારણુ | અસાધારણુ | ૧૨૯ | ૫ | ફુલશ્રુતિરૂપે | ફલશ્રુતિરૂપે |
| ૯૧ | ૧૯ | वह० | वहु० | ૧૨૯ | ૧૯ | खाजोल्ल धन० | स्वाज्ञोल्ल धन० |
| ૯૧ | ૧૯ | ०पाध्याये | ०पाध्यायो | ૧૩૧ | ૨ | ૦હાસિકરા- સગ્રહ' | ૦હાસિકરાસ- સંગ્રહ' |
| ૯૨ | ૪ | પાડયુ ' | પાડવુ ' | | | | |
| ૯૩ | ૨૦ | આધારે | આધાર | ૧૩૧ | ૧૬ | કોઈ | કોઇએ |
| ૯૫ | ૧ | ૦ | **પ્રકરણ ત્રીજુ** | ૧૩૩ | ૬ | તત્ત્વતર ગિણિણી | તત્ત્વતર ગિણી |
| ૯૬ | ૪ | સને | અને | ૧૩૪ | ૨૧ | સમકિત | સગઠિત |
| ૯૬ | ૧૫ | વડીપોષાળ | વડીપોષાળના | ૧૩૫ | ૬ | ૭૨૬ | ૭૩૬ |
| ૯૭ | ૧૨ | મહોપાધ્યયાજીએ | મહોપાધ્યાયજીએ | ૧૩૫ | ૧૯ | વિજયસૂરિજીના | વિજયસેન-સૂરિજીના |
| ૧૦૨ | ૧૪ | પોતપોતના | પોતપોતાના | | | | |
| ૧૦૪ | ૧૨ | (૧ાા વર્પે બાદ | (૧ાા વર્ષ બાદ | ૧૩૫ | ૨૦ | તે | તે વાત, |
| ૧૦૫ | ૩ | ગચ્છ ાયક | ગચ્છનાયક | ૧૩૫ | ૨૯ | વિરોધીયગના | વિરોધીવર્ગના |
| ૧૦૫ | ૫ | ફરમાવી | ફરમાવવી | ૧૩૫ | ૨૯ | વિરોધીની | વિરોધોની |
| ૧૦૮ | ૩૦ | ૧૬ ૭ના | ૧૬૧૭ના | ૧૪૪ | ૧૮ | स्वमतम्य | स्वमतस्य |
| ૧૧૧ | ૯ | પદ્ય | પટ્ટા | ૧૫૫ | ૩૧ | સામસામીને | સમસમીને |
| ૧૧૨ | ૬ | જ્િન | જિન | ૧૫૧ | ૩૧ | પય | પણ |
| ૧૧૨ | ૧૬ | અજત્ય | અસત્ય | ૧૫૮ | ૨૭ | શબ્દોમાંના | શબ્દોમા ના |
| ૧૧૨ | ૨૯ | ०शास्त्राविरुद्ध० | ०गाम्त्रविरुद्ध० | ૧૫૯ | ૨ | કરજ | કાજ |
| ૧૧૨ | ૩૦ | वलादार्पित | बलादार्पित | ૧૫૯ | ૧૫ | પિતનામ | પિતાનામ |
| ૧૧૨ | ૩૦ | चफार | चकार | ૧૬૫ | ૨૦ | तन्माहात्म्यहरष्टों | तन्माहात्म्याद्दृष्टो |
| ૧૧૩ | ૩૦ | प्रस्तुत | (૧) પ્રસ્તુત | ૧૭૦ | ૩૧ | કે કાકે ક | કે કાકે કને |
| ૧૧૪ | ૨૫ | ०मुन्मुत० | ०मुन्मत्त० | ૧૭૧ | ૨૦ | કે કયા માલવ | કે માલવ |
| ૧૧૬ | ૧૭ | બોલને | બોલના | ૧૭૪ | ૨૩ | શાવિદાસ | શાતિદાસ |

| પૃ | પં | અશુદ્ધ | શુદ્ધ | પૃ | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭૫ | ૨૩ | થતા હશે ? | થયા હશે ? | ૨૦૪ | ૨૪ | दुष्याक्षको० | दुष्पाक्षिको० |
| ૧૮૦ | ૧૬ | ०चक्रवर्त्ति० | ०चक्रवर्त्ति० | | | रश्मिमि | रश्मिभि |
| ૧૮૦ | ૧૮ | निमावक | निर्मापक | ૨૦૪ | ૨૫ | श्चमि | श्चभि· |
| ૧૮૦ | ૨૪ | શ્રુતસાગજી | શ્રુતસાગરજી | ૨૦૪ | ૨૫ | रमूत् | रभूत् |
| ૧૮૦ | ૨૮ | નિહ્નવોંનો | નિહ્નવોનો | ૨૦૪ | ૨૬ | उल्का धुकास्तेपु | उलूका घूकास्तेपु |
| ૧૮૨ | ૨૩ | पतनगरे | पतननगरे | ૨૦૪ | ૨૬ | सहसर रिमभि | सहस्त्ररश्मिभि. |
| ૧૮૨ | ૨૪ | गणि विवेक० | गणि, विवेक० | ૨૦૫ | ૧ | ०श्रिय | ०श्रिय |
| ૧૮૨ | ૨૪ | जोर्णताडीयू० | जीर्णताडोय० | ૨૦૫ | ૩ | श्वमि . दष्टान्त | श्वभि दृष्टान्त |
| ૧૮૩ | ૪ | ચરિત્રસાગરગણિ | ચારિત્રસાગરગણિ | ૨૦૫ | ૮ | ०रमणैटिनै० | ०रमणैर्दिनै० |
| ૧૮૩ | ૧૯ | '૫૬ | ૬૫૬ | ૨૦૦ | ૯ | श्रीम्ठोर० | श्रीस्मेर० |
| ૧૮૩ | ૨૭ | ઉપલબ્દ્ધ | ઉપલબ્ધ | ૨૦૫ | ૯ | रमूज्जय | रमूज्जय |
| ૧૮૪ | ૧૯ | જિને દ્રસાગર० | જિતે દ્રસાગર० | ૨૦૫ | ૨૧ | ०મહાત્તા' | ०મહત્તા' |
| ૧૮૬ | ૨૩ | ઠીર્ત્તિ | કીર્ત્તિ | ૨૦૫ | ૨૬ | ખન્તરો | ખરતરોએ |
| ૧૯૦ | ૧૩ | પ્રર્યુષણાશતક | પર્યુષણાશતક | ૨૦૫ | ૩૦ | હોતા તો ) | હોત તો ) |
| ૧૯૦ | ૩૦ | બિરૂદે કયા પ્રસંગેને | બિરૂદો કયા | ૨૦૬ | ૧ | ચીતર્યો | ચીતર્યો નથી |
| | | | પ્રસંગને | ૨૦૬ | ૧૫ | ०वजिणा | ०वज्रिणा |
| ૧૯૫ | ૧૧ | સુનિ | મુનિ | ૨૦૬ | ૧૫ | विचोति० | वचोति० |
| ૧૯૫ | ૨૮ | તેમાના | તેમના | ૨૦૬ | ૧૫ | स्कोतम्कुरद्दड् | |
| ૧૯૬ | ૧ | પોતાતા | પોતાના | ૨૦૬ | ૨૨ | વિદ્વરશિષ્યોએ | વિદ્વદ્વરશિષ્યોએ |
| ૧૯૬ | ૧૩ | સ્તીકારવુ | સ્વીકારવુ | ૨૦૬ | ૩૦ | વિમય | વિસ્મય |
| ૧૯૬ | ૧૮ | વિદ્વાવ | વિદ્વાન | ૨૦૭ | ૪ | खानखानार्यित | खानखानार्पित |
| ૧૯૮ | ૯ | બહો० | મહો० | ૨૦૭ | ૬ | દના ) | વાદના ) |
| ૨૦૦ | ૮ | પ કલણુસા० | પ. કલ્યાણુસા० | ૨૦૭ | ૩૧ | તર્કયુકક્તિથી | તર્કયુક્તિથી |
| ૨૦૧ | ૧૦ | ગગાસ | ગગસા | ૨૦૮ | ૪ | સદુલ્લએ | સાદુલ્લાએ |
| ૨૦૧ | ૨૦ | ૫૦ | ૫ | ૨૧૧ | ૫ | અણુસૂર | આણુસૂર |
| ૨૦૨ | ૧૬ | –સુમતિવિલા | –સુમતિવિલાસ | ૨૧૧ | ૧૫ | પ્રચશિષ્ય | પ્રપ્રશિષ્ય |
| ૨૦૩ | ૮ | માલવદેશો- | માલવદેશો | ૨૧૨ | ૧૪ | કરાવવી | કરાવી |
| | | દ્વારિક | દ્વારક | ૨૧૩ | ૨૧ | 'અનગચ્છીયે | 'અન્યગચ્છીયે' |
| ૨૦૪ | ૧૩ | विक्रम | विक्रम | ૨૧૩ | ૩૧ | આત્મશ્લાઘાર- | આત્મશ્લાઘાર– |
| ૨૦૪ | ૧૮ | सुखोत्कर्पपि | सुखोत्कर्पपिणि | | | સિકતામાથી | સિકતામાથી |
| ૨૦૪ | ૧૮ | हर्प वपिणि | हर्पवर्पिणि | ૨૧૪ | ૪ | પટાણમુકામે– | પાટણમુકામે– |

| પૃ | પં | અશુદ્ધ | શુદ્ધ | પૃ | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૪ | ૨૬ | ખોધી | શોધી | ૨૫૧ | ૨૪ | બ ધનમાંથી તે | ને બ ધનમાથી તે બ ને |
| ૨૨૧ | ૧૩ | કા ણ | કારણ | | | | |
| ૨૨૧ | ૨૭ | ૭૬૭૨મા | ૧૬૭૨મા | ૨૫૨ | ૯ | દેવસૂરસ ઘના | દેવસૂરસંઘને |
| ૨૨૩ | ૧ | જણિાવેલ | જણાવેલ | ૨૫૩ | ૨૦ | ગન્છનાયક | ગચ્છનાયક |
| ૨૨૪ | ૯ | પોતાના | પોતાનો | ૨૫૪ | ૧૨ | આનત હોય | આપતા હોય |
| ૨૨૮ | ૩૨ | બદ્લે છે | બદલે તે | ૨૫૪ | ૧૫ | જ દેવસૂરિ। | વિજયદેવસૂરિ। |
| ૨૨૯ | ૩ | ‘મેવાડને | ‘મેવડાને | ૨૫૫ | ૧૭ | દિલ મા | દિલમા |
| ૨૩૧ | ૧૨ | રાસકાર આ | રાસકારના આ | ૨૫૬ | ૨૪ | ત્રમાણે | પ્રમાણે |
| ૨૩૧ | ૧૮ | જેમ વાતને | જેમ આ વાતને | ૨૫૭ | ૩૦ | થયા | થાય |
| ૨૩૨ | ૨૪ | ફરી, | કરી, | ૨૬૨ | ૧૩ | ‘નિર્યામક’ | ‘નિર્નાયક’ |
| ૨૩૩ | ૨૭ | રાસકારે | રાસકાર | ૨૬૯ | ૯ | તામનો | નામનો |
| ૨૩૪ | ૭ | તે | તેની | ૨૭૩ | ૧૭ | શ્રીમપાત્તાગચ્છ | શ્રીમત્તપાગચ્છ |
| ૨૩૪ | ૮ | ધોર | ઘોર | ૨૭૪ | ૧૯ | ઇતિહાહકારિત્વને | ઇતિહાસકારિત્વને |
| ૨૩૪ | ૧૧ | બ ને ઉપા૦ને | બ ને ઉપા૦નો | ૨૭૫ | ૧૪ | તયેના | તણેના |
| ૨૩૪ | ૨૦ | ધર્ણસા૦ | ધર્મસા૦ | ૨૭૫ | ૨૭ | વોતાનુ | પોતાનુ |
| ૨૩૪ | ૨૬ | ૧૬ ૭ની | ૧૬૨૭ની | ૨૭૬ | ૩૦ | સ્પેલ | રચેલ |
| ૨૩૬ | ૨૯ | ૧૬૮૩ના | ૧૬૭૩ના | ૨૭૭ | ૮ | અચ્યથા | અન્યથા |
| ૨૩૭ | ૨ | ખોટા ઠગવાથી | ખોટા ઠરાવથી | ૨૭૭ | ૨૫ | થોડુ ઘણુ | થોડુ ઘણું |
| ૨૪૦ | ૧૩ | ભાનુચ ૬ | ભાનુચન્દ્રે | ૨૭૯ | ૨૪ | ઠુમતિઓને | કુમતિઓને |
| ૨૪૧ | ૭ | કાલ્પત | કલ્પિત | ૨૮૩ | ૯ | ૧૬ ૯ના | ૧૬૧૯ના |
| ૨૪૧ | ૧૭ | તેમેણે | તેમણે | ૨૮૩ | ૧૩ | સુધ્રીના | સુધીના |
| ૨૪૨ | ૨૧ | કરવાની જે | કરવાની | ૨૮૩ | ૧૩ | હાધે | હાથે |
| ૨૪૪ | ૨૬ | ચૂચક છે | સૂચક છે | ૨૮૩ | ૧૪ | તેઓશ્રી | તેઓશ્રીના |
| ૨૪૬ | ૧૨ | પજ્ઞપાતી | પક્ષપાતી | ૨૮૩ | ૧૯ | હદીકત | હકીકત |
| ૨૪૮ | ૧૧ | બુરાનપુરમાં | બુરાનપુરમાના | ૨૮૭ | ૧૦ | દેશાઇમી | દેશાઈની |
| ૨૫૦ | ૧૧ | સુધતાનની | સુલતાનની | ૨૯૦ | ૨ | કુમાર ાલ | કુમારપાલ |
| ૨૫૧ | ૧૫ | પ્રત્નેના | પ્રત્યેના | ૨૯૨ | ૧૫ | અ વા ને | અટવાઇને |
| ૨૫૧ | ૨૦ | દર્શવિ૦એ | દર્શનવિ૦એ | ૨૯૬ | ૬ | લેખશ્રીના | લેખકશ્રીના |
| ૨૫૧ | ૨૦ | વિજયદેવસૂર-સંગર્માં | વિજયદેવસૂરસંઘમા | ૨૯૬ | ૨૬ | ‘સાપાદ લ’ | ‘સપાદલક્ષ’ |
| | | | | ૩૦૦ | ૧૧ | ઘોરી | ધોરી |
| ૨૫૧ | ૨૦ | શ્રાવ– | શ્રાવકસઘના | ૩૦૫ | ૨૩ | विपक्षमाद्य० | विपक्षमाव० |

| પૃ | પ | અશુદ્ધ | શુદ્ધ | પૃ | પ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૩૦૮ | ૨૬ | અકુદ્દિપણે | અકુટ્ટિપણેં | ૩૩૪ | ૫ | લખનાન | લખનાર |
| ૩૧૦ | ૯ | સૂરકૃતિ | સૂરિકૃત | ૩૩૪ | ૧૬ | એક પ્રજાર | એક હજાર |
| ૩૧૦ | ૧૬ | હરિભદ્ર, | હરિભદ્ર, | ૩૩૬ | ૧૪ | હાજા | હાલ |
| ૩૧૨ | ૨૭ | દેવસૂરતપાચ્છીય | દેવસૂરતપાગચ્છીય | ૩૪૮ | ૧૬ | વિદ્વિશ્ચિત્ત | વિદ્વચ્ચિત્ત૦ |
| ૩૧૩ | ૧૦ | યશેવિજય | યશોવિજય | ૩૪૯ | પંકિત ૨૬ મા નીચે મુજબ ઉમેરો. | | |
| ૩૧૩ | ૧૧ | સમથના | સમયના | | લે. પૂ શાસનકટકોદ્ધારક સૂરિશિશુ- | | |
| ૩૧૩ | ૧૬ | રામ | રાગ | | **પં. નરેન્દ્રસાગરગણિ, ઠલીઆ.** | | |
| ૩૧૩ | ૩૧ | ની ૧૩ | થી ૧૩ | | તા ૧૨-૬-૭૪ જે વ ૭ બુધવાર | | |
| ૩૧૫ | ૨૩ | બાબનો | બાબતો | ૩૫૧ | ૨૦ | ધૃષ્ટતા | ધૃષ્ટતા |
| ૩૧૬ | ૧૦ | સ્વજવનની | સ્વજીવનની | ૩૫૩ | ૧૦ | વલોદ્‌ગતા' | વલોદ્ધતા' |
| ૩૧૬ | ૧૯ | હતો તે) | હતા તે) | ૩૫૬ | ૧ | ૦યુક્તિવેતા | ૦યુક્તાસ્ત્વેતા |
| ૩૧૭ | ૧૭ | આ ચાર | આચાર્ય | | | સ્યુસ્તામ્યા૦ | સ્યુ૦ |
| ૩૧૯ | ૨૧ | અવતરણોની | અવતરણોથી | ૩૫૮ | ૧ | અગેના | અંગેનું |
| ૩૨૦ | ૧૮ | જૈનશર્દન | જૈનદર્શન | ૩૬૦ | ૨૯ | બુદ્ધિને અને! | અને બુદ્ધિને!! |
| ૩૨૦ | ૨૬ | એનુ | એવુ | ૪૬૨ | ૧૯ | યત્રોદ્ધારા | યત્રોદ્ધાર |
| ૩૨૩ | ૧ | નલગમનીસામા | ગમનની સાલમા | ૩૬૨ | ૨૨ | ઉપરની | ઉપરના |
| ૩૨૫ | ૧૬ | સધમાલ્લિગાદ્વા | સયમાલ્લિગાદ્વા | ૩૭૨ | ૩૧ | ઓજસ્વિ- | ઓજસ્વિ- |
| ૩૩૩ | ૧૪ | લેખકને | લેખકના તારક | | | તામા જે | તામા |
| | | | ગુરુદેવશ્રીને | ૩૭૩ | ૪ | પ્રાણુપણે | પ્રાણ પણ |

